

ચઇતર વદ ૬ ) રવિવાર તારીખ ૪ થી એપ્રીલ ૧૯૨૬ ( વર્ષ ૩ જું. અંક ૧ લો.

# મોજ—મજાહ

તમારાં હૃદયમાં જામો આ સદા મોજ—મજાહ
હુઈ આશીષ કે પામો આ સદા મોજ—મજાહ
નવી સાલે નવો આનંદ નવો બહાર ફુટો
ન ભુલાવામાં પડે પાછું આ કદા મોજ—મજાહ
નથી આડંબરી અક્ષર કે શબ્દના ફંદા
મજાનું ચિત્ર ખરૂં જોય મજા મોજ—મજાહ
ગમે કોઈને—કોઈને નહિ ગમતું એ જરા
ઉઘાડે દંભીઓના દંભ જે આ મોજ—મજાહ
પ્રભુ એ મોજરૂપે નામ છે સત્-ચિત્ આનંદ
રહો આનંદમાં એ કરતું સદા મોજ—મજાહ

મોજ-મજાહ કાર્યાલય

# "સતિ-સરોજ"
## યાને
## શીયળની કસોટી

"શું? ભારતવર્ષમાં એક વખત પુજ્ય મનાતા બ્રાહ્મણોની આ દશા?"

કૌશામ્બીના ધનાઢય વ્યાપારી વિનયચંદ પાસેથી દાન-ભીક્ષા દાન-લેના વિપ્રોને જોઇ વિદ્વાન દેવશર્મા મન સાથેજ વિચાર કરી રહ્યો હતો.

અમાવાસ્યાનો દિવસ હતો. દાનેશ્વરી વિનય પોતાની બ્હાર ગામની પેઢીની મુલાકાતે આવ્યો હતો. બ્રાહ્મણોને દાન આપી રહ્યો હતો બ્રાહ્મણો-વેદીઆઓ-ફાવે તેમ અર્ધ શુધ્ધ અર્ધ અશુધ્ધ ભાષામાં આશીર્વચન ગણગણી રહ્યા હતા. ત્યાં તો "મહારાજ! તમે પણ દાન લેવું હોય તો લઇ જાઓ"ના વિનયના વાકયે વિચારમાં ગરકાવ થયેલા વિપ્રને જગાડયો. "આવાં ભીક્ષાદાન કરતાં હું તો મારા ગુણની પરીક્ષા કરાવી યોગ્ય બદલો લેવા માગું છું." દેવશર્માનાં આ વાકયોથી વિનયે પોતાની પાસે બેસાડી શું જ્ઞાન ધરાવો છો વિગેરે પુછયું. દેવશર્માએ પોતાના તર્કશાસ્ત્રનો અનુભવ કરાવ્યો. વિનયના મનની સ્થિતિ પ્રત્યક્ષ બતાવી. એ તો સ્વભાવિક છે કે પરદેશમાં આવેલા પ્રેમાળ પતિના મનમાં વિચારો તો પોતાની પત્નિના જ હોય. વિશેષે તેજ દિવસ ઘર તરફ પાછા ફરવા ઇચ્છનારનું મન પોતાની માનુનીમાં જ લાગ્યું હોય. પણ દેવશર્માની પરીક્ષા લેવાઇ. પાસ થયો. વિનયનો મિત્ર બન્યો. સાથેજ દેશમાં લઇ જવાનો આગ્રહ થયો

વિનયની પત્નિ સરોજ! ખરેખર એક દેવીજ-ગૃહલક્ષ્મી હતી. પતિની ગેરહાજરીમાં એક પત્નિએ કેવું વ્રત પાળવું તેનો આબાદ નમુનો હતી. સખીઓએ પુર્ણીમા હોવાથી ગરબો ગવરાવવા આગ્રહ કરેલ પણ પતિ ગેરહાજર હોવાથી ન બની શકવાના વિચારમાં ગોથાં ખાતી હતી. ત્યાં તો દાસીએ આવી વધાઇ આપી કે "બા! શેઠ પધાર્યા હવે ગરબો ગવરાવશોને?" ગરબાની તૈયારીનું કામ સુશીલાને સોંપાયું.

પુર્ણીમાની રાત્રીએ સરોજ સખીઓ સાથે ગરબો ગવરાવી રહી હતી પતિ પધાર્યા હોવાથી સરોજની છટા તથા મોહકતા મર્યાદાશીલ હોવા છતાં પણ કાંઇક ઓર હતી. આ મોહકતા જોનાર ચાર આંખો ઝરૂખામાં હતી. દેવશર્માને લઇ વિનય પણ આ ગરબો જોતો બેઠો હતો. બીચારો દેવશર્મા! મુર્છાગત થવા લાગ્યો. વિનયને ખબર પડતાં કારણ પુછવા માંડયું. "ભાઇ! મારો વ્યાધિ અસાધ્ય છે. રમણીના મોહબાણથી ઘાયલ થયો છું. નહિ મળશે તો જરૂર પ્રાણ જશે." વણિકને વિપ્રની દયા આવી. બ્રાહ્મણને-મિત્રને-મરતો બચાવવા વિનયે વચન આપ્યું કે, "ગમે તે ભોગે તારી મન માનેલીને મેળવી આપી તારો પ્રાણ બચાવવા વચન આપું છું." દેવશર્માએ પોતાનું ચિત હરનારીને બતાવી. પણ વિનયને તો વજ્રઘાત થયો. આ રમણી કોઇ નહિ પણ પોતાની જ પત્નિ સરોજ! દેવશર્મા આજે સાંજના જ આવેલો જે આ સ્ત્રી કોણ છે તેને ઓળખતો પણ ન હોતો. માટે જ 'વાંચનાર તારે દોષ દેવા કારણ' નથી. વિનયે પોતાનું વચન પાળવા ખાત્રી આપી દેવશર્માને આજની રાત તો શાન્તિ મળે તેમ કર્યું.

બીચારો વિનય! શું કરે? એક તરફ પત્નિનું શીયળ, બીજી તરફ મિત્રના-બ્રાહ્મણના પ્રાણ. પતિ પત્નિ મળ્યા. પણ પરદેશથી પાછા ફર્યા પછીની પહેલી રાત્રિની મુલાકાત જેવી આનંદમય-જેવી પ્રેમમય બનવી જોઇએ તેવી ન દેખાઇ. વિનયનો ચ્હેરો ઉતરેલો જોઇ સરોજ મુંઝાઇ, વિનયે પણ સરોજની ચકાસણી કરવા વિચિત્ર સવાલો કર્યા. પણ તેમાં સરોજ-પતિ પરાયણ સરોજ વિનયને સંતોષ આપનાર બની. વિનયે બધી હકીકત સમજાવી. પોતાનું વચન-મિત્રના પ્રાણનો બચાવ વિગેરે તાદૃશ ચિતાર રજુ કર્યો. પતિના વચન ખાતર પ્રાણ આપનાર સરોજ પ્રભુ પર ભરોસો રાખી દેવશર્માને મુલાકાત આપવા તૈયાર થઇ.

સરોજ તથા દેવશર્માની મુલાકાતનો પ્રસંગ પણ દૃષ્ટાંત-રૂપ જ થયો. સરોજના આદરમાનથી કામવાસનાથી ઘેરાયલો વિદ્વાન વિપ્ર મુગ્ધ બન્યો. સરોજે દેવશર્માને તાગ્યો. પ્રથમ તો જુદા જુદા રંગના કાચના ટુકડાઓ મારફત પોતાની કાંતિ જોવા વિનવ્યો. દેવશર્માએ કાચની રંગીન છાંયથી "એકજ વસ્તુ જુદા જુદા સ્વરૂપમાં મોહક લાગે છે એમ જણાવ્યું" પણ તેથી શું તૃપ્તિ થાય? સરોજ! ચાલાક સરોજે દેવશર્મા પાસે ભોજન થાળ મુકયો. પણ દેવશર્મા ચોકયો? "શું આ અખાજ-પર-માટી. મારા જેવા બ્રાહ્મણને ખપે?" તુરત જ સરોજે તાતો ઘા કર્યો કે "ત્યારે પર સ્ત્રી તો ખપે ખરી-કેમ?" ભુલેલ બ્રાહ્મણની બુધ્ધિ ઠેકાણે આવી. પોતે જેના પર મોહિત થયો તે "પર સ્ત્રી" છે એમ સમજાયું. સરોજના પગમાં પડી માફી માંગવા લાગ્યો. "માતા! મને તાર્યો. મહાન પાપ કરતાં બચાવ્યો" પણ હજુ આટલેથી આ પ્રવેશ કયાં પુરો થવાનો હતો. વિનય પણ તે ઘડીયે આવી લાગ્યો. "નાથ! ભુલા પડેલા આપના મિત્રને અને મારાં શીયળને પ્રભુએ બચાવ્યા." સરોજના આ શબ્દોએ દેવશર્માનું ધ્યાન ખેંચ્યું, આ તો મિત્ર-પત્નિ. પર સ્ત્રી-માતા સમાન ગણવી જોઇતી મિત્ર-પત્નિ! તેના પર મોહ પામનાર પોતે શું જીવવા યોગ્ય રહ્યો? આ પ્રશ્ન ઉદ્ભવ્યા. આપઘાત કરવા તૈયાર થયો, પણ પ્રેમી યુગલે બચાવ્યો. સરોજની ઇચ્છાથી વિનય ફરીથી ભુલ ન થાય માટે પોતાની પુરોહિતની એકની એક પુત્રી રમા સાથે દેવશર્માનાં લગ્ન ગોઠ

વામાં- દેવશર્મા ગૃહસ્થાશ્રમમાં મુકાયો.

વિધિના સંજોગો કેવા વિચિત્ર હોય છે ? કેવી અણુજુગતી જોડ વિધિ ગોઠવે છે ? છબીલી ! છબીલી ! નામ પ્રમાણે ગુણ ધરાવનાર છબીલી, જેને શોખ માત્ર પોતાનો મોહક દેખાવ દરેક સૌભાગ્ય સાધનોથી જારી રાખવો. ચોટીપટી. આંખ-ચાંડલો. આ છબીલી ! એક વખત વિનયચંદની પત્નિ થવા નિર્માણ થઇ હતી પણ ભાગ્યવશાત ત્યાંથી ગબડી પડી ઓધડશા નામના એક અરસિક પતિને પનારે પડી. સ્થીતિ ગરીબ હોવા છતાં છબીલી પોતાનો ઠીમાક જાળવી રાખતી. વખત બે વખત વિનય યાદ પણ આવતો. રસિક પત્નિના અરસિક પતિ. ઓધડશાને છબીલીના આ બધા ચેનચાળા વેશ્યા જેવા લાગતા અંદરથી ધુંધવાતો અગ્નિ ઝાળ લઇ ઉઠે તેમ એક દિવસ ઓધડશાનું બન્યું. છબીલીને ઘરમાંથી હાંકી કાઢી. પતિથી તજાયલી બીચારી દુરના સગાનો આશ્રય મેળવવા ગઇ ત્યાં પણ "તારા ધણીએ ન સંઘરી તો મારે શું ગયું ?" એમ જાકારો મળ્યો. રખડતી થઇ.

દેવશર્માને ભલામણ આપી વિનયને વેપારની ગડમથલમાં રામનગર જવાનું થયું. પોતાનો એક શરાફ મોહનલાલ જેની પાસે પાંચસો રૂપીઆ લેણા નીકળતા હતા તેને ગેરહાજરીમાં સરોજને જોઇએ તેટલા પૈસા આપવા રૂબરૂ ભલામણ કીધી. વિનય રામનગર તરફ રવાના થયો.

રખડતી રઝળતી લોકો જેનાપર છાણા પાણા નાંખે છે, જેને ગાંડી સમજે છે તે છબીલી એક દિવસ સરોજના આંગણામાં આવી પડી. દયાળુ સરોજે આશ્રય આપી પોતાના ઘરમાં રાખી. છબીલીને અહિં આવ્યા પછી વિચારો ઉદભવ્યા. આજે જે સુખ સરોજ ભોગવી રહી છે તે શું તેનું નહોતું ? શેતાન જાગ્યો. ઇર્ષા ઉદભવી. અદેખાઇની આગ સળગી. ઉપકાર ભુલાઇ જવાયો. સરોજને કોઇપણ રીતે હલકી પાડવી પાયમાલ કરવી આમ નિશ્ચય થયો. બીચારી સરોજ ! ક્યાં જાણતી હતી કે દુધ પાઇ સાપ ઉછેરતી હતી !

મોહનલાલની દયાનત પણ ખોરા ટોપરાં જેવી હતી. શેઠ સાથે લેવડ દેવડનો હીસાબ લાંબો રાખવો હોવાથી સરોજને પૈસા આપ્યે ગયો ખરો, પણ લાગ જોઇ સરોજને સમજાવી. "શેઠને ખાત્રી કરવા તમોએ ઉપાડેલ રકમમાં તમારી સહી જોઇએ" એમ કહી સરોજની સહી લીધી. પણ આ બદમાશે પાંચસોના બદલે પચીસ હજારમાં સહી કરાવી લીધી. વખત સાધી સરોજ પાસે પોતાની દુષ્ટ ઇચ્છાને તાબે થવા માગણી કરી. દબાણ કરવા પોતાની ચાલાકી પણ ચલાવી. સરોજ મનમાં તો સમજી પણ એટલું સમજી હતી કે બદમાશથી કામ કળથી લેવું પડશે માટે મોહનલાલને વચન આપ્યું કે "વખત આવતાં હું તમને બોલાવી મંગાવીશ" મોહનલાલ તો સમજ્યો કે ફાવ્યો. કારણ સરોજના વચનપર વિશ્વાસ હતો.

દેવશર્માનો ઘર સંસાર બાકરો નીવડ્યો. રમા, હઠી રમા ! પોતાનું ધાર્યું કરનારી રમા ! ખરેખર ચંડીચંડી જેવી ન . . . કંટાળ્યો. દેવશર્મા ફરીયાદ કરવા નીકળ્યો. સરોજે તમામ સાંભળી સલાહ આપી કે તેને શીખામણ આવે તેવું કાંઇ દશ્ય બતાવવું જરૂરનું છે. કારણ બીચારા દેવશર્માનાં ચારે અને શીખામણ તો નિષ્ફળ ગયાં. દેવશર્માને ગામમાં આવે એક નાટક કંપનીનો "સતિ-અનુસયા"નો ખેલ યાદ આવ્યો. આખરે આ નાટક બતાવવા નક્કી થયું દેવશર્માએ સરોજને સાથે આવવા વિનંતિ કરી. પતિની ગેરહાજરીમાં આનંદ દરશે અને આનંદના સાધનોથી અળગી રહેનાર સરોજે આના કાની કરી પણ આખરે દેવશર્માપર ઉપકાર કરવા કબુલ્યું.

નાના ગામોમાં કોટવાલ એટલે ધણી: અહિં પણ તેમ હતું. નાટક કંપનીના મેનેજરની ખુશામત કોટવાલ સાહેબને પાણી પાણી કરી રહી હતી. આ સતિ અનુસુયાના નવ નાટકમાં મેનેજરપર ઉપકાર કરવા કોટવાલે કુંવર સાહેબ તથા પ્રધાન પુત્રને લાવવા વચન આપ્યું. ખરું કહેતાં તે ઉપકાર જેવી ચીજજ નહોતી કારણ કોટવાલનો જીવ ખાનાર તેની આખી ન્યાતને એક નાટક મફત બતાવવા મેનેજરે વચન પણ આપી ચુક્યો હતો. રાત્રે નાટક ભજવાયું. સતિ અનુસુયાની પતિ ભક્તિ-અને તેમાં પણ પતિને ઘરમાં લાવવા જતાં કામ પડતું મુકી જતી સતિનો પ્રભાવ જોઇ બધા . થયા. રમાને સરોજે શીખામણ આપી. પણ નાટકની શરૂઆતથી કોટવાલ-કુંવર-પ્રધાન પુત્ર તો સરોજના રૂપથી મ . . થયો હતા. દરેક પોતાના મનથી આ રમણીને મેળવવાન યુક્તિઓ ગોઠવી રહ્યા હતા. પ્રધાન પુત્રથી કુંવરે તે કોણ . તેટલી બાતમી તો મેળવી લીધી. જ્યારે કોટવાલના બદમાશ મળતીયા મેરૂલાએ છબીલીને સાધી. છબીલી જે ઇચ્છતી . હતી તેણે મેરૂલાને આશા આપી. નાટક ખલાસ થયું " સરોજનું જીવન નાટક શરૂ થયું.

આ તરફ વિનય રામનગરમાં પહોંચ્યો. પોતાની આડતી જેની તપાસ કરવા આવ્યો હતો તે ખુટ્યો એમ એક ન્યાલચંદ નામના શરાફથી જાણ્યું. આ ન્યાલચંદ બદમાશનો નમુનો હતો. ઉપરનો ડોળ રાખી નામ જમાવી બેઠેલ ઠગ હતો. ચાપલુસી ઓળવવી-વિશ્વાસુ બૈરીઓને ફસાવવી મોજ મજાહ ઉડાવવી એજ જીંદગીનું કર્તવ્ય સમજતો હ . વિનયને ન્યાલચંદને ત્યાં આગ્રહથી ઉતરવું પડ્યું. પ્રસંગ . ન્યાલચંદનું ખરું સ્વરૂપ વિનયને પુરાવા સહિત નજરે પડ્યું. વિનયે ન્યાલચંદને શીખામણના બે શબ્દો કહ્યા. પણ ન્યાલચંદે તો જવાબ આપ્યો કે, "ભાઇ દરેકની કિંમત હોય છે." વાત વધી પડી. વિનય જેને વિદાય થતાં પહેલાં સરોજે એક . આપ્યું હતું અને કહ્યું હતું કે "આ દૈવી-પુષ્પ ન કરમાય . સુધી ખાત્રીથી માનજો કે આપની સ્ત્રીનું શીયળ અખંડ છે. તેથી પુરેપુરી ખાત્રીવાળો હતો. તે વિશ્વાસુ વિનયે સતિ પોત. ઘેર છે, દુનીયામાંથી હજી નાબુદ નથી થઇ એમ રહેજ . .

# પંડયાની પાચસેરીઓ

અથવા

રાગચિત્રો

ચિત્ર ક્રમો ૫

લેખક-રા પત્થરશંકર પંડયા બી એ

(તા ૨૧-૩-૨૬ ના અંકથી ચાલુ)

વાંચકને યાદ હશે કે વર્તમાનપત્રો વાંચવાથી કંટાળી હું નાશીક ગયો અને હોળી ઉપર ગંગામા ન્હાયા ધોયા વગર રહેવાથી એક દહાડો રાજમાન કહ્યો કે મીસ્ટર કરો તે મી ક્રેકાઉસ દેવ મારી પાસે આવ્યો અને મને સ્વર્ગમા લઇ ગયો જ્યા મે પુસ્તકાલયમા નવુજ પુસ્તક વાચવાનો આરભ કર્યો, અને કેકાઉસને થોડા વખત માટે ખરતી આપી અને તે પુસ્તક વાચના માડયુ વાચકને યાદ હશે કે પુસ્તકનુ નામ હતુ "મૃત્યુલોકનિવાસી શ્રીમતિ લીલાવતી-મુનશી તેમના સ્વરૂપ ચિત્રો અનેના જાણીતા વિદ્વાનના ઉપોદ્ઘાત સાથે" લેખીકા બ્હેન સુકી ટુકડી લાંબરાગી

તે પુસ્તક બ્હેન સુકી ટુકડી લામરાગીએ શ્રીમતિ કાશીરાજની પુત્રી અબાને સાદર સમર્પણ કર્યુ હતુ-જેમાંનુ મુખ્ય નીચે મુજબ છે

"વળી બ્હેન અબા, સ્ત્રીત્વનો તિરસ્કાર તમારાથી સહેન ન થયો તેથી તમે તપશ્ચર્યા કરી મહાદેવનુ વરદાન મેળવી બીજા જન્મમાં દ્રુપદ રાજાને ગૃહે શિખંડી રૂપે જન્મ ધારણ કરી મહાબાહુ ભીષ્મનુ કુરૂક્ષેત્રના યુધ્ધમા અર્જુનને હાથે પતન કરાવવામા કારણભુત થયા, એવા તમારા દૃઢ નિશ્ચય માટે, સ્ત્રીત્વની ગૌરવભરી વર્તણુક માટે, તમને આ પુસ્તક સાદર સમર્પિત કરવામા આવે છે ઇત્યાદિ"

પ્રસ્તાવનામા બ્હેન સુકી ટુકડી લાંબરાગી લખતાં હતાં કે "અત્રેના સંદેશાખાતાના સરતશિત અખડઆતદધ્વનીકર, નર્મભાષાવિશારદ કલહપ્રિય શ્રીમાન્ નારદ દાસીપ્રજ્ઞા આતર રાષ્ટ્રિયથી માડીને તે સસારલેર્ગ સુધીના દરેક પ્રકારના વિગ્રહના ઉત્પાદકની કૃપાથી જ્યારે આ ઉર્ધ્વલોકની (સ્વર્ગલોકની) વસતિને માનમ પડ્યુ કે અત્રે વસતા પ્રાત સ્મરણીય શુરવીર, ભાર્ગવ પરશુરામની કિર્તિ મૃત્યુલોકમા વધુ પ્રકાશિત કરનાર, ગુજરાત જેના મત્રિની મહત્તા ગુજરાતને સમજાવનાર, રાજ્ય ઋદ્ધિ સરખી મીનળની મહત્વાકાક્ષાઓની નોધ રાખનાર, અવન્તિના મુજ તથા તૈલપની વિધવા બ્હેન મૃણાલની દુર્વાસના જે મુજના અદ્ભુત મૃત્યુથી આશ્ચર્યચકિત થયના ચિત્રગુપ્તને ચોપડે ચઢવી રહી ગઇ હતી તે પ્રકાશમા આણનાર, ગુજરાતમાં નવો યુગ સ્થાપવાની આશા ધરાવનાર, શ્રીમાન મહરલોક નિવાસી કાક તથા વિદુષી સતી મંજરીની મન્મથમય કથાના લેખક ઇત્યાદિ અનેક વિશેષણોથી ભુષિત થઇ શકે એવા હાલમા મૃત્યુલોકનિવાસી ગુર્જર ભાષા ગૌરવાભિમાની શ્રીમાન ગજમાય રાજેશ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીએ અદ્વિતિય પ્રતિભાસમ્પન્ન લેખીકા બ્હેન લીલાવતી સાથે પુનર્લગ્ન કર્યુ છે ત્યારે અત્રે ચર્ચા ઉપસ્થિત થઇ જેના પરિણામ રૂપ આ પુસ્તક છે સ્વર્ગનિવાસી વાચકવૃદે તેનો હસનીરક્ષીર ન્યાયે ઉપભોગ કરવો એજ અભ્યર્થના ઇત્યાદિ

ઉપોદ્ઘાતના વિદ્વાન લેખક સ્વર્ગનિવાસી શ્રીયુત જગન્નાથ શર્મા પડિતજીએ એવી મતલબનુ ટુકમા પતાવ્યુ હતુ કે

"શ્રુતિ સ્મૃતિના ચિનાઓમા ચાલનાર આર્ય-હમણા હિંદુ નામથી ઓળખાતો-સમાજ વિનાશની અણી ઉપર આવી રહેલ છે તેથી આવા વખતમા બ્હેન સુકી ટુકડીએ આવુ અદ્વિતય પુસ્તક લખી સ્વર્ગ સમાજ ઉપર જે ઉપકાર કર્યો છે તે માટે તેમને હવેથી સુકી ટુકડી લામરાગીના નામાભિધાનને બદલે ધૃતપુર્ણપોળી કમળપગી કહેવાય એવી મારી અત્રેના સર્વ નિવાસીઓને અરજ છે હું તો એ દપતિને મૃત્યુ લોકમા દિર્ઘાયુ સાથે દરેક પ્રકારના સુખ ઇચ્છુ છુ અને અત્રે પણ જ્યારે તેઓ આવે (પરબ્રહ્મ ૐ તેવો વખત દૂર રાખો) ત્યારે તેમને માટે યોગ્ય સ્થાન હમણાંથી નિશ્ચિત થાય એવી ઇચ્છા સાથે મારે અપ્સરાઓના હાવભાવ જોઇ કેટલાંક ઇદ્રિયનિગ્રહી દેવતાઓનો ઇદ્રિયનિગ્રહ વધે તેવાં અલકારપુર્ણ કાવ્યો "સ્વર્ગ સમાચાર"ના વિદ્વાન તત્રીને મોકલવાના હોવાથી આ ઉપોદ્ઘાત અનિચ્છાએ બધ કરૂ છુ પ્રિય વાચક જલદી પાનુ ફેરવી વાચવા મડી જાય એવી આશા રાખનાર જગન્નાથના જયકૃષ્ણ

### મગલાચરણ

હે સ્વર્ગનિવાસી વાચક! મૃત્યુલોકનિવાસી શ્રી મુનશી તથા બ્હેન લીલાવતીને તુ ઓળખે છે તેમણે પુનર્લગ્ન કર્યા તેથી પૃથ્વી પરના એક બિંદુ જેટલા વિભાગમા જરા કોલાહલ થયો અને તે કોલાહલના ભણકારા શ્રીમાન નારદના તબુરા મારફત અત્રે આવવાથી અત્રે પણ કોલાહલ શરૂ થયો—જે હજુ ચાલે છે વિષય વિવાદનો હોવાથી બહુજ ચર્ચાય છે અને તેમા આદિ સ્મૃતિકાર મનુથી માડીને તે પંડિત મેક્ષમુલર સુધીના દરેક જણના મત ભિન્ન છે કઇ પણ નિર્ણય પર આવતા પહેલા દરેક ડાહ્યા (અત્રે વસતા સૌ ડાહ્યા જ છે) વ્યકિતીની ફરજ છે કે વિવાદનો પ્રશ્ન દરેક રીતીએ તપાસવો અને તેમ કરવાને સગવડ થાય કે જે સગવડ મળવાથી નિર્ણય ઉપર અત્રેના લોકો એકદમ આવી જાય તે માટે અમે આખા પુસ્તકના ત્રણ અધ્યાય કરીશુ જેમા પહેલા અધ્યાયમા શ્રીમાન મુનશીની સાહિત્યક તરીકેની સેવાઓ, તથા તેનુ નિષ્પક્ષપાત અવલોકન-બીજામા બ્હેન લીલાવતીની તેવાજ પ્રકારની પ્રવૃત્તિઓ તથા તે ઉપર પ્રસગોપાત પ્રવચન અને ત્રીજામા તેમને બન્નેને

માટે અત્રે ચાલી રહેલા વિવિધ વ્યક્તિઓનાં મનમતાંતર તથા તેનું યથાશકિત તારતમ્ય લખશું. છેલ્લે ઉપસંહારમાં અમારો નમ્ર અભિપ્રાય રજુ કરી પુસ્તક સમાપ્ત કરશું.

અધ્યાય १ લો.

શ્રીયુત મુનશીની "વેરની વસુલાત" એક અજબ નવલિકા છે. શ્રીયુત મુનશી બની શકી તેવા આદર્શો નજરે મુકી તે આદર્શોનું પરિપાલન પોતાનાં પાત્રોદ્વારા કરાવે છે. પરંતુ તેમાં વાર્તારસનો પ્રવાહ અખંડિત વહેવડાવવા સારૂ તે બહુજ અધુરા રંગ પુરે છે. તેનું પાત્રાલેખન કોઇ ચિત્રકાર જેમ પીછીના બે ઝપાટા આમ અને ચાર ઝપાટા તેમ મારે તેના જેવું ઉતાવળું હોવા છતાં અંતમાં Finally સંપુર્ણતાની ટોચે પહોંચ્યું લાગે છે. તેમના વેર લેવાના વિચાર વિચિત્ર છે. પ્રકૃતિને તેનું કાર્ય કરવા દેવું. રઘુભાઇને લકવો થયો અને પોતે દિવાન થવાને બદલે દિવાનના સસરા થયા તથા જેનો પોતે ધ્વંસ કરવા માંગતા હતા તે અનંતાનંદ સ્વામીની યોજનાઓ પરિપુર્ણ થયેલી જોઇ, તેનું જ પુતળું શહેરના મધ્યમાં જોયું અને રામકિસન દાસજીના "કયું છોરે દિવાન" એવા વ્યંગપુર્ણ શબ્દો પોતાની આખર અવસ્થાએ પણ સાંભળ્યા અને તેથી તેને જે ઇચ્છ્યાં કે દુઃખ થયું અથવા સુખ દુઃખ સમભાવી લાગણી થઇ અથવા આનંદ અને સુખ ઉપજ્યું તે ન જણાવવામા લેખકની અમારા મન મુજબ તો જરા નિર્ણયપર આવવાની ખામી જ છે. પરંતુ તે ખામી-દોષ-ક્ષમા કરવા યોગ્ય છે કારણ કે લેખક મૃત્યુલોકનિવાસી હોઈ 'વેર લેવું કે ક્ષમા" આપવી એ બાબદનો નિર્ણય કરવા માટે હજુ અનુભવની રાહ જોતા હોય એમ લાગે છે. વધારે સ્પષ્ટતાથી લખતાં લેખક કહે છે તેમ પ્રકૃતિ જ્યારે વેર લેતી હોય 'એની અધમતા એજ તેની પડતી, તું શું કરવા તેમની અધમતા આણવામાં અપરોક્ષ ભાગ લે છે."

એવી મતલબનો અનંતાનંદનો જગતને ઉપદેશ એમાં કંઇક આર્યભાવના રહેલી છે પરંતુ લેખક સ્પષ્ટતાથી લખતા નથી કે એવે વખતે જગતે-જેણે દુઃખ અનુભવ્યું હોય-જે વેર લેવા તલસતો હોય-તેણે શું કરવું?" શું એવા અધમ પ્રાણીઓ જ્યારે પોતાનાં કરેલાં પાપ ભોગવતાં હોય ત્યારે મોજથી જોઇ રહી મનમાં આનંદ અનુભવવો કે દુઃખ પામી તેમનો ઉધ્ધાર કરવો? આર્યોની એક ભાવના પ્રમાણે તથા ક્રિશ્ચિઆનીટી પ્રમાણે તો તે વખતે બીજો માર્ગ ગ્રહણ કરવો ઇષ્ટ છે. અને પહેલા માર્ગનું અવલંબન કરવામાં તો પે. મહમદના અનુયાયીઓ-આરબ કે ઇજીપ્શીઅનનું દ્રષ્ટિ કોણ નજરે પડે છે. લેખક બરાબર ખુલાસો આપતા નથી.

કદાચ લેખકના મગજમાં બે પ્રકારના વિચારનું યુધ્ધ થતું હોય, પાશ્ચિમાત્ય લેખક, ફ્રેંચ શ્રીયુત એલકઝાંડર ડુમની વાર્તા Countof montechristo "મોન્ટીક્રીસ્ટોનો હાકેમ"માં જેવી રીતે નાયક પાશ્ચિમાત્ય સંસ્કારને અનુસરી પોતાનાં વેરીઓનું પતન થાય તેવી યોજનાઓ ઘડે છે અને પાપીઓ ઉત્તરોત્તર વધારે પાપીઓ થતા જતા હોવાથી તેની યોજેલી યોજનાઓ ભોગ થાય છે જ્યારે નાયક કહે છે કે, "પ્રભુ, 'વેર' સંપુર્ણ લેવાયું છે. મેં તે લીધું નથી. કર્તા તું જ છે, મેં પરિસ્થિતિ જરાક ઉભી કરી. તેમાં તે પડયાં. શા માટે પડયાં? હું તેમને પડવાનું કહેતો નહોતો." અને આવી રીતે તે કર્તા હોઇ અકર્તાપણાનો દાવો કરે છે. હા. એક વાત છે. જો તેને દુઃખ દેનારા સર્વ પછીથી તદ્દન સુધરી જ ગયાં હોત તો ડુમાનો નાયક વેર લઇ શકતે નહિ. પરંતુ ઇશ્વરી નિયમ છે કે પતન થયું એટલે જોસથી અને જોસથી વધુ પતન થવાનું જ. ત્યારે નાયકે એવી પરિસ્થિતિ ઉભી શા માટે કરી? તેણે તે બાબદ વિચારવાની જ ન હોતી. તેને કોઇએ દુઃખ દીધું હતું તેથી તેણે તેમને દુઃખ દેવું અથવા તેવી પરિસ્થિતિ ઉભી કરવી એ આપણી દ્રષ્ટિએ વ્યાજબી નથી. તે કામ વિશ્વવ્યાપી-વિશ્વનિયંતા પ્રભુનું હતું. વળી બીજું જો તેણે તેને દુઃખ દેનારા તેની મદદ માંગવા ગયા હોત ત્યારે તેમને તેવી મદદની ના પાડી હોત, અથવા જેમ કર્ણ અર્જુનનું છેલ્લા સંગ્રામ વખતે થયું અને કૃષ્ણની સલાહથી અર્જુને કર્ણને ધર્મ યુધ્ધ ન આપ્યું તેવું કર્યું હોત તો વાજબી હતું. પરંતુ ડુમાનું ધર્મતત્વ અધુરૂં છે અને શ્રી મુનશી તેની વચ્ચે અને પોતાની રગોમાં વહેતા આર્ય લોહીની ભાવનાઓને લીધે ઉત્પન્ન થતા વિચારોની વચ્ચે ઝોલાં ખાય છે એમ અમને લાગે છે. અમે ખુશી છઇએ કે તેમનામાં આર્ય લોહીની ભાવનાનો જ વિજય થયો છે કારણ કે "વેરની વસુલાતનું પાત્ર" જગત કાઉન્ટ ઓફ મોન્ટીક્રીસ્ટોની જેમ વેર લેવાય તેવી પરિસ્થિતિ ઉભી કરતો નથી. પરંતુ જગતનું મનુષ્યત્વ-જરાક ઉછુપ-સ્વામી અનંતાનંદના-દેવત્વ-સંપુર્ણતાથી-ઢંકાઇ જાય છે. ધન્ય છે-આ પુસ્તક માટે અત્રેથી અમારા સહસ્ત્ર કોટી ધન્યવાદ છે.

"પાટણની પ્રભુતા"માં મનુષ્યત્વ જ છે-દેવત્વ તો નથી જ અને ગુજરાતના નાથમાં તો લાગણી ઉશ્કેરાયલી રાખવા સિવાય અમે કાંઇ જોતાંજ નથી-કયાં મહાનુભાવ ચાણાકય તથા શુક્રની નીત્તિ તથા કયાં...(નહિ લખીએ કારણ કે અમે સ્વર્ગનિવાસી હોવાથી અમારાથી છબ્યાંવાળું કંઇ થાય નહિ. ક્ષમા કરો દેવ ઇંદ્રરાજા) રાજાધિરાજની રાણકની પણ કંઇક ફરિયાદ છે પરંતુ તે તથા અન્ય અગ્નિવાસી ઐતિહાસિક પાત્રોની ફરીયાદ અમે અધ્યાય ત્રીજામાં લખવાનાં હોવાથી અત્રે તે ઉપર મૌનનું પરિપાલન કરીએ છીએ.

તેમની "મ્હારી કમળા તથા બીજી વાતોમાં" દુર્વાસા તથા શંકુતલાની વાતો તેમના મૃત્યુ લોકના મુખ્ય માનવીની આંખ ઉઘાડવા તેણે ઠીક લખી છે. ધન્ય છે તેમને. જો કે મુનિ શ્રી દુર્વાસા તો પોતાની સરખામણી એક કલીયુગના ડોસા સાથે થયેલી જોઇ બહુજ કોધાવિન થઇ તેમને મુંબઇની વરિષ્ટ કોર્ટમાં એક પણ બ્રીફ ન મળે તેવો શાપ આપવા તૈયાર થયા હતા પરંતુ આ લેખકે તથા અન્ય ભાષાવિશારદોએ તેમને સમજાવ્યું કે શ્રીમાન મુનશીએ તો એ અલંકારિક ભાષામાં લખ્યું છે અને તેમ કરવામાં તેમનો આશય અતિ ઉચ્ચ છે વગેરે. તેથી તે શાંત થયા

સુધી થઇ જઇ આશીર્વાદ આપ્યો કે, "શતં જીવશરદઃ (સો વર્ષ જીવો)

પરંતુ તેમણે આ સ્વર્ગલોકનું ભયંકર અપમાન કર્યું છે તેથી અત્રે ખળભળાટ થઇ રહ્યો હતો. જો તે અત્રે આવે (સો વર્ષ પછી) તેમના ઉપર ફર્યાદ કરવી તથા મુકદ્દમો ચલાવવો એવા ઠરાવ ઉપર આવ્યા પછી કંઇક શાંત પડ્યો છે. તેમના "નવી આંખે જુના તમાશા"ના લેખથી અત્રે મહર્ષિ વગેરેનો જીવ કચવાયો હતો કારણ કે તેમણે વિચાર્યું કે શું તેઓ એવા નબળા છે કે મૃત્યુલોકના એક જેવા તેવા રેવડ્યા જેવા ગ્રહસ્થના કહેવાથી સનાતન ઇંદ્રિયનિગ્રહ કરવાનો માર્ગ છોડી આડે માર્ગે જાય વગેરે પરંતુ મૃત્યુલોકાન્તર્ગતશ્વેતદ્વીપનિવાસી મહાશય શેલી તથા કીટસ અને મહંમદી સાહિત્યક શીવજી વગેરેએ જણાવ્યું કે આ લખાણથી તેઓ આડકત્રી રીતે મૃત્યુલોકવાસીઓને ઇંદ્રીયલોલુપતા ઘટાડવાનો બોધ દઇ રહ્યા છે અને એવી રીતે લખવાની હમણા ત્યાં Fashion—ચાલી છે જેથી જો કે તેઓ સર્વ શાપ દેતા તો હાલ તુરત મટે અટક્યા છે પરંતુ શા માટે સીધી વાત લખવાને બદલે એમ આડકત્રી વાત લખી વાચકને ગોટાળામાં નાખી બોધ દેવો જ જોઇએ તે સમજી ન શકવાથી ભવિષ્યમા તેમના ઉપર કામ ચલાવી તેમની પાસેથી ખુલાસો માગવો એવી ઇચ્છા સાથે હાલ તુરત તો તેઓ સર્વ વિરામ પામ્યા છે

"એક પત્ર" એ હમણાની આર્યાવર્તાન્તર્ગત ગુર્જરાષ્ટ્રની સ્રી સમાજ ઉપર સારું અજવાળું પાડે છે અને એ વાત વાચ્યા પછી જ અત્રે સ્રીઓની સંખ્યા વધેલી જોઇને આશ્ચર્ય પામતા અત્રેના વસતી પત્રકના અધ્યક્ષ શ્રીમાન ભાસ્કરાચાર્ય ખુલાસો બહાર પાડી શક્યા કે સ્રીએની સંખ્યા હજુ પણ સ્વર્ગમાં વધતી જશે કારણ કે દર સેકડે ૯૦ ટકા સ્રીઓ મૃત્યુ પામ્યા બાદ અત્રે આવ્યા કરશે અને ૧૦ ટકાજ માત્ર પુરૂષો આવશે—અને કારણ ન સમજાતાં તેમણે "એક પત્ર"ની દશ પરાર્ધ નકલો અત્રે વ્હેંચી દીધી છે જેથી સર્વને સંતોષ થયો છે.

તેમના "કોના વાંક" માટે અત્રે નિક્ષણ મતભેદ છે અને તે બાબતની ચર્ચા ત્રીજા અધ્યાયમા સંપુર્ણ આપેલી છે.

વળી પૃથ્વીના વલ્લભમા તેમણે મહારાજાધિરાજ મુંજને અને મૃણાલને જે અન્યાય આપ્યો છે તેનું દિગદર્શન પણ અધ્યાય ત્રીજામા થશે

તેઓ ગુર્જરાષ્ટ્રના સાહિત્યક છે પરંતુ સાહિત્યજ્ઞ સુધી પણ પહોંચ્યા નથી તો પછી તેમને સાહિત્યશ્રી તો અમે કેમજ કહી શકિયે. તેમની આ નમ્રતા માટે તેમના આ વિનય માટે તેમને ધન્યવાદ છે—અમારો તેમને આશીર્વાદ છે કે તેઓ સાહિત્યકની પદવી પરથી સાહિત્યજ્ઞ—સાહિત્યજ્ઞ સાહિત્ય-જ્ઞ સાહિત્યક—સાહિત્યક—સાહિત્યક—સાહિત્યક સાહિત્ય (ક?) ણ, સાહિત્યધ્ન ઇત્યાદિ ભુમિકાઓ ઉલ્લંઘી સાહિત્યના મ ઓ સરદુ અને પરિચારકો પૃથ્વી પર પુષ્પવૃષ્ટિ કરે. ઇતિ પ્રથમોધ્યાય અપૂર્ણ.

## મોજ--મજાહ ઈનામમાળા નં ૫

## રૂપિયા ચોવીસનાં અઢાર ઈનામો

નીચે જણાવેલી કુપનમાં અત્યાર સુધીમાં ખ્યાતિ પામેલા સારામાં સારા

ગુજરાતી-ઉર્દુ-રંગભુમિના હયાત

## દસ નટોનાં નામ

લખી મોકલનારાઓમાં રૂા. ચોવીસનાં અઢાર ઇનામો વહેંચી આપવામાં આવશે.

ઇનામની વિગત-રૂ. ત્રણનાં ત્રણ, રૂા. દોઢનાં પાંચ બાર આનાનાં દસ મળી કુલે અઢાર ઇનામો આપવામાં આવશે. આ બધા ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતાં તેટલી કીમતના અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે. પુસ્તકો મોકલવાનો ખરચ ઇનામ મેળવનારને શિર છે.

( કુંપન વગરનાં નામ ઇનામની હરીફાઇમાં દાખલ થઇ શકશે નહિ. )

આ ઇનામનું પરિણામ ખાસ સીનેમા અંકમાં જાહેર કરવામાં આવશે.

કુપન તા. ૭-૪-૨૬ બપોરના બાર સુધી લેવામાં આવશે

તા. ૪-૪ ૨૬

દસ સારામાં સારા નટનાં નામ

| | | |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૬ |
| ૭ | ૮ | ૯ |

લી. ____________

ઠે. ____________

____________ મું.

## "ફોટોગ્રાફીનો ફુંકાતો પવન"

અમારા વિશ્વાસુ કેમેરા વડે તમે સારા ફોટોગ્રાફ પાડી શકો છો

નાના "કહાગી" રીફ્લેક્ષ કેમેરા ફક્ત રૂ. ૧૭ માં મળે છે. શિખનારાઓ માટે અમુલ્ય !

ઘરમાં સિનેમા—

અમારે ત્યાં પાથેના "બેબી" કેમેરા તેમજ પ્રોજેક્ટર મળે છે આખા સેટની કીમત રૂ. ૨૯૯ બાળકોને આનંદ આપવાનું મુખ્ય સાધન !

વળી

"ઝાઇસ"ના દુરબીનો મળી શકશે

અમને જરૂર લખો—

### કોન્ટીનેન્ટલ ફોટો સ્ટોર્સ

ઠે૦-૨૫૨, હોર્નબી રોડ, કોટ—મુંબઈ.

## પૃથ્વી પરનું વીમાન—

"સ્પીડકીંગ સાઈકલ"

૪૫ વરસનો આ લાઇનનો અમારો અનુભવ સાઇકલ અને તેને લગતો છુટક સામાન મળવાનું ભરોસેદાર ઠેકાણું.

### ચાણાવાલા એન્ડ કું૦

૪૩૧-૩૪ કાલબાદેવી રોડ મુંબાઇ

( મફત મળતું કેટલોગ મંગાવી જુઓ. )

# પેરીસની પદ્મિની

લખનાર-રા. રમણિક એ મહેતા

ડેનિવીચનાં પરાક્રમો, જીંદગીના જોખમે કરેલા કામો, આટ પટા કોયડા જેવા કેસો કેવી નિપુણતાથી ઉકેલ્યા હતા તે અગાઉની કેટલીક વાતો પરથી સમજી શકયા હશો. છુપી પોલીસના વરિષ્ટ અધિકારી તરીકે તેણે દુનિયાદારીના અનેક રંગઢંગ જોયા હતા, તે જાત જાતના માણસોના સંસર્ગમાં આવ્યો હતો. તે ગુન્હેગારોની તપાસ દરમિયાન જનસ્વભાવના ઉચ્ચતર અને ક્ષુદ્રતર અંશોથી પૂર્ણ રૂપે વાકેફગાર થયેલો હતો. જે પ્રકારના મનુષ્યોના સંસર્ગમાં તે આવ્યો હતો તે પરથી તે ઘણો ઘડાયો હતો. સંસારની લીલાથી તે જાણીતો હતો. દુનિયામાં બધાં માણસો સાધુ સ્વભાવનાં હોતાં નથી. સારા માણસો પણ હોય છે અને નઠારા સ્વભાવના પણ હોય છે. આ અનુભવને લીધે તે મહાન નીતિના ઉપદેશક તરીકે માણસોને નિંદતો ન હતો, કે તેમના તરફ ઘૃણાની દ્રષ્ટિથી પણ જોતો ન હતો. તેને ઘણી વાર એમ થતું હતું કે આ દુનિયામાં બુરાઇ અને કુકર્મો, સદ્‌ગુણ અને સુજનના કરતાં વધારે પ્રમાણમાં જોવામાં આવે છે એ શું? આથી ઘણી વાર તેને અફસોસ થતો હતો. તેણે જે અનુભવ મેળવ્યો હતો તે પરથી તે એવા અનુમાન પર આવ્યો હતો કે મનુષ્યનું વાસ્તવિક જીવન અને એ જીવનની ઘટનાઓ એટલી તો વિચિત્ર હોય છે કે એક નવલકથામાં તેનો અંશ પણ હોતો નથી. નવલકથાની વાતો કરતા વાસ્તવિક ઘટના ઘણી વખતે વધારે રમ્ય હોય છે. અને પેરીસની પદ્મિનીની વાત જે અમે વાંચકો સમક્ષ રજુ કરીએ છીએ તે એ વાતનું ઉત્તમ ઉદાહરણ છે. જો આ વાત યથાર્થ ઘટના ના હોત તો જનસમાજના સુધારકો, સમાજ નેતાઓ અને પવિત્રતાને નામે પોકાર ઉઠાવનારાઓએ ધમસાણ મચાવી મૂકયું હોત!

કાઉન્ટ ડેશકોફ રૂશિયાના મહાન ઉમરાવ કુટુમ્બનો યુવાન હતો. રૂશિયાના ઉમરાવો એટલે આપણે ત્યાનાં નાના રાજા કે જાગીરદારોની સત્તા ધરાવનાર ઠાકોરો જેવા હતા. તેમનો દોરદમામ ભારે હતો અને તેમની સત્તા પણ તેવીજ હતી. જે કુટુંમ્બમાં ડેશકોફનો જન્મ થયો હતો તે કુટુંમ્બે રૂશિયાના શહેનશાહોની ભારે સેવા કરી હતી અને તે કુટુમ્બનો રાજદરબારમાં લાગવગ પણ ભારે હતો. કાઉન્ટ ડેશકોફની પણ રૂશિયામાં સારી નામના હતી. ડેશકોફ જો કે ઉમરમા મોટો ન હોતો પણ તેણે વિદ્યાર્થી અવસ્થામાં જ ખ્યાતિ મેળવી હતી અને રૂશિયાના નામાંકિત માણસોના સંસર્ગમાં આવ્યો હતો. કોલેજમાં તેણે ઘણાં પારિતોષિક મેળવ્યાં હતાં અને વિદ્યાર્થી અવસ્થા પુરી થવા પછી "સૃષ્ટિ ઉત્પતિવાદ" નામે એક પુસ્તક લખ્યું હતું. આ પુસ્તકનો વિષય, વિષય ચર્ચવાની છટા, તેનું ઊંડુ જ્ઞાન, એ મહાન વિષયની તલસ્પર્શી સમાલોચનાથી રૂશિયાનો વિદ્વાન વર્ગ મુગ્ધ બની ગયો હતો અને રૂશિયાની બ્હાર પણ તેની ખ્યાતિ પ્રસરી હતી. વર્તમાન પત્રો અને માસિકોએ તેની બુધ્ધિની, પંડિતાઇની, અને તેના અથાગ પરિશ્રમની મુકત કંઠે પ્રશંસા કરી હતી. આ તેના ચરિત્રની એક બાજુ જ હતી. બીજી રીતે તેનું વર્તન એવું હતું કે ઘણીવાર તે ન કરવાનું કરી બેસતો અને સમાજમાં એવો ખળભળાટ મચાવી મુકતો હતો કે જેઓ તેના ઉત્કર્ષને ઇચ્છતા હતા, અને એમ ધારતા હતા કે કોઇ દિવસ આ નવ જુવાન કીર્તિને વરશે અને રાજકાર્યમાં શ્રી પ્રાપ્ત કરી ઇતિહાસમાં અમર નામ કરશે તેમના મનને ક્ષોભ ઉત્પન્ન કરી સખ્ત આઘાત બેસતો હતો તેના આવા પ્રકારના વર્તનને માટે ઘણા બ્હાના આગળ ધરવામાં આવતાં હતાં. રૂશિયાના શ્રીમંત વર્ગના યુવાનો જેઓ અઢળક ધનના માલિક હોય છે તે કયા એવુ કરતા નથી! તેઓના ચરિત્ર કંઇ એનાથી ચઢિયાતાં નથી યુવાન છે, અનુભવ નથી અને પૈસા છે, એટલે એમ બને વયમાં આવતા ઠેકાણે આવશે દુનિયાના રંગઢંગ જોઇ રીઢો થઇ જશે. એમ એને માટે કહેવામાં આવતું હતું.

ડેશકોફે પ્રથમ રૂશિયના પરદેશ ખાતાના પ્રધાનમંડળમાં જોડાઇ થોડો સમય રાજનીતિનો અનુભવ લીધો. ત્યાર બાદ પેરીસમાં રૂશિયાના પ્રતિનિધિખાતામાં રૂશિયન એલચીના હાથ નીચે તેની નિમણુક થઇ. એમ કહેવાય છે કે જુવાન ડેશકોફને પેરીસમાં રહેવાનુ ઘણું અનુકુળ થઇ પડયું અને પેરીસની રહેણી કરણીથી તે મુગ્ધ બની ગયો. કાઉન્ટની વય તે વખતે અઠાવિશ વર્ષની હતી તેનો બાંધો દ્રઢ હતો! જુવાનીનો જોમ હતો, તેનો દેખાવડો, ભરાવદાર ચ્હેરો અને ટાપટીપથી પોશાક કરતો હતો તે સ્વભાવે રસિક અને વિલાસપ્રિય હતો. જીવનના વિલાસ પ્રત્યે તેને અણગમો ન હતો. લલિતકળાનો ઉપાસક હતો, સૌંદર્યનો પૂજારી હતો. ખુશ મિજાજનો આનંદી પ્રકૃતિનો અને વાકચાતુર્યમાં પ્રવીણ હતો. લક્ષ્મીની લીલા લ્હેર હતી. તે 'મોજ મજાહ' અને 'રાગરંગ'થી રહેતો. જીંદગીના સુખો પ્રત્યે તેને અભાવ ન હતો જીવનના ઉલ્લાસનો ઉપભોગ કે બે ઘડી મોજ તેને પ્રિય હતી. તે પેરીસના ફેશનેબલ લતા 'શાંપ ઇલીયસી' માં રહેતો હતો. તેને ઘેર મીજબાનીઓ ઉડતી. પેરીસના નામાંકિત નરો, કોમલાંગી કામનીઓને નિમંત્રણ થતાં હતાં. આજ બૉલ, કાલે પાર્ટી, ત્રીજે દહાડે એટહોમ એમ ધામધુમ ચાલી જ રહેતી હતી. સમાજનો ફેશનેબલ વર્ગ-જેને અંગ્રેજીમાં 'સ્માર્ટ' સેટ' કહે છે જેને ખાવું પીવું અને મોજ મજાહ સિવાય બીજું ધ્યેય હોતું નથી, મધના ટીપાંની પાછળ જેમ મધમાખો એકઠી થાય ત્યેમ દ્રવ્યરૂપી મધની આસપાસ ટોળાની માફક ઉભરાય છે, તેવાનો કાઉન્ટને તોટો ન હતો. કાઉન્ટ પોતાના કાર્યમાં ચાલાક

અને પ્રસંગ પડ્યે ગંભિર અને સમજુ હતો. તેને કોમળ કાયા-વાળી કનકલતા પ્રત્યે પક્ષપાત હતો. તેને ઘેર તેની પ્રશંસા કરનાર, તેની શ્રીમંતાઇને વખાણનાર તેની સુરૂચીની સ્તુતિ કરનાર, અને તેના ઉત્તમ ભોજનનો યથેચ્છ પણ ઉપયોગ કરનારનો તોટો ન હતો. કાઉન્ટ પોતે પણ આ ખુશામતિયાઓના સ્વભાવથી સારી રીતે પરિચિત હતો છતાં તેને પોતાનું આ નાનકડું નંદનવન પ્રિય હતું અને ત્યાં આવનાર પર ઇંદ્રની માફક નમ્ર સત્તા ભોગવવી એ પ્રિયકર હતું.

કાઉન્ટે આ પ્રમાણે વિલાસપ્રિય પેરીસમાં બે વર્ષ વ્યતિ કર્યાં. ત્યાર બાદ એક દિવસે ડેનોવિચને એકદમ પેરીસ જવાનો હુકમ મળ્યો. આવો હુકમ મળવાનું કારણ એ હતું કે કાઉન્ટ ડેરોકોફ એકાએક પેરીસમાંથી ગુમ થઇ ગયો હતો અને પેરીસની પૃથ્વીમાં પહેલી પંક્તિની ગણાતી છુપી પોલીસ ઘણા પ્રયત્ન કરવા છતાં તેનો પત્તો મેળવી શકી ન હતી. જાન્યુઆરીની શરૂઆતમાં એક દિવસે કાઉન્ટ ડેરોકોફે એક બોલ–નાચ અને ભોજનની મિજલસ કરી. આ મિજલસમાં ઘણા નર નારિયોને ખંજન કર્યાં હતાં. મેળાવડો ભવ્ય હતો અને જે સખાવટપણે કાઉન્ટને ત્યાં મિજમાનીઓ થતી હતી તેમ આ વખતે પણ ઠાઠમાઠ ઓછો ન હતો. એલચીખાતામાં કાઉન્ટની એટલી મોટી પદ્દી ન હતી અને ખર્ચ બીજાને પોશાય તેમ ન હતો પણ કાઉન્ટ શ્રીમંત હતો અને ઉમરાવ વર્ગનો હતો એટલે તેને પોસાય તેમ હતું તે કોઇની જાણની બ્હાર ન હતું.

નાચનો રંગ જામ્યો હતો. જોડાંઓ એકમેકની સાથે જોડાઇ ઘુમતાં હતાં. સ્હવારના બેનો અમલ થયો હશે તે વખતે કાઉન્ટે પોતાના પ્રિયતમ મિત્ર યુજેનો પીપેને બોલાવ્યો અને કહ્યું:—" મિત્ર ! મારે એક જરૂરનું કામ આવી પડ્યું છે; અને તેથી હું કલાકમાં જઇને પાછો આવું છું. મારા ગયાની કોઇને ખબર પડવા દેશો નહિ. એક કલાકની અંદર હું જરૂર પાછો ફરીશ." એટલું કહી કાઉન્ટ બ્હાર નીકળ્યો. દરવાને તેને જતાં જોયો. કાઉન્ટે કિંમતી ફરકોટ, રેશીમ ભારે કિંમતની હેટ, અને પેટન્ટ લેધરનાં બુટ પહેર્યાં હતાં. જાનેવારી માસ-શિયાળાની કડકતી ઠંડી–ગેર નોતરેલા પરોણાઓની હદ, નાચરંગનો ખડાર અને તેવામાં પોતાના શેઠને ઘર છોડી જતા જોઇ દરવાનને ભારે અજાયબી ઉત્પન્ન થઇ. તેણે પોતાના શેઠને પૂછ્યું કે "ગાડી લાવું !" શેઠે મિજાજમાં અને દરવાનના કહેવામુજબ ગુસ્સામાં "ના–" કહી. રાત ગઇ વ્હાણું વાયું પણ કાઉન્ટ દેખાય શાનો ! નાચ માટે આવેલા પરોણાઓ થાકીને લોથ થઇ ગયા અને એક પછી એક ઘેર ચાલ્યા ગયા. કોઇએ કંઇ ઝાઝી પુછ પરછ કરી નહિ. કોઇએ કહ્યું કે 'કાઉન્ટે જરા છાંટોપાણી વધારે પડતો લીધેલો હોવાથી પોતાના શયનગૃહમાં જઇ સૂઇ રહ્યા છે." આ ખુલાસાથી ઘણાનું સમાધાન થઇ ગયું. પણ કાઉન્ટના મિત્ર યુજેનીનું સમાધાન થયું નહિ. તેને અજાયબી લાગી કે કાઉન્ટ જેવો ચાલાક માણસ જે પોતાના પરોણાઓને કોઇ પણ જાતનું ઓછું ન આવે તેની ખાસ દરકાર રાખનાર પરોણાઓને છોડી ચાલ્યો જાય એ અજાયબી નહિ તો શું ? કાઉન્ટ અદબ કાનુનનો જરા પણ ભંગ થવા દે નહિ એ આમ કરે તેનો અર્થ શો ? કદાચ કોઇ ભામાની ભૂરકીમાં પડી, આ મેળાવડાની મોજ કરતાં તેના સમાગમનું સુખ વધારે પડતું જણાવાથી તે તેને લઇ ચાલી ગયો હશે, એમ યુજેનીને લાગ્યું. બીજો દહાડો પણ ગયો અને કાઉન્ટના ગુમ થવાને માટે ઘણાને આશ્ચર્ય અને ચિંતા થવા માંડી.

યુજેનીએ બીજે દિવસે કાઉન્ટની ખબર તેની હોટેલમાં કાઢી. કાઉન્ટનો પત્તો મળ્યો નહિ. પછી તેણે એલચીખાતામાં જઇ તપાસ કરી તો જણાયું કે બે દિવસથી તે પોતાની નોકરી પર હાજર નથી. આથી યુજેનીને નવાઇ લાગી પણ ચિંતા થઇ નહિ. કારણ પુછતાં માત્ર એટલુંજ કહ્યું કે "જો કે કાઉન્ટ પોતાના કર્તવ્યને માટે ચોકકસ કાળજી રાખનાર છે અને તેણે આવું પૂર્વે કર્યું પણ નથી, છતાં ચિંતા કરવા જેવું કંઇ કારણ નથી.' ત્રીજે દિવસે ફરી તપાસ કરી તો પણ કાઉન્ટનો પત્તો ન મળે. દરવાનને પુછતાં 'શેઠ ફરનો કોટ અને ડાગલા ટોપી, પેટન્ટ બુટ પહેરી ગયાં છે, તેણે એટલું જ કહ્યું. બીજી ખબર તેને હોય તો આપે ને ! કાઉન્ટના મિત્રોને ખબર આપવામાં આવી, તેઓ એકઠા થયા. શું કરવું તે સંબંધી વિચાર કરવામાં આવ્યો પણ બધા એકમત થયા નહિ. દરવાનના કહેવા પરથી શેઠ ગુસ્સામાં હતા અને રંગમાં પણ હતા એમ જણાયું. આમ ત્રણ દિવસ થયા એટલે સઘળાને ફિકર પડી અને પોલિસને ખબર આપવામાં આવી. પોલિસે ઉપલક તપાસ કરી. ઝાઝું ધ્યાન આપ્યું નહિ. કાઉન્ટની રહેણી કરણી પરથી પોલિસને એમ લાગ્યું કે "લ્હેરી લાલા છે. કોઇને લઇ સહેલગાહે નીકળી પડયા હશે. આવશે થોડા દિવસમાં પાછા અહિંના અહિં જ." આમ કરતાં બે ત્રણ દિવસ થયા ત્યારે બધાને ચિંતા થવા માંડી. કોઇએ કહ્યું કે કદાચ કોઇ બદમાશની ટોળી કાઉન્ટને ઉપાડી ગઇ હશે અને તેનું ખુન કર્યું હશે. પેરીસમાં બદમાશોનું પુછવું શું ? આ ખૂનની વાતે બધાના મન પર અસર કરી. ડીટેકટીવોને સૂચના આપવામાં આવી. ખૂનની વાત બધાએ માની પણ લીધી કે તે બનવા જોગ છે.

કાઉન્ટના જેવી સ્થિતિનો માણસ પેરીસમાં બધે જાણીતો; પોતાની ઉદારતા અને ઉડાઉપણાને માટે મશહુર; જાણીતા ઉમરાવ કુટુમ્બનો અને રૂશિયાના એલચીખાતામાં ઓધ્ધેદાર અદૃશ્ય થાય તો પછી આખા શહેરમાં અજાયબી અને સણુસણાટ પેદા થાય એમાં નવાઇ શી ? વર્તમાન પત્રોમાં, હોટેલોમાં, કલબોમાં અને ડાન્સીંગ હોલોમાં જ્યાં જુઓ ત્યાં સઘળાને મ્હોએ એકજ વાત અને તે કાઉન્ટના ગુમ થવાની. પેપરોમાં સર્ગો ચાલી. આર્ટિકલો લખાયા અને આટલી બધી ચકચાર થવા છતાં પોલિસને તેની ભાળ મળી નહિ.

અત્યાર સુધી તો કાઉન્ટના અનેક સગાંને ખબર આપ-

# સીનેમાના સમાચાર

લખનાર—શ્રી. ચિત્રપટ

નવી ફિલ્મો—

અમર આશા—કૃષ્ણ ફિલ્મ કુંનું જુવેલ પ્રોડકશન લેખક તથા કેમેરામેન મી. લુહાર ડાયરેકટર મી. હર્ષદરાય મહેતા.

વસ્તુ—રાજસ્થાનમાં ઉજ્વળ થયેલો જયાકુમારીનો કીસ્સો મી. લુહારે ઘણીજ સારી રીતે ચુંટી કઢાડયો છે. અને તેને સંપૂર્ણ રીતે ફિલ્મના આકારમાં મૂકવાને તેઓએ પૂરતી કાળજી તથા મહેનત લીધી છે. માત્ર સંકલનામાંજ ક્યાંઇક ક્યાંઇક તૂટતી માલૂમ પડે છે હાથી પર બેસી દર્શને જતી રાજકુમારી ઉપર થના હલ્લા વખતે હાથી તથા તેની સાથેના માણસોનો પત્તો જ લાગતો નથી ! તેવી જ રીતે મંદિરના પુજારી પાસે રાજપુતે પાણી માગ્યું તે પીને એવું પ્યાલું બાબણ પુજારીએ હાથમાં લીધું તે ડાયરેકટરે ધ્યાનમાં રાખવું જોઇતું હતું. એકંદરે વસ્તુ સારી અને સારી રીતે ફિલ્મમાં ઉતારી છે.

અભિનય—મિસ એમીલી ઘણીજ છુટથી કામ કરી રહી છે. અને અન્ય નટો પણ સારો ભાસ આપે છે.

ફોટોગ્રાફી—મી. લુહાર મુંબાઇમાં વપરાતાં રીફલેકટરોનો ઉપયોગ સારી રીતે કરવા લાગ્યા છે અને કેટલેક સ્થળે અચ્છી પીકચર લાવી શકયા છે.

સંગીત—મધુર અને ઉત્તમ.

* * *

યૌવન ચક્ર-યાને જુવાનીનું જોર—શારદા ફિલ્મ કુંનું સામાજીક ચિત્રપટ. લેખક તથા ડાયરેકટર મી. નવલ ગાંધી.

વસ્તુ—મી. નાનુભાઇ દેસાઇની ગેરહાજરીમાં લેવામાં આવી છે. મી. નવલ ગાંધીને હિન્દુ સંસારનો અનુભવ કેટલો છે તે તો સૌ કોઇ જાણે છે, એટલે અમે વિશેષ લખતા નથી. બાકી દરેક સીન સમજ વગર આઉટ અને ઇન કહે છે; તે કંઇ નવીન પધ્ધતિ મી. ગાંધી અમેરીકાથી શીખી લાવ્યા હોય-વા હશે

અભિનય—મી. નવલ ગાંધી અમેરીકા જઇને હજી મનોવૃત્તિ શી ચીજ છે, તે શીખી આવ્યા હોત તો અમો તેમની પાસેથી કંઇક સારા મનોવિકાર-ભાવ જોઇ શકત. મિસ મકબુલ હમેશના રીવાજ મુજબ પોતાનું કામ કર્યે જાય છે.

ફોટોગ્રાફી—સાધારણ ઠીક.

* * *

નવીન ખબરો—

કોહિનુર કું. ઓમાં એક વધારો.—અત્યારે રૈયલ આર્ટ સ્ટુડીયોમાં બે ત્રણ ફાલતું કંપનીઓ કામ કરી રહી છે. સરસ્વતીના 'સતી સરોજ' પૂર્ણ થઇ છે. તેમાં એકનો વધારો થયો છે. જાણીતી નટી મિસ ફાતમા તથા મી. નાના ગાયકવાડ એક સારું ચિત્રપટ પોતાને ખર્ચે કઢાડી રહ્યાના સમાચાર અમોને મળ્યા છે. તેઓ મી. ચૌધરી, ઘોરપડે, ભામા, પાંડુરંગ-જેઓ "નીરા"ના કારીગરોથી ઓળખાય છે, તેઓની મદદથી ચિત્રપટ કઢાડી રહ્યા છે. વળી અમારા સાંભળવામાં આવ્યું છે કે, એક વર્ષથી સિનેમા લાઇનથી દૂર રહેલી પ્રખ્યાત નટી મિસ સુલતાના પણ આ ફિલ્મમાં કામ કરનાર છે. સ્ટાફનો વિચાર કરી જોતાં જૂનાં અશોક પિકચર્સની યાદ થઇ આવે છે. મી. મણીલાલ જોષી અને મી. વી. બી. જોષીની જોડી જો સામેલ હોત તો અશોકની નવી આવૃત્તિજ ગણી શકાત.

આ નવી ફિલ્મના લેખક તરીકે મી. ચૌધરીનું નામ સંભળાય છે. પરંતુ અમારા સાંભળવામાં આવ્યું છે કે, મી. નાના ગાયકવાડ આજે મહિનાઓ થયાં આ જાણીતી ત્રણે નટીઓને એક સારી વસ્તુમાં મુકવા બે ત્રણ વસ્તુઓ લખી રહ્યા હતા. ખરું શું છે તે થોડા વખતમાંજ જણાઇ આવશે.

પાયોનિયર ફિલ્મ કું.—મી. પાટણકરે લક્ષ્મી પિકચર્સ પાસેથી સ્ટારના સામાનનો કબજો લઇ લીધો છે અને કામ ત્વરાથી ચાલુ કરવા ઇચ્છા ધરાવે છે. સાંભળવા મુજબ તેઓ પોતાની નવી ફિલ્મ કુંનું નામ 'પાયોનિયર' ફિલ્મ કું.નં. રાખવાના છે.

લક્ષ્મી પિકચર્સ—ઘણા વખતથી બંધ થઇ ગયું છે. સામાન થોડો અમદાવાદ તથા થોડો વડોદરા પહોંચી જવાના સમાચાર અમોને મળ્યા છે. કહેવાય છે કે, લક્ષ્મી પિકચર્સની બુકીંગ હવેથી "ધી યુનીવર્સલ એજન્સી એન્ડ ટ્રેડીંગ કું. લી." અમદાવાદ, એ સ્થળેથી થશે.

કોહિનુર—નવાજુની થવાની વાતો સંભળાયા કરે છે. કહેવાય છે કે મી. દાબક અને મી. દેવારેને નોટીસ મળી ગઇ છે. આ વાત સાંભળી અમો દિલગીર થયા છીએ કારણ કે, તેઓએ કંપનીના સુખ દુઃખ વખતે અસાધારણ હિંમત બતાવી કામ કરી દુકાન સારી રીતે ચલાવ્યું છે. તો હવે તેઓને શા માટે નોટીસ આપી છે તે સમજાતું નથી. ખર્ચ ઓછું કરવાનો ઇરાદો હોય તો મી. દ્વારકાદાસ એક જબરજસ્ત સ્ટાફ રાખી મોટા કામદારોને અને કારીગરોને મોટા પગારે રાખી કામ ચલાવે તે નવાઇ જ ! મી. દ્વારકાદાસના મનોરથો અને કાર્યદક્ષતા જોતાં-કારણ અમે તે હોય પણ જો ન નિથી મા. દ્વારકાદાસ મહિનાઓમાં બે ફિલ્મો પાડતા હતા તે નીતિ હાલ જોવામાં આવતી નથી. હવે તો ફિલ્મ માંડ મહિને એક આવે છે. અને ફિલ્મ પૂરી થઇ કે, ડાયરેકટરને પંદર પંદર દહાડા રોગી કે સિનારીઓ વગર બેસી રહેવું પડે વા તો મી. દવેના સિનારીઓ નાપસંદ થાય અને પસંદ પડે તો તેમાં ફેરફાર કરવાને ડાયરેકટરને પંદર દહાડા થાય વગેરે રંગ હવે કોહિનુરમાં

આપણે સાતમા હેન્રીની છોકરીએ જે કામ કર્યું તે તમે બતાવી શકયા છો ? તમે કેટલીક વસ્તુ સીન બાઇ સીન ઉઠાવી લીધી છે, પરંતુ એ અંગ્રેજી ચિત્ર જોતાં જે અસર ઉપજે છે તે ઉપજાવી શકયા છો ? હોટેલમાં ભેગા થયેલા બદમાશો, લાંબા બુટમાં છોકરીના ધ્રુજતા પગનું કલોઝઅપ અને પછી ટેબલ પર ચઢી જઇ હાથમાં તલવાર લઇ પોતાની ઓળખાણ આપવી, હેન્રી પાસે માથું નમાવી બહાદુર સીપાઇનું ઉભા રહેવું–એ દરયોની એક પણ અસર તમે ઉપજાવી શકયા છો ? વગ્તુ ઉઠાવો તો તે સાથે તે દરયોની સચોટતા પણ પકડો. કયાં બકીંગહામનું મુંગે મોઢે દમામથી દરબારમાં હાજર થઇ ખુનીની માગણી કરવી અને કયાં તમારા સ્ટેનનું આગમન. તમારા જેવા દરયને સમજનાર–ફોટોગ્રાફીક ઇફેકટમાં જરાયે કોઇને નમતું ન આપનાર–પાસેથી પાત્રોનાં હરીક એકશનની કોણે આશા રાખી હોય ! નવચેતન દ્વારા તમે બહત ગુજરાતને પરિચિત છો તો આ ધંધામાં પણ નવચેતનની અમર આશા ગુજરાત રાખેજ. ફોટોગ્રાફી, સેટીંગ્સ અને લોકેશનમાં તેમજ ટાયટલ્સમાં જે સામર્થ્ય તમે બતાવ્યું છે, તે પીકચર અસરકારક બતાવનાર Expressions અને તે માટેના Timing માં પણ બતાવો. કળાના ઉપાસકો પતંગીયા ફીલ્મોના પ્રવાહમાં ન તણાતાં પ્લોટની લાંબી ગુંચણી, ઢગલાબંધ પચીઝ વિ.ની અસરથી મુકત એકજ સાદી કથા ભલે લાંબે કાળે રજુ કરે; પરંતુ એક એક દરય માણસનાં દિલને પકડી રાખે એવાં સચોટ રજુ કરે તેમાંજ તેની શોભા છે.

લી. પ્રેક્ષક

---

## રોજની ૧,૦૦૦ સોના મહોર !!

આવો ભારે પગાર ખાનાર કામ પણ તેવુંજ ભારે કરે.
વિરેન્દ્રની બહાદુરી તમોને છક્ક કરી નાંખશે

# સ્વર્ગકંકણ યાને ઇંદ્રજાળ



# મીસ જુબેદા મુખ્ય કામ કરે છે

રોયલ આર્ટ સ્ટુડીઓનું આ ચિત્ર અમધારણ સરસ છે.
'[illegible]'થી ચઢીયાતું છે-અજબ પમાડે તેવા ટ્રીક સીનો છે
ગઈ કાલ શનીવાર તા. ૩ જીથી શરૂ થયું છે

## સીનેમા મેજેસ્ટીક ગીરગામ

---

આવે છે. આવે છે.

સરસ્વતિ ફીલમ કંપનીની નવી કૃતિ

## સતિ સરોજ યાને શીયળની કસોટી

દરેક કુટુંબે ખાસ જોવા લાયક પ્રોગ્રામ

Reg. No B.

આવતે અઠવાડિયે

# શારદા ફીલમ કું૦નું અફલાતુન ચિત્રપટ

# દગાબાજ દુનિયા

એક—સવાલ

કોઈ—કહેશો કે ખરીદેલાં—ચુંબન

અને હૃદયહીન—આલિંગનમાં શું લઝત હોય છે ? ? ?.

કોઈ કહેશો કે

એક—અબળાની અક્ષુતા—દામન અભડાવનાર ને શું સજા સંભવે છે ? ? ?

જુઓ કે બાનકુટી—આલ્યો બદમાશોનાં બાંવડાં પકડી ટપોટપ નાળીએર માફક કેમ—વધેરી નાંખે છે

જુઓ કે મુંબઈની માનીતી સ્ટાર ઇકબાલ અને જોન્સ શું કમાલ કરે છે

હતી જ્યાં વસ્લની ખ્વાહીશ

મળ્યું કેમ ઝેરનું પ્યાલું

એક ભલો સખાવતી પારસી—એક નવાબી મણીઓ,—એક નિર્દોષ કુમારી લતા

એક મ્યાનમાં બે તલવાર કેમ સમાય છે તે જુઓ

# કૃષ્ણ સીનેમા

બુકીંગ માટે લખો—મેસર્સ મયાશંકર ઠકર એન્ડ કું.

૪૭, એ. એપોલો સ્ટ્રીટ--કોટ મુંબાઈ.

આ પત્ર તંત્રી જયશંકર ગોવીદાસ દ્વિવેદીએ મુંબઈ, ગીરગામ બંદર બિલ્ડીંગમાં મોજ મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી તેજ ઠેકાણેથી પ્રગટ કર્યું છે.



(ચઈતિર વદ ૧૪ ) . રવિવાર તારીખ ૧૧ મી એપ્રીલ ૧૯૨૬ ( વર્ષ ૨ જું. અંક ૨ જો.

આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે કોઈ જીવંત વ્યક્તિ પરથી ઉપજાવી કાઢેલાં નથી. અ. એ. મ.

## એ મરણ પણ મીઠું છે.

---

સાચું ઉમર સાથે ઉમર, જામ્યો પરસ્પર પ્રેમ જ્યાં,
એ વરસમાં ગરદન ઉડે, તો, એ મરણ પણ મીષ્ટ છે.

સાકી દીધે કંઈ જામ ભર, પાયા કરે દિલને ગમે,
કો ઝેરની પ્યાલી દીધે, તો, એ મરણ પણ મીષ્ટ છે.

રસ ધૂન જ્યાં જામી રહે, રસ લ્હેરીઓ ઝીલે હૃદય,
રસ ધ્યાનમાં મૃત્યુ મળે, તો, એ મરણ પણ મીષ્ટ છે.

દોસ્ત ખાતર જો કદાપી, વખ્ત આવે ફર્જનો,
શીર અદા કરતાં ઉડે, તો, એ મરણ પણ મીષ્ટ છે.

સંગીત પાન થતાં યદિ, કાતિલ શરો વૃષ્ઠિ કરે,
ઝીલતાં મરે રસતાનમાં, તો, એ મરણ પણ મીષ્ટ છે.

દેશના રક્ષણ મહીં, કો ધર્મકાજ વીંધે અને,
પરમાર્થ કાજે પિંડ પાડે, એ મરણ પણ મીષ્ટ છે.

ગીરજાશંકર ભોળાનાથ ભટ્ટ

---

# જુબેદા

અથવા

# રહસ્યમયી રમણી

## પ્રકરણ ૧૦ મું



જુબેદાનાં નેત્રોમાં વૈદ્યુતિક પ્રવાહનો સંચાર થયેલો જોઈ આશ્ચર્યથી સ્તંભિત બની જઈ હું મૂઢની માફક કેટલીક ક્ષણ સુધી ઉભો રહ્યો. મારી નસો માંહેલો રક્તપ્રવાહ જોરથી વહેવા લાગ્યો. શરીરની ગરમી એટલી તો વધી કે તેનો ઉત્તાપ હું સહન કરી શક્યો નહિ. મારો કંઠ પ્રદેશ સુકાવા લાગ્યો. મારૂં આખું શરીર થરથર કંપવા લાગ્યું. ભયચકિત બની મેં મારાં ચક્ષુઓ બંધ કરી દીધાં.

મારાં મૃત્યુનો હવે વિલંબ નથી, એમ મને જણાવા લાગ્યું. મારા આત્માનું આકર્ષણ કરી તેને કોઈ મૃત્યુની સામેપાર અજ્ઞાત રાજ્યમાં લઈ જતું હતું. એકાએક મારા મનમાં સંદેહ ઉત્પન્ન થયો. જુબેદા મારા હૃદયની ઉપાસ્ય દેવતા જુબેદા-દીવાની તો નહિ બની ગઈ હોય? હું શાન્તભાવ ધારણ કરવા ઘણા પ્રયત્નો કરવા લાગ્યો, પણ તેમાં ફત્તેહ મળી નહિ. મારૂં હૃદય ભયથી ધડકવા લાગ્યું.

જુબેદા મારા મુખ ઉપર તેની અસ્વાભાવિક ઉજ્વલ દ્રષ્ટિથી જોઈ બોલી:-"હવે આપણી સંપૂર્ણ તૈયારી થઈ

ગઇ છે. આપણો આત્મા દેહથી વિચ્છિન્ન થઇ જાણે કે દૂર પ્રદેશમાં ચાલ્યો જતો હોય એમ જણાય છે. આમીન ! ત્યાંના અદ્દષ્ટપૂર્ણ દૃશ્યો જોવા માટે મારી સાથે તૈયાર થાવ."

એટલું કહી જુબેદાએ મારો હાથ પકડ્યો અને બલપૂર્વક તેને દબાવી એક ગુપ્તદ્વાર તરફ જવા લાગી. હું પણ મંત્રમુગ્ધવત તેની પછવાડે જવા લાગ્યો.

ગુપ્તદ્વાર ખોલી તેમાં દાખલ થતાંજ એક અપ્રશસ્ત સુરંગ પથ મારી દૃષ્ટિએ પડ્યો. તેની અંદર ઉતરવા માટે એક પત્થરની સીડી હતી. સીડી પરથી અમે નીચે ઉતરીયે તે પહેલાં તેણે ગુપ્તદ્વાર બંધ કરી દીધું. સુરંગમાં આ વખતે ઘોર અંધકાર વ્યાપેલો હતો; પરંતુ જુબેદાએ પોતાના એક હાથમાં દીવો લીધેલો હોવાથી તે ધીમે ધીમે આગળ ચાલવા લાગી.

હું જુબેદાના હાથમાં બંદીવાન થઇ ગયો હતો. ઇચ્છા થાય તો પણ તેના હાથમાંથી છુટી શકાય એમ નહેતું. અર્થાત હવે તો જે થાય તે જોયા કરવું એમ માની ભયભીત બની હું તેની પછવાડે ચાલવા લાગ્યો. તેના ચાલવાથી શરીર પરના અલંકારો અને વસ્ત્રોનો મૃદુલ ગુંજનધ્વનિ થતો હતો અને તેથી પાષાણબધ્ધ સુરંગ પથમાં ઘોર શબ્દધ્વનિ પ્રતિધ્વનિત થતો હતો. સુરંગ માહેલી હવા ગરમ થઈ ગયેલી હતી એટલે શ્વાસ લેવા માટે પ્રતિકુળ જણાતી હતી. જેમ જેમ અમે આગળ વધવા લાગ્યાં, તેમ તેમ સુરંગ પથ સાંકડો થવા લાગ્યો. કેટલા યુગોની ધૂળથી આ રસ્તો છવાઇ ગયેલો હશે તેની કલ્પના પણ હું કરી શકતો નહોતો. આ સુરંગપથ ખલાસ થતાંજ એક બારણું આવ્યું. બારણું ઉઘાડી અમે જમણા હાથ તરફ કેટલેક દૂર સુધી ચાલવા લાગ્યાં. તે રસ્તો પણ ઘણોજ સાંકડો હતો.

ચાલતાં ચાલતાં જુબેદા એકાએક ઉભી રહી અને મારા ચ્હેરા સામે જોવા લાગી. દીપકના અજવાળામાં મેં પણ તેના મુખ તરફ જોયું. તેનાં મુખનું પરિવર્તન થઇ ગયું હતું. હું દિંગ્મૂઢ બની તેની સામે જોઇ રહ્યો. મેં શું જોયું ? વિષ પ્રયોગથી તેનું યૌવનસુલભ વિકસિત સૌન્દર્ય—જેનું હું રાત દિવસ ધ્યાન ધરતો હતો અને જેને માટેજ હું તેના પાદપદ્મમાં મરવા માટે આવ્યો હતો—તે સૌન્દર્યનો નાશ થઇ ગયો હતો. તેનું મુખ વિવર્ણ બની ગયું હતું. ચક્ષુઓ નિસ્તેજ—જ્યોતિહીન—દેખાતાં હતાં. લલાટ પરનું માંસ સુકાઇ ગયેલું હતું. જાણે કે અસહ્ય યંત્રણાઓ ભોગવતી તે ગુપ્તપથમાં મહાયાત્રા કરતી હોય એમ દેખાતું હતું.

મેં તેની સામે જોઇને પૂછ્યું:—"તમારા આત્માને બહુ દુ:ખ થય છે ? તમોને કોઇ પણ જાતની સહાયતાની જરૂર છે ?"

"ના. આ દુ:ખ-યંત્રણાઓમાંથીજ આપણે પસાર થવું પડશે. જ્ઞાનનો પથ સુખમય નથી. તેની ફલપ્રાપ્તિ માટે જીવ-સટોસટની પરીક્ષાઓમાંથી પસાર થવું પડે છે. આમીન ! મારા માટે તમે ચિંતા કરશો નહિ તમે પણ હિંમત હારશો નહિ. સાહસ અને હિંમત વિના આ પથે આગળ વધી શકાય એમ નથી. અજ્ઞાત રાજ્યની સામેજ રહસ્ય મંદિર છે; તે મંદિરમાં, હવે આપણે પ્રવેશ કરીશું; પરંતુ તમને વિનતિ કરીને કહું છું કે; તમે તમારા મગજને ઠંડું રાખજો-જરા પણ ચંચળ થવા દેશો નહિ અને તમારી વિવેચનાશક્તિ જડતા પ્રાપ્ત ન કરે તેની ખબરદારી રાખજો. તમે જે કાંઇ જુઓ તેનો યુક્તિ કિંવા તર્કદ્વારા તેનાં કાર્યકારણનો વિચાર કરજો. આમીન ! તમારા અને મારા આત્માનું મિલન થઇ ગયું છે, એટલે આપણે જે જ્ઞાન પ્રાપ્ત કરશું તેનાથી આપણે આપણા સ્વજાતિય સમાજ ઉપર અખંડ પ્રભુત્વ સ્થાપિત કરી શકીશું. આપણે જે કાર્ય માટે અત્યારે અગ્રેસર થયાં છીએ તે માત્ર કૌતૂહલની શાંતિ માટે નથી, પણ તે દ્વારા સિધ્ધિ મેળવ્યા બાદ ભવિષ્યની કેટલીક આશાઓ પૂર્ણ કરવા માટે છે. આપણે મૃત્યુના મુખ સુધી આવી પહોંચ્યા છીએ, પરંતુ ભય પામના નહિ જીવન અને મૃત્યુનાં સંધી સ્થળે આવી પહોંચ્યા સિવાય આ લોકથી પણ દૂર એવાં પરલોકનાં રહસ્યજ્ઞાનનો લાભ મેળવવાનો કોઇને બિન્દુ માત્ર પણ અધિકાર નથી."

મારૂં માનસિક ચંચળપણું જુબેદાની દૃષ્ટિએ જરાપણ પડવા દેવું નહિ એમ વિચારી બાહ્ય દૃઢતાનો ભાવ બતાવતાં મેં તેને કહ્યું:—"સુન્દરી ! જ્યાં સુધી તમે મારી સાથે છો, ત્યાં સુધી હું શયતાનથી પણ ડરૂં એમ નથી. તો પછી પરલોકની તો વાતજ શી કરવી !"—આ શબ્દો હું બરોબર ઉચ્ચારી શક્યો કે નહિ તે હું કહી શકતો નથી, પરંતુ એટલું તો ખરૂં કે આ શબ્દો બોલતાંજ મારૂં મસ્તક જાણે ભમી ગયું એમ મને જણાયું.

તેણે પુનઃ પૂછ્યું:—"આમીન ! તમે જે કાંઇ જુઓ તેના વિષે મૃત્યુલોકના કોઇ પણ માનવી પાસે એક શબ્દોચ્ચાર પણ કરવો નહિ, એ પ્રતિજ્ઞા તમોને યાદ છે ને ?"

મેં કહ્યું:—"હા, યાદ છે. તે ભૂલી શકાય એવી પ્રતિજ્ઞા નથી. મારા માટે તમે એટલી ખાત્રી રાખજો કે, પ્રાણ જતાં પણ તે વાતનો હું સ્ફોટ કરીશ નહિ."

"વારૂ, ત્યારે જુઓ; સામે રહસ્ય મંદિરનું દ્વાર દેખાય છે. ચાલો મારી સાથે. ઇશ્વર ઉપર ભરોસો રાખજો. તે તમારા આત્મીનું કલ્યાણ કરશે." એટલું કહી જુબેદાએ રહસ્ય મંદિરના દ્વાર પરનો પડદો ખસેડી નાખ્યો અને અમે મંદિરમાં પ્રવેશ કર્યો.

એક અંધકારમય ઓરડામાં અમે આવી પહોંચ્યાં; પરંતુ તે અંધકારમય ઓરડાની વસ્તુઓ મારી દૃષ્ટિથી અગોચર રહી નહિ. હું એક સ્થાને શાંત ભાવ ધારણ કરી ઉભો રહ્યો અને તેનું અવલોકન કરવા લાગ્યો. જેમ જેમ હું વધારે નિરીક્ષણ કરવા લાગ્યો તેમ તેમ મારૂં હૃદય સ્તંભિત બની ગયું અને રગોમાં લોહી પ્રવાહ ઠંડો પડી જવા લાગ્યો. મારી અજાયબી વચ્ચે મેં જોયું તો જણાયું કે, ઓરડો કાંઇ બહુ મોટો નહોતો.

વચ્ચોવચ્ચ એક કાળો ગાલીચો બીછાવવામાં આવ્યો હતો. ગાલીચો ઘણોજ સુકોમળ હતો. એક વાર મનમાં ઇચ્છા થઇ આવી કે થોડા વખત ગાલીચા પર આડો પડી શાંતિ લઉં; પરંતુ જુબેદાના હુકમ પ્રમાણેજ ચાલવાનું હોવાથી મેં મારી ઇચ્છા મનમાંજ દબાવી દીધી. ઓરડાની દિવાલો સંગે મરમરના પત્થરોની હતી અને તેના પર ઉત્તમોત્તમ બારીક નકસીકામ કરવામાં આવ્યું હતું. એક બાજુ એક ગોળાકાર વેદી આવેલી હતી: વેદી અષ્ટધાતુની બનાવવામાં આવેલી હતી. તેના પર એક રત્નદીપ બળતો હતો. દીપકનું તેજ માત્ર નામનુંજ હતું. વેદીની પછવાડેના ભાગમાં એક રક્તવર્ણો તારો ઝળકી રહ્યો હતો. તેમાંથી રક્તપ્રકાશ નીકળતો હતો. અંધકારની નિબીડતા દૂર કરવાને બદલે તે તેમાં ઓર વધારે કરતો હતો. તેના ચમકારાથી ઓરડાની બીષણતા વિશેષ જણાતી હતી.

હું મંત્રમુગ્ધ સર્પની માફક તે દિશા તરફ આગળ વધવા લાગ્યો. જુબેદા મારી પછવાડે ચાલતી હતી. તેણે મને એકદમ આગળ વધતો અટકાવી દીધો અને પોતે વેદીની પાસે ઉભા રહી ઘુંટણીએ પડી. પછી પોતાનું માથું ઠેઠ ગાલીચા સુધી લઇ ગઇ અને ન સમજી શકાય તેવા મંત્રનો બડબડાટ કરવા લાગી. આવી રીતે તેણે ત્રણ ચાર વાર વેદીને પ્રણામ કર્યા. ત્યાર પછી બન્ને હાથોમાં મથું દબાવી, ઉંચે જોઇ મારાથી અપરિચિત એવી ભાષામાં કાંઇક બોલવા લાગી. કોને લક્ષ્યમાં રાખી શું બોલતી હતી, તે મારા સમજવામાં આવ્યું નહિ.

આટલા વખતમાં મેં એક નવી શોધ કરી. ભયચકિત દૃષ્ટિએ હું આખા ઓરડાનું નિરીક્ષણ કરતો હતો. આ નિરીક્ષણમાં જે ગાલીચો જે વચ્ચોવચ્ચ પાથરેલો હતો તે જોઇ હું અન્તયબીથી મૂઢ થઇ ગયો. તે ગાલીચો શેનો હતો? બીજા કશાનો નહિ પણ આ વિષધર કાળા સર્પનો! કેટલાક સાપો ગોળાકૃતિમાં ત્યાં પડ્યા હતા અને તે અંધારામાં ગાલીચાનો ભાસ આપતા હતા સિવાય કેટલાક કાળા વીંછીઓ પણ વેદીપર અહિંતહિં ફરતા મારી દૃષ્ટિએ પડ્યાં! કેટલાક સર્પો કુંડલીના આકારમાં વળી જઇ તેઓનાં ચમકિત નેત્રોથી મારી સામે લોલુપદૃષ્ટિથી જોઇ રહ્યા હતા. તેઓનાં નેત્રોનો આ ચમકારો ઘોર અંધારી રાત્રે ગગનમંડળમાં ચમકતા નક્ષત્ર ગણ જેવો દેખાતો હતો. તેઓના મ્હોંડાના ફુંફાડા ઓરડાની શાંતિનો ભંગ કરતા હતા. પણ જુબેદાનું ધ્યાન તેઓ તરફ નહોતું. તે તો ખુલ્લા પગે તેઓના પર ફર્યા કરતી હતી.

મંત્રોચ્ચાર પૂર્ણ થયા બાદ જુબેદા પુનઃ નીચી વળી અને વેદીનું પરંતુ આવરણ ધીમે ધીમે ખેંચી કઢાયું. તરતજ એક પ્રાચીન જીર્ણ થઇ ગયેલું સમાધીસ્થાન મારી દૃષ્ટિએ પડ્યું.

જુબેદા ત્વરિતગતિએ મારી પાસે આવી અને મારું કાંડું પકડી વેદી પાસે ખેંચી ગઇ અને મને સાષ્ટાંગ પ્રણિપાત કરવા કહ્યું. અમો ઉભયે એક બીજાના હાથ પકડી તે પ્રમાણે કર્યું. વેદીને અમોએ પ્રણામ કર્યા. ત્યાર પછી તેની નજીકની ભૂમિને ત્રણ વાર ચુંબન કરી અમે ઉઠ્યાં. જુબેદાએ તેના કટિ પ્રદેશમાંથી એક તીક્ષ્ણ ધારવાળી છુરી ખેંચી. કહાડી. તેનાથી તેણે પોતાના કાંડા પર ત્રણ ઠેકાણે નાના ઘા માર્યા. તરતજ નજીકમાં બળતા એક અગ્નિકુંડ પાસે તે ગઇ અને તેમાં તેણે પોતાનાં રક્તનાં ત્રણ ટીપાં નાખ્યાં. ટીપાં પડતાંજ ભયંકર ધ્વનિ અગ્નિકુંડથી ઉત્પન્ન થયો અને આખો ઓરડો ગાજી રહ્યો.

આ વખતે જુબેદાના કંઠમાંથી યંત્રણાસૂચક દુઃખદ ઉદ્ગારો નીકળવા લાગ્યા; અલ્પ ક્ષણમાંજ આત્મસંયમ કરી દૃઢ સ્વરે તે બોલી—"જેઓએ મનુષ્ય ચરિત્રમાં રહેલી સાધારણ દુર્બળતા, ભ્રમ અને દંભાર્થી મુક્તિ મેળવી છે, તેઓને ધન્ય છે! જેઓની સામે આ રહસ્યમય અજ્ઞાત રાજ્યનાં ભીષણ દ્વારો ખુલ્લાં થાય છે તેઓને ધન્ય છે! તેઓના જીવનનો સૌભાગ્ય સૂર્ય હમેશાં પ્રકાશિત રહે છે. પવિત્રતા તેઓના જીવનનો મૂળમંત્ર રહે છે. અમો જ્ઞાન પિપાસાની તૃષાથી તૃષાતુર બની ગયાં છીએ પરંતુ અમારા જીવનને શાંતિ નથી. અમારાં મિલનથી જીવનની ગતિ પરિવર્તિત થશે—સુખના દિવસો જોવાનો અધિકાર પ્રાપ્ત થશે. જે ગુપ્ત રહસ્ય જીવ જગતમાં જાણી શકાય એમ નથી—તેનો ભેદનો પડદો હમણાંજ અમારી નજર સામે ખુલી જાય એજ પ્રાર્થના છે!"

આ પ્રમાણે જુબેદા શબ્દોચ્ચાર કરે છે એટલામાં અગ્નિકુંડમાંથી એકાએક ધુમાડાના ગોટેગોટા નીકળવા લાગ્યા. તે ધુમાડો હવામાં વિલીન થઇ જાય ત્યાં સુધી જુબેદા તેની સામે એક દૃષ્ટિએ જોઇ રહી. ધુમાડો ખલાસ થતાં મૃદુ પણ દૃઢ સ્વરે તે બોલી:—"આમીન! જુઓ, આપણી પ્રાર્થનાનો સ્વીકાર થયો છે. કેવી ખુશીની વાત છે કે, આપણાં અહિં આવવાનો ઉદ્દેશ વૃથા નહિ થાય. તમે મને જાદુગરણી માનો છો તો ભલે-હું બીજાં રહસ્યો તમને બતાવું."

એટલું કહી જુબેદા પુનઃ વેદી પાસે આવી અને તેનો એક પત્થર ખેંચી કહાડ્યો. ત્યારપછી પોતાના હાથમાંના દીપકને ઉંચો ધરી તેની અંદરની પત્થરની બનાવેલી ઘોર બતાવતાં તે કહેવા લાગી—"જુઓ, જુઓ; કાંઇ જોઇ શકો છો કે નહિ?"

મેં કૌતુહલથી માથું નીચું નમાવી તે ઘોર તરફ જોયું. તેની અંદરનો દેખાવ જોતાંજ ભયથી હું ચાર ડગલાં પાછળ હઠી ગયો.

ઘોરની અંદર એક શબના જેવો મૃતદેહ પડ્યો હતો. આ મૃતદેહ વૃધ્ધ માણસનો હતો. તેનો રંગ સફેદ પૂણી જેવો થઇ ગયો હતો અને ચાંદીના જેવા સફેદ વાળ તેની છાતીપર પથરાઇ ગયેલા હતા.

મને ભયભીત બનેલો જોઇ જુબેદા બોલી:—"આ મૃતદેહ એક પવિત્ર માણસનો છે. ત્રણ વરસ થયાં તેમણે દેહ ત્યાગ કરી આ આનંદભવનમાં વાસ કર્યો છે; પરંતુ જુઓ, આજે

પણ તેમનો દેહ જેવો ને તેવો રહ્યો છે. જીવનની અશાંતિથી તેમણે હમેશને માટે મુક્તિ મેળવી લીધી છે. તેમના અંગને સ્પર્શ કરી જુઓ, એટલે તમને ખાત્રી થશે કે તેના પ્રાણ નીકળી ગયા છે."

મેં મૃતદેહપર વાંકા વળી તેના લલાટપર હાથ ફેરવી જોયો. તેનો દેહ બરફની માફક ઠંડો જણાયો. તે વખતે જાણે કે મારા શરીરમાંથી વિદ્યુત પ્રવાહ નીકળી જતો હોય એમ દેખાયું. તરતજ મેં તેના શરીર પરથી હાથ ઉઠાવી લીધો.

જુબેદા બોલી:–"હું તમને સમજાવવા માગું છું કે, તેના દેહમાં બિલકુલ પ્રાણ નથી! એટલું કહી તેણે હાથમાંની છુરી મૃતવ્યક્તિની છાતીમાં બેસી દીધી. પછી બોલી: હવે તો મને ખાત્રી છે કે, તમારો સંદેહ દૂર થયો હશે."

મેં કહ્યું:—"ના." જો કે, હું સમજી શકતો નહોતો કે, જુબેદા આ બનાવી શું કરવા માગે છે! પરંતુ જુબેદાએ કોઇ પણ જાતનો પ્રશ્ન નહિ પૂછવાની પ્રતિજ્ઞા લેવરાવી હોવાથી હું ચુપ રહ્યો. તે જે કાંઇ કરતી તે ઉત્સુક બની હું જોયા કરતો. તેણે ધણીજ ત્વરાથી એક સાપને પકડયો અને તેને અગ્નિ પર પકડી રાખી મંત્રોચ્ચાર કરવા લાગી. આ વખતે સાપ દુઃખથી તરફડીમાં મારી ગુંચળું વળી ગયો હતો. મંત્રોચ્ચાર ખલાસ થતાંજ જુબેદાએ તે સાપને અગ્નિકુંડમાં પધરાવી દીધો.

આ પ્રમાણે સાપને અગ્નિકુંડમાં નાખ્યા બાદ પુનઃ બે ત્રણ વખત તે પ્રાર્થના કરતી હોય તેમ શરીરને નીચું નમાવી મંત્રો બોલવા લાગી. ત્યારપછી મને કહ્યું–"આમીન! જુઓ, આજે તમારી નજર સામે અદ્ભુત રહસ્યનો ભેદ ખુલ્લો કરું છું. સયતાન પાસેથી મેં જે શક્તિ મેળવી છે, તેનો આજે તમોને પરિચય આપું છું."

તે આ પ્રમાણે બોલે છે એટલામાં તેનું શરીર જાણે કે વધી જતું હોય એમ જણાવા લાગ્યું અને આખું શરીર ધ્રુજવા લાગ્યું. તેણે મારો જમણો હાથ પકડયો અને મૃતદેહ પાસે મને લઇ ગઇ. ત્યાર પછી તે મૃતદેહ પર વાંકી વળી તેણે પુનઃ મંત્રો બોલવા માંડયા. પછી મૃત વ્યક્તિના મુખ ઉપર હાથ ફેરવતાં તે બોલી–"સિદિ આરમ.ર-બિન મોખાલા! તમોને હું આવાહન કરું છું. તમે આ અવિશ્વાસી પુરુષને અલૌકિક લોહનિર્મિત અર્ધચંદ્ર બતાવો. તમારા આત્માનું કલ્યાણ થશે."

એટલું કહી જુબેદા ચુપ રહી, તેનાં બન્ને ચક્ષુઓ કોઇ અવર્ણનીય ચમકારાથી ચમકી રહ્યાં હતાં. તેના માથા પરનો કેશ કલાપ છુટો થઇ વક્ષસ્થળપર પથરાઇ ગયો હતો. જુબેદા ઘેર ઉન્માદિની જેવી દેખાતી હતી!

પુનઃ તે ગંભીર પણ કર્કશ સ્વરે આજ્ઞા કરતી બોલી:—"ઉઠો, હું જુબેદા-સૂર્યનન્દિની! તમને આદેશ કરું છું કે, તમારા દેહ અને આત્માનું ક્ષણ કાળને માટે મિલન થવા, અને મારા કાર્યમાં તમે મદદ કરો."

તેનો આટલો શબ્દોચ્ચાર થયા બાદ તે પ્રાચીન ક... સમાધીમાંથી જાણે કે નિશ્વાસ નીકળતો હોય તેવો શબ્દ... સંભળાવા લાગ્યો. હું તીવ્ર-દષ્ટિથી તેના તરફ જોઇ રહ્યો. મૃતદેહ ધીમે ધીમે સમાધીમાં ઉઠી બેઠો થવા લાગ્યો. ... શુષ્ક જીર્ણ મૃતદેહમાં પ્રાણનો સંચાર થયેલો જોઇ હું તો જ્યાં... ત્યાં સ્થંભી ગયો. મારી બધી ઇંદ્રિયો બહેર મારી ગઇ! ... ઘટના મારી નજર સામે અદ્ભુત, અસ્વાભાવિક ... સ્વપ્ન કિંવા ઇંદ્રજાળની માફક દેખાવા લાગી. અપૂર્ણ.



# મોજ મજાહનો સિનેમા અંક

## શ્રી રામજયંતિને દિવસે
## બહાર પડશે

કે જેમાં જુદા જુદા વિદ્વાનો અને સીનેમા લાઈ-
નના અનુભવીઓને હાથે લખાયલા રમુજી સ્કેચો
સિનેમા સંબંધી ટુંકી વાર્તા નટ--નટીનાં
જીવન ચરિત્રો અને ચિત્રોથી

## સીનેમા આલ્બમ

ની ગરજ સારશે

હમારો સીનેમા અંક મજાને અંચાબકારક અંક છે
તેમાં જાહેર ખબર આપનારાઓની

જા. ખ. તા. ૧૫ સુધી સ્વીકારવામાં આવશે.




લખનાર-રા સી. એમ. ત્રિવેદી

કાજી પાદશાહના ઘણાજ માનીતા હતા! દરબારમાં તેમનું ઘણું માન હતું! તેમની બેગમના મૃત્યુ પછી કાજી પોતાની એકની એક લાડકી પુત્રી નુરનસુબા પર ઘણું હેત રાખતા! નુરનસુબાને એક મોટો ભાઇ હતો. તેની ઉંમર ૨૦ વર્ષની હતી. નુરનસુબા પણ પતિશોકમાં ગિરફતાર થયેલા પિતાને વખતો વખત આનંદ આપતી! તે એક સ્વરૂપવાન છોકરી હતી! તેની ગુલાબી પ્રફુલ્લ મુખમુદ્રા ખરેખર હરકોઇ મનુષ્યની દ્રષ્ટિનું આકર્ષણ હતી. આખા મકાનમાં ચાર જણ રહેતાં. કાજી-તેમના પુત્ર-નુરનસુબા અને તેમનો વફાદાર નોકર ઇસ્માઇલ! કાજી પુત્રીના આનંદાર્થે ઘણી અવનવી ચીજો ખરીદતા અને એક રાજકુમારી જેમ તેને રાખતા. વખત જતાં નુરનસુબા પુખ્ત ઉંમરની થઇ! કાજીના મગજમાં તેની શાદીના વિચારો અહર્નિશ ઘોળાતા. તેમણે એક ઉમરાવ પુત્ર સાથે તેનો વિવાહ કર્યો! નુરનસુબાને તે ન ગમ્યું। તે દિન પ્રતિદીન શોકથી સુકાવા લાગી! કાજીને તેની મનોદશાનું ક્યાંથી ભાન હોય?

* * *

દરબાર વિખરાયો! કાજી પોતાના મકાને ગયો! ત્યાં તેમણે શું જોયું? નુરનસુબા ઇસ્માઇલ સાથે પ્રેમથી વાતો કરતી હતી! ઇસ્માઇલના ખભા પર તેનો હાથ હતો! પોતાની પુત્રીને એક ગરિબ-નોકર સાથે પ્યારમાં પડેલી જોઇ! કાજીથી ન ખમાયું! આંખે અંધારાં આવી ગયાં! તે છુપાઇને તેમની વાતચીત સાંભળવા લાગ્યા—

"ઇસુ! તું મને ચ્હાય છે?"

"કેમ નહિ? નુર! હું તારે માટે મારા પ્રાણની ખુવારી કરવા પણ તૈયાર છું!"

"ઇસુ વ્હાલા! કહે! કહે! એક વખત કહે કે તું મારી છું! અને પછી દુનિયાં ઝખ મારે છે."

"નુર! વ્હાલી નુર! તું મ્હારી છે! જીવન પર્યંત રહિશ!"

તેઓ પ્રેમથી ભેટયાં. હર્ષાશ્રુથી તેમના ગાલ ભીંજાઇ ગયા. તેજ વખતે બહાર અવાજ થયો. બંને દોડી ગયાં. શું જુવે! કાજી નિશ્ચેતનાવસ્થામાં પડયા હતા.

* * *

એક અઠવાડીયું વ્યતીત થયું હતું! કાજીની તબીયત તદ્દન સુધરી ગઇ હતી! કોઇ પણ ઉપાયે ઇસ્માઇલને દુનિયામાંથી દુર કરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો! સવારે ઉઠી તરતજ તેમણે ઇસ્માઇલને બોલાવ્યો, અને કસાઇ ગૃહેથી દરરોજના નિયમ મુજબ ખોરાક લેવા મોકલ્યો! તે ચાલ્યો ગયો! મકાનના ઓટલા ઉપર-નુરનસુબાનો ભાઇ મિત્રો સહવર્તમાન ગંજીફો ખેલી રહ્યો હતો! તેની નજર બજારમાં જતા ઇસ્માઇલ પર પડી. તેણે તેને બોલાવ્યો! તેની ઉપર લગભગ અર્ધા કલાકથી દાવ જામ્યો હતો. પીસવાનું કામ કેમે કરતાં તેને માથેથી જતું ન હતું. તેણે ઇસ્માઇલને કહ્યું, "ઇસ્માઇલ! તું મારો એક દાવ ખેલ અને મારે માથેથી દાવ ઉતાર. હું ખોરાક લઇ આવું છું." ઇસ્માઇલે કાજીનો હુકમ જાહેર કર્યો. તેણે ન માન્યું. ઇસ્માઇલને રમવા બેસાડી જલ્દી આવી પહોંચવાના ઇરાદે કાજીનો પુત્ર ઉતાવળો જવા લાગ્યો! કસાઇની બારીમાં માથું નાખી તેણે ખોરાકની માગણી કરી! પણ આ શું? માથું નાખતાંજ તે ધડથી છુટું થઇ પડયું! કસાઇનો છરો તેની ગરદન પર ફરી વળ્યો! કાજીએ તેને તે દિવસે જે ખોરાક લેવા આવે તેનું માથું ધડથી છુટું પાડવાનો હુકમ કરેલો હતો! કાજીનો હુકમ કોણ ન માને! સંકેત મુજબ તે એક પેટીમાં મસ્તક લઇ કાજીના સમીપ ઉપસ્થિત થયો! કાજી હર્ષથી ચમકી ઉઠ્યા! કસાઇએ પેટી ઉઘાડી! એક કારમી કીકીયારી સાથે તે ધરણી પર ઢળી પડયા!

* * *

બળતામાં ઘી હોમાયું! કાજીનો રોષ વધુ બળવત્તર થયો! પોતાના પુત્રના મોતનો આરોપ તેમણે ઇસ્માઇલ પર મૂક્યો! દરબારમાં ન્યાય થતાં ઇસ્માઇલને ગરદન મારવાનો હુકમ થયો! કાજી-પુત્રના ખુનની સજા આ કાંઇ વધુ ન કહેવાય! ત્રણ કલાકમાં તો ઇસ્માઇલનો અભાગી આત્મા નુરનસુબાનો મંત્રજાપ જપતાં જપતાં પ્રભુના દરબારમાં થયેલા ગેર ઇન્સાફનો ન્યાયનો માગવા હાજર થઇ ગયો.

* * *

રાત્રિના બારનો સમય થયો હતો! કબરસ્તાન ઘણુંજ ભયંકર લાગતું હતું! ઇસ્માઇલની કબરની જગ્યાએ અત્યારે કોઇ યુવતી કરૂણ વિલાપ કરી રહી હતી! તેનું હૃદય ભેદક રૂદન ભલે તેવા રાક્ષસી મનુષ્યનું વજ્ર હૈયું પણ પીગળાવી દેવાને શક્તિમાન હતું! એક હાસ્યની લહરી સ્મશાનમાં ઉછળી! વાતાવરણમાં ભળી ગઇ! તીક્ષ્ણ ધારવાળી એક કટારથી તે યુવતિએ પોતાના હૃદયને ચૂર્ણ વિચૂર્ણ કરી નાખ્યું હતું! હરતો ફરતો તેનો આત્મા ઇસ્માઇલના આત્માને મળવા પૂર્ણ વેગથી દોડયો! પ્રેમનું બલીદાન દેવાઇ ગયું! તે નુરનસુબાજ હતી.

* * *

"તુરૂ ! તુરૂ !" સવારમાં ઉઠતાંજ કાજીએ બુમ પાડી ! પણ બોલે ? કાજી તેના શયનાલય તરફ ગયા ! પ્રવેશ્યા ! તુરૂ ત્યાં ન હતી ! તેના પલંગ પર એક કાગળ પડેલો હતો ! કાજીએ વાંચ્યો ! શું વાંચે ?

પિતાજી !

એક અડગ પ્રેમી યુગલના પ્રેમમાં વિક્ષેપ પાડવાના ઇરાદે તમે તમારા બે વ્હાલાં સંતાનોનો ભોગ આપ્યો છે ! તુરૂ હવે આ દુનિયામાં નથી ! તે તેના પ્રિયતમને મળવા ક્યારનીયે દોડી ગઈ છે ! તુરની-તમારી વ્હાલી તુરની-તમારી બેટીની તમને જરા પણ દયા હોય, જરા પણ લાગણી હોય, દરકાર હોય તો તેની દેહને ઇસ્માઇલની કબરની બાજુમાંજ દફનાવજો ! અને તેની કબર ઉપર "પ્રેમ બલિદાન-તુરન્નુમા" લખજો ! તુરની દેહ તમને તેજ જગ્યાએથી મળશે.

લી૦ અભાગી તુરૂ !

પત્ર વાંચી કાજી રોયા ! પત્ર પ્રમાણે તુરના દેહની વ્યવસ્થા કરી ! પરતુ તેમના હૃદયને કારી ઘા વાગ્યો હતો ! બન્ને નિર્દોષ મનુષ્યોના આત્મા તેમને ગુપ્તપણે સતાવતા હતા ! તેમણે અન્નજળનો ત્યાગ કર્યો ! તુરના શોકમાં તે ગાંડા બની ગયા ! ચાર દિવસમાં તેમણે આ દુનિયામાંથી પર દુનિયામાં પ્રયાણ કર્યું ! ખુદા તે ચાર આત્માને શાંતી આપે ! !

ચ૦ દુર્ગે.





## મોજ-મજાહનો મુરબ્બો

કોણ કહે છે કે હિંદીવાનોના જીવનમાંથી "રોમાન્સ" અને ચમત્કારો મરી ગયા છે ? એવી બાતો કરનારાની એસી તેસી ! વાચનાર ભીરાદર ! આપણા જીવનમાં કેટલાક એવા પ્રસંગો બને છે જ્યારે શૌર્યની રેલમછેલ ચાલે છે, રોમાન્સ છલાછલ ઉભરાઈ જાય છે અને આપણે સામા માણસને છુટું માથુ મારવાને તૈયાર થઇ જઇએ છીએ જુઓ થોડાક નમુના

### જીદી પાડોશી

આપણે મુંબઈ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ હોઇએ, અને આપણી પાડોશમાં એક અભણ કાપડીઓ રહેતો હોય, આપણે ત્યાં કોઇ મહેમાન આવ્યા હોય તે વખતે તે આપણે ત્યાં બેસવા આવે, ખગોળશાસ્ત્રની વાત નીકળે, આપણે કહીએ કે સુર્ય પૃથ્વી કરતાં તેર લાખ ગણો મોટો છે, પેલો કાપડીઓ આપણને હસી કાઢે અને જણાવે કે સુર્ય તો પૃથ્વી કરતા ફકત સવાગણોજ મોટો છે, આપણી દલીલ સમજવાની તેની શકિત નહિ હોય, પુરાવા તરીકે તેના આગળ રજુ કરવા આપણે ગોકકસ ચોપડા ઉથલાવીએ, પણ તેમાં કઇ પતો લાગે નહિ ખુદ ખગોળનો વિષય ચર્ચનાર પુસ્તક આપણી પાસે મોજુદ હોય નહિ, આપણા મેહમાનના દેખતાં નફટાઇથી તે આપણી યાદદાસ્ત શકિત કાચી હોવાનું જણાવે, અને 'હોય, માણસ ભાન ભૂલને પાત્ર છે,' કહી સામો આપણી દયા ખાવાનો તે ડોળ કરે, ત્યારે આપણું મગજ ભમી જાય અને આપણે તે કાપડીઆ પાડોશીને એક તમાચો લગાવવાનું મન થઇ જાય.

### દંભી સાધુ

આપણા ગામના મંદિરમાં બહારથી કોઇ સાધુ આવીને ઉતર્યો હોય, તે ઘણો વિદ્વાન હોવાનું પાડોશીઓ તરફથી સાંભળવામાં આવ્યું હોય, ગામના કેટલાક લોક સાથે આપણે પણ તે બ્રહ્મનિષ્ટનો 'સત્સંગ' કરવા જઇએ, કોઇ દરિદ્ર્ન તે સાધુને સવાલ પૂછે, 'મહારાજ, વ્યાકરણ પહેલું કે ભાષા ?' તે સાધુ જવાબ આપે, 'બચ્ચા, સત્યમે પહિલા વ્યાકરણ હિ હય, ઔર સમ દુત્ત્ર, યોગ વસિષ્ઠમાં કહા હય, કયા ? કે હે રામ, તુમ પહિલા વ્યાકરણહિ શીખ લો. આપણે બોલી ઉઠીએ, અરે મહારાજ ભાષા વિના વ્યાકરણ હોય શાનું ? માટે ભાષા પહેલી, પછી તેનું વ્યાકરણ, વ્યાકરણ ભાષાને આધીન છે, નહિ કે ભાષા વ્યાકરણને," પેલો સાધુ જવાબ આપે," બચ્ચા, તુમકુ ઇંગ્રેજી પઢકે ભ્રમ હો ગયા હય, વો તત્વ જાનકી બાતે ન્યારી હય,' સત્સંગીઓ બધા ખડખડાટ

ો પડે-અને આપણે ખરા હોઇએ છતાં ચાટ પડી જઇએ ત્યારે મન થઇ જાય કે જાણે લગાવી દઇએ તે સાધુડાને એક તમાચો !

## દાખલો નહિ બેસે ત્યારે

આપણે ગણિતના ખાં હોવાનો દાખલો કરતા હોઇએ; પડોશવાળા કાનજીભાઇનો ટપુ આપણી પાસે એક અઘરો પંચરાશીનો દાખલો શીખવા આવે; આપણે ખાં છીએ એમ બતાવવા જરા વારમાં તેને દાખલો કરી આપવા ઝડપથી ખોટાં પદ માંડી દઇએ; એક બે ત્રણ વાર પદો ઉથલાવવા છતાં ખરો જવાબ મળતો નહિ હોય; તેવામાં ટપુડીઓ બોલે, 'કાકા, એ રીત તો મેં પણ અજમાવી હતી;' 'અજમાવ્યું તારા બાપનું કપાળ; જો સમજ, હવે દાખલો બેસી જશે; ધારો કે પાંચ ઘોડા બરાબર સાત ગધેડા અને ત્રણ ગધેડા બરાબર અઢી ખચ્ચર હોય...' ટપુડીઓ વચ્ચે બોલી ઉઠે, 'એમ કેવી રીતે? પાંચ ઘોડાની કિંમત બરાબર સાત ગધેડાની કિંમત ને?' ત્રણ કલાકથી દાખલો બેસતો નહિ હોય, તેમાં ટપુડીઓ વચ્ચે ડહાપણ કરે એટલે આપણો મિજાજ ઠેકાણે રહે નહિ; પીડા પતાવવા આપણે દમામથી બોલીએ, 'જા, જા. ગણીતનો જવાબ ખોટો છે; અથવા તું દાખલો ખોટો માંડી લાવ્યો હશે,' પણ આપણને દાખલો નહિ આવડવા માટે મનમાં ચણચણાટ થયા કરે, અને એમ ઠરાવ પર આવી જવાય કે ટપુડીઓ બીજી વાર એવો અઘરો દાખલો લાવી આપણી ફજેતી કરવા આવે ત્યારે ચોઢી દેવો એક તમાચો.

## રાજદ્વારી અસહિષ્ણુતા

આપણે ગાંધીજીના અનન્ય ભક્ત હોઇએ, તેમનાં કામ અને જીવન ચરિત્રનો બારીક અભ્યાસ કર્યો હોય; ૧૯૨૧ ની સાલમાં તેમને સ્વમુખે ૧૫૦ ભાષણ સાંભળ્યાં હોય, અને ગાંધીજીના આદર્શોએ આપણાં હૃદયમાં સ્થાન લીધું હોય, એક દિવસ લોકલ ટ્રેનમાં પરદેશી કાપડની આયાત કરનાર કોઇ વેપારી એમ વાત કરતો સંભળાય કે ગાંધીજી તો બેવકુફ છે, ત્યારે લાગણી એટલી બધી ઘવાઇ જાય કે અહિંસાત્મકપણાંને પણ ભુલી જઇને જાણે પેલા વેપારીને એક (?) લગાવી દઇએ !

## રેલ્વે સ્ટેશન પર

ઓફીસમાં મોડા જવા માટે આપણી સાથેના આપણા હેતના ટુકડાઓ આપણા ઉપરિ આગળ ફરીઆદ કરતા હોય, ઘેરથી પોણા અગીઆરની ગાડી પકડવા બરાબર ટાઇમસર નીકળ્યા હોઇએ, સ્ટેશન ઉપર આવીએ અને ગાડી પણ આવી રહે, આપણે જેવા ગાડીમાં ચઢવા દોડીએ કે ટીકીટ કલેક્ટર પાખંડ પકડે-અને પાસ માગે, કોટ અને જાકીટનાં મળી અડધો ડઝન ગજવામાં શોધખોળ ચલાવ્યા પછી એકાદ ગજવામાંથી પાસ આવે, એટલે ગાડી ચાલવા માંડે અને આપણે રહી જઇએ, ટીકીટ કલેક્ટર ઠંડે પેટે તે પછીની ગાડીનો ૧૧-૩૫ નો ટાઇમ પાટીમાં ઉપર ગોઠવતો જોવામાં આવે ત્યારે મન તો એવું થાય કે જાણે પાછળથી તેનાં ટોપરાં ઉપર લગાવીએ એક ધપ્પો.

મગનલાલ એચ. કોઠારી.

# જેન્ટલમેન સુધારાશતકમ્

## વીસમી સદીના સુધરાએ શું શું કરતાં શિખવ્યું ?

૬૬ દેશી આચાર વિચારો સાથે, માણસો સાથે, અદેખાઇ-દ્વેષ-ક્રોધ-ચીડ-છીટ રાખવાનું.

૬૭ સ્ત્રીઓને શરીરે અંગનો રંગ દેખાડવા, ફુલફટાક સાય-ઝીણાં ધાધરા વગરના શરમતી છાયલો પહેરવાનું, ચપોચપ ફેન્સી ફુલેલ બાંહના પોલકાં પહેરવાનું સુધારે શીખવ્યું.

૬૮ નિર્લજ્જપણે પાનની પટ્ટીઓ ચાવવાનું, લાજ મર્યાદા-આંખની શરમ મુકાવવાનું.

૬૯ સ્ત્રિઓ ઘરમાં આવતાં માતા પિતાનો સ્નેહ છોડી વ્હાલી પ્રેમદાનો જ સાચો સંબંધ બતાવવાનું.

૭૦ ઘરે ઘરે સ્ત્રિઓને સ્વતંત્રતા આપવાથી, સ્ત્રિઓને છાપરે ચઢાવવાનું, વ્હાલાંને વેરી બનાવવાનું.

૭૧ ખાન પાનના ખર્ચ વધારવાનું, પોતાની શેઠાઇ બતાવવા વિલાયતી કચરો રાખવાનું.

૭૨ દેશ સામું ન જોતાં પરદેશ રખડવાનું, એકજ પ્યાલે દરેકનાં એઠાં મોંઢનું પાણી પીવાનું.

૭૩ કવરોને થુંકથી બંધ કરવાનું મોટી મીટીંગો ભરી ભાષણો કરી ઠરાવોને કાગળોમાં રાખવાનું.

૭૪ સીતાર દીલરૂબા-ફીડલ-બ્યુગલ- પીયાનાથી ઇંગ્રેજીમાં ગાયનો-નાચો-ગાવા જોવાનું.

૭૫ રેસ શેર-સટ્ટા-લોટરીથી વગર મહેનતે લખપતી થવાનું ખુવાર બનવાનું સુધારે શીખવ્યું છે.

૭૬ ચમચે ચમચે ચ્હા પીવાનું, બીસ્કીટ-પીપરમેંટ-ચોકલેટ ખાવાનું એકઆ નં. ૧ પીવાનું.

૭૭ કમરથી ખભા સુધીના ચામડાના પટ્ટા યાને ગેલીસ પહેરી ઉભા ઉભા મુતરવાનું.

૭૮ પોતાની સ્ત્રીને ઓફીસોમાં નોકરી કરવા મોકલવાનું અને પોતાનો તે ઉપર સંસાર ગલાવવાનું.

૭૯ બ્રાહ્મણ-સાધુ-સંન્યાસી-ફકીરને જોઇ ભસવાનું અને કુતરાં જોવાને ખવરાવી હસવાનું.

૮૦ પૈસા માટે ધર્મ ભ્રષ્ટ થવાનું, અને પોતાની સ્ત્રીઓને પરપુરૂષો પાસે મોકલવાનું.

શાસ્ત્રી રેવાશંકર મેઘજી.



# આજ—કાલનાં નાટકો

## સિરાજ—ઉદ્—દૌલા

( અવલોકન )

રા. રમણીક અ. મહેતા.

( ૯ )

ગયા અંકમાં સિરાજુદૌલા નાટકની પ્રવેશવાર સમાલોચના કરી. હવે આપણે નાટ્યકળાની દ્રષ્ટિયે સમગ્ર કૃતિને અવલોકીએ. નાટ્યકૃતિમાં આવશ્યક શું તે ચર્ચા અમે પ્રથમ કરી ચૂક્યા છીએ. એટલે નાટ્યના લક્ષણોથી આ કૃતિને આપણે જોઇશું, પણ તેમ કરવા પૂર્વે, 'સિરાજ'ની કૃતિ સંબંધી કેટલાક વિચાર શ્રીયુત પુરષોત્તમ વિશ્રામ માવજી સંપાદિત 'સુવર્ણમાળા'ના ફાલ્ગુનના અંકમાં પ્રસિધ્ધ થયા છે, તે અત્રે ઉધ્ધૃત કરીએ છીએ. આ નોંધના વિચારો અમારા કથનને પુષ્ટિ આપે છે. 'સિરાજ'ની નોંધ લેતાં લેખક કહે છે કેઃ—

"નાટકમાં જે કાંઇ વખણાયું છે તે નાટકનું લખાણ કે એવું કંઇ નહિ પણ અમુક નટ, કે નટોનું કામજ. એ ન હોય તો નાટકની કશીજ કિંમત ન રહે.'—

નાટકના મૂળમાં એટલી સામાન્યતા છે કે તેનો આટલો ઉલ્લેખ પણ વધારે પડતો છે"

વાંચકો સમજી શકશે કે સિરાજની નાટ્યકૃતિ સામાન્ય કરતાં પણ ઉતરતી છે. અસ્તુ.

સિરાજના નાટકનુ Theme--પ્રધાન વિષય શો ? આપણને સુસંગત વસ્તુ કે Motif તેમાં જડતો નથી. સિરાજનું નાટક એટલે સિરાજનું જીવન ચરિત્ર નથી. આથીજ કળાપ્રવિણ નાટ્યકારો ઐતિહાસિક કે પૌરાણિક ચરિત્રના અમુક પ્રસગો લઇ નાટ્ય પ્રસ્તુત કરે છે. જેમ કુશળ ચિત્રકાર રંગ, પીંછી અને કલ્પનાથી–તુલિકા–પટપર રમ્ય ચિત્ર અંકિત કરે છે, તેમ પ્રસગોમાં કાર્ય કારણને યોજી, મનુષ્ય હૃદયને ડોલાવે એવા ભાવો ગુંથી નાટ્યકૃતિ નિર્માણ કરે છે. આમ કરવામાં આગળ કહ્યું તેમ પ્રસગોને વસ્તુની આદ્યોપાન્ત કુશગુંથણી એવી રીતે યોજે છે કે તેના અંકો અને પ્રવેશો અને તેમાં રહેલો અવિચ્છિન્ન સંબંધ સંપૂર્ણ સમથિત કૃતિ રૂપે પ્રસ્તુત થાય છે. આપણે જોયું કે, પ્રથમ પ્રવેશમાં સિરાજના ઉધ્ધત વર્તનથી નારાજ થયેલા ઉમરાવો એક નવો પક્ષ અસ્તિત્વમાં આણે છે. આ પછી આનું શું થયું એ પ્રશ્ન ઉભો રહે છે. નાટકની ખૂબી એવી હોવી જોઇએ કે તેના વસ્તુનો ક્રમવિકાસ થઇ અમુક કાર્યમાં પરિણીત થાય. જેમ એક નાના બીમાંથી એક નાનો રોપો અને રોપામાંથી ફળફુલવાળું વૃક્ષ થાય છે, તેવી રીતે નાટકના બીનો વિકાસ થવો જોઇએ. સિરાજની કૃતિ તેમ નથી. બીજોજ પ્રવેશ પ્રથમની સાથે સંબંધરહિત—એટલું જ નહિ પણ પછીના પ્રવેશો પણ કેવળ પ્રયોજન રહિત અને નાટકના વસ્તુની સાથે હેતુ વિનાના છે. આ પ્રવેશોને નાટ્ય કૃતિમાંથી લઇ લેતાં વસ્તુને હાની આવે તેમ નથી. લેખક નાટ્યકૃતિના આવશ્યક અંગથી અજ્ઞાત લાગે છે. નાટ્યકળા પરત્વે લખતાં એક વિદ્વાન લેખક કહે છે કેઃ—

"What in the subject of a drama is merely an approximate or suppositious, must in its action be an actual unity, and it is this requirement which constitutes the most ardeous part of the task of transforming subject into action.

Encly. Brit.

નાટકમાં વસ્તુ જેવું કંઇ છેજ નહિ. !

સિરાજના જીવનના બનાવો એક સૂત્રમાં ગ્રથિત કર્યા વગર જેમ છુટાં વસ્ત્રોને ખીંટી પર ટાંગે તેમ સંબંધ રહિત મૂક્યા છે.

ઇતિહાસના જ્ઞાનનું લેખકમાં મીંડું છે. જે ઘટનાઓ બનીજ નથી, તે આલેખાઇ છે. એક પ્રજાવત્સલ વ્યક્તિ વિના કારણે કલંકિત થઇ છે અને તેના વિરોધીઓ ઉજળા સ્વરૂપમાં આલેખાયા છે. અમે સ્વીકાર કરીએ છીએ કે, નાટક એ ઇતિહાસ નથી અને નાટ્યકૃતિમાં છૂટ લઇ શકાય છે પણ તે અમુક મર્યાદામાં. નાટ્યકારની સગવડ ખાતર કોઇ ઐતિહાસિક પાત્ર વ્હેલું મરે, જીવતું રહ્યું હોય તે પણ અમુક પ્રસંગમાં આવીને મરે, અથવા તો મરી ગયું હોય તે સ્વર્ગમાંથી પાછું આવે, એ બનવું અશક્ય છે. આવા બનાવો સિરાજના નાટકમાં એક કરતાં વધારે છે.

પાત્રાલેખનમાં પણ ત્રુટ્યો થઇ છે. પાત્રાલેખન એ વિકટ કામ છે. જન સ્વભાવના સૂક્ષ્મ અભ્યાસીઓજ પાત્રાલેખન ઉત્તમ રીતે કરી શકે છે. ઉત્તમ પાત્રાલેખનનો અર્થ એ નથી કે નાટકના પાત્રો ઉદાત હોવાં જોઇએ. નાટ્યકાર ભલેને પાપી અને અધમ પાત્રો આલેખે પણ એ પાત્રોનો ધર્મ અને સ્વભાવ, વિના કારણ બદલી શકાતાં નથી. એક પ્રસગે એક માણસ ધૂર્ત, ફરીને અન્ય પ્રસંગમાં સરળ સ્વભાવનો થઇ શકતો નથી. જેને નાટકની ભાષામાં કેરેકટરને નીભાવવી કહે છે અર્થાત્ કે તેમાં consistancy જોઇએ તે કેટલાક પાત્રાલેખનમાં જણાતું નથી. આ ઉપરાંત નાટ્ય કૃતિમાં સ્થળ, કાળ અને ક્રિયાના ઐક્ય પણ સંધાયા નથી. સિરાજનું નાટક, સિરાજના નાટકની ક્રિયા, સિરાજના મરણ પછી મિરજાફરનો નવાબી અમલ વટાવી મિરકાસિમ નવાબ થાય ત્યાં અટકે છે. અને નામ સિરાજુદૌલા ! ટૂંકમાં કહીએ તો સિરાજના લેખકને નાટક એટલે શું ? તેનું જ્ઞાન હોય એમ જણાતું નથી. નાટકની રચના પરત્વે આટલું પુરતું છે. અમે આગળ સ્વીકાર કરી ગયા છીએ અને પુનઃ કહીએ છીએ કે, કેટલાક પ્રવેશો અસરકારક રીતે સધાયા છે. બીજા અંકનો સાતમો પ્રવેશ ઘણોજ અસરકારક-

રાણી ભવાનીની પુત્રવધુના કેટલાક પ્રસંગ મનોહર છે. ત્રીજો અંકનો ત્રીજો પ્રવેશ હીય પીગળાવે તેવો છે. નાટકના કેટલાક સંવાદોમાં પણ લેખક જોમ બતાવ્યું છે. એ અત્રે નમુદ કરવું જોઇએ.

નાટકની કાવ્યમાં ગણના થાય છે તે દર્શાવી ગયા છીએ. સંસ્કૃતમાં એક ઉક્તિ છે કે काव्येषु नाटकं रम्यम् કાવ્યમા નાટક એ રમ્ય છે. નાટકના ગાયનોમા કવિત્વનો અંશ નથી. ચવનસાઇ અને કેટલાક કેવળ વન્સમોરિઆ છે. છતાં એકાદ બે કાવ્ય દિલને ઉછાળો આપે તેવાં છે, સિરાજનું:—

પુછો કોઇ પરવાનાને,
શમા પર બળી મરવાને, અખિર એ થના શાને?
ન જાણે કોઇ એમાં મજા શું દિવાનાને.

કડીઓ ભાવવાહી છે, ઉર્દુ અને ફારસી ભાષામાં શમા અને પરવાના પર તે ભાષાના કવિઓએ મનોરમ કલ્પનાઓ કરી છે. જુઓ —

કરૂ અવ્વલ હર દિલે દિલદાર પયદા મિશવદ,
તાન સોજદ શમએકય પરવાના સોઝ્ત નિશવદ.

ઉર્દુના ઉસ્તાદ કવિવર દાગની પણ મનોહારી કલ્પના જુઓ,

રૂખે રોશન કે આગે શમા રખકર વો યહ કહતે હય,
ઉધર જાતા હય દેખે યા ઇધર પરવાના આતા હય.

નાટકના આ પદ્યની અંતિમ સાખી 'દીપકમા જળકી જો.' એ જો બેગમ સહેલાના મુખમાં મુકી હોત તો પ્રસંગમાં ગૌણિત્વ વધત કારણ પરવાનાનો જવાબ બેગમના મુખથી મળત અને ઔચિત્યાનં ઉત્તમ પ્રકારે સધાત. બીજું કાવ્ય 'સખી નાનકડો નાવલિયો છોગો આછા ઘુઘરવાળી' આ કાવ્ય ભાવવાહી અને સુંદર છે, પણ સુંદરી જેવી મુગ્ધાના મ્હોમા શોભતું નથી.

આ મનોરમ ઉક્તિ તો કોઇ વાકૂવિદગ્ધા પ્રગલ્ભાનાજ મુખમાં સંભવે. બીજી એક આનંદની વાત એ છે કે લેખક ઉર્દુ ઢબની ગઝલો લખવામાં ઉર્દુના નિયમોને અનુસરીને રચના કરી છે. ઉર્દુ ગઝલો જો કે લગભગ શુધ્ધ લખાઇ છે, પણ ઉર્દુ શબ્દ પ્રયોગમાં લેખકે છાક ખાધી છે અને અર્થના અજ્ઞાનને લીધે અનર્થ કર્યો છે. ચોદમા ગાયનની શરૂઆતની બે લીટીઓ આ પ્રમાણે છેઃ-

મંઝરાતડી વીતી ગઇ પણ આંખડી હજી ના મળી,
નૂરે નજર થઇ આકળી, દિલબર વિના બેમાકળી.

અહીં 'નૂરે નજરે' એટલે શું? આંખોનું તેજ? ના એ અર્થ સંભવતો નથી. કારણ કે તેમ અર્થ પરાણે કરીએ તો 'આકળી' એ વિશેષણ ઉચિત નથી. તેજને આકળું કહી શકાય નહિ. 'નૂરે નજર' એ શબ્દ દિલબરી-પ્રિયતમાના અર્થમાં વાપર્યો છે, પણ ઉર્દુ ભાષાનું સામાન્ય જ્ઞાન ધરાવનારે જાણ્યું હોત કે 'નૂરે નજર' દિકરીને માટે વપરાય છે, નહિ કે માશુક માટે. માશુક માટે તો 'મંઝૂરે નજર' શબ્દ આ મહાવરા છે.

લેખક માટે આટલુ બસ છે. હવે આપણે નાટકના પાત્રોના અભિનય પર દૃષ્ટિપાત કરીએ. અભિનય કુશળતા અમે રાણી ભવાનીની ભૂમિકા ભજવનારમાં જોઇએ છીએ જેને આ ભૂમિકા આપી છે તે ભૂમિકા ઉત્તમતાથી ભજવી બતાવે છે. સુંદરીનું સ્વાભાવિક અભિનય મનોહર છે. મુદ્રાપરિવર્તન કરી ભાવને સારી રીતે રજુ કરે છે, પણ જે ભૂમિકા તેને આપી છે, તે ભૂમિકા મોટી ઉમરનાને જચે તેવી છે. નાટકના નાયકનું કામ કરનાર અશરફખાનને માટે અમને આશા હતી કે આગળ જતાં એ નટ નામના મેળવશે. પણ એ ધારણામાં અમે નાસીપાસ થયા છીએ. પૃથુરાજની ભૂમિકા ઉત્તમ રીતે સાધનારે સિરાજ-નવાબના પાર્ટમાં નિષ્ફળતા પ્રાપ્ત કરી છે આનુ કારણ એ નથી કે મી૦ અશરફખાનમા અભિનયની કચાશ છે. નાટકના પાત્રને પોતાની ભૂમિકા ભજવી બતાવવા પોતાની સ્થિતિનો ખ્યાલ રાખવો જોઈએ છે પોતાની ભૂમિકામા તદ્રૂપતા હોવી જોઇએ દરેક શેરને અંતે વન્સમોર લેવાની ઇચ્છા એ પાત્રને વિસ્મરણ કરાવે છે કે પેતે બગાળ, બિહાર અને ઓરિસાનો યુવરાજ છે. અને નહિ કે કોઇ કવ્વાલ! મી૦ અશરફખાન નવાબ મટી કવ્વાલ બનવા જાય છે અને રંગભૂમિને રાજાના દિવાનખાનાને બદલે કલાવતિણનું દિવાનખાનુ બનાવી દે છે એ અફસોસજનક છે. બાકી એ એકટરના અભિનય માટે ઝાઝુ દોષ કાઢવા જેવું નથી. રા. ત્રિકમને તેની ભૂમિકા બતાવવાને અવકાશ નથી. કારણ કે, લેખકે તેની ભૂમિકામા એવા પ્રસંગ મૂકયા નથી પણ ત્રીજા અંકના ત્રીજા પ્રવેશમા તે કરૂણાજનક સીનમા પોતાના પાર્ટને શ્રેય આવે છે

આપણા નાટકો દિન પ્રતિદિન અવનત સ્થિતિમા આવતાં જાય છે એ ખેદની બીના છે. પૂર્વે જે સારા ડાયરેકટરો થઇ ગયા તેવા હવે જોવામાં આવતા નથી જે થોડા ઘણા વિદ્વાન અને સારા નાટકો લખનાર હતા તે પણ નજરે પડતા નથી. છેલ્લા છેલ્લા રા. રઘુનાથ જેવાએ પણ નાટકો લખવા મુકી દીધાં અને અત્યારે નાટકની દુનિયામાં બે ચોપડી ભણનાર કોઇ લુહાર તો કોઇ પાકશાસ્ત્રી જેવા નાટકો લખે, ત્યાં નાટકોમાં કળાની આશા રાખવી વૃથા છે.

આપણી રંગભૂમિ કંઇ નહિ તો પૂર્વની સ્થિતિએ આવી ઉચ્ચતમ માર્ગે વળે એવી આશાથી અમે આ દીર્ઘ સમાલોચના કરી છે. અમે આશા રાખીએ છીએ કે ગુર્જર રંગભૂમિ સારા કળાકારોને હાથે ઉત્કર્ષ પામે. એજ.

સંપૂર્ણ

# પેરીસની પદ્મિની

લખનાર-ડા. રમણિક અ. મહેતા.

(ગયા અંકથી ચાલુ.)

ડેનીવિય લખે છે કે 'પેરીસ આવ્યા પછી મને જણાયું કે રૂશિયાના રાજ્ય-પ્રતિનિધિના હુકમથી કાઉન્ટના ઘરમાંની સઘળી ચીજોની નોંધ કરી સીલ મારી ઘર બંધ કરવામાં આવ્યું હતું. મારૂં પ્રથમ કર્તવ્ય એ હતું કે કાઉન્ટે આત્મહત્યા કરી છે, એમ જણાવવામાં આવતું હતું; તેને માટે કંઇ પૂરાવો કે પ્રમાણ મળે છે કે નહિ તે જોવાનું હતું. મારી પોતાની માન્યતા મુજબ કાઉન્ટને આત્મહત્યા કરવાનું કંઇ કારણ ન હતું. ફ્રેન્ચ પોલિસનો પણ એવોજ અભિપ્રાય હતો, છતાં આત્મહત્યાની અફવા ફેલાઇ હતી અને રૂશિયન પ્રતિનિધિ ખાતાના કેટલાક માણસો અને બીજા એ બીનાને ભારે વજુદ આપતા હતા. પહેલાં તો એમ ધારવામાં આવ્યું હતું કે કાઉન્ટનું કોઇએ ખૂન કર્યું હોવું જોઇએ. આ ધારણા સાચી હોય તો કાઉન્ટના શબનો પત્તો લાગવો જોઇએ પણ શબનો પત્તો ન હતો આ કારણને લીધે તેઓ એવા અનુમાનપર આવ્યા હતા કે કાઉન્ટને ફ્રાન્સની હદ બ્હાર લઇ ગયા હોવા જોઇએ કે એક ગૃહસ્થને ન છાજે તેવા વર્તનને માટે, રશિયન રાજ્ય પ્રતિનિધિ મંડળને અને તેમાં કામ કરનારને કલંક લાગે, તે માટે પોતે છાનોમાનો ચાલી ગયો હોવો જોઇએ. જ્યારે એમ પ્રશ્ન કરવામાં આવતો હતો કે આવું તે શું કામ હોય ? ત્યારે તેનો જવાબ સંતોષકારક મળતો નહિ, પણ કંઇ કાળું કામ હોવું જોઇએ એમ કહેવામાં આવતું હતું. મને પોતાને આત્મહત્યાની વાત પર વિશ્વાસ ન હતો, કારણ કે કાઉન્ટનું વર્તન ચોકખું હતું. તેને પૈસાની અકળામણ ન હતી, જાતે પ્રમાણિક હતો. હા, એટલું ખરૂં કે તેને પ્રમદાઓનો પ્રીતિકર અને સુખકર સહવાસ પસંદ હતો. પણ તેથી શું ? પેરીસમાં આ બીના સામાન્ય છે. પેરીસ જેવું મોજીલું શહેર બીજું નથી. આવા પ્રકારના બનાવોને બીજે ઠેકાણે જેટલું મહત્વ આપવામાં આવે છે તેટલું ત્યાં આપવામાં આવતું નથી. એટલે કાઉન્ટનું વર્તન ખરાબ માનવાને કારણ ન હતું.

યુજેન વિયુનને કાઉન્ટ સાથે ગાઢો પરિચય હતો. આથી સ્વાભાવિક રીતે કાઉન્ટના વિષયમાં બે ચાર બીના પુછી જોઇ. પુછતાં મને એમ જણાવ્યું કે કાઉન્ટની પ્રીતિપાત્ર પ્રેમદાઓ હતી; પણ કોઇની સાથે તેણે સદાને માટે સંધાણ કર્યું હોય એમ જણવામાં ન હતું. 'ત્યારે કાઉન્ટ એકાએક પોતાને ત્યાં મીજલસની ઠાઠમાંથી પોતાના પરોણાઓને મુકી ચાલી ગયો, એમ પુછવામાં આવતાં તેણે જણાવ્યું કે કોઇને મળવા જવા સિવાય બીજું કારણ સંભવતું નથી.'

અત્રે એટલું યાદ રાખવાનું જરૂર છે કે કાઉન્ટ બે વાગે ઘર છોડી ચાલી ગયો હતો. શિયાળાની રાત હતી. જતી વખતે તેને તેના દરવાન સાથે વાતચીત થઇ હતી તે પરથી તે રોષમાં હતો. આ પરથી બે બાબતો સિધ્ધ થતી હતી. પ્રથમ તો એ કે કોઇ સંજોગવશાત તેને બ્હાર જવું પડ્યું હતું. બ્હાર જવાને માટે તેણે પહેલેથી તૈયારી કરી રાખી હતી. બીજું એ કે જે કામને માટે તેને જવું પડ્યું હતું તે કામ તેને રૂચીકર કે પસંદ ન હતું. કારણ કે જતાં જતાં તેણે ગુસ્સામાં કંઇ વચનો દરવાનને સંભળાવ્યાં હતાં. આ બે વાત મહત્વની હતી; કારણ કે આને લીધે એક ત્રીજી વાત જાણવાની મને ઇચ્છા થઈ. ને તરતજ સવાલ કર્યો કે કાઉન્ટને કોઈએ કંઇ સંદેશો કે ચીઠ્ઠી મોકલી હતી ?

"કાઉન્ટના ઘરના નોકરોને રજા આપવામાં આવી હતી. આથી આ પ્રશ્નનો ઉકેલ મેળવવો એ સહેલી વાત ન હતી, છતાં ખંતથી તપાસ કરતાં ઓગસ્ત શોઝી નામના એક નોકરની ભાળ મળી આવી. કાઉન્ટનો આ વિશ્વાસુ નોકર હતો. જે દિવસે બૉલ-નાચ થવાનો હતો તે દિવસે તેણે પોતાના શેઠને કપડાં કાઢી આપી, ટીપટાપ કરી પહેરાવ્યાં હતાં. સવાર સુધી મિજલસ પહોંચે તેમ હોવાથી તે પોતાના શેઠની રજા લઇ બ્હાર ગયો હતો. મધરાત પછી જ્યારે તે પાછો ઘેર ફર્યો અને ઘરમાં પેસવા જતો હતો તેવામાં એક માણસ તેની પાસે આવ્યો અને એક સીલબંધ કાગળ તેના હાથમાં મુકયો અને કહ્યું " આ કાગળ તમારા શેઠને હાથોહાથ આપજો. એ ઘણો જ મહત્વનો કાગળ છે કોઇની જીંદગી કે મરણનો આધાર આના પર છે."

આ કાગળ લઇ શોઝી દિવાનખાનામાં ગયો પણ કાઉન્ટને કાગળ આપ્યા પહેલાં સિરનામાપર નજર કરી. કવર પર માત્ર કાઉન્ટનું નામ હતું. બીજું કંઇ સિરનામું બિરનામું કે મોકલનારનું નામ કંઇ હતું નહિ. કવરની ડાબી બાજુએ ઉપલે ખુણે ફ્રેન્ચ ભાષામાં Pressant એટલે તાકિદનો એમ લખેલું હતું અને ધ્યાન ખેંચવા એ શબ્દ નીચે જાડી લીટી તાણી હતી. નાચ પુર બ્હારમાં હોવાથી શોઝી પોતાના શેઠની પાસે તરત જઇ શકયો નહિ. થોડીવાર પછી તેણે પોતાના શેઠને શોધી કાઢી ચીઠ્ઠી આપી. કવર પરના અક્ષરો જોઇ તેને ચીઢ આવી હોય એમ જણાયું અને તેણે કવરને ફોડયા વગરજ પોતાના ખિસ્સામાં મુકી દીધું. અડધા કલાક પછી બીજા નોકરે આવી શોઝીને ખબર આપી કે શેઠને પોતાનો ઓવર કોટ અને ટોપી જોઇએ છે માટે તે તેણે ડ્રેસીંગ ટેબલ પર તૈયાર રાખવાં.

એ ચીઠ્ઠી આપવા આવેલા માણસનો દેખાવ કેવો હતો તે મેં શોઝીને પુછ્યું. જવાબમાં વધારે હકિકત મળી નહિ, પણ માત્ર એટલું માલમ પડ્યું કે આવનાર માણસે સારાં કપડાં પહેર્યાં

હતાં. તે સાધારણ ઉંચાઇનો માણસ હતો અને તેને કાળી દાઢી તથા મુછો હતી.

આ કાગળની હકીકત મળતાં ડેનીવિચને વિચાર સુઝયો, જે ફ્રેન્ચ પોલિસને સુઝયો ન હતો. જો તે કાગળ મળ્યો હોત તો ઘણી બીના પ્રકાશમાં આવત. કાઉન્ટનું ગુમ થવાનું કારણ પણ તેમાંથી મળત, પણ કાગળનો જો કે નાશ થવાનો સંભવ ન હતો પણ તે કાઉન્ટના ખિસ્સામાં જ રહેલો હોવો જોઇએ. ગમે તેમ પણ આ કાગળની બિના પરથી ડેનીવિચે નીચે મુજબ તર્કમાન કર્યાં—

(૧) કાગળમાં મળેલી સૂચનાને લઇને કાઉન્ટ તરતજ ઘર બ્હાર નીકળી પડયો (૨) તે જવાને રાજી ન હતો અને ન છૂટકે ગયો તેથી તે કોઇ પ્રણય-પાત્રીને મળવા ભાગ્યેજ ગયો હોય. (૩) તે કાગળ સ્ત્રીએ લખ્યો હોય કે પુરૂષે લખ્યો હોય, પણ લખનારને કાઉન્ટ પર એવો અસાધારણ કાબુ હતો કે પોતાને ઘેર મીજલસ હોવા છતાં આમંત્રણ કરેલાં નરનારીઓને છોડી, સ્વાગત કરવાનું બાજુએ રાખી તે ચાલી ગયો. આ પરથી સાધારણ અનુમાન એ હતું કે કાઉન્ટ પોતાની સ્વતંત્ર વિચારની રહેણી કરણીને લઇ નીચ માણસના સપાટામાં આવ્યો હતો. તે માણસોએ તેને કેદ રાખ્યો હોવો જોઇએ. તે ઉપરાંત તેને એવા સ્થાનમાં કેદ કરેલો હોવો જોઇએ કે જ્યાં તેને ખબર કે સંદેશો મોકલાવવાનાં સાધન ન હોય. જો એમ હોય તો અત્યાર સુધી તે ચુપ બેસી રહે નહિ. આ સિવાય બીજી સંભાવના તેનું કોઇએ ખૂન કર્યું હોય તેની હતી. જો ખુનનો સિધ્ધાંત સ્વીકારીએ તો ખુનને માટે કંઇ કારણ જણાતું હતું. જો ચોરીને માટે કે પૈસાને માટે ખૂન કર્યું હોય તો તેમ બનવાને માટે પણ કંઇ મુદ્દો ન હતો. કાઉન્ટના શરીર પર જર જવાહિર ન હતું. ઘરમાંજ ચોરી કરવા માટે તેને બહાર કાઢી ગયા હોય તો તે મિજલસની રાતે જયાં સહવાર સુધી માણસોની ધમાલ ત્યાં ચોરી કરવાનું બને કયેમ? આ સિવાય ખૂનને માટે એકજ કારણ રહ્યું. અને તે એ કે કાઉન્ટને કોઇની સાથે વેર હોય અને તે વેર લેવા માટે કાઉન્ટને ભગાડી ખુન કર્યું હોય. ખૂન કરવા જેવું કાઉન્ટે કોઇને કારણ આપ્યું હોય એમ કોઇની જાણવામાં ન હતું.

આ સિવાય એક બીજી વાત લક્ષમાં લેવા જેવી હતી. જે વ્યકિતએ કાઉન્ટ પર કાગળ લખ્યો હતો, તે વ્યકિત કાઉન્ટની સાથે સારા પરિચયમાં હોવી જોઇએ. એટલુંજ નહિ. પણ કાઉન્ટને મુઠ્ઠીમાં રાખે તેવી માહિતી તે માણસને હોવી જોઇએ એ સ્પષ્ટ હતું. ડેનીવિચે પોતાના તર્ક અને અનુમાન કાઉન્ટના મિત્રોને જણાવ્યા નહિ; કારણ કે તેઓ તેના અનુમાન પર વિશ્વાસ મુકે તેમ ન હતા અને એક ગૃહસ્થને છાજે નહિ તેવું વર્તન તેને હાથે થયું હોય એમ માનવાને પણ તૈયાર ન હતા. ડેનીવિચે ફરીથી સુજેન સુનને કેટલાક પ્રશ્નો પુછયા, સુજેનના કહેવાનો સાર એટલો હતો કે તેના મિત્રે કંઇ અનુચિતકાર્ય કર્યું ન હતું. પેરીસના શોકિન નવયુવકો જે જીવનનો વિલાસ ભોગવે છે તેવા પ્રકારની વિલ... તેની હતી. પૈસો યૌવન અને સ્વાતંત્ર્ય હોય તો પેરીસ... કાનું જેવું જીવન હોય તેવું જીવન કાઉન્ટનું હતું. ટુંકમાં એટલું કે સમાજના માણસો જે દોષોને ક્ષંતવ્ય દ્રષ્ટિથી જુએ છે તેવા દોષો કાઉન્ટમાં હતા. ધર્મગુરૂઓની દ્રષ્ટિમાં આ દોષો અક્ષંતવ્ય ગણાય પણ સમાજ એને એમ માનતી નથી. સુજેન આથી વધારે કહેવાને રાજી ન હતો તેની વાતચીત પરથી એમ જણાતું હતું કે તે મન મોકળું કરીને બધી બીના જણાવતો નથી. ગમે તેમ પણ સુજેને પોતાના મિત્રને અદ્રશ્ય થવાનું કારણ કંઇ ગેરવર્તણુંક કે બદમાશોના સપાટામાં આવવા જેવી કંઇ વાત હોય તેની છાતી ઠોકીને ના પાડી.

જ્યારે ડેનીવીચને જણાયું કે સુજેન ખુલ્લા દીલથી વાત કરતો નથી ત્યારે તેણે ઉત્તેજનાર્થે તેને પુછયું, "તમારા મિત્ર કોઇ ગંભીર પ્રકારની સ્નેહલીલાના પ્રસંગમાં સપડાયા હતા કે નહિ?"

"હું જાણું છું ત્યાં સુધી નહિ." સુજેને જવાબ આપ્યો.

"ખરૂં પણ તમને તમારા મિત્રની પ્રણયલીલાના પ્રસંગો માલમ હોવા જોઇએ કારણ કે તમે તેના નિકટના મિત્ર છો."

"મેં કહ્યું તેથી વધારે હું કંઇ જાણતો નથી."

આ જવાબ તેણે એવી દ્રઢતાથી આપ્યો કે ડેનીવીચ સમજી ગયો કે સુજેનને વધારે પંપ કરવામાં ફાયદો નથી. તે કેટલીક બીના જાણે છે પણ કહેવાને રાજી નથી. આથી તેણે આ વાત આટલેથીજ પતાવી.

આણી તરફ કાઉન્ટના મિત્રો ચિંતાગ્રસ્ત થવા લાગ્યા. આટલા દિવસ થયાને કાઉન્ટનો પત્તો મળ્યો નહિ એ શું તેઓ નકામા બેસી રહ્યા ન હતા? પોલિસ તો કહેતી હતી કે કાઉન્ટનું ખૂન થયું હોવું જોઇએ. તે સિવાય બીજો મુદ્દો તેમને જણાતો ન હતો. પોલિસે એમ સૂચવ્યું કે કંઈ ઇનામ જાહેર કરો, અને તેમ કરવાથી કદાચ પત્તો લાગવાનો સંભવ છે. એ ઇનામ જાહેર કરવામાં આવ્યાં. જો કોઈ કાઉન્ટને જીવતો આણી આપે કે જીવતો છે અને તેનો પત્તો મેળવે તો તેને ૧૦૦૦૦ ફ્રાન્ક ઇનામ આપવા અને જો તેનું ખૂન થયું હોય તો તેના શબને મેળવી આપનારને ૫૦૦૦ ફ્રાન્ક આપવા એમ ઇનામ જાહેર કરવામાં આવ્યાં પણ કાઉન્ટનો પત્તો મળ્યો નહિ. સીન નદિ પર રહેતા મનુષ્ય નદિના જળમાંથી મળી આવતા પદાર્થોની શોધ રાખે છે. તેમણે બે ત્રણ મુડદાં શોધી કાઢયાં. વર્તમાન પત્રોમાં છપાયું છે કે કાઉન્ટનું મુડદુ મળી આવ્યું છે; પણ તપાસ અંતે એમ જણાયું કે મુડદાં કાઉન્ટના નહિ પણ બીજા કોઇ માણસોનાં હતાં. દસ હજારનાં ઇનામની લાલચ પણ કંઇ કામ કરી શકી નહિ.

(કાઉન્ટનો વધુ ભેદ જાણવા માટે અમારો આવતો અંક જુઓ.)



## નોવેલટીમાં નવી નવાઇ-વધાઇ

ખાસ પ્રોગ્રામ—ખાસ ચુંટી કાઢેલ પ્રોગ્રામ—ખાસ પ્રોગ્રામ

મુસલમાન ભાઇઓની રમજાન ઇદના મુબારક દિવસો માટે ખાસ
શાહી જાહોજલાલીનું દિગ્દર્શન

હિંદુસ્થાનમાં મશહુર-નામના મેળવેલ-એક મહારાણી

મેજેસ્ટીક ફીલ્મ્સની એક રસિક ફીલમ




આ ફીલમમાં શૃંગાર રસ એવો તો છલોછલ ભર્યો છે કે ખરેખર તમારૂં દીલ બાગબાગ થઈ જશે સાથે સાથે—

બોધ મેળવવા લાયક વસ્તુ પણ રજુ થાય છે

આ "રજીયા બેગમ" ની ફીલમ ખાસ આ

તહેવારો માટેજ મેળવવામાં આવી છે

તો અવશ્ય મુસલમાન ભાઇઓ તેનો લાભ લેશે.

મેજેસ્ટીક ફીલ્મ્સના એજન્ટ મી. ફીદાઅલી મહમદઅલી તરફથી આ પ્રોગ્રામ સપ્લાઇ કરવામાં આવ્યું છે.

તહેવારોના દિવસોમાં વધારાનો ખેલ ૩॥ વાગે

## નોવેલટી સીનેમા ગ્રાંટરોડ ટ્રામ ટરમીનસ

# શનીવાર તા. ૧૦ મી એપ્રીલના નવો ડ્રામા

# Uncle Jim's Heirs

યાને

# દૌલતની કસૌટી

વળી બે ભાગનો બીજો ડીટેકટીવ ડ્રામા રજુ થશે.

પૈસાને ખાતર કેવી મહાન ઉસ્તાદી કરવામાં આવે છે તે આ દૌલતની કસોટીમાં જોઈ શકાશે.

ભાવો—ત્રણ આના, છ આના, આઠ આના, બાર આના અને રૂ. ૧)

હંમેશ ૫-૧૫, ૭, ૮-૪૫, ૧૦-૩૦

ખાસ હિંદુભાઈઓના ચૈતરી નવાં વરસ માટે

સોમ અને મંગળ તા० ૧૨ અને ૧૩ મી એપ્રીલે

ખાસ ૩—૩૦ વાગતે વધારાનો ખેલ થશે

ઈદ મુબારક ! ઈદ મુબારક!

ખાસ રમજાન ઈદની ખુશાલીમાં તદન નવો પ્રોગ્રામ રજુ થશે.

બુધવાર તા० ૧૪ મી એપ્રીલના તદન નવો ખેલ અને ભારે હસાવનાર

# Vizard of Oz યાને ભમતો ભૂત

ઈદના ખાસ ખેલો—

૧૨ થી ૧—૩૦; ૧—૪૫ થી ૩—૧૫. ૩-૩૦ થી ૫.

વાસી ઈદ પર

૧-૪૫ થી ૩-૧૫ અને ૩-૩૦ થી ૫

## કોહીનૂર સીનેમા—મારબલ થીયેટર સેન્ડહર્સ્ટ રોડ

# સીનેમાના સમાચાર

લખનાર—શ. ચિત્રપટ

**નવી ફિલ્મ—**

સ્વર્ગકંકણ યાને ઇંદ્રજાળ—રજુ કરનાર રોયલ આર્ટ સ્ટુડીઓ, લેખક અને ડાયરેક્ટર મી. બી. પી. મિશ્ર ફોટોગ્રાફર મી. અરદેશર ઇરાની.

વસ્તુ—ભાંઈઓની કપટનીતિથી દેશપાર થયેલા ઉજ્જેનીના રાજકુમારનાં અંધારે દેશના રાજાની પુત્રી પ્રિયંવદાને મેળવવા-સ્વર્ગકંકણ પ્રાપ્ત કરવા માટેના સાહસોથી ભરપૂર છે. વસ્તુ-કલ્પનાનાં સામ્રાજ્યમાં ઉણું કરી ઉપજાવી કહાડી છે તેમ ન હોય તો મી. દર્વેની માફક મર્ત્યલોકના બનાવોમાં પણ ઈંદ, નારદ વગેરે ક્યાંથી સરતા થાય. લીંક માટે જેટલી જોઈએ તેટલી કાળજી રાખેલી જણાતી નથી. અમુક બનાવો પાત્રો જાણે કે પહેલેથી જાણતાંજ હોય તેમ નં હોય તેવી રીતનું વર્ણન વિસંગત છે. બાકી કંઈક નવું કરી બનાવવું એમ માની મી. મિશ્રે વસ્તુને ઉઠાવ કરવામાં બેજું કરયું છે પરંતુ જેવી જોઈએ તેવી ફતેહ મળી નથી.

અભિનય—પ્રિયંવદા-મિસ જુબેદા. આ ફિલ્મમાં તેનો અભિનય જોતાં શું આ પડેલાની જુબેદા ! એવો પ્રશ્ન ઉત્પન્ન થઇ આવે છે. તેની આ ફિલ્મની નકલી એક્ટીંગ બતાવી આપે છે કે, હીરાને પહેલ પાડી તેને કીમતી બનાવે તેવા ઝવેરીની રોયલ આર્ટ સ્ટુડીયામાં ખોટ પુરાઇ નથી. મી. જોશી પોતાના કામને ઠીક ન્યાય આપે છે.

ફેરોબાજી—આ ફિલ્મમાં સૌથી વખાણવા લાયક જો કોઈ ચીજ હોય તો ફેરોબાજી અને ટ્રીક સીન છે. મી. ઇરાનીએ આ ફિલ્મમાં ટ્રીક સીનો માટે જે મહેનત લીધી છે, તેવી બીજી ફિલ્મમાં લીધી હોય એ અમોને યાદ નથી. એકંદરે ફિલ્મમાં કાંઇ પણ રસ આવતો હોય તો આ સીનોનેજ આભારી છે.

**વસ્તુનો દુકાળ**

જેમ જેમ આ ઉદ્યોગ હિન્દમાં વધતો જાય છે, નવી નવી ફીલ્મ કંપનીઓ ઉભરાતી જાય છે, તેમ તેમ સારા લેખકો, અને ડાયરેક્ટરોની આવશ્યકતા વધારે જણાતી જાય છે. અત્યારે દેશી ફિલ્મ પ્રોડ્યુસરો પાસે માત્ર ગણ્યા ગાંઠ્યા સ્ટોરી અને સિનેરીયો લખનારે છે. અને જે વખત જાય છે, તેમાં તેઓ પહોંચી શકશે કે નહિ એ એક સવાલ છે. કારણ કે, અત્યારે ફિલ્મ બે આહવાડીયાં ચલાવવી એ પોતાના હાથેજ તમાચો મારી મ્હોડું લાલ રાખવા જેવું છે.

મી૦ પાટણકર પોતેજ લેખક ડાયરેક્ટર અને કેમેરામેન-જે કહો તે બધું જ્ઞાન તેઓ ધરાવે છે, પરંતુ આ બધા કાર્યોને પહોંચી શકે, એમ અમો ધારતા નથી.

સૌરાષ્ટ્ર અને મહારાષ્ટ્ર બાર અને છ મહિને ફિલ્મ બહાર પાડવાની-એટલે હોતી હદ ચલતી હદ એ ન્યાયે કામ ચલાવે જાય છે.

રોયલમાં એક્ટર એટલા ડાયરેક્ટર અને ડાયરેક્ટર એટલા લેખક એટલે હજુ બધુ ફિલ્મોની જાહેર ખબર—જ્યારે પરિણામમાં પૈસો અને વખતની બરબાદી !

ઇમ્પીરીયલને કોહિનૂર ફિલ્મો પૂરી પાડે છે. કોહિનૂરનો આધાર એકજ વ્યક્તિપર હોવાથી છેલ્લા ત્રણ મહિનામાં શું પરિણામ આવ્યું તે જગ જાહેર વાત છે.

કૃષ્ણના કૃષ્ણકુમાર, હમણા અદૃશ્ય થઇ ગયા છે. માણેકલાલભાઇની ગેરહાજરીમાં બહારનાઓનો કોઇ ભાવ પુછતું હોય એમ જણાતું નથી. હમણા તો બધો આધાર મી૦ કાનજીભાઇ તથા મી૦ હુદાર પર !

શારદામાં મી૦ નાનુભાઇ દેસાઇની નાદુરસ્ત પ્રકૃતિને લીધે તેઓ વિશેષ માનસિક શ્રમ લઇ શકશે કે કેમ એ સવાલ છે.

વસ્તુસ્થિતિ આવી હોવા છતાં ફિલ્મ પ્રોડ્યુસરો અને સિનેમા થિયેટર ચલાવવાવાળાઓની હજી આંખ ઉઘડતી કેમ નથી એ આશ્ચર્ય જેવું છે




દૂરે બગદાદનું દૃશ્ય

અમો તો ખત્રીપૂર્વક કહીએ છીએ કે, જ્યાં સુધી "ઘરના ભુવા અને ઘરના જતી"ની માફક જુના ચીલે આમને આમ ગાડું ગબડયા કરશે તો કયા સ્થળે અથડાઇ તેના ચૂરે-ચૂરા થઇ જશે એ કલ્પી શકાતું નથી.

અમારો નમ્ર મત એવો છે કે, જ્યાં સુધી દરેક સ્ટુડીયોમાં સિનારીયો ડીપાર્ટમેન્ટ ખોલવામાં આવે નહિ અને નવા બહારના લેખકોનો સહકાર કરવામાં આવે નહિ ત્યાં સુધી આ ઉદ્યોગની ગતિ આગળ વધવાને બદલે કુંઠિત થયા વિના રહેશે નહિ.

નુવી ખબરો—

કોહિનુર—કહેવાય છે કે, મી. દવેએ નવી સ્ટોરી રજુ કરી હતી; પરંતુ તે પાસ નહિ થવાથી પાછી ફરી છે! દેશી સિનેમા ઉદ્યોગને માટે સ્ટોરી અને સિનારીયોની મોનોપોલી ધરા-



વનાર મી. દવેની સ્ટોરી પાછી ફરે એ અજાયબ જેવું છે! અમો ભૂલતા ન હોઇએ તો આ પહેલીજ વારનો બનાવ છે કે મી. દવેની સ્ટોરી પાછી ફરી છે! આનું રહસ્ય કોઇ સમજાવશે?

મી. હોમી માસ્તરે મી. દવેની લાખો વણજારો પૂરી કરી છે અને ગઇ કાલથી ઇપીરીયલમાં ચાલુ થઇ ગઇ છે.

મી૦ ભવનાની પોતાનીજ લખેલી એક સ્ટોરી તૈયાર કરી રહ્યા છે.

કૃષ્ણ—મી૦ માણેકલાલ બી૦ પટેલની તબીયત સુધરી ગઇ છે અને કાઠીયાવાડની હવા ખાઇ થોડા વખતમાંજ મુંબઇમાં હાજર થઇ કૃષ્ણનું સુકાન હાથમાં લઇ લેશે.

શારદા—દગાબજ દુનિયા ગઇ કાલથી કામમાં શરૂ ગઇ છે. મી૦ મણીલાલ જોશી મી૦ દેસાઇની નવી "રત્નમંજરી" પાડી રહ્યા છે.

પાયોનીયર—મી. પાટણકરની પાયોનીયર ફિલ્મ પપાનો પ્રાસ તો સારો એવો છે, અને આવી રીતે પોતાના કામમાં પ્રાસ મેળવીને કામ કરશે તો જરૂર ફ્રેન્ડ ચોપાટીનો એક ચલતા પૂર્જા એવી એક ઉડતી વાત આવ્યો છે કે, મી. પાટણકર પોતાની પાયોનીયર કંપની દક્ષિણી-(ગુજરાતીઓના સહકાર વગર) તેમાંય વળી બીજી ચલાવવા માગે છે. એક હલકામાં હલકા નોકરથી આલા દરજ્જાના અધિકારી સુધી તેઓ બ્રાહ્મણોને જ આપવા માગે છે. વાત ખરી હોય તો તેમનું જાતિઅભિ વખાણને પાત્ર છે-પરંતુ ભવિષ્ય-આગળ ઉપર જણાશે.

પિકચર પેલેસ—ગુજરાતી નાટક મંડળીએ ગુજરાત વવા માંડયા પછી શૂન્યકાર જેવું દેખાતું મુંબાઇનું માનીતું મોજ મજાહ મેળવવાનું મથક ગેઇટી પાછું પુર બહારમાં થોડા વખતમાં ખીલી નીકળશે. અત્રેના સિનેમા એન્ડ એસોસીએટ ઇન્ડસ્ટ્રીઝના માલેક તરફથી ત્યાં પિક્ચર પેલેસ નામનો સિનેમા ૧ લી મેથી ખુલ્લો મૂકવામાં આવનાર છે. અમો આ નવા થિયેટરના સંચાલકોને અભિનંદન આપીએ છીએ.

**ખુલાસો.**

શ્રી માન્યવર સમ્પાદક,-મોજ મજાહ

આપ મેહરબાની કર અપને ગયે અંકમેં "ફ્રા કંપની"વાલે પૈરા મેં યહ ભૂલ સુધાર દીજીએ.

સ્ટોરી-સીનારીયો-ડીરેકશન-કૃતિમા એમમના છે નકકી છે.

શ્રી. ચૌધરી

# સેંકડો સન્નારીઓના સ્વતંત્ર અભિપ્રાયો

વાંચી જોતાં ખાત્રી થશે કે આ ફીલમ જરૂર જોવી

સતિ-"સરદારબા"થી જાણીતી માનીતી **સરસ્વતિ ફીલમ કંપનીની** નવી ફીલમ

# સતિ સરોજ

યાને



# શીયળની કસોટી

**શનીવાર તા. ૧૦ થી શરૂ છે.**

સાચાં ખોટાં-કાળાં ધોળાં-કરી લાખો મેળવો અને લાખો ખર્ચો પણ સુખી-સંસાર ન હોય તો લાખો શું કામના ?

આવા દુઃખી સંસારનું ચિત્ર-સાથે સાચી સતિનો પ્રતાપ-જરૂર જુવો

શની રવી તહેવારને દિવસે ૩ વાગે દરરોજ ૫ વાગે શરૂ

---

આવે છે. આવે છે.

રોયલ આર્ટ સ્ટુડીઓનું પૌરાણિક નવીન ચિત્ર

## રાધા-માધવ

## સીનેમા મેજેસ્ટીક

ગીરગામ

# શારદા ફીલમ કું૦ કૃત

**ડાયરેક્ટર**
મી. દિવાના

**શનીવારથી**
ચાલુ થઈ ગઈ છે

**શું ?**

**સ્ટાર**
મીસ જેન્સ
મીસ ઇકબાલ
મીસ અમીરબાનુ

પેલી અદભુત ફીલમ જેમાં તમારા જીવનમાં બનતા
રોજના બનાવોનું બોધદાયક દિગદર્શન છે.

કાલ્પનિક સતીઓ તો ઘણી સાંભળી હશે પણ હાલની
કેળવણી પામેલી ચાલુ જમાનાની સતી-આદર્શ પત્નિ
કેવી હોય તેનો નમુનો અમારી સરસ્વતી આપશે

શું ! મનુષ્ય રાક્ષસથી ભયંકર છે ?

# દગાબાજ દુનિયા

શું ? દુનિયા દગાબાજ છે ?

ભયંકર ભેદ ભરમો ભરપુર ચાલુ જમાનાની રમણીય મુઝવણ
ભર્યા પ્રશ્ન ચર્ચતું ચિત્રપટ

# કૃષ્ણ સીનેમા

હુબાશ થીએટર

---

બુકીંગ માટે લખો—મેસર્સ મયાશંકર ઠકર એન્ડ કું.
૪૭, એ. એપોલો સ્ટ્રીટ--કોટ મુંબાઇ.

આ પત્ર તંત્રી જયશંકર મોતીરામ દ્વિવેદીએ મુંબઈ, ગીરગામ ખટાવ બિલ્ડિંગમાં મોજ મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી
તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે.

# મોજ-મજાહ



સિનેમા અંક ]      ઇનામ મેળામાં પહેલે નંબરે આવેલ નટી      [ કિંમત છ આના ]

મિસ ઝુબેદા

હિંદુ ભાઈઓના ચૈતર માસ અને રામનવમીના તહેવાર માટે

માદન થીએટર્સ લી૦ એ લાખોના ખરચે તૈયાર કરાવેલી

૨૧ ભાગની નીતિ ભક્તિના દેખાવોથી ભરપુર સીરીયલ

# રામાયણ

પહેલુ અઠવાડીઉં ૧૧ ભાગનું ભરચક પ્રોગ્રામ

નખરાંબાજ મિસ મેનેલી રૂપવંતી મિસ કૂપર ઉપરાંત અત્યાર અગાઉ સ્ટેજ ઉપર નામના અને વિખ્યતી મેળવી ચુકેલા નામચીન અને નામવર આર્ટિસ્ટો !

રામની યુવાની ! સીતાનો સ્વયંવર ! રામ વનવાસ ! !

એકેક દેખાવ આંખે ઉડી વળગે એવો છે ! દરેક બનાવ નીતિ ભક્તિનો પાઠ આપનારો અને આકર્ષક છે.

## આ તક ગુમાવતા ના ! આ સીરિયલ ચુકતા ના

વખતઃ—૦ાા. ૭. ૮ાા, ૧૦ાા, શની રવિ ખેલ ૩ાા વાગે

આજે રામનવમી હોવાથી ખેલ સવારના ૧૨ વાગેથી શરૂ થાસે માટે દરશન કરવા ચુકશો નહિ

ભાવઃ—રૂા. ૨. ૧. ૦ાા, ૦ાા ૦ ૦)૭ ટેક્ષ સાથે

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ



ચઇતર શુદ ૯)  બુધવાર તારીખ ૨૧ એપ્રીલ ૧૯૨૬  (વર્ષ ૩ જું. સિનેમા અંક

## કોણ ?—

ન શબ્દો પણ સીનેમા એકશનોથી જેમ સમજાવે,
તું સમજી લે હૃદય મ્હારૂં જો ત્હારા ધ્યાનમાં આવે.
નજરના લેન્સનો ફોકસ લઈ ઝીલી હૃદય રીલ પર
થઈ એકસપોઝ ત્યાં કોની પ્રતિમા કોઈ બતલાવે ?
ડબલ એકસપોઝમાં આત્મા મળ્યા કોના ડબલ સાથે ?
તું એ જાણે, જગત જાણે, છતાં કાં આમ છુપાવે ?
તજી ભાષાતણી આ લપ, કરી લે ફીલ્મ ડેવલપ,
પછી જો હાર્ટમાં કલોઝઅપ, હસીને કોણ બોલાવે ?
દિવાનો તો દિવાનો છે, જગત ડાહ્યું ગણી બેઠો;
છતાં એ નામનો ગુણ જોય પણ નાં બોલતાં ફાવે.

દિવાનો

# સિનેમાનું સરવાયું

લખનાર—રા. ચિત્રપટ.

**અમો પોતે—**

ચાલુ એપ્રીલ માસથી મોજ-મજાહે ત્રીજા વર્ષમાં પ્રવેશ કર્યો છે. ગત બે વર્ષ દરમિયાન સિનેમાની સેવા જે અમો બજાવતા આવ્યા છીએ, અને સિનેમાની ફિલમ બનાવનારી કું૦ તથા સિનેમાઓ તરફથી અમોને જે મદદ આપવામાં આવી છે, તે માટે અમો સંતોષ જાહેર કરીએ છીએ. અલબત, આ લાઇનમાં અમો કાંઇ નવીનતા જનસમાજ સમક્ષ મૂકી શકયા નથી, તો પણ ભવિષ્યમાં અમો હવે ફિલમ કું. તથા ફિલ્મની બનાવટ ઉપર સ્વતંત્ર લેખો-ફિલમના ધંધામાં કુશળ ગણાતા એકસપર્ટોના હાથે લખાવી પ્રસિદ્ધ કરવાની અમારી નેમ પૂરી પાડીશું.

**અમારો ઉદ્દેશ.—**

સિનેમાના સમાચારની કોલમ ખોલી અમારો ઉદ્દેશ જેમ અમો દર વખત જાહેર કરીએ છીએ તેમ-કોઇ કું. નીને, સિનેમાને કે વ્યકિતને હલકી પાડી તેનું અપમાન કરવાનો નથી; પરંતુ સારૂં હોય તો સારૂં કહેવું અને નબળું હોય તો અમારી દષ્ટિએ ભૂલો દર્શાવી-એવી ભૂલો ભવિષ્યમાં ન બને, તે માટે સાવચેતીનું રણશીંગડું ફુંકવાની અમો અમારી પવિત્ર ફરજ સમજીએ છીએ.

બાકી દરેક કું. અમોને સરખી છે. દરેક વ્યકિત અમારા બંધુ બરાબર છે. દરેક સિનેમા અમારૂં ઘર છે-તે સાથે નકામો મરકો લગાડી એકતરફી થતાં પ્રભુ અમોને બચાવે એવી અમારી આંતરિક ઇચ્છા છે. હજી સુધી અમો અમારા મનમાં સ્વતંત્ર રહ્યા છીએ અને પરમાત્મા અમોને તેમ રહેવાને શકિત આપે એમ ઇચ્છીએ છીએ. જો કે, કોઇ કોઇ-વાર અમારી સખ્ત ટીકાથી અમારા કેટલાક ભાઇઓને ખોટું લાગ્યું હશે-અમારા માટે બુરૂં બોલાયું હશે તથા અમોને નુકશાન થાય તેવાં પગલાં પણ ભર્યાં હશે, છતાં અમો તો નિડરતાથીજ અમારો મત આપતા રહ્યા છીએ અને આપીશું અમારો સ્વતંત્ર મત જાણવા આતુર થતા આ લાઇનમાં ધ્યાન આપતા કેટલાક વિદ્વાનો-વર્તમાન પત્રકારો તથા ધંધાદારીઓ અમારાથી વિરૂધ્ધ હોવા છતાં છુપી યા તો પ્રસિધ્ધ રીતે અમારૂં "લાઇન કલીયરનું" લીલું ફરફરીયું હાથમાં લઇ વાંચે છે તેથી અમોને સંતોષ થાય છે. અમો ખાત્રી આપીશું કે, અમારો મત હંમેશાં સ્વતંત્ર; મરકાથી નિરાળોજ રહેશે. કારણ કે, અમારી સમાલોચનાઓ સારની ચોપડી કે સાંભળેલાં બે ચાર ગપ્પાં ઉપરથી લેવામાં આવતી નથી પણ વસ્તુને નજર સ્હામે જોઇ તેના ખુણે ખુણાને બારીકીથી તપાસી લેવામાં આવે છે એ તો તે સમાલોચના વાંચનારા પોતેજ સમજી ગયા છે.

**ગયું વર્ષ—**

ગયું વર્ષ આ ધંધાને લાભદાયક [illegible] ઘુમાં સારી સારી ફિલમો પાડી શકી નથી. અને સિનેમાઓ ઉપર સારો દરોરો જોવામાં આવતો નથી તેનાં કારણો ઘણાં છે.

લડાઇ પછી આવેલી નાણાં સંબંધની નબળી સ્થિતિને તે આભારી છે. લોકો પાસે નાણાંની છૂટ નહિ હોવાથી સિનેમા જોવાનું ઓછું કર્યું છે અને તેથી થિયેટરોને સારી આવક થતી નથી, અને સારી આવક નહિ થવાથી ફિલમ કું. ઓ જે અગાઉ મહિને દહાડે સારા પૈસા ખરચી સારી ફિલમો કહાડતી હતી, તે હાલ ઓછા ખરચે મહિનામાં બે ફિલમો કહાડવા પ્રયત્ન કરતી દેખાય છે. તેનું કારણ કું. નીને આવી નબળી સ્થિતિમાં ટકાવી રાખવાની નેમથીજ થાય છે નબળી ફિલ્મો નીકળવાનું કારણ એજ કે, હાલમાં જે લેખકો સારી સારી વાર્તાઓ લાવતા હતા તેઓ હવે પૈસાના લોભે જેમ બને તેમ જલદી મનમાં આવે તેવી વાર્તા લખી કાઢી મોટાં મોટાં લેકચરો કરી માલીકોને અંજાવી પોતાનાં પ્રસિધ્ધ નામનો લાભ લે છે, તેજ છે. તે સાથે હાલના માલેકો મોટી રકમ ન ખરચતાં ટુંકી રકમ આપી વિદ્યાર્થીઓ-વોશીંગ કંપનીવાળાઓ કિંવા પાન સોપારીવાલાઓ પાસેથી વાર્તાઓ લે તે શોચનિય છે, સારા લેખકોને આશરો હજી મળ્યો નથી. હજી કોઇ કું. માં સિનાર્યો લેખક તરીકે કોઇને પણ રોકવામાં આવ્યો નથી. અને જ્યાં સુધી આમ ન થાય ત્યાં સુધી નવીન લેખકોને આશરો મળશે કે નહિ તે એક સવાલ છે. કારણ કે, ડાયરેકટરોની બેદરકારી-આળસુપણું કિંવા સખત કામને લીધે તેઓ તેને આપવામાં આવતી સ્ટોરીનો સિનાર્યો કરી શકતા નથી, અને નવીન લેખકો સિનાર્યો શબ્દનો અર્થ પણ જાણતા નથી. માટે સિનાર્યો લેખા એ ડીપાર્ટમેન્ટ જરૂર ખોલવું જોઇએ એવી અમારી માન્યતા છે.

બીજું કારણ નબળી ફિલમો નીકળવાનું એ છે કે, હાલમાં જોત જોતામાં હળદને ગાંઠીયે ગાંધી થનારા આ ધંધામાં નવીન માણસો ઘુસ્યાં છે. નવીન માણસોને જોવા અમો ખુશી છીએ. પરંતુ ઉપરચોટીયું થોડુંક જ્ઞાન થાય ત્યાંજ મોટા કેમેરામેન, લેખક કે ડાયરેકટર બનવાની મહત્વાકાંક્ષાઓ તેઓમાં ઉત્પન્ન થાય તો પછી સ્ટુડીયો એક તાલીમખાનુંજ બને. અર્થાત્ આવા ખરાબ વખતમાં નવાને તાલીમ આપી પૈસા તથા ફિલમનું પાણી થાય તે જોવાનો આ વખત નથી.

વધુ એક કારણ અમોને એ માલુમ પડે છે કે, જનસમાજને હલકા ટેસ્ટથી કેળવવાનો છે. અમારૂં ધારવું એવું છે કે જેમ નાટક કું. વાળાઓએ જનસમાજને હલકી વસ્તુ આપી પોષી છે, અને હાલ જે સ્થિતિ નાટક કંપનીવાળાઓ ભોગવે છે, તેવી સ્થિતિ કદાચ ફિલમ કું ઓની આવે। કારણ કે, અત્યારે સારાં સારાં રોમાન્સો-ઉચ્ચ ભાવનાવાળા લેખો તથા મનોભાવથી ભરપૂર ફિલમો કહાડવાને બદલે-ચુંબન મિમાંસાથી ભરપૂર અને

નૃત્યો તથા નબળી ભાષાનાં ટાઇટલોથી લોકોને આડે રસ્તે દોરવાના પ્રયત્નો થાય છે, તે શોચનિય છે. લોકોને ઉચ્ચ આદર્શો સમજાવવા તથા સારા સારા મર્યાદાથી ભરપૂર તથા આર્ટની નજરથી ઉત્પન્ન થતા નાચો-ભાવો વગેરે દેખાડવાની જરૂર છે, અને જો આમ કરવામાં આવે તો અમો કહીશું કે, હિન્દી સિનેમાનો હુન્નર એક દિવસે હિન્દમાં પહેલે નંબર પહોંચશે. પરંતુ આ ધંધામાં ચાલતી અદેખાઈ, ઇર્ષ્યા તથા અનીતિ અને બદી કોઇએ હજી સુધી અટકાવી છે ? કોઈ હિંમતથી બહાર આવી કહેશે કે, અમારી કંપનીમાં અનીતિ કે બદી નથી ? ગણ્યા-ગાંઠયાં દસ ટકા માણસો આ ધંધામાં ચોખ્ખા, સ્વચ્છ અને પોતાના અંતઃકરણને સાફ રાખનારાં નીકળશે. બાકી નેવું ટકાનું શું ? આથીજ અમોને અફસોસ થાય છે.

**સારી ફિલમો—**

ગયા વર્ષમાં સારી ફિલમો નીચે પ્રમાણે બહાર પડી હતી, બાકીની સાધારણ હતી.

લંકાની લાડી, સિનેમાની રાણી, વીરકુણાલ, કાળો ચોર, દેવદાસી, નીરા, ગૌડ બંગાલ, ચંદ્રકાન્ત, હોયસ પદમણી, રાણા-હમીર; ચંદ્રરાવ મોરે, સનમની શોધ, સતિ સરોજ, એમાં લંકાની લાડી પૈસાની આવકમાં પહેલે નંબરે હતી.

**હાલમાં કામ કરતી ફિલ્મ કું.઼ઓ.**

**કોહિનૂર**—ટાઢ-તડકામાંથી પસાર થતી જાય છે. માલેકનો સિતારો તેજ છે, અને કામ રેગ્યુલર હોવાથી તથા બુકિંગ પહેલે નંબરે હોવાથી કશી હરકત નથી. માત્ર મેનેજમેન્ટ સીધી લાઇન ઉપર કરવાની જરૂર છે. તથા માણસોને વધારવાનો ધખારો જો દૂર થાય તો તે એક આદર્શ કંપની થાય.

**કૃષ્ણ**—આ કંપની સંગીન કામ કરી રહી છે; પરંતુ માલેકની નબળી તબીયતને લીધે ગેરહાજરીથી જે લાઇન તથા ધોરણ ઉપર કામ કરવું જોઇએ તેમ થતું નથી. માલેકની જાતિ દેખરેખ પછી કંપની સારા પાયા ઉપર મૂકાશે એમ આશા રાખી શકાય.

**શારદા**—ઉત્સાહી યુવકો આ કંપનીને સારા રસ્તા ઉપર જોવા આતુર છે અને જો ઝડપથી કામકાજ થાય છે તે ઠીક કહેવાય.

**રૉયલ**—રૉયલ માણસોથી ભરચક આ કંપની જો કામ કરવા ઇચ્છે તો સારૂં કામ કરી શકે તેમ છે. સ્ટાફ પહેલા દરજ્જાનો છે. પઇસા પુષ્કળ છે. માત્ર લૉયલ માણસોનીજ જરૂર છે. જરા સારી સ્ટોરીની ચુંટણી કરીને કામ કરવામાં આવે તો ઠીક. બાકી નવ નવ ફિલમને સાથે શરૂ કરવાનો ધખારો ખોટો છે, એક પૂરી કરો પછી બીજી આદરો.

**મહારાષ્ટ્ર**—પોતાનું કામ ચુપચુપ કર્યે જાય છે. અને હવે જરા જલ્દી જલ્દી ચિત્રપટો તૈયાર કરવા લાગી છે. નવીનતા તથા કલાની દૃષ્ટિથી ભરપૂર ફિલ્મો તો મહારાષ્ટ્રનીજ.

**સૌરાષ્ટ્ર**—લીમીટેડ થવાની ખબરો લાંબા વખત થયાં આવી છે પરંતુ તે દરમિયાન હજી કોઇ નવીન પિક્ચર આવ્યું નથી. કાઠીઆવાડની સખ્ત ગરમી નડી કે રાજકોટનો પ્લેગ—કાંઇ સમજાતું નથી.

**માડન થિએટર્સ લી.**—આ કંપની જે દોરમાં હતી, તે દોર હાલ હલકો પડી ગયો છે. કંપની હાલ કંઇ કહાડતી માલમ પડતી નથી. કહેવાય છે કે, આ કંપની ચાર હિન્દી પ્રોડકશનો જર્મનીમાંથી તૈયાર કરીને લાવે છે. આ સાહસ જો ફતેહમંદ ઉતરે તો અહિંના ઉદ્યોગને ફટકો પડયા વીના રહે નહિ.

**યુનાઇટેડ પિકચર્સ સીન્ડીકેટ**—આ કંપની મી. સરપોતદારની સરદારી નીચે હાલ ખડકીમાં કામ કરી રહી છે. મુંબાઇમાંથી નીકળી જંગલમાં ગઇ છે. જોઇએ છીએ કેવું કામ કરે છે !

**લન્ડન આર્ટ સ્ટુડીઓ**—(રંગુન-બરમા) દાન પ્રતાપનું પિકચર કહાડનાર આ કંપની દર મહિને એક દેશી પિકચર બહાર પાડવાની ઉમેદ ધરાવે છે. જોઇએ છીએ શું સંગીન કામ કરી બતાવે છે !

**ધી ઇન્ડીયન ફિલ્મ કું**—મી॰ પ્રકાશ ધાર્મિક પિકચરો લઇને આવ્યા છે, પણ બનાવવાનો કયાંય પત્તો લાગતો નથી.

**પાયોનીયર ફિલ્મ કું**—મી॰ પાટણકર બધે સાહસ કર્યાં પછી પાછા જાગ્યા છે. અને સ્ટારનો સ્ટુડીયો ભાડે રાખ્યો છે. મી॰ પાટણકરનાં સેટીંગો બહુ વખણાય છે. અમો આશા રાખીશું કે, મી॰ પાટણકર વખત પ્રમાણે જુનું નાડું છોડી નવીનતાથી ચિત્રપટો તૈયાર કરે.

**હિન્દુસ્થાન**—(નાસિક) આ કંપનીનાં ચિત્રપટો મુંબાઇમાં હાલ દેખાતાં નથી. કારણ કે, થિએટરની અગવડતાજ છે. સાંભળવામાં આવે છે કે, કોઇ નવીન થિયેટર બાંધવાનો કિંવા ખરીદી લેવાનો આ કંપનીનો વિચાર છે. બાકી તેઓના હંમેશના નિયમ મુજબ જુની પધ્ધતિ ઉપર ચિત્રપટો તૈયાર કર્યેજ જાય છે. રામાયણ અને મહા ભારતની મોનોપોલી તેમનાજ હાથમાં છે.

**સરસ્વતી**—આ કંપનીએ હાલ 'સતી સરોજ' બહાર પાડી છે અને ભવિષ્યમાં પોતાનો સ્ટુડીઓ કરે તે સંભવિત છે.

**ઇન્ડીયન પિકચર્સ કોરપોરેશન**—પોતાનું કામ બંધ કર્યું છે. સ્વરિતકની હયાતી હાલમાં કયાંઇ નથી. અશોક ભવિષ્યમાં કોઈ વાર જાગે તો–આ સિવાય ફાલતું ફિલ્મ કાઢનારાઓને રોયલ આર્ટ સ્ટુડીયોમાં સારો આશરો મળે છે.

**ધી ગ્રેટ ઇસ્ટર્ન કોરપોરેશન લી. (દિલ્હી)**—લગભગ ત્રણ લાખના ભોગે જરમન કારીગરોની મદદથી 'પ્રેમ-સંન્યાસ' તૈયાર કરી છે, પરંતુ ભવિષ્યમાં કંપની આગળ કામ ચલાવશે કે કેમ એ તેની સફળતા પર આધાર રાખે છે.

## ફિલ્મ બતાવનારાં મુંબાઇના સિનેમાઓ—

**ઇંપીરીયલ**—પૂર જોસમાં કોહિનૂરની ફિલમો બતાવી સારો તડાકો કર્યે જાય છે. સંગીત સાધારણ ઠીક છે. માલેકોની દેખરેખ સારી છે મરહુમ મી॰ અબ્દીઆઇ શેઠની ગેરહાજરી ક્યાંક

દેખાઇ આવે ખરી પણ મી૦ મહમદઅલી શેઠનો કારભાર અને મેનેજમેન્ટ તે ખામી પુરી પાડે છે.

મેજેસ્ટીક—ગીરગામનું માનીતું મથક. મેજેસ્ટીક સિનેમાનો દેખાવજ મેજેસ્ટીક છે માલેકો સારી સારી ફિલ્મો મેળવવાની કોશીશ કરે અને એક વખતનું ગાજી રહેલું મેજેસ્ટીક પુનઃ જાગ્રત થાય અને સંગીત ઉપર ધ્યાન આપી સારો સુધારો કરે એમ ઇચ્છીએ છીએ.

કૃષ્ણ સીનેમા—આ સિનેમા ચરનીરોડ જંકશન પર નવીન ખોલવામાં આવેલ છે માલેકોનાં અતિ ખંતથી આ સિનેમાને ફર્સ્ટ ક્લાસ સિનેમા બનાવવામાં આવેલ છે. અને પુરતી રીતે લોકોને સંતોષ આપી રહેલ છે. સંગીત સુંદર અને મધુર છે.

ગ્લોબ સીનેમા—ઇંગ્લીશ સીરીયલો સાથે કોઇ કોઇવાર હિન્દી ફિલ્મો ચલાવે છે, અને મેનેજમેન્ટ ઉત્તમ છે.

કોહિનુર (કાલબાદેવી) માલેકોની હીમતથી ટકી રહ્યું છે આશા રાખીશું કે તે કાયમ રહે.

કાઉન સીનેમા—ગોળપીઠાપર આ આલીશાન સંગેમરમરનો મહેલ નવીન બંધાયો છે. તેની પોલીસી હજી સુધી બહાર આવી નથી. હાલ તો ઇંગ્લીશ પિક્ચરો દેખાડે છે.

બાકી એક્સેલસીયર, એમ્પાયર, એમપ્રેસ, વેલીંગ્ટન, વેસ્ટ એન્ડ, એલેકઝાન્ડ્રા, પ્રેથીયસ, રોયલ, લક્ષ્મી, વીનસ વગેરે હંમેશ પ્રમાણે ચાલી રહ્યા છે.

આભાર—દરેક સિનેમાઓ, ફિલ્મ કંપનીઓ, તથા અમારા વખાણનારાઓ અને અમોને ખાનગી બાતમી પહોંચાડનાર અમારા ગુપ્તદૂતોનો અમો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ. તેઓની સલાહ, મદદ અને ખંતથી અમો અમારી ચિત્રપટની કોલમ કાયમ રાખી શક્યા છીએ અને નવીન પ્રયાસમાં તેઓએ આપવા કબૂલેલી મદદ માટે તેઓનો ઉપકાર માનવામાં આવે છે. આશા છે કે, આ વરસના સરવાળા કરતાં આવતું વરસ આ ધંધાને લાભદાયક નીવડે. સારી સારી ફિલ્મો નીકળે અને અદેખાઇ ને કંપ્યાં દૂર થાય તેવી અમારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે. છેવટમાં એટલું જ કે, પ્રોડ્યુસરો તેમજ અકઝીબીટરો ધંધામાં અખતિયાર કરવામાં આવતી અદેખાઇને હરીફાઇના રૂપમાં ફેરવી સામાન્ય મુસીબતો વખતે એકત્ર થઇ ભવિષ્યમાં કામ લે તો અવશ્ય આ ધંધો ફૂલફાલી નીવડે એમ અમારૂં માનવું છે.

## આભાર દર્શન—

અમારા આ ખાસ સિનેમા અંકના લેખ માટેની માગણીને માન આપી હિન્દુસ્થાનના ફિલ્મ ઉદ્યોગમાં રસ લેતા અનેક વિદ્વાનોએ પોતાના કીંમતી વખતનો ભોગ આપી, જે લેખો મોકલાવી આપી, પોતાની તે ઉદ્યોગ પ્રત્યેની લાગણી દર્શાવી છે, તે પ્રશંસનીય છે. તેઓનાં સહકારથી જ અમો આવો સુન્દર, દળદાર અને ઉપયુક્ત લખાણોથી ભરપૂર અંક બહાર પાડવાને શક્તિમાન થયા છીએ. અને આશા રાખીએ છીએ કે, દર વખત તેઓ આવી જ રીતે અમોને મદદ કરી આભારી કરશે.

જો કે, ઘણા વિદ્વાન ગૃહસ્થોએ મોકલાવેલા લેખોને અમો સ્થળ સંકોચને લીધે આ અંકમાં સ્થાન આપી શક્યા નથી તે માટે અંતઃકરણપૂર્વક દિલગીર છીએ. તેમાંય વળી રા. સુતરીયાનો "યુનીવર્સલસીટી" રા. મુસાફર બી. એ. નો અદ્દભુત રસથી આર્થિક લાભ," રા. ઉંઘણશીનો સિનેમા આલમની ઉંઘ ઉડાડી દે તેવો રમુજી લેખ, રા. ટી. મટુ વગેરે નામાંકિત વિદ્વાનોના લેખો જે રહી ગયા છે તે હવે પછીના અંકમાં ક્રમશઃ પ્રસિધ્ધ કરવામાં આવશે.

અમારા આવતા અંકથીજ 'યુનીવરસલ સીટી' એ નામનો સચિત્ર લેખ શરૂ થશે.

અમારા આ અંકમાં અમારા નિમંત્રણને માન આપી લેખ લખી મોકલવા સાહસ કરનાર એ એક્ટ્રેસને ધન્યવાદ આપતાં અમારે હર્ષ સાથે જણાવવું જરૂરનું છે કે આ પેપર સીનેમા લાઇનમાં કામ કરતી દરેક વ્યક્તિએ પોતાનુંજ માની તેનો ઉપયોગ કરવા જરા પણ સંકોચાવાનું નથી. હંમેશાં અરસ પરસની સ્હાયતાથીજ દરેક કામ સિધ્ધ થાય છે તો તે સુત્રને અમલમાં મુકવા અમારી અરજ છે. એ. મો. મ.



આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓના પાત્રો કલ્પિતજ હોય છે કોઇ જીવંત વ્યક્તિ પરથી ઉપજાવી કાઢેલાં નથી. એ. મો. મ.

## અનુભવીના ઉદ્‌ગાર

લખનાર.—શ્રી અનુભવી

આજ પાંચ સાત વર્ષ થયા હિંદીવાનો હિંદી ફીલ્મનો ઉદ્યોગ વધારવાને પ્રયાસ કરી રહ્યા છે ફીલ્મનો ઉદ્યોગ હાલમા સહુથી શ્રેષ્ઠ સ્થિતિ ઉપર અમેરીકામા જોવામા આવે છે તેના અનેક કારણો છે મુખ્યત્વે કરીને એ દેશ લક્ષ્મીથી ભરપુર છે ત્યા જ્હોજલાલી વિશેષ છે કેળવણી ઉત્તમ પ્રકારની છે દરેક જાતના ઉદ્યોગમા લક્ષ અને કાળજીથી આગળ વધવાના પ્રયાસ કરનારી પ્રજા ત્યાં વસે છે એવા ઘણા સંજોગોને લઇને આ ઉદ્યોગ પણ ઘણોજ ખીલેલો નજરે પડે છે

આપણો દેશ ગરીબ છે, જાત જાતની પ્રજાઓનો વસવાટ છે જેને અંગે મુશ્કેલીઓ વિશેષ પડે છે. તે શીવાય ઉદ્યોગ અને કળાની ઉન્નતિ તરફ લક્ષ ઘણુજ ઓછુ છે ધનવાનોનો માર્ગ જુદોજ છે. જુદી દિશાઓ તરફ ધન ખર્ચાય છે કળાની ઉન્નતિ તરફ બેદરકારી અતિશય છે આવા સંજોગોને લઇને ફીલ્મ ઉદ્યોગનો રસ્તો સરળતાથી ભરેલો નથી કંટકમય છે ને એ ઉદ્યોગ જો ખીલવ્યા વગર કરમાશે તો લાખો બલ્કે કરોડો રૂપીઆ જતા અટકાવવા ઉપરાંત પરદેશથી લક્ષ્મી ખેંચી લાવવાની જે આકાંક્ષા રખાયેલી છે તે નાશ પામશે અને "પરેવા હતા તેવા" પાછા આપણે થવુ પડશે

હાલમાં આ શહેરમા આજકાલ પાંચ ફીલ્મ બનાવનારી કંપનીઓ સાહસ અજમાવે છે દરેક ફીલ્મ કંપનીવાળાઓએ ફીલ્મ કંપની સ્થાપીત કરતી વખત જે આદર્શ અને દૃઢ નિશ્ચય રાખી શરૂઆત કરી હતી તે ધીમે ધીમે પડતા મુકતા દીસવામા આવે છે કળા અને ઉદ્યોગ ખીલવવા તરફ લક્ષ અને ધ્યાન આપવાને બદલે કેવળ પૈસો કેમ મળે તેટલોજ હેતુ રાખી ફીલ્મ બનાવવાનો પ્રયાસ કરે છે! શું એ શોચનીય નથી? જન સમાજને ઉચ્ચ આદર્શો, ઉચ્ચ ભાવનાઓ અને ઉત્તમ પ્રકારની કેળવણી આપવાના હેતુથી આપણી ફીલ્મ કંપની મહેનત કરે, તો કેટલું પ્રશંસનીય! જ્યારે જ્યારે આવી સૂચનાઓ કરવામા આવે છે, ત્યારે તત્પર જવાબ મળે છે કે, તમને પબ્લીક ટેસ્ટની શી ખબર, શી માહીતી, એટલે કે એમ સમજાવવામા આવે છે કે, મુંબઇની પ્રજા હલકા પ્રકારની તથા લો ટેસ્ટની ફીલ્મો પસંદ કરે છે, અને તે નીહાળવાને તુટી પડે છે એ માન્યતા બીલકુલ સત્યથી વેગળી છે મુર્ખાઇ ભરેલી છે મુંબઇની પ્રજાનુ અપમાન કરનારી છે જનસમાજના ટેસ્ટને જો કાંઇક અસર બગાડનાર હોય તો તે ખુદ કંપની અમર્યાદીત હલકા પ્રકારની ફીલ્મો દેખાડવામા આવી ગઇ છે તે છે આ બાબતમા દોષપાત્ર, માલીક, લેખક અને ડાયરેક્ટર છે

સીનેરીયો અથવા વાર્તાના લેખક કેળવાયેલા અને ઉચ્ચ ભાવનાઓવાળા જોઇએ ઘણી ખરી ફીલ્મો (જો કે માની લઇએ કે માલીકોને તેમા પૈસા સારા પેદા થયા હશે) ના વસ્તુ કલ્પના હોતી નથી. તે શીવાય રચના, પાત્ર અને સમયનુ તો બીલકુલજ ખંડન થાય છે. લેખક વિચાર સરખોએ કરતા નથી કે ૨૦૦૦ વર્ષ પૂર્વેની વાર્તા અથવા વસ્તુમા અમુક વસ્તુઓ કેવી રીતે આવી શકે! કબૂલ કરીએ કે ઐતિહાસીક વસ્તુઓ ઉપરથી ઉતારવામા આવતી ફીલ્મો અથવા લખાયેલા નોવેલો અથવા ભજવવામા આવતા નાટકોના લેખકો, ગ્રંથકારો કે કવિઓને અમુક જાતની કાંઇક ફેરફાર કરવાની છુટ હોય છે અથવા હોવી જોઇએ પણ તેથી એ છુટનો લાભ લઇ વસ્તુને મારી નાખી, ઇતિહાસને બટ્ટો લગાડવો દેશ પરદેશમા હાંસી કરાવવી—એ કેટલુ બધુ શોચનીય!

કેટલાક લેખકોની એવી માન્યતા છે કે, અમુક ચીજ અમુક સ્થળે જોઇએ યા વાંચી હોય તો તે કોઇ પણ પ્રકારે ઘુસાડવી અથવા દાખલ કરવી ભલે પછી તે સાંકડે માંકડ જેવો દેખાવ આપે, અથવા ગધેડા ઉપર અંબાડી મુકવા જેવુ દૃશ્ય દેખાય! લેખકોને સુધારવા અને તેમની પાસે ઉચ્ચ વસ્તુઓ લેવી હોય તો માલીક અને ડાયરેક્ટર મજબુત મનના હોવા જોઇએ એ દૃઢતા રાખે તોજ લેખકો કાબુમા રહે બાકી જે લખ્યુ તે સારૂ છે, ચલશે એવા ખ્યાલથી કેમેરાના હેન્ડલો ફેરવાય, તો પરીણામ કેવુ આવે અને ઉદ્યોગ કેટલો ખીલે, તે આપણે સમજી શકીએ છીએ આજ કાલ માલિકો, સ્ટાફના માણસો (એકટરો) લેખકો તરીકે વસ્તુઓ બહાર પાડે છે એમ નથી કહેવાનુ કે તે લોકો લેખક તરીકે નહિ સારા નીવડે પણ લેખક તરીકેના ગુણો તથા આવડત તથા મુશ્કેલીઓનુ ભાન રાખ્યા વગર દશ પંદરનુ પાણી કરી નામ બગાડવુ એ દિલગીરી ભર્યું છે. તે શીવાય સસ્તા સીનેરીયો લેવા ભલે પછી તે ગમે તેવા હોય એ ખ્યાલ તો તદન હાનીકારક છે આપણે જોઇ શકીએ છીએ કે જો ડાયરેક્ટર લેખક તરીકે કૃતિઓ લખતા હોય તો પછી કેટલાક લેખકો પોતાની વસ્તુઓ આવા ડાયરેક્ટરને આપતા સંકોચાય કારણ જે તેને યોગ્ય ઇન્સાફ ન મળે આવી સર્વ સ્થિતિઓ જોતા આપણે એમ નિર્ણય પર આવી શકીએ છીએ કે નવા નવા વિધવિધ લેખકોની વસ્તુઓ લેવાનો પ્રયાસ કરવો જોઇએ અને કંપની તરફથી ડાયરેક્ટર અથવા બીજી કોઇ વ્યક્તિઓ અંકુશ રૂપે રાખવી જોઇએ નહિ તો લેખક અટપટું સમજાવી પોતાની વસ્તુ ઠસાવી દે. માટે જન સમાજને ઉત્તમ વસ્તુઓ આપવાનો વસ્તુ ગ્રહણ થવી જોઇએ અને આ બાબતમા માલીક તરફથી પુરતી છુટ જોઇએ માલીક દૃઢતા રાખી વસ્તુ પસંદ કરાવે, તો પરિણામ સારૂં આવે અને

છેવટે ડાયરેકટર જેને આપણે કંપનીના સુકાનીની ઉપમા આપીએ તો ખોટું ન ગણાય-તે સુકાની મજબૂત મનના, શાંત સ્વભાવના, દ્રઢ મનના ન હોય તો ભર દરીયે વહાણ કે નાવ ડુબે જ નહિ તો ભયંકર તોફાનમાંથી પણ બેડો પાર ઉતારે.

ઍકટરો તથા ઍકટ્રેસો બાબત સ્હેજ જણાવશું. આ લેખમાં તે લોકોના Screen પછાડીના જીવન બાબત કાંઇ પણ સૂચના કરવાનો ઇરાદો નથી કે મતલબ નથી. તે ફરજો ફીલ્મ કું. ના માલીકોની નથી પણ અન્યની છે. 'કું. ના નીતિ જાળવવા તે સિવાય તે લોકોના આંતરિક જીવનો સંભાળવા જવાનો પ્રયત્ન કરનાર ભૂલ અને હાંસીને પ્રાત્ર થાય. કારણ કે તે વિષય જુદો છે અને તેમાં માથું મારવું. જોખમ ભરેલું છે. ફીલ્મને અંગેના તે લોકોના સંબંધ જોતાં આપણને સ્પષ્ટ દેખાય છે કે તે વર્ગ તદ્દન સાધારણ વર્ગ આ ધંધામાં પડેલો છે. કેળવણી બીલકુલ નથી અથવા કાંઇક અંશે સ્હેજ હોય પણ તે નહિ જેવીજ. સારા કેળવાયલા, વિનયી તથા વિવેકી નટ નટીઓની ખાસ આવશ્યકતા છે. આ ધંધો જેમ કેટલાક મુર્ખતા ભરેલી માન્યતાથી માની રહ્યા છે તેમ નીચ નથી. તમારો મીલ ઉધોગ અથવા કલકત્તાની જુટ Industry જેટલો લાભ આ દેશને નથી આપી શકયો કે શકશે તેનાથી અનહદ લાભ અને ફાયદો આ ઉદ્યોગ કરશે. એક વખત આપણી ફીલ્મોને foriegn market મળે પછી લક્ષ્માની રેલમછેલ થશે એમ મારૂં માનવુ છે. બીજું આ નટનટીઓને વિદેશી ફીલ્મો વારંવાર દેખાડી તેના ગુણદોષ સમજાવી તથા પોતાના ગુણદોષ દેખાડી ફીલ્મ ઉદ્યોગને લગતી કેળવણી આપવી જોઇએ. પુસ્તક દ્વારા પણ તેઓના વિચારો તથા આચારો કેવા જોઇએ, તે સમજાવવું ખાસ અગત્યનું છે.

કેટલાક ફીલ્મોમાં આપણે જોઇ શકાયે છીએ કે અર્થ વગરના ચાલના કુદાકુદ અને વગર પ્રયોજનના નાચાનાચ અને ધીંગા મસ્તી દેખાડવામાં આવે છે અને આ ચીજોને Director હાસ્યરસની કૃત્રિ તરીકે ઓળખાવે છે. આપણને તો ફકત મુર્ખાઇ અને બેવકુફાઇનો જ ભાસ આપે છે. દરેક હાવભાવ કુદરતી હોવા જોઇએ, કૃત્રિમ નહિ. કાંઇક અંશે કૃત્રિમતાનો દોષ નાટકના તખ્તા ઉપર ઓછો માલુમ પડે, પણ ફીલ્મોમાં તો તે ઘણોજ સ્પષ્ટ તથા દીલગીરી ભર્યો દેખાયજ! હિંદુ સંસારની ફીલ્મો ઉતારતી વખત એ સંસારના માની લીધેલા અને દેખવામાં આવતા કેટલાક મુખ્ય સિધ્ધાંતો તથા માન્યતાઓની બીલકુલ અવગણના કરવામાં આવે તો તે દશ્ય કેટલું શોચનીય દેખાય! અમેરીકાની જીંદગીનું ભાન ન હોય અને તે જીંદગીની ફીલ્મ દેખાડતી વખત એક હિંદીવાન જો બેદરકારીથી કામ કરે તો કેટલો બેહુદો દેખાવ રજુ કરે તેનો ખ્યાલ સર્વ કરી શકશે.

બીજું ફીલ્મ બનાવતી વખત કે ઉતારતી વખત ભાગ્યેજ કોઇ ડાયરેકટર આખી સ્ટોરી કે આખો સીનેરીયો દરેક નટનટીએને સમજાવતાં હશે. જે સીન લેવાનો હોય તે ટુંકમાં બે ત્રણ મીનીટમાં સમજાવી દઇ કેમેરાનો હેન્ડલ ફેરવાવે છે. કેટલેક ઠેકાણે તો વળી Director પણ પુરૂં સમજ્યો હોય તો કું. ના શુભ ભાગ્ય. આ ઘણુંજ ખોટું છે. દરેક નટ નટીઓને સમજાવવું જોઇએ તે ઉપરાંત તે લોકની શી ભાવનાઓ છે, શું કામ છે તે જણાવવું જોઇએ કે જેથી બને તેટલો કુદરતી અભિનય આવે. મને ખબર છે કે અનેક પ્રસંગો વખતે જ્યારે અમુક નટ નટીઓને પુછવામાં આવે છે કે તમો આમાં આવી રીતે કેમ તમારા જોડીયા નટ નટીઓ જોડે વર્ત્યાં? ત્યારે તે લોકો અજાણપણીથી કહેતા કે "ભાઇ બ્હેન તરીકે અભિનય કેમ દેખાડીયે" જ્યારે ખરી રીતે તો તે લોકો પતી પત્નીનો પાઠ કરતા હતા. મતલબ એ કે કેટલાક નટ નટીઓને પોતાનો એક એક જોડે ફીલ્મમાં શું સબંધ છે તે પણ કહેવાનું વીસરાઇ જવાય છે.

તેમાં કેટલેક અંશે ઉતાવળથી તૈયાર કરી આપવાની ટેવ છે. ભલે પછી હાવભાવ મારી જાય, ભાવનાઓ નષ્ટ થાય પણ પંદર વીશ દિવસોમાં ફીલ્મ તો જોઇએ! એ માન્યતાને અંગે ઉદ્યોગની દષ્ટિએ ઘણુંજ નુકશાન થાય છે. કેટલાક મગરૂરી ધરાવે છે કે હમો પંદર વીશ દિવસમાં પ્રોડકશન તૈયાર કરી આપીએ છીએ પણ તે પ્રોડકશનની ગણત્રીમાં નહિજ. કળાની દષ્ટિએ હાસ્યપાત્ર અને ફીલ્મ ઉદ્યોગને અતી હાનીકારક આવી ફીલ્મોમાં આપણે જોઇ શકીએ છીએ કે જ્યારે Action શરૂ થવું જોઇએ ત્યારે કેમેરા બંધ થયેલો માલુમ પડે છે. એમાં વળી Raw Film ઓછી વાપરવી અને action પુરતુંજ Cranking કરવું એ માન્યતા દોષીત છે. કોઇ વિદેશી ફીલ્મોમાં ૮૦૦૦ ફુટ ફીલમ બનાવવામાં ૫૦૦૦૦ થી ૧૦૦૦૦૦ બલ્કે તેનાથી પણ વિશેષ ફીટ ફીલમ Expose થાય છે. આપણે એમ કહેવા નથી માંગતા કે હિંદી ફીલમ બનાવનારાઓએ પણ તેમ કરવું-નહિ. economy કરવી. અવશ્ય કરવી. કારણ કે હજુ આપણે બચપણમાં છીએ. પણ તેથી કરીને False economy નહિ કરવી. ભાવના અને અભીનયના ભોગે ફીલ્મો બચાવવી તે બહુજ ખોટું અને દોષિત છે.

આ વિશય એટલો બ્હોળો છે કે હજુ ઘણું ઘણું લખાય પણ સ્થળ સંકુચીત છે એટલે કે કોઇ અન્ય રીતે ફરીથી કહેવાનું છે તે કહીશું. થોડા બોલ માલીકો સારૂ કહેવાનું રહી નહિ જવું જોઇએ.

જે દશ બાર હજારમાં ફીલમો બનાવી માલી પ્રયત્ન કરી રહ્યા છે તે પ્રશંસનીય છે. આવા કઠણ સંજોગોમાં જે એ લોકો કરે છે તેને સારૂ ખરે ધન્યવાદ છે પણ તેનાથી સંતોષ માની બેસી ન રહેવું જોઇએ પણ તન મન અને ધનથી આ ધંધાની પુરતી ખીલવણી તરફ રાત અને દિવસ મથ્યા રહેવું જોઇએ. અરસપરસ પ્રેમ અને સ્નેહભરી લાગણીઓ રાખી દરેક કું. ની ઉન્નતી કેમ થાય, તેનું લક્ષ રાખવું જોઇએ. અમુક કું. કેમ પડી ભાંગે અથવા ધંધો બંધ કરવાની ફરજમાં આવે, એવી એવી ઇચ્છા રાખવા બદલે આપણે આપણી ભાઇબંધ કું. ના

મતીકાને કેમ ઉપયોગી થઇ પડીએ એવા વિચારો થવા જોઇએ મહાસાગર બહુજ મોટો છે અનેક પક્ષીઓની ચાચ બુડે તો પણ તે નીર અથાગ છે માયાળી લાગણીઓ મુકી દઈ સ્નેહ ભીની લાગણીએથી બધાંય ધધાની ઉન્નતિ અને કળાની ખીલ વણી પર ધ્યાન આપવુ જોઇએ માલીકો અરસપરસ ધર્મબંધનના પ્રથી બંધાય તો વધરે સારૂ એટલે કે કાયદાબંધનથી નહિ પણ નાદરેખાન નરનારીઓ જે ફીલ્મનુ થોડુ કામ કર્યા પછી હઠ લઈ માલીકોને સતાવે છે, તેવા નટનટીઓ ધધામાંથી બીલકુલ બાતલ થાય તે તથા તેવા બીજા અનેક સજોગો વખતે માલીકો અરસપરસ મદદ કરી આવી વસ્તુ ફરીથી ન બને તેમ કરવુ એક એક કાને એકની મદદ પુરી પાડવી કોઇની વસ્તુની જાણ થાય તે વસ્તુ પોતે લેવાને બદલે તેમા પોતાની દષ્ટિએ યોગ્ય લાગે એવી બાબતો સાફાને જણાવવી, જેથી ઉદ્યોગ ખીલે, કળા પોષાય જો આવી સુચનાઓનો અમલ થાય તો પછી ટુંક સમયમા આ ઉગ ઘણોજ આગળ વધશે અને આ દેશ વિદેશથી લક્ષ્મી ખેચી લાવશે, પોતાનુ ધન બહાર જતુ અટકાવશે અને આપણા પૌરાણીક, ધાર્મિક, ઐતિહાસિક સસ્કારો ભાવનાઓ અને કૃતિઓ દેશપરદેશ ફેલાવશે જે જ્ઞાન ગ્રથકારે નથી ફેલાવ્યુ, જે જ્ઞાન સાધુ સતો આપી શકતા નથી, તેવુ સચોટ જ્ઞાન ફીલમ દ્વારા અપાશે ફેલાવાશે અને જીવનમાં નવીન ઉત્સાહો, ભાવનાઓ સસ્કારો પ્રગટાવશે એજ



## જોઇએ તો—

રૂ સવા સાથે તમારા તનમનની દુખી હાલત કવરમાં બીડી મોકલી ઘેર બેઠે જ શાસ્ત્રીય ઉપાયોથી સુખી જીવનની શરૂઆત કરી જોજો

પંડીત પરિમલ ( જ્યોતિષી વૈદ્ય ) મેળાપ—૮ થી ૧૦( સ્ટા )
ઘેલા મિસ્ત્રીની ચાલ ( માટુંગા ) જી આઇ પી આર
૧૨થી ૬ દરરવાના બીલ્ડીંગ ન-૨૧ ગોલપીઠા ( મુબાઇ )
પત્ર વ્યવહાર માટુંગે કરવો



## સીનેમાના સ્નેપશોટ

લખનાર—રા લહુ ફકીર

### આનુ નમ તે સીનાર્યો રાઇટર

( એક વખણાતી માનીતી એક્ટ્રેસ અને ફીલ્મની વાર્તા લખનારનો કલ્પિત સવાદ-એક્ટ્રેસે હાવભાવ ભરેલા આદરથી આવકાર આપતા લેખક પોતાની ઇચ્છા જાહેર કરવાના શરૂઆત કરે છે )

લેખક—જુવોને ! આજ ઘણા વખત થયાં હુ તમોને જોતો રહ્યો છુ ખરેખર મારૂ દિલ તો તમારા તરફ ખેચાઇ રહ્યુ છે

એક્ટ્રેસ—તે મારામાં એવુ શુ ભાળ્યુ છે જે તમને પણ મોહ થયો ?

લેખક—અરેરે ! તમે તો આડે માર્ગે ચાલ્યા ! મારૂ કહેવુ ન સમજ્યા ! તમારૂ કામ જોતો રહ્યો છુ જેથી મને તમારા માટે માન ઉપજવુ છે અને તેથીજ એક સ્ટોરી ખાસ તમારાજ ઉપર લખી આવ્યો છુ

એક્ટ્રેસ—જો જો તમે પણ કયાક કબુતર કરી મારૂ વૃતાંત બહાર પાડી ન નાખતા

લેખક—પાછા તમે પણ રસ્તો ભુલ્યા ! મારૂ કહેવાનુ એમ નથી પણ તમોનેજ મુખ્ય કામમા હીરોઇન ગણી સ્ટોરી લખી છે, જે કેરેક્ટર તમેજ કરો તો જ દીપી નીકળે-પણ શુ સરસ થાય ? બસ વાત ના પુછો

એક્ટ્રેસ—તે જરા મને સમજાવો જોઇએ ?

( અહી લેખક જે લાબી જીભના-કાન નહી હો ? વાચક છે તે ભભકભર્યા શબ્દોમાં થોડુ અસરકારક લખાણ વાચી સભળાવે છે તેથી એક્ટ્રેસ તો પીગળી જાયજ એ સ્વાભાવિક છે )

એક્ટ્રેસ—વાહ ! છે તો ઘણ સરસ પણ—

લેખક—એ પણ બણુ તમારા હાથમા છે તમે ધારો તે બધુ થઇ જાય અને આમા તો તમોને બેવડો લાભ છે એક તો ચીફ કેરેક્ટર તમારી અને બીજુ અમે પણ કાઇ ન માગીએ તેમ નથી. તેમજ આ કેરેક્ટર વિશેષ ફાયદા કરતા તો એટલા માટે છે કે એ કેરેક્ટર પડદાપર આવતા તો કાઇક પડદા તુટી જશે અને કેટલાયે તમારૂ ઘર શોધવા નીકળશે

એક્ટ્રેસ—ઠીક ઠીક, એ તો સમજ્યા તમે બેફીકર રહો કાલેજ મને મળજો ઘણે ભાગે તો આજ રાતનાજ નક્કી થઈ જશે કાલે જરૂર આવજો (કહેવા જરૂર નથી કે પછે શુ થયુ ? કારણ જેને અડી રાત તેની શી વાત ?)

### એક નામ કાઢેલ એક્ટર અને નામના મેળવેલ એક્ટ્રેસની ઉડતી મુલાકાત.

એક્ટ્રેસ—ઓહોહો. આજ તો કાંઇ તમે ભુલા પડ્યા ?

એક્ટર—હા, જરા એમજ. આ જુઓને આજના સીનમાં તમે જે છુટથી કામ કર્યું છે તે મને તો ગમ્યું પણ આપણા માલીક જોતા હતા, તેની નજરે જરા મીઠી ન લાગી જેથી મનમાં થયું કે લાવ મળી આવું.

એક્ટ્રેસ—તે કામ કરવામાં તો મારો સ્વભાવ એવો છે. કામ કરવું તે બરાબર કરવું. હું કાંઇ પરવા કરૂં તેવી નથી.

એક્ટર—તે તો હું પણ સમજ્યો અને તેથીજ જરા ખેંચાઇ આવ્યો. તમારી જગ્યાએ આપણી......એ હત તો મારૂં દિલ પણ જરા પાછું હઠત અને મારૂં કામ પણ જરા ઢલ જાત. પણ આ તો તમે જેથી—

એક્ટ્રેસ—મારે પણ કહેવું પડશે કે તમે જરા વધારે છુટથી કામ કર્યું.

એક્ટર—શું કરૂં ? તમારી કામ કરવાની શક્તિજ કાંઇક જાદુભરી હતી.

એક્ટ્રેસ—સંભાળજો ! ક્યાંક જાદુમાં ન ગુંચવાતા. હું પણ અજબ થાઉં છું કે આ અચાનક આટલી હીમ્મત તમારામાં ક્યાંથી આવી !

એક્ટર—એ તો સદ્‌ભાગ્યે તમારી સાથે કામ કરવાનો ટર્ન મળ્યો તેથી. ખરેખર મને તો ઘણું શીખવા મળ્યું.

( નવા પરિચયમાં આવેલા આ દેખાવડા યુવક તરફ પણ એક્ટ્રેસનું મન ઢળી પડ્યું હતું જેથી વધારે ગત્રી રાખવા )

એક્ટ્રેસ—તે અવારનવાર આવતા જશો તો ઘણું શીખશો. પોપટ થશો.

(લખવા જરૂર ન હોય કે આ પરિચય કેટલો વધ્યો ? અને પરિણામે થોડા વખત પછી તેની જગ્યા કોને મળી ?)

* * *

### કંપનીના કામદારો।

નંબર ૧. ભાઇ ! કંપનીની સ્થીતિ જોતાં આપણને તો અહિં નહિં પાલવે દસરેડા કરી મરી જઇએ, પણ દોસમો-રોટીયાના વાંધા.

નંબર ૨. તે આપણને તો ફાવી ગયું છે. ડાયરેકટરની મહેર-બાની છે. શેઠાણીની મીઠી નજર છે. એટલે આપણું ગાડું ગબડયે જાય છે. વળી નવું ક્યાં વસાવીયે ?

નંબર ૧. ભલા આદમી ! તું પણ જબરો તોપમાર છે. આટલા મહીના થયા પણ શેઠાણીને તો જોયાં સરખાં પણ નથી.

નંબર ૨. ઉંધુ તે ઉંધુજ ! ચા લાવ, પાન લાવ, સોડા લાવ; બુટ સાફ કર, એ તો-કંપનીનું કામ તો છે. પણ-આટલું ડાય-રેકટર સાહેબનું કામ કરીએ તો એકસ્ટ્રા (નંબર વન નહી હો !) મળે, ભાડું મળે, ગાર દોઢીમાં માના પણ મળે અને મરજી માફક કામ પર જાવ. અને શેઠાણી ! તે બહુ તારે ઘરમાં લેવાં-જોખે સમજ્યો ! એમને પણ મેકઅપનો સામાન લાવી હાજર કરી દઇએ, બેસવા ખુરસી લાવી આપીએ, આ જરા કપડાં લતાનું ધ્યાન રાખીયે, વિગેરે તેના તાલ પર નાચીએ તો આપણા બાપનું શું જવાનું ? હવે તો સમજ્યો ને ?

નંબર ૧. તે ભાઇ આપણાથી એ બધું ન બને.

નંબર ૨. ન બને તો ભુખે મરશો અને ધક્કા ટળશો.

આ બેમાંથી કોણ ટક્યો ? અને કોણ ચડ્યો ! તે જાણ-વામાં નથી આવ્યું.

* * *

### માલીકની માન્યતા

માલીક-આવો ! આવો ! કેમ ! શું લાવ્યા છો ?

લેખક—સાહેબ, આપને લાયકની ચીજ છે, ઘણી સરસ છે.

માલીક—શું છે ભાઇ એક્ટ્રેસ ?

લેખક—સાહેબ શું દલાલ બલાલ સમજ્યા કે ? હું તો લેખક છું. એક આપને લાયક સ્ટોરી લાવ્યો છું.

માલીક—એમ કે ? છે કાંઇ મારામારી જેવું ? લોકોને પસંદ પડે તેવું ?

લેખક—ઓહો ! સીને સીને મારામારી ! ન ધારો તેવાં ગપાં ! ન સમજે તેવા બીઝનેસ ! બધું જાણે કે એ તો બસ અમેરીકન સ્ટાઇલ.

માલીક—હા, એવું હશે તો ચાલશે આપણને પણ એવુંજ જોઇએ છીએ. વિલાયતની ફરીફાઇ થાય તેવું જરૂરનું છે.

લેખક—સાહેબ ! એ તો એમ સમજો કે જાણે વિલાય-તનીજ હબનું છે. વિલાયતને પણ ભુલી જાઓ તેવું છે.

માલીક—બોલો ! ત્યારે જરા સમજાવો જોઇએ !

( લેખક માલીકને સ્ટોરીનું હાડપીંજર ( Skeleton )-જે ખરેખર ખડખડ પાંચમ હાડપીંજર જ છે-સમજાવે છે. શેઠ પણ રસ લેતા જણાય છે. )

માલીક—છે તો ચાલે તેવું. ઇગ્લીશ જેવું. પણ લેશો શું ?

લેખક—સાહેબ એ તો આપ જે આપના.હો તે આપજો બાકી ઇંગ્લીશ જેવું છે એટલે જરા વધારે મહેનતનું કામ છે. ઘણી ચોપડીઓ ઉથલાવવી પડી છે. ઘણી ફીલ્મો જોવી પડી છે. ફક્ત રૂપીઆ ત્રણ મીંડા આપશો તો ચાલશે. અને તે તે. ખાસ આપનેજ માટે બીજા પાસે તો વધારે લઇએ.

માલીક—ગાંડા રે ગાંડા ! આ તો તમોએ વિલાયતી ફીલમ ની અ.બાદ કોપી કરી છે. શું મહેનત કરી મુઆ છો ? આ હમણાંજ તમે આવ્યા ને પેલા ગયા-જે જાણીતા લેખક છે, વિદ્વાન છે, પોતાનું નામ પણ મેળવેલા છે. આ તેમને પણ બે મીંડા આપવા ભારે પડે છે તો વળી તમે તો હજી શીખાઉ લાગો છો. તે ત્રણ મીંડાની વાત શું મારા સાહેબ ?

( આ સોદો પત્યો કે કેમ ! તેની તો ખબર નથી પણ જાણીએ છીએ ત્યાં સુધી બબે ચાર ચાર રોટીવાળી ચોપડી પરથી, વાર્તાઓમાંથી, ફરકઆઇની ગઝલોમાંથી અંગ્રેજી ફીલમની નકલ કરી. અને એવી એવી ઘણી ઘણી જાતની વાર્તાઓ લખી

ગાવનારાઓનો તો રાફડો ફાટ્યો છે. કોઈ પચીસમાં કોઈ માણુસમાં કોઈ સો દોઢસોમાં આવાં થોથાં ઠસાવી જાય તો તેમાં નવાઈ શું? અને તેના પર માલેકો હજારોના ધુમાડા કરે પણ પેદા શું કરે? તે તો સમજે તે સમજે.)

ગપાં સપાં—

મીο પાડાદાસ—આપણે તો જાણે કુંદા પકડનાર. આપણો ભાવ નહિં ચડે પણ આ આપણા ભાઈ...કામમાં તો હવે ટ્રામનો ઘોડો છતાં પણ હજી કાલેજ શેઠને દમ ભરાવ્યો "બીજી કંપની"નું નામ અને કર્યું કામ.

મીο ઉંટીયાદાસ—તે ભાઈ એની એકની ક્યાં માંડો છો? ઓલી કંપનીમાં મિસ......પર છેક ટોચથી માંડી ચડ સુધી બધાની મહેરબાની તેમાં તો ફાવી ગઈ છે. પણ તે કયાં ધરાય તેમ છે? બીજું પણ સારૂં મેળવે છે તોય સામો દમ, મરજી પડે તેમ નોકરી, સૌને દમ ભરાવે, જાણે પોતેજ માલેક.

મી. પાડાદાસ—યાર? શું કરૂં! નોકરીમાં તો શુકરવાર નહીં વળે જાણી કાંઈક સ્ટોરી લખી પેદા કરવા વિચાર કીધો. ચાર ચાર દોઢીયાંની ચોપડીની ક્યાં ખોટ છે! પણ મારા ભાઈ અમારે ત્યાં તો બધા લેખક એમાં શું ભાર કે કોઈ પારકો પેથી જાય! ભલેને પછી અમારી ફીલમો ગમે તેવી નીકળે? તે વખતે વાંક ઢોળતાં ક્યાં નથી આવડતો? અમારે ત્યાં તો બીચારા ભલભલા બંગલામાં પોર્યા મારી આવે છે પણ ધોયેલ મોઢે પાછા જાય છે ત્યાં આપણો કોણ ભાવ પુછે?

મીο ઉંટાયાદાસ—તે ભાઈ! તમારી વાત જવા દોને આપણે તો બધાની ભેળી માંડો. જોને ક્યાંક ક્યાંક મેં સાંભળ્યું છે તેમ એક છાપાવાળો તો દમમાંજ ફાવી ગયો છે. મારો બેટો? એવો દમ ભરાવી બેઠો છે કે જી લખ્યે. અને સાહેબો! પણ સારાં નરસાંનો-ગોળ ખોળનો-વિચાર કર્યાં વગર-ઢીલા ઢોલ વગાડનાર હોવાથી તાબે. એ પણ એક હુન્નર છે. પણ ખરૂં પુછો તો આ ન શોભે!

પાડાદાસ—મારા મગજમાં પણ એક સ્કીમ છે. આપણને તો ખાત્રી થઈ છે કે આ ધંધામાં મોનોપોલી લેવી, તો ફાવીએ. કારણ પછી જે લાવીએ તે લીધેજ છુટકો. એકની એક ચીજ સાડી-તેમાંથી ચણીઓ-તેમાંથીજ—ચોળી-તેનોજ સાફો-તેજ પીતાંબર-તેમ ફેરબદલી કરી એટલે જાણે નવું. જો તો માર વખત આવવા દે, બરાબર લાગ લગાડી ન મેળવું? અને તેમ નહિં તો ન ખેરવું! તો હું ઉંટીયોજ નહિ.

પાડાદાસ—દોસ્ત! શું કહું! નથી સાલું કોઈ ખાવું પણ હાથમાં આવતું નહિ તો—નહિ તો—

ઉંટીયાદાસ—શું કરત?

પાડાદાસ—લાવત એક લખત ને બે, જુનું આપત નવાના દામ લેત, ન જરૂરનું ઠોકી બેસાડી ઘર જમાઈ પધરાવત. અરે યાર એ તો શું પણ જો મોટો હોદ્દેદાર થાત તો માણસોને લીલા લહેર કરાવત. એક્ટરો (નંબર વન નહીં સમજતો) નો તો વરસાદ વરસાવેત. કામ ઓછું દેખાડવા દોડધામ કરી મુકત. શેઠ બહુ બુમ મારત તો વગર કોન્ટ્રેકટના આઉટડોર કાંઢી મુકત-એકાદ સ્ટોરી ઘુસાડી કામ અરધું કરી સટકી અડીયલ ટટુની માફક એવી તો અડ કરત કે માલેકને તો આપણે નચાવીએ તેમ નાચે-અને આપણે પણ મન ફાવે તેમ કરીએ જેમાં ન બોલે ચું કે ચાં.

ઉંટીયાદાસ—ભાઈ! તું બી અજબ દેખું જો. પણ આ તો નીમકહરામી

પાડાદાસ—એશ! એશ! હલાલી! વધુમાં એકાદ એકટ્રેસને પડખામાં લઈ લેત. ચીફ કામ આપત. પછી આસ્તેથી તેને પણ દબાણમાં રાખી—ભલે દાસીનું કામ કરવા જેટલી તેની લાયકાત છો ન હોય તો પણ—"ચીફ કેરેકટર બીજી હલકી કેરેકટર ન કરી શકે" કહીને તેને પણ છાપરે ચડાવી દેત. ભલા આદમી તું શું સમજે છે? નામ પાડાદાસ માટે પાડા જેવો નથી. કંઈકના હાંડલા શીંકે ચડાવત. કંઈકના રોડત-કંઈકના ઘડત. ફક્ત "હાલના હરામી જમાનામાં હરામ ખાવું હક છે" એમ નવો સિધ્ધાંત સ્થાપત. અને મોજ-મોજાહ ઉડાવત; આ તો હજી છે, તે બધા કાચા છે બીચારા થોડી-મોજ ખાતર ઠેલા ખાય છે. પણ આપણે તો—બસ. જવા દે—હવે.

ઉંટીઆદાસ—ભલા! એ તો ઠીક! પણ આ ધંધાની બદનામી આટલી બધી વધી શાથી પડી?

પાડાદાસ—જો ભાઈ! આ ધંધામાં-હું-તું-અને તે-અધાય એકદમ ઉંચા નંબરના—ફાઇન ક્વોલેટીના તેમજ તેણી અને તેણીઓ તો બધીને ઓળખે છે ના? માલેકોના હાજીહાંઓનો તો આપણને પુરતો અનુભવ છે કારણ આપણા કામમાં બીચારા આડખીલા ક્યાં થાય છે? તેમજ ખલા સરખા પણ ચળી ગયા તો આ આપણી સ્વર્ગ સુંદરીઓના ફસાટમાં બહારના જયાં રાજી ખુશીથી ઝંપલાવવા રેસના ઘોડાં માફક દોડી રહ્યા છે, તો આપણે બધા—તમામ—ક્યાં બાકી રહીયે? અને યાર સાચું પુછ તો જ્યાં સુધી ધંધાની જગ્યા પરની આ અનીતિ—આ હરામી નીયત-દૂર નહિ થાય ત્યાં સુધી હું તો નથી માનતો કે ઉધ્ધાર થાય.

ઉંટીયાદાસ—ભાઈ વાત તો સોળ આના સાચી. પણ નગારખાનામાં આપણો અવાજ કોણ સાંભળે! પણ લાકડું લાકડાંને ભારે ભાંગશે. ભલા કાંઈ રસ્તો ન થાય?

પાડાદાસ—મારા પાડાદાસના મત પ્રમાણે તો...પ્હેલી પૈસાની પુરી સગવડ-બીજું કામની વ્હેંચણી-ત્રીજું પક્ષપાતને દેશવટો-ચોથું પણ એ તો પૈસામાં આવી જાય તો પણ સાધનોની સગવડ-પાંચમું ધંધાનું પોઝીશન જેથી સારાં માણસો પણ અંદર પડી શકે. છઠું—અંદર અંદરની અદેખાઈ દૂર થવી-સાતમું સેન્સરની નકામી પંચાત અને તેના માટે બધા માલેકોએ મળી કાંઈ કરવું જોઈએ તે-આઠમું-એક્ટર એકટ્રેસીઝની અને આ ધંધામાં ભાગ લેનાર તમામની કામ કરવાની ખરી લાગણી-

એમ વિગેરે વિગેરે ઘણાય રસ્તા છે પણ એ બધાયમાં સૌથી નંબર પ્હેલો તો નીતિને આપવાનો છે. યાર, એ તો ભાગવત–રામાયણ–મહાભારત-ગીતા-જે કહે તેટલા મોટાં થોથાં ભરાય. એમ લખતાં બેસું તો, પણ ટુંકું ને ટચ એજ કે

Pitch thy beheaviour low, thy projects high

આ કવિતા અંગ્રેજી છે તે પ્રમાણે થય તો જરૂર દહાડો ફરી જાય અને આ ધધાનું શ્રેય થાય અને આપણા જેવા એમાં પડયા છે તેનું પણ દળદર ફીટી જાય.

પણ યાર—

"વો દીન કહાંસે કે મીયાં કે પાંઉમેં જુતી ?"

ઉડીયાદાસ—એ તો "દદ" હોય તો હોય.

પાણાદાસ—તું પણ ખરો. પણ "દદ"ને ઉલટાવ તેની જોડણી કર-તો શું થાય ? સાંભળ 'દી,' એ ઘેર હોય તો બધુંય થાય. ચાલ હવે આગળ ઉપર વાત.





## ચિત્રપટ પર કામ કરનાર પ્રસિદ્ધ

## અમેરીકન પાત્રો

**બેબી પેગી**—બેબી પેગીનો જન્મ તા૦ ૨૬ મી ઓકટોબર ૧૯૧૮ માં કેલીફોર્નીયાનાં "મર્સેડ" નામના ગામડામાં થયો છે. તેણીનું આખું નામ પેગી જીન માન્ટગોમરી છે. તેણીની ઉંચાઈ "ત્રણ ફુટ" છે. તેણીનાં વાળ અને આંખોનો રંગ સ્હેજ કાળાશ પડતો ભુરો છે.

**થેડા બારા**—તેણીનો જન્મ સન ૧૮૯૦ માં "સીન સીનાટી" (ઓહીયો) માં થયો છે. તેણીનું આખું નામ થીઓડોસીઆ ગુડમન છે. તેણીની ઉંચાઈ "પાંચ ફુટ-છ ઇંચ" છે. તેણીના વાળ અને આંખોનો રંગ પણ બેબી પેગી જેવો છે.

**મેજ બેલામી** તેણીનો જન્મ તા. ૩૦ મી જુન સન ૧૯૦૩ માં "હીલ્સ બોરો" (ટેકસાસ) માં થયો હતો. તેણીના વાળ અને આંખોનો રંગ ભુરો છે. તેણી પહેલા સ્ટેજ પર ગંભીર ભૂમિકા ભજવવામાં પ્રખ્યાત હતી. પણ થોડા સમયથી તેણીએ સ્ક્રીન પર નામના મેળવી છે. તેણીનાં ચિત્ર પટોમાં:—હેઇલ ધી વુમન,'' 'ધી ટીનસેલ હારવેસ્ટ,'' અને 'આર યુ એ ફેલીયોર''નામના ચિત્રપટો સારી પ્રશંસા પામ્યા છે.

**એનિડ બેનેટ**–તેણીનો જન્મ તા. ૨૨ મી ફેબ્રુવારી સન ૧૮૯૬ મા વેસ્ટર્નનો આસ્ટ્રેલ્યામા થયો હતો. તેણીની મોહક એકટીંગ માટે આખા કેલીફોર્નીઆના માણસો વાહ વાહ પોકારી રહ્યા છે. તેણીના ધણીનુ નામ ફ્રેંડ નિબલો છે, અને તેણીને નાની વયની એક દીકરી પણ છે તેણીએ "ડગલાસ ફેર બેન્ક" સાથે "રોબીન હૂડ' ("સખી લુટારા") માં સારૂ કામ કરેલું છે.

**હુટ ગીબસન**–ગીબસનનો જન્મ સન ૧૮૯૨ માં ટેકામાહ" "(નેબ્રાસ્કા) નામના ગામડામાં થયો હતો. તેનું આખું નામ એડવર્ડ હુટ ગીબસન છે સ્ક્રીન પર આવવા પહેલા તે ઢોરોની રેન્ચમા રખેવાળ હતો. જ્યારે યુનીવર્સલ ફીલ્મ કંપનીએ વેસ્ટર્ન કાઉબોય ડ્રામાઓ પાડવાની શરૂઆત કીધી, ત્યારે તેને તક મળી ગઇ. ત્યારથી સ્ક્રીન પર તે કાઉબોય તરિકે સારો દીપી નિકળ્યો. તેની ઉંચાઈ "પાંચ ફુટ-દસ ઇંચ" છે. તેના વાળ કાળા, અને આંખોનો રંગ બ્લુ છે.

**રોય સ્ટુઅર્ટ**—એનો જન્મ "સાનડીગો" નામના ગામમાં થયો હતો. તેની ઉંચાઈ "છ, ફુટ—બે ઇંચ" છે. તેના વાળ અને આંખોનો રંગ ભુરો છે. તે કોલેજનો અભ્યાસ પુરો કરી તરતજ સ્ક્રીન પર આવ્યો હતો. એણે ઘણા પ્રસિધ્ધ ચિત્ર-પટોમાં કામ કરેલું છે.

ગુલાબાની

ખરેખરી મોજ મજાહ માણવી હોય તો

# બસ યુનિવર્સલની ફીલમોજ જુવો

આજથી વીસ વર્ષની વાત પર યુનિવર્સલ ફીલમો બીનહરીફ ગણાતી આજે પણ યુનિવર્સલની બરોબરી કરનાર કોઇજ નથી.

હિંદુસ્થાનમાં

સીનેમા પ્રેક્ષકોને

જો

સીરીયલોની રઢ

કોઇએ લગાડી હોય

તો

બસ યુનિવર્સલેજ



હિંદુસ્થાનમાં

ફાંકડા ડ્રામાઓની

લગની

જો

કોઇએ લગાડી હોય

તો

બસ યુનિવર્સલેજ

નિર્દોષ હાસ્યરસનો હજારદાર

## રેજીનાલ્ડ ડેની

વાહીઆત જેવાં કામ કરી તમને હસાવવાના પ્રયત્ન કરનારા તો તમે
ઘણા એકટરો જોયા હશે પરંતુ
યુનિવર્સલના રેજીનાલ્ડ ડેની કોમીડી ડ્રામા
અને યુનિવર્સલની પ્રખ્યાત સેન્ચરી કોમીકો
જુવો અને તમને પોતાનેજ જણાશે
કે ખરેખરો હાસ્યરસ તે શું ?

વધુ વિગત માટે લખો યા મળો—

## યુનિવર્સલ પીક્ચર્સ કોરપોરેશન

હીરા હાઉસ સેન્ડહર્સ્ટ રોડ—મુંબાઇ

( એજન્ટ—શ્રીયુત ચુનીલાલ ગુલાબદાસ મુનીમ જે. પી. )

શાખાઓ કલકત્તા—લાહોર—મદ્રાસ



રા. માણેકલાલ બી. પટેલ
માલેકઃ-શ્રી કૃષ્ણ ફિલ્મ કું.



રા. ચુનીલાલ ગુલાબદાસ મુનીમ
એજન્ટઃ-યુનીવર્સલ



મી. દારાબશાહ કે. દેદરાહ
માલેકઃ-સરસ્વતી ફિલ્મ કું.



રા. નાનાભાઇ બી. દેસાઇ
માલેકઃ-શારદા ફિલ્મ કું.

# સીનેમા ફીલમની જાહેરાતની

## પ્રચલિત રૂઢીઓ

લેખક-શ્રીયુત ચુનીલાલ ગુલાબદાસ મુનીમ જે. પી
એજન્ટ; યુનિવર્સલ પીક્ચર્સ કોરપોરેશન—મુંબાઇ

દુનિયાં સમજવા લાગી છે—માનવા લાગી છે—કે દરેક ધંધામાં માલના યથાયોગ્ય વેચાણ માટે "જાહેરાત"ની જરૂર છે. જાહેરાત ભિન્ન ભિન્ન રીતે થઇ શકે છે. અને કેટલેક અંશે કરવામાં આવે છે, પરંતુ સીનેમા ફીલમેનેજ લગતી કરવામાં આવતી જાહેરાતોનું અત્રે આપણે પ્રયક્કરણ કરીશું.

આ "જાહેરાતો" મુખ્યત્વે બેજ રીતે થતી જોવામાં આવે છે. એક તો લાગવગવાળા ન્યુસપેપરોમાં અવારનવાર જાહેર ખબરો છપાવીને અને બીજી ચીંથરાં જેવાં રસકસ વિનાનાં "હેંડબીલો" વહેંચાવીને.

ન્યુસપેપરોમાં જે જાહેર ખબરો સીનેમાના માલીકો તરફથી મોકલવામાં આવે છે તે તરફ કેટલી કાળજી રખાય છે તે હવે વિચારીએ. સાધારણ રીતે આ જાહેર ખબરો લખનાર કહેવાતા અનુભવિઓને "જાહેર ખબર" શું ચીજ છે તેનું પણ ભાગ્યેજ ભાન હોય છે. આજ કાલ તો આ ધંધામાંનો દરેકે દરેક માણસ એમજ સમજે છે કે તે પોતે જેવું લખાણ કરી બનાવે છે તેવું લખાણ દુનિયાંભરમાં કોઇ ભાગ્યેજ કરી શકતો હશે. આવા માણસો ગમે તે ચિતરી કાઢી, જ્યાંથી વધુ "કમીશન" મળતું હોય તેવાં ન્યુસ પેપરોમાં જાહેર ખબરો મોકલાવે છે અથવા તો ત્યાં મોકલાવવા સીનેમાના માલીકોને ગમે તેમ સમજાવી પ્રેરે છે. આ ન્યુસપેપરોની ગ્રાહક સંખ્યા કેટલી છે તેની તપાસ કરવાનું કોઇ યોગ્ય ધારતું નથી—ધારે તો તેવી તપાસ કરતું નથી. તે ન્યુસ પેપરોનો ફેલાવો સમાજના કયા વર્ગમાં થાય છે અને તે વર્ગમાંથી કેટલા માણસો પોતાના સીનેમામાં આવે છે તેની તપાસ કરવાની પણ જરૂર કોઇને જણાતી નથી.

આ "જાહેર ખબરો" મુખ્યત્વે એવી રીતીથી લખાએલી હોય છે કે જે અમુક ફીલમ માટે સીનેમા તરફ જનતાનું ખેંચાણ કરવાને બદલે તેને તે તરફથી દૂરજ રાખે છે. આજ કાલ તો દરેકે દરેક ફીલમ બસ અદ્દભૂત, અદ્વિતિય, અનુપમ, વિગેરે કાનને પ્રિય લાગે તેવા વિશેષણોથીજ બહાર પડાય છે અને જનસમાજના કાનના પડદા ઉપર વારંવાર પડતા આવા પડઘાથી જો તે કાન બહેર મારી જાય કે વધુ કોલાહલ ન સહન કરી શકવાથી જો તે કાનમાં પ્રમપં ધાલવામાં આવે તો તેમાં કોનો દોષ? કચરા જેવી ફીલમો માટે પણ અત્યુત્તમ ફીલમો જેવાંજ લખાણથી જાહેર ખબરો થાય તો પછી જ્યારે ખરે ખરીજ ઉત્તમોત્તમ ફીલ્મ બતાવાતી હોય ત્યારે તે લોકો શું લખી શકે? અને તેવે પ્રસંગે લોકો તેવી એક ઉત્તમ ફીલમને પણ ન વધાવી લે તો તેમાં હાની કોને? પેલા જાહેર ખબર લખનારને કે સીનેમાના માલીકને? કેટલાક લેખકોને માટે "બેહદ અચ્છું કામ બજાવે છે." શબ્દો તો જાણે કાયમને માટે બીબાંરે રાખેલા જણાય છે—પછી વિષય કે નાયક ગમે તેવા હો!

હવે સાધારણ રીતે રસ્તા ઉપર વહેંચવામાં આવતાં "હેન્ડબીલ" તરફ દ્રષ્ટિ ફેરવીએ. ધારો કે તમે તમારા કુટુંબ સહિત બેન્ડ સ્ટેન્ડ જેવા એક જાહેર સ્થળે જઇ તમારી મોટર યા તો ગાડી થોભાવી છે અથવા પગે ચાલતા જઇને બેન્ડ સ્ટેન્ડની પાસેની પાળ ઉપર હવા ખાવા બેઠા છો. એટલામાં ત્રાસજનક દેખાવવાળો કોઇ છોકરો આવી તમારા વાહનમાં કે ખોળામાં એકાદ બે હેન્ડબીલ નાખી જાય. તમારૂં નાનું બાળક તે હેન્ડબીલ ઉપાડી લે તે પહેલાં તમારી નજર તે હેન્ડબીલ ઉપર પડે અને તેમાં મોટા અક્ષરે લખાએલી એકાદ લીટી, મને કે કમને તમારા વાંચવામાં આવે, તે લીટીની ભાષા અથવા તો તે લીટીમાં લખાએલું વાક્યજ "દિલ ધપકાવનાર-કલેજું ઉથલાવનાર વગેરે શબ્દોથી ભરેલું એવું હોય કે જે તમે તમારાં કુટુંબના નિર્દોષ માણસોના વાંચવામાં ન આવે એવું ઇચ્છો. તમે પોતે તે હેન્ડબીલ તમારા હાથમાં લઇ લો. એકાદ બેદરકાર નજર તે તરફ નાખો. સુરીઆના કાગળ ઉપર રાતો રાત છપાએલા "ટાઇપ" વાંચવા માટે તમને "મેગ્નીફાઇંગ ગ્લાસ"ની મદદ લેવાની જરૂર જણાય; ભાષા તો ગમેતો મુજબની હોયજ પરંતુ તેમાં કદાચ દક્ષીણી "કોમ્પોઝીટરે" ઓર ઝમક આણી હોય અને ગુજરાતી જેની માતૃભાષા નથી એવા કોઇ "પ્રુફરીડરે" ઉંઘમાંજ "પ્રુફ" તપાસ્યાં હોય એમ તમને લાગે ત્યારે તે હેન્ડબીલની તમે શી દશા કરો? હાથથી મસળી નાખીને દૂર ફેંકી દો કે નહીં?

આવી આવી જાહેર ખબરો સીનેમા થીએટરોનું શું કલ્યાણ કરે? સીનેમાના માલીકો આવી જાહેર ખબરો કરતાં ક્યારે અટકશે? રોજ "વાઘ આવ્યો-વાઘ આવ્યો"ની બુમ પાડતાં ખરો વાઘ જ્યારે આવે ત્યારે તેમની બુમોને કોણ ખરી માને? હાલ જે રીતની જાહેર ખબરો તેમના ધંધાને હીતકર્તા થવાને બદલે અહિતકર્તા થઇ પડે છે તે છોડી તેઓ તરફથી રજુ થતી ફીલમોનું યથાર્થ દિગ્દર્શન કરાવે તેવીજ જાહેર ખબરો યોગ્ય વર્તમાન પત્રોમાં યોગ્ય રીતેજ અપાય તે શું ઇચ્છવા યોગ્ય નથી? જનતા કે જે પોતાનું મનરંજન કરવા માટે પૈસા ખર્ચે છે તે જ્યારે વારંવાર પોતાને ઠગાએલ પ્રમાણે ત્યારે આવી જાહેર ખબરો ઉપર વિશ્વાસ રાખે? અને જો રાખે તો પણ કેટલા સમય પર્યંત?

અમેરીકા તેમજ યુરોપમાં સીનેમાના ધંધામાં, તેના પ્રચા-

શકે, પોતાનાં થીએટરમાં પ્રસિધ્ધિમાં લાવવા માટે અને એકવાર મેળવેલી પ્રસિધ્ધિ જાળવી રાખવા માટે કેવી કેવી નવ નવીન રીતો અખત્યાર કરે છે—શોધી કહાડે છે—અને જર તથા જાહેરાતનો ભોગ આપે છે તેનો ખ્યાલ હિંદુસ્થાનના સહેરી માલેકોને ક્યાંથી આવી શકે? અત્રેના સીનેમામાં "ખર્ચ કર્યા વિના મળી શકતી" દરેક સગવડનો ઉપયોગ—સારી રીતે કિંવા ખોટી રીતે પરંતુ બહુધા તો ખોટી રીતેજ કરવાની જાણે પ્રથાજ પડી ગઈ છે. જાહેર ખબરમાં આપવા માટે "બ્લૉક." તો જાણે ફીલમ પુરી પાડનાર આપવાને બંધાએલજ હોયની! પછી ફીલમ પુરી પાડનારે કદાચ પોતાના ચોકકસ ઉપયોગ માટે ગમે તેવા બ્લૉક બનાવ્યા હોય તે પુરા પાડવામાં આવે અને તેનો ઉપયોગ થાય. ગ્લેઝ પેપર માટેના બ્લૉક હોય અને તે ૨૬ કાગળ ઉપર ધાબાં જેવાજ દેખાય તો પણ શી ફીકર? તેને તો તે કાનો માત્રા વગર (મફત)જ મળેલા કેની? વર્તમાન પત્રમાં અર્ધું પેજ જાહેર ખબર આપનાર તેના ૫૦–૬૦ રૂપીઆ ખર્ચી તેમાંથી જે પરિણામની આશા રાખવામાં આવે તે મેળવવામાં મૂખ્ય ભાગ ભજવનાર જે બ્લૉક તે પોતાના કામને લાયક મેળવવા માત્ર પાંચ રૂપીઆ ખર્ચવા તે તૈયાર નથી! કેમકે પછીથી તે બ્લૉકનો તેને ઉપયોગ શું? પણ ત્યારે ૫૦–૬૦ રૂપીઆના ભોગે અપાએલી જાહેર ખબરનો પછીથી શું ઉપયોગ છે તેનો ભેદ તેમને કોઇ સમજાવશે? અથવા તેટલા પાંચ રૂપીઆ પુરતી કમી જગ્યા લઇ તે પાંચ રૂપીઆનો સારો બ્લૉક બનાવી પોતાની જાહેર ખબરની શોભા અને ઉપયોગીતામાં વધારો કરવાનું તેઓ કયારે શીખશે?

જાહેર ખબરના ઉપયોગી સાધન તરીકે લેખાતાં—અમેરીકાના ૨૪ શીટ પોસ્ટરોની નકલ રૂપે બનાવવામાં આવતા દેશી ફીલ્મના 'પડદાઓ'' અલબત અસરકારક જાહેર ખબર કરી શકે છે. પણ કેટલાક સીનેમામાં એક સાથે ચાર પાંચ કે છ છ આવા પડદાઓ હાર હાર લગાવી દેવામાં આવે છે. આનું પરિણામ એ આવે છે કે રસ્તે ચાલનાર રાહદારી, કે ટ્રામ અથવા વીકટોરીઆમાં પસાર થતા માણસને સમજવું મુશ્કેલ થઇ પડે છે કે આટલી બધી ફીલ્મોમાંથી આ અઠવાડીઆની ચાલુ ફીલ્મ કઇ હશે? અમે જાણીએ છીએ કે કોઇના ઉપર "આજ રાત્રે" કોઇના ઉપર "આવતા શનીવારે" અને કોઇના ઉપર "આવે છે! આવે છે!! એવી મતલબની કાગળની કાપલીઓ લગાડેલી હોય છે. પણ ૨૦ કે ૨૨ ફીટ ઉંચું અને ૧૨ કે ૧૫ ફીટ પહોળા પડદાના ઉપર અરધા ફુટના કે તેથી પણ નાના અક્ષરમાં છાપેલી આ કાપલીઓ શી રીતે પ્રેક્ષકનું ધ્યાન ખેંચી શકે?

આવી ભેળસેળાની જાત્રા કરવાનું સાધારણ રીતે પરિણામ એ નીપજે છે કે કાં તો આવતાં અઠવાડીઆંનું પ્રોગ્રામ ચાલુજ અઠવાડીઆમાં રજુ થાય છે. એમ સમજીને કેટલાક પ્રેક્ષકો ભૂલાવો ખાય છે. અથવા ચાલુ અઠવાડીઆનો પ્રોગ્રામ આવતાં અઠવાડીઆમાં રજુ થવાનો છે, એમ સમજીને ટીકીટ લેવાનું માંડી વાળે છે આ માત્ર કલ્પના નથી પણ આવી તરેહની ભૂલોના ભોગ થઇ પડેલા પ્રેક્ષકોની ફરીઆદારે લખવામાં આવેલું છે.

ઘણુંજ લાંબા વખતથી આવી રીતનો પડદો કે ઝં. કદનું પોસ્ટર લગાડી રાખવાનું અનિષ્ઠ પરિણામ એવું આવે છે કે રોજને રોજ એ પોસ્ટર ઉપર નજર પડતી રહેવાથી તેના ઉપરની સ્લીપ બદલાઇને "આવે છે! આવે છે!!" બદલે "આવતે અઠવાડીએ" થઇ હોય તો તે ઉપર પણ પ્રેક્ષકનુ લક્ષ ખેંચતું નથી અને જે હેતુથી એ પોસ્ટર લગાડવામાં આવે છે તે હેતુ ઘણી વાર સચવાતો નથી.

આવી રીતના પડદા કે પોસ્ટરોનો પુરેપુરો અને અસરકારક લાભ મેળવવાનો સરસ રસ્તો તો એ છે કે દરેક સીનેમાએ "આજ રાત્રે," "આવતે અઠવાડીએ" અને થોડા "દીવસમાં રજુ થશે" એવી મતલબના મોટા અક્ષરનાં પાટીઆં લગાડી અથવા ચીતરાવી તેને માટે જગ્યા મુકરર કરવી અને કદી પણ ત્રણથી વધારે પોસ્ટર લગાડવાં નહિ. આથી પ્રેક્ષકને ચાલુ અને આવતા અઠવાડીઆનો પ્રોગ્રામ સમજી લેવાનું સુગમ થઇ પડશે.

અંગ્રેજીમાં જેને Lobby display કહે છે તેનું તો અહીં કોઇ નામ નિશાન પણ જાણવું નથી. ઉછીના મળેલા જેની અંદરના નટ નટીઓનાં મોઢાં તેમજ અવયવો ઉપર તોફાની છોકરાઓએ અસંખ્ય લીંટાઓ દોર્યા છે એવા—ફોટાઓ, જુની પુરાણી કોઇ ફ્રેમમાં, યાતો સડી ગએલા કોઇ પાટીઆના ટુકડા ઉપર થોડીક ખીલીથી ઠોકી, સીનેમાના મુખ્ય દ્વાર પાસે મુકયા કે બસ પતી ગયું! સીનેમાના માલીકોએ ભૂલી જવું નથી જોઇતું કે "સીનમા" એ મનરંજન કરવાનું એક વિદેશીય રમકડું છે. તે રમકડાંને યોગ્ય એવા વિદેશીય વાતાવરણનીજ તેને ઘણીવાર જરૂર પડે છે. અન્ય દેશોમાંના, આવાં રમકડાંના માલીકોને પૈસા કમાતા જાણી, તેમને પગલે ચાલી, આ દેશમાં પણ તેવાં રમકડાં લાવ્યા, તો "જાહેર ખબર" વિગેરે બાબતોમાં પણ તે વિદેશી માલેકોને પગલે સહજ વધુ ચાલવું એ શું તેમને માટે ઉચિત નથી?

---

# મેકસ લીન્ડર

લખનાર–રા. ચંદ્રકુમાર

સીનેમા જગતમાં ફારસોથી હજારોને હસાવનાર મેકસ લીન્ડરનું નામ જગ મશહુર છે. ચાર્લી ચેપલીનનું નામ સાંભળવામાં આવ્યું ત્યારે પહેલાં ફારસોની શરૂઆત કરનાર મેકસ લીન્ડરે આપઘાત કરી પોતાના જીવનનો અંત આણ્યો છે. પ્રેમ, પૈસો અને કીર્તિ મેળવી સમાજમાં સંપુર્ણ સુખી ગણાતા આ માણસને આપઘાત કરવાનું શું કારણ હતું? જગતમાં જે વસ્તુમાં સુખ મનાયું છે તે બધું તેને મળ્યું હતું. દુનિયામાં હવે કોઇ ચીજ મેળવવાની તેને આકાંક્ષા નહોતી. તેને લાગતું કે અત્યારે હું જ્યારે સુખની સીમા ઉપર છું ત્યારે જ જીવનનો અંત આણું તો વધારે સારૂં. કારણ કે વખત જતાં જન સમાજની રૂચી બદલાતાં કીર્તિ મંદિરના શિખર ઉપરથી ધક્કો મારી અંધકારના ખાડામાં ધકેલી દેતાં વાર નહિ લાગે.

દુન્યવી સુખ પુરેપુરૂં ભોગવી મનુષ્યના આત્માને જ્યારે કોઇ નવીન જ ભુખ લાગે છે ત્યારે તે ક્ષુધા શાંત કરવા માટે પશ્ચિમ સુધારામાં એવું કોઇ અમૃત નથી કે જે અમી આપણા આર્યાવર્તમાં મહાન ચક્રવર્તીઓ પણ જ્યારે જીવનથી કંટાળતા ત્યારે સંન્યસ્તની શાંત સ્થિતિમાં મેળવી શકતા.

લીન્ડર અને તેની સ્ત્રી પેરીસની એક હોટેલમાં રહેતાં હતાં. દુનિયાના નંદનવન સમા પેરીસમાં ઇંદ્રઇંદ્રાણીને ઇર્ષ્યા આવે તેવા અમનચમનમાં દિવસો પસાર કરતા. એક રાત્રે સુવા જતા પહેલાં નોકરને તેણે હુકમ કર્યો કે "અમો થાકેલા છીએ. માટે અમને ઉઠાડવા આવી અમારી નિદ્રામાં ભંગ નહિ પાડતો" બીજે દિવસે મોડી બપોર સુધી તેઓ રૂમની બહાર આવ્યાં નહિ. પણ જ્યારે તેની સાસુ મળવા આવી અને હોટેલના મેનેજરને સમજાવી બારણું તોડાવ્યું ત્યારે પલંગ ઉપર લીન્ડર અને તેની સ્ત્રી બેભાન અવસ્થામાં અને કાપ્યા કાંડામાંથી લોહી વહી જતી સ્થીતિમાં માલમ પડયાં હતાં. લોહીવાળો એક અસ્ત્રો અને ટેબલ ઉપર બે ખાલી બાટલીઓ મળી આવી હતી.

ટેબલના ખાનામાંથી પાંચ છ કાગળો મળી આવ્યા હતા. જેમાં મિત્રો અને સગાંઓને છેલ્લી વિદાય લખી હતી પણ આપઘાત કરવાના કારણ સંબંધી કાંઇ જણાવ્યું નહોતું. પોતાની પાછળ અઢળક દોલતની વારસ તરીકે પોતાની અઢાર મહીનાની છોકરીને માટે ભલામણ લખી હતી અને પોતાના આ કૃત્યને માટે માફી માંગી હતી.

ફીલમમાં હંમેશાં તેણે કોમેડી (ફારસ)માંજ કામ કર્યું છે અને હજારોને હસાવ્યા છે. પણ તેના જીવનનું આ છેલ્લું નાટક કરૂણ રસથી ભરપુર ભજવી હજારોની આંખો અશ્રુભીની કરી છે. પંદર વર્ષ પહેલાં પણ ફારસોની શરૂઆતના જમાનામાં લીન્ડરનું નામ પડતાં સીનેમા થીએટરો ચીકાર ભરાઇ જતાં. યુવાવસ્થામાંજ–જીંદગીની શરૂઆતમાંજ–યશ અને ધનના ઢગલાથી તે ઘેરાઇ ગયો તોપણ મદ કે માન તેને નહોતાં અને મિત્રમંડળમાં શોખીન, રંગીન, અને મોજીલા યુવક તરીકે સૌ કોઈ તેને ચ્હાતું.

આજથી ત્રણેક વર્ષ પહેલાં સીનેમાની વાર્તાની માફક તેના જીવનનો અતિ રસિક બનાવ બન્યો. શામોનીક્ષમાં આરામ ભોગવવા રજા ઉપર તે આવ્યો હતો ત્યાં એક શ્રીમંત કારખાનાવાળાની અઢાર વર્ષની જીન પીટર્સ નામની છોકરીને મળ્યો, બંન્ને પ્રેમમાં પડયાં અને જો કે મેકસ જીન કરતાં વીશ વર્ષ મોટો હતો તોપણ જીનનો તેના પર એટલો બધો પ્રેમ હતો કે તે તેના બાપને છોડી મેક્ષ સાથે ન્હાસી ગઇ.

આમ ન્હાસવાથી છોકરીના મા બાપે આ જુગલ જોડીને શોધી કાઢવા મોટી ધમાલ કરી અને લોકોની કુતુહલ વૃત્તિ વધારે ઉશ્કેરાઇ. મેક્ષ સીનેમાના ફારસમાં કોઇની છોકરીને ભગાડી લઇ જતો હોય તેવી રીતે તેની પાછળ માણસો પડયા.

ભાગી ગયા પછી ચાર મહિને પારીસમાં બંન્નેના લગન થયાં અને 'અખંડ સુખી' જોડું સદાય તેવુંજ સુખી રહેશે એમ બધાને લાગવા માંડયું કારણ કે હવે મેકસને કામીની, કાંચન અને કીર્તિ–બધું મળ્યું હતું. શરીરે તંદુરસ્ત સમાજમાં પ્રતિષ્ઠીત યુવાન સુંદરીના સ્નેહથી સુખી લીન્ડર સુખની ટોચ ઉપર હતો. પણ આ ટોચ સુધી પહોંચી, પછી તેના જીવનના કરૂણ કિસ્સાની શરૂઆત થવા લાગી આજ દિવસ સુધી સદાય હસતે મ્હોડે દિવસો વીતાડતો મેકસ પરણ્યા પછી થોડા જ વખતમાં પલટાઇ ગયો પોતાના હાસ્યથી જગતને હસાવનાર અને જેને ચાર્લી ચેપલીન પણ, પોતાના ગુરૂ તરીકે ઓળખાવે છે, તે મેકસ ચીડીયો, ઉદાસ અને શંકાશીલ બની ગયો. જીવનમાં જોઇએ તે બધું તેને મળ્યું હતું એટલે હવે નાની નાની બાબતોમાં તે અસંતુષ્ટ થવા લાગ્યો અને ભવિષ્યમાં શું થશે તેના વિચાર કરવા લાગ્યો. તેને એમ લાગ્યું કે અત્યારના કરતાં ભવિષ્ય વધારે સારૂં નહિ જ થાય.

ઘેનની સ્વપ્ન સૃષ્ટિમાં ભ્રમણ કરતાં નિદ્રા ઓછી થઇ અને નિદ્રા માટે દવા લેવા લાગ્યો અને તેથી સ્વપ્નાં વધ્યાં. એક વખત આપઘાત કરવા માટે મેકસે અને તેની સ્ત્રીએ વિએનામાં વેરોનેલ ઝેરી (દવા) પીધી હતી પણ વખતસર ખબર પડતાં બરાબર સારવાર થઇ અને ભુલથી પીવાઇ ગઈ હતી એમ જાહેર કર્યું, જો કે ખરી રીતે તો તેઓ બન્ને તે દવાના વ્યસની બન્યા હતા.

તે વખતે મેક્ષ તેની સ્ત્રીની ચાલ ચલગત વિષે શંકાશીલ બન્યો હતો અને તેથી બંન્નેએ સાથે આપઘાત કરવાનો નિશ્ચય કર્યો. પોતાના સ્વામીની શંકા ટાળી શુધ્ધ સ્નેહની ખાત્રી કરાવી આપવા જીને ઝેર પીવા કબુલ કર્યું હતું.

વીએનાના આ બનાવ પછી મેકસે પોતે એકલાએ આપઘાત કરવા નિશ્ચય કર્યો. એક દિવસ બહારથી પીસ્તોલ ખરીદ કરી લાવ્યો, અને આપઘાત કરતાં પહેલાં પોતાના એક મિત્રને ટેલીફોનથી છેલ્લી વિદાય લીધી. તે મિત્રે બરાબર વખતસર આવી પહોંચી મેકસને આપઘાત કરતાં અટકાવ્યો પણ ત્યારથી તેના અંગત મિત્રો જાણતા હતા કે વહેલો મોડો મેકસ આપઘાત કરશેજ.

તેના મરણ પહેલાં થોડા અઠવાડીયાં અગાઉથી કામ કરવા માટે જે જે કોન્ટ્રાકટો કર્યા હતા તે બધા નુકશાનીના બદલા તરીકે મોટી રકમો આપી તેણે રદ કર્યા અને આખો દિવસ તેની સ્ત્રીના વિષે શંકાશીલ વિચારો કરવામાંજ વિતાડવા લાગ્યો પોતાની સ્ત્રી ઉપર ચોકી પહેરો રખાવ્યો. અને નાની નાની બાબતોમાં તેનાથી લડવા લાગ્યો. એક વખત કજીયાથી ત્રાસીને જીન સ્વીટઝરલેંડ ચાલી ગઇ. પણ થોડાજ વખતમાં તે તેની પાછળ ગયો. જતાં જતાં તેના મિત્રને કહેતો ગયો કે "હું તેને હવે મારાથી એક દિવસ પણ જુદી નહિ પડવા દઉં" ત્યારથીજ આફતની આગાહી થઇ હતી.

કેટલાકો એમ ધારે છે કે મેકસે પહેલાં તેની સ્ત્રી ને મારી નાંખી અને પછી પોતે આપઘાત કીધો કેમકે મેકસ તેની સ્ત્રીના મૃત્યુ પછી છ કલાક સુધી જીવ્યો હતો, પણ આ વાતનો ખુલાસો તેમના કાંડા ઉપરના ઘા તપાસનાર ડાકટરના ખુલાસા ઉપરથી બીન પાયાદાર જણાય છે.

બંન્નેએ આપઘાત કરવાનો નિશ્ચય કીધેલ. બંન્નેએ ઘેનની ઝેરી દવા પીધેલી, પોતાની સ્ત્રીનું મરણ જલદી થાય માટે તેણે પોતેજ તેનું કાંડુ કાપેલ હોવું જોઇએ, પોતાનું કાંડુ કાપતાં જરા તેને વસમું લાગ્યું હશે. એમ તેના ઘા પરથી જણાય છે. પણ એટલું તો ચોકકસ છે કે જીને રાજી ખુશીથી તેની સાથે મરવાનો નિશ્ચય કીધેલો. પોતાના સ્નેહની ખાત્રી આપવા, આપણી સતિઓની માફક પતિના ઉપર પ્રાણ ન્યોછાવર કરનાર તે બાઇને ખરેખર ધન્ય છે.









# માનવું હોય એટલું માનજો.

લખનારઃ-રા. હરિહર દિવાના

ગયે વરસે "એ મ્હારી લાઇન નહીં" ના બહાનાથી હું મોજમજાહના તંત્રીના હાથમાંથી સિનેમા અંકના ઘસડઓરામાંથી છટકી ગયો હતો. તેથી આ વખતે તેણે પોતાના ગુપ્તદૂતો અને ચિત્રપટોના કાનપુસકિયાંના પુરાવાઓ સાથે લખી મોકલ્યું કેઃ-" હવે તમારૂં એ બહાનું નહીં ચાલશે." થયું. 'બાવા બેઠવા અને દાઢી દાઢી.' પણ લખવું શું ?

તંત્રી સાહેબને અંગ્રેજી લેખનાં અવતરણ જ જોતાં હોય તો તો એવા ઘણાએ 'એ, બી, સી, ડીનાં પુછડાવાળા મૌજુદ છે; પછી ભલેને તેઓ 'પ્રસનેમેં ટણ્ણુ ઓર કહેનેમેં સિવરાઇ' હોય.

બીજો પણ એક પ્રશ્ન ઉભો થાય છે કે આ સિનેમા અંક તે વિલાતી ફીલમોનો કે ગામઠી ફીલમોનો ? મ્હારે વિલાતમાં શિખરપરથી દૃષ્ટિપાત કરવાનો છે કે ભારતમાં ? મ્હારે વિલાતમા જીવનઉલ્લાસ ઢુંઢવાનાં છે કે હિન્દવાણીના ? કારણ કે મેં વિલાત જોયું નથી. હું વિલાતી ભાષા જાણતો નથી એટલે વિલાતી મડમોને ગુજરાતણનો ઘાઘરો, ચોળી પહેરાવવા પોતાની મેળે બની બેઠેલા સાક્ષરો અને તર્કમવિવાવિશારદ ચિત્રકારોની ક્યાં ખોટ છે કે મ્હારા જેવા ગાંડાનું ગળું દબાવવાનું તંત્રી સાહેબે પસંદ કર્યું છે.

હા, જો દેશી ફીલમની વાત કરતા હોવ તો એ ધંધામાં સાથેના મ્હારા ટૂંક સંબંધમાં મેં જે કંઇ આંખે દીઠું-હૃદય પચાવી શક્યું અને ધારણાએ સ્વરૂપ બાંધ્યું તે ટૂંકા સંબંધનું ટૂંકું સ્વરૂપ હું તમારી સમક્ષ રજૂ કરી શકું. તેમાંથી 'માનવું હોય એટલું માનજો '

હું માનું છું કે કોઇપણ ફીલમ પ્રોડ્યુસીંગ કંપની કાઢવાનો વિચાર કરે. એટલે પહેલી જરૂર પડે તે સીનારીયોની, પણ હિંદમાં આજે (સારા નહીં અને ચાલશે એમ કહેવા જેવા પણ) સીનારીયો લખનારા કેટલા ? સીનારીયો એટલે શું એ બાબતનો અભ્યાસ કેટલાએ કર્યો છે ? દરેક ફીલમો ઉપર નજર ખેંચી ખેંચીને થાકતાંએ ચોખ્ખાં ઇનમીન અને સાડે તીન નામ સિવાય બીજું કંઇ દેખાય છે ખરૂં ? હા, બંગલમાં કાગળાનાં મારી સ્ટૂડિયોએ સ્ટૂડિયોએ રખડનારાઓની સંખ્યા ભલે ગમે તેટલી હોય અને તેવામાં તો જેને મોઢે મૂછનો દોરો ફુટ્યો નથી કે જેને હોઠેથી માનું ધાવણ સુકાયું નથી એવાઓને પણ મેં મારી નજરોનજર જોયા છે. પણ આ આપણે આડા ફાટવા આટલે થીજ મધુરેણ સમાપયેત્ ।

આવી રીતે આપણે જોયું કે ફીલમ પ્રોડ્યુસીંગ કંપનીનો મૂળ પાયો સીનારીયો છે. ત્યારે હવે એ સીનારીયો એટલે શું ? એ પહેલું જોવું રહ્યું.

સીનારીયો માટે અંગ્રેજીમાં બીજો શબ્દ Photo-play પણ છે. જેનું ભાષાંતર ચિત્ર-નાટય થઇ શકે. પરંતુ મ્હારા માનવા પ્રમાણે રંગનાટય અને ચિત્રનાટય વચ્ચે આસમાન જમીનનો ફરક છે. અને તે પણ ત્યાં સુધી કે જે ચીજ એકને બહુજ ઉપયોગી તે બીજાને નીરૂપયોગી-જ્યારે એકને નીરૂપયોગી તે બીજાને બહુજ ઉપયોગી. આ ઉપરથીજ સમજી શકાશે કે એક સિધ્ધહસ્ત નવલકથાકાર જેમ સિધ્ધહસ્ત નાટકકાર નથી થઇ શકતો, તેમ એક નાટકકાર સીનારીયો લખનારનો દાવો ન કરી શકે. જો કે બન્નેના લેખનકૌશલ્યની ચાવી એક છે, પણ દેહ જુદા. એક નાટકમાં વધુમાં વધુ વીસથી એકવીસ પ્રવેશો હોય છે જ્યારે ચિત્ર-નાટયમાં ઓછામાં ઓછા સોથી સવાસો પ્રવેશો આવે છે. કેમકે પહેલાનો મુખ્ય આધાર ભાષા-વજન-અને કર્ણમાધુર્ય ઉપર છે ત્યારે બીજાનો આધાર સંકલન અને દૃષ્ટિસૌંદર્ય ઉપર રહેલો છે. જો કે ફીલમમાં પણ Titles (ટાઇટલ્સ) ના રૂપે ભાષાનો ઉપયોગ કરવામાં આવે છે પરંતુ સ્વર અને વજન વિનાની તે ભાષા સંકલનાનાં ગગાંને જોડનારી કડી જેટલીજ ઉપયોગી તેમ-તેટલો વપરાશજ યોગ્ય છે એમ મ્હારી સાથે ચિત્ર-નાટયના બીજા અભ્યાસીઓનો પણ મત છે અને તે મતની પુષ્ટિમાં જેઓ માત્ર વિલાતી ચશ્મામાંથીજ જોઇ શકતા હોય તેઓ માટે હું નીચેનું અવતરણ અર્પણ કરૂં છું:—

.........therefore the scenario, must tell a story entirely by action. True, there are titles; but the practice is and should be, to have as few titles as possible, for the audience wants to see pictures and not titles.

'નાક કાટો મગર બિલાતી છુરીસે'માં શ્રધ્ધા રાખનારાઓ માટે આ તેઓના ગૌરાંગદેવને, મત બિહાઇન્ડ ધી મોશન પિક્ચર સ્ક્રીન" નામના ગ્રંથમાંથી ઉતારી લેવામાં આવ્યો છે એટલે કે સીનારીયો એટલે શું એ નક્કી થયું આપણે જેને ચાલુ ભાષામાં લપ કરનારો કહિએ છીએ તે પણ જાણ્યે અજાણ્યે નાનાં નાનાં ચિત્રનાટયોનો લેખક છે પરંતુ આપણા ભારતમાં ખરો સીનારીયો લખનારો કોણ ?

મેં ઉપર જણાવેલા 'ઇન મીન ને સાડે તીન' લેખકમાંના લગભગ દરેક લેખકોને હું મળ્યો છું અને જો મ્હારો નિષ્પક્ષ મત પૂછવામાં આવે તો હું જરૂર કહું કે તેણે તદ્દન નિર્દોષ અને આઇડિયલ સીનારીયો લખ્યો છે કે કેમ એ વાતને બાજુ મૂકતાં સિનારીયો લખવાની ખરી ચાવી મી. દવે સારી રીતે જાણે છે, એ નિર્વિવાદ વાત છે અને તેથીજ તેઓ બધામાં પોતાનું શ્રેષ્ઠ સ્થાન જાળવી રહ્યા છે. પણ આ વાત લખવાની સાથે જ્યારે અનુભવ સ્હામે આવી ઉભે છે ત્યારે લખવું પડે છે કે દવે તો દવે પણ ખુદ દેવ આવે તો પણ એ બાબતમાં સુધારો કરી શકે કે કેમ ? ? ?

અને આ ઉદ્દગાર માલિકોની નજરમાં સીનાર્યો લખનારનું સ્થાન કેવું છે, તે જોતાં સહસાજ નીકળી જાય છે. સાંભળો:—

સાંભળીને હસતા નહીં. કેમકે થીએટરોમાં જેમ "બીડી પીવાની સખ્ત મનાઇ છે"ના પાટીયાં મારવામાં આવ્યાં છે, તેમ હમે "હસવાની સખ્ત મનાઇ છે"ની ગંભીર ચેતવણી આપવાનું યોગ્ય માનીએ છીએ. કારણ આ વાત હસવા કરતાં અફસોસ કરવા યોગ્ય વધારે લાગે છે.

ચેતવણીને ધ્યાનમાં રાખી હવે સાંભળો. મેં સાંભળ્યું છે કે એક માલિક તો સીનાર્યોની કીમ્મત રૂ. ૨૫) આંકવા માંડયા છે. ભાઈ વાંચનાર, જે મૂળ પાયો, તેની કીમ્મત રૂ. ૨૫) આંકનાર માલિકની બુધ્ધિની કીમ્મત તું કેટલી આંક છે? તે બારોબાર મોજમજાકના તંત્રીને લખી જણાવજે. બાકી આ ગરીબડો લેખક તો "વાઘને કોણ કહે કે તારૂં મોઢું ગંધાય છે" એ કહેવત પ્રમાણે તેને મોઢે જઇ એક પણ શબ્દ કહી શકે તેમ નથી. આ લેખકના મનથી તો તે ડહ્યોજ છે કારણ કે:— सर्वे गुणा काचनमाश्रयंते ॥ કે જે તેની પાસે છે. આ મ્હારો મત બાકી તો તમારે "માનવું હોય એટલું માનજો"

આ મૂળપાયાની વાત ગયા પછી ચતુરમાં પહેલી નજર પડે તો તે કેમેરામેન અને ડાયરેકટર ઉપર. એટલે હવે આપણે તેઓની ફરજ, તેઓની શકિત અને માલિકોની નજરે તેઓની કીમ્મત શું છે તે તપાસીએ.

સીનેમાનો ડાયરેકટર એટલે નાટકનો ડાયરેકટર સમજવાની ભૂલ કરવાની કંઇજ જરૂર નથી. તે બંન્ને વચ્ચે પણ રંગનાટય અને ચિત્રનાટય પ્રમાણે આસમાન જમીનનો અરે એટલોજ નહિ પણ આકાશ પાતાળનો ફરક છે. નાટકના ડાયરેકટરને ભાવ, ભાષા, વજન, હાર્મની-સ્વરમાધુર્ય; સંગીત, અને રસપરિપાકતા એટલી વસ્તુ ઉપરાંત દષ્ટિસૌંદર્ય જોવાની શકિત હોવી જોઇએ, જ્યારે સીનેમાનો ડાયરેકટર ભાવ અને દષ્ટિ સૌંદર્યનો જ્ઞાતા હોય તો બીજી કોઇ ચીજની જરૂર નથી. પ્રજાને શું ગમશે તે માટે તો બંને સમાન ધર્મી છે. અને પોતપોતાની દષ્ટિથી વિચાર કરે એટલે થયું. હા, કલોઝપ પસંદ કરવાની જગ્યાએ નકકી કરવી તેમાંજ તે પોતાની લાઇનની લાયકાતની પરિક્ષામાં પાસ કે નાપાસ થઈ શકે છે અને સીનાર્યો લખનારના ભાગોમાં તૂટતા ભાગોને એકસૂત્રે લઇ સાંધી દેય તો વિદ્યાર્થી મટી માસ્ટર બને છે. બાકી જોઇનીંગ વિગેરે બાબત એ તો બચ્ચાંઓને સમજાવવા "બચ્ચે બાલોકા ખેલ હય" પછી તો "માનવું હોય એટલું માનજો."

હવે આજના સીનેમાના ડાયરેકટરની સ્થિતિ શું છે તે જોઇએ. માલિકે હાથમાં સીનાર્યો આપતાંજ તે ગરીબ એકસ્ટીરિયર અને ઇન્ટીરિયરનું શૉટીંગ કરી ઘાંચીના બેલ માફક ધાણીએ જોડાઇ જાય છે. સ્ટડીમાં માત્ર સાંભળેલો સીનોપસીસ (ટુંક કથા) બીજું "જા રહે ગાડું" અરે કયાંક કયાંક તો પૂરો સીનાર્યો મળ્યા પહેલાં માત્ર એકબે પ્રવેશો (સીન) આપીનેજ શ્રી ગણેશાયનમઃ કરવામાં આવતા મેં મ્હારી નજરોનજર જોયા છે. આવી રીતે જેના અપજશની કુહાડી રાત દિવસ પોતાની ગર્દન આસપાસ ફરતી હોય, તે સીનાર્યોની ભાવનાના અભ્યાસ માટે તેને .... વખત આપવામાં આવે છે, આટલેથીજ અટકતું નથી. જો કેમેરામેન તેનાથી આડો હોય તો "મહેનત બરબાદ અને લાજીમ" એંગલ્સ, રિફ્લેકશન-સ; આઊટ ઓફ ફોકસ વિ. જુદા રસ્તોઓથી તેને ઘડીકમાં ઉલ્લુ બનાવી શકે છે અને ત્યાર પછી એકટર અને એકટ્રેસની ગુલામી......ખરેખર ફિલ્મ લાઇનમાં ડાયરેકટર એકટર અને એકટ્રેસીઝોને નચાવે છે એમ કહેવા કરતાં એકટર અને એકટ્રેસીઝો ડાયરેકટરને નચાવે છે એમ કહેવુંજ વધારે યોગ્ય છે. જેમ જેમ એકસપોઝીંગનું કામ આગળ ચાલતું જાય છે તેમ તેમ ડાયરેકટરની બેડી વધારે વધારે મજબૂત થતી જાય છે. કારણ કે આ નાટક નથી કે ઓના પાડી કે તરતજ બીજાએ લુગડાં પહેરી લીધાં! આ તો "શુઇ શુઇ નથી રમતા" થતાંજ ફરીથી આખી મહેનત રદ અને એકડે એકથી શરૂ કરવાનો ધંધો હોય છે અને આવી પરતંત્ર સ્થિતિમાં પણ માલિક અને મેનેજર તો ડાયરેકટરનેજ જવાબદાર ગણે છે! જો કે તેઓ તેની ઇજ્જત કેટલી રાખે છે તે તો મેં આગળ આપેલાં દષ્ટાંતથી વાંચનારાઓ પોતે સમજી શકશે.

મેં સાંભળ્યું છે કે એક કંપનીમાં એકસપોઝીંગનું કામ ચાલુ હતું. નાચનો સીન, ડાયરેકટરે એક એકટ્રેસને નાચનું પોઝીશન બતાવ્યું. એકટ્રેસે સાફ ઇન્કાર કર્યો અને સ્ટુડીયો છોડી પોતાના રૂમમાં જઇ બેઠી. મેનેજર સાહેબને કાને વાત જતાં મેનેજર સાહેબ એકટ્રેસ પાસે દોડી ગયા-તેને સમજાવી-મહાદેવી પાછાં સ્ટુડીયોમાં પધાર્યાં—બતાવેલું કામ કરવા નહીં પણ પોતાને ગમે તેવું કામ કરવા. ડાયરેકટરે કહ્યું:—"મ્હારા કામમાં એ નહીં આવે," તરતજ મેનેજર સાહેબે ત્રાડ પાડી:—"શા માટે નહીં આવે? તમારે તેની પાસેથી જ કામ લેવું પડશે." થયું. ડાયરેકટરની નજર સામે માસિક પગાર તરતો હતો. અખંડ સૌભાગ્યવંતા એકટ્રેસ મનમાંને મનમાં હસતાં હસતાં બીજા એકટર અને એકટ્રેસ સ્હામે આંખ મીચકારા કરતાં હતાં. ડાયરેકટીંગમાં બારાખડીના ચૌદમા અક્ષર જેટલું જ્ઞાન ધરાવનાર મેનેજરની છાતી વિજયગર્વથી દોઢ દોઢ ફુટ ઉછળતી હતી. મ્હારા જેવો કોઇ છેટે ખૂણામાં બેઠો બેઠો ડાયરેકટરની ઇજ્જતનાં થતાં લીલામની નોંધ લેતો હતો.

એવુંજ એક બાહારગામ આઉટડોર લેવા ગયા ત્યાં એક એકટ્રેસે ડાયરેકટર સાહેબના ગાલ પરથી માખી ઉડાવવા (તમાચો માર્યો એમ કહેવું સારૂં નહિ) નું દષ્ટાંત પણ મ્હારા સાંભળવામાં આવ્યું છે. જે વખતે માલિક મેનેજરો ઉભા ઉભા હસતા હતા અને અંતે કેસ તો આ શીરસલરસ સ્પીરીટનો જમાનો છે. યાર, આવા તો જોઇએ તેટલાં ઉદાહરણો મળશે. પરંતુ આપણે માટે જગ્યા ટૂંકી હોવાથી આપણે આટલેજ સંતોષ

માનીશું. ડાયરેક્ટર માટે મ્હારો - અનુભવ કહે છે તે આ તમે તમારે "માનવું હોય એટલું માનજો."

ચતુરના બે થાંભલા ડાયરેક્ટર અને કેમેરામેનમાંથી ઉપર આપણે ડાયરેક્ટરનું ચિત્ર જોયું. હવે કેમેરામેન વિષે વિચાર કરીએ. કેમેરામેન એટલે સ્ક્રીનપર જેને ફોટોગ્રાફર તરીકે ઓળખાવવામાં આવે છે તે. પરંતુ ફોટોગ્રાફર એટલે ગામમાં પાટીયાં લગાવી બેઠેલા ફોટોગ્રાફર (છબી પાડનાર) કરતાં કંઈક જૂદીજ જાતનો છબી પાડનાર હોય છે ડાયરેક્ટરનાં એક્શન (ભાવ)ને ખુલ્લા રૂપમાં ઉભરાવવું એ તેની ફરજ. તે ઉપરાંત સીનારીયોમાં આવેલી અસંભવિત બાબતો કંઈ ટ્રીક (યુક્તિ)થી સંભવિત રૂપમાં આવી શકે તે મગજ દોડાવવાનું કામ તેનું. એટલે કે આપણે એને માટે નવો શબ્દ ઉભો કરીએ તો કહી શકીએ કે જાદુગર-ફોટોગ્રાફર, પરંતુ તેના નસીબનાં રોદણાં પણ કંઈ ઓછાં નથી હોતાં. ધોતાં નેગેટીવ બગાડવી અને સ્ક્રેચ કરી દેવી. ડેવેલપ કરતાં મેળવણીમાં સહેજ ફરજ કરી નાખી ધર્યું સોનું ધૂળમાં મેળવવું. ઓપરેટરે લેન્સના ગોટાળાથી આખું ચિત્ર આઉટ ઓફ ફોકસ કરી નાખવું એ રીતે તેના ઉપર પણ કેટલાંએ વીતકો વીતે છે અને તે બધાની કૃપાથી સીધું ઉતરી ગયું તો માણસો કહેશે ફોટોગ્રાફર સારો, જ્યારે ઉપર જણાવેલી કોઈ પણ બાબતની બીજાની ખોડનો પણ એમની નજરે જવાબદાર ફોટોગ્રાફર. જો કે આ મ્હારી નજર સ્હામે ખેલાએલા ખેલ છે એટલે હું તો માનું છું બાકી તમારે તો માનવું હોય એટલું માનજો.

આ સિવાય એક્ટર, એક્ટ્રેસ, મેનેજર, પ્રોપ્રાયટર વિ૰ ઘણાક વિષે લખવાનું બાકી છે. પરંતુ હું જાણું છું કે સિનેમા અંકના લખનારાઓ ઘણા માટે આ લેખનો બીજો ભાગ કોઈ વખત માટે મૂલતવી રાખી હમણાં તોઃ—

જાકે દૃગકી પુતલી હય ઉતનો કહે બતાય,
વોકો બુરો ન માનીએ ઔર કહાંસે લાય
એટલે
માનવું હોય એટલું માનજો

---





---

# ડાયરેકટીંગ
## યાને
## સીનેમા ફિલ્મ ડાયરેકટરની જોખમદારી

લેખકઃ–રા. મણીલાલ કાળીદાસ જોશી

મેમ્બર, પ્રોડયુસર્સ લીગ–અમેરીકા

આજકાલ હિંદી ફીલ્મો ઘણી નબળી બ્હાર પડતી માલમ પડે છે અને તેના કારણો પુછતાં ગરીબ ડાયરેકટરની સામે આંગળી બનાવવામા આવે છે. પણ ખરૂં જોતાં ડાયરેકટરનો દોષ ઘણો ઓછો જોવામાં આવે છે અને નબળી ફિલ્મ નિકળવાનાં કારણો મ્હારા લાંબા અનુભવ પ્રમાણે બીજાજ છે, તે જણાવતાં પહેલાં મ્હારે અત્રે એક સીનેમાની ફિલ્મ ડાયરેકટ કેમ થવી જોઇએ તે જણાવવું જોઇએ, અને પછી હાલ ફિલ્મ કેમ ડાયરેકટ થાય છે તે જણાવીશ અને તે ઉપરથી જન સમાજને ખાત્રી થશે કે ગરીબ ડાયરેકટર ઉપર મુકવામા આવતા આક્ષેપો કેટલે દરજ્જે ખરા છે

### સિનેમા ફિલ્મ કેમ ડાયરેકટ થવી જોઇએ—

પહેલાં લેખક પાસેથી વાર્તા પસંદ કરવી, અને તેનો સીનેરીયો, કોઇ સારા માહીતગાર લેખક પાસે ડાયરેકટરના વિચારો જણીને લખાવવો જોઇએ ત્યાર પછી ડાયરેકટર તે સીનારીયો વાંચી, કુમ્પનીની સ્થીતિ, માણસો વિગેરે ધ્યાનમાં લઇ તેમાં ઘટતો ફેરફાર કરી, પોતે તૈયાર કરે છે. અને તેમાં ઉમેરવાને નવીન પન્ચીઝ માટે ડયરેકટરને વિચાર કરવાને પુરતો ટાઇમ આપવામાં આવે છે. ત્યાર પછી ડાયરેકટરે કેમેરામેનને પોતાના વિશ્વાસમાં લેવો જોઇએ. પોતાના વિચારો અને કેમેરામેનના વિચારો બન્ને મળતા કરી, મુખ્ય પાત્રોને આખી વસ્તુ બરાબર સમજાવવી જોઇએ. તેટલું કર્યાં પછી જોઇતા સાધનો સગવડો તથા બહારના લેવાના સીનોનાં સ્થળો મુકરર કરવાં જોઇએ તે થયા બાદ ફિલ્મ પાડવાની શરૂઆત થવી જોઇએ ડાયરેકટર અને કેમેરામેન, બન્નેનો સ્ટાફ ઉપર અંકુશ હોવો જોઇએ અને તેઓનો બોલ દરેક જણે માન્ય કરવો જોઇએ અને ડાયરેકટ કરતી વખતે કોઇ પણ વ્યક્તિ તરફથી તેને અડચણ પડવી જોઇએ નહિ. આમ થાય તોજ સારી ફિલ્મ નિકળવાની આશા રાખી શકાય. પણ હાલ કેમ ફિલ્મ ડાયરેકટ થાય છે તેનો દાખલો હું અત્રે આપીશ.

### હાલની ફિલ્મની ડાયરેકટીંગ.

કુંમ્પનીના કરી લીધેલા લેખકો બારમે કલાકે સીનારીયો લખે છે. અને માલેકની જલ્દી કામ શરૂ કરવાની ધમશને લીધે લેખક તૈયાર કર્યો ન હોય તોપણ એક પાનીયાં ઉપર લખેલો એક સીન ડાયરેકટરના હાથમાં મુકવામાં આવે છે અને ડાયરેકટરને તાકીદનો હુકમ થાય છે કે જલ્દી શરૂ કરો–ગરીબ બાપડો ડાયરેકટર ! આખી વાર્તા શું છે તે તો લેખક મહાશય કહેતા નથી. વસ્તુસ્થીતિ સમજ્યા વગર પાર્ટ કોને આપવો તે લેખકજ સમજાવે છે. આગલી પાછલી કન્ટીન્યુટીની ખબર વિના માલીકને ખુશ રાખવા ફિલ્મની શરૂઆત કરવાની ડાયરેકટરને ફરજ પડે છે.

જ્યારે પુરેપૂરો સીનારીયો લખાઇને આવે છે ત્યારે થયેલી કેટલીક ભુલોને અંગે ફરીથી સીનો લેવાય છે અને પેસા તથા ફિલમનું પાણી થય છે. યાતો "ચાલશે" કરીને તે સીનો રહેવા દેવામાં આવે છે અને દોષ પછી ડાયરેકટરનો નિકળે છે

ત્યાર પછી ડાયરેકટરને છેલ્લી ઘડીએ વસ્તુ જેમ તેમ વાંચવી પડે છે અને કંઇ સારૂં કામ કરવાની આશા માલેકોની ઉતાવળ અને લેખકના મરકાથી, નિરાશામાં ફેરવાઇ જાય છે. અને "દડ-ડવ" કરી આગળ ચાલે છે, એટલે પ્રત્યેક સીનમાં સારાં પન્ચો કે સ્ટન્ટસોનો અભાવ થતાજ ડાયરેકટરને જોખમદાર ગણવામાં આવે છે.

ત્યાર પછી માનીતા નટ અને નટીઓના નખરાં ગરીબ ડાયરેકટરને નડે છે. શોકનો મરકો લેનાર નટી નવાબ જાદી, નખરાં કરતી છેલ્લી ઘડીએ, માલીક પાસેથી પૈસા એ કાવીને કામ ઉપર આવે છે, અને વખત થઇ જવાથી જે ધારવામા આવેલા ભાવો તથા મનોવૃતિ, ધુળમાંજ મળી જાય છે અને જેમ તેમ દફડાવ કામ કરી, નટીના નખરાનો ભોગ બાપડો ડાયરેકટરજ થાય છે.

તેજ પ્રમાણે માનીતા નટ માટે પણ સમજવું. વધારામાં એજ કે પંકાયેલો નટ ગરીબ ડાયરેકટર ઉપર જારતી ગુજારવામા બાકી રાખતો નથી. એટલે કે ડાયરેકટર કરતા પોતાનો અનુભવ તથા ડહાપણ ઘણું છે તેમ વારે ઘડીએ ડાયરેકટરના કામમાં ખલલ કરી દેખાડવાનો પ્રયત્ન કરશે. અને તે વખતને અનુસરી ડાયરેકટર જે હુકમ આપશે તેનાથી વિરૂધ્ધ આ કહેવાતા નટો કરે છે, અને તેથી ખરાબ થતાં કામને માટે ડાયરેકટર જોખમદાર !

ત્યાર પછી કેમેરામેન અને ડાયરેકટરને જો વાંકું હોય તો પછી જોઇ લ્યો મજાહ એમજ સમજો કે કામ સોળ આનાને બદલે ચારજ આના થવાનું તેમા વાંક કેમેરામેનનો નહિ પણ ડાયરેકટરનો જ. કારણ જો ફોટોગ્રાફીમા કઇ નબળાઇ જણાય તો તેનો દોષ લેનાર ગરીબ લેબોરેટરી તો છેજ અને તેને લીધે કેમેરામેન દોષથી મુક્ત થઇ અલગ રહી જાય છે.

ફિલ્મ માટે આઉટડોર લેવામા આવતા સીનો માટે બ્હારની જગ્યાના અભાવે અને સામે દૂરના ગામમા જવાની પૈસાને

લીધે સુખન મનાઇથી જેમ તેમ આજુ બાજુ જે મળે તે ઉપર સંતોષ માની લઇ કામ થાય છે અને તેથી નિકળતી નબળી ફિલ્મ માટે જોખમદાર ડાયરેક્ટર ! –

મારી ફિલ્મ કાઢવાને મહીનાની જરૂર છે તેને બદલે માલી-કોની બુમથી અને બ્હીકથી તથા આવા ખરાબ વખતમાં નોકરીની મારામારીથી પંદર દહાડામાં ફિલ્મ તૈયાર કરી માલીકોનો મરકો લગાડી તે વખતે તો માલીકની શાબાશી મેળવવી, પણ ફિલ્મ બ્હાર નબળી પડે તો પુનઃ માલીકોની ગાળો ખાવી તે નસીબ ગરીબ ડાયરેક્ટરનું.

વધારામાં—

જો ડાયરેક્ટરને સારા નટ, નટીઓ તથા લેખકો તથા અન્ય માણસો જોડે સારૂં ન હોય તો ફિલ્મ તૈયાર થઇ કે ટ્રાયલ થાય ત્યારે ત્યાં બોલવામાં આવતા ઉદ્‌ગારો તથા દરેક વ્યકિતના ભાવો ખાસ સાંભળવા લાયક અને જોવા લાયકજ છે. તે વખતે ખરી કસોટી ડાયરેક્ટરની થાય છે ફિલ્મની ટ્રાયલ શરૂ થઈ કે પહેલા લેખક મહ શવજ બુમ મારે છે.

"શીવ, શીવ, શીવ, મ્હારી ભાવના મરી ગઇ, અરરર બધુ કાપી નાખ્યું છે આ વસ્તુ મ્હારીજ નથી" વિગેરે ઉદ્‌ગારથી ડાયરેક્ટરને ત્યા બેસવાનુ ભારી કરી નાખશે અને સીનેમાના માલીકો તથા ફિલ્મ કુંપનીના માલીકોનાં મનમાં ગરીબ ડાયરેક્ટર માટે હલકો મત બાધવાને ફરજ પાડશે.

આ લખાકની કૃતઘ્નતા ! ત્યાર પછી નબળી થયેલી ફિલ્મ માટે માલેકો કેમેરામેનને લેબોરેટરીવાળાને તથા અન્ય વ્યકિતને તેના કારણો પુછશે અને સર્વે વ્યકિત ગરીબ ડાયરેક્ટરને જ દેષ દેશે કે "એમણે હમોને કંઇ કહ્યુ નહિ" "હમોને બતાવ્યું તેમ કર્યુ." વિગેરે શબ્દો બોલી માલીક આગળ ડાહ્યા થશે અને ગરીબ ડાયરેક્ટરની કંગાળ સ્થીતિ કરશે.

તે ઉપરાંત ગરીબ ડાયરેક્ટરને ઘેરે બૈરાં છોકરાં તથા કુટુમ્બ હોય તેને નિભાવવાને બે કે ત્રણ મહીને મળતા પગાર ઉપર પોતાના ભાવીનો દેષ ગણતા ગરીબ ડાયરેક્ટર પાસે આપણે નવીનની શું આશા રાખીએ !

આમ છતાં હાલના ડાયરેક્ટરોને ઇંગ્લીશ ફિલ્મ જોવાનો ટાઇમ મળે છે ? બીજાની દેશી ફિલ્મ જોવાની ઇચ્છા ધરાવે છે ? માત્ર એટલુંજ કે પંકાયેલા ડાયરેક્ટરોની કદર હવે થતી નથી. લેભાગું હળદને ગાઠીએ થયેલા ડાયરેક્ટરો હાલ ઘણા જોવામાં આવે છે તે ઉપરાંત આજકાલના લેખકો પણ ડાયરેક્ટર થવાની મહત્ કાંક્ષા ધરાવતા માલુમ પડે છે ખરેખર હિન્દી ફિલ્મના ઉદ્યોગનો આ શોચનિય વખત આવ્યો છે તે માટે અફસોસ થાય છે. કયારે એ દીવસ આવશે કે સ્વતંત્ર ડાયરેક્ટરો સારી ફિલ્મ કાઢી હિન્દને આ હુન્નરમાં આગળ લાવશે. પણ આશા છે કે એક દીન એવો આવશે જ. બાકી હાલ તો સીનેમા ફીલ્મનો ડાયરેક્ટર તે ગામડી ભાષામાં કહીએ તો "ગુલામ" છે. અસ્તુ.

# દેશી ચિત્રપટોમાં એકટ્રેસનું સ્થાન

લેખીકાઃ—મીસ જમના

આ વિષય ઉપર ખાસ લખી શકું એટલું મ્હારૂં જ્ઞાન નથી. પણ આ લાઇનમાં હું ૭ વર્ષથી જોડાઇ છું. પહેલાં તો રોજીંદા પગારથી એકાદ નાચ કરવા માટે કોહીનૂર ફીલમ કંપનીમાં આવેલ. ત્યાર બાદ રૂા. ૪૦) ના માસીક પગારથી કાયમની નોકરી નોંધાવી અને બે ત્રણ ફીલમોમાં કામ કરી "કૃષ્ણુમાયા" માં વીજળીનો મુખ્ય પાઠ કર્યો, ત્યારથી આજ કંપનીમા છું. એકને એક કંપનીમાં રહેવાથી માલીક તેમજ ડાયરેકટરની મહેરબાનીથી આગળ વધતી આવી છું.

સીનેમા લાઇનમાં ઘણી એકટ્રેસો એમ ધારે છે કે આખી ફીલમમાં 'હીરોઇન'નુંજ કામ ખાસ ધ્યાન આપી કરવા લાયક હોય છે. બાકી સાધારણુ પાઠ તો જેમ કરીયે તેમ ચાલે. એમ સમજી 'મેકઅપ' અને 'એકટીંગમા' ધ્યાન આપતી નથી. તેથી તેઓનું કામ બહાર આવતું નથી—હોંશ અને મહેનતથી આગળ વધી પબ્લીક અને ડાયરેકટરનું ધ્યાન ખેંચી શકતી નથી—તેથી પોતાનામાં સારો એકટીંગ કરી બતાવવાની લાયકાત હોવા છતાં પાછળ પડી રહે છે.

તેમજ મુખ્ય પાઠ કરનાર એકટ્રેસે—સારાં કપડાં કે દાગીના માટે અથવા તો હંમેશને માટે સારાજ પાઠ મળવાની જીદ નહિ કરવી જોઇયે કેટલીક વખત ભપકાબંધ કપડાં પહેરનારી રાણી કરતા તેનીજ દાસીનાં કામ ઉપર ફીલમનો વધારે આધાર હોય છે તો તે કામમાં ઝાડુનો માર પડતો હોય તો તે પણ ખાવો પડે. આવું કામ પાઠને અંગે કરવાનું છે તેટલુંજ ધ્યાન રાખવું જોઇયે.

સ્ત્રીઓને માટે દિલ દઇને કામ કરવા જેની ઇચ્છા હોય તેમને માટે સારા સારા ચાન્સ છે. અત્યારે જો કે આપણા દેશમાં આ લાઇનમાં કામ કરતી નટીઓ માટે પબ્લીકનો ઉંચો મત નથી—તો પણ પોતાનું માન સાચવી—નીતિ અને હિંમતથી કામ કરનારને માટે બહોળું ક્ષેત્ર છે. દરેક કંપનીની અંદર માલેકો અને ડાયરેકટરો પોતાની એકટ્રેસોની નીતિનું રક્ષણ કરવા માટે જવાબદાર છે. બાકી તો જે સ્ત્રીઓને—આ લાઇનમાં હોય કે ન હોય—પોતાની નીતિનું લીલામ કરવું છે, તેને માટે તો કહેવત છે કે—રહે તો આપથી અને જાય તો સગા બાપથી"

પ્રભુએ જેમને શરીરની સુંદરતા બક્ષી છે, એવી ઘણી સ્ત્રીઓ સાધારણુ કમાઇ કરવા માટે પોતાનાં શરીરનું લીલામ કરે છે. એવી સ્ત્રીઓ તેવાં કામ સદાને માટે છોડી દેવાનો નિશ્ચય કરી આ લાઇનમાં જોડાય, તો તેમને માટે ચાન્સ છે પણ આગલું જીવન ભૂલી અહિ શુધ્ધ મનથી કામ કરવા લાગે તો.

છેવટે મારી એક અરજ છે કે કંઇક આવી બહેનો આ લાઇનમાં આવે છે, તો તેવી સ્ત્રીઓને તેમના આગળના અનીતિમય જીવનની યાદ આપી તે નબળાઇનો લાભ લેવા ઇચ્છનાર—જીવન સુધારી સદ્‌માર્ગની સીડી ચડતી અબળાને લાલચથી લપટાવનાર—મનુષ્ય, પછી તે માલીક હો યા ડાયરેકટર હો, એકટર હો યા મેનેજર—એવા મનુષ્ય ખરેખર પ્રભુના ઘરના ગુન્હેગાર છે. પ્રભુ આવી બાળાઓનાં જીવન સુધારવામાં મદદ કરશે એવી આશા રાખું છું.

---

# સીનેમાની સુંદરી

લખનાર—રા. નંદુમી

ટ્રાયલ શો પુરો થયો. નાયક, નાયિકા, ડાયરેકટર કેમેરામેન તથા આમંત્રિત ગૃહસ્થો અને છાપાંના પ્રતિનિધીઓ વિગેરે બહાર આવ્યા. દરેકના મુખમાંથી વખાણનાજ ઉદ્‌ગારો નિકળતા હતા. સખતમાં સખત ટીકા કરનારાથી પણ આની વિરૂધ્ધ માથું ઉચકાય તેમ ન હતું. અને હતું પણ તેમજ. "ક્રાઉન ફીલ્મ કંપનીએ" આઠ આઠ મહિનાની સતત મહેનત અને અનેક જહેમતો ઉઠાવી લગભગ પોણા લાખ રૂપીઆના ખર્ચે આ ફીલ્મ બનાવી હતી એમ કહેવાતું. આ ફીલ્મમાં નાયકનું કામ કરનાર મી૦ મનમોહન એક પ્રખ્યાત સીનેમા એકટર હતો અને આ ફીલ્મમાં ઘણુંજ સુંદર કામ કર્યું હતું. નાયિકા મીસ ઉષાનું પણ તેમજ હતું. ફીલ્મનું નામ "પ્રેમની પરિસીમા" હતું.

બહાર નિકળ્યા કે બધા-નાયક અને નાયિકાની આસપાસ ફરી વળી ધન્યવાદ આપવા લાગ્યા. આ વખતે મેં એક માણસને એક ખુંણામાંથી કરડી નજર કરતાં જોયો. તે મીસ ઉષા તરફ તિરસ્કારપૂર્ણ દ્રષ્ટિએ જોઇ રહ્યો હતો. તેનાં કપડાં મેલાં થઇ ગયાં હતાં. તેને જોઇ મને એજ વિચાર આવ્યા કરતો હતો કે તે શી રીતે આ ખેલમાં દાખલ થઇ શકયો. એટલામાં તે બોલ્યો, "શું તમે બધા એમ માનો છો કે મીસ ઉષાનું કામ ઘણું સરસ હતું? હું કહું છું કે તે તદ્દન ખરાબ હતું. મીસ ઉષા તમે એમ કહી શકો છો કે તમે જે વખતે કૃષ્ણલાલ પીસ્તોલ મારવા આવ્યો ત્યારે બ્હીક અને ભયના ભાવ બરાબર પ્રગટ કરી શકયાં હતાં?" બધા તેની તરફ ફર્યા. મીસ ઉષાનું મોં પડી ગયું. કેટલાક તેને ગાંડો ધારવા લાગ્યા અને ગુસગુસાટ કરવા લાગ્યા.

તેણે આ કશાની પરવા રાખ્યા વગર હજીએ મીસ ઉષા કે જેણે મનોરમાનો પાર્ટ ભજવ્યો હતો, તેના તરફ જોયા કર્યું. પછી એકદમ, "મીસ ઉષા બ્હીક અને ભયના ભાવ પ્રગટ કરવામાં નિષ્ફળ નિવડયાં છે," એમ બોલી ચાલવા માંડયું.

બધા તેના તરફ આશ્ચર્યથી જોઈ રહ્યા. ક્ષણભર દરેકને એજ વિચાર આવ્યો કે તે બોલ્યો તે શું ખરૂં હતું? પછી બધા વિખરાવા માંડયા. મ્હને આ વાતમાં રસ પડયો હતો અને મને લાગ્યું આ શબ્દો પછવાડે કાંઇક સત્ય છુપાયલું હોવું જોઇએ. તરતજ મેં તેનો પીછો પકડયો અને થોડેક દુર જતામાં મેં તેને પકડી પાડયો. તે મારા તરફ ફર્યો અને મારા તરફ જરા આશ્ચર્યથી જોઇ રહ્યો.

"કેમ તમારે મારૂં શું કામ છે?" તેણે સવાલ કર્યો.

તેનો કાટ મેલો થઇ ગયો હતો અને ચીંથરાં માર્યા હતાં. તેના મુખના કાંઇક અજબ આકર્ષણે મ્હને તેની સાથે વાત કરવા પ્રેર્યો. પણ તેના સવાલનો જવાબ આપતાં જરા મને ગભરાટ થયો. તરતજ સ્વસ્થ થઈ મેં જવાબ આપ્યો, "હું એક લેખક છું અને આજના ટ્રાયલ શોમાં હાજર હતો. તમે મીસ ઉષાને જે કહ્યું તે મેં સાંભળ્યું, પણ તે વખતે બ્હીક અને ભાવ સિવાય કયા બીજા ભાવ હોઇ શકે?"

તે આ સાંભળી જરા ગંભીરાઇથી મ્હારા સામું જોઇ રહ્યો.

"ઠીક એ બધું તમારે જાણવું છે? તો આજે સાંજે મ્હને રોયલ હિંદુ હોટલમાં મળજો. હા, પણ મ્હને જમાડવાનું ખર્ચ તમારે કરવું પડશે." તે બોલ્યો.

"જરૂર હું તમને તે ઠેકાણે મળીશ." હું બોલ્યો. એટલે તરતજ તેણે સાહેબજી કહી પુંઠ ફેરવી ચાલવા માંડયું. મેં પણ તે માણસમાં શું રહસ્ય હશે તે વિષે વિચાર કરતાં કલબ તરફ ચાલવા માંડયું.

(૨)

બરાબર સાંજે ૭ વાગે હું રોયલ હિંદુ હોટલમાં દાખલ થયો. તે પણ તરતનોજ આવી એક ખાલી ટેબલ આગળ બેઠો હતો. મેં તરતજ અમારા બન્નેને માટે ખાવાનાનો ઓર્ડર આપ્યો. થોડીવારે અમે જમી રહ્યા એટલે મેં સીગારેટની પેટી ઉઘાડી તેની આગળ મુકી. તેણે સીગારેટ સળગાવી ધુમાડા કહાડવા માંડયા.

"ચાલો હવે હું મ્હારી વાત કહું." તે બોલ્યો, "હાં પણ આજની ફીલ્મ તમને કેવી લાગી?"

"એ ફીલ્મ મ્હારી લખેલી છે." તે માથું ધુણાવતાં બોલ્યો.

"ત્હમારી"? મેં આશ્ચર્યથી પૂછયું.

"હા. મેં લખી છે. તેનો સીનાર્યો પણ મેં લખ્યો છે. અને મુળ ફીલ્મમાં નાયકનું કામ પણ મેં કર્યું છે."

"ત્યારે શું! આજે બનાવેલી ફીલ્મ એ શું નવી બનાવેલી છે!"

"ના, કેટલોક ભાગ મૂળનો કાયમ રાખ્યો છે અને કેટલોક ભાગ નવેસરથી તૈયાર કરેલો છે. મૂળ ફીલ્મની એકજ કોપી રહેલી છે, પણ તે દુનિયાની નજરે કદાપી પણ પડવાની નથી."

થોડીવાર અમે બંન્ને ચુપ રહ્યા. પછી તે બોલ્યો,

"હા! પણ મારે મારી વાત શરૂ કરવી જોઇએ. મને ખબર નથી કે તમે ફીલ્મના ધંધામાં કેટલો રસ લ્યો છો. પણ તે ધંધો તો મારા જીવનમાં ઓતપ્રોત થઇ ગયો છે. હું નિશાળમાં ભણતો ત્યારથી મારૂં દિલ તે ધંધા તરફ લાગેલું હતું. તે વખતે તો આ ધંધો બાળપણમાં હતો, છતાંય મારા સ્વપ્નમાં તો આજે તમે જોઇ તેવી સુંદર ફીલ્મો દેખાતી. હું વીસ વર્ષની વયે તે ધંધામાં જોડાયો. હું એકટરનું કામ કરતો અને ફુરસદની વખતે સીનાર્યો પણ લખતો. હું એકજ કંપનીમાં સ્થાયી ન રહેતો. લોકોમાં પણ મારૂં નામ થોડે ઘણે અંશે જાણીતું થયું હતું."

તેણે બીજી સીગરેટ સળગાવી, પોતાની વાત આગળ લંબાવી.

"એક દિવસ મુંબાઇમાં મને એક મદ્રાસી ફીલ્મ કંપનીનો એજન્ટ મળ્યો અને એક ફીલ્મ ડાયરેકટ કરવા માટે રાખ્યો. ઘણા ખરા એકટરો પણ મુંબઇના હતા. મેં મુંબાઇમાંજ સીનાર્યો લખી કહાડયો કારણ કે મારે ત્યાં જઈ તરતજ કામ શરૂ કરી દેવાનું હતું. વાર્તાનો પ્લોટ એક નવલકથા ઉપરથી લીધેલો હતો. તે ફીલ્મમાં નાયિકાનું કામ કરનાર પણ મુંબાઈની એક એકટ્રેસ મીસ રાધા હતી. મીસ રાધાને જોતાંજ હું તેના પ્રેમમાં પડયો."

તેના મુખ ઉપર જરા સ્મિત પ્રસર્યું.

"હું તમને પ્રેમીઓની નકામી વાતો કરી કંટાળો નહિ આપું. પણ મારી નજરે તો તે સુંદરમાં સુંદર સ્ત્રી હતી. અત્યારની મીસ ઉષા તો તેના પગની રજ બરાબર પણ નથી. તેના અતુલ સૌંદર્યને લઇને ગમે તે તેને જોતાં ચહાવા લાગતું. અને થયું પણ તેમજ. એક મદ્રાસી એકટર પીલાઇ પણ તેને ચહાવા લાગ્યો. તમને ખબર હશે કે સીનેમાના સ્ટુડીઓ એક એવી જગ્યા છે કે જ્યાં નવરાં અને પ્રેમીઓને વાતો કરવા જોઇએ એટલી જગ્યા મળી શકે. તમે ત્યાં કોઇ વખતે જશો તો માલુમ પડશે કે એકટરો અને એકટ્રેસો જેઓને ચાલુ સીનમાં ભાગ ન લેવાનો હોય તેઓ નિરાંતે ગપ્પાં મારતાં હશે. ફક્ત બીચારા ડાયરેકટરનેજ માથે બધી આફત હોય. આ ફીલ્મનો હું ડાયરેકટર હોવાથી મારે આખો દહાડો કામમાં રોકાવું પડતું. પણ જ્યારે જ્યારે મીસ રાધા ત્યાં ન હોય અથવા તે અને પીલાઈ વાતો કરતાં માલુમ પડતાં ત્યારે કામ ઉપરથી મારૂં મન ઉઠી જતું. ધીમે ધીમે હું ઇર્ષાના અગ્નીથી બળવા લાગ્યો, અને એક વખત તો મારા બેધ્યાનપણાને લઇને એક આખો સીન માર્યો ગયો.

હજી સુધી મારે અને રાધા વચ્ચે કામ સિવાયની કાંઇ પણ વાતચીત થઇ નહતી. રાધાને પણ મારા તરફ યા તો પેલા મદ્રાસી તરફ કાંઈ ખાસ પક્ષપાત ન હતો. પણ પીલાઇ તેની પુઠે પુઠે ફર્યા કરતો અને તેને માટે ભેટ સોગાદો લાવ્યા કરતો. હું પીલાઇને તીરસ્કારથી જોતો અને પીલાઈ પણ મને તેવાજ ભાવથી જોતો.

એક દિવસ મારે અને પીલાઇને તકરાર થઇ. તેને એ ખબર હતી કે તે સારો એકટર હોવાથી તથા તેનું આ ફીલ્મમાં મુખ્ય કામ હોવાથી તેને કોઇ પણ જાતનો વાંધો નહિ આવે. તે વખતે એક સીનનો કલોઝ અપ Closeup લેવાનો હતો. થોડે દુર રાધા અને બીજી એકટ્રેસો વાતો કરતાં બેઠાં હતાં. એટલામાં રાધા ખડખડાટ હસી પડી. અને પીલાઇએ ચાલુ સીને તેના તરફ પાછું ફરી જોયું. હું એકદમ ગુસ્સે થઇ ગયો પણ મનને કાબુમાં રાખી હું બોલ્યો, "મી૦ પીલાઈ, કામ ઉપર ધ્યાન આપો." તેણે મારા સામું જોયું અને મને તેની આંખમાં ખુનીના જેવું ઝેર દેખાયું. આ પછી થોડા દિવસ વિતી ગયા. એક દિવસ હું એકટ્રેસોના ડ્રેસીંગ રૂમ આગળ થઈ પસાર થતો હતો ત્યાં રાધાને પીલાઇની બાથમાંથી છુટવાનો પ્રયત્ન કરતાં જોઇ. ડ્રેસીંગરૂમની બહાર ઉભાં હતાં અને પીલાઈ રાધાને ચુંબન પ્રયત્ન કરતો હતો. અને રાધા પોતાના બન્ને હાથથી તેને રાખવા પ્રયત્ન કરતી હતી. આ જોઇ મારો મીજાજ ગયો. મેં પીલાઇને સારી પેઠે ઠોકયો. તે નીચે પડયો પડયો હું લાગ્યો. ધ્રુજતી રાધાને મેં મારી પાસે લીધી અને તેણે જરાય આનાકાની વગર મને ચુંબન લેવા દીધું. થોડીવાર પછી તે ઉભો થયો અને રાધાની માફી માગી ચાલ્યો ગયો. મને તેના આવાં વર્તન માટે આશ્ચર્ય થયું.

( ૩ )

હવે મારે મારી વાતમાં એકદમ આગળ વધવું જોઇએ, નહિં તો કદાચ તમને એમ થશે કે "પ્રેમની પરિસીમાની ફીલ્મને અને આને શો સંબંધ ! મેં તમને કહ્યું હતું કે પ્રેમની પરિસીમાની ફીલ્મનો સીનાર્યો મેં લખ્યો હતો. આ સીનાર્યો હું મદ્રાસ ગયો ત્યારે સાથે લઈ ગયો હતો. એક દિવસ મેં રાધા આગળ તે વાંચી સંભળાવ્યો. રાધાને તે ઘણોજ ગમ્યો અને જણાવ્યું કે આ કંપનીને તમે તે વેચો અને જો તેઓ હા પાડે તો તમે નાયક અને હું નાયિકાના પાર્ટ ભજવીએ. મેં બીજે દિવસે કંપનીના માલીકને સીનાર્યો બતાવ્યો. માલીકને તે ગમ્યો. અને તેમણે તે મારી પાસેથી વેચાતો રાખ્યો. અને નક્કી કર્યું કે ચાલુ ફીલ્મ ખલાસ થયે પ્રેમની પરિસીમાના સીન લેવા શરૂ કરવા. થોડા વખત પછી અમારી ચાલુ ફીલ્મ જે હું ડાયરેકટ કરતો હતો તે પુરી થઇ અને સારી કીંમતે વેચાઈ પણ ગઈ. પ્રેમની પરિસીમાનું કામ શરૂ કરવામાં આવ્યું. મારે મુખ્ય પાર્ટ કરવાનો હોવાથી એક બીજા સારા ડાયરેકટરને રોકવામાં આવ્યો. તમને એ તો ખબર હશે કે ફીલ્મ જે રીતે બતાવાય છે તે રીતે સીન લેવામાં આવતા નથી. પણ એક જગ્યાએ લેવાના સીન બધા સામટા લઇ લેવામાં આવે છે અને પછી તે બધા બરોબર ગોઠવી બતાવાય છે. બદમાશ કૃષ્ણલાલનું કામ પીલાઇને કરવાનું હતું. મારી અને રાધાની મરજી હતી કે પીલાઇ આ ફીલ્મમાં ન હોય તો ઘણું સારૂં પણ અમારૂં કશું ચાલે એમ ન હતું. તેનો કંપની સાથે કરાર હોવાથી, તેની પાસેથી કંપની કામ લે, યા ન લે પણ તેને પગાર તો મળવાનોજ હતો. વળી તે એક હોશીયાર અને સરસ એકટર હતો. વળી અમે વાંધો લઇને કહેત પણ શું ? કે અમને તે નથી ગમતો. આ કારણથી કંપની કાંઈ તેને નાલાયક તો નજ ઠરાવે. આ ઉપરાંત તે દિવસની ખરાબ વર્તણુક પછી તેના વર્તનમાં કાંઈ પણ એવું વાંધા ભર્યું ન હોતું જણાયું કે તે બાબતનો પણ વાંધો લઇ શકાય. એટલે હું અને રાધા કાંઇ પણ બોલ્યા વગર ચુપ રહ્યાં."

તેણે પોતાનું માથું ટેબલ ઉપર બે હાથ ઉપર ઓઢાડ્યું અને મારા સામે જોઇ વળી પાછું ચલાવ્યું,

"હવે તો તમને આગળ શું થશે તેની કાંઇક ખબર પડી

"તેનો અવાજ ધીમો હતો. "હજી પણ જ્યારે જ્યારે તે ... મ્હારી સ્મૃતિમાં રજુ થાય છે ત્યારે મારા હૃદયમાં આગ ... છે."

તે શાંત થઈ ગયો. થોડીવાર પછી એકદમ બોલવું શરૂ કર્યું, "હું તેના મૃત્યુને માટે જોખમદાર છું. ઠીક. તમને તે સીન યાદ તો હશે કે જ્યાં નાયક અને નાયિકા નોકરને ચાહ લાવવાનું કહી એક સોફા ઉપર વાતો કરતાં દિવાનખાનામાં બેઠાં હોય છે, અને પછી નોકરને બદલે બદમાશ કૃષ્ણલાલ દાખલ થાય છે. એ સીન અમારા સ્ટુડીઓમાં છેલ્લો હતો અને ત્યાર પછી અમારી કંપની બહારના દેખાવ (આઉટડોર સીન્સ) લેવા ... જવાની હતી. મેં અને રાધાએ નક્કી કર્યું હતું કે આ ... સીન પુરો થાય કે અમારે બંન્નેએ પગાર લઇ મુંબાઇ આવવા જવું અને લગ્ન કરી સુખી થવું."

"દરેક જણના મુખ ઉપર ખુશાલી પ્રસરેલી હતી કારણ કે બીજે દિવસે બધાને બહારગામ જવાનું થવાનું હતું. હું પણ અત્યંત આનંદમાં હતો કારણ કે રાધા મારી થવાની હતી. એ છેલ્લા સીનને દિવસે હું અને રાધા વાતો કરતાં એક સોફા ઉપર બેઠાં હતાં. એક સુથાર દરવાજાને ઠીક કરતો હતો. ફોટોગ્રાફર પોતાનો કેમેરા બરાબર ગોઠવી રહ્યો હતો, એટલામાં ડાયરેક્ટર ત્યાં આવ્યો અને તેણે પીલાઇને ઉદ્દેશીને કહ્યું.

"ચાલો એક વખત આપણે સીનનો રિહર્સલ કરી જઇએ. જુઓ તમારે ધીમેથી દ્વાર ઉઘાડવાનું છે અને પછી હાથમાં પીસ્તોલ લઇ તમારે એવી રીતે દાખલ થવાનું છે કે ફક્ત તમારો અને પીસ્તોલનો પડછાયોજ બારણાં ઉપર પડે છે. સમજ્યા, ચલો! હવે શરૂ કરો."

"પીલાઇએ તે પ્રમાણે કરી બતાવ્યું. કામ બરાબર પાર ઉતર્યું. ડાયરેક્ટરે અમને બન્નેને ફરીથી એ સીનનો રિહર્સલ કરવાનું જણાવતાં કહ્યું "મીસ રાધા, તે વખતે તમારે બ્હીક અને ભયના ભાવ મુખ ઉપર લાવવાના છે. અને તે વખતે તમારે મીસ રાધાના બચાવ માટે એક ડગલું અગાઉ આવી ઉભા રહેવું. અમે તે પ્રમાણે કરી બતાવ્યું. રિહર્સલ પુરૂં થયા પછી મેં પીલાઇ સામે જોયું તો તેના મોં ઉપર સ્મિત હતું પણ તેની આંખોમાં તે દિવસના જેવું ઝેર પ્રસરેલું જણાયું. મારા શરીરમાંથી એક કમકમાટી પસાર થઈ ગઇ અને મને કંઇકંઇ અશુભ વિચારો આવ્યા.

"કેમેરામેને પોતાનો કેમેરા બરોબર ગોઠવ્યો. અમે બન્ને બરાબર સોફા ઉપર ગોઠવાઇ ગયાં. સીન લેવાવો શરૂ થયો અને કેમેરાનું હેન્ડલ ચાલવા લાગ્યું. પીલાઇનું સ્મિત એકદમ બંધ થઇ ગયું અને ચહેરો કડક થઇ ગયો. પછી થોડીવારે પીસ્તોલનો ભડાકો જોઇ અમે ઉભાં થયાં. મેં પીસ્તોલનો અવાજ સાંભળ્યો અને પછી શું થયું તે મને ખબર ન પડી. જ્યારે હું શુધ્ધીમાં આવ્યો ત્યારે હું હોસ્પીતાલના એક બીછાના ઉપર પડેલો હતો. ... મહિના પછી હું સાજો થયો. ત્યારે એક દિવસે કંપનીએ પેલી ફીલ્મ ટ્રાયલ શો તરીકે સ્ટુડીઓમાં રજુ કરી. તે વખતે મેં જોયું કે મીસ રાધા ભય અને બ્હીકથી ગભરાયલી ન લાગતાં તીરસ્કાર વર્ષાવતી ત્યાં ઉભી હતી. મને બચાવવા જતાં તે પણ ઘાયલ થઇ 'ઓ પ્રભુ' કહેતી નીચે પડી હતી. અને આવી રીતે તેનો અંત આવ્યો. મરતાં મરતાં એ મારી સ્હોડમાં રહેવા ખાતર મને તે વળગી પડી હતી. પીલાઇ પણ આત્મઘાત કરી મૃત્યુને વશ થયો."

"તેની આંખમાં આંસુ હતાં. મને લાગ્યું કે હવે વાત પુરી થઈ હતી ત્યાં તે બોલ્યો,

"મને લાગે છે કે રાધા સ્વર્ગમાં બેઠી બેઠી મારી વાટ જુએ છે. હું ખુવાર થઈ ગયો છું. ફીલ્મના ધંધામાંથી હું છુટો થયો છું. પીલાઇની ગોળી વાગવાથી મારૂં શરીર નબળું પડ્યું છે. અને મેં પણ મારૂં સ્વાસ્થ્ય ગુમાવ્યું છે. હું પણ આજ પહેલાં સ્વધામ પહોંચી ગયો હોત પણ મેં સાંભળ્યું કે અમારાવાળી ફીલ્મ અમારી કંપનીએ બીજાને વેચી હતી અને મારે તેમાં કરેલા ફેરફાર જોવા હતા. કારણ કે હું રાધા પાસે જાઉં ત્યારે મારે તેને બધી વાત કરવી જોઇએ ને!"

આ શબ્દો પુરા થયા ત્યાં તો જાણે એને કોઈ બહારથી બોલાવતું હોય તેમ ઉઠીને ચાલવા માંડ્યું.

"તે હમેશા આમજ એકદમ ચાલવા માંડે છે." હોટેલના માલિકે મને જણાવ્યું.

સંપૂર્ણ.

---

# આપણાં ચિત્રપટો પરદેશમાં બતાવી શકાશે કે?

લેખક-મી. ભગનાની.

દેશી ચિત્રપટ બનાવનાર કેટલાક માલેકો તેમજ ડાયરેક્ટરોએ મને ઘણી વખત પુછ્યું છે કે "આપણાં ચિત્રો વિલાયત અમેરિકાના થીએટરોમાં બતાવી શકાય કે?" આ સવાલોનો જવાબ મેં હંમેશાં નકારમાંજ આપ્યો છે. આથી કાંઇ નિરાશ થવા જેવું નથી પણ હાલમાં જે ચિત્રો આપણે બહાર પાડીએ છીએ, તેવાં ચિત્રો ત્યાં બતાવવાનું અસંભવિત છે. ચાઇના, જાપાન કે સીંગાપોર તરફનું હું કાંઇ કહી શકું નહિ.

પૂર્વ દેશ તરફના અસલી રીત રીવાજો, જાહોજલાલી વિગેરે અભ્યાસિક દ્રષ્ટિથી જાણવા માટે આપણાં પૌરાણીક કે ઐતિહાસીક ચિત્રો જોવા માટે ત લોકો આતુર થાય ખરા, પણ તેવાં ચિત્રો ઉઠાવ, કાસ્ટ્યુમ અને ડ્રેસ વિગેરેથી તેમજ સુંદર સ્ત્રીઓ ભવ્ય મકાનો અને મનહર બાગ બગીચાઓથી સજ્જ સીનો ભરપુર હોવા જોઇએ. આવાં થોડાં ચિત્રોને માટે ત્યાં સ્થાન છે પણ હમેશને માટે બધાં ચિત્રો ત્યાં મોકલવાની આશા હાલ તો વ્યર્થ છે.

યુરોપ અમેરિકામાં પોતાનું ચિત્ર બતાવવાની ઇચ્છાથી કોઇ પણ માણસ પીક્ચર બનાવતું હોય તો તે જે જોખમ ઉઠાવે છે તેનો પુરેપુરો ખ્યાલ રાખીને કરવું જોઇએ. કારણ કે પરદેશમાં બતાવવા માટે તૈયાર થતા ચિત્ર પાછળ લાખોનો ધુમાડો કરવા છતાં ત્યાં જો નાપાસ જાય તો તેવાં ચિત્ર પાછળ ખરચેલા પૈસા હિંદુસ્તાનમાંથી પેદા કરી લેવાનાં તો સ્વપ્નાં જ સમજવાં.

આપણાં ચિત્રોને પરદેશમાં સ્થાન ન મળે તેનાં ખાસ કેટલાંક કારણો નીચે પ્રમાણે છેઃ—

પહેલું તો યુરોપ અને અમેરિકા પોતે જોઇયે તે કરતાં વધારે ચિત્રો બતાવે છે. ફક્ત અમેરિકામાં જ એક મહિને ૩૦૦ ચિત્રો બને છે. અને યુરોપની તો અમેરિકા કરતાં પણ કફોડી સ્થિતિ છે. યુરોપમાં બનતાં ચિત્રો સિવાય અમેરિકાના ચિત્રોની હરીફાઇથી તેઓને સહન કરવું પડે છે કારણ કે તે વધારે સસ્તાં અને સારાં હોય છે.

બીજું આપણાં ચિત્રો હુન્નર દ્રષ્ટિએ તદન નિરાશાજનક છે. ડાયરેક્ટીંગ-ફોટોગ્રાફી-એક્ટીંગ કે આર્ટ દરેક દિશામાં હજુ આપણે પછાત પછાત છીએ. હાલ તુરતમાં જ આવી ગયેલાં ચિત્રો જેવાં કે-સ્કારામુશ, ટેન કમાન્ડમેન્ટસ, થીફ આફ બગદાદ વિગેરે સાથે આપણાં સારામાં સારાં ચિત્રોની સરખામણી કરશું તો આપણને ભાન થશે કે ચિત્રપટ બનાવવાની કળામાં હજુ આપણને એકડો પણ ઘુંટતા નથી આવડતો.

ત્રીજું, આપણાં ચિત્રોના વિષય આપણાં જીવનનો ચિતાર ત લોકોને શુષ્ક અને અરસિક જણાશે. આપણું જીવન ભલે આપણે રસિક અને વિનોદી માનતા હોઇએ પણ આપણી વાર્તાઓની વસ્તુ ગુંથણીમાં થતો 'કંપોઝ' તેઓને મન તો ખરેખર અસભ્ય જ છે.

માટે હાલ તુરત તો હિંદુસ્થાન માટે આપણે જે ચિત્રો બનાવીયે છીએ તેને દરેક દિશામાં સુધારવાની તજવીજ કરવાની છે. અત્યારે પણ આ ધંધો પેદાશની દ્રષ્ટિએ ફાયદાકારક છે. વિદેશી ચિત્રપટોનો અભ્યાસ કરી, કુશળ કારીગરો અને નટનટીઓને એકઠા કરી થોડી ધીરજ અને ખંતથી, સારી વસ્તુની ચુંટણી કરી લક્ષપૂર્વક ધ્યાન દઇ કામ કરવામાં આવે તો—યુરોપ અમેરિકા તો નહિ પણ ચીન, જાપાન વિગેરે દેશોમાં—આપણાં ચિત્રો મોકલી શકાય ખરાં અને અહિંઆ પણ સારા પૈસા પેદા થાય.

અસ્તુ.

---

## અમેરીકામાં સીનેમા

યુનાઇટેડ સ્ટેટસમાં ઇમારતી બાંધકામથી બીજે નંબરે સિનેમાનો ઉદ્યોગ આવે છે. યુ. સ્ટેટસમાં એકંદર ૨૦,૦૦૦ સિનેમા છે. દર અઠવાડીએ લગભગ ૫,૫૦,૦૦,૦૦૦, પ્રેક્ષકો આ સિનેમાઓની મુલાકાત લે છે. માત્ર એકલી ટીકીટોનીજ ૧૪,૦૦,૦૦,૦૦૦, પોંડ આવક આવે છે. આ સિનેમાના ધંધામાં લગભગ ૩૦૦ લાખ પૌંડની થાપણ રોકાયેલી છે.

* * *

મી. ચાર્લી ચેપલીન કહે છે કે, મુખ પરિવર્તનની કળા તેણે પોતેજ સ્વયં પ્રાપ્ત કરી છે, જ્યારે ચાલવાની કળા લંડનના એક ખટારાવાળાની ચાલ ઉપરથી શીખ્યો છે.

* * *

ચલચિત્ર-ફિલ્મ નટીઓમાં સૌથી સુંદર કોણ એ વિષયનો નિર્ણય કરવા એક મેળો ભરવામાં આવ્યો હતો. તેમાં મિસ મિલડ્રેડ હેરીસને સર્વોચ્ચ સ્થાન મળ્યું છે. મિસ મિલડ્રેડ હેરીસનો જન્મ ૧૯૦૦ ની સાલમાં થયો છે અને પહેલવહેલા તે ૧૯૧૧ માં રંગભૂમિ પર આવી છે. ઓગણીસમાં વર્ષે મી. ચાર્લી ચેપલીનની સાથે તેનો વિવાહ થયો હતો; પરંતુ પાછળથી બન્ને જુદાં પડયાં હતાં. હાલમાં તે મી. ટરી મેકની પત્ની છે અને સંતાનમાં એક પુત્ર રત્ન છે.

---

# ફિલ્મ પ્રોડયુસીંગ ધંધાની ખરી સફળતા ક્યારે સંભવે?

લખનોર-રા. હરિપ્રસાદ કૃપારામ ભટ્ટ

આપણા દેશના સુભાગ્યે કે દુર્ભાગ્યે હમણાં ઠીક ફિલ્મ કંપનીઓ ઉભી થઇ છે. અને હજુએ વધારે ઉભી થશે. તેમ કોઇ કોઇ કંપનીઓ સુષુપ્તિમાં કે શાશ્વત નિદ્રામાં પડી છે કે પડવાની તૈયારી કરી રહી છે. આ આટલીજ વસ્તુસ્થિતિ આપણી નબળાઇઓ પ્રત્યક્ષ કરે છે. ફિલ્મ ધંધો એટલે જાણે સોનાનું ઝાડ હોય તેમ સાહસિકો એક પછી એક આંખો મીંચી આ ધંધાની પાછળ પડે છે. નથી હોતા તેઓ આ ધંધાના બારીક આંકડાઓનો અભ્યાસ કરવા તૈયાર કે નથી હોતા તેઓ એટલુંએ વિચારવા તૈયાર કે આપણી પહેલાં કેટલી કંપનીઓ કુલ ઉભી થઇ છે, તેમાંથી કેટલી તરતી છે અને કેટલી તળીએ બેસી ગઇ છે કે બેસી જવાની તૈયારીમાં છે. અને તેનાં શાં શાં કારણો છે. કોઇ તેનું તારણ કાઢતા હશે તો તે એટલુંજ હશે એમ જણાય છે કે આપણે બીજી કંપનીઓના કાર્યવાહકો કરતાં વધારે ડાહ્યા અને કુશળ છીએ, અને વાત સાચી છે કે આવો નવી કંપની કરનાર ડાહ્યો અને કુશળ માણસ જાહેરમાં "બીજી કંપનીઓના માણસોને લાલચ વગેરે આપી ભગાડનારાઓથી પોતાને બચાવવાની પ્રભુને વિનતિ કરી" પોતેજ અંદરખાનેથી બીજી કંપનીઓમાંથી સારાં માણસોને લલચાવી પોતાની કંપનીમાં દાખલ કરી પોતાની હોશિયારીનું પ્રદર્શન કરે છે. અને આવી હિકમત હોશિયારી પણ આપણી એક વધારે નિર્બળતાનીજ સાક્ષી પૂરે છે. આ જાતનાં વર્તનનો અર્થ એક તો એમ કરી શકાય કે આપણે કપાણુ છીએ, આપણા ધંધાભાઇઓની ઉન્નતિમાં આપણે આપણી ઉન્નતિ જોતા નથી; અને હિંદુસ્થાને કલાભિજ્ઞોનું દેવાળું કાઢ્યું છે. અને બીજો અર્થ એમ પણ કરી શકાય કે આ ધંધા માટે, કાંઇજ ન કહેવાય તેવી છેક મામુલી મુડીથી આ ધંધો શરૂ કરી, બે પૈસા કમાવાની ઇચ્છા રાખનાર હિન્દુસ્થાનના ફિલ્મ પ્રોડયુસરને કલાભિજ્ઞ નટ નટીઓ શોધવાનો કે તેને કેળવવાનો સમય હોતો નથી. જરા આંખ ઉઘાડતાંજ તેને સ્પષ્ટ સમજાય છે કે તેણે તૈયાર કરેલી ફિલ્મો હિન્દુસ્થાન બહાર જવાની નથી અને હિન્દુસ્થાનનાં ગણ્યાં ગાંઠ્યાં થીએટરોમાંથી પણ પણ ઘણાં ખરાં વિદેશી ચિત્રો (ફિલ્મો) બતાડનારાં હોઇને તેણે વધારેમાં વધારે એક માસની અંદર નવું ચિત્ર તૈયાર કરી રજુ કર્યા સિવાય તો છુટકોજ નથી. આપણાં ફિલ્મ પ્રોડયુસરોના સદ્ભાગ્યે હિન્દની જનતાનો મોટો ભાગ ઓછો કે બીન કેળવાયેલો અને બિભત્સ રસમાં રસ લેતો હોઇને કેટલાંક થીએટરોને વિદેશી ફિલ્મો કરતાં દેશી ફિલ્મોનો દર, વધારે આપવો પડતો હોવા છતાં દેશી ફિલ્મો ચલાવવી પડે છે. બાકી જનતાનો કેળવાયેલો વર્ગ તો દેશી ફિલ્મોમાં નહિ જેવોજ રસ લે છે. આ બધી વસ્તુસ્થિતિ બતાવી આપે છે કે હિન્દના ફિલ્મ પ્રોડયુસરે પોતાનો ધંધો ચાલુ રાખવા માટે અત્યારના સંજોગોમાં દર માસે એક ચિત્ર-બહાર પાડ્યા સિવાય તો ચાલે તેમજ નથી, અને ત્યારે આમ ઓછી મુડી અને ઓછાં સાધનોએ લગભગ કામ ખેંચનાર હિન્દના ફિલ્મ પ્રોડયુસરોનોયે આપણે શો દોષ વિચારીએ? પરન્તુ એટલું ખરૂં કે કેટલીક બાબતોમાં તેઓ ધારે તો ચોકસ રહી શકે છે અને રહેવુંજ જોઇએ. આજકાલ પૌરાણિક અને ઐતિહાસિક ફિલ્મોમાં, આવતાં "એનેક્રોનીઝમ્સ" અટકાવવાં જ જોઇએ. શૃંગાર-રસ જમાવવામાં પણ કંઇક મર્યાદા રહેવી જોઇએ. આખી વસ્તુ સંકલનાનું ગાંભીર્ય ભર્યું વાતાવરણ Atmosphere એકાદ ક્ષુદ્ર હાસ્યજનક પ્રસંગથી મારી નખાવું ન જોઇએ; અને ચાલતા પ્રસંગને અનુરૂપ, નટ નટીઓના અભિનયનું ઔચિત્ય જળવાવું જોઇએ. આવા આવા અનેક દોષો અત્યારની ફિલ્મોમાં જોવામાં આવે છે. તે બધા દોષો ફક્ત સાધનોના અભાવનું અને ઉતાવળનુંજ પરિણામ છે એમ નથી; પરંતુ ઘણે અંશે આપણાં ફિલ્મ પ્રોડયુસરો બીન કેળવાયેલા અને કલા શું એ નહિ સમજનાર છે. તે પણ છે. આમાં અપવાદ રૂપ ગણી શકાય તેવાં, અત્યારે આપણા દેશમાં તો "સૌરાષ્ટ્ર"ના રા. રા. વજેશંકર કાનજી પટણી બી. એ., અને "મહારાષ્ટ્ર"ના મી૦ બાબુરાવ સિવાય અન્ય કોઇ શોધ્યા જડતા નથી. આ બન્ને પોત પોતાના પ્રોડકશનો કલાની દૃષ્ટિએ સર્વોચ્ચ બનાવવા પ્રયાસ કરી રહ્યા હોય તેમ સ્પષ્ટ દેખાય છે. પરન્તુ આર્થિક કે ગમે તે કારણે અંગે પણ તેઓનું કામ એટલું ધીમું છે કે આપણને રહેજેજ એમ થાય કે ધંધાની દરિયામાં હલું રહેવું તેઓને માટે વસમું તો થઇ નહિ પડે! અને આમ થવાનું કારણ એ છે કે સીનેમા જોનાર આલમને કલાત્મક ચિત્રોની હજુ ઘણીજ થોડી કદર છે; અને તેથી જનતામાં કલાત્મક ચિત્રો Films તરફની પસંદગીને કેળવવામાં જોઇતાં ધૈર્યની અને તે ધૈર્ય રાખી શકાય તેટલા પ્રમાણમાં જબરી મુડીની આવશ્યકતા રહે છે. અને હિન્દની જનતામાંથી આટલી મુડી રોકવા એક કે બે વ્યક્તિ પણ કમર કસે એવી આશા રહી શકે તેવું નથી. અને તેનું કારણ દેશની કળા અને દેશના ધંધાઓને ઉત્તેજન આપવા સંબંધની આપણી ઉદાસીન વૃત્તિ છે. અને તેવી ઉદાસીન વૃત્તિનું મૂળ કારણ, આપણા દેશના કમનસીબે, આપણા દેશી ભાઇઓની શક્તિમાં આપણને શ્રધ્ધા નથી, એટલે કે, આપણામાં આત્મશ્રધ્ધા નથી તે છે. આપણે આપણને કમતાકાત, નિર્વીર્ય અને અનાવડત વાળા માનતા આવ્યા છીએ. અને ઘરની રાંધનારીની રોટલીમાં

# જાપાનમાં સીનેમા ઉદ્યોગની પ્રગતિ

લખનાર—શ. નર્મદાશંકર વ. દ્વિવેદી

૩૦ વર્ષમાં થયેલી પ્રગતિ

જાપાનમાં ત્રીસ વર્ષ પહેલાં એડીસનનો વીટાસ્કોપ અને લ્યુમીયરનો સીનેમેટોગ્રાફ દાખલ થયાં હતાં. પણ ત્યાર પછીનાં વર્ષોમાં જાપાનમાં ચલિત ચિત્રો motion pictures ના ઉદ્યોગની પ્રગતિ ઘણીજ અપાટાબંધ થઇ છે અને યુરોપ, અમેરીકાની બરોબરી કરી શકે એમ છે. પ્રજાપ્રિય રમત ગમતોમાં સીનેમાઓનું સ્થાન પ્રથમ આવે છે અને જાપાનમાં ૬૦૦ કરતાં વધારે કાયમી સીનેમાનાં થીયેટરો છે અને ૧૩૦૦ જેટલા કામચલાઉ સીનેમાનાં થીયેટરો છે. આ કામચલાઉ થીયેટરોમાં કોઇ કોઇ વાર બીજા તમાસાઓ તો કોઇ કોઇ વાર સીનેમા કરવામાં આવે છે દર મહીને આશરે ૪ થી ૫ કરોડ લોકો સીનેમા જુવે છે અને સીનેમાની દાખલ ફીની રકમ વર્ષ દહાડે ૧૨ કરોડ યેન કરતાં વધારે થાય છે.

જાપાનમાં હાલ ચાર મુખ્ય કુંપનીઓ ફીલમો તૈયાર કરવાનું કામ કરે છે. (૧) જાપાન મોશન પીકચર કુંપની લીમીટેડ ટોકીયો (૨) શોચીકું સીનેમા કુંપની લીમીટેડ ટોકીયો (૩) ધી ઇમ્પીરીયલ સીનેમા એન્ડ થીયેટર કુંપની લીમીટેડ ઓસાકા. (૪) ધી ઓરીયેન્ટલ સીનેમા કુંપની લીમીટેડ ઓસાકા.

આ ચારે કુંપનીઓ ફીલ્મો બનાવે છે તેમજ તે જાપાનમાં બતાવે પણ છે. કારણ કે જાપાનમાં માત્ર ફીલ્મો બનાવનારી કોઇ કુંપની નથી. ઘણી ખરી કંપનીઓ ફીલ્મો બતાવવાનું મુખ્ય કામ કરે છે, પણ સસ્તાપણાની ખાતર અગર બીજાની ફીલ્મો ઉપર આધાર ન રાખવો પડે એટલા માટે તેઓ પોતાની ફીલ્મો બનાવે છે ઘણા ખરા મોટા સ્ટુડીઓ આ ચાર કુંપનીની માલેકીના છે. આવો સ્ટુડીયો એક ટોકીયોમાં, ત્રણ કીયોટોમા, બે ઓસાકામાં અને એક કોબેમાં છે. આ સ્ટુડીયોમાં તદ્દન નાના પાયા ઉપર કામ ચાલે છે અને બીજા દેશોની સાથે સરખાવતા તો તે અપૂર્ણજ કહેવાય. એ 'ડાર્ક' સ્ટુડીઓ માત્ર કામચલાઉ છાપરાં જેવા છે. 'ડેલાઇટ' સ્ટુડીઓ એક પણ નથી. આટલા ઉપરથી ત્યાંની વસ્તુસ્થિતિનો ખ્યાલ આવી શકશે. કાચનાં બાંધેલાં બે છાપરાં છે તેને જો 'મીકસ્ડ લાઇટ' સ્ટુડીઓ, કહેવાય તો કોઇ વાંધો લીએ તેમ નથી.

આ સ્ટુડીઓમાં બે પ્રકારની ફીલ્મો, તૈયાર થાય છે. એકને શિષ્ટ classical અને બીજાને આધુનિક modern કહેવામાં આવે છે. નાટકોના પણ આ પ્રમાણે બે વિભાગ પડે છે. શિષ્ટ ગણાતાં ચિત્રપટો નાટકનું વિસ્તૃત સ્વરૂપ છે અને માત્ર આધુનિક ચિત્રપટોમાં યોગ્ય ચિત્રપટને બંધ બેસતી પ્રથા જોવામાં આવે છે. પણ હમણાં હમણાં પરદેશી ચિત્રપટોની હરોલમાં ઉભાં રહી શકે એવાં ચિત્રપટો તૈયાર થવા માંડયાં છે. નટોના અભિનય અને ડીરેકટરોની ચતુરાઇમાં હજી ઘણા સુધારા અને અભ્યાસનો અવકાશ છે, પરંતુ થોડાજ સમયમાં જાપાનીસ ચિત્રપટો બીજા દેશમાં સત્કાર પામશે અને લોકો તે સમજી શકશે. જાપાનનાં ચિત્રપટો બીજા દેશોમાં લોકપ્રિય ન થવામાં ભાષાની આડખીલી મુખ્ય છે. અમેરિકા અને યુરોપમાં જાપાનના રીત રિવાજો અને ત્યાંની ભાષા લોકો સમજી બરાબર શકતાં નથી અને તેથી આ ચલિત ચિત્રો માત્ર જાપાનમાં જ દેખાડાય છે એટલે તેમાથી નફો ઓછો થાય એ સ્વાભાવિક છે. આજ કારણથી નાણાં અને સમયનો જેમ બને તેમ ઓછો વ્યય કરીને વધારે ચિત્રપટો તૈયાર કરવામાં આવે છે. હિંદની સ્થિતિ પણ આ બાબતમાં લગભગ એવીજ છે

આજ કારણથી જાપાન અત્યાર સુધી પરદેશમાં દેખાડવા લાયક ફીલમ તૈયાર કરી શકયું નથી અને જાપાનના ઉદ્યોગની દૃષ્ટિએ એ વાત શોચનીય છે. પરંતુ ફોટોગ્રફીની કળામાં જાપાન એટલુ તો આગળ વધી ગયુ છે કે યુરોપ અને અમેરિકા કરતાં તેમા તે આગળ વધી જાય છે

જ્યારે યુરોપ અને અમેરિકાના એકઝીબીટરો અને ડીસ્ટ્રીબ્યુટરો જાપાનના ચિત્રપટોને બરાબર સાચી રીતે સમજશે અને પૌર્વાત્ય કેળા અને ચીનાઇ એડોળતાથી સંતોષ નહિ માને ત્યારેજ તેઓ અમેરિકામાં બનાવેલી કળાહીન અને ન ગમે એવી ફીલમો પસંદ કરશે નહિ. અને તેઓ ખરેખરી કળાનાં તત્વવાળી અને રસભરી જાપાનમા બનાવાતી પૌર્વાત્ય ફીલમો પસંદ કરશે. સેસી હાય કવાના "લા બેટઇલી" કરતાં ઘણાં વધારે સારાં ચિત્રપટો જાપાનમા તૈયાર કરવામાં આવે છે

સીનેમા થીયેટરો—

ઘણાં ખરાં સીનેમા ગૃહોમા ૫૦૦ થી ૧,૦૦૦ પ્રેક્ષકોનો સમાવેશ થાય એટલી સગવડ હોય છે, પરંતુ છેલ્લા ધરતીકંપની મોટી આફત પડયા પછી ટોકીયોમાં સારાં, સુશોભિત અને સુસજ્જ સીનેમા ગૃહો રહ્યાં નથી. સામાન્ય રીતે કહીએ તો જાપાનનાં ઘણાં ખરાં સીનેમા ગૃહો કામ ચલાઉ દૃષ્ટિએ બાંધેલાં છે અને જો કોઇ સારૂં અને સગવડવાળું સીનેમા ગૃહ હોય તો તે માત્ર ઓસાકામાં જ છે.

શહેરોમાં એક ફીલમ એક અઠવાડિયું બતાવાય છે અને ગામડામાં દશ દિવસ બતાવાય છે, અને દરેક ફીલમ યુરોપ—અમેરિકા કરતાં ઘણો લાંબો વખત ચાલે છે. ખાસ કરીને ઓસાકામા હરિફાઇને લીધે એકી સાથે વીસ રીલો બતાવવામાં આવે છે. દરેક શો (દૃશ્ય) સામાન્ય રીતે ત્રણ કલાક સુધી ચાલે છે, પણ કોઇ કોઇ વાર એથી પણ સમય વધી જાય છે.

અને ચાર કે પાંચ કલાક સુધી લંબાય છે. ટોકીયો, ઓસાકા અને કોયોટા જેવાં મોજ મજાહનાં સ્થળોમાં શો સવારના ૧૦ વાગે શરૂ થાય છે, અને ટોકીયોમાં અન્યત્ર બપોરે શરૂ થાય છે અને બીજાં શહેરોમાં અને ગામડાંઓમાં સાંજના ૬ વાગે શરૂ થાય છે. શનિવારે, રવીવારે અને રજાના દિવસોએ દરેક સીનેમા ગૃહ સવારમાં ૧૦ વાગે અગર બપોરે ઉઘડે છે અને રાત્રિના ૧૦ વાગે બંધ થાય છે.

દરેક ફીલમ બતાવાય તેની સાથે તેને સમજાવનારાની ત્યાં જરૂર પડે છે. આ ધંધો કરનારો ત્યાં ખાસ વર્ગ છે. આ લોકો ફીલમમાં આવતાં દ્રષ્યો સમજાવે છે. એટલુંજ નહિ, પણ વાર્તાનો ખુલાસો કરે છે. દેખાવોનું વર્ણન કરે છે અને વાતચીત ચલાવે છે અને એ રીતે દ્રષ્ય પાત્રોના જેવો અભિનય કરી બતાવે છે. સારા પ્રકારના સીનેમાગૃહો અને પ્રેક્ષકો આ સમજાવનારાઓને દૂર કરવાની બુમ મારે છે, પરંતુ સામાન્ય રીતે જાપાનમાં એમ માનવામાં આવે છે કે હુશિયાર સમજાવનાર માણસથી ફીલમની કિમ્મત વધે છે. જાપાનના લોકો ચિત્રો જોવા કરતાં સાંભળવામાં વધારે મઝા લઇ શકે છે અને ચિત્રોની સમજુતી આપવાની ત્યાં એક કળા ગણાય છે. જો કે આ કળા શરૂઆતમાં પરદેશી ભાષા અને રીતભાત ન સમજી શકે તેમને માટે શરૂ થઇ હતી. હાલ જાપાનમાં આશરે આઠસો જેટલા ચિત્રપટો સમજાવનારા છે.

### સેન્સોરશીપ

જાપાનમાં ચિત્રપટોની પરિક્ષા કરી સમાજ સમક્ષ રજુ કરવાની પરવાનગી આપવાના સંબંધમાં કોઇ સામાન્ય ધોરણ નથી. દરેક ચિત્રપટ જ્યાં બતાવાતું હોય છે ત્યાંની પોલીસ તપાસે છે, ટોકીયોમાં આ કામ શહેરની પોલીસનું શાંતિ સ્થાપક ખાતું કરે છે અને અન્યત્ર પોલીસ ખાતુ કરે છે. સેન્સોરશીપ કેટલેક અંશે આકરી કહી શકાય એવી છે, કારણ કે જાપાનના રીતરિવાજ પરદેશોના કરતાં ઘણાજ જુદા પડે છે. જાહેર પ્રજાની શાંતિ અને નીતિ સાચવવા ખાતર ફીલમોમાંથી ઘણા સીનો (દ્રષ્યો) રદ કરવામાં આવે છે. ખાસ કરીને ચુંબન કરવાનાં દ્રષ્યો, હોઠેહોઠ અડકાડીને થતાં ચુંબનો, પ્રેમવશ થઇ બાથ ભીડવી અને ઇન્દ્રિયોને ઉત્તેજીત કરે એવાં અર્ધનગ્ન દશામાં નૃત્યોનાં દ્રષ્યો ખાસ કરીને રદ બાતલ કરવામાં આવે છે. સેન્સોરશીપનું ધોરણ એક સરખું રાખવાનો સવાલ ત્યાં લાંબા વખતથી ચર્ચાય છે અને હમણાં હમણાં ત્યાંની હોમ ઓફીસે આખા જાપાનમાં એક સરખી સેન્સોરશીપ કરવા માટે એક ખાતું ઉઘાડવાનું ઠરાવ્યું છે. આ ખાતું અમેરિકાની સેન્સોર બોર્ડ પ્રમાણે કામ કરીને હાલની અનેકધારી અગવડના ભરેલી પ્રથા કરતાં વધારે સારી નીવડશે કે કેમ તે તો ભવિષ્યમાં જણાઇ આવશે.

સામાન્ય રીતે જાપાનમાં તેનાં પોતાનાં ચિત્રપટો કરતાં વિદેશી ચિત્રપટો તરફ લોકો વધારે આકર્ષાય છે અને જનસમૂહ તેનો વધારે આદર કરે છે. વિદેશી ચિત્રપટોમાં અમેરિકન ચિત્રપટોની સંખ્યા સર્વ કરતાં વધી જાય છે. અને આવતાં ચિત્રપટોમાં ૮૦ ટકા જેટલાં યુનાઇટેડ સ્ટેટસમાંથી છે. આ ઉપરથી એમ જણાય છે કે મહાન વિગ્રહને યુરોપનો ફીલમ ઉદ્યોગ પછાત પડી ગયો છે. તેમજ અમેરિકન ચિત્રપટો લોકોને ગમે પણ છે. કારણ કે જાપાનીઓ અમેરિકન ચિત્રપટો અને અમેરિકન ખેલાડીઓને સ્ક્રીન ઉપર જોવાને લાંબા સમયથી ટેવાઇ ગયા છે.

વિશેષમાં જાપાનીઓમાં હમણાં હમણાં વિદેશી ... કદર કરવાની ઘણી શકિત આવી છે, અને તેઓનાં જીવન અને સંસ્કૃતિનું ધોરણ યુરોપ-અમેરિકા જેટલું આગળ વધી ગયું ... આથી તેઓ અમેરિકા ફ્રાંસ કે જર્મનીમાં બનેલાં ચિત્રો સમજી તે ઉપર ટીકા કરી શકે છે. અને એ ચિત્રોની ઘટતી પ્રશંસા કરી શકે છે. શિક્ષણને લગતી ફીલમો લોકો વગર સંકોચે જુએ છે અને તેની પ્રશંસા કરે છે.

### અમેરિકન અને યુરોપીયન ચિત્રપટો

નીચેના અમેરિકન ડીસ્ટ્રીબ્યુટરોની ફીલમો જાપાનમાં આયાત કરવામાં આવે છે.

સી. સી. બાર, એડવીચ, ફર્સ્ટ નેશનલ એફ. બી. ઓ. ફોક્સ, ગોલ્ડવીન, મેટ્રો, પેરેમાઉન્ટ, પાથે, પ્રિફર્ડ, યુનાઇટેડ આર્ટીસ્ટસ, યુનીવર્સલ, વીટાગ્રાફ અને વોર્નર બ્રધર્સ.

વિગ્રહ પહેલાં જાપાનમાં ફ્રેંચ ચિત્રપટોનો પગ પેસારો ઠીક થયો હતો, પણ વિગ્રહ શરૂ થતાં એ ચિત્રપટોનું સ્થાન બીજાં ચિત્રપટોએ લીધું, અને વિગ્રહ પછી માત્ર થોડાં જર્મન ચિત્રપટો બતાવાયાં છે. ૧૯૨૪ માં ફ્રાંસમાંથી 'કીન' અને 'લ શા દલાપોર દ્રાપંકા'ની અને જર્મન ફીલમ 'સુમુર' આયાત કરવામાં આવી હતી અને ત્યારથી ફ્રાંસ અને જર્મન ફીલમો જાપાનમાં આવવા માંડી છે અને એવો સંભવ રહે છે કે ભવિષ્યમાં તે અમેરિકન ચિત્રપટો સાથે મોટી હરિફાઇમાં ઉતરશે. જર્મનીની વેસ્ટી નામની કુંપનીની શાખા ટોકીઓ અને કોબેમાં સ્થાપવામાં આવી છે અને "લા પ્રીન્સ ચારમાં" અને 'લે ગેલરી દ મોન્સ્ટર્સ'ની ફ્રેંચ ફીલમો ત્યાંના લોકોએ ઠીક વખાણી છે. ફ્રેંચ આલ્બેટ્રો, જર્મન યુફા, ઇટાલીયન ગેઝ્રોની, યુનિઓ સીનેમેટોગ્રાફીકા ઇટાલીના વેસ્ટી અને બીજી યુરોપીયન ફીલમો પણ જાપાનમાં પ્રચાર પામી છે.

યુરોપીયન ડીસ્ટ્રીબ્યુટરોનો જાપાનીસ એકઝીબીટરો સાથેનો સંબંધ કોઇ પણ પ્રકારના બંધન રહીત છે અને અમેરિકન ફીલમો પણ એવાજ પ્રકારથી ભવિષ્યમાં આયાત કરવામાં આવશે.

૧૯૨૪ ના વર્ષમાં નીચેની યુરોપીયન ફીલમો જાપાનમાં લોકપ્રિય થઇ પડી હતી.

'સુમુર,' 'ડેન્ટો, કોલ ફ્રોમ ધ પાસ્ટ,' 'કારમન' 'કીન,' "લા ભેર ટાયર".

અમ.ઉ કહ્યા પ્રમાણે હાલ તો જાપાનમાં ચિત્રપટોનો ઉદ્યોગ ઝપાટાબંધ અને પ્રબળતાથી વધતો જાય છે. અને

લોકોને મોજ મજાહ માટે બનાવાતાં ચિત્રપટો બાદ કરતાં પ્રચાર કાર્ય કરવા માટેનાં તેમજ શિક્ષણ વિષયક ચિત્રપટોનો ઉપયોગ પણ વેપારી પેઢીઓ, કેળવણીની સંસ્થાઓ અને સરકારીખાતાંઓ તરફથી કરવામાં આવે છે. અને તેનાં પરિણામ સારાં આવ્યાં છે.

શિક્ષણને લગતાં ચિત્રપટોની બાબતમાં તો લગભગ દરેક કેળવણીની સંસ્થા અને જુવાનીયાઓના મંડળમાં પોત પોતાની પ્રોજેકટરો અને ફીલ્મો હોય છે અને સામાજીક કામ-કાજોમાં પણ તેનો સારો ઉપયોગ કરવામાં આવે છે. શાળાઓ પણ ચિત્રપટોનો ઉપયોગ કરવા મંડી છે. કેળવણી ખાતાંએ એક કમીટી નીમી છે અને તે સારાં ચિત્રપટો નક્કી કરી જાહેર પ્રજાને તે દેખાડવાની ભલામણ કરે છે.

સીનેમાના શોકિનો આ ચિત્રપટોના હુન્નરની સારી કદર કરે છે અને તેઓ એ બાબતનો પધ્ધતિસર અભ્યાસ કરે છે. ટોકીયોમાં સીનેમાના બુધ્ધિશાળી અભ્યાસીઓનું એક મંડળ છે અને તે 'ધ સોસાયટી ફોર પ્રેઝીંગ ગુડ પીકચર્સ'ના નામથી ઓળખાય છે, અને ત્યાં દર મહીને એક પ્રદર્શન ભરવામાં આવે છે, ત્યારે સેંકડો માણસો તેમાં મળી કોઇ સારા ચિત્રપટની કદર કરી તેના ઉપર વિવેચના કરે છે. ત્યાંનાં છાપાંઓ પણ ચિત્રપટો ઉપર ઘણું સારૂ લક્ષ આપે છે અને લગભગ દરેક છાપાંમાં દરરોજ એ વિષયનું એક ખાસ કોલમ રોકવામાં આવે છે. ઓસાકા અસાહી (જાપાનનું એક આગેવાન છાપું) એ 'ધ ઓલ કનાસાઇ ફીલ્મ સોસાયટી' સ્થાપી છે. તેના સભ્યોની સંખ્યા ઘણી મોટી છે અને તે સર્વ ચલિત ચિત્રોની પ્રગતિ થાય એવો પ્રયાસ કરી રહ્યા છે.

ઉપરાંત ચિત્રપટોનીજ ચર્ચા કરતાં ખાસ છાપાંઓ અને સામયિકો છે. તેમાં "ધ સ્ક્રીન એન્ડ સ્ટેજ," અને અસાહીગ્રાફ' જે અઠવાડિક સચિત્ર પત્ર છે તેનો માસિક ખાસ અંક, ઘણો મોટો ફેલાવો પામેલાં છે. ત્યાર પછી 'ધ પ્લે એન્ડ મોવી,' સીનેમા વીકલી,' 'ઇંગા ઓહરાઇ' અને બીજાં ઘણાં છાપાંઓ છે. 'ધ મોશન પીકચર-કલાસીક,' 'ધ ફોટો પ્લે, અને 'ધ મોશન પીકચર મેગેઝીન' જેવાં વિદેશી છાપાંઓના વાંચનારાઓની સંખ્યા પણ મોટી છે.

છેવટમાં કાંઇ પણ અતિશયોક્તિ કર્યા વગર કહી શકાશે કે ચલિત ચિત્રોના ઉદ્યોગમાં જાપાન, અમેરિકા, ફ્રાંસ અને જર્મની પછી ચોથે નંબરે ઉભું રહી શકે તેમ છે અને એ ઉદ્યોગનું ભાવિ ઉજ્જ્વળ દેખાય છે.






લખનાર-રા. લલિતરાય જાદવજી વ્યાસ

"મોજ મજાહ"ના તંત્રી શ્રી સીનેમા સંબંધી હકીકતોથી સામાન્ય જનતાને માહીતગાર કરવા સાંબા વખતથી પરિશ્રમ ઉઠાવી રહ્યા છે. અને એ રીતે સીનેમાના ધંધાને પણ મદદ કર્યે જાય છે. ગયા વર્ષના તેમના સીનેમાના અંકમાં તેમણે સીનેમાના ધંધાનાં અનુભવી માણસો પાસે લેખો લખાવી સામાન્ય જનતા ન જાણતી હોય તેવી બાબતો પર અજવાળું પાડ્યું છે. આ વખતે પણ હિન્દમાં ક્રમશઃ ખીલતા જતા આ ઉદ્યોગનું જ્ઞાન લોકોમાં વૃધ્ધિ પામે તે માટે સીનેમાનો ખાસ અંક કાઢી એવાજ વિષયો ચર્ચવા પ્રયાસ કર્યો છે.

કેટલીક વખત લેખકો પોતાના અનુભવો લખતા જતાં મૂળ વિષય અને લેખકોને ઉદ્દેશીને લખાય છે, એ વાત ભૂલી જાય છે. ગયા વખતના સીનાર્યોનો લેખ વાંચતાં મારી ઉપર કંઇક એવીજ અસર થયેલી. આખા લેખમાંથી સીનાર્યો કેમ લખી શકાય એ સમજાયું નહિં. એટલે આ વખતે સીનાર્યોમાં શું શું આવવું જોઇએ એ ચર્ચાથી વસ્તુને પડતી મુકી સીનાર્યો લખવાની વ્યવહારૂ રીત બતાવવા નમુનો જ ટાંકવામાં આવે છે.

સૌથી પ્રથમ વાર્તાનો ટુંક સાર જેને સીનોપસીસ કહે છે, તે લખી જવો જોઇએ; પરંતુ તેમાં કંઇ ખાસ જાણવાની જરૂર નથી એટલે માત્ર સીનાર્યો લખવાની પધ્ધતિ જ અહિં રજુ કરી છે.

S. T. દૃશ્ય અ

"શેર દલાલ સાકરલાલ કાપડીયા"

રેખા પર કાગળીયાઓ ફેરવતા ભપકા બંધ બેઠા છે.

S T. દૃશ્ય બ

"દલાલનાં રૂપીયા માતુશ્રી" કોઠલામાં કુકડીમાં પૈસા નાખી કોઠલો બંધ કરે છે.

S. T. દૃશ્ય ક

"દલાલનાં ભવિષ્યનાં ફેશનેબલ પત્ની અને સાસુ" પત્ની વાળમાં ફુલ ગોઠવે છે અને સાસુ દિકરીનો ઠાઠ જોતાં ખુશી થાય છે.

## માતૃ પ્રેમ અને સુધરેલો સમાજ

દૃશ્ય ૧ લું.

શેર દલાલ સાકરલાલ કાપડીયાની ઓફીસનો અંદરનો ભાગ–કાગળીયાંમાં ગુંચવાયલા અને કેટલાક ઓફીસમાં આતુર-

તાથી વાંચતાં તે ટેબલ પર બેઠા છે. મુખ્ય કારકુન અંદર આવે છે અને કેટલાંક ઓચરીયાં બતાવે છે. દલાલ કહે છે.

પડદા પર વાક્ય મુકો( Flash on the screen )

મારી તમામ મિલ્કત હું આ વખતે બંગાલ કોટનમાં રોકવા માગું છું. અને એક કે બે દિવસમાં તો કરોડોપતિ બની જઇશ.

કારકુન માથું હલાવતો ચાલ્યો જાય છે, દલાલ હાથમાં ટેલીફોન લઇ વાતો કરે છે. Cut to

દૃશ્ય ૨ જુ.

સરલાના ઘરનો અંદરનો ભાગ. નાનું ટેબલ, તેની પર ટેલીફોન Close up. સરલા હાથમાં રીસીવર લે છે. એ વખતે વીંટી દેખાય છે અને ખુશ મિજાજથી વાતો કરે છે.

દૃશ્ય ત્રીજું

દલાલની ઓફીસનો અંદરનો ભાગ. ટેલીફોન મુકી દઇ કોટ ટોપી પહેરી દલાલનું બહાર જવું.

દૃશ્ય ૪ થું.

મકાનનો બહારનો ભાગ, દલાલ બહાર નીકળે છે અને મોટરમાં બેસી રવાના થાય છે.

દૃશ્ય ૫. મું.

સરલાના ઓરડાનો અંદરનો ભાગ. અરીસા સામે પોતાનો ચહેરો જોતી સરલા ઉભી છે. મોટરનું ભુંગળું સાંભળી બારીની બહાર જુવે છે. Cut to

દૃશ્ય ૬ ઠું.

સરલાના ઘરનો બહારનો ભાગ દલાલ મોટરમાંથી ઉતરે છે અને શોફરને રાહ જોવા કહેતો જાય છે. પગથીયાં ચડે છે અને બારણું ઉઘડતાં અંદર જાય છે.

દૃશ્ય ૭ મું.

સરલાનો અંદરનો ઓરડો. દલાલ દાખલ થાય છે અને સરલા એક મીઠી નજરથી તેમજ સરલાની મા પણ અત્યંત વિવેકથી આવકાર આપે છે.

દલાલ કહે છે.( Flash on the screen )

" મારાં વૃધ્ધ માજી દેશમાંથી મને મળવા આવવાનાં છે. એ માયાળુ છે અને જુના જમાનાનાં છે, મેં તેને માટે ખાસ તેને ગમે તેવો ઓરડો શણગાર્યો છે તમે જોવા આવશો ? "

સરલા અને તેની મા એક બીજાની સામું જોઇ જરા આશ્ચર્ય બતાવી નાક ફરડે છે. પછી જરા અણગમતી રીતે સાથે જવા તૈયાર થઇ જાય છે.

દૃશ્ય ૮ મું

સરલાના ઘરની બહારનું દૃશ્ય, ત્રણે જણા મોટરમાં બેસે છે અને મોટર ઉપડી જાય છે.

દૃશ્ય ૯ મું

દલાલના ભભકાદાર ઘરનો બહારનો ભાગ. બધાં મોટરમાંથી ઉતરી ઘરમાં જાય છે.

દૃશ્ય ૧૦ મું

દલાલના ઘરનો અંદરનો ભાગ. સુંદર રીતે ઓરડો, દલાલ ત્યાંથી બન્ને સ્ત્રીઓને એક દાદર ચડાવી પોતાની માનો ઓરડો દેખાડવા લઇ જાય છે.

દૃશ્ય ૧૧ મું.

દલાલના ઘરનો બહારનો ભાગ. તેની વૃધ્ધ મા પોટલાં હાથમાં ટીંગાડી ચાલી આવે છે. શોફરને પુછી ખાત્રી કરે છે અને પછી મહામુશીબતે પગથીયાં ચડે છે.

દૃશ્ય ૧૨ મું.

જુની પધ્ધતિથી શણગારેલો ઓરડાનો અંદરનો આભલા ભરેલા ચંદરવા અને ચાકળા, દેવ દેવીઓની છબી તોરણો વિગેરે. દલાલ મા દિકરીને હોંશથી બતાવે છે. ઉલટ મા દિકરી છાનાં છાનાં અણગમો બતાવે છે.

દૃશ્ય ૧૩ મું.

આયા વૃધ્ધ ડોશીને મિજાજથી દિવાનખાનામાં લઇ આવે છે. પરંતુ ડોશીમા તો શેઠનીજ મા છે એમ ખબર પડતાં એકદમ નરમ થઇ જાય છે. ડોશી નાક પર આંગળી મુકી પોતાના છોકરાને પોતાના આગમનની ખબર ન પડવા દેવા કહે છે. ( Flash on the screen )

" હું મારા દિકરાને દંગ કરી દેવા એક દિ વહેલી આવી છું"

ડોશી નીચે બેસી જાય છે અને આસપાસ નજર કરી ભભકો જોતાં જરા નિરાશ થાય છે.

દૃશ્ય ૧૪ મું.

મા માટે શણગારેલા ઓરડાનું દૃશ્ય ફરીથી. દલાલ છબીઓ બતાવે છે અને મા દિકરી દાદર તરફ વળે છે, દલાલ પછાડી પાછળ જાય છે.

દૃશ્ય ૧૫ મું.

દિવાનખાનાનો અંદરનો ભાગ. મા દિકરી ડોશીને જોઇ તેની સામે તાકી રહે છે. પરંતુ દલાલ તો નાના બાળકની માફક ડોશી પાસે દોડતો જાય છે અને પગે લાગતો ખોળામાં માથું મુકી મા સામું જોતો હસતો ગેલ કરવા મંડી જાય છે. મા તેના માથા પર બે ચાર ચુંબનો કરે છે. અને આંખમાંથી આંસુનાં ટીપાં પડે છે. દલાલ પોતાની માની બન્ને મા દિકરીને ઓળખાણ આપે છે, મા દિકરી બનાવટી સ્મિત કરતાં અને બહાનાં બતાવતાં જવા માંડે છે, દલાલ તેઓને વળાવા જાય છે. Cut to.

દૃશ્ય ૧૬ મું.

દલાલના ઘરનો બહારનો ભાગ. દલાલ સરલા અને તેની મા સાથે પગથીયાં ઉતરે છે અને મોટરમાં બેસાડી શોફરને સુચના આપી ઝડપથી પાછો પગથીયાં ચડી ઘરમાં જાય છે.

દૃશ્ય ૧૭ મું.

દિવાનખાનાનો અંદરનો ભાગ. દલાલ ઝપાટાબંધ ઘરમાં આવે છે અને ખુશ ખુશાલ થઇને મા ...

વાતો કરતો ગાંસડા પોટલાં ઉપાડી મા માટે તૈયાર કરેલા ઓરડા તરફ જાય છે. મા જરા ખેદભરી નજર ફેરવે છે અને છોકરાને કહે છે. (Flash on the screen) "બેટા, મને તો મારા ગામડાંમાંજ રહેવા દે જે! હું આમાં જુદી પડી જાઉં છું."

દલાલ જાણે કંઈજ ન હોય એમ હસતો અને સાથે સાથે માના એ વિચાર માટે પણ દિલગીર થતો માને ઓરડામાં લઈ જાય છે.

દશ્ય ૧૮ મું.

મા માટે શણગારેલા ઓરડાનો અંદરનો ભાગ. મા ઓરડામાં આવતાંજ ખુશ થઈ જાય છે અને દિકરાને ભેટી માથા પર ચુંબનો કરે છે અને છોકરાથી પોતાને થતું સુખ દર્શાવે છે.

દશ્ય ૧૯ મું.

સરલાના સુવાના ઓરડાનો અંદરનો ભાગ. મા દિકરી ગુસ્સાથી એક બીજા સાથે ડોશીની ચર્ચા કરે છે. અને મા દિકરીને સલાહ આપતી જણાય છે કે, રખે ડોશીનું એના ઘરમાં ઉપજવા દેતી.

S. T. — દશ્ય ૨૦

(લગ્ન નક્કી થતાં અગાઉ સસરાને ઘેર મીજબાની.)

સરલાના ઓરડાનો અંદરનો ભાગ–મીજમાનો એક પછી એક આવતાં જાય છે સરલાની મા અને બાપ મીજમાનોને આવકાર આપે છે. સરલા ઘડી ઘડી કાંડાની ઘડીઆલ જોતી આતુરતાથી દલાલની રાહ જુવે છે.

દશ્ય ૨૧ મું.

સરલાના ઘરનો બહારનો દેખાવ. દલાલની મોટર આવી પહોંચી છે. દલાલ પોતાની માને ટેકો આપી મોટરમાંથી ઉતારે છે. અને દરવાજા તરફ લઈ જાય છે.

દશ્ય ૨૨ મું.

સરલાનો અંદરનો ઓરડો. સરલાની આતુરતા, તે દલાલને વૃધ્ધ મા સાથે ઘરમાં આવતો જોઇ રહે છે. નારાજ થાય છે પણ નારાજી દલાલથી છુપાવે છે, અને ડોશીમાને બનાવટી હાસ્ય સાથે આવકાર આપે છે. બધાં મહેમાનો ડોશીને દલાલની મા તરીકે ઓળખતાં તેના જુના ગામડીયા પોષાક અને રીતભાત પર અંદર અંદર હસે છે, બધાં નવી રીત મુજબ ટેબલ પર ગોઠવેલો નાસ્તો લેવા બીજા ઓરડામાં જાય છે.

દશ્ય ૨૩ મું.

બધાં એક લાંબા ટેબલની આસપાસ ગોઠવાઈ ગયા છે. ટેબલ પર વચ્ચે ફુલો ગોઠવ્યાં છે. દલાલ પોતાની મા સાથે એક ખુરશી પર બેસે છે. વૃધ્ધ મા કથામાં ભાગ લેતી નથી માત્ર દિકરાના આગ્રહથી એક બે બદામ મોઢામાં નાંખે છે. મેમાનો નવી દબથી થનાર દંપતિનું શુભ ઇચ્છે છે. જ્યારે માતા માત્ર દિકરાના માથા પર અશ્રુભીની આંખે હાથ ફેરવે છે.

દશ્ય ૨૪ મું.

સરલાના ઘરની બહારનો દેખાવ. તારવાળો પગથીયાં ચડે છે અને તાર આપે છે.

દશ્ય ૨૫ મું.

નાસ્તાવાળા ઓરડાનો અંદરનો ભાગ. નોકર આવી દલાલને તાર આપે છે. દલાલ ઝડપથી તાર વાંચે છે. ચ્હેરા પર ગુંચવણ દેખાય છે, અને માની નજર તેની ઉપરજ છે. દલાલ તારને હાથમાં ચોળી નાખે છે અને નીચે પડવા દે છે, ખોટું હસતો બધાની માફ માગતો બીજા ઓરડામાં ચાલ્યો જાય છે. આ વખતે સરલા બીજા મેમાનો સાથે ખડખડાટ હસતી એક જુવાન ખુબસુરત છોકરા સામે સુધરેલા સમાજને છાજતી રીતે ટોળ કરી રહી છે. દલાલ ચાલ્યો જાય છે. તે તરફ તેનું ધ્યાન પણ નથી. દલાલની મા નીચે પડેલો તાર ઉપાડી લે છે, અને ચશ્મા ચઢાવી દરવાજા પર ઉભેલા નોકર પાસે વંચાવે છે.

દશ્ય ૨૬ મું.

સરલાના અંદરના ઓરડામાં દલાલ ધીરે પગલે દાખલ થઈ એક આરામ ખુરશીમાં ફસડાઇ પડે છે. વૃધ્ધ માના દિકરા પાસે આરામ ખુરશીના હાથા પર બેસી માથા પર હાથ ફેરવે છે. દલાલ ઉચું જુવે છે તેની આંખમાંથી આંસુ ચાલ્યાં જાય છે. માતા આસ્તેથી પોતાના હાથમાંના સોપારી ખાવાના બટવામાંથી એક ચોપડી કાઢે છે, અને દલાલને આપે છે. cut to.

Screen flash

ટપાલ ઓફીસની સેવીંગ બેન્કની ચોપડીમાં માના નામ પર રૂ. ૧૦,૦૦૦, ૧૦, આના ૧૦ પાઇ બતાવવાં.

Cut back to scene.

દલાલ આશ્ચર્યથી ચોપડી સામું જોઇ રહે છે. તેની મા કહે છે.

F. S.

બેટા તું મને જે રકમ મોકલતો તેમાંથી મેં આ બચાવી છે. તું એથી ફરી ધંધો શરૂ કરી શકીશ. આપણ સાથેજ મ્હેનત કરશું. દલાલ માના ખોળામાં માથું મુકે છે, અને મા માથા પર હાથ ફેરવે છે. થાબડે છે.

દશ્ય ૨૭ મું.

નાસ્તાવાળા ઓરડાનો અંદરનો ભાગ. સરલા દલાલને શોધે છે, અને ખુરશી ખાલી દેખી આગળ જાય છે તો દરવાજા પાસે તાર પડ્યો છે એ તે વાંચે છે.

Flash in.

તારનો નમુનો,

S. Kapadia.
60, Mint Road, Bombay.

Bengal cotton fails we are ruined. Saraiya.

Back to scene.

સરલા તેની માને તારની હકીકત કહે છે અને બન્ને રોષ ભર્યાં પગ પછાડતાં બીજા ઓરડામાં જાય છે. મેમાન આશ્ચર્યથી જોઇ રહે છે.

દશ્ય ૨૮ મું.

સરલાનો અંદરનો ઓરડો. સરલાની મા સરલા સાથે ધસારાબંધ દલાલ પાસે આવે છે અને મા રોફથી તાર બતાવી તે ખરો ખોટો હોવાનું પુછે છે. દલાલ તાર ખરો હોવાનું કબુલ કરે છે અને સરલાની મા તેનો તિરસ્કાર કરી

ફીલમમાં વંચાતા અક્ષરોને Titles ટાયટલ્સ કહે છે તેનો ઓછામાં ઓછો ઉપયોગ કરવો પડે છતાં દસ્ય સ્પષ્ટ સમજાય તે સારો સીનાર્યો ગણવો જોઇએ.

એક ટીકાકાર એક ફીલમના અવલોકનમાં લખે છે કે પાત્રો શી વાતચીત કરે છે તે બતાવ્યું નથી એથી ફીલમ સમજાતી નથી. આ ટીકા સીનાર્યોના મુખ્ય સિધ્ધાંતનું અજ્ઞાન બતાવે છે. લોકો દસ્ય જોવા આવે છે-ચોપડી વાંચવા નહિં. ફીલમમાં તો ટાયટલ્સ બરાબર ભાવ દર્શન વખતે રસ ક્ષતિ કરનારાં નીવડે છે અને ફીલમની કીંમતી જગ્યા વ્યર્થ રોકે છે. એટલે ન છુટકે જ તે લખાવાં જોઇએ એ ફીલમના ઉદ્યોગમાં સર્વમાન્ય સિધ્ધાન્ત છે.

વળી એજ ટીકાકાર એક અવલોકનમાં લખે છે કે ફીલમનો મુખ્ય આધાર ટાયટલ્સ છે. આ વાત કેટલા પ્રમાણમાં સત્ય છે તે સીનાર્યો લખવાની વિદ્યામાં જાણીતા થયેલા અને પ્રતિષ્ઠા પામેલા માણસના જ નીચેના વાક્ય પરથી જણાશે.

The ideal cinema play is that one which contains the least number of explanations in the form of sub-titles and screen letters.

સીનાર્યોમાં વપરાતા પારિભાષિક શબ્દો, Close up ક્લોઝ-અપ-વધારે નજીક કેમેરા રાખીને અમુક ખાસ ભાવ દર્શાવવા લેવાતું ચિત્ર.

Long shot લૉંગશૉટ બહુ દુર કેમેરા રાખી દસ્ય લેવું તે. to એક દસ્ય પછી તુર્તજ બીજું દસ્ય લાવવું હોય ત્યારે શબ્દ વપરાય છે. Fade in એક દસ્ય ધીમે ધીમે શરૂ થાય તે. Fade out એક દસ્ય ધીમે ધીમે અદસ્ય થઇ જાય તે. Flash on screen આ અક્ષરો પડદા પર બતાવો.

સીનાર્યોની બાબતમાં આ સિવાય ફીલ્મ તૈયાર કરનારાઓ, લખનાર પાસેથી એક બે વધારે પડતી આશા રાખે છે. તે ડાયરેક્ટરને અનુકૂળ થાય તેવી ટીપ. એક સેટીંગમાં (દસ્ય લેવા સ્ટુડીઓમાં ઉભો કરાયેલ ઓરડો. વિં.) કેટલાં નંબરના દસ્ય આવે છે અને બહારના દસ્યોમાં એકજ જગ્યાએ લેવાના દસ્યોની ટીપ. લખનારે પોતાનો ઘડો જલ્દી કરાવવો હોય તો જરૂર એ ટીપ લખવી.

## દાખલો.

આ સીનાર્યો માટેની ટીપ નીચે મુજબ કરવી જોઇએ.

દલાલની ઓફીસ અંદરનાં ભાગ. ૧-૩ દલાલનો મુખ્ય ઓરડો ૧૦-૧૩-૧૫-૧૭-૩૯ દલાલની માનો ઓરડો ૧૨-૧૪-૧૮-૩૩-૩૫-૨૭ તેનાજ બહાર ભાગો માટે દલાલના ઘરનો બહારનો ભાગ ૯-૧૧-૧૬-૩૧

સરલાના ઘરનો બહારનો ભાગ ૬-૮-૨૧-૨૪-૧૯

આ પ્રમાણે દ્દસ્યનો અનુક્રમ જુદો પાડવાથી અમુક વખતે કેટલા દસ્યો લેવાં છે તેનો ડાયરેક્ટરને ખ્યાલ આવી જાય છે.



# આજકાલનાં દેશી ચિત્રપટો

લખનારઃ—રા. દેશાઇ.

ગત વર્ષમાં આપણી સમક્ષ દેશી ફીલ્મ કું. ઓના બનાવેલાં ચિત્રપટો, બાહ્ય દષ્ટિએ અનેક અને વિધ વિધ રૂપે પરંતુ આંતરિક દષ્ટિએ એકજ જાતની વસ્તુ સંકલનાવાળા, રજુ થયા છે. દેશી ચિત્રપટોના પિતાઓ બ્રહ્મજ્ઞાનના પુરા પુરા અભ્યાસી હોવા જોઇએ. જેવી રીતે મનુષ્યો દરેક જુદા જુદા ઘાટ, આકાર, રૂપના હોય છે પરંતુ તેઓમાં માંસ ચર્મ અસ્થિ અને અધિષ્ઠાતા આત્મા તો એકજ હોય છે. તેજ પ્રમાણે આપણા હાલના દેશી ચિત્રપટોનું છે! ધન્ય છે એ અગમ્ય નિગંમ્ય-ના જ્ઞાન સૃષ્ટાઓને! હરકોઇ ચિત્રપટમાં વસ્તુસંકલના એકજ જાતની હોય છે. દુનિયાની અને સંસારની ફક્ત કાળી બાજુનોજ ચિતાર રજુ કરવામાં આવે છે. દુનિયામાં મનુષ્ય જીવનં ક્ષેત્રમાં અનેક અને અવનવા પ્રસંગો ઉપસ્થિત થાય છે.

ચિત્રપટોનો હેતુ જ્ઞાન, ગમ્મત અને કેળવણી છે. ઉપર કહેલી કોટીનાં ચિત્રપટોથી પ્રેક્ષકવર્ગને શો લાભ થાય છે એ સમજાતું નથી. તેઓના મગજ ઉપર એકજ જાતની છાપ પડે છે. કાળાં કૃત્યો કેમ કેવી રીતે થઇ શકે? મારફાડ દગો ફટકો, લુચ્ચાઇ બદમાસી, ઇ. આવા ચિતારો વારંવાર નિહાળવાથી પ્રેક્ષક વર્ગનું મગજ તેવા વાતાવરણને આધીન થવા જાય છે. મનુષ્ય સ્વભાવ અનુકરણ પ્રત્યે ઢળેલો હોય છે. એટલે આવા ચિત્રપટોથી પ્રેક્ષકવર્ગને હાનિ થાય છે. દેશી ફિલ્મોના જન્મ દાતાઓ માને છે, કે આ વિધના ચિત્રપટો ભેદભરમોથી ભરપુર હોવાથી (sensational) પ્રેક્ષકના મનપર સારી છાપ પાડે છે. અને કલા ત્યા આર્થિક દષ્ટિએ લાભદાયી નીવડે છે. એ માન્યતા ભૂલ ભરેલી છે એમ એઓના 'અનુભવે શિખવ્યું' હશે. આ ભાતનાં ચિત્રપટોના થોડા નમૂનાં રજુ કરીએ તો અસ્થાને ન હોઇ શકે. Vamp, વંઠેલ વિષયા, દગાબાજ દૂનિયા, નીરા, ભમતો ભૂત.

આ દરેક ચિત્રપટની વસ્તુ ગૂંથણી એકજ જાત ભાતની છે. આમ હોવાથી હરકોઇ ચિત્રપટમાં નવીનતા હોતી નથી. મનુષ્ય હૃદય અતીવ જીજ્ઞાસુ હોય છે. એકજ જાતના ચિત્રપટોથી પ્રેક્ષકવર્ગ કંટાળે છે, માટે જો ચિત્રપટોમાં દૂનિયામાં બનતાં જુદા જુદા પ્રસંગોનું બ્યાન રજુ કરવામાં આવે તો પ્રેક્ષકવર્ગને નવું જોવાનું શિખવાનું મળે. અને નવીનતાથી તેઓની જીજ્ઞાસ-વૃતિ સંતોષાય.

બીજી ત્રુટિ—દેશી ચિત્રપટોમાં વિચારો ત્યા વસ્તુની તાદસતા અને એકાગ્રતા હોતી નથી. એકજ ચિત્રપટમાં જુદા જુદા

પોતે તથા પોતાના માણસોને વિદેશી ચિત્રપટો જરૂર જોવાં અને બતાવવાં. હાસ્યરસના નમુના 'What happened to Jones?' "Why wory?" "Where was I?" "california straight ahead" જીંદગીના બીજા પ્રસંગોના ધ્યાન માટે "ten commandments," "Peocock feathers" "third alarm" "koenigs mark" ઇત્યાદી આવી ઢબના ચિત્રપટોનો લાભ લે તો દેશી ફિલ્મ કું. ના કાર્યકર્તાઓ કાંઇ શીખી ઉચ્ચ શ્રેણીના ચિત્રપટો જરૂર રજુ કરી શકે.

હવે અભિનય કળા તરફ નજર કરીએ તો આપણા ચિત્રપટોમાં અભિનય જેવું જોવામાં આવતું નથી એમ કહીએ તો ચાલે. ચિત્રપટ લેવાં પહેલાં બરાબર રિહર્સલ કરાવવા જોઇએ, પોઝ આપ્યા પછી જ્યારે માલમ પડે કે નટ નટીના મુખ ઉપર ભાવ બરાબર પ્રદર્શીત થયો છે ત્યારેજ ચિત્ર લેવું. ડાયરેકટરો આ બાબત ઉપર કાંઈ પણ ધ્યાન આપતા લાગતા નથી ચિત્ર લેતી વખતે પાત્રોને કહેવામાં આવે કે અમુક રીત પ્રમાણે ગોઠવાઈ જાઓ. તરતજ readyનો હુકમ બહાર પડે અને પછીથી steady અને ખલાસ. શોક દુઃખ વ્યથાનો ભાવ પ્રદર્શિત કરવાનો હોય ત્યારે કહેવાતા પ્રખ્યાત નટ નટીઓના મુખ ઉપર પણ ઝીણું મંદ હાસ્ય ટપકતું હોય. પત્ર હાથમાં લઈ વાંચ્યા વગરજ તેનો સાર સમજી જાય. જો ડાયરેકટરો કુશળ હોય તોજે સાધનો હોય તેનાજ વડે પ્રયાસોથી સારૂં કામ થઇ શકે. પરંતુ હાલમાં તો મહેનત વગર ખાવાની દયાનત હોય એટલે પરસેવો ઉતારવાની તસ્દી કોણ લે? લડાઇના સીનોમાં ઘણીજ ભુલો કરાય છે મહાન લશ્કર બતાવવાને ૧૫ થી ૨૦ માણસો બસ થઇ જાય છે લડાઈ ચાલે તે વખતે અરસપરસ ઘા કરાય છે પણ લોહીના છાંટા કોઇના શરીરપર કે જમીનપર જોવામાં આવતાં નથી કટાર મારે છતાં લોહી નીકળતું જોવામાંજ આવતું નથી. બધા Bloodless ઘા થતા લાગે છે. અહા! કેટલી બધી કાર્યદક્ષતા! કેટલાક સીનોમાં ખંજર મારવાની અણીપર હોય છે, પછીના સીનમાં ઘોડા ઉપર સ્વાર થઇને બચાવવા દોડતો મનુષ્ય નજરે પડે, તરતજ પાછો આગલો સીન બતાવવામાં આવે, પાછો સ્વારવાળો સીન બતાવવામાં આવે આ બધો વખત જાય એટલામાં તો ખંજર શરીરના ભાગમાં જઇ પહોંચવું જોઇએ. આવા સીનોમાં સહેજ અક્કલનો ઉપયોગ common sense કરવામાં આવે તો!

સેટીંગના કાંઈ ઠેકાણાંજ હોતાં નથી. જો ગત વર્ષમાં કોઇ પણ દેશી ચિત્રપટમાં સારૂં સેટીંગ જોવામાં આવ્યું હોય તો તે ફક્ત "નીરા"માંજ.

"Vampમાં રવીન્દ્રને ગરીબ સ્થિતિનો વર્ણવામાં આવ્યો છે. તેના ઘરમાં ટેલીફોન, કીંમતી સોફાઓ, ફરનીચર જોવામાં આવે છે. કેટલાક ચિત્રપટોમાં તો ભવ્ય હવા મહેલનાં શયનગૃહમાં એકાદ બે સોફાજ જોવામાં આવે. ન હોય કોચ, પલંગ કે બીજું કાંઇ ફરનીચર. આવી ત્રુટિઓ દેશી ચિત્રપટોમાં ડગલે ને પગલે માલમ પડે છે. ટાઇટલોના પણ ઠેકાણાં જોવામાં આવતાં નથી ભાષા તથા જોડણીની ભુલ તો હોયજ પરંતુ ગુજરાતીમાં જે કહેવામાં આવ્યું હોય તેના અંગ્રેજી ટાઇટલમાં અડધું પણ જણાવવામાં આવ્યું ન હોય જ્યારે અંગ્રેજી ટાઇટલ સંપૂર્ણ હોય ત્યાં ગુજરાતી ટાઇટલ અધુરા હોય છે. અંગ્રેજી શબ્દોની ઘણીજ ભુલભરેલી હોય છે.

કેટલીક વખત ટાઇટલો કંટાળો ઉપજાવે એવા લખવામાં આવે છે 'સમ્રાટ શિલાદિત્ય'માં એકજ જાતના ટાઇટલો જોવામાં આવે છે "કેટલાક સમય બાદ" ટાઇટલ આખા ચિત્રમાં ૨૫ વખત વપરાયલો લાગે છે.

આપણા ડાયરેકટરો આ બાબતપર પણ ધ્યાન આપતા જણાતા નથી કેટલાક ચિત્રપટોમાં સંસ્કૃતમય ગુજરાતીમાં ટાઇટલો લખવામાં આવે છે. સાધારણ પ્રેક્ષકવર્ગ જેની ઉપર સીનેમાનો આધાર છે. તેઓ આવી ઉચ્ચ સાક્ષરી ભાષા કેમ સમજી શકે? આવો નકામો ખાલ ડોળ ન કરે તો શું ખોટું? આજની એક ડઝન ફિલ્મ કું. ઓમાં ફક્ત મહારાષ્ટ્ર ફિલ્મ કું. ની કૃતિઓમાં ક્યાંક જોવા જેવું હોય છે. કળાની દૃષ્ટિએ એનાં ચિત્રપટો પ્રસંશનીય હોય છે. પરંતુ એ ચિત્રપટની વાર્તા દમ અને રસ વગરની હોય છે એ કું.ના ડાયરેકટરો આગળ ઉપર એ ભુલ સુધારશે એમ ઇચ્છી શકીએ.



# EXPERIENCE OF A WEL-KNOWN ACTRESS

In cinema pictures *standard* and system of work, plays a very prominant part, towards the success or failure of the picture. By standard I mean the story or the cenerio which should be so selected as it will appeal to the public mind, I mean a story which has a 'Grip' or a 'catch' in it, and something new for the public to see, and learn. It should not be a simple *Tomjack* story, denoting the every day life—No.—we have enough of it every-day in our practical life! What the public wants is—"Something New" something striking and out of the commons!

By system I mean the organisation or the distribution of labour, which should be, so arranged, and selected, as it will give the real effect, to the story and no character should be selected simply to fill in the places The Director should very carefully go through the story, and then find out from the staff fitting characters, who are able to develop the character in a sence and effect, as originally desired by the writer. The director or the actor should never try either to mitigate or exaggerate the effect of the sence of the character. This will best be managed with the co operation of the writer and the Director should carefully watch the desired effect in each scene.

Looking to the present production and the way of working of the present producers barring perhaps one or two I believe the system is (with the apology of the producers) faulty from A to Z so much so that if the picture be actually seen on the screen by the writer I am afraid, he will have to console himself with tears; tears; and sighes!! and this is only the result of improper direction, faulty acting and unnecessary interfearence of persons, who think they know "a good deal" which as a matter of fact they know nothing. An Actor in A Company becomes a Loger-Head with the Proprietor, chucks the job and becomes Manager in B Company. I do not mean that subordinate characters should not be developed in to higher ones, what I mean is fitting and promising characters, should always be encouraged to come forward, as they are bound to come, provided due facilities given to them and no unbecoming choice or favouratisim should take its place This will clearly be understood from my personal experience which I quote here for an example. It happened in a certain Film Company where I was working, one day while I was just entering, the Director told me that I was immediately to prepare myself ready for the heroine, with such and such a dress, as I was going to my room, his Assistant came up and told me on the stairs, that the Director had changed his mind, and I am to be ready for the *sister of the heroine*; well, accordingly I got myself busy with the new version when after fifteen minutes the Proprietor turned up and asked me to put on an Angel's dress! Just imagine, my position and the three different roles allotted to me during such a short space of time. Under these circumstances how is it possible for an Actor or Actress to stand up to the occasion and act, in true sense of the part of the character? what should be, I believe is, that every Actor or Actress shou'd be given a brief of the role he or she has to act and then during the reharsal the Director should see and watch that he or she acting the role, and then start the work, this present *random* and directing on the spur of the moment wont's do; I mean it can't be a success.

Another thing of late I have roticed is the tendency of our Directors to *immitate.* He will not take the trouble of adding something new for instance in the 'love scenes' now a days the Director will ever consider the scene complete unless the lover kisses his sweatheart, alas! if it were so, where is the necessity of going to see this being done on the screen? Is not every lover and his sweatheart familiar with this experience? What does the public get out of it? The public wants to learn something, the public is there anxious to take some lesson instead of which they get this dirty exibition of morality! I remember once, when such a scene was going on, in a cartain Company the Director was insisting on the lover to kiss his sweatheart, who flatly refused to be kissed; threats, commands from the Director followed as a result the lover did kiss! inspite of her wishes! *Poor Dear both of them!!* when I saw this scene on the screen it was a great wrestling match instead of a love scene! I need not add the result, *the portion was cut off.* Of course this may look very well to a Western mind for this is his common experience, and kissing in the street, and while parting it is considered a mode of etiquette to do such thing. As for our social life such thing will never be appreciated or accepted as a good piece of work or acting. Everyone is aware without telling the ways of love, then why this indecent exhibition of downright, low acting? Just imagine a decent lady of society sitting in a Box with perhaps with her brother or father will she ever appreciate such scenes? I recommend the *Directors* and Proprietors to watch such ladies watching such scenes, and their faces, and their embrassment! were the ladies given to have their own way about their feeling, they will no doubt start directing the Directors away!

I have thus tried to subscribe a few *the personal touches to the growing* [illegible] Art of India, which in its infancy is doubt a foundation landmark, for our [illegible] *White and Grace Diamonds. It is a fair* [illegible] of our Cinema Exhibition that we are after American fights or [illegible] indecencies. We are attempting to [illegible] our social weaknesses and historical sense patriotic pride. One caution to [illegible] Producers and especially to capitalists is that they should not mind the call of their encouraging actors, for *better prospects* but should try to reap their harvest by sound cooperation. Art and Capital aught to go hand in-hand, on this principal alone Wester Science is at its top today, and our infant art stakes its life on our young heroin and heroes which should not change their places off and on from one Film Co., to another.

BAI FATEHMA BEGAM.

---

# સીનેમાની બાલ્કનીમાંથી.

(લેખકઃ-શ્રી. મસ્તરામ.)

"ઓ હો! કસ્તુર કાકા? કેમ છો?"

"ઠીક છે. બચ્ચા"

"પણ કાકા તમે આજે અહિં ક્યાંથી? આ પંખેરુ ક્યાંથી ઉપાડી લાવ્યા?"

"મુર્ખા જરા સભ્યતા રાખ! આતો તારી નવી કાકી છે!"

"ભૂલ્યો કાકા! માફ કરજો! હવે મને સમજ પડી કે તમે નવી કાકીને "મુંબઇની શેઠાણીની" ફીલમ જોવડાવવા આજે ખાસ લાવ્યા છો!"

"તેમાં શું ખોટું છે? તમે જુવાનીઆઓ! હુતો-હુતી દુનિયાની મોજ ઉડાવો અને શું બુઢ્ઢાઓએ પાપ કર્યાં છે?"

"નહી રે કાકા? એમ બને? બુઢ્ઢાઓ જુવાનીયાથી બમણું ખેડે એ પ્રાચીન પ્રથા છે."

ઉપરોકત વર્તાલાપ કાંદાવાડીમાં રહેનાર કસ્તુરચંદ કાકા સાથે સીનેમાની બાલ્કનીમાં હું ચલાવી રહ્યો હતો. કસ્તુરચંદ કાકા રમુજી સ્વભાવનાં, વિલાસી વૃત્તિના, અને રસિક ભાવનાના બુઢ્ઢા પતંગીયા હતા. ધનવાન, યશોમાન, કીર્તિમાન હતા, મુંબઇના સરકારી પદ્વિધર હતા અને કાંદાવાડીમાં બે પેઢીથી વસી રહ્યા હતા તથા પકકા મુંબઇગરા હતા.

હું તેમનો નિકટનો જુનો આડોસી અને પાડોસી હતો, તેમજ એક જુવાન રમુજી સાથી હતો. ફરક માત્ર એટલોજ હતો કે મારા મુરબ્બી કાકા સફેદ થયેલા વાળને કલપ લગાવી યૌવનનો દમામ દુનિયાને દેખાડવાનો પ્રયત્ન કરતા હતા ત્યારે હું મારી નવીન લેખીનીને કસવાનો અને તે વડે એક મહાન્ સીનારીયો રાઇટર બની દુનિયાને ચક કરી નાંખવાનો પ્રયત્ન કરતો હતો.

મારી અને કસ્તુર કાકાની આટલી ઓળખાણ આપ્યા બાદ હવે હમારો આગળનો વર્તાલાપ ચાલુ કરું છું.

"કાકા તમે જેવા રસિક છો, તેવી રીતે મારાં નવી કાકીને પણ રસીકા બનાવી દો. આવી આવી સામાજીક ફીલમો હમેશ બતાવો, નવું ઉંચુ સાહિત્ય વંચાવો! મીટીંગોમાં, ભાષણોમાં-સભા-પરિષદમાં ભાગ લેતાં થાય તેવાં ઉત્સાહિત કરો! તેમાં મારી તો ખાસ ભલામણ છે કે નવાં કાકીને હવે જુનું સાહિત્ય વંચાવશો નહિ. હાલની વીસમી સદીના છઠ્ઠા દશકાનું તાજેતર નવીન સાહિત્ય-તેમાં વળી ઓરેન્જીકાનું ખાસ વંચાવો. વળી ભલામણ કરું છું કે સાક્ષર શ્રીમતી લીલાવતી બહેનનું લખેલું રેખાચિત્ર તો જરૂર વંચાવશો! મીરાંબાઇ, જનાબાઇનાં આ ભ્યાનો વંચાવશો તો તો જે કંઇ રસકસ નવા કાકીમાં હશે તે પણ ઉડી જશે માટે કાકા! કાકીનામાં રસિકતા આણવાને બહુ બુદ્ધિથી કામ લેજો-લેવાનું છે. શું સમજ્યા?"

કસ્તુરચંદ કાકા મારું આ ભાષણ સાંભળી રહ્યા હતા. ત્યાં ફીલમમાં એક પ્રસંગ જોઇ એકદમ ચણચણી ઉઠયા! "અહિંજ સીનેમાવાળા ગંભીર ગોથું ખાય છે. મને સમજ પડતી નથી કે બુઢ્ઢાને બાલિકા સાથે પરણાવી તુરતમાં જ બુઢ્ઢાને શા માટે મારી નાખે છે. કેટલું અગડમ્ બગડમ્ છે. લેખક લોકોની અકલ ખુટી લાગે છે. એને ખબર નથી કે બુઢ્ઢા જેટલું લાંબુ જીવે છે તેટલું જુવાનીઆ ટુંકું જીવે છે."

\+ ÷ +

સીનેમાનો શો ખલાસ થયો. હું કાકા અને નવી કાકી બાલ્કનીમાંથી બહાર નીકળી જરા બહાર ગેલેરીમાં હવા ખાવા બેઠાં હતાં. મેં સોડા મંગાવી. હમે સોડા પીવાની શરૂ કીધી સોડા પૂરી પીધી! વચમાં જરા મારાથી સહજ્યું ન રહેવાયું ને બોલાઇ જવાયું કે "કાકીએ સોડા પીવાનો અભ્યાસ રાખ્યો છે, તે વખાણવાને પાત્ર છે સમજ્યા કાકા!"

હમે વીકટોરીયા કરી ઘેરે આવ્યા. વાંચકને હું ઉપર દર્શાવી ગયો છું કે હું કાકા-કાકીનો નીકટનો આડોસી પાડોશી હતો. બાળ બચ્ચાં વિનાનો, ઘરબારની ઉપાધી વિનાનો-અને કામ ધંધા વિનાનો-પરોપકારી પાડોશી હતો.

વિકટોરીયામાં કાકાએ જરા રસિક સ્વભાવથી કહ્યું, "મુંબઇની શેઠાણી" વાળી રસિક ફીલમ તારી કાકીને ઠીક ગમી છે. હવે એવી બીજી સારી રસિક ફીલમ જોવાલાયક હોય તો કહેજે. તારી કાકીને બતાવીશું."

હમે છુટાં પડયાં. પણ વીકટોરીયામાં જે એક પ્રસંગ બન્યો હતો તે જો અત્રે રજુ નહિં કરૂં તો વાંચકોનો દ્રોહી ઠરું તેમ છું, માટે પૂરી સભ્યતાથી અશ્લીલ નહિ એવા ભાવોમાં તે પ્રસંગ જણાવું છું.

બન્યું એમ કે નવાં કાકી મારા સામું ટગર ટગર જોતાં હતાં. મને તેમનાં નયનો સેજસાજ મસ્તીભરેલાં માલુમ પડતાં હતાં.

હું સભ્યતાની ખાતર તેમની દ્રષ્ટિ સાથે મારી દ્રષ્ટિ મેળવતો નહોતો. હા, રાત્રી હતી, પરંતુ રસ્તા પરના ઝગઝગતા પ્રકાશમાં અન્યોન્યના દ્રષ્ટિભાવો પ્રત્યક્ષ સમજી શકાય તેમ હતું. હું નવી કાકીનો દ્રષ્ટિભાવ સમજી શકયો હતો પણ મેં તે વખતે ખાસ ધ્યાન ઉપર લીધું નહોતું. અને કાકા સાથે બીજી ત્રીજી વાતો કરવામાં ગુંથાઇ ગયો હતો.

હું મારી રૂમમાં ગયો, કલાક દોઢ કલાક પથારીમાં પાસાં ઘસ્યાં પણ ઉંઘ આવી નહી. બત્તી સળગાવી સ્ટોરી લખવા બેઠો, પણ વિચારો નવી કાકીની દ્રષ્ટિના આવતા હતા. રોકયા રોકાય તેમ નહોતા! અટકાવ્યા અટકે તેમ નહોતા!! ભૂલ્યા ભૂલાય તેમ નહોતા!!!

મને એજ વિચાર આવ્યો હતો કે કાકાએ નવી કાકીને રસિક બનાવવાનો પ્રયોગ ચાલુ કીધો છે તો ખરો પણ તેમાં કાકા પકડી નીવડે તો પ્રભુનો પાડ સમજવો! કાકા આમને આમ સીનેમાની બાલ્કનીનો સ્વાદ નવી કાકીને

રોજ ચખાડશે તો તેનો અપચો કાકીને જરૂર લાગશે. કાકા ખુશ થયા પણ ખબર નથી કે સીનેમાની બાલ્કનીમાંથી સીનેમાની ફીલ્મો કરતાં કાંઇ ઓરજ ચીત્રપટો સરજાય છે!

હશે, કાકાનાં નવી કાકી છે! તેમાં આપણે શું! કદાચ નવી કાકી આવતી કાલનાં ભાગ્યસુષ્ટા કેમ ન હોય? ખુદા જાણે મારા કાકાના અને કાકીના તગદીરમાં શું લખાયેલું છે!

× × ×

"શેઠ હું આજ છ માસથી રોજ આપની પાસે આવું છું, પણ મને ચાન્સ આપતા જ નથી, હવે તો ચાન્સ આપો?"

"વાહ કેમ નહિ! જરૂર હવે તમારી સ્ટોરી હાથ પર લઇશું! જુઓની, મી૦ વેદ હજી તમારી સ્ટોરીઓમાં કચાશ છે. જોઇએ તેવાં એકશનો સ્ટોરીમાં આવી શકતાં નથી, માટે હજી જરા તમારી કલમને કસતા રહો અને અદ્ભુત એકશનોવાળી ઉંચી સ્ટોરી લખતા રહો. તમારે માટે સારી આશા સંભવે છે. લ્યો જરા ચાહને ઇન્સાફ આપો." શેઠે મને સાંત્વન આપ્યું.

"શેઠ, આપ મારા પ્રત્યે આટલું માન ધરાવો છો તેનો ઉપકાર માનું છું. અને મેં તમને ગયા અઠવાડીયામાં જે સ્ટોરી આપી છે તે મને પાછી આપશો તો વધુ ઉપકાર માનીશ" મેં ચાહ પીતાં પીતાં શેઠને સ્ટોરી પાછી આપવા જણાવ્યું.

"તમે તો ભલા આદમી છો!" શેઠે વણીક હાસ્ય કરી જવાબ આપ્યો. "તમારા સ્ટોરી પાછી આપવાને મને વાંધો નથી પણ તે લઇ તમે શું કરશો? અંતે પાછી મને જ આપવાનો વખત આવશે, માટે મારી પાસે પડી છે તે ઠીક છે. કોઇ દીવસ પણ તમારી સ્ટોરીનો સારો ઉપયોગ થશે."

હું શેઠની મધુર વાણીમાં લુબ્ધ થઇ આગળ જરા પણ બોલી શકયો નહિ. હું સમજી શકતો હતો કે શેઠે આવી મધુર વાણીના પ્રભાવે મારી સાત સ્ટોરીઓ પડાવી લીધી હતી, અને મારી સ્ટોરીમાંથી મલાઇ કાઢી લઇ તેનો ઉપયોગ કરતા હતા. તેમનો એક કોન્ટ્રાકટર સિનારીઓ રાઇટર એવો તો તાકડમચીબાજ હતો કે તે જુની વાતોમાં નવું કલ્પીત ઉમેરી, તેમજ મારા જેવાની સ્ટોરીઓમાંથી મલાઇનો ઉપયોગ કરી નવી સ્ટોરી નવા નામે ઉપજાવી કાઢતો હતો. આથી મારા જેવાની દાળ સીજતી નહોતી; તો પણ હું આ બધું પોતાને માનપ્રદ સમજી શેઠની સાથે સંબંધ રાખી રહ્યો હતો અને કુંપનીમાં માથુ મારી રહ્યો હતો. કારણ કે મને ખાત્રિ હતી કે આમ કરવાથી લોક ફાવીશું.

શેઠની પાસે મારા જેવા ઘણા સ્ટોરી લેખકો આવતા જતા હતા અને જેની સ્ટોરીમાં કાંઇક માલ જણાયો કે તે શેઠ દબાવી બેસતા હતા અને તેવા લેખકોનો કરતા નહોતા, તો પણ મારી સાથે તો શેઠે નીભાવી હતી અને સીનેમા જોવા સારૂ કોમ્પલીમેન્ટરી આપતા હતા અને કંઇક મારી કદર થાય છે એવી મારા ઉપર પાડવામાં શેઠ સફળ થતા હતા.

* * *

હવે નવી કાકી ઉર્ફે ચંપા કાકી પૂર રસિક બન્યાં હતાં. બે માસ ઉપર કાઠીયાવાડનું ગામડું છોડી અત્રે આવ્યાં હતાં ત્યારે તેમનો સીન અને હાલની રોનક વચ્ચેનો ફરક દીવેલનું કોડીયું અને ઇલેકટ્રીક બત્તી જેવો હતો.

કાકાએ પોતાની જુની આંખોએ નવા તમાશા જોવાની હોંશથી કાકીને સકળગુણસંપન્ન બનાવવા સારૂ વિવિધ વ્યવસ્થાઓ યોજી હતી. મ્યુઝીક શીખવવા સારૂ એક પારસી મ્યુઝીક માસ્તરને રોકયો હતો. આ પારસી જેન્ટલમેન એક પારસી એમેચ્યુઅર નાટક કંપનીમાં નાટક કંપનીનો મ્યુઝીક માસ્તર હતો. અને તે એવો કે જેક ઓફ ઓલ અને માસ્તર ઓફ નન! સબમેં અધુરા કોઇ બાતમેં નહિ પૂરા!!!

ચંપા કાકીને સીનેમાનો ઘણોજ રસ પડયો હતો. મુંબાઇના પ્રખ્યાત સીનેમાઓની બાલ્કનીમાં બેસી રસિક ફીલ્મ જોવાનો આબાદ શોખ લાગુ પડી ગયો હતો!!! ફકત જોવાનો શોખ જ લાગુ પડયો હોત તો ઠીક હતું, પણ તેમ ન હતું. વાત એથી પણ આગળ વધી હતી. વેલ આધાર મળતાં જેમ વધતી જાય છે તેમ ચંપા કાકી રસિકતામાં બહાદુરીથી આગળ વધતાં હતાં. ફીલ્મમાં એકટ્રેસોની એકટીંગ, તેના ડ્રેસોની સ્ટાઇલ, નકલી સૌંદર્ય દર્શાવનારું મેક અપ, કુણું કલેજું કોરી નાખે તેવી અદા, હાવભાવ અને જાદુ ભરેલાં નયનોનું શિક્ષણ લેવામાં કાકી પૂરાં ફતેહમંદ નીવડ્યાં હતાં! હવે તો દરેક પ્રહરે ડ્રેસ બદલવાની, પાવડર કરવાની અને જેમ શાકવાળી ભાજીને પાણી છાંટીને તાજી રાખે તેમ કાકી પળે પળે કબાટના લુકીંગ ગ્લાસમાં ડોકીયાં કરી પોતાની સૌંદર્યતાને ટાપટીપથી તાજી રાખવામાં જરા પણ ચુકતાં નહોતાં. આટલી હદે કાકીની પ્રગતિ થતી નીહાળી કાકાના મનમાં તો સ્વર્ગ નીચે આવ્યું એમ ભાસવા લાગ્યું હતું. કાકાએ કાકીને ચાલુ જમાનાને પોષાતી સંપૂર્ણ છુટ છાટ આપી હતી. પછી હમારી મેના-કાકી બે પાંખો ફફડાવી વિલાસ ગગનમાં ઉડ્ડયન કરે તેમાં શું નવાઇ હતી? જરા પણ હોયજ નહિ.

આસ્તે આસ્તે નવી કાકી એક એક ડગલું આગળ વધતાં હતાં. હવે થોડા દિવસ થયાં કાકી પોતે એકલાંજ સીનેમા જોવા આવતાં હતાં. કાકા બીચારા! વેપાર ઉદ્યોગના ધધારાગાથી નવરા થઇ શકતા નહોતા. તેમજ વળી સીનેમા જોવાથી તેમની આંખોને અસર થતી હતી.

આવાં કારણોને લીધે કાકાએ કાકીને એકલાં સીનેમા જોવાની સ્વતંત્રતા રાજી ખુશીથી અને અક્કલ હોશીયારીથી આપી હતી. કાકા એમ માનતા હતા કે આજકાલની ઉછરતી યુવતિઓ સ્વતંત્રપણે, સંકોચ વિના કાઉન્સીલ, મીટીંગ, સભા, નાટક, સીનેમામાં જઈ શકે તોજ હિંમતવાન નીવડે છે. તો પછી આટલી સ્વતંત્રતાની હદે કાકી હીંમતવાન નીવડે એમાં કાંઈ શક ખરો કે !

પ્રિય વાચક ! તું આગળ વાંચ તો ખરો ! અરે તારા ! અરે નહિ, ભૂલ્યો આપણાં નવાં કાકી કેવાં હીંમતવાન નીવડી ઇન્ડીયામાં કેવી નામના ગજવે છે તે તું ત્યારે જ જાણીશ કે નવાં કાકીને તટસ્થ દ્રષ્ટિથી જોતો રહેશે ત્યારે ! !

કાકીના કુણાં કાળજામાંથી એક સંકલ્પ ઉપજ્યો હતો. બન્યું એમ કે મોજમજાહના ખાસ સીનેમા અંક ઉપર સીનેમાની મશહૂર ત્રણ એક્ટ્રેસોનું "ત્રિપુટી ચિત્ર" જ્યારથી કાકીની નજરે પડ્યું, ત્યારથી એજ સંકલ્પ ઉપજ્યો કે હું પણ સ્ત્રી જાત છું. આ ત્રણ એક્ટ્રેસોનું ચિત્ર આવ્યું છે તે પણ સ્ત્રી જાત છે, હું પણ તેમના જેવી મશહૂર એક્ટ્રેસ કેમ ન નીવડું ! તેમની જેમ મારૂં ચિત્ર દુનિયાની દ્રષ્ટિએ કેમ ના આવે !

ફક્ત આ સંકલ્પના લીધે કાકીના હૃદયમાં સીનેમાની એક્ટ્રેસ થવાનો વિચાર ઘુંટાયા કરતો હતો, અને કયા રસ્તેથી કામ લેવું તેની ગુંચવણમાં ગોથાં ખાતાં હતાં.

એક દિવસે સાંજે સીનેમાની બાલકનીમાં કાકી સાથે મારો સીધો ભેટો થવા પામ્યો હતો. હું શેઠની કોમ્પલીમેન્ટરી પાસ લઇ ખુદાબક્ષ જોવા ગયો હતો. તે દિવસે કાકીને મેં એકલાં આવેલાં જોઇ માપી કાઢ્યું કે "હવે મગમાં પગ આવ્યા ખરા !" હું જરા લોકની ટીકાથી ડરતો હોવાથી કાકીની સાથે બેઠો હતો પણ વચ્ચે એક ખુરસી ખાલી મૂકીને બેઠો હતો એટલી સભ્યતા મેં સીનારીયો રાઇટર છતાં જાળવી રાખી હતી, તો પણ કાકી મારી સભ્યતા ઉપર છમરકો વાળી મારી નજીક ખાલી ખુરસીમાં આવીને બેઠાં અને કેટલોક વાર્તાલાપ શરૂ કર્યો.

"તમે કેમ મળતા નથી ? હું તમને મળવા ઘણી તલસી રહી છું" કાકીએ વાર્તાલાપની શરૂઆત કીધી. મી૦ વેદ ! હવે તમે સીનેમાના સ્ટોરી લેખક થયા એટલે હમારો ભાવ ક્યાંથી પૂછો ? એ તો ઠીક પણ એક ખાસ બાબતમ મારે તમારી સલાહની જરૂર છે શું તે મને સલાહ આપી શકશો ?"

"અલબત ઘણી ખુશીથી કહો, એવી શી ખાસ બાબત છે ?"

"તાન ખાનગી છે, પ્રાયવેટ છે, સમજ્યા ! જુઓ સાંભળો ! મારે સીનેમાની નટીઓની માફક નામના કાઢવાનો તીવ હેતુ છે. આ હેતુ સીદ્ધ કરવા માટે જ મારે તમારી સલાહની ખાસ જરૂર છે."

આ વાક્ય સાંભળતાં જ મને અજાયબી તો લાગી પણ તુરત મારા મનમાં જ સ્પષ્ટતા થઇ કે અલબત, કાકીને આવા વિચારો ઉપજે એમાં આશ્ચર્યની વાત નથી, પણ કાકાએ આપેલી સંપૂર્ણ છૂટ અને સીનેમાની બાલ્કનીના રૂડા પ્રતાપ છે !

"કાકી, આ તમારો વિચાર કાકાને રુચ્યો છે ?" મેં પ્રશ્ન પૂછ્યો.

"અરે તારા કાકાએ તો મને સંપૂર્ણ છૂટ આપી છે પછી પૂછવું જ શું ?

"તો તમારો ચોક્કસ વિચાર છે ને ? હું આવતી કાલે જ મારા શેઠને વાત કરીશ અને તમને બે ત્રણ દીવસમાં તેમની સાથે મુલાકાત કરાવી એજ કુંપનીમાં રખાવી આપીશ. પછી છે કાંઇ ?" મેં કાકીને સંતોષ થાય તેઓ ખુલાસો કર્યો.

બીજે દિવસે મેં મારા શેઠને ચંપા કાકી વિષે જરા ઇસારો કર્યો. મોકો ઘણોજ સારો હતો. કારણ કે તે વખતે બીજી બે ત્રણ સીનેમા ફીલમ કુંપની ઉભી થવાની ભારે ધમાલ ચાલતી હોવાથી અને તેના લીધે શેઠની કુંપનીમાંથી નટીઓની તેમજ સીનારીયો રાઇટરની નાસભાગ થતી હોવાથી શેઠને એકાદ બે નવીન ગુજરાતી નટીઓની ખાસ જરૂર પડી હતી. તેમજ હવે તેમને મારી સ્ટોરીની પણ અગત્યતા જણાઇ હતી. મેં જરા શેઠને આંગળી આપી એટલે તો મારા પ્હોંચાને વળગી પડ્યા ? અને હું એ સંબંધમાં બીજા સવાલો પુછું તે અગાઉ શેઠે મને જણાવ્યું કે "હાલજ ચાલો, નવીન નટીને ત્યાં. આપણે સેટલ કરી નાખીએ. મારા સ્ટુડીયોમાં શીટ આવશે તો સારો પગાર આપીશ, યોગ્ય કદર કરીશ તેમજ મી. વેદ ! તમારો ઉપકાર પણ ભૂલીશ નહિ."

શેઠ પીગળ્યા ! બરાબર પીગળ્યા ! હવે મારૂં પણ કામ કાઢવાનો અચ્છો મોકો છે એમ જાણી મેં શેઠ સાથે શરત કરી કે શેઠ એ બધું ખરૂં પણ એ નવીન નટી તમારા સ્ટુડીયોમાં ક્યારે કામ કરશે કે જ્યારે મારી સ્ટોરી ફીલ્મમાં ઉતારશો ત્યારે. એ નવીન નટીએ પ્રથમ મારી સ્ટોરીમાંજ કામ કરવાનો નીશ્ચય કર્યો છે."

શેઠે મારી સ્ટોરી ઉતારવાને કબૂલ કર્યું, અને મને એડવાન્સ રૂપીઆ બસો પણ આપ્યા ! ચાલો મારૂં કામ તો થયું !

ચંપા કાકીને શેઠ સાથે અને શેઠને ચંપા કાકી સાથે મુલાકાત કરાવી દીધી ! જો કે ચંપા કાકીને સીનેમાની લાઇનના કામનો જરા પણ અનુભવ નહોતો તો પણ તેમનું ચાંદની સ્વરૂપ, સુમનસૌંદર્ય, મોહક કાંતી, તીરછાં જાદુ ભરેલાં નયનો, સીંહણ જેવી પાતળી લચકાતી કમર, હંસ

ગતી જેવી મદમાતી ચાલ! સ્મિત હાસ્ય અને દુર્ભેદ્ય દિલ્લાને વીંધે તેવાં નયનશર!, આટલી (ક્વોલીફીકેશન્સ) લાયકાતથી તે શેઠની પરિક્ષામાં પાસ થઇ સરટીફીકેટ મેળવી શકયા હતા.

શેઠની કુંપનીમાં ચંપા કાકીનું સેટલ થઇ ગયું! પણ તે કેટલાક ખુલાસા સાથેઃ—

ચંપા કાકી એક જીવતા શ્રીમંત ગૃહસ્થનાં ધણીયાણી, એક આબરૂદાર ઘરની ઝળકતી ઇલેક્ટ્રીક બત્તી, તેમજ કુલીન કુટુંબના ખાનદાની સફરજન હોવાથી તે પોતે કોઇ પણ જાહેર પાર્ટમાં કામ કરી શકશે નહિ, આ તો સીનેમામાં નટી તરીકે કામ કરવાનો ખાસ શોખ થવાથી અને ઉમંગ આવવાથી તેવણ ખાસ રહેલાં છે, માટે છ્દ્મ વેષી સ્ત્રીનું કામ કરી શકશે. રોજ બારથી પાંચ દીવસના કામ આપી શકશે, અને પગાર રૂ. બસો ઠરાવવામાં આવ્યો છે તે તેમના વતી મી. વેદ લેશે. વીગેરે ખુલાસા થી ચંપા કાકીનું સેટલ થઇ ગયું હતું.

કસ્તુર કાકાને તો રોજ ચાંદલીયો જોવો અને કાકી જોવી એ સરખુંજ હતું. કાકી પણ કાકાને બહુતી સ્નેહ દર્શાવી રીજવતાં હતાં. કાકી રોજ દીવસના સીનેમા કુંપનીમાં જાય છે એ કાકાના જાણવામાં કદાચ આવે તો કાચું કપાઇ જાય તે અગાઉ ચબરાક ચંપા કાકીએ જણાવી દીધું હતું કે હું મહીલા મંડળની સભ્ય થઇ છું. નાટક, કવિતાઓ રચવાની, નૃત્ય સંગીત શીખવાની ઉચ્ચ કેળવણી લેવા સારૂ રોજ મંડળમાં બારથી પાંચ સુધી જાઉં છું."

કાકાને તો આ ઘણુંજ રૂચીકર લાગ્યું. કાકીને ધન્ય વાદ આપવા લાગ્યા. અને જમણા હાથની હથેલીમાં અધર રાખવા લાગ્યા! વાહ રે વાહ કાકીના કાકા!!!

શેઠની કંપનીમાં મારી સ્ટોરીના ફીલ્મ ઉતરી. તેમાં ચંપા કાકીએ એક માહુદી બુરખાવાળી સ્ત્રીનું કામ કર્યું હતું. ફીલ્મ સામાજીક હતી. તેમાં રથીદાનું પાત્ર તેજ ચંપા કાકી સમજી લેવાં!!!

પહેલી વખતની ફીલમમાં ચંપા કાકીએ કાંઇ કરી બતાવવાથી તેમજ લોકોના દીલમાં ચંપા કાકી પ્રિય પડવાથી શેઠે ત્રણ વર્ષનું એગ્રીમેન્ટ કરી ચંપા કાકીને એન્ગેજ કરી લીધાં. હવે ચંપા કાકી લેડી મધુરીના નામથી બહાર આવ્યાં. પણ લોક મહીનાઓ સુધી જાણી શકયું નહોતું કે 'લેડી મધુરી' એક શ્રીમંત ગૃહસ્થના ધણીઆણી ઉર્ફે ચંપાકાકી હતાં.

આ સાથે મારો તકદીરનો સીતારો પણ પુર બહારમાં ચમકવા લાગ્યો અને શેઠ પાસે મારૂં પણ એગ્રીમેન્ટ કરાવી લીધું, કે "બે વર્ષમાં વીસ સ્ટોરી, આપવી અને તેના રૂપીઆ ત્રીસ હજાર પાંચ હપ્તે મારે લેવા વીગેરે."

જોયું મારા મહેરબાન દુનિયા કેવી છે? જેમ રામ નામે પથ્થર તરે, દેવ ભેગો પોઠીયો પુંજાય, તેમ ચંપા કાકી ઉર્ફે લેડી મધુરીની ભેગા મારી કીંમત પણ અંકાઇ ગઇ! જે હું પોતે છ માસ ઉપર શેઠને આજીજી કરીને અધમુઓ થઇ ગયો હતો, શેઠનાં તળીયાં ચાટી ખુશામત કરી, નાકે દમ આવ્યો હતો, છતાં મારી દાળ સીજતી નહોતી તે હવે લેડી મધુરીના પ્રતાપે, શેઠની કુંપનીમાં મારી અચ્છી રીતે વાહવાહ થઇ રહી હતી. કેમ જોયું ને? કેવી છે દુનિયા અજાયબીનો બજાર?!!

મુંબઇમાં ગઇ સાલ જરા મેલેરીયાનું જોર વધારે હતું, એ મેલેરીયાએ ગાયવાડીમાંથી સ્ટારટીંગ લીધી ભુલેશ્વર, સી-પી ટેન્કની બરાબર ખબર લઇ કાંદાવાડીમાં પધરામણી કરી હતી. તેમાં હમારા કસ્તુર કાકા સપડાઇ ગયા હતા. ડોકટર રેજેની દવાએ કામ તો ઠીક બજાવ્યું હતું પણ યમરાજનો દુત કસ્તુર કાકા ઉપર વોરન્ટ બજાવવા સારૂ નીકળી ચુકેલો હોવાથી કાકા ઉપર નીમોનીયાએ સ્વારી કરી અને ફકત બે કલાકમાં ઇન્સાફ કરી નાંખી કસ્તુર કાકાને યમદુતને હવાલે કરી દીધા. બસ મામલો ખતમ! ચંપા કાકી પીપળપાન જેવા કસ્તુર કાકાને ગુમાવી બેઠાં?

શું ત્યારે ચંપા કાકી યાને લેડી મધુરી વીધવા થયાં? સમાજ અને ધર્મની દૃષ્ટિએ તો ચંપા કાકી વીધવા થયાં હતાં પણ સીનેમાની એકટ્રેસ લેડી મધુરીને વીધવા થવું ગમતું નહોતું. હાલના સુધરેલા જમાનામાં સુધરેલી બાળવિધવાઓ જે વસ્ત્રાભૂષણ જે રીતનો કેશકલાપ રાખે છે તે ઉપરથી તો તે બાળ વિધવા છે કે સધવા છે તે પણ ઓળખવું મુશ્કેલ થઇ પડયું છે. ફકત કપાળમાં કંકુના ચાંલ્લા સિવાય હરેક પ્રકારની સધવાના જેવીજ ટાપટીપ કે બાળ વિધવાઓ તેમજ પ્રૌઢ વિધવાએ હાલના સમયમાં રાખતી હોવાથી આપણી હિંદુ સમાજની ઉચ્ચ કોમની વિધવાઓને હવે વૈધવ્ય દશામાં બહુ નાનમ લાગતી નથી તેમજ કેટલીક વિધવાઓ એમ પણ માને છે કે પતિબંધનમાં સપડાયેલી પરતંત્ર સધવા કરતાં આપણે સ્વેચ્છાચારી નિર્બંધ સ્વતંત્ર વિધવા વધારે સુખી છીએ.

આવી માન્યતા ચંપાકાકીની હોવાથી ચંપાકાકીએ કપાળમાં કંકુના ચાંલ્લાને પતિ પાછળ પરલોક પહોંચાડી બાકી તમામ વેષ કાયમ રાખ્યો હતો એટલે આપણાં લેડી મધુરી નહિ સધવા અને નહિ વિધવા એટલે અડધાં સધવા અને અડધાં વિધવા જેવાં હતાં. જાણે દાઢ ડખલ દુધની ચાહ!

કાકાના મૃત્યુ બાદ કાકી પરથી પરતંત્રતાનો બોજો હલકો થયો.

થોડા દિવસ જરા મનમાં કાકા માટે લાગ્યું હતું, પણ દુખનાં ઓસડ દહાડા, તે મુજબ દીવસો ગયા ને કાકા કાકીના મનમાંથી વીસારે પડયા.

હવે તો કાકી લેડી મધુરીના નામથી જગજાહેર થતાં. સીનેમાની ફીલ્મમાં એક પછી એક એવાં કામો કરી બતાવવા લાગ્યાં કે જેની વાહવા હિંદુસ્થાનના ખૂણે ખૂણામાં થવા લાગી હતી.

વાંચકો ! હું પણ કાંઈ જાઉં તેમ નહોતો. સીનારીયો રાઇટરમાંથી હું પણ એક સીનેમાં એકટર ફુટી નીકળ્યો હતો. મારાં વખાણ મારા પોતાના મોઢેથી કરવા તેનાં કરતાં હમારા શેઠને પૂછી જોશો તો ખાત્રિ થશે. ૭ માસથી હું પણ ફીલ્મમાં કામ કરતો હતો. હું કસરતનો શોખીન હોવાથી શરીરને એટલું તો સારૂં તૈયાર કર્યું હતું કે મને વગર માગે સેન્ડોની ઉપાધી મળી ચુકી હતી. ફીલ્મમાં બહાદુરીનાં ધમપછાડાનાં તેમજ સાહસનાં કામો કરવાનાં મને મળતાં હોવાથી લોકોમાં હું હવે એક સુનંદા એકટર તરીકે ગણાવા લાગ્યો હતો. હું તો સીનારીયો રાઇટર અને સીનેમા એકટર, ડાયરેકટર અને લેડી મધુરીનો પ્રોટેકટર એટલે પછી શેઠ અને કુંપની મારી મુઠીમાં રહે નહિ તો જાય કયાં ? કેમ ખરૂં કે નહિ ?

પણ ઇર્ષ્યા અને દ્વેષની જ્વાળા આસપાસથી હમારા ઉપર વરસવા લાગી હતી. મારી અને લેડી મધુરીની ચઢતી બીજા એકટર-એકટ્રેસો જોઇ શકતાં ન હોતાં બીજી ફીલ્મ કુંપનીના માલેકો પણ હમારૂં કાટલું કાઢવાના પરોપકારી પ્રયત્નમાં મશગુલ હતા એટલે કહો કે સીનેમાના એકટરો એકટ્રેસો, ડાયરેકટરો, સીનારીયો રાઇટરો, માલીકો અને મવાલીઓ બધાં હમારાં જીગર દુશ્મન બન્યાં હતાં, ખરૂં છે ! આમ થાય તોજ હિંદુસ્થાનનું નામ જળવાય ! પૂર્વથી ચાલી આવેલી હિંદને પાયમાલ કરનારી ઇર્ષ્યા અને કુસંપ નો અમલ ન થાય તો હિંદનું નાક ના કપાય ! ધંધા, ઉદ્યોગ-હુન્નરમાં એમ થવું જ જોઇએ તોજ આપણા હિંદીઓની બહાદુરી ગણાય ! એમાં કાંઈ શક ખરો કે ?

કાકાના મરણ બાદ હું અને લેડી મધુરી સાથે રહેતાં, સાથે જમતાં, સાથે હરતા ફરતા અને મોજ કરતાં હતાં. હું લેડી મધુરીનો કમ્પેનીયન અને લેડી મધુરી મારી કમ્પેનીયન હતી. દીવસો આવી મીઠી લહેરીમાં હમે પસાર કરતાં હતાં તેમાં એક ફીલ્મમાં હમારા બેનું એક એવું કામ આવ્યું કે જેમાં "લેડી મધુરી વિધવા બનવાથી તેવણે મારી સાથે પૂર્નલગ્ન કર્યું" અને હિંદુ સમાજની દ્રષ્ટિથી દુર થઇ હમે ઇંગ્લાંડ રવાના થઇ ગયા" આ ઉપરથી હમને બન્નેને પૂનર્લગ્ન કરવાનો વિચાર થયો.

થોડા દીવસના અંતરે હમે ઉભય લગ્ન ગાંઠથી જોડાયાં. લેડી મધુરી (ચંપા કાકી) એ મારી સાથે પુનર્લગ્ન કર્યું ! સમાજ હમારા કૃત્ય ઉપર ધીક્કાર વર્ષાવવા લાગી. જો કે હમે બે એકજ જાતિનાં હતાં તો પણ બેકદર સમાજ હમને નીંદવા લાગી ! અલબત ખરૂં છે. એક બાજુ વિધવા પૂનર્લગ્ન પૂનઃ પતિ છાયામાં આશ્વાસન લઇ પોતાનું જીવન નિષ્પાપ અને સુખરૂપ ગાળે તે જોવાને આપણો હિંદુ સમાજ નથી ચાહતી પણ એક બાજુ વિધવા સમાજની ગુલામ બની બળાત્કારે વૈધવ્ય દશામાં રહી વિષય વૃત્તિઓને પોષવા, સંસારની વાસનાઓ તૃપ્ત કરવા ગુપ્ત રીતે પાપ જીવન ગાળી અધોગતિના માર્ગમાં સંચાર કરી પોતાના જીવનને અને સમાજને કલંકીત કરે તેવું જોવાને સમાજ ઉત્સુક છે તો પછી કોનો વાંક !

હમે પૈસે ટકે સુખી થયા હતા. શેઠનું એગ્રીમેન્ટ ખલાસ થવા આવ્યું હતું એટલે હમારો વિચાર સીનેમાની સર્વોત્તમ કળા શીખવા સારૂ અમેરીકા ઉપડી જવાનો થયો હતો. કુવાના દેડકાને કુવા જેટલુંજ જગત સમજાય તેથી સમજ વૃત્તિવાળી આપણી હિંદી પ્રજા હોવાથી વધુ આગળ કેમ વધવું તે આપણને સુજતુંજ નથી. સુંઠને ગાંઠીએ ગાંધી થયા તો થયા પણ તેટલામાં અભિમાન અને ગર્વમાં આવી જઇ બીજાની ઉન્નતિની ઇર્ષ્યા કરી તેનું નીકંદન કેમ વાળવું એજ ધ્યેય આપણા હિંદીઓનો હોવાથી આગળ પ્રગતિ કયાંથી થઇ શકે !

÷ × ×

"એસાકા મારૂ" જાપાનીસ મેલ સ્ટીમરમાં હમે બે અમેરીકા વિદાય થયાં ! જાપાનના રસ્તેથી જાપાન જોતાં જોતાં અમેરીકા જવા સારૂ જાપાનના મેલમાં હમે સ્ટાર્ટ થયાં !- જાપાન ઉતરી જાપાનનું સુંદર શહેર ટોકીઓ ઓસાકા વીગેરે શહેરો જોયાં. જાપાનમાં અમેરીકા જેવો સીનેમાનો હુન્નર જોઈએ તેવો વીકાશ પામેલો નથી. જાપાનીસો એમ માને છે કે, અમેરીકાની બનાવેલી ફીલમોમાં આપણાં પીકચરો ઉતારવાં તેમાં કાંઇ મરદાનગી નથી પણ જ્યારે આપણાં દેશમાંજ એવા રસાયણ પદાર્થોથી ફીલમો બનાવી તેમા આપણાં પીકચરો ઉતારીએ તોજ આપણી કુશળતા કહેવાય તે ધ્યેયથી જાપાન પોતાના દેશમાં ફીલમો તૈયાર કરવાના પ્રયત્નમાં છે.

હમે અઢી મહીને અમેરીકા પહોંચ્યા ત્યાં યુનીવરસલના એજન્ટે સેન ફ્રાન્સીસકોમાં હમોને બહુ તો સારો આવકાર આપ્યો તેમજ એટલી તો સર્વોત્તમ પરોણાચાકરી કીધી હતી કે તેની આપણે બાગ્યેજ કરી શકીએ. યુનીવરસલના ફ્રાન્સીસકોના એજન્ટ સાથે હમારા (ફેમીલીયરીટી) કૌટુંબીક સ્નેહ બંધાયો- તેમજ મારી લેડી મધુરી સાથે તે એજન્ટની મેડમને અત્યંત સખીભાવ બંધાઇ ગયો હતો.

ધીરતે ધીરતે અમેરીકાની સીનેમા લાઇનની વ્યક્તિઓ સાથે પરિચયમાં આવવા લાગ્યાં અને યુનિવરસલ કુંપનીના હેડ ડાયરેકટરની ખાસ ફરમાસથી બીજી એક અમેરિકન સીનેમા

સ્ટુડીયોમાં એંગેજ થઇ ગયાં હતાં. એ સ્ટુડીયોમાં શરૂઆતમાં હમને ઘણુંજ નવું લાગ્યું તો પણ તેના એક્ટર એક્ટ્રેસો હમારી સાથે ભ્રાતૃભાવથીજ વર્તતા હતા ત્યાંની તદ્દન નિયમીત કાર્યદક્ષતાથી ઠરેલા પ્રોગ્રામ પ્રમાણે રેગ્યુલર કામકાજ થતું હતું. જે સીનમાં જે એક્ટર એક્ટ્રેસોનું કામ હોય તેમનેજ રોકવામાં આવતાં હતાં. અહિંયા આપણે ત્યાં ઘણી વખત કરેલા પાવડરો ધોઇ નાંખવા પડે છે. ડ્રેસ કરેલા ઉતારી નાંખવા પડે છે અને કામ કરનારાઓને સવારના આઠથી સાંજના છ સુધી પાણીની ધાર માફક ખડે પગે 'હમણાં સીન લેવાશે' એવી કાળજીમાં રોકાઇ રહેવું પડે છે. આપણા ડાયરેક્ટર ફોટોગ્રાફર કેમરામેન અને માલીકોની નવાબશાહી ? પેસ્વાઇ ? ત્યાં જોવામાં આવતી ન હોતી. ખરું છે એ લોકો અમેરિકન છે ! આપણે હિંદી છીએ ! હિંદી તે હિંદી ! ! !

પહેલી ફીલમ 'જહાંસીની રાણી' ઉતારવામાં આવી હતી. તેમાં લેડી મધુરીથી જરા કામ બગડી ગયું હતું પણ આથી સ્ટુડીયોના માલીક જરાપણ દીલગીર થયા વિના તેમજ હમને જરા પણ નાઉમેદ કર્યા વિના હજારો ડોલરનો ખર્ચ કરી ફરીથી સીનો લીધા હતા અને ફીલ્મ કોઇ કમાલ ઉતરી હતી. આપણે અહિંયા આમ બને ખરું કે ? જરાક એક્ટર કે એક્ટ્રેસનું કામ બગડ્યું યા તો સીન બગડી ગયા તો જોઇ લ્યો, માલીકોનાં ચાળાં ! ! એક્ટર એક્ટ્રેસ ઉપર ગાળનો વરસાદ નુકશાનીનો બદલો, અને નોટીસો છુટે ! ! ! ક્યાં તે ઉદાર સ્વભાવના અમેરિકન માલીકો અને ક્યાં હિંદના માલીકો ! ! !

ત્રણ વર્ષમાં એક પછી એક સાત ફીલમોમાં હમારી પાસેથી કામ લેવામાં આવ્યું હતું......અહિંની જેમ ઝુંડણ દર વર્ષે બન્યાં જણે તેમ આપણી સીનેમા કુંપનીઓ દોડ ધામ કરી દર પખવાડીયે એક ફીલ્મ ગમે તેવી ઉતારીને બહાર પાડેજ છે, રખે પેલો મલાઇ ખાઇ જશે અને આપણે રહી જઇશું માટે એ તો એજ હાંકે રાખો મારા ભાઇ ! એવી દાનતથી. અગડમ બગડમ ગમે તેવી રીતે નવી ફીલમો કુદકે ને ભુસકે બહાર પાડવામાંજ આપણે બહાદુરી સમજ્યા છીએ. ત્યાં ગમે તેટલા વખતના ભોગે પૈસાના ભોગે એક માસ્તર પીસ ફીલ્મ બહાર પાડી જગ વિખ્યાત થાય તોજ કામનું એમ તેઓ સમજે છે. તો કોણ ડાહ્યા ? અમેરિકનવાળા કે આપણે હિંદી ! ! !

અમેરિકામાં, યુરોપમાં હું હિન્દીપોલો સેન્ડો અને મીસ સ્વીટી ( મધુરી) ના નામની મશહૂર થઇ ગયાં. એ ફીલમો મુંબઇ એક્ષીબીટ થઇ ત્યારે તો લોકોની જબરી ઘુટાઘુટ થઇ હતી.

ત્રણ વર્ષના અંતે હમે ત્રણ માસની રજા ઉપર હિંદ ભૂમીમાં દર્શન કરવા આવ્યા ! હમારા પગલાં પનોતા થતાં જ મુંબઇ બંદરે મહા શુભસ્થાને હમારું આગાગમન થતાંજ સીનેમાના માલીકો, એક્ષીબીટરો હમોને વખાણનારાઓ, માનનારાઓ, ઠાઠલું કાઢનારાઓ હિતશત્રુઓ બધાંએ શંભુ મેળામાં હાજર થઇ પેલા નવીન ગેઇટ ઓફ ઇન્ડીયાના પગથીયા ઉપર હારતોરાથી હમારો સત્કાર કર્યો ! હમારાં સાહસનાં-બુધ્ધિનાં વીગેરે વીગેરે શક્તિઓનાં વખાણ થયાં, ખુબ વખાણ થયાં માનપત્રો મળ્યાં ફોટા લેવાયા ચાંદના બીલ્લાઓ અર્પણ થયાં ટીપાર્ટીઓ અપાઇ, પીક્ચર પેલેસમાં હમારા જુનાં શેઠે મરેકા લગાડવા સારૂ પર્સ એનાયત કરી. બધું થયું અને હમે જુનાં તે અત્યારે લોકોની નજરે નવાં નવાં થઇ રહ્યા ! દુનિયાને પૂછવુંજ શું ! લોક કેવું છે ? ભલા ભાઇ ! ઉગતા સૂર્યને નમે તેવું છે ! ઢાળ જોઇને ઢળે તેવું છે ! સ્વાર્થને પૂજનારૂં છે ? શું સમજ્યા ?

પણ વાંચકો ? આપણાં ચંપા કાકીને આ વાર્તાના અંતે ભૂલી તો નથી ગયાને ? ચંપા કાકી તે લેડી મધુરી અને અમેરિકાના મીસ સ્વીટીની તો યાદી છે ને ? પ્રીય વાંચકો કેમ જોયું ને ? સીનેમાની બાલ્કનીમાં શું શું થાય છે ! કેમનું કેમ બને છે ? આજથી પાંચ વર્ષ ઉપર કાઠીયાવાડના ગામડામાંથી આવેલા ચંપા કાકી આજે ઇન્ડીયન સ્ટાર એક્ટ્રેસ મીસ સ્વીટી તરીકે જગવિખ્યાતી પામ્યા તે ક્યાંથી ? પેલી સીનેમા બાલ્કનીમાંથી !

હા એ તો ખરું પણ ચંપા કાકીના નસીબ પાંસરાં તે બધા સંજોગો સારા મળી ગયાં પછી બીજી કોઇ બાળા સીનેમાની બાલ્કનીમાંથી આવો શોખ ઉપજાવી જીવન ઝેર બનાવવાની ભૂલ ના કરે તો સારૂં ? અને સીનેમાના શોખીનો પોતાની પત્નિ યા પુત્રીને સીનેમાની બાલ્કનીનો બેહદ શોખ લગાડવામાં રખે ભૂલ કરતા ! કારણ હું શરૂઆતમાંજ કહી ગયો છુ કે "સીનેમાની બાલ્કનીમાંથી જે ચિત્રો ઉદ્દ્ભવે છે તે ફીલ્મમાંથી નથી ઉદ્દભવતાં !"

ચાલો સાહેબ ! હમારી ત્રણ માસની રજા ખતમ થયેલી હોવાથી હિન્દી પોલો સેન્ડો અને મારી લેડી મધુરી હવે અમેરીકા તરફ રવાના થઇએ છીએ આપણાં હિંદી એક્ટર એક્ટ્રેસોમાંથી કરશે કેઇ હમારા જેવું સાહસ ! બોલો છે કોઇ અમેરીકા જઇ સીનેમાની ઉંચી કળા શીખી લાવનાર ? હિંદીના નામને જમાવનાર ?

( સંપૂર્ણ. )

—<+ ❀ ○ ❀ +>—

તેને તિરસ્કારતો જોવા છતાં અભિમાનથી એ બહાર નહિ પડે કે હમારો મુંજ, હમારો પ્રતાપ ન બગાડો. હમે તૈયાર છીયે. આપણે તો પ્રતાપ કેવો મહાન નુર હતો ! આપણી પ્રાચીન કળા કેવી મહાન હતી ! એ વિચારથી પુલકીત થઇશું પણ સાથે પરદેશી ચિત્રોમાં ઉમરાવો, રાજામહારાજાઓ પણ પાત્રાલેખનમાં સામેલ થઇ ચિત્રોને ભાવનામય બનાવે છે અને દરિયાપારના પરદેશોમાં પરદેશીય જોનારાઓના મ્હોમાં આંગળીઓ ઘલાવે છે તે ભુલી જ જઇશું.

શા માટે આંગ્લ ચિત્રપટો પ્રજાને વધારે ગમે છે? કારણ તેમનામાં નવીનતા છે. આપણા હિંદુ જીવનમાં જે નથી એવું તેમનું નોખું આંગ્લ વ્યક્તિત્વ છે. આપણી ફીલમો પરદેશમાં શા માટે નથી ગમતી? કારણ તેમાં આપણું હિંદુ વ્યક્તિત્વ નથી. માત્ર પરદેશી ફીલમોનું હલકા પ્રકારનું અનુકરણ છે. આપણે પરદેશીઓને તેમને જે નવીન છે એવું આપણું હિંદુ વ્યક્તિત્વ, હિંદી ભાવનાઓ બતાવીયે. તો જ્યાં હિંદી ફીલમ બતાવાતી હોય તેવા કોઇ પણ પરદેશી થીએટરમાં પ્રેક્ષકોની ભીડ વાગ્યા વગર રહેજ નહિં.

આપણી એક મહાન્ ભૂલ પાત્રાલેખનમાં છે. ચિત્રોમાં શારિરીક બળ બતાવવું એ તો પરદેશી પ્રજાને મન રમત છે. માસીસ્ટ–એડી-એલ્મો-ડેંપસી-કાર્પાંતીયર–જેવા મહાન્ પહેલવાનોની ફીલમો જોયા પછી દસ દહાડે એક વાર એક માણસને ઉંચકી આપણો પહેલવાન પછાડે તે કંઇ નવીનતા નથી, ઉલ્ટ શાંત ઉંચા આદર્શમય, અને ઉંડી લાગણીઓથી ઉભરાતા આપણાં આર્ય ચિત્રોમાં જેમ શાંત પ્રફુલ્લીત ઉદ્યાનમાં સુંદર વૃક્ષો પર મેના પોપટ અને ચકવાક આકાશ સાથે કલ્લોલ કરી રસિક સંદેશા ચલાવતાં હોય ત્યાં એક કઢંગો ધીમો ગજરાજ આવીને એક ઝાડ સુંઢ વડે ઉંચકીને ફેંકી દે એવો જાણે ફીલમપર ઘાવ પડતો હોય એવું લાગે છે. તેમજ કોઇ પણ કલાકાર આધુનિક અધોગતિએ પહોંચેલ આપણી ગુજરાતી નાટ્યકળાના માપપ્રમાણ પ્રમાણે ગમે તેટલો વખણાયલો હોવા છતાં, આપણી અનુકરણિય હિંદુ-સંસ્કૃતિને સમયે ઇતિહાસે ઉપજાવેલાં મહાનપાત્રોની રેખાઓ અનુરૂપ કરતાં, તે કેળવણીવિહીન અસંસ્કૃત અભણ કલાકાર તેવા મહાનપાત્રોનાં સૂક્ષ્મ ગૂઢ Subtle ભાવો વ્યક્ત કરવા જતાં કેટલો દયાજનક જણાય છે, તે તરફ પણ ફીલમ ડીરેક્ટરો વધારે ધ્યાન આપી પાત્રોને માટે પાત્ર પાત્રો શોધી કઢાવતા થાય એ ઇચ્છવા યોગ્ય છે.

ફીલમના ઉત્પાદકોને અને સંસ્કૃત પ્રજાને હું તો એકજ વિજ્ઞપ્તિ કરું છું કે બન્ને પરસ્પર સહકાર કરી આપણાં ચિત્રોમાં સંસ્કાર મેળવે અને આ કળાને ઉચ્ચ ભુમિકામાં લઇ જાય. આપણે જાણીએ છીયે કે નાટ્યકળા એ એક સુંદર કળા છે. કહીએ છીએ કે તેને ઉત્તેજીત કરી તેમાં સંસ્કાર આણવો એ આવશ્યક છે. છતાં ઉત્પાદકો-સંસ્કારીત વર્ગને દરેક ફીલમ વખતે શા માટે આમંત્રણ આપતા નથી અને સંસ્કારીત વર્ગ શા માટે કળા માટે કંઇ જ કરતો નથી એ વસ્તુસ્થિતી નં સમજાય તેવી જ છે.

ગત વર્ષે "વડોદરા કલા સમાજ" અને "ગુજરાત કલા સમાજ" માં ભણેલા ઉચ્ચવર્ગનાં યુવક-યુવતિઓએ ભળી નાટક પ્રયોગો કર્યાં. મધ્યમ વર્ગના હિંદુ વર્ગની જીંદગીના કાર્યક્રમમાં અનેક ઠેકાણે બનવા પામે તેવા પ્રસંગો નાટકની વસ્તુ સંકલનામાં હોવાથી કલાકારના ખરા અંતઃકરણના ભાવો વ્યક્ત કરવામાં કલા સમાજના સભ્યોએ એવી સુંદર રીતે એ પ્રયોગો કર્યા કે સમસ્ત ગુજરાતે ત્હેમના પ્રયત્નને વધાવી લીધો. અને નાટકવાળાઓ એ પ્રકારે કળા સુધારે તો આપણી રંગભુમી સુધારે એવો આદર્શ ગુજરાતી પ્રજા આગળ મુકાયો છતાં નાટકની વસ્તુ માટે અનેક ટીકાઓ થઇ તેમજ કલા-સમાજની સંસ્કૃત કલા માટે અનેક ઉત્તેજનવાળાં કથનો થવા છતાં ન ટીકા કરનારા મહત્વાકાંક્ષી સાહિત્યકોએ એક સુંદર નાટક બનાવ્યું કે કોઇ કલાસમાજની નવીન સ્થાપના કે જાગૃતી થઇ કે જે તે આદર્શને ઉંચકી લઇ વધારે પ્રગતિ કરે.

છેવટમાં કહીશ કે નાટ્યકળાને લગતા નાટક તથા સીનેમાનો ધંધો મધ્યમ વર્ગે ઉપાડી લેવો જોઇએ. મ્હારા જેવા અંડર ગ્રેજ્યુએટો હાલના જમાનામાં અભણું ગણાય, તેમનામાં જો એ કલા માટે ખરી ધગશ તથા કંઇક પણ પ્રીતી તથા કલાને માટે હોંશ તેમજ શોખ હોય તો તેમણે જરૂર આ ધંધામાં પોતાની આજીવિકા શોધવી. આ ધંધો હલકો છે કારણ આપણે જ તેના તરફ દુર્લક્ષ રાખી હલકો થવા દીધો છે. યુરોપ અમેરીકામાં તે હલકો નથી. હિંદુસ્થાનમાં પણ દક્ષીણી નાટકોનો દાખલો લઇશું તો તે હલકો નથી અને આપણો મધ્યમ વર્ગ તે તરફ પોતાનું લક્ષ દોરી તે ધંધો પોતાનો કરીશું તો હલકો નહિજ રહે. બીજે ઠેકાણે એક ગ્રેજ્યુએટને પણ ૫૦ કે ૬૦ રૂપીયા મળી શકે તેમ નથી જ્યારે મધ્યમ વર્ગના સુશિક્ષિત કલાકારને આ ધંધામાં સારું ભવિષ્ય પ્રાપ્ત થયા વગર રહેજ નહિં.–જેમ કરવાથી આ ધંધો સુધરશે વીસથી પચીસ પહજાર હાડમારી ભોગવતા મધ્યમ વર્ગને ગુજરાનનું સાધન મળશે, કલાને ઉત્તેજન મળશે અને ફીલમ કંપનીઓ કલા પ્રધાન બની હિંદી ફીલમો ખરેખર "હિંદી" એ નામ ધરાવવાને લાયક બનશે.

ઉત્પાદકો અને કલાકારો આ ધ્યેયને માટે પ્રયત્ન આદરી શું કલાને નહિં ઉધ્ધારે? ઉદ્ધારશેજ. નહિં તો આંગ્લ વ્યાપારને પાછાં પગલાં લેવાડનાર આ એકજ હિંદી વ્યાપાર ધુળમાં મળી જશે. અને આપણાં જ ઉપજાવેલા ક્ષેત્રમાં પરદેશીઓ ઘુસી જઇ આપણને એ ક્ષેત્રમાંથી ક્યાંના ક્યાં અંધકારમાં ધુલાવી દેશે.

# ટોપીકલ ફીલ્મો.

લખનારઃ–શ્રીયુત તોરણે.

હાલ આપણા ફીલ્મ ઉત્પાદકો એવા પ્રકારની ફીલ્મો બહાર પાડે છે, કે જે ભાગ્યે સમસ્ત જનસમુદાયનું લક્ષ દોરે, અને સાથે સાથે વર્તમાન ( News ) જાહેર કરતી ફીલ્મો જે ધરેધર ફીલ્મ આલમમાં અગ્રસ્થાન ધરાવે છે તેના તરફ તેઓ તદન દુર્લક્ષ થયા છે; પાશ્ચાત્ય દેશોમાં સીનેમાનું એવું એક પણ થીએટર નથી કે જે આવી સમાચાર વાળી ( Topical ) ટોપીકલ ફીલ્મો નહિ બતાવતું હોય; અને ત્યાં તો નેવુ ટકા પ્રેક્ષકો આ ટોપીકલ ફીલ્મોજ જોવા જાય છે.

જો આપણી ફીલ્મ કંપનીઓમાંથી કોઈ સાહસિક ઉત્પાદક જુદા જુદા સ્થળો Centre કમાં ખાસ કેમેરામેન નીમી અથવા તો કોઈ નવીન જ સાહસિક તે પ્રમાણે કરી ફીલ્મો દ્વારા હિંદુસ્થાનના સમાચાર દર અઠવાડીયે એકત્રિત કરી એવી ફીલમો બનાવવા માંડે તો સમસ્ત હિંદુસ્થાન તેને જરૂર વધાવી લે.

જેમ વર્તમાનપત્રોમાં અનેક પ્રકારના સમાચાર દષ્ટીગોચર થાય છે તેજ પ્રમાણે જો ફીલ્મોદ્વારા તેવા સમાચાર જેમ બન્યા હોય તેમ જીવંત રીતે પડદા પર બતાવવામાં આવે તો પ્રેક્ષકોનાં મન જાણે તે સ્થળેજ પોતે ગયા હોય તેમ રંજીત થાય. દાખલા માટે નામદાર વાઈસરોયનું મુંબઈના બારામાંથી વિદેશગમન–આ પ્રસંગ જોવા દીલ્હી અને ઈતર સ્થળોના પ્રેક્ષકોને કેવો ઉત્સાહ થાય! તેજ પ્રમાણે મુંબઈ બહારની દુનિયામાં મુંબાઈ કેવું છે તે જાણવાની જીજ્ઞાસા હોય તેમ મુંબઈવાસીઓને કલકત્તા કે મદ્રાસ જોવાની ઉત્કંઠા હોય અને જે લોક લક્ષ્મીના પ્રસાદીત ન હોય અને જાતે જઈ જોઈ શકે તેવા ન હોય તેમને સસ્તામાં એ દશ્યો સીનેમા થીએટરમાં જોવાથી કેટલો આનંદ મળે.

વળી સીનેમા એ કેળવણીનું એક સાધન છે. સુયોગ્ય રીતે એવી ફીલ્મો વિષયોની પસંદગી કરીને લેવામાં આવે તો એ ક્ષેત્રમાં ઘણી કાર્ય કુશળતાથી સોના જેવું કામ થાય.

આપણા આ રમ્ય પ્રદેશમાં ઘણાં અદ્દભુત સ્થળો છે, કાશ્મીર એ રમણિય ભુમી કોઈ પણ હિંદુના હૃદયમાં ઉત્સાહ પ્રેરવાને બસ છે, પરંતુ મધ્યમ અને ગરીબ જનસમુદાય એ રમણિય ભુમીની રમ્યતા કે પોતાની નરી આંખે જોઈ શકે તેમ છે? તેથી જો સીનેમામાં–એ સુંદર ભુમીનાં દશ્યો જોવા મળે તો જે સુંદરતા વર્ણવવા કવિની કલમ પણ પૂરેપૂરી શક્તીવાન નથી તે જોવાને કયો ખરો સ્વધર્મિ હિંદુ ચુકશે?

ઉદ્યોગનાં ક્ષેત્રમાં પણ ફીલ્મ ઘણી સહાયભુત થાય; દેશનાં જુદા જુદા ભાગમાં અને અન્ય દેશોમાં વપરાતાં ખેતીનાં હથીયારો તથા સિદ્ધાંતો લગત પોટરી, પોલ્ટ્રી, ફળફુલના વ્યાપાર વિગેરેની ફીલ્મો ઉતારવામાં આવે તો ક્ષેત્રકારોને બહુજ લાભદાયક થાય એટલુંજ નહિં પણ ફીલ્મો જોવાને નવીન પ્રેક્ષક આલમ ઉભી થાય.

અમેરિકામાં દરેક નીશાળોમાં સીનેમા બતાવવાનું યંત્ર હોય છે, જે વડે નીશાળીઆઓને જુદી જુદી ફીલ્મો બતાવવાના અભ્યાસક્રમમાં એક ફરજ્યાત ક્રમ હોય છે ત્યાં તેમને કોઈ પણ જાતનાં નાટકો કે એવાં દશ્યો બતાવવામાં આવતાં નથી પણ કેળવણી પ્રધાન આવા પ્રકારની ફીલ્મો બતાવાય છે જેનાથી શિક્ષિત વર્ગનાં મન કેળવાય અને સુશિક્ષિત બને. અમેરિકામાં તો ગણીત જેવા વિષયની પણ ફીલ્મો બને છે.

જો આપણે ફીલ્મો કહાડવાની હાલની પદ્ધતિ થોડા વખત માટે બાજુ પર મુકીયે અને ફીલ્મના ભવિષ્યનો વિચાર કર્યા સિવાય એક ઉપર એક એમ ઉપરા છાપરી ફીલ્મો બહાર પડવાનું થોડાક વખત માટે માંડી વાળી, સ્તંભી ઘડીભર વિચાર કરી ખરેખરી ઉપયોગી ફીલ્મો બહાર પાડવા સહકાર કરીશું તો આ ક્ષેત્રમાં નવિનતા, જાગ્રતી અને ફલ્દુપતા વધારે પ્રમાણમાં આવશે અને વળી, પ્રેક્ષકગણમાં આપણાં ચિત્રપટો જોવાનો નવીન ઉત્સાહ અને મ્હોટો ઉમેરો થયા વગર નહિંજ રહે; આ પ્રમાણે સહકારથી દરેક અઠવાડીયે આવી ટોપીકલ ફીલ્મો ફીલ્મ એસોસિએશન દ્વારા બહાર પડે તો દર અઠવાડીયે સમસ્ત હિંદુસ્થાનમાં તે પ્રસરી શકે.

આ પ્રમાણે આપણે આપણાં પ્રેક્ષક વર્ગને પણ કેળવણી આપી શકીશું અને તે લોક પણ હલના કરતાં વધુ આપણી કદર કરતા થશે તેમજ તેમના ટેસ્ટ–શોખ સુધરશે અને વધશે.

આપણે જોઈશું કે આપણી ફીલમો બંગાળમાં સન્માનાતી નથી તેમજ ત્યાંની અહિંઆ. પણ જો પ્રથમ બંગાળીને આપણે આપણા મુળ સ્વરૂપમાં કેવા છીયે, આપણો પહેરવેશ શો છે આપણી રીતભાત કેવી છે, આપણો દેશાચાર કેવો છે એ બધું બતાવી સમજાવીશું તો પછી ત્યાંના લોકને પણ આપણી ફીલમો સમજાશે અને તે જોવામાં તેમને રસ પડશે

પણ એવી પદ્ધતી કોઈ હાથ કરશો કે?

# ચિત્રપટના જન્માક્ષર.

લેખકઃ—રા. ગોર.

ચિત્રપટ બનાવવાનો હુન્નર ટુંક સમયમાં કેટલી હદે પહોંચ્યો છે તે તો આપણે નજરે જોઇએ છીએ. આજ પાંચ વર્ષ પહેલાં સુશિક્ષિત વર્ગ હિંદી ફીલમનું નામ સાંભળતાં નાકનું ટીચકું ચઢાવતો હતો જ્યારે પ્રદર્શકને હિંદી ફીલ્મ મહા પ્રયાસે તૈયાર કરી કોઇ કમ્પનીવાળો ચલાવવા માટે વિનવવા જતો તો તે પણ " મારા થીએટરમાં નહિ ચાલશે બાવા " કહી હાંકી કાઢવા જેવું કરતો. જ્યારે આજે દરેક શહેરના આગેવાન સીનેમાઓમાં હિન્દી ફીલ્મોજ રજુ કરવી પડે છે અને તે એટલી હદ સુધી કે ફીલ્મ કમ્પનીઓ પરપોટાઓ માફક ફૂટી નીકળવા છતાં નવી ફીલ્મોની તાણ પડે છે અને તે તાણને અંગે પણ પરદેશી ફીલ્મો નહિં ચલાવતાં દેશી જુની ફીલ્મ પણ ચલાવી જાય છે એટલે કે પાંચ વર્ષમાં એ હુન્નરની ફતેહમંદી અને પ્રગતિ જોતાં હવે પુર બહારમાં આગળ વધતાં તે કેટલા થોડા સમયમાં પોતાનું સામ્રાજ્ય જમાવી શકશે અને તે કેવા પ્રકારનું તે એક પ્રશ્ન ઉભો થાય છે.

કોઇ પણ વ્યકિત યા કળાના ભવિષ્યનો વિષય ન ચર્ચતાં ભૂતકાળ મહાન ટેકારૂપ થાર છે અને તેજ હિસાબે ચિત્રપટનું ભવિષ્ય જોતાં જરાક ભૂતકાળનો ઇતિહાસ ટાંકવો જરૂરી છે.

આપણે એકજ પ્રશ્ન પુછીએ કે અત્યારે સંખ્યાબંધ માણસો જે ચિત્રમય પ્રદર્શનમાં હાજરી આપનારાઓ સીનેમાઓની ગેરહાજરી હતી ત્યારે શું કરતા હતા? એટલે કે જુના સમયમાં અત્યારે સીનેમાઓમાં ગુમાવાતો સમય કેમ ગાળતા હતા?

એ તો એક સ્વાભાવિક વાત છે કે ગમે તે જમાનામાં ગમે તેવી વ્યકિતને કાંઇ નવું જોવા યા ભોગવવાની પ્રેરણા થાય, અને તેજ આધારે સાંજના કુટુંબો સઘડીની ચારે તરફ તાપતાં વૃધ્ધોની પાસેથી દંતકથાઓ સાંભળવા યા શિક્ષિત વર્ગ હોય તો પોતામાંના એકની મારફતે વાંચનથી નવું અવનવું સાંભળતાં જ્યારે હવે અત્યારે આપણામાંના ઘણાખરા પોતાના નટનટીઓને સુખી દુઃખી યા વ્યવસાયી જોવા માટે પોતાના માનીતા વ્યવસાયથી પરવારી સીનેમાઓ તરફ વીદાય થાય છે. એટલે આ શિક્ષિત જમાનામાં વંચાતી વાર્તાઓ-માસીકો અને પત્રોને અર્પાતા સાંજના સમયને સીનેમાઓએ રોકયા અને તેમ કરવામાં લોકોને લાભ પણ દેખાયો કે વાંચનની કડાકુટ ગઇ જ્યારે વાર્તા ચિત્રાકારે મોજ સાથે તેટલીજ યા તેથી ઓછી કીંમતમાં મળતી થઇ એટલે કે નવલકથાઓ તથા માસિકોનો પ્રચાર ઓછો થયો, તેના પ્રકાશકોને કાંઇક નુકશાન પહોંચ્યું તેઓને તેને સસ્તાં કરવા માટે પ્રયત્નો કરવા પડયા અને છેવટે તેમ કરતાં ન ફાવતાં કેટલાક માસિક યા વાર્તાઓએ દીશા પલટી તેને અમુક હુન્નર યા કળાનાં ચર્ચક બનાવ્યાં અને તેમ કરતાં તેઓ સેકશનલ બની ગયા. આ ઉપરથી દેખાઇ આવે છે કે ચિત્રપટોએ માસિક યા નવલ કથાની જગા તો લેવા માંડી છે.

હવે આપણે રંગભૂમિ તરફ દ્રષ્ટિ કરીયે ચિત્રપટોનો પ્રચાર થતાં રંગભૂમિનો પ્રેક્ષક વર્ગ ઘટયો. તેનાં કારણ અનેક છે. પ્રથમ થોડા સમયમાં અને થોડે ખર્ચે એક પ્રયોગ સીનેમા પુરો કરે છે અને પ્રેક્ષકનું મન રંજન કરી વિદાય કરે છે. અને તેમ કરવામાં ચિત્રપટ બનાવનાર નાટયકાર કરતાં ફાવે છે. પ્રેક્ષક વર્ગનું ધ્યાન ખેંચવા જેવી ભાવનાઓ નજરો અને ક્રિયાઓ ફીલ્મ પ્રોડયુસર કલોઝ અપ મારફતે પ્રેક્ષકોને સહેલાથી બતાવી શકે છે, જ્યારે નાટયકાર તેમ કરવા અશકય છે. પ્રોડયુસર અમુક સીનને અમુક એંગલથી લઇ સુંદર રીતે રજુ કરે છે જે થીએટરના ગમે તે ખુણામાં બેઠેલા પ્રેક્ષકને તેવોજ દેખાય છે. જ્યારે સ્ટેજ ઉપર ગોઠવાયેલા સીનની બાબતમાં પ્રેક્ષકની દરેક વ્યકિતને જોવામાં ફેર પડે એ. વધુમાં સ્ટેજ પર બનાવટી બાગબગીચા યા મહાલયો બનાવવા એ અકુદરતી જ છે. જ્યારે ફીલ્મ પ્રોડયુસર કુદરતી બાગ બગીચા યા નદી નહેરો અને મહાલયો દેખાડી મન રંજન કરી શકે છે. નાટયકાર કોઇ એક ભાષાના વર્ગને નોતરી શકે છે જ્યારે સીનેમાવાળો વધુ વર્ગને ખેંચી શકે છે. એટલે કે ચિત્રપટોએ નાટય ભૂમિને પણ હાની પહોંચાડી, તેનો હક પણ છીનવી લેવા માંડયો છે.

આટલો વિચાર કર્યા પછી હવે આપણે તેનું ભવિષ્ય શું છે અને તેનો પ્રચાર કેવો અને કેટલો થશે તેનો વિચાર કરીએ. એની જન્મપત્રિકા કરવી સહેલી નથી; કારણ તેનો ઉપયોગ કેટલો અને કેવા વર્ગ માટે રહેશે તે કાંઇ જ ના કહી શકે. પણ પુત્રનાં લક્ષણ પારણામાં તે હિસાબે ગોર મહારાજ તો ઉપરની ગત વિગત જોયા પછી તો બોધી જ દેવાના અને ચોખુંચટ કહી દેવાના કે ધર્મોપદેશકો, શિક્ષકો અને પુસ્તકશાળાઓની જગા ચિત્રપટો છીનવીજ લેવાનાં.

નાટય પ્રયોગનાં ચિત્રપટો માટે હવે વધુ કંઇ જ કહેવાનું નથી કારણ તેમણે આજ સુધીમાં ઉપર જોયા પ્રમાણે જ કર્યું છે તેટલું જ બસ છે. તેઓના સુધારા તરીકે તો નીચેની બાબતો માત્ર જોઇ શકાય છે.

૧ ચિત્રપટો માટે લખાતા પ્રયોગો સારી રીતે લખાય જે પ્રેક્ષક વર્ગને શરૂથી અંત સુધી ધ્યાનસ્થ સ્થિતિમાં રાખે.

૨ ફોટોગ્રાફીમાં લાઇટીંગ ઇફેકટ અને સુંદરતાવાળા કમ્પોઝીશનો અને સુપીંગ આવે.

ક અને વધુમાં નદી, સરોવરો, જંગલો યા મહાન રણ સંગ્રામો અને સેટીંગો વાર્તા તદ્દન અનુસરતા અને કોઈ-પણ ઉણપ સિવાયનાં થાય.

વધુ સુધારા તરીકે રંગીન ચિત્રપટો અને બોલતા ચિત્રપટોના અણુધારા વાગે છે પણ તે કોઈ રીતે વસ્તુ સ્થિતિમાં ફેરફાર કરે તેમ લાગતું નથી. માત્ર એક શોધખોળમાં વધારો ગણાઈ બાજુ પર રહેશે.

વાર્તામાં યા અમુક નાયક નાયીકામાં રસ લેતા પ્રેક્ષકને ચિત્રપટમાં રંગ એ મ્હોટે રસ્તેથી ચાલી જતા વટેમાર્ગુને મકાનના રંગ રોગન જેટલો જ ધ્યાનમાં આવે, કારણ જો તેવી દરેક બાબતનું ધ્યાન આપી ધોરી રસ્તે ચાલે તો જરૂર કોઈ મોટર યા ગાડી નીચે ચગદાઈ જાય.

તેવી જ રીતે બોલતા ચિત્રપટો નાટ્ય પ્રયોગ સાથે બીનઉપયોગી છે. માત્ર થોડો સમય નવીનતા તરીકે પ્રેક્ષક વર્ગને ખેંચે પણ તે હંમેશ માટે નહિ. કારણ ભાષા દરેક રાષ્ટ્રની તો જુદી જ. તેમાં વળી હિંદ જેવા દેશને તો બાર ગાઉએ બોલી બદલાય.

બીજું એકે શબ્દોની ગેરહાજરી હોતાં પ્રેક્ષકોમાંનો દરેક પોતાના વિચાર પ્રમાણે ચિત્રપટમાં બનતા બનાવોને સમજી લઈ, વસ્તુ સંકલનાને ધારી લઈ પ્રયોગમાં પુરતું લક્ષ દોરવી રાખે છે જ્યારે શબ્દો વચમાં હોવાથી તેને પોતાના કર્ણોને તે તરફ દોરી તે ઉપરથી તેમજ વળી દૃષ્ટિથી બન્ને તરફથી મગજ ઉપરથી સ્ફુરતા વિચારોને એકત્ર કરવા જતાં તેને જે ગાઢ પ્રોત્સાહન મળતું હોય તેમાં ખામી પહોંચાડે છે.

પણ બીજી તરફ લક્ષ દોરતાં તો ચિત્રપટોનું ગૃહબળ ઘણુંજ જોર કરે છે. એટલે કે અમુક પ્રકારના પ્રચારક તરીકે યા શિક્ષક તરીકે તો મહાન લેખક યા શિક્ષક કરતાં વધી અને જગત ગુરૂ બને. એટલે ટુંકમાં ચિત્રપટો શિક્ષણ અને કળાને અંગે આગળ વધતાં જશે અને નાટ્યગૃહો યા પ્રેક્ષકો માટે નહિ.

એક ડાક્ટર કોઈ એક અસાધારણ ઓપરેશન કરે, તેની ફીલ્મ લેવાય અને તેમાંની ખાસ સમજુત તે બોલતો જાય, જેનું બોલતું ચિત્રપટ તૈયાર થય, અને જો તે હજાર ફીટનું હોય તો આશરે બે હજાર રૂપૈયાનું થય જે દુનીયાની વૈદિકશાળાઓમાં દેખાડી શકાય અને કવચિત મળતા આવા ઓપરેશનનો લાભ દરેક ડાક્ટરો યા ડાક્ટરી વિદ્યાર્થીઓને મળે અને તે ઘણુંજ સસ્તું અને સહેલ થઈ પડે. જ્યારે તે ઉપર લેખ લખી, પ્રકાશક મારફતે દરેક ભાગમાં બહાર પાડી પ્રતો વ્હેંચવાથી પણ પુરૂં સમજણ પડે નહિ.

તેવીજ રીતે સાયન્સનો કોઈ મહાન પ્રયોગ દુનીયાના કોઈક ખુણે કેટલાક પૈસાના અને મગજના ભોગે ફળીભૂત થાય તો તે દરેક શાળાઓ યા યુનીવર્સિટીઓને અજમાવવામાં ફરી ખર્ચ, સમય અને મગજનો વ્યય થાય અને તેમ થતાં પણ તે પ્રયોગ બધે ફળીભૂત થાય કે કેમ તે વિચારવા જેવું છે. જ્યારે તેને જો પ્રથમ જ ફીલ્મ દ્વારા ઉતારી લેવામાં આવે અને તે દરેક વિશ્વવિદ્યાલયો અને સંસ્થાઓ મારફત દેખાડવામાં આવે તો જરૂર તે ઘણુંજ સસ્તું તેમજ સહેલ થઈ પડે. અને આવો પ્રચાર થતાં તેવા વિષયના લેખકો યા પ્રકાશકોની પદ્દિ સીનેમેટોગ્રાફર છીનવી લેવાની બ્હીક રહે છે.

ઉપર પ્રમાણેની પ્રગતિ થોડી ઘણી તો પાશ્ચિમાત્ય દેશોમાં થઈ છે અને તેથીજ પુરતી ઉમેદ રહે છે કે શાળાઓમાં, પુસ્તકોમાં દરેક વિદ્યાર્થીને જુદો જુદો કરવો પડતો ખર્ચ બચે. સર્વે સાથે બેસી ચિત્રપટ દ્વારા તે વિષયનું શિક્ષણ લે અને અન્તે એ બાબત ખર્ચ, સમય અને મહેનતનો—શિક્ષક તેમજ વિદ્યાર્થીઓને-બન્નેને બચાવ હોવાથી ટેક્ષ બુકોની જગા ફીલ્મરીલ્સ લે, અને દરેક સ્કુલ રૂમમાં બ્લેકબોર્ડની જગા પ્રોજેક્ટરો છીનવી લે એવી પ્રગતિ નજર સ્હામે ધારણામાં ખડી થાય છે.

આ બાજુ આ પ્રગતિ ચાલુ રહે તે અરસામાં તેના અંગરૂપ મશીનોની પણ પ્રગતિ ચાલુ રહેવી જોઈએ અને સહેલાઈથી થોડે ખર્ચે વાપરી શકાય તેવા કેમેરાઓ, પ્રીન્ટીંગ મશીન તથા પ્રોજેક્ટરો દિન પ્રતિદિન બહાર પડતાં જાય તેમાં નવાઈ નથી અત્યારે જ બજારમાં દીવસે દિવસે ઓછી કીંમતનાં અને સહેલાં જેવા મશીનો આવવા લાગ્યાં છે તો ભવિષ્યમાં હાલ જેમ સાદા કેમેરાઓ દરેક કુટુંબોમાં પેસી ચુકયા છે અને મોશન પીકચર કેમેરાઓ પણ (બેબી પાથે જેવા) કોઈ ટપકી નીકળ્યા છે તો આવતાં વિશ વર્ષમાં ફોનોગ્રાફની માફક ઘેરઘેર કુટુંબના બાળકોને શિક્ષણાર્થે, યુવકોને, ચેતવણી અર્થે અને વૃધ્ધોને જુની યાદ આપવા યા થોડો સમય સર્વેને આનંદ કરાવવા અર્થે પ્રસરી જાય તેમાં કાંઈ નવાઈ નથી. અને આ પ્રગતિને અંગે લાયબ્રેરીઓમાં અમુક વિષયનાં પુસ્તકો શોધવા જવાને બદલે દરેક ફીલ્મ સ્ટોરોમાં તેવા વિષયનું ચિત્ર પણ લેવા દોડી જાય એ પણ બનવા જોગ છે. અને ખાસ કરી આવા પ્રચાર માટે વિશ્વમાં ફીલ્મોની બે ત્રણ, વખારો પ્રજા ઉપયોગ માટે તો છે જ તો પછી બધી લાયબ્રેરીઓની જગાએ ફીલ્મ સ્ટોરો ઉભા થાય તે પણ સહજ જ લાગે છે. આ સર્વ સંજોગોને આધારે આટલો બધો ઉપયોગ થતો જમાનો આવે તો હિંમત ભીડી એમ પણ કહી શકાય કે આજે તમો તમારા વડીલોનાં ચિત્રો જે ઘરમાં ખર્ચ કરી યાદગીરી તરીકે રાખેલાં હોય છે અને તે જોઈ ખુશ થાઓ છો તેમ તમારા પૌત્ર પૌત્રો તમોને તેમના ઘરના પ્રોજેક્ટરો મારફતે તમારી કરણીને જોઈ આનંદ લેશે યા તો હસશે! જેવા તમારા કુળદીપકો!

ઉપર જણાવ્યા પ્રમાણે આ હુન્નર જો આગળ ધસે તો. હદ કરતો. પ્રચારક સમીતીઓના, ધાર્મિક સંસ્થાઓના,

સીનેમાની લાઈનના આગેવાન જાણીતા વેપારી.

# મેસર્સ પટેલ બ્રધર્સ

પોસ્ટ બોક્સ નં. ૨૦૦૯  ૫૩૬ જર મહાલ કાલબાદેવી રોડ, મુંબઈ નં. ૨.

**સ્ટાર ફીલ્મ્સ અને રોયલ આર્ટ સ્ટુડીઓના સોલ એજન્ટ.**

અંગ્રેજી અને અમેરીકન ડ્રામાઓ અને સીરીઅલોનો મોટો જથ્થો.



"ડ્રીમ ટુ ધ નેટ" } હિંદ ગુજરાતી
"ફ્રીટીઍથ ડૉર" } ટાયટલો સાથે



પાથેની રંગીન ફીલમ—
"સુલતાનાસ ઓફ લવ"
હિંદ ગુજરાતી ટાયટલો સાથે.



પાથેની ખાસ રંગીન ફીલમ
"ઇસસ ક્રાઇસ્ટ"

---

જરમન તદન નવા મારકાનાં
ડ્રામાઓ.
"હેરી હીલ્સ ચેઝ ઓફ ડેથ
અને
"ક્રાઇમ ઓફ હાઉન્ડસડીચ"

---

દેશી ફીલમોનો મોટો જથ્થો–સીનેમાને લગતો તમામ સામાન–મશીનો–સ્પેરપાર્ટસ–સીમેન્ટો–વિગેરે વિગેરે–ઝીણામાં ઝીણીથી માંડી મોટામાં મોટી ચીજ–સારી સસ્તી અને ટકાઉ અમારે ત્યાંથી મળશે.

પત્ર વ્હેવાર કરવાથી સીનેમાને લગતી કોઇ પણ બાબતનો સંતોષકારક ખુલાસો મળશે.

ઠેકાણું નોંધી લ્યો. } **પટેલ બ્રધર્સ.** સીનેમા સ્પેસીઆલીસ્ટ.

જર મહાલ કાલબાદેવી—મુંબઇ ૨.

# ડાયરેકટરની કહાણી

લેખકઃ- રા. કેશવલાલ ગોવર્ધનદાસ

"બૈરી કે બલા?" નો સીનાર્યો લખતા, લખતાં, મારાં લોહી અને પાણી એકત્રતાને અરતાં હતાં, લખવામાં હું તલ્લિન બન્યો હતો. અત્યંત રસપુર્ણ દશ્યો લખવાનાં આવ્યાં, ત્યાં તો 'સાંભળો છો?" કહેતાં મીસીસ મારા રૂમમાં બેધડક ઘુસી આવ્યાં. મારી 'ફ્રન્ટીયરમેલ'ની ઝડપે ચાલતી કલમે એકદમ સ્ટેશન કર્યું.

વગર પુછયે, વિણ કહાવ્યે, કોઇને પણ મેં મારા રૂમમાં આવવાનો પરવાનો નહોતો આપ્યો. ઓરડાની બહાર રજા સિવાય અંદર આવવું નહિં'નું બોર્ડ પણ મારેલું હતું, તેમ છતાં એણે સ્પૃહા ન ધરી.

"ઓ-તારીની-"શબ્દો હોઠ પર આવતાં આવતાં અટકી ગયા.

"કેમ? તને કોણે તેડાવી'તી?" હું ચીડાયો હતો.

"ઓહો! શું તેડાવો તોજ અવાય એમ?" મીસીસ બોલી ઉઠયાં; "ઉઠો, આ છોકરાને બાઇસીકલ પર ફેરાવી આવો."

"તારૂં કામ કરીશ? જા મારે હજી લખવું છે."

"લખજો કાલે. આખો દિવસ પડયો છે." મીસીસે પણ મારૂં માથું ફેરવી નાખ્યું.



મી. તારણે
જાણીતા બુકીંગ એકસપર્ટ

એટલામાં તો પેલો તોફાની છોકરો પણ ફુટબોલ ઉછાળતો ઉછાળતો રૂમમાં દાખલ થયો, અને એકજ 'કીક'માં ફુટબોલથી ટેબલ પરનો શાહીનો ખડીઓ મારા લખેલા કાગળો પર ઉંધો વાળી નાખ્યો.

ભુખ્યા વાઘની પેઠે ચીડાઇ "સાલા કમબખત, ઉભો રહે." બરાડતો હું છોકરાને પકડવા ખુરશીમાંથી કુદી પડયો. પણ એ ઉભોજ શાનો રહે? ત્યાં તો છોકરાને ખબર નહિ-શુંયે નાખ્યું હોય, તેમ મીસીસનો પિત્તો ઉકળ્યો, અને બબડવા મંડયાં "કંઇ બોલવાનો ખ્યાલ તો રાખતા જાવ?" મીસીસના શબ્દો સાંભળી મને ભાન આવ્યું, મોંમાં આંગળાં નાખી મેં વિચાર્યું કે છોકરાને ન છાજતું કહેવાઇ ગયું.

"ઠીક! હવે એને કયાંક બહાર લઇ જાવ. કયારનો લોહી પી ગયો છે."

"આજે નહિ. મારે જરૂરી કામે જવું છે" કહી હું કોટ ટોપી પહેરી નીચે આવ્યો. જોઉં તો કીકો સાઇકલ પાસે ઉભો હતો.

"કાકા! હું આવું છું."

"ના" એટલુંજ બોલી, મેં સાઇકલનાં 'ચેઇન અને લોક' ખોલી, સાઇકલને ઠેલી બહાર કહાડી. એક ટાયર ઢીલું જણાવાથી, હું પંપ કરવા મંડયો. હવા ભરતાં મારો તો દમ નીકળી ગયો. અને મને માલમ પડયું કે ટાયર પંકચર હતું. મને તરતજ શક ગયો કે પોરીઆને ફરવા લઇ જવાની ના કહી, વળી એ નીચે સાઇકલ પાસે ઉભો હતો, એટલે મસ્તીખોર છોકરાનું એ કામ હોય.

હજુ તો હું વિચારી રહ્યો હતો, એટલામાં "મો...જ મજાહ" પેપર. વાંચો 'છુપી પોલીસ' કિંમત એક આનો." કરતો એક ઓળખીતો ફેરીઓ મારી પડખે ચડયો. "શેઠ પેપર લ્યો." "બેઉ લાવ" કહી ખીસ્સામાંથી બે આના કહાડી ફેરીઆને પકડાવી દીધા.

પેપર લઇ, સીધો સામેની સાઇકલવાળાની દુકાને ગયો. સાઇકિલવાળાને પંકચર સમું કરવાનું કહી, ત્યાં પડેલી એક જુની પુરાણી બાવા આદમના વખતની લોઢાની ખુરશીમાં બેઠો. 'મોજ મજાહ'નું પહેલું પાનું ઉઘાડતાંજ "ઈશ્વરને અરજી"નું કાવ્ય જોયું, બીજું પાનું ઉઘલાવ્યું અને "સાહિત્ય સલુનમાં કલમની અસતરાબાજી" રમુજી સ્કેચ. લખનાર 'રા. ઉલ્લુ'ના શીર્ષક પર મારી નજર ગઇ. હું હસ્યો. એક પછી એક પાના જોઇ 'સીનેમાના સમાચાર' વાળું પાનું વાંચવા લાગ્યો. વાંચતાં વાંચતાં, મારી દૃષ્ટિ નીચેની કોલમ પર પડી.

જોઇએ છે-શ્રી નવિન ફીલ્મ કુ. માટે પગારદાર સીનેર્યો લેખક, એક કુશળ ડાયરેકટર, એકટરો, એકટ્રેસો, સુતાર દરજી, હજામ વિ૦ વિ૦ લખો અગર મળો;

મેનેજર શ્રી નવિન ફીલ્મ કુ૦ ભાયખલા (બોમ્બે.)

સાઇકલ રીપેર થઇ. એ પર સ્વાર થઇ, મેં સાઇકલને પુર વેગે દોડાવી વાડી બંદર પાસે આવતાં એક ૪-૫ વરસનું બુલકું બીસ્કીટ ખાતું ખાતું, સાઇકલની ઝડપમાં આવી ગયું. હું ગભરાયો. "જો સાઇકલને મારી મુકું, તો જેણે મને 'એકસીડેન્ટ' કરતાં જોયો હોય, એ બુમો પાડીને મને પકડાવે એમ વિચારતાં હું સાઇકલ પરથી ઉતર્યો. પેલા બચુકડાને વધારે આંચ આવી નહોતી. જમીન પર પટકાતાં ગોઠણ સેજ છોલાઇ ગયો હતો, અને માથામાં નાનું ઢીમણું ઉપસી આવ્યું હતું. છોકરાને ઉભો કરી, ચાર આના હાથમાં આપ્યા, અને બે ચુમીઓ લઇ "ડાહ્યો, દીકરો. જો રાય નહિ હે" એ રીતે એને ફોસલાવી, સાઇકલને આડી અવળી ગલીઓમાં મારી દીધી.

કંઇ શોર બકોર થયો નહિ; નિર્વિઘ્ને મારાથી આયફલા પહોંચી શકાયું.

(૨)

કહેવાની જરૂર નથી, કે શ્રી નવીન ફીલ્મ કું૦ વાળા મારા નામથી પુરા માહિતગાર હતા, અને એથી સારા પગાર પર મારી લેખક અને ડાયરેકટર તરિકે નીમણુક થઇ. (સેવક પાસે ભાગીઆ-ઓના ઝગડામાં અકાળે વિરમેલી, એક સુંદર ફીલ્મ કુ૦ ના ડાયરેકટર તરિકેનું સર્ટીફીકેટ પણ હતું, અને આથી પહેલું ચાન્સ મને મળ્યું.)

થોડા વખતમાં એકટર્સ અને એકટ્રેસીસ પણ પુરતા મળી આવ્યા. સ્ટુડીઓ પણ કમ્પલીટ થઇ ગયો હતો. મને મારી વારતા જલ્દી પુરી કરવાનું ફરમાવવામાં આવ્યું, અને અલ્પ સમયમાં શ્રી નવિન ફીલ્મ કું. ના પહેલા પ્રોડકશન રૂપે મારીજ લખેલી, અને મારાજ હાથે ડાયરેકટ થયેલી ફીલ્મ 'બૈરી કે બલા?' બ્હાર આવી, અને પ્રજાની સંપુર્ણ પસંદગી મેળવી ચુકી.

અમારી કું. ની એક એકટ્રેસ કે જેને અમેજ ફકત (ફકત કંપનીના જાણીતા માણસો) 'મસ્તાન માશુક'ના ઉપનામથી સંબોધતા, એ મીસ વીજળી હતી. અષાડ માસમાં નભ મંડળે કાળાં ઘેરાં વાદળાઓમાં ઝબુકતી વીજળી કેવી પલકારા મારે છે! એવીજ રીતે બ્લુરંગની ઉમદા રેશમી સાડીમાં મીસ વીજળી પાર્ટમાં ઉતરતી વખતે ઝબુકતી, આંખનાં પલકારામાં પ્રેક્ષકોને આંજતી અને સ્મિત હાસ્ય સ્ફુરાવી, જોનારના હૃદયને ઉથલ પાથલ કરી દેતી.



મી૦ પાંડુરંગ નાયક

એક સારી આશા આપતા ફોટોગ્રાફર

યુવાની! તેની રગે રગમાં સરિતાના પુરની પેઠે વહે જતી હતી. મીસ વીજળીનાં સર્વે ગાત્રો, એવાં તો ઘાટીલાં હતાં, કે તેના દીદાર કરવા, અનેક સૌંદર્યના પુરતાક, આપ કમાઇવાળા અને લહેરી લાલાઓ, અમારા સ્ટુડીઓ પાસે ચક્કર મારી જતા, અને લાગ મળ્યે ચોરની માફક અંદર ઘુસી આવતા.

મીસ વીજળીને કાળા અક્ષરો સાથે પૂર્વનું વેર હતું. કંઠ આબાદ હતો. નાચ સારો જાણતી, જ્યાં એકટીંગમાં બીજી નાટકમાંથી આવેલી એકટ્રેસો એને પહોંચવાં દેતી ન્હોતી.

પોતાને ફીલ્મમાં મુખ્ય પાત્ર મળે, એ તેની મહત્વાકાંક્ષા હતી; અને મને એ જણાવતાં, હું એને પાવરધી કરવા અવનવી એકટીંગ શીખવતો. તેના માંસલ બાહુ પર હાથ મેલી કહેતો:—

“જુવો! અંગ યત યનાટ આમ કરવા જોઇએ” “વળી એના ગુલાબના ગોટા જેવા ગાલને ચીમટી લઇ, સમજાવતો કે:- “મ્હોડું આમ રાખો.” કમરમાંથી પકડીને સમજાવતો, “મીસ વીજળી! તમે બાગની અંદર વૃક્ષને વિંટળાઇ રહેલી વલ્લરી જોઇ છે?” એ ધીમેથી મારી પ્રત્યે કામણગારાં નયનો ફેંકતી “હા” ભણતી. મુખોમાં હસી હું શીખાવી દેતો કે, “તમારે પણ તમારા પ્યારાને એજ પ્રમાણે વિંટળાઇ રહેવાનું છે.” વિ૦ વિ૦ ઘણુંયે શીખવતો.

મેં એની ઓળખાણ પુછી. હસતાં હસતાં ટાળો, મારી લીધો હતો કે–“તમે તો કયારેય ચા પાણી પીવાડવા ઘેર પણ બોલાવતાં નથી.” એનો અજબ તરેહથી પ્રત્યુત્તર વાળી, એ મુદ્દાની વાત પરથી છટકી જતી.

(૩)

એ અરસામાં મીસીસને......દેશમાં જવું પડયું. માને ગયો આઠ માસના પગારે વેકેસન મળવાથી કાઠીઆવાડની રહેલગાહે સીધાવ્યાં; અને બંદાના માટે મેદાન સાફ કરતાં ગયાં હતાં.

તક મળી આવેલી જોઇ, મેં પણ ઘર બદલાવી નાખ્યું અને મારી મસ્તાન માશુકને એકટીંગ શીખવા કોઇ પણ વખતે મારે ત્યાં આવવા માટે બીન શરતી પરવાનો લખી આપ્યો. એ રીતે અમારે દિલ્લગી થઇ. મોટાભાગે વધી સાથે ફરતાં હરતાં, અને યથેચ્છ મોજ મજાહ માણતાં. સાંજે સ્ટુડીઓમાંથી ઘેર વળતાં ચોપાટી, હેંગીંગ ગાર્ડન કે એપોલોબંદર તરફ ફરવા ઉપડી જતાં.

સંધ્યાકાળ વહી ગયે પાછાં ફરતાં કોઇ કોઇ વખત 'સપર' માટે હું મીસ વીજળીને મારે ઘેર લઇ જતો. આ પ્રમાણે અમારી વચ્ચે મિત્રતા થઇ, અને સીનેમા કુ૦ ના અમુક એકટર્સ, લેખક, ડાયરેકટર કે પછી ખુદ માલીકને એકટ્રેસોની જોડી પેઠે અમારી પણ યુગલ જોડી મળી.

(૪)

એક દહાડો સાંજે પગાર અને વાર્તાઓની કિંમત વિ૦ મળી રૂ. ૭૦૦—ની નોટોનું બંડલ અને થોડા રોકડા રૂપીઆ અમે ઘેર આવ્યાં, ત્યારે ટંકમાં મુકી ફરવા નીકળી ગયાં.

બીજે દિવસે લગભગ દસ વાગ્યે, જ્યારે હું સ્ટુડીઓ તરફ જવા તૈયાર થયો, ત્યારે 'મસ્તાન માશુક' તો હજુ ઘોરતી હતી. ચ્હા બનાવી, મેં એને ચ્હા પીવા ઉઠાડી, પણ “મારું માથું દુઃખે છે” કહી પથારીમાંથી એ બેઠી ન થઇ. હું ચ્હા પી ચાલ્યો ગયો,

મારી 'મીઠી' માંદી હોવાથી, આવી પણ ન શકી, અને એથી મારો પણ જીવ ગભરાયો, અને એને એ હાલતમાં મુકી હું ચાલ્યો, આવ્યો એ મારી ભૂલ માટે મને પસ્તાવો થવા લાગ્યો. આજે નવી ફીલ્મની રીહર્સલ હોવા છતાં હું જેમ તેમ કામ ટપાવી વિક્ટોરીઆ કરી ઘેર પહોંચ્યો.

ઘેર જઇને જોઉં તો ઘરને ખંભાતીઉં! મને તો ટાઢક વળી, કે એને આરામ હશે, અને ક્યાંક બહાર ગઇ હશે. મારી પાસે પણ એક ચાવી રહેતી. મેં ઘર ખોલ્યું, અને આરામ પડયો. ટેબલ જોયું, તો ડેસલ્સ ટીનમાં સીગારેટ ખલાસ ખીસ્સામાં હાથ નાંખ્યો, ત્યાં રોકડા ૦-૬-૯ નીકળ્યા. કારણ એજ કે રૂ. ૨] તો ગાડી ભાડું ચુકવ્યું હતું. ટૂંકમાંથી પૈસા કઢાડવા ટૂંક ખોલ્યો. નોટોનું બંડલ અને રૂપીઆ જે જગ્યાએ રાખ્યા હતા, ત્યાં જોઉં તો કંઇ પણ ન મળે. ખુણે ખાંચરે તપાસ કરી; પરંતુ હોય તો હાથ લાગે ને? આખા ઘરમાં ઠેકાણે ઠેકાણે જોઇ વળ્યો, પણ નિરર્થક. 'હાથનાં કર્યાં હૈયે વાગ્યાં' મીસ વીજળીએ મારા જીગરમાં વીજળી મુકી આગ લગાવી હતી. અબળા કહેવાતી સબળાએ પોતાનો હાથ ફેરવી દીધો હતો. પોલીસને ખબર આપવી પડતી મેલી, એ 'રાંડયા પછીનું ડહાપણ' હતું. જાણે કંઇ બન્યું જ નથી, એમ થપાટ મારી એરંડીઉં પિધેલ જેવું ડાચું, લાલ રાખ્યું.

( ૫ )

એ વાતને વર્ષો વિત્યાં, દરમ્યાન હૃદય ચિત્રપટ પર અનેક [illegible]વો બની ગયા; રેંટના ઘડાની પેટે ક્રમવાર બદલાતા ગયા. મીસ વીજળીએ મારી આંખો પુરી ખોલી મને સુધાર્યો હતો. હું મારી પત્નિ સાથે અતિ રસીક અને સ્નેહાળ બન્યો. અને એ સંસ્કારોના પ્રતિબિંબ રૂપે મારી પ્રિયતમા પણ સંસ્કારી સુઘડ અને પતિ પર પ્રાણ નોછાવાર કરે, એવી સુશીલ બની રહી હતી. અમો દંપતિ, અમારાં વ્હાલાં બાલુડાં સાથે સુખી ગૃહસંસારના અનિર્વાચ્ય આહલાદ ઉપભોગમાં અપરિમિત સ્નેહમય લહાવામાં રાચી રહેતાં.

'મીસ વીજળી' વાળો પ્રસંગ ભુંસાઇ જવા જેવોજ બની રહ્યો હતો.

એક વખત અમારી કંપની 'આઉટડોર' સીન લેવા, વડોદરા આવી હતી. હું સાથેજ જતો હતો. સવારમાં મોર્નીંગ વોક માટે હાથમાં વોકીંગસ્ટીક લઇ હું એક સુંદર લત્તામાંથી પસાર થતો હતો. અનાયક મારી નજર ઘરના આંગણામાં સાથીઆ પુરતી, યુવાન રમણી પર પડી. એ યુવતિ અતુલ રૂપરાશી હતી. અત્યારે એણે સ્વચ્છ અને સફેદ કાળી ફુલવેલ વાળી, કિનારની ખાદીની સાડી પરિધાન કરી હતી. કુમકુમાંકિત ચોળી પણ શુધ્ધ ખાદીનીજ દીસતી હતી. ચાંલ્લો, એના ભલાપ્રદેશને દીપાવી રહ્યો હતો. કુદરતી રીતેજ એને દૂરથી નીરખતાં પણ મને એની પ્રત્યે સદ્‌ભાવના ઉદ્‌ભવી. નજીક આવતાં, હું ચોંક્યો. દષ્ટો દષ્ટ મળી. યુવતિ ગભરાઇ રહેજ કંપી, અને સફાળી બેઠી થઇ ગઇ, મારા તરફ જોઇ "આવો" એટલાજ શબ્દો બોલી. હું તો અનેક સંકલ્પ વિકલ્પ કરી રહ્યો હતો.

આ પળે ઘરમાંથી એક સજ્જન જણાતો પુરૂષ બાળક સાથે બહાર આવ્યો. બાળક પણ 'બા બા, કરતું, એ બીને વળગી પડયું. હું તો આ ચેષ્ટાઓ જોવામાંજ તલિન બન્યો હતો. (એ રમણી મીસ વીજળીજ હતી.)

મને વિનયથી અંદર લઇ જવામાં આવ્યો; એ ગૃહસ્થે પોતાની. વિધવા ઉધ્ધારક મંડળના આસીસ્ટંટ સેક્રેટરી તરીકે ઓળખ આપી. મીસ વીજળીનો સુખી ગૃહ સંસાર જોઇ, હું ઘણો ખુશ થયો. અને ઇશ્વર એ દંપતિને અત્રુટ સુખનાં ભોક્તા બનાવે, એવો હૃદયથી આશીર્વાદ આપ્યો. અમુક સમય વાતચિતો કર્યાં બાદ, ચ્હા પાણી લઇ, મેં ત્યાંથી માન સહિત વિદાય લીધી.

'મસ્તાન માશુક' હવે 'બંસરી બાળા'ના નામે ઓળખાય છે. પ્રિય વાંચનાર! મીસ વીજળીનું અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ થયું, જીવન ફુલવાડી બન્યું, એ કોને આભારી? એની શુભ વૃત્તિઓને? 'વિધવા ઉધ્ધારક મંડળને? કે એના સેક્રેટરીના ઉદાર ભોગને?

સંપુર્ણ.

# શારદા ફીલમ કંુની અદભૂત કૃતિઓ

## ટુંક વખતમાંજ બતાવવામાં આવશે

૧

ગુજરાતી સાહિત્યના પ્રચંડ
લેખક મી. યાજ્ઞિકની
અદભુત પ્રસાદી

## અજબ કુમારી

રાજસ્થાનનો જાણીતો
સફો જેમાંનો ફાંકડો
શૃંગાર વેરની
વસુલાત માટેની
ભયંકર પ્રતીજ્ઞા અગ્ની-
દેવની સાક્ષી ની. દીલ
હલાવનારા પ્રસંગોથી
ભરપુર

૨

એક પ્રબળ કલ્પનાનું સુંદર
પરિણામ

## રત્નમંજરી

એક ઠગારી રાજ
કુમારીને હાથે ફસાયેલો
રાજકુમાર તથા
અદભુત-પ્રસંગો અને
અવનવી ટ્રીકોથી
ભરપુર એક ચેલેંજ
ફેંકતુ ચીત્રપટ

બન્ને ફીલ્મો માટે થીએટર અને તારીખ જોતા રહેજો

અમારાં ચિત્રપટોની બુકીંગ માટે લખો—**મેસર્સ મયાશંકર ઠકર એન્ડ કું.**
૪૭, એ. એપોલો સ્ટ્રીટ--કોટ મુંબાઇ.

આ પત્ર તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઇ, ગીરગામ ખાતર બિલ્ડીંગમાં મોજ-મઝાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી
ત્યાંથી પ્રગટ કર્યું છે.

માર્દન થીએટર્સ લી. નું આખા હિન્દમાં બિનહરીફ ચિત્રપટ !

છેલ્લું અઠવાડીઉં
૧૦ ભાગ

# રામાયણ

છેલ્લું અઠવાડીઉં
૧૦ ભાગ

મંગળવારે હનુમાન જયંતિનો તહેવાર હોવાથી ખેલ ૨ વાગેથી શરૂ કરવામાં આવશે

શુરવીરતા, ધાર્મિક શ્રધ્ધા, પતિવ્રતા, પ્રેમભકિત

વગેરે ગુણોના જેવા અને મનન કરવા યોગ્ય બનાવો અને દેખાવો.

આ અઠવાડીએ ચિત્રપટમાં કંઈ ઓરજ રંગ આવે છે !

સીતા હરણ ! હનુમાનજીની ચતુર્તા ! રાવણ અને સીતા !!

સીતા હરણ ! લંકા દહન ! રામ રાવણ યુદ્ધ.

## અંતે રામચંદ્રજીના હાથે રાવણનો થયલો વધ

સીતાજીની પુરવાર થએલી પવિત્રતા !

વખતઃ—પાા, ૭, ૮ાા, ૧૦ાા, શની રવિ ખેલ ૩ાા વાગે

ભાવઃ—રૂા. ૨, ૧, ૦ાા, ૦ા ૦ા ૦)॥ ટેક્ષ સાથે

આવતા અંઠવાડિએ ધાર્મિક ચિત્રપટ " નળ દમ્યંતી " હીંદુ

ચઈત્ર માસના પવીત્ર દીવસો માટે ખાસ

## ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ



ચઇતર શુદ ૧૩ )　　રવિવાર તારીખ ૨૫ એપ્રીલ ૧૯૨૬　　( વર્ષ ૩ જું. અંક ૪થો

આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે કોઇ જીવંત વ્યકિત પરથી ઉપજાવી કાઢેલાં નથી. અ. મો મ

## મદમસ્ત તરૂણીઓ.

સુધરેલ તરૂણીઓ મનમદ ધરતી, ચાલે આંખો મારી,
છટકેલ ગૃહિણીઓ ઘર ઘર ફરતી, ચાલે આંખો મારી,
શિયળ પર ફેરવી વારી, નીતિને સાવ વિસારી,
મારી બપોરા બહુ ભારી,
નિડર પણે મનમાને તેવી મોજ માણનારી—સુધરેલ

પતિ બિચારાને મરકટવત નોનમ નાચ નચાવે,
અર્ધ સાધવા આપતણો બદાના બહુ સાવ બનાવે,
તરણાને તોલ બનાવે, પૈસનું પાણી કરાવે,
સ્વામી પર હુકમ ચલાવે,
નવા નવા વળી વેવ દિવસમાં દમ વીઠ ધરનારી—સુધરેલ

સ્વામી-પણ રાચી રૂપે દેખી કહીને બોલાવે,
ધમકાવે ધણીયણી તોયે અંતર રોષ ન આવે,
મન ચપલાં લાડ લડાવે, નોકરી દિન રાત બજાવે
જ્યાં ત્યાં સ્ત્રીના ગુણ ગાવે,
આમા પણ વર્તીને કરી ઉમંગ ઉતરનારી—સુધરેલ

કરે કેલી ઉપાડેલી શય્યા પર નરસંગે પ્યારે,
જ્યાં નાથના નેત્ર વિરે નવ આવે ઘેર સવારે,
ઉલટા સ્ત્રી લાજ વધારે, જ્યા ત્યાં પર રોષ ઉચારે,
ઘર પોતાનું ન સુધારે,
સદાચાર કુળરીત શરમ પતિભક્તિ તજનારી—સુધરેલ

સાંજ સવારે ગયા વિના ફરવા જરીયે નવ ચાલે,
પહેરે સ્ટોકીંગ બુટ અને ફર છત્રી આજુક ઝાલે,
આંખો પર ચશ્મા ઘાલે, વળી ચાલ મેડમની ચાલે,
થઇ સ્વતંત્ર જ્યાં ત્યાં મ્હાલે,
ગુન્હો છુપાવા આપ, લાંચ નોકરને દેનારી—સુધરેલ.

રાખે ખાસ લટકતા અંબોડા ચીર ફરે ઉપડે,
તરેહ તરેહનાં તેલ નાખીને સેંથા આડા પાડે,
અત્તર ને સેન્ટ ઉડાડે, ખરા પાઉડર ખુબ લગાડે,
કરી ચાળા-છળ દેખાડે,
ટાપ ટીપ કરી આડમાં સમય ગાળનારી—સુધરેલ

કરે સભાવન વળી-કાઢવા નામ સભામાં જાયે,
હોય ઓટા પર મીઠું પણ મોઢામાં જ કરાવે,
પગને કહેવા સજ્જ થાયે, નર સુધરે આપ જરાયે,
સુધારાનો મહિમા એ!—
આજ કાલની સતીયો પર "વજરાન" ખમીદરી

શાસ્ત્રી રેવાશંકર મેઘજી.

---

# જુબેદા

## અથવા

# રહસ્યમયી રમણી

## પ્રકરણ ૧૦ મું.

ધીમે ધીમે મૃતવ્યક્તિ સમાધી શય્યામાંથી ઉઠી બેઠી થઇ. ત્યાર પછી તે અમારી સામે આવીને ઉભી રહી. તેનાં બન્ને ચક્ષુઓની પાંપણો જરા પણ હિલતી ન હોતી. દૃષ્ટિ સ્થિર હતી. જાણે કે મારબલની પથરની બે આંખો જડી લીધી હોય તેવો ભાસ થતો હતો. તેની ચામડી એટલી તો પાતળી હતી કે, મ્હેડા ઉપરનાં બધાં હાડકાં ગણી શકાય એમ હતું તેની આંગળીઓના અગ્રભાગે આવેલા નખ લાંબા થઇ વળી ગયા હતા અને પશુઓના નખ જેવા દેખાતા હતા.

હું અવાક્ બની આશ્ચર્યમય દૃષ્ટિથી તેના તરફ જોતો ઉભો રહ્યો. મારા મ્હોડામાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. મારો આવી રીતનો ભાવ જોઇ જુબેદાએ કહ્યું-"આમીન! આમ બાઘા જેવા થઇ શું જુઓ છો? કોઇ દિવસ મરેલા માણસને જોયો નથી શું?"

"ઘણાને જોયા છે, પરંતુ આ વ્યક્તિ શું મરેલી છે? મરેલો માણસ આમ ઉઠીને ઉભો થાય અને ચાલવા લાગે? મરેલા માણસના દેહમાં પ્રાણનો સંચાર થાય એ અત્યારે પ્રત્યક્ષ જોવા છતાં પણ હું માની શકતો નથી." એકાએક મારા મનમાં વિચાર આવ્યો કે, શું આ ઇંદ્રજાળ તો નહિ હોય?

જુબેદા બોલી:-"શું તમારી બુધ્ધિનો લોપ થઇ ગયો છે? મેં તો તમને પહેલેથીજ સ્પષ્ટ રીતે કહ્યું છે કે, આ મૃત વ્યક્તિ છે ત્રણ વર્ષ પહેલાં તેનું મૃત્યુ થયેલું છે. તો પણ તમે અવિશ્વાસ ધરાવો છો? વાહ, હું ફરીથી તમને કહું છું કે, આ મૃતવ્યક્તિ છે" એટલું કહી જુબેદાએ પોતાના હાથમાંની છુરી તેના શરીરમાં ખોસી દીધી.

છુરી મૃતવ્યક્તિના શરીરમાં પેસી ગઇ; પરંતુ તે વ્યક્તિ તો નિશ્ચલ ભાવે ઉભીજ રહી. છુરીના આઘાતથી થતી વેદનાનો જરા પણ સંચાર દેખો બનાવ્યો નહિ.

મેં કહ્યું:-"મારી ખાત્રી થઇ છે કે, તમે જુઠું બોલતાં નથી. પરંતુ આ દૃશ્ય-કેવું ભયાનક-બિભત્સ દૃશ્ય છે!"

"હા, હવે મને ખાત્રી છે કે, તમારા મનમાં વિશ્વાસ બેઠો છે" પછી તેણે તે છુરી કહાડી લીધી અને પુનઃ પોતાનાં કપડાંમાં સંતાડી દઇ મૃતદેહ તરફ જોઇ બોલી:-"હે ધાર્મિક પુરૂષ! હું તમને વિનંતિ-કરૂં છું કે, તમે મને એવું જ્ઞાન આપો કે જેથી હું શયતાન ઉપર પ્રભુત્વ સ્થાપન કરી શકું."

વાયુની લહરીથી જેમ લતા પત્રાદિ હિલવા લાગે તેમ જુબેદાનું શરીર કંપવા લાગ્યું. છતાં તે વખતનો તેનો રૂવાબ એક સામ્રાજ્ઞીના જેવો હતો. તેના શરીર પરના અલંકારોનો ગુંજન ધ્વનિ સંભળાયા કરતો હતો. જુબેદાની વિનંતિનો મૃતવ્યક્તિએ ઉત્તર આપ્યો નહિ. છબીની માફક તે ઉભી રહી. અનિમિષ દૃષ્ટિએ તે મારા તરફ જોઇ રહી.

જુબેદાએ ત્યાર પછી ગાલીચા પરથી એક સાપને ઉંચક્યો અને મૃત વ્યક્તિના બરફ જેવા ઠંડા હાથોમાં મૂક્યો. મૃત વ્યક્તિએ તેના રક્તહીન હાડકાં જેવી આંગળીઓમાં તેને દબાવ્યો અને અગ્નિકુંડ પાસે જઇ તેમાં તેને નાખી દીધો.

આ વખતે જુબેદા ઘુંટણીએ પડી ગાલીચા પર બેસી ગઇ અને મને પણ તેમ કરવા કહ્યું. તેના ઉપદેશ મુજબ હું પણ ઘુંટણીએ પડ્યો. તેણે એક સાપને પકડ્યો અને પોતાના માથા પર ફેરવવા લાગી. કેટલાક સાપો તેના પગની આસપાસ ફરવા લાગ્યા. તેમાંથી એક સાપને તેણે પગની લાત મારી દૂર ફેંકી દીધો.

મૃતવ્યક્તિએ એક અદ્‌ભુત ક્રિયાનો આરંભ કર્યો. અમારી તરફ પીઠ કરી તે વેદીની સામે ઉભી રહી. ત્યાર પછી તેણે શું કર્યું, તે હું સમજી શક્યો નહિ; પરંતુ અગ્નિકુંડમાંથી એકદમ ધુમાડાના ગોટેગોટા નીકળવા માંડ્યા. અગ્નિ એટલો તો પ્રબળ થઇ ગયો કે, તેના ઉત્તાપથી અગ્નિકુંડમાં આવેલા સળીયા પણ લાલચોળ થઇ ગયા. ત્યાર પછી ધીમે ધીમે મૃત વ્યક્તિએ ત્રણ વખત પ્રાર્થના કરી લલાટ પર બન્ને હાથ રાખી અમારી સામે જોયું. જુબેદાએ પુનઃ તેને પ્રાર્થના કરવાની આજ્ઞા કરી.

મૃત વ્યક્તિએ પુનઃ વેદીની પાસે ઉભા રહી પૂર્વવત્ પ્રાર્થના કરી તે સાથે અગ્નિકુંડમાંથી પુષ્કળ ધુમાડાના ગોટા નીકળવા માંડ્યા. આ ધુમાડાની વાસ યવક્ષાર જેવી આવતી હતી. ધુમાડાથી મારૂં માથું ફરવા લાગ્યું અને હમણાં પડી જઇશ એમ જણાવા લાગ્યું. એટલામાં એકાએક બંદુક ફુટવાના જેવો અવાજ થયો. મેં ભયભીત બની જોયું તો વેદીનો એક પત્થર ફાટી ચૂર્ણવિચૂર્ણ થઇ જઇ ખરી જતો દેખાયો.

જુબેદાએ મારી તરફ જોયું અને ઉમંગમાં આવી બોલી:-"આમીન! આપણી આગળ અજ્ઞાત રહસ્યનો સ્ફોટ થવા માંડ્યો છે. હવે આપણે મરણનો ભય રાખવાનો નથી. આ રહસ્યના અધિકારી થઇએ એટલે વિષ કિંવા જગતની કોઇ પણ ચીજ આપણા પર પ્રભાવ પાડી શકશે નહિ."

મૃતવ્યક્તિએ નીચા વળી પ્રણામ કરી વેદી તરફ જવા માંડયું. પછી ઘુંટણીએ પડી વિદીર્ણ થઇ ગયેલ પત્થરને ખસેડી ખાડામાં હાથ નાખી તેમાંથી અર્ધચંદ્રાકૃતિ જેવી પેટી બહાર કહાડી. પેટીને ચામડાની અંદર મઢી લેવામાં આવી હતી. મૃતવ્યક્તિએ પેટી ખોલી અને તેમાંથી એક લોઢાનો અર્ધચંદ્રાકાર ટુકડો કહાડયો. તેના બન્ને છેડા અણીદાર હતા, જ્યારે વચલો ભાગ એ ઇંચ જેટલો પહોળો હતો અને ખંડિત થયેલો હતો. તેના પર પ્રાચીન મિસરી ભાષામાં કેટલાંક સાંકેતિક ચિહ્નો લખેલાં હતાં.

જુબેદા વિસ્મિત દૃષ્ટિએ મૃતવ્યક્તિ તરફ જોવા લાગી. મૃતવ્યક્તિએ કોઇ પણ જગા પર દૃષ્ટિપાત નહિ કરતાં તે અર્ધચંદ્રાકાર ટુકડાને અગ્નિકુંડ ઉપર ધરીને ગરમ કર્યો.

જુબેદાએ તેને સ્પષ્ટસ્વરે પૂછયું-"સિદિ આરમાર બિન ગોખાલા! કહો, આ યુવકને આ રહસ્યનું જ્ઞાન થશે કે નહિ?"

મૃતવ્યક્તિના મ્હોડામાંથી કાંઇ પણ ઉત્તર મળ્યો નહિ. તેણે અગ્નિમાંથી નીકળતા ધુમાડા તરફ જોવા માંડયું. તેણે વધારે ધુમાડો નીકળવા માટે પૂર્વવત્ અનુષ્ઠાન ક્રિયાઓ કરવા માંડી; પરંતુ ધુમાડાની વૃધ્ધિ થઇ નહિ. જુબેદા ચુપચુપ ઉભી રહી. કિંચિત્ હતાશ ભાવ ધારણ કરી તેમના તરફ જોવા લાગી.

આખરે મૌનભંગ કરતાં જુબેદા મારી તરફ જોઇ નિરાશા-સૂચક સ્વરે બોલી-"આમીન! તમારા આત્મામાં વિશ્વાસ નથી એટલે આ ગુપ્ત રહસ્યનાં જ્ઞાનનો જરા પણ લાભ તમે મેળવી શકશો નહિ. મેં આ જ્ઞાનની જેટલી પ્રાપ્તિ કરી છે, તેનો શતાંશ પણ તમે મેળવી શકશો નહિ. મારા મનમાં પહેલેથીજ સંદેહ હતો અને તે ખરો પડયો. મેં મારા વખતની નકામી બરબાદી કરી આટલું બધું કષ્ટ વેઠયું."

મેં હતાશ બની તેને પૂછયું:-"શું આ લોઢાના અર્ધ ચંદ્રાકારનો કંઇ ઉપયોગ થઇ શકશે નહિ?"

"ના, ઇશ્વરની તેવી મરજી નથી, તમારી પાસે હું કોઇ જાતનો ખુલાસો કરી શકું એમ નથી."

"તમોને શી પ્રતિતી થઇ તેનો ખુલાસો તો આપી શકશો કે નહિ?"

"ના. ચાલો, હવે આપણે બહાર જઇએ. પછી બીજી બધી વાત."

એટલું કહી જુબેદા એક ખુણામાંથી સોનાનો થાળ લઇ આવી અને તેને મૃતવ્યક્તિ આગળ ધર્યો. મૃતવ્યક્તિએ ઉત્તપ્ત લોઢખંડના બંન્ને ટુકડા થાળમાં મૂકી દીધા. જુબેદા થાળ હાથમાં લઈ તે ઓરડામાંથી બહાર ગઇ અને જતાં જતાં મને કહેતી ગઇ કે, 'ડરતા નહિ, થોડા વખતમાંજ હું પાછી આવું છું.' હું કિંકર્તવ્યવિમૂઢ બની તે જગ્યાએ ઉભો રહ્યો. મૃતવ્યક્તિ સ્થિર ભાવે મારી સામે ઉભી હતી. ચારે દિશાઓ નિસ્તબ્ધ જણુંતી હતી. માત્ર વચ્ચે વચ્ચે બે ચાર સાપના ફુંફાડાઓ નિસ્તબ્ધતાનો ભંગ કરતા હતા.

લગભગ પાંચેક મિનિટ બાદ જુબેદા પાછી આવી. આ પાંચ મિનિટો મારે મન તો પાંચ યુગ જેવી જણાઇ. તેના હાથોમાં બન્ને લોહખંડના ટુકડાઓ હતા. તેનું મુખ પ્રફુલ્લ જણાતું હતું. તેનું પૂર્વ સૌંદર્ય તેના મુખારવિંદ પર ઝળકી રહ્યું હતું તેના દિલમાંથી નિરાશા અને અસ્વચ્છન્દ ભાવ દૂર થઇ ગયો હતો. તેનાં બંન્ને નેત્રો હસતાં હતાં.

મારી પાસે ઉભી રહી જુબેદા હસતાં હસતાં બોલી:—"આમીન! આખરે રહસ્યનું મૂળ મને જ્ઞાત થઇ ગયું છે. એક વર્ષ પહેલાં હું તેના અસ્તિત્વ વિષે માહિતગાર થઇ હતી. તે વખતે મેં કલ્પના પણ કરી ન હોતી કે, આખરે હું તેને હસ્તગત કરીશ. તેને પ્રાપ્ત કરવા માટેજ પ્રાણની પણ દરકાર કર્યા વિના મેં આ સાહસ કર્યું છે, અને તેમાં ફત્તેહ મળી છે."

"પણ આવી રીતે તમારા જીવનને મોતના ડાચામાં નાખવાનું કારણ શું?"

"માત્ર તમારા લીધે. આમીન, તમોને હું કેવા પ્યારથી ચાહું છું, તે તો મારો ખુદા જાણે છે. તમારા માટેજ મેં આ રહસ્યજ્ઞાન મેળવવા આવું ભયંકર સાહસ કર્યું છે. તમે પણ ભય નહિ પામતાં મારી સાથે આવી મને જે સહાયતા કરી છે, તે ખાતર તમારો ઉપકાર માનું છું. આમીન-પ્રાણાધિક આમીન! આખરે આપણો વિજય થયો છે."

"ત્યારે હવે આ મૃતદેહનું શું થશે?"

તેમનો મૃતદેહ પુનઃ તેજ સ્થળે વિરાજી જશે અને તેમના આત્માને જે સ્થળેથી હું ખેંચી લાવી છું ત્યાં પાછો ચાલ્યો જશે"

એટલું કહી જુબેદાએ મૃતવ્યક્તિના સ્કન્ધપ્રદેશ પર હાથ મૂકી કહ્યું. સિદિ આરમાર બિન ગોખાલા! તમારું કાર્ય પૂર્ણ થઇ ગયું છે. તમે હવે તમારાં પરિગણ-પરિવેષ્ટિત પુણ્ય ધામે ચાલ્યા જાવ. ત્યાં નદી તીરે પુષ્પોદ્યાનમાં તેઓ તમારી પ્રતીક્ષા કરી રહ્યા છે, માટે હવે તમારા સમાધિસ્થાનમાં ચાલ્યા જાવ. પુનઃ જ્યારે શયતાનના ઉપર પ્રભુત્વ સ્થાપન કરવાની જરૂર પડશે ત્યારે તમારી પાસે આવીશ અને મારો આદેશ તમોને કહી સંભળાવીશ."

જુબેદાએ મૃત્યુ વ્યક્તિનો હાથ પકડયો અને આસ્તે આસ્તે સમાધિ સ્થાન તરફ જવા લાગી. મૃત વ્યક્તિએ પણ તેનું અનુસરણ કર્યું. સમાધિ નજીક આવી પહોંચતાંજ તેણે સમાધિ ગર્ભમાં પ્રવેશ કર્યો. જુબેદાએ પ્રચારત કરતાં હું તેની પાસે ગયો. મૃત વ્યક્તિનો દેહ પૂર્વવત પડયો હતો. ચક્ષુઓ પલકહીન બની ગયાં હતાં. મેં તેના પર હાથ મૂકી જોયો મૃતદેહ હકોગાર થઇ ગયો હતો. હું વિસ્મિત બની તેની સામે જોઇ રહ્યો.

મારો સંશય દૂર કરવા જુબેદા બોલી-"તેનો પ્રાણ ચાલ્યો ગયો છે. આ પ્રાણહીન દેહમાં છુરી મારવા છતાં પણ

વિકંપિત નહિ થાય તેની ખાત્રી કરવી છે?" આ પ્રમાણે કહી તેણે છુરી પોતાના હાથમાં લીધી અને મૃતવ્યક્તિની છાતીમાં ખોસી દીધી. મૃતદેહ પર તેની કાંઇ અસર જણાઇ નહિ. જુબેદાએ પુનઃ છુરી તેની છાતીમાંથી કહાડી અને પોતાની કમરે ખોસી દીધી, પછી કહ્યું:—"આમીન! ચાલો હવે આપણે પાછાં જઇએ."

એટલું કહી ત્વરિત ગતિએ તે આ રહસ્ય મંદિરમાંથી બહાર નીકળી. હું પણ તેનું અનુસરણ કરવા લાગ્યો.

અપૂર્ણ.



# પંડયાની પાંચસેરીઓ

અંક-૧

રાગચિત્રો

લેખક—રા. પત્થરશંકર પંડયા બી. એ.

(તા. ૪-૩-૨૬ ના અંકથી ચાલુ)

હવે આપણે બ્હેન લીલાવતીના લેખની તપાસ લઈએ. તેમના જીવનથી સર્વ સુપરિચિત છે. મત્યુ લોક વિષે આર્યાવર્તાન્તર્ગત ગુજરાષ્ટ્રની તે પ્રતિભાસંપન્ન, શકિતશાળી, બુધ્ધિમતી ધીરા, ગંભીરા, વિદુષી, કલિયુગ વિષેના નવયુગ વિષે વિચરતી નવિન અદ્વિતિય અમાપ, અમાધ, અનુપમેય શ્રી લેખિકા છે.

થોડા વખતથી તે પ્રકાશમાં આવ્યાં છે પરંતુ તેનો પ્રકાશ ભિષ્મના અગ્નાસ્ત્ર જેવો છે. અશ્વત્થામાના નારાયણાસ્ત્ર જેવો છે. કૃષ્ણના સુદર્શનચક્ર જેવો છે. તેની સામું જોઈ શકાતું નથી પરંતુ અમે પ્રલયકાળના રૂદ્ર સ્વરૂપ સૂર્યોના અનેક પ્રકારના અસહ્ય પ્રકાશ તેમના લખાણ પર નાંખી તેનું નિરિક્ષણ કરી અવલોકન દિવ્ય દ્રષ્ટિએ કરીએ છીએ. તેથી અમને જે માલમ પડે છે તેજ માત્ર અમે લખીએ છીએ.

તેમની ભાષા ઉત્તમ છે. ટીકા કરતી વખતે તીક્ષ્ણ બાણોની જેમ મર્મસ્થળોને વિંધનારી છે. સચોટ છે એટલે જેને—જેના ઉપર તે ઘા મારવા માગે તેને ઘા મારી શકે છે. તેમનું રંગચિત્ર અમે જોયું છે. પરંતુ તેમનો સાક્ષાત્કાર કરવા અમે મત્યુ લોક વિષે એક દિન જવાના છીયે. પરમ દેવત્ ૐ અમારૂં તે લક્ષ્ય નિષ્ફ કરો એવી ઇચ્છા છે. તેમના એકજ પુસ્તક રેખા ચિત્ર અને બીજા લેખોની સમાલોચના અમે હવે શરૂ કરીએ છીએ.

પુસ્તકના લેખક તરિકે લીલાવતી શેઠ એમ લખ્યું છે. અર્પણ કોઈ મિત્રને કર્યું છે. તેનું નામ લખ્યું નથી. સ્વર્ગનિવાસી વાચક તો પોતાની દિવ્ય દ્રષ્ટિમાં તે મિત્રને ઇચ્છા કરી તો જોઈ શકશે એટલે અમે તે બાબદ ઉપર ઘટસ્ફોટન કરતા નથી. તેમની પ્રસ્તાવનામાં નમ્રતા છે, તે તેમના મહાનુભાવ હૃદયને તદ્દન બંધ બેસતી અને છાજતી છે.

પુસ્તકના ૭ વિભાગો પાડેલા છે. પહેલામાં રેખાચિત્રો છે. તેમાં બ્હેન લીલાવતી વિદ્યમાન-પાછળથી કે ઇક સ્વર્ગનિવાસી—સ્ત્રીઓ તથા પુરૂષોને પોતે જેમ જોયાં, અનુભવ્યાં, તથા સમજ્યાં અને તે ઉપરથી પોતાને જે સુઝ્યું તે લખ્યું છે. પ્રમાણીક હૃદયે, નિખાલસ ભાવથી-નિષ્પક્ષપાતપણે તેમણે લખ્યું છે તે અમે કબુલ કરીએ છીએ—અરે અમારી ખાત્રી થઇ છે. તે. પણ તેમણે જે લખ્યું તે કેવું લખ્યું છે તે બાબદની ચર્ચા અમે હવે પછીના બીજા પેરેગ્રાફમાં કરશું, પરંતુ લખતાં સખેદાશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે પોતે શા માટે પોતાના કોઇ નિકટનાં સંબંધી માટે લખ્યું નથી? શું તેમના મનથી તેમનો કંઇ હિસાબ ન્હોતો? શા માટે તેમણે પોતાના પુજ્ય શ્રીયુત શેઠનું રેખાચિત્ર સંપુર્ણ રીતે દોર્યું નથી? શા માટે તેમણે પોતાના પિતા કે અન્ય સંબંધી વિષે જરાક પણ લખ્યું નથી? અમારા દિવ્ય નેત્રોથી—અમારા શુધ્ધ અંતઃકરણથી અમે એમ સમજીએ છીએ કે તેમ ન કરવામાં તેમનો વિવેક છે. ધન્ય એ વિવેક. विद्या ददाति विनयं એ વાકયનો અનુભવ સાક્ષાત્કાર થતાં અમે આનંદાશ્ચર્યમાં સંમોહિત થઇ સંશય શુધ્ધ થઇએ છીએ. રેખા ચિત્રોની વિગતોમાં અમે આગળ ઉપર ઉતરશું.

બીજા વિભાગમાં પ્રકીર્ણ રેખાચિત્રો છે. જેમાં પાર્વતી દ્રોપદી પદ્મિનિ ઇત્યાદિ ઉપર તેમણે લખ્યું છે. સવાલ એ ઉપસ્થિત થાય છે કે તેમને એમ લખવાનો હક્ક શો હતો? છે? પરંતુ તેમણે ઠીક લખ્યું છે. કારણ કે તેથી અમે પણ આ લખીએ છીએ તે માટે અમને લખવાનો શો હક્ક છે તેમ તેઓ બ્હેન પુછી શકશે નહિ. એ બાબદની વિગત આગળ ઉપર આવે છે.

ત્રીજા વિભાગમાં વાર્તાઓ, તેમણે પોતાના સમયને અનુસરતી લખેલી છે અને જે ઉપર અમારો અભિપ્રાય અમે યથા સ્થળે આ પુસ્તકમાં દર્શાવશું.

ચોથા વિભાગના વિનોદાત્મક લેખો માટે અમે કંઇ લખીએ તે પહેલાં અમને પારસી સાહિત્યકારોની સ્વાદિષ્ટ વાનીઓ યાદ આવવાથી ચોથો વિભાગ અમોને વિનોદ આપવાને બદલે અશ્વિનિકુમારોનું કંઇ કડુ ઔષધ પીના હોઇએ તેવો ભાસ હમણાંથીજ થાય છે પરંતુ તેમને પણ અમે ન્યાય આપશું.

પાંચમા વિભાગના પ્રવાસ વિષે તથા છઠ્ઠા વિભાગના નિબંધો વિષે પણ અમે યથાવકાશ યથા સમય—તથા યથાશકિત વિવેચન કરશું.

હવે આપણે જરા ઉંડાણમાં ઉતરીએ.

સ્વર્ગ નિવાસી વાંચક વૃંદ! આપણે શરૂ કયાંથી કરશું? આદિથી કે અંતથી?

અમારા મતા મુજબ તો આપણે આદિથીજ આરંભીએ. પ્રથમ રેખાચિત્રો લઇએ.

પ્રથમ બ્હેન લીલાવતી અકારથી શરૂ કરતાં સ્વર્ગસ્થ (અત્ર નિવાસી) અમૃતલાલ પઢિયારનું રેખાચિત્ર દોરે છે. અમે આ લખીએ છીએ ત્યારે અત્ર વસતા ભાઇ પઢિયાર અમને કાનમાં કહી જાય છે કે તેઓ તો શ્રીમતીએ તેમને માટે એટલું લખ્યું તેથી હરખાઇ ગયા છે માટે અમે તે આટલેથીજ અટકાવીએ છીએ.

બીજે નંબરે શ્રીયુત ન્હાનાલાલ કવિ—શ્રીમાન નારદજી મારફત અમને માલમ પડે છે કે શ્રી ન્હાનાલાલમાં અહં તો જરાએ નથી. એમના વિચારો જ્યારે અહિં સુધી—સ્વર્ગ સુધી આવે છે ત્યારે તે સાંકડા તો કેમ હોઇ શકે. પરંતુ શ્રીમતિ લીલા-

વતીને તેમ લાગ્યું છે. કવિ શ્રી ન્હાનાલાલમાં બ્હેન લીલાવતીને કેશાકની ઉણપ લાગે છે. પણ જ્ઞાની તે તે સમજી શકતાં નથી. ન સમજી શકે તે સ્વાભાવિક છે કારણ કે તેમનો કેટલોક અભ્યાસ હજુ અધુરો છે. અમારો આશીર્વાદ છે કે તેમનો અભ્યાસ પુર્ણ થાઓ. શ્રીમાન ન્હાનાલાલની આનંદ રેડવાની શક્તિ માટે બ્હેન લીલાવતીને આનંદ અને આભાર સાથે યાદગીરી છે તે તેમનું હૃદય ઉચ્ચ હોવાની ખાત્રી આપે છે.

શ્રીયુત ચંદ્રશંકરને તેમણે ઠીક ઓળખ્યા છે, વસંત બાળા વર તરીકે. રા. ચંદ્રશંકરના "વરેણ્ય" કે "વેરાગી" હોવાપણા સાથે આપણને કામ નથી. રા. ચન્દ્રશંકરમાં નાગરપણું નથી. પરંતુ નાગરિકતા છે તેથી અમારે શું એમ સમજવું કે નાગરોમાં નાગરિકતા નથી? નાગરિકતા હોવાનો અધિકાર શું નાગર સિવાય અન્ય કોમો માટેજ ખાસ રાખી મુકેલો છે?

બ્હેન લિલાવતીનું નાગરો વિષેનું આવું ઘોર અજ્ઞાન જોઇ અમને શોક થાય છે. કાઠીયાવાડના નાગરોના પરિચયમાં શ્રીમતિ લીલાવતી નહિ આવ્યાં હોય. તેથી કદાચ આમ લખ્યું હશે.

અપૂર્ણ.





## મોજ–મંજાહનો મુરબ્બો

મોહન મશ્કરો—(વેશ્યાને) બીબી સાહેબ, તમે કયે રસ્તેથી આવ્યાં?

વેશ્યા—તમારો અને મ્હારો એકજ રસ્તો છે.

* * *

મોહનલાલ—(ગરીબ આંધળાને) અરે સુરદાસ! ત્હમે આંખો કેમ બંધ કરી છે?

સુરદાસ—કારણ કે ત્હમારૂં કમબખ્ત મ્હોં જોવામાં આવે નહિ તેથી.

* * *

શેઠ—(નોકરને) મ્હેં સાંભળ્યું કે ત્હમારૂં લગ્ન થઇ ગયું છે. તો તમારો પગાર થોડો હોવાને લીધે ત્હમારા સ્ત્રી પુરૂષનું ભરણ પોષણ શી રીતે થાય છે?

નોકર—(પગાર વધારશે એમ જાણી રાજી થઇને) આટલા પગારમાં ગુજરાન ઘણી મુશીબતથી કરૂં છું.

શેઠ—જેથી મ્હેં વિચાર્યું છે કે આપ ઘેરે બેસો. કારણ કે મને બીક લાગે છે કે કયાંઇક હાથ ન મારો.

* * *

મગન—(પોતાના મિત્રને) ત્હારી સ્ત્રી ઘણીજ રૂપાળી છે.

છગન—હું એમ ધારતો હતો. પણ જ્યારથી ત્હમારી સ્ત્રી મ્હેં જોઇ, ત્યારથી તેને ભૂલી ગયો છું.

* * *

ન્યાયાધિશ—(ચોરને) તું છેવટ ચોરીમાં કેવો સપડાયો. બોલ ચોરીનો ધંધો કેવો છે?

ચોર—હજુર! ધંધો ઘણોજ સારો હતો. પણ આપે તથા પોલીસખાતાવાળાઓએ એનો રંગ ફિક્કો કરી નાખ્યો છે.

* * *

મિયાં—(બીબીને) તું ઘણી વખત આરસીમાં જુવે છે, એ સારૂં લાગતું નથી.

બીબી—હું સારી રીતે જાણું છું કે આપને એ ઠીક નથી લાગતું પરન્તુ દુનિયામાં આપજ એવા પુરૂષ નથી કે જેના માટે હું ચટાપટી બતાવું છું.

* * *

સિપાઇ—(સરદારને) લડાઇમાં જીત મેળવ્યા બાદ— સાહેબ! મ્હેં દુશ્મનના સિપાઇનો પગ કાપી નાંખ્યો.

સરદાર—પગ કાપવાથી શો ફાયદો. માથું કેમ ના કાપી લીધું?

સિપાઇ—એનું માથું તો પહેલેથીજ કાપેલું હતું.

* * *

અમીર—(ગવૈયાને જમાડયા બાદ) ત્હમો ત્હમારી સિતાર કેમ ન લાવ્યા?

ગવૈયો—સાહેબ! મ્હારી સિતાર કંઇ ખાવાનું ખાતી નથી.

હરિહર એન પંડિત.

# પ્રિયાની પ્રતિમા

અથવા

## —પ્રેમ સ્મારક—

લખનાર-રા. ગિરિજાપ્રસાદ ભોળાનાથ ભટ્ટ

આગ્રાના એક ગરીબ લતામાં એક નાનું ઘર આવેલું હતું. તે ઘરની ઈંટો અડધી ખરવાઇ ગયેલી હતી. તેમ બારી બારણાં વિગેરે પણ અર્ધ જીર્ણાવસ્થામાં હતાં. બારણામાં પેસતાં એક વાંસની સીડી મુકેલી હતી. ઘરનો સામાન વિગેરે બધું ગરીબાઇનું જ પ્રદર્શન હોય તેવું લાગતું હતું. મેડા ઉપર આગલા ખંડમાં એક પુરુષ બેઠેલો હતો. સામે એક નાની ઘોડી ઉપર એક અડધું ચિત્ર હતું. આસપાસ રંગના કુંડાં અને પીંછીઓ સંખ્યાબંધ પડેલાં હતાં. ખુણામાં એક સાદડી ઉપર સુતારનાં ઝીણાં ઝીણાં બારીક કોતર કામનાં હથીઆર પડેલાં હતાં અને તે ઉપર એક કોતરકામનો અડધો નમુનો પુરો કર્યા વગરનો પડેલો હતો. તે નમુનો જોઇ કોઇ એમજ કહે કે આ તો કોઇ દૈવી પુરૂષેજ બનાવેલો હશે તેવી તેની કારીગીરી મોહક હતી. આખી આલમમાં એવો નમુનો બનાવનાર બીજો કોઇ ભાગ્યેજ હશે એમ કહીએ તો પણ ચાલી શકે. અત્યારે અડધાં ફાટયાં તુટયાં વસ્ત્રોમાં શીલ્પી પોતાનું કામ કર્યે જતો હતો. પાસે એક રકાબીમાં ઘઉંનો જાડો રોટલો તથા થોડું શાક પડેલું હતું, પરંતુ કામ કરતાં કરતાં વારે ઘડીએ તેની દ્રષ્ટિ પાસે સાદડી નાખી બેઠેલી તેની પત્ની ઉપર પડતી અને જાણે તેનો ચહેરો જોવામાં લીન થઇ જતો હોય તેમ હાથમાં પીંછી લઇ સ્થીર દ્રષ્ટિએ તે પોતાની હૃદય દેવીને નીહાળતો બેસી રહેતો. તે વખતે તેને આસપાસની કોઇ પણ વસ્તુ તરફ લક્ષ રહેતું નહિ. ફક્ત તેની આંખો સમક્ષ એ મધુરો અડધો હસતો ચહેરોજ નાચી રહેતો. આમ જોવામાં પંદર વીશ મીનીટ સુધી એકતાન થઇ જતો. જ્યારે તેની પત્નીનું ધ્યાન તેની તરફ ખેંચાતું ત્યારે ફક્ત હસી તેને વ્હાલથી એક બે ચુંબન લઇ તે પોતાનું કામ આગળ ચલાવતો. તેના મનથી તો સ્વર્ગ ગણો તો પણ આ હતું, મત્યુ પણ તેજ હતું, જીવન પણ તેજ હતું, હૃદય પણ ત્યાંજ હતું અને આત્મા ગણો તો પણ તેની વ્હાલી પત્નીજ હતી. તેની સ્ત્રી પણ પ્રેમાળ અને દેખાવમાં મોહક હતી. શરીરે ગરીબ સાદાં અને અર્ધ ફાટેલાં વસ્ત્રો પરિધાન કરેલાં હતાં છતાં પણ તેથી તેની કાન્તી વધુ મોહક બની રહી હતી. સૌંદર્યતા વસ્ત્રો અને ઘરેણામાં કંઇ સમાઇ જતી નથી. અલંકારીક અને કૃત્રિમ સૌંદર્યતા કરતાં કુદરતી સૌંદર્યતા હમેશાં મોહકજ નીવડે છે.

શીલ્પીને ન્હોતી નામની દરકાર કે ન્હોતી પૈસાની દરકાર. તે તો ચોવીસે કલાક ત્હેના ધ્યાનમાં મસ્ત રહેતો અને આથી જે કંઇ કૃતિ તે ઉપજાવી કહાડતો તે ઘણીજ સુંદર અને મોહક નીવડતી. આગ્રા શહેરમાં તેનું નામ ઘેરે ઘેર જાણીતું હતું. છતાં પણ તેને પૈસાની વધુ દરકાર ન હોવાથી તેનું લક્ષ તે કમાવા તરફ ન હોતું. વરસે દિવસે સોદાગર લોકો તેની બનાવેલી કૃતિઓ-ચિત્રો અગર કારીગીરીનું કામ-તેને ઘેર આવી બહુજ નજીવી કિંમતે ખરીદી જતા. અને તેમાંથી તે લોકો લાખો અને કરોડાધીપતિ બની ગયા હતા. આથી આખા હિંન્દુસ્તાન ભરમાં તેની કોઇને કોઇ કૃતિ ધન્યવાદના ઘરમાં માલુમ પડયા શીવાય રહેતી નહિ. તે કોઇનું બનાવવાનું કામ માથે લેતો નહિ. તેમ બહારની દુનિયા સાથે ઘણુંજ ઓછું ભળતો. તેની પ્રિયાનો એક કલાકનો વિયોગ પણ તેનાથી સહન થઇ શકતો નહિ. આથી હમેશાં તેને તેની સાથેજ રાખતો. તે કંઇ ખરીદવા બહાર જતી ત્યારે તે હમેશાં બારણા પાસે બેસી રહેતો અને તેની આવવાની રાહ જોતો માર્ગ પ્રતિક્ષા કરતો. તે તો ખુદા પણ તેનેજ માનતો. તે પાસે ન હોય તો તેનાથી કંઇ પણ કામ થઇ શકતું નહિ. ઘણીવાર રાત્રે પણ ઉંઘમાંથી જાગી તેની નિદ્રાધીન પડેલી પ્રિયાના મુખારવિંદને કલાકોના કલાકો સુધી જોયા કરતો અને ઘણીવાર તો તે જોવામાં ને જોવામાં સ્હવાર થઇ જતું. તેને ત્હેના ચહેરામાં કંઇ અલૌકીક સૌંદર્ય, અલૌકીક પ્રીતિ, દિવ્યતા અને પવિત્રતાજ જણાતાં. ઘણીવાર હૃદયમાં પૂજ્ય ભાવો ઉત્પન થતાં તે ખુદાની બંદગી કરતો હોય તેમ તેની આગળ હાથ જોડી બંદગી કરતો. દુનિયા તેને ગાંડો જ ગણતી. તેનું જીવન એટલું બધું દુનિઆથી ભિન્ન થઇ ગયેલું હતું કે તેને બહારની દુનીઆ ચસ્કેલજ માને તેમાં કંઇ નવાઇ ન હોતી. ઘણા પૈસાદાર સોદાગરો તરફથી તેને એશઆરામમાં રહેવા આવવાની ઘણી વખત માગણી કરવામાં આવી હતી પરંતુ તે આવી માંગણીઓનો હમેશાં અસ્વીકારજ કરતો. તે બહુજ ઓછું બોલતો અને હમેશાં એકાન્તજ સેવતો.

તેની કૃતિ જોનારને એકદમ મુગ્ધ બનાવી દેતી. કારણ તેની કળાના અણુ એ અણુમાં પવિત્ર પ્રેમનોજ વાસ હતો. તેમાં તે પોતાનું હૃદય અને આત્મા પુરતો-આથી જન સમાજને તેની કૃતિ માટે ઘણુંજ માન હતું અને તેથી તેની ગમે તેની કૃતિ બજારમાં મુકવાથી અન્ય કૃતિ કરતાં હમેશાં દીપી નીકળતી અને આ કારણને લઇ તેની ઘણીજ સારી કીંમત ઉપજતી. આ રીતે દિન પ્રતિદિન તેની ખ્યાતિ છુપી રીતે અને તેની અજાણતાં પણ વધતી ચાલી. શીલ્પીનું શાન્ત જીવન તેને સ્વર્ગસમ હતું. છતાં જીંદગીમાં ચડતી અને પડતીના નિયમાનુસાર તેનું આ શાન્ત જીવન વધુ વખત ટકી શકયું નહીં. તેને માથે દુઃખનાં વાદળ ઘેરાવા માંડયા હતાં.

* * *

દિલ્હીનો મોગલ સમ્રાટ પોતાના આલીશાન દિવાનખાનામાં પોતાની બેગમ સાથે બેઠો હતો. બાદશાહનો પ્યાર આ બેગમ માટે ઘણોજ તિવ્ર હતો. તે બન્ને એકાન્તમાં બેઠાં બેઠાં વાર્તા વિનોદ કરતાં હતાં. બેગમને કળા કૌશલ્યનો ઘણોજ શોખ હતો અને કોઇપણ જાતનો કળાનો નમૂનો બજારમાં નવીન જણાય તો તે ગમે તે કિંમતે ખરીદી હાજર કરવા માટે તેના માણુસો હમેશાં તૈયાર રહેતા. આજે બેગમ સાહેબ પાસે એક કળાનો અનુપમ નમૂનો હાથ આવ્યો હતો. એક ચોરસ ટુકડા ઉપર એક એવી જાતની સુંદર કારીગીરી અને નકશી હતી કે ખુદ બાદશાહ પણ તે જોઇ આશ્ચર્ય પામ્યો અને તેવો નમૂનો પોતાના રાજ્યમાં શી રીતે આવવા પામ્યો તેના વીશે તપાસ કરી તે શીલ્પીને મુલાકાત માટે બોલાવવાનો તેણે નિશ્ચય કર્યો. બાદશાહને પોતાની બેગમની કળા તરફ આટલી ચાહના જોઇ ઘણી પ્રસન્નતા થઇ.

બાદશાહને તેની બેગમ તરફના અતીશય પ્યારને લઇ તેનું નામ ચિરસ્થાયી રહે તે ઉદ્દેશથી પ્રેમસ્મારક બનાવવાનો વિચાર ઉદ્દભવ્યો, અને તે કળાની દ્રષ્ટિએ જોતાં પણ એક આદર્શ નમૂનો બને તેવો તેનો નિશ્ચય થયો. આથી તેણે આખા હીન્દુસ્તાનમાંથી સારા સારા શીલ્પીઓને મ્હોં માગે તે દરમાયો આપી બોલાવવાને માણુસો મોકલ્યાં, અને દેશ દેશમાંથી કારીગરોનાં ટોળે ટોળાં પોતાની કારીગરીના નમૂના લઇ દીલ્હી તરફ આવવા લાગ્યા. બાદશાહે તે બધા સમુદ્રમાંથી સુનંદા અને પ્રવીણ શીલ્પીઓનેજ પસંદગી આપી. આ પ્રમાણે જ્યારે બાદશાહ બધા શીલ્પીઓના નમુના એકઠા કરવા લાગ્યો અને જ્યારે તેઓની દરેકની કૃતિ સાથે પેલા શીલ્પીની કૃતિ સરખાવવા માંડ્યો, ત્યારે તેઓની કૃતિઓ તેની આગળ ઝાંખી પડવા માંડી. આટલા બધા કારીગરોના સમૂહમાં હજુ તેના જેવો એક કારીગર બાદશાહની નજરમાં ન આવ્યો. તેની બેગમ, વઝીર અને અન્ય રાજ્યભક્તોનો અભીપ્રાય પણ એવો થયો કે તે શીલ્પીને જો બોલાવવામાં આવે તોજ જે સ્મારક બાદશાહ બનાવવા માંગે છે તે કળાનો એક આદર્શ નમૂનો બની રહે. આથી તેની શોધ કરવા માટે બાદશાહે મનુષ્યો મોકલ્યાં. બાદશાહે સખત હુકમ કર્યો કે તેને કોઇ પણ રીતે પજવી અહીં ન લાવવો કિન્તુ તેને પોતાનો હુકમ સંભળાવવો અને શો જવાબ આપે છે તે લઇ પાછા આવવું. આથી શાન્ત જીવન ગાળનાર આપણા શીલ્પીની શોધ કરવા માટે રાજ્યના માણુસો નીકળી પડ્યાં.

* * *

બપોરનો સમય હતો. શીલ્પીની પત્ની રસોઇ કરતી હતી. તેની સામે બરાબર આસન નાંખી શીલ્પી ધ્યાનસ્થ બેઠો હતો. તેને આટલો બધો પ્રેમઘેલો થયેલો જોઇ તેની પત્નીને ઘણુંજ લાગતું પરંતુ તે સંબંધમાં તે કાંઇ કહેતી નો તેના દિલને સખત આઘાત થતો. અને કેટલીક વખત તો તે એક ન્હાના બાળકની પેઠે રડી પડતો. રસોઇ કરતાં કરતાં તેની આવી સ્થીતિ કયાં સુધી નભશે તેની ચિંતા તેની પત્ની કરતી હતી. થોડી વાર પોતાની તરફ પ્રેમદ્રષ્ટિએ તેને બેઠેલો જોઇ તે બોલી, "વ્હાલા! આમ કયાં સુધી ચાલશે? એક સ્ત્રીના ક્ષણીક પ્રેમની પ આમ ઘેલા થઇ તમારી કળા, તમારી જીંદગી, તમારાં સર્વ કેમ ખુવારી કરી રહ્યા છો? જરા તો વિચારો! દુનીયા ત. ગાંડા કહે છે. ખરેખર! તમારી સ્થીતિ પણ તેવીજ છે. પ્યાર તમે મારા તરફ ગાળો છો તેટલોજ વખત જો મને તમારી કળા તરફ રોકતા હો તો જરૂર તમારી કીર્તિ અમર થાય. આખી આલમ તમારી અનુપમ કૃતિથી અંજાય પોતાના દેશના પ્રવીણ શીલ્પી માટે જરૂર મગરૂર બને. માટે તમારૂં ધ્યાન તમારી કળા તરફ રોકો અને દુનીઆમાં તમારૂં નામ અમર કરો."

"ગાંડી! આમ બોલી તું મારા દિલને કેટલો આ પહોંચાડે છે તેની તને ખબર છે? ત્હારા અમર રાજ્યમાં મને નથી દુનીઆની પરવા કે નથી નામની પરવા. મારી પ્રીત. મારૂં નામ, મારો યશ, મારૂં જીવન, મારૂં સર્વસ્વ બધું છે. તે સઘળું મ્હેં તને અર્પણ કરેલું છે. મ્હારી દરેક કૃતિમાં હું ત્હારાં દર્શન કરૂં છું અને તેથીજ તેને પવિત્ર માનુ છું. જ્યારે જ્યારે કલાકોના કલાકો સુધી હું ત્હારા મુખારવિંદનું દર્શન કરતો બેસી રહું છું ત્યારે મને બાહ્ય દુનીયાની પી કોઇ અસર કરતી નથી. જ્યાં તું છે ત્યાંજ મ્હારૂં સ્વર્ગ અને જ્યાં સ્વર્ગ છે ત્યાં પછી મીથ્યા નામની પરવા કોણ રાખે છે? ત્હારો પ્રેમજ મને અમર ધામ તરફ લઇ જશે. તો પછી ત્હારા પ્રેમમાં લીન થઇ અમરધામને મેળવું કે દુનીઆની પરવા કરી દિવસે દિવસે લોભ અને ક્ષોભમાં મારી અવનતિ કરૂં? શું કરૂં?"

"મને તો આમાં તમારો માનસિક ભ્રમજ લાગે છે. પ્રેમમાં ભાન ભૂલી માણુસ કર્તવ્ય વિમૂળ થઇ જાય તે શું સારૂં કહેવાય? તમારા જેવો એક મહાન શીલ્પી જો ધારે તો દુનીઆને પોતાની કૃતિથી હેરત પમાડી શકે તમારામાં ખુદાએ વે શકિત આપી છે. તમે તેનો ઉપયોગ કરો. તમને બક્ષેલી શકિતઓનો દુરવ્યય કરી પાપના ભાગી ન બનો, જન કલ્યાણ માટે તે વાપરો-અને આમ ગાંડા ન બનતાં કર્તવ્યપરાયણ બનો. તમારા જેવો એક મહાન કારીગર એક કેદી જેવી જીંદગી ગાળી હમેશાં એકાન્તમાં પડી રહે તે સારૂં કહેવાય? તમારી પાસે લક્ષ્મી નથી? તમારી એકજ કૃતિમાં લાખો રૂપીઆ ખેંચી લાવવાની શકિત છે. છતાં હાથે કરી ગરીબાઇ શા માટે ભોગવો છો? તમે ધારો તો કાલથીજ એશ આરામ અને વૈભવમાં રહી શકો તેમ છો. છતાં આ બધું સહન કરવાનું શું પ્રયોજન? આ બધું શા માટે? ફકત મારેજ માટે. અને કદાચ ખુદા મને તેની દરબારમાં ખેંચી લે તો પછી તમારી શી સ્થીતિ?"

"તને શંકા રહે છે? તું જાય તો ત્હારા નામનાંજ ચિત્રો કરી ત્હારીજ મૂર્તિઓ ઘડી, મ્હારૂં જીવન હાલ છે તેના કરતાં

વધુ ખરાબ બની, મ્હારો આત્મા ત્હારી પાછળજ આવે. જે માણસ એક કલાક પણ ત્હારા વગર જીવી ન શકે તે જીંદગી શી રીતે પુરી કરે તે તો વિચાર? આવું ગાંડુ બોલી મને દુઃખ ન કર.”

આ પ્રમાણે વાર્તાલાપ ચાલી રહ્યો છે. ત્યાં તો નીચેના કમાડ કોઇએ ખખડાવ્યાં. કોઇ દિવસ આવો પ્રસંગ બનેલો નહિ હોવાથી તેઓ બન્નેને આશ્ચર્ય થયું અને શીલ્પીની પત્ની દ્વાર ખોલવા નીચે ગઇ. જેવું દ્વાર ઉઘાડયું કે તરતજ શાહી ફરમાન લઇ વાંચ્યું અને નીચું જોઇને જવાબ આપ્યો—

“બાદશાહે સલામતને મારા જેવા ગરીબની શી જરૂર પડી છે? હું બ્હાર કદી નીકળતો નથી. મને જવું ગમતું નથી. હું દિલગીર છું કે મારાથી અહીંથી આવી શકાશે નહિ.” આવો ઠંડો જવાબ મળેલો જોઇ બાદશાહના દુતો તો ઠરીજ ગયા. બાદશાહી ફરમાનનું અપમાન કરનાર આ પહેલ વહેલોજ હતો. પરંતુ બાદશાહનો સખત હુકમ હોવાથી તેઓ કંઇ પણ બોલ્યા શીવાય ચાલતા થયા. બાદશાહને તેના પતિએ આપેલા આવા જવાબથી ઘણી ગભરાઇ શીલ્પીની પત્ની તેને ઠપકો આપવા લાગી—

“પ્રભુ! આ શું કર્યું? આ તો હાથે કરીને મોતને આમંત્રણ આપ્યું. તમને ખબર છે કે એક શાહી ફરમાનનું આવું અપમાન કરવાનું શું ફળ મળે છે? આ વિનાશજ તમે વ્હોરી લીધો છે.”

“હું સમજું છું કે તેનું શું પરીણામ આવશે. પરંતુ એ પરિણામ સહન કરવુંજ મને તો ઠીક લાગે છે. ત્હારી સમક્ષ ત્હારા પગ આગળજ મ્હારૂં મૃત્યુ થાય તેથી જેટલો આનંદ મને થશે તેટલો આનંદ શાહી ફરમાનને તાબે થવાથી ન થાત.” આ પ્રમાણે બોલી બંન્ને વિચારમાં પડી ગયાં અને વસ્તુસ્થીતિ કેવું સ્વરૂપ લે છે તેની રાહ જોતાં બેઠાં.

* * *

શાહી ફરમાનનું અપમાન થયેલું જાણી બાદશાહનો મિજાજ હાથમાં ગયો. એક ગરીબ શીલ્પી—કારીગર—ને હાજર થવાનું ફરમાન થતાં તે આવો ઠંડો અને બેપરવાઇ ભર્યો જવાબ આપે તેનો શો અર્થ? તેનું લોહી ઉકળી આવ્યું અને તેનો વઝીર ન હોત તો જરૂર ગરીબ બીચારા શીલ્પીનું મ્હોતજ આવત. વઝીરે સમજાવ્યું કે—“જહાંપનાહ! તેમાં તેનો દોષ નથી. પ્યાર એવી ચીજ છે કે મનુષ્યને ગાંડો બનાવી દે છે. તેની પાસે અનુપમ કળા છે. પરંતુ તેની પ્રિયાનો વિયોગ એક પળ પણ તેનાથી સહન થતો નથી અને તેથી તે વિયોગ સહન કરવા કરતાં બાદશાહનો ગુસ્સો વ્હોરી મરવું તે તેણે વધુ સલાહ ભર્યું ધર્યું—આથી તે આપના ફરમાનને તાબે થયો નથી. તો તેને માફ કરવી ઘટે છે.” વિગેરે વિગેરે શબ્દો કહી બાદશાહનો ગુસ્સો શાન્ત કર્યો.

શાન્ત થયા પછી બીજે દિવસે બાદશાહે ફરીથી કહેણ મોકલી જણાવ્યું કે તેની પત્નીથી વિખુટા પાડવાનો શાહનો ઇરાદો છેજ નહી અને જો તે આવવા તૈયાર થશે તો તેઓ બન્ને માટે સઘળી વ્યવસ્થા રાખવામાં આવશે, પરંતુ આ ફરમાનનું પણ તે શીલ્પીએ અપમાન કર્યું. આથી બાદશાહ ઘણોજ ગુસ્સે ભરાયો. પરંતુ પોતે સમજુ હોવાથી શાન્તપણે તેનો શો રસ્તો લેવો તેનો વિચાર કરવા બેઠો. આ પ્રમાણે થવાથી તેના દરબારીઓમાંથી એક જણે સલાહ આપી કે જો તેની સ્ત્રીને મારી નાખવામાં આવે તોજ તે પોતાનો એકાન્ત વાસ ત્યજશે. બાદશાહને પણ આ વાત ગળે ઉતરી અને તેણે આ વાતને કામ બર લાવવા માટે તૈયારીઓ કરવા હુકમ આપ્યો.

\+ \+ \+

રાત્રીના અગીઆર વાગ્યાનો સમય હતો. આખા શહેરમાં શાન્તિનું સામ્રાજ્ય વ્યાપ્ત હતું. શીલ્પી અને તેની સ્ત્રી ઘસઘસાટ ઉંઘતાં હતાં. નિર્દોષ બીચારીને કયાંથી ખબર હોય કે તેના ઉપર મ્હોતનાં નગારાં વાગી રહ્યાં છે. તેને કયાંથી ખબર હોય કે થોડાજ વખતમાં તે હવે આ ફાની દુનીઆનો ત્યાગ કરશે. તેનું આખું ઘર શાન્ત હતું. એટલામાં એક તીણો અવાજ થયો અને દુરની બારી ઉઘડતી જણાઇ. થોડીવાર થઇ અંધારામાં ચાર માણસો વારાફરતી અંદર દાખલ થયા. બારી પાછી વસાઇ. અને થોડી વાર પાછું બધું શાન્ત થઇ ગયું. એવામાં કોઇનો થોડો પગ પછાડવાનો અવાજ આવ્યો. કોઇ ગળામાંથી ડચકાં ખાતું હોય તેમ જણાયું. આ પ્રમાણે એકજ ક્ષણ બન્યું અને ફરીથી બધું શાન્ત થઇ ગયું. બારી ફરીથી ઉઘડી અને વસાઇ. બસ! થઇ ચૂકયું! કાળમૂખા પોતાનું કામ કરી ચૂકયા. એક ગુલાબની કળીને મસળી નાખતાં વાર ન લાગી તેમને જરા પણ દયા ન આવી કે સવારમાં તેનો મધુકર માથાં પટકી પોતાનો પ્રાણ આપશે.

સવાર થયું, શીલ્પી જાગ્યો. હમેશ કરતાં આજ તેની પત્નીને ઉઠતાં વાર થઇ જાણી તેને ચિંતા થઇ અને પાસે જઇ તેના મ્હોં ઉપરનું વસ્ત્ર તેણે જેવું ઉપાડયું કે સહસા તેનાથી એક કારમી ચીસ નખાઇ ગઇ. તે ત્યાંજ બેભાન થઇ પડ્યો. તેની પત્ની તેનું જીવન—તેનો આત્મા—તેનું સ્વર્ગ જે ગણો તે, સઘળું નાશ પામ્યું. તેનો આનંદ—જીવનની રસીકતા સઘળું નાશ પામ્યું. તે ગાંડા જેવો થઇ ગયો. આખા ઘરનો સામાન તેણે પછાડી પછાડી તોડી નાખ્યો. રંગનાં કુંડાં, પીંછીઓ, ઓજારો રાચરચીલું સઘળું તેણે આવેશમાંને આવેશમાં તોડી નાખ્યું. અને છેવટે રડતો રડતો તેની પત્નીના મૃતદેહ ઉપર બેભાન થઇ પડ્યો.

બાદશાહના પહેરેગીરો તેને આવી સ્થીતિમાં ઉપાડી ગયા. તેની પત્નીના શબની દફન ક્રિયા પણ તેઓએજ કરી, શીલ્પીને એકાન્તમાંજ રાખ્યો હતો. તે આવી સ્થીતિ એકાદ અઠવાડીયું રહી પછી તેને તેની પત્નીને કહેલા શબ્દો યાદ આવ્યા અને જે પત્નીને તે દિવસો ચ્હાતો હતો તેનાજ નામનું સ્મારક કરી પછીજ પોતે મરવું એવો નિશ્ચય કરી પોતે કામે લાગ્યો.

રાત દિવસ અથાગ પરિશ્રમ લઇ તેણે કળાનો એક અનુપમ નમૂનો તૈયાર કર્યો. જે આટલાં આટલાં વર્ષો ગયા છતાં પણ દુનીઆના એક શ્રેષ્ઠ કળાના નમૂના તરીકે અત્યારે આગ્રામાં હયાત છે. તેની કળાનો પાર હાલના મોટા મોટા શીલ્પશાસ્ત્રીઓ પણ પામી શકયા નથી. કયાંથી પામે ? તે તો હૃદયના જ્વલંત પ્રેમનો આદર્શ નમૂનો છે. તેમાં શીલ્પીની પ્રિયાનો અણુએ અણુએ વાસ છે. તે શીલ્પીની હૃદયની ભાવના વ્યકત કરતો-એક પવિત્ર પ્રેમના અને કળાના આદર્શ નમૂના રૂપ નદી કીનારે ગત સમયનું ભાન કરાવતો, આટલાં વર્ષો વિત્યા છતાં પણ હજુ જેવે ને તેવો ઉભો છે.

તે પુરો થયા પછી શીલ્પી મરી ગયો. ખરેખર ! તેનો આત્મા તેના કહેવા પ્રમાણે તેની પ્રિયતમાની પાસેજ ગયો. બાદશાહ ભલે પુલાય, ભલે તેને તે પોતાની બેગમ તરફના પ્રેમનું સ્મારક ગણે, પરંતુ તેના પ્રત્યેક રજકણોમાં તેના બનાવનાર શીલ્પીનો તેની હૃદયેશ્વરી તરફનો દિવ્ય અને પવિત્ર પ્રેમ મોજુદ છે. તે બેગમ સાહેબાનું પ્રેમ સ્મારક નહીં, પરંતુ શીલ્પીની જીવનેશ્વરીનું સ્મારક છે તેમ કહેવામાં જરા પણ અતિશયોકિત નથી.

સંપૂર્ણ.





## મોજ મજાહ ઈનામમાળા નં. ૫ નું પરિણામ

આવતા અંકમાં આપવામાં આવશે.



## સીનેમાના સમાચાર

લખનાર-શ્રી. ચિત્રપટ

**નવીન ફિલ્મો—**

ગયા બે અઠવાડીઆમાં નવીન ફિલ્મોમાં-કોહીનૂર કૃત વણજારો-શારદા કૃત દગાબાજ દુનિયાં અને સરસ્વતી કૃત સરોજ સ્ક્રીનપર આવી હતી. દરેક ફિલ્મો વાર લીધે સારી ઉત્સુકતા હતી. ચિત્રપટ સીનેમાના અંકની તૈયારીમાં રોકાયેલ હોવાથી કાંઇ પણ ફિલ્મ જોઇ નથી, તેથી તેનું અવલોકન આપ્યું નથી.

**નવીન ખબરો—**

મીસ કાતમાની ફિલ્મ કહેવાય છે કે, નાચ અને ટ્રીકોથી ભરપૂર છે. લગભગ પોણી તૈયારી થઇ ગઇ છે, તે પાડવાને મુંબાઇનું જેટલું મળી શકે તેટલું પરસ્તાન રે. આવ્યું છે. સાંભળવા પ્રમાણે જાણીતી નટી મીસ સુલ આ ફિલ્મમાં કામ કરવાની હતી, તેણે કામ કર્યું નથી. કામ મિસ પુતળીને આપવામાં આવ્યું છે.

કોહીનૂર—મી. હોમી માસ્તરે-મી. ભવનાની મી. શાહે મી. દવેની જે વસ્તુ નાપસંદ કરી હતી, જસમા ઓડણની વસ્તુ હાથ ધરી છે અને પુર જોશમાં ચાલુ છે. સાંભળવા પ્રમાણે અગાઉ પણ મી. દવેનો જાનતો સીનારીઓ નાપસંદ કરવામાં આવ્યો હતો પણ તેમાં ફેરફાર સાથે; નામ ફેરવીને લેવામાં આવ્યો હતો. આ પસંદ નાપસંદ કરનારનું "સેલ્ફ-રીસ્પેકટ"—આત્મ શું રહ્યું ? તેની સુઝ પડતી નથી. મી. ભવનાનીએ પુરી કરી પોતાની વાર્તા મેના કુમારી શરૂ થઇ ગઇ છે.

ફ્રેન્ચ ફિલ્મ કંપની—વીર કેસરી તૈયાર થઇ ગઇ જ્યારે હવે મી. લુહાર અને મી. મ્હેતા નવીનનું મુહૂર્ત કર

શારદા—મી. જોરીએ રત્નમંજરી પૂર્ણ કરી છે નવીનની શરૂઆત આજકાલ થવી જોઇએ.

રોયલ આર્ટ—રાધા માધવનું ચિત્રપટ ગયે શનિવારે મેં સ્ટીકમાં થાસવાનું હતું; પરંતુ સાંભળવા મુજબ જાણીતા ના લેખક મી. ટીપણીસે તેમની ઉપર નોટીસ કઢાડી હતી અને ચાલ અટકાવ્યું હતું. સસ્તી સ્ટોરી અને સીનારીઓ લેવામાં કેટલી થાય છે તે આ દાખલા ઉપરથી સમજાશે. આકી મોટી કં. સ્ટોરી આપનારાઓ કદાચ એવો ઘોટાળો કરતા હશે, પણ

પીટાળો બ્હાર ન આવે તેની ચારે તરફ દૃષ્ટી તેઓ રાખે છે.

પાયોનિયર—હાલ તો ટોપીકલ લેખ છે અને જુની નેશનલની નેગેટીવનાં પ્રીન્ટસો કહાડે છે. સાંભળવા પ્રમાણે પહેલી તારીખથી કામ શરૂ થાય તેમ લાગે છે.

યુનાઈટેડ—'તોઇ તેલીયુ' માટે સરપોતદાર ધામધુમ કરી રહ્યા છે.

પ્રેમ સંન્યાસ—મહાન બુધ્ધ દેવની જીંદગી ઉપરથી મોટા ખર્ચે ઉતારેલા આ ચિત્રપટ માટે જેટલો ખર્ચ જાહેરાતમાં કરવો જોઇએ તેટલો થઇ ગયો છે. બલ્કે સાંભળવા પ્રમાણે વધુ થયો છે. તે ઉપરાંત જાહેર ગૃહસ્થોને ચા પાણીની મોજમાની પણ આપી છે કે ચાનો પ્યાલો પીને કશું ન બોલાય. અમારા સાંભળવા પ્રમાણે 'પ્રેમ સંન્યાસ' નામ આ ફિલ્મને લાગુ થાય છે કે કેમ? તેની પુછપરછ ઘણી થઇ છે. ધારવા મુજબ આ નામ આ ફિલ્મને ઘટતું જ નથી. Light of Asia નું ભાષાન્તર જો કરો તો "જગજ્યોતિ" થાય પણ તે બાજુએ રાખી ભગવાન બુધ્ધદેવ ન રાખતાં પ્રેમ સંન્યાસનાં રંગસિંગણાં શા માટે ફુંકવામાં આવ્યાં? કહેવાય છે કે, આ ફિલ્મ માટે કેટલીક વ્યક્તિ બહુ મ્હેનત કરી રહી છે અને તેનાં રણશીંગડાં પણ લાંબા સુરે વગાડી રહી છે.

વડોદરા—ધરટનં ફિલ્મ કંપનીવાળા હાલ જાગ્રત થઇ કંઇ ગંભીર રમત રમ્યા જાય છે. એવા સમાચાર આવ્યા છે કે કદાચ લક્ષ્મી પીકચર્સ પુનઃ સજીવન વડોદરામાં થાય.

## નાટકની દુનિયા

તેજોહીન થયેલા પરશુરામ પ્રમાણે તેજોહીન થયેલી મીરાંબાઇ જેવી થયેલી "હિન્દની હુર" નેશનલના પાટીયાં નીચે ભજવાઇ ચુકી છે.

* * *

આડવાર માટે તૈયાર કરેલો 'દોલતે જમ' લક્ષ્મીકાંતના થીયેટર પર ઘણા દિવસથી દેખાતા લાગ્યો છે, અને આડવાર જેવો ગયો છે. સાંભળવા પ્રમાણે ગયા સોમવારથી મી. મોહન લાલાએ બીજા નવા ગુજરાતી ખેલના પાઠો વહેંચ્યા છે.

* * *

દેશી કંપનીએ રામ નવમીના શુભ મહુર્તથી "વીર રમણી" સાથે થીયેટરનાં પાટીયાં ગજાવવા માંડયા છે.

\+ × +

કોરોનેશનવાળા એમ્પાયર પણ થોડા વખતમાં નવા ખેલ સાથે દેખાવ દેશે એમ જણાય છે, કે જે વખતેજ નેશનલ પણ પોતાના નવા ઉર્દુ ખેલ સાથે બહાર પડવાની ઉમેદ રાખે છે.

* * *

વડોદરાથી અમદાવાદ પહોંચેલી અર્ય નૈતિક મુંબાઇની સીઝ ચીટી પકડવા મંડળમાં ભેળો કરવા—આવવાની છે, એમ સંભળાયું છે.

\+ × +

મે માસથી આગળ આર્ય નાટક સમાજનો મુકામ મુંબાઇમાં સ્થિર થશે કે કેમ, તે તેઓના નવા ખેલ ઉપર આધાર રાખે છે, એમ કોઈ અમારા કાનમાં ગણગણી ગયું છે.




લખનાર-રા. રમણિક અ. મ્હેતા.

(તા૦ ૧૧-૪-૨૬ ના અંકથી ચાલુ)

ઈનામની આશાએ કાઉન્ટનો મૃત દેહ મેળવવા ઘણાએ કોશિષ કરી પણ કંઇ પરિણામ આવ્યું નહિ. આ પરથી એટલું તો નક્કી હતું કે કાઉન્ટના ઉપર કોઇએ કાવત્રું રચ્યું હતું અને કાઉન્ટ એ કાવત્રાનો ભોગ બની ગયો હતો. આ સિવાય બીજી બીના લક્ષમાં લેવા જેવી એ હતી કે કાવત્રાખોરો ઇનામની લાલચની પર્વા કરે તેવા ન હતા. આ પરથી કાઉન્ટ જીવતો હતો એમ અનુમાન કરવું એ પણ આધાર વગર હતું. કોઇએ તેનું ખૂન કર્યું હોય એ બનવા જોગ હતું અને ખુનીઓએ તેના મુડદાને ગુલમાલ કર્યું હોય તો તે પણ બનવા જોગ હતું. આવા નાજુક પુરાવા છતાં ડેનીવીચે ખૂનીઓનો પત્તો મેળવવાને અને કાઉન્ટનો ભેદ ઉઘાડો પાડવાને હિંમત ખોઇ ન હતી. તે ચડે કલેજે પોતાનું કામ કર્યે જતો હતો. તેને એમ ખાત્રી હતી કે આ ભેદનો પત્તો કાઉન્ટની ચાલ ચલગત અને રહેણી કરણી પરથી અવશ્ય મળી આવશે. અથવા તો તેના સર સામાનમાંથી કંઇક સાધન મળશે ખરું. ડેનીવિચે તેનો સરસામાન શોધવાને માટે માગણી કરી, પણ કાઉન્ટના સગતા વળગતા અને મિત્રોને આ વાત રૂચી નહિ. તેમને એમ લાગ્યું કે તેના કાગળ પત્રોમાંથી રખેને કંઇ એવી વિગત બ્હાર પડે કે કાઉન્ટની આબરૂ જાય. આથી તેમણે તેનો સરસામાન શોધવા રજા આપી નહિ. ડેનીવિચે કંટાળીને કાઉન્ટના સગાને કાગળ લખ્યો, અને તેમાં જણાવ્યું કે કાઉન્ટના મિત્રોને સખ્ત તકિદ કરો કે મને કાઉન્ટનો સરસામાન અને કાગળ પત્રો જોવા દે. ડેનીવિચનો કાગળ વાંચી કાઉન્ટનો પિતા એકદમ પેરીસ આવ્યો. કાઉન્ટનો સરસામાન કબ્જે લીધો. ડેનીવિચે અને કાઉન્ટના પિતાએ તેનાં કાગળિયાં તપાસી જોયાં. કાગળોમાં સરકારી કામકાજના બંડલો, સગાં વ્હાલાંને લખેલા કાગળો, અને રૂશિયામાં રહેતી તેની પ્રિયતમાના થોડાક પત્રો હતા. પણ તેમાં વિશેષ કંઇ જાણવા જેવું ન હતું. તે છોકરીને કાઉન્ટને માટે ઘણી સારી લાગણી હતી અને કાઉન્ટના પિતાના કહેવા મુજબ, બન્નેનાં લગ્ન થવાનાં હતાં અને કાઉન્ટના એકાએક ગુમ થવાના સમાચાર સાંભળી તે ઘણી દુ:ખી થઇ હતી.

કાગળોમાંથી કંઇ જાણવા જેવી વિગત મળી નહિ પણ તપાસ કરતાં કાઉન્ટના હાથની લખેલી એક ડાયરી મળી આવી. આ ડાયરીમાં કાઉન્ટે પોતાના મનના ઉભરા કાઢ્યા હતા. લખાણમાં ક્રમ ન હતો અને નિયમિત રીતે ડાયરી લખાયલી પણ ન હતી છતાં પ્રસંગોને લઇને પોતાના મનની હાલત આ ડાયરીમાં નોંધી હતી. ડાયરીમાંના કેટલાક ફકરા જે પર ડેનીવીચનું ધ્યાન ખેંચાયું હતું તે નીચે મુજબના હતા.

* * *

" મને ઘણી વખત એમ વિચાર થાય છે કે આપણે હાથે જે કામ થાય છે તેની જુમ્મેદારી કોની? આપણે જે કંઇ પાપરૂપ કરીએ છીએ તે જાણી જુઝીને કરીએ છીએ કે આપણા મનમાં એક જાતની પ્રેરણા થઇ આવે છે અને આપણે અટકાવ ન કરી શકવાથી પાપ કર્મમાં પ્રેરાઇએ છીએ? જો એ નસિબ, પ્રારબ્ધ વા તકદિરનુંજ પરિણામ હોય તો એ પાપને માટે આપણે કેટલા અંશે જુમ્મેદાર ગણાવા જોઇએ? મારા મનમાં અમુક કાર્ય કરવું એવી ઇચ્છા શા માટે થાય છે? એ ઇચ્છાને પ્રેરનાર કોણ? મારા ધર્મના ગ્રંથો તો સ્પષ્ટ આજ્ઞા કરે છે કે 'પાપ કર્મ કરતો ના' કબુલ, પણ એ કર્મ કરવાની વાંછના શાથી થાય છે? એની પ્રેરણા કોણ કરે છે? એ પ્રેરણા જો ઉત્પન્ન કરી તો તેને રોકવાનું બળ શા માટે આપ્યું નહિ? શા માટે પ્રલોભનો ઉત્પન્ન કર્યાં? જો એ પ્રેરણાને રોકવાનું મારામાં બળ નથી તો પછી એ કાર્ય કરવા માટે હું નિન્દાપાત્ર શી રીતે ગણાઉં! દુનિયાં લોકો તો એમજ કહેશે કે આ તર્ક નથી પણ કેવળ વિતંડા છે; પણ ખરેખર જે કાર્યનો અટકાવ કરવાની શક્તિ મારામાં નથી તે કાર્યને માટે કે તેના ફળને માટે હુ શા માટે દોષપાત્ર લેખાઉ. મને તો ઘણીવાર પેલા ફારસી કવિ ઓમર ખય્યામનું કહેવું સત્ય ભાસે છે. મને ઘણીવાર એમ લાગે છે કે પ્રત્યેક માણસમાં બે પ્રકારના નિર નિરાળાં વ્યક્તિત્વ હોય છે. તેનું એક વ્યક્તિત્વ એક માર્ગે પ્રેરે છે, બીજું બીજે માર્ગે. એક એક પ્રકારની ઇચ્છા કે વાંચ્છનાની તૃપ્તિ ઇચ્છે, જ્યારે બીજું તેની અવહેલના કે તિરસ્કાર કરે છે. મારામાં પણ તેમજ છે. એક પહેલા પ્રકારનું બળ મને એવા માર્ગે લઇ જાય છે કે જે માર્ગે હું જવા ઇચ્છતો નથી. બીજું મને બીજા માર્ગેજ વાળે છે. શું દરેક માણસ મારા જેવાં હશે? પ્રત્યેક એવું દ્વીધા જીવન હશે!

* * *

સમુદ્રના કિનારા પાસે એક પ્રકારની ઝીણી માટીનો કાંપ-કીચડ હોય છે આ કીચડમાં જો કોઇ માણસ ભરાઇ પડે તો તે છૂટવા માટે જેમ જેમ યત્ન કરે તેમ તેમ ઉંડો કળતો જાય છે. અને મોત તેનો છૂટકારો ન કરે ત્યાં સુધી તે તેમાં દટાઇ જાય છે. એક પ્રકારની એવી બાજી બને છે કે જે માણસ એમાં સપડાયે, તો તેના ભોગજ સમજવા. તે જાળમાંથી છુટવા માટે જેમ જેમ યત્ન કરે તેમ તેમ તે તેમાં વધારે ગુંચવાતો જાય છે અને એવો સજ્જડ ભેરાય છે કે મોતેજ છુટકારાનો દમ નીકળે

છે. આ એક જાતની ઉપમા, રૂપક કે દૃષ્ટાંત છે. પણ દૃષ્ટાંત, રૂપક અને ઉપમા વડેજ ઘણી મુશ્કેલ વાતો સ્હેલાઇથી સમજી શકાય છે. હું પણ એવીજ એક જાળમાં સપડાયો છું. છુટો થવાને માટે ફાંફાં મારૂં છું. જો એ જાળમાંથી છુટો થવા પામું તો ખરેખર આ દુનિયામાં સાચી પ્રીતિના સુખનું પાન કરી શકું. પણ બન્યું તે ન બન્યું થાય તેમ નથી. આપણે ભલેને લોહીનાં આંસુ વર્ષાવીએ પણ યાદદાસ્તની શિલા પર જે લખાયું છે તે કદિ ભુસાતું નથી, રૂશિયામાં રહેતી તે પવિત્રતાની મૂર્તિને ખબર પડે કે મેં તેની વિશુધ્ધતાની ભાવનાને કલંકિત કરી છે તો તેને કેટલું દુઃખ થાય ! જો તે એમ જાણે કે મારૂં વર્તન શુધ્ધ નથી તો તેના હૈયામાં શુળ ભોંકાયા જેવું થાય નહિ ? શું મારૂં જીવન એવું વિશુધ્ધ છે કે તે પ્રેમની અને પવિત્રતાની મૂર્તિની સામે નિખાલસ દિલથી જોઇ શકું ખરો ? નહિજ. તે મારામાં જે પવિત્રતા ધારે છે તે મારામાં છે ખરી ? અરેરે ! મને એમ લાગે છે કે હવે મારા અને તેના વચ્ચે અંતરાયનો મોટો પહાડ ઉભો થયો છે. મને લાગે છે કે તેને હું ફરીથી મળીશ નહિ. શા માટે મારા મનમાં એવો ખ્યાલ પેદા થાય છે ? હા ! હું સમજું છું. જ્યારે તે નિર્મળ મનની ભોળીને મારી અધમતાની ખબર પડશે ત્યારે તેના દિલને કેવો સખ્ત આઘાત લાગશે ! તેનું હૈયું ચિરાઇ જશે. આ વિચાર આવતાં મારૂં મન શત વૃશ્ચિકના દંશની વેદના અનુભવે છે. આવાં બે પ્રકારનાં જીવન શા માટે ઇશ્વરે મનુષ્યને માટે સરજ્યાં હશે ? મારા મિત્રો મને એકજ જાતનો માણસ માને છે પણ મારી ઓરડીના એકાંતમાં મારા પોતાની અવસ્થા જોઇ મારૂં અંતઃકરણ ચીરાઇ જાય છે.

\+ + +

આ શી મારી નબળાઇ ! એ નબળાઇને હું દૂર કરીશ. મારા ખોટા ખ્યાલની બેડીના બંધનો હું તોડીશ. આશા મારા કાનમાં મીઠડું ટહુકે છે. જુવાની છે.—બળ છે.—સ્ફુર્તિ છે ઉન્નત માર્ગે ફરીથી પ્રયાણ કરીશ. કીર્તિની વરમાળ વરીશ. અત્યાર સુધી મારૂં જીવન ભૂલા પડેલા વટેમાર્ગુના જેવું હતું. મારી દિશાભૂલ થઇ હતી. પ્રતા મારો પંથ ઉજમાળો રહી છે. હું વાટ વિસરીશ નહિ, બંધનોને ગણીશ. મારા માર્ગમાં આવતા અવરોધને દૂર કરીશ. હવે ડગવાનો નથી. મેં દૃઢ સંકલ્પ કર્યો છે. મેરી ! મેરી ! તું મને કીચડમાં ઘસડી લઇ જઇ શકે તેમ નથી. જો ડગ્યો તો ડુબ્યો, મારૂં કર્તવ્ય મને સ્પષ્ટ જણાય છે. મારા મિત્રોએ અને સગાં સંબંધીઓએ મારે માટે ઉચ્ચ આશા બાંધી છે. મારે મારી બુધ્ધિનો સદુપયોગ કરી વિમળ નામના મેળવવી જોઇએ. આ બે પ્રકારની જીંદગીથી હું કંટાળી ગયો છું. મારે મારી ભાવી પ્રિયતમાના પ્રાણને કમ્પાવી આવે તેવું કરવું એ શું સારૂં છે ? નહિ. હું નોકરી પરથી રાજીનામું આપીશ. પેરીસ છોડીશ. રૂશિયા જઇશ. લોકોમાં મારી ચર્ચા થશે. આવી નોકરી છોડવા માટે મને મુર્ખો ધારશે. પણ તેથી શું ? હું કહીશ કે મારા કામને અને મારી નેમને સમજવા તે સમર્થ નથી. મેં યુજેની પિયુનને મારા મનની વાત કરી છે. હું ધારૂં છું કે જરૂર તે મારા કાર્યમાં મને મદદ કરશે.

* * *

ડાયરીમાં કેટલીક મુદ્દાની બાબતો હતી. આ બાબતો ડેનીવિચના લક્ષની બ્હાર ન હતી. કાઉન્ટે પોતે પોતાનો ભેદ ડાયરીમાં ખુલ્લો કરી દીધો હતો. કોઇને કદાચ એવો પ્રશ્ન થશે કે કાઉન્ટે શા માટે ડાયરી રાખી હશે ? એ શું એની મુર્ખતા ન હતી ? ખરી પણ ઘણા કરપીણ ગુન્હેગારો પોતાની ડાયરીના પુરાવા પરથી સજા પામ્યા છે. ઘણા માણસોને પોતાના વિચાર નોંધવાની ટેવ હોય છે અને તે નોંધીને વાંચવામાં તેમને પરમ આનંદ થાય છે. કાઉન્ટની ડાયરીમાંના લખાણ પરથી એટલું તો સ્પષ્ટ પ્રતિત થતું હતું કે કાઉન્ટના જીવનમાં કંઇક કાળા પ્રસંગો હતા, એ વાત સ્પષ્ટ રીતે તરી આવતી હતી-પ્રથમ તો એ કે કાઉન્ટના જીવનમાં કોઇ સ્ત્રી અપૂર્વ ભાગ ભજવતી હતી. અને બીજું એ કે યુજેની પિયુનને સઘળી હકિકત માલમ હતી. યુજેની પિયુનને જેટલી હકિકત ખબર હતી તેમાંથી થોડી પણ તે જણાવતો ન હતો આથી ડેનીવિચે કરેલું અનુમાન ખરૂં હતું કે યુજેની ઘણો ખંધો માણસ છે.

સ્વાભાવિક રીતે કાઉન્ટની ડાયરી વાંચી તેના પિતાના દિલને ભારે આઘાત થયો. તેને ખુલ્લું જણાઇ આવ્યું કે મારા દીકરાની ચાલચલગત ઉચ્ચ કુટુમ્બના માણસને શોભા આપે તેવી નથી. કાઉન્ટનું કુટુમ્બ પણ નામીચું હતું. રૂશિયામાં ભારે તેમની કીર્તિ હતી. એ કીર્તિને ડાઘ લાગે તો તે કાઉન્ટનો પિતા પોતાનો જીવ આપવા તત્પર થાય તેવો હતો.

હવે પ્રશ્ન એ હતો કે આ મેરી કોણ અને તેનો પતો શી રીતે મળે ? માનો ન માનો કાઉન્ટનું અદૃશ્ય થવાનું કારણ મેરી અવશ્ય હોવી જોઇએ એમ તર્ક કરવો ખોટો ન હોતો. કાગળોમાં એક પણ કાગળ મેરીનાં નામનો મળી આવ્યો ન હતો. બીજા કાગળોમાં પણ તેનો ઉલ્લેખ ન હતો. બીજા કાગળોમાંથી પણ કંઇ મેરીના વિષે પ્રકાશ નાખે તેવું કંઇ ન હતું. શોધ કરતાં ટેબલના ખાનામાંથી એક ફોટોગ્રાફ મળી આવ્યો જેમાં સ્ત્રીના હાથના મરોડમાં લખ્યું હતું કેઃ—

"તારી-સદાની તારી-મેરી"

અપૂર્ણ.



શહેરમાં દાખલ થઈ.

તે સમયનો યુનિવર્સલ સીટીનો તે ધોરી રસ્તો સીધો મુખ્ય સ્ટેજ તરફ જતો હતો. યુનિવર્સલનું આ સ્ટેજ ફીલમો ઉતારવા માટે બાંધવામાં આવેલાં તે વખતનાં સઘળાં સ્ટેજોમાં સૌથી મોટામાં મોટુંજ હતું. છતાં બહારથી દેખાતા ભપકાંની પાછળ પોલાણુ પણુ હતુંજ. આ શહેર એક અખતરા રૂપેજ બંધાયું હતું. તે અખતરો ફતેહમંદ નિવડશે કે નહીં તે એક સવાલ હતો. છતાં એટલું તો કહેવુંજ જોઇએ કે તે વખતે તેવા "સ્ટુડીયો" ની પણુ કોઇ જોડી ન હતી.

દિન પ્રતિ દિન વૃધ્ધિ પામતા આ શહેરનો હાલનો વિસ્તાર ૨૫૦-૩૦૦ એકરનો છે.—જેની અંદર કેટલાક નાના નાના ડુંગરો, બે નાનકડી નદીઓ, સુંદર વિસ્તારવાળી વાડીઓ, એક નાનું શું રણુ, કમમાં કમ દસ હજાર લડાયકો કવાયત કરી શકે તેવું "સંગ્રામ સ્થાન" વિગેરેનો સમાવેશ થઇ જાય છે.

કુદરતી રીતેજ તમો માનો કે આ શહેરમાં અસંખ્ય માણુસો જાથુકના વસતાં હશે. પરંતુ તમે જાણીને વિસ્મય થશો કે ખુદ શહેરમાંજ રાત્રી ગાળતા શહેરીઓની સંખ્યા આંગળીને વેઢે ગણાય તેથી વધુ નથી-જ્યારે દિવસના સમયે તેની વસ્તી બહાર ગામ "સીન" લેવા માટે ગએલી ટોળીઓ બાદ કરતાં પણુ કવચિતજ એક હજારથી ઓછી થાય છે. અને "હંચ બેક ઓફ નોતરદમ" અથવા તો "ફેન્ટમ ઓફ ધી ઓપેરા" જેવાં પીકચરો લેવાનાં હોય ત્યારે તો પુછવુંજ શું? ચારથી પાંચ હજાર માણુસો તો સહજજ એક સીનમાં કામ કરતાં હોય!

આ બધાંઓને યુનિવર્સલ સીટીમાં લાવવા લઇ જવા માટે યુનિવર્સલ-ફીલમ કંપની એક "બસ સરવીસ" દોડાવે છે. તદુપરાંત કંપનીની પોતાની ૨૫ "કેડીલેક" ટુરીંગ કારો, ૨૦ "રીઓ" બસીસ, અને ૫ "ફ્લેગીઓલ" મેકરના ટ્રકસ છે; અને સમય પરત્વે સૌથી સેંકડો સંખ્યામાં મોટરો ભેગી થાય તે તો નજીવા બનાવો ગણાય છે. આ બધી મોટરોને ફકત સાફ સુફ રાખવા માટેજ ૩૪ માણુસો રોકેલા છે-ડ્રાઇવર તો જુદાજ, હાં. કે!

યુનિવર્સલ સીટીમાં દાખલ થતાંજ, તેના વિચિત્ર પ્રેક્ષકોનું પ્રથમ ધ્યાન ખેંચે છે. એક બાજુએ આ સંસ્થા લડકાની કચેરીઓ માટેનું ગૃહ છે, બીજી બાજુએ "યુનિ. સીટી પોસ્ટ ઓફીસ"નું મથક છે-પાસેજ શહેરની "હોસ્પીટલ" છે જ્યાં બે કાબેલ દાકતરો સંખ્યાબંધ નર્સો સાથે હંમેશાં હાજર હોય છે. આ હોસ્પીટલમાં બે મોટા તેમજ સંપુર્ણ રીતે સજેલ એક "ઓપરેટીંગ થીયેટર" પણુ છે.

શહેરમાં-૫૧ પાકી બાંધણીનાં મોટાં ખરાં ઘરો છે વખતો વખત ફીલમો ઉતારવામાં વાપરવામાં આવે છે. જેની ચારે બાજુના દેખાવ જુદા જુદા દેશની જુદા જુદા સમયની શિલ્પકળાના તરેહવાર નમુના રજુ કરે છે. પણ તે ઉપરાંત વળી પાંચસોથી ૭સો ઘરનાં ખોખાં છે જેની બહારની એક દિવાલજ બાંધેલી હોય છે અને પાછળનો ભાગ ખુલ્લો હોય છે.



*Uncle Sam's Postal Headquarters at Universal City*

- અપુર્ણ

## ગ્રાહકોને વિનંતિ

બહાર ગામના ગ્રાહકોને સિનેમા-અંક તથા ભેટનું પુસ્તક વી પી થી મોકલી આપવામાં આવે છે. પોસ્ટમાં વી. પી. એક સામટાં નહિ થતાં હોવાથી આ અંક મળ્યા બાદ એકાદ બે દિવસમાં મળી જશે.

મુંબાઇના જે ગ્રાહકોએ લવાજમ ન ભર્યું હોય તેમણે ભેટ તથા સિનેમા અંક લવાજમ મોકલી મંગાવી લેવો. તા૦ ૧ લી મે સુધીમાં જેમનું લવાજમ નહિ આવે તેમને પેપર મોકલવાનું બંધ કરવામાં આવશે.

વ્યવસ્થાપક
મોજ-મજાહ

## પ્રેમને ખાતર પ્રાણાર્પણ—સીર ખાતર જાન ફેસાની

એક ગરીબ માલણ—આંધળી ફુલવાળી—આશા—કોના હૃદય માટે શું શું કામો કરે છે??—કેવી રાજ ખટપટમા ભાગ લીએ છે??

તે જુવો આશા તે જુવો આશા

આશા અને કાશ્મીરની ફુલવાળી



આશા અને કાશ્મીરની ફુલ.

# સીનેમા મેજેસ્ટીક ગીરગામ

વખત તથા ભાવ હમેશના નિયમ પ્રમાણેના

---

આવે છે. આવતા શનીવારથી આવે છે.

શારદા ફીલમ કંપનીની ઐતિહાસિક "અજબ કુમારી"

નવી કૃતિ

# શારદા ફીલમ કું.ની અદભૂત કૃતિઓ

આવતે અઠવાડીયે ચાલુ
ગુજરાતી સાહિત્યના સાક્ષર
મી. ઇદુલાલ કનૈયાલલ
યાજ્ઞિકની અદ્ભુત પ્રસાદી

## અજબ કુમારી

રાજસ્થાનના જાણીતો સકો
જેમાંનો ફાંકડા શગાર વરની
વસુલાત માટેની ભયકર પ્રતીજ્ઞા
અગ્નિદેવની સાક્ષી થી. દીલ
હલાવનારા પ્રસગોથી ભરપુર
નારાયણી કવચની અદ્ભુત
અજાયબી
સુદર શીકારીના બાણે બે
પંખી કેવી રીતે વિધાય છે.



તારીખ જોતા રહો
એક પ્રબળ કલ્પનાનુ સુદર
પરિણામ

## રત્નમંજરી

એક ઠગારી રાજ
કુમારીને હાથે ફસાયેલો
રાજકુમાર તથા
અદ્ભુત પ્રસગો અને
અવનવી ટ્રીકોથી
ભરપુર એક ચેલેંજ
ફેંકતું ચીત્રપટ

## સીનેમા મેજેસ્ટીક ગીરગામ

ફીલ્મોની બુકીંગ માટે લખો—મેસર્સ મયાશંકર ઠકર એન્ડ કું.
૪૭, એ. એપોલો સ્ત્રીટ--કોટ મુંબાઇ

ચુનિ...
તદુપરાત...
'રીઓ" બન્... છે, અને સમય ... થાય તે તો નજીવા ... ફક્ત સાફ સુફ રાખવા

...દ્વિવેદીએ મુબઇ, ગીરગામ ... મોજ–મજાદ ... પ્રેસમા છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે

# મહાન લોકપ્રિય મોગલ બાદશાહ અકબર

હિંદુઓમાં એજ માટે પુજાતો હતો કે, તે તેમના ધર્મનો મહાન સેવક અને ચાહક હતો.

## શાહેનશાહ અકબરનો વજીરને હુકમ !

મહાભારતની પ્રેમરસથી છળાછળ કરતી પ્રાચીન હિંદની
જાહોજલાલીનો ચીતાર રજુ કરતી

સુંદર મનમોહક રસીલી કથા **નળ–દમયંતી** ના ફારસી તરજુમાનું ફરમાન

ત્યારે હવે તમેજ વિચાર કરી શકો છો કે આ કથા કેટલી રસીલી હોવી જોઇએ–જે અકબર જેવા છત્રપતીને પસંદ પડી અને વડા વજીરને તેના ભાષાંતરનો હુકમ આપ્યો.

## ગઈ કાલથી અમારે ત્યાં ચાલુ છે !

એમાં દમયંતીનો પાર્ટ માદન થીએટર્સની આગેવાન નટીકા મીસ કુશર કરે છે !

## તમારા માનીતા એકટરોની એક ફોજ

મસ્ટર મેદન, મેશર્સ અડજણ્યા–મીતીમોરીઆ, છાપગર, સરકારી આઇઝેક સીમન વિ. આ આરટીસ્ટો નાટકના તખ્તાઓ ઉપર પોતાનો ડંકો વગાડી ચુકયા છે એટલે તેમની પ્રસંશાના ઢોલ તાસાં વગાડવાની અમારે કશી જરૂર છેજ નહિ !

વખતઃ—પા, ૭, ૯ા।, ૧૦ા।, શની રવિ એલ ૩ા। વાગે
ભાવઃ—રૂા. ૨. ૧, ૦ા।।, ૦ા। ૦ ૦)ત્ર ટેક્ષ સાથે

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

આવતા શનીવારે તૈયાર રહો ભેદભરમથી ભરપૂર સીરીયલ મીસ્ટ્રી બોક્ષ

કદી ઉભી રહું ધરી લજ્જ'નીને
 સ્મૃતિ દંત થકી અધરે ગ્રહતાં;
ઘણીવાર એવું કર, દઇ હનુએ,
 વીતે પ્રહર કંઇ પ્રતીક્ષા કરતાં.

૬

કદ્દારે આવશો તેણે કહ્યું ન કંઇ,
 ગયા ક્યાં તમે છો તે જણાયું નહિ,
પૂછે સાહેલીઓ બહુ મૌન ધરૂં,
 ગયા ક્યારથી તેયે ગણાયું નહિ.

બની પીત પિતાંબર રંગની હું,
 પછ છેક નીલાંબર વર્ણની હું;
બની ખૂબ તવંગર અશ્રુ-ધને,
 હિવું મહા એક પંજર અસ્થિનું હું.

૭

હજીયે તમ ગાનના સૂર રહ્યા,
 અવશેષ રહ્યા હજી કુંજવને;
સુણીને ત્યમ દોડતી આગ્ર બની,
 ગુંજતી તવ મંજુલ ગીત મને.

પૂછું પાંદડે-પાંદડે દીઠા કદી,
 બંસી શોકય સમી મુખે જે ધરતા;
પછી થાકી બનું પ્રતિમા સરખી,
 દિસે ચારે દિશે જ્યાં નિરખતા.

૮

ભોળી ભામા બનાવી હસાવી બહુ,
 નથી પીયર કે સહુ વાત કહું;
કહો કોણ અમારી ધરેજ હયા,
 પટરાણી રહો કે રહું હવે હું.

દીરવા ગાતું બહુ તમે બાળપણે,
 ત્યમ "બાળા" દીઠી બહુ મોટપણે;
કહો એમાં રહ્યો તમ વિક્રમ શો?
 કર્યો રાધાનો ક્રૂર! તમારો તમે *

* હિન્દી "ચાંદ"ની એક કવિતા પરથી સૂચિત.

# જુબેદા

અથવા

# રહસ્યમયી રમણી

## પ્રકરણ ૧૧ મું.

સુરંગપથમાંથી પાછાં ફરી અમો દિવાનખાનામાં આવી પહોંચ્યાં. અબનુસના લાકડાંમાંથી કોતરી કઢાડેલા મેજ ઉપર જુબેદાએ દીપક મૂકી દીધો અને વિશ્રામ લેવા માટે એક કોચ ઉપર આડી પડી. ક્ષણ કાળ સુધી અમો બન્ને ચુપ રહ્યાં. પછી મૌન ભંગ કરતાં મેં તેને પૂછ્યુંઃ—

"જુબેદા, તમારી સાથે આવી મેં જે જે જોયું તેમાંનું હું તો કાંઇ પણ સમજી શક્યો નથી. કઇ શક્તિદ્વારા તમે મૃત વ્યક્તિના દેહમાં જીવનનો સંચાર કરી તેને કાર્યમાં પ્રવૃત્ત કરી?"

"તે બધા આ લોહનિર્મિત અર્ધચંદ્રના પ્રતાપ છે."

"ત્યારે તેની ગુપ્ત શક્તિનો ભેદ મને કેમ કહેતાં નથી?"

"આમીન! આપણાં ઉભયનાં શુભ માટેજ હું તમોને અહિં લાવી છું પરંતુ તમે નાસ્તીક હોવાથી તે રહસ્યનો ભેદ પામી શક્યા નહિ-તેટલા માટેજ તે અલૌકિક અદ્દભૂત જ્ઞાન પ્રાપ્ત કરવા માટે નિષ્ફળ ગયા."

"વારૂ, હું એક પ્રશ્ન પૂછું છું. તમે સરળતાથી તેનો ઉત્તર આપશો?"

"શા માટે નહિ? તમે શું જાણવા માગો છો?"

"જુબેદા-હું માત્ર એટલુંજ જાણવા માગું છું કે તમે સધવા છો કે વિધવા?"

મારો પ્રશ્ન સાંભળી જુબેદાનું મુખમંડળ લજ્જાથી લાલ બની ગયું. તેણે કહ્યુંઃ-"આમીન, જો હું સધવા હોત તો તમોને આમ મારી પાસે કદી બોલાવતે નહિ-તમારી સાથે આવું પ્રિય સંભાષણ કરત નહિ-કિંવા આવા પ્રણયી સાથે રહસ્યાનુસન્ધાન માટે પ્રવૃત્ત થાત નહિ. માત્ર તમે એટલુંજ યાદ રાખજો કે, જેટલો તમે રહસ્ય ભેદ જાણી શક્યા છો, તે કરતાં પણ વિશેષ રહસ્ય જાળમાં મારૂં અસ્તિત્વ વિંટાયેલું છે. આમીન! મારા પ્રેમને માટે તમે ગમે તેવું દુસાધ્ય-કષ્ટકર કામ કરી શકશો?"

"શા માટે નહિ ? તમારા માટે પૃથ્વીને પેલે પાર જવું પડે તો પણ હું હિમ્મત હારૂં એમ નથી"

"વારૂ, ત્યારે મારી કથા ધ્યાન દઇને સાંભળો જે રહસ્યનો ભેદ જાણવા હું તમોને મારી સાથે લઇ ગઇ હતી, તેમાં તમે નિષ્ફળ નીવડયા છો લોહનિર્મિત અર્ધચંદ્રનું કોઇ પણ પ્રકારનું જ્ઞાન તમે મેળવી શકયા નથી તથાપી જો તમે જન હીન વિજન મરૂભૂમિ પાર કરી તુવારજ નામના સ્થાને ગુપ્ત વેશમાં પહોંચી શકો અને ત્યાંના લોકોના હાથમાં સપડાવ નહિ તો હું ખાત્રીથી કહું છું કે, તમે પુષ્કળ ધન સંપત્તિ તથા સામર્થ્ય પ્રાપ્ત કરી શકશો એટલુંજ નહિ પણ તેથી આપણા ઉભયનું પણ મિલન થઇ જશે '

"ત્યાર પછી શું આપણે લગ્ન ગ્રંથીથી જોડાઇ શકીશું ?"

"હા"

"હું ઉત્સાહિત બની ઉઠી ઉભો થયો અને કહ્યું "મારે શું કરવાનું છે, તેની આજ્ઞા કરો તમારા પ્રેમને માટે હું અગ્નિમાં પણ ઝંપલાવા તૈયાર છું, પરંતુ જે સ્થળે તમે મને જવાનું કહો છો, ત્યાં પહોંચ્યા પછી શું આ ગુપ્ત રહસ્યનો ભેદ ઉકેલી શકાશે ?"

' અફસોસ ! તેજ શંકાની વાત છે મેં કહેલા વિપદને વટાવી જો તમે આ અર્ધચંદ્રને ત્યાં લઇ જવા સમર્થ થાવ, તો હું ખાત્રીપૂર્વક કહું છું કે ગુપ્ત રહસ્યનો ભેદ જાણી શકશો "

"પરંતુ આટલા વખતમાં તમારી ગતિ શું થશે ?"

'જ્યાં સુધી તમે આ કાર્ય પાર પાડી નહિ આવો, ત્યાં સુધી હું અમારી ટોળી-સાથે રહીશ તમે આ કામમાં પ્રવૃત થાવ, પછી મારા વિષે ઘણી વાતો સાંભળશો, પણ તેને કાન પર ધરતા નહિ અને હાથમાં લીધેલું કામ પાર પાડવા નિર્દિષ્ટ સ્થાને પહોંચવા આગળ વધજો. તમે પ્રતિજ્ઞા લઇને કહો કે, મારા વિષે કાંઇ જુઓ, સાંભળો, તેમાં વિશ્વાસ રાખશો નહિ "

"જુએદા, હું ઇશ્વરના સોગંદ ખાઇને કહું છું કે, તમારા ઉપદેશ મુજબ ચાલવા માટે મારાથી બનતો પ્રયત્ન કરીશ "

"ઠીક છે પ્રતિજ્ઞા સંપૂર્ણ પાળજો જુઓ, આ પૃથ્વીમાં માત્ર એવું એકજ સ્થળ છે કે, જ્યાંથી આ અદ્ભુત રહસ્યનો ભેદ પામી શકશો જ્યારે તમે અહિંથી દૂર ચાલ્યા જાવ, ત્યારે હું તમોને ભૂલી જઇશ એમ મનમાં લાવશો નહિ દરેક પળે હું તમારી ખબર રાખીશ એટલુંજ નહિ પણ આપણાં અંતરોમાં અવાદની આદાન-પ્રદાન ક્રિયાઓ પણ ચાલુ રહેશે કારણ કે, આપણા આત્માઓનો યોગ થઇ ગયો છે આપણે પરસ્પરનું શુભાશુભ જાણી શકાશું "

"પરંતુ તમે કયાં હશો, એ શું હું હંમેશ જાણી શકીશ ?"

"ના તેવો કંઇ સંભવ નથી ચિન્તાદ્વારા હૃદયની અંદર મારૂં અસ્તિત્વ અને શુભાશુભ તમે અનુભવી શકશો, પરંતુ જ્યાં સુધી તમે કાર્ય સિધ્ધ કરી પાછા ન આવો, ત્યાં સુધી આપણી મુલાકાત થશે નહિ "

"ત્યારે શું તમે અહિં નહિ રહેતા તમારા જાતભાઇઓની સાથે મરૂભૂમિમાં ચાલ્યાં જશો ?"

"હા ત્યાંજ જઇશ "

'પુન: દસ્યુદળમાં દાખલ થઇ નિરાશ્રય પથિકોને લુંટવાનું કામ કરશો ? તમે સ્ત્રી જાત છો શું તમારૂં આ કર્તવ્ય છે ?"

"શેનું કર્તવ્ય ?" જુએદાએ સહજ ગંભીર સ્વરે કહ્યું

"આ દસ્યુ વ્યવસાય-લુંટ-નિરપરાધી પથિકોનું સર્વસ્વ પહરણ-એ શું સ્ત્રીનું કર્તવ્ય છે ?"

જુએદા મારા હાથમાં હાથ રાખી બોલી – ' આમીન ! હું પણ જાણું છું આ સ્ત્રી કિંવા પુરૂષને યોગ્ય કાર્ય નથી પણ હું કેવી વિપત્તિમાં છું તે તમોને કેવી રીતે સમજાવી શકું ! ખરેખર, હું ચિર-અભાગિની છું હું જરા પણ પ્રતિકુળ શબ્દ કિંવા વર્તન દેખાડું કે તરતજ મારા જીવનના સમાપ્તિ થતા વાર નહિ લાગે-મારા દેહને થેલામાં બાંધી સમુદ્રમાં તેઓ ફેંકી દીધા સિવાય રહેશે નહિ "

' ત્યારે હું કેવી રીતે તમારી રક્ષા કરી શકું ' તમે કેવી રીતે મુક્તિ મેળવી શકશો ? "

"મેં તમને જે કરવા કહ્યું છે, તે કાર્યમાં ફત્તેહ મેળવો એટલે મારા દુર્ભાગ્યમાંથી મારો ઉધ્ધાર થતાં વાર નહિ લાગે એટલુંજ નહિ પણ મૃત્યુ યંત્રણા કરતા પણ વિશેષ ભયંકર યંત્રણાઓનો ભય રાખવાનું કારણ પણ રહેશે નહિ "

એટલું કહી જુએદાએ એક પેટી ઉઘાડી તેમાંથી કાગળ બહાર કહાડયો અને ખડીયો કલમ લઇ અરબી ભાષામાં એક પત્ર લખવાં લાગી પત્ર નીચે પ્રમાણે હતો —

"ઇશ્વરના સુયોગ્ય પરિચારક, જ્ઞાની અને શક્તિમાન મહાશય, આ પત્રવાહકને આપની સેવામાં મોકલ્યો છે. તેની સાથે લોહ-અર્ધચંદ્ર મોકલાવ્યો છે પ્રકૃતિના અનેક રહસ્ય ભેદને જાણવા તેને આપની પાસે મોકલાવેલ છે ભાઇ, મારૂં જીવન બહુ વિપન્ન છે ક્ષણે ક્ષણે મૃત્યુ બારથી રહ કંપી ઉઠે છે અર્થાત્ આપ આ વ્યક્તિને યોગ્ય રસ્તે પહોંચાડી દેશો આપની કૃપા હશે, તો બધી વિપદોમાંથી હું મુક્તિ લાભ મેળવી શકીશ "

લી આપની ભગિની

જુએદ.



## છુપી પોલીસ

વાર્ષિક લવાજમ-રૂ. ૩) વી. પી. સાથે રૂ. ૩-૪-૦

હિંદ બહાર રૂ. ૫

લખો—મોજ—મજાહ કાર્યાલય,

ગીરગામ ખટાઉ બીલ્ડીંગ મુંબઇ નં. ૪

# પંડ્યાની પાંચસેરીએ

અથવા

## રાગચિત્રો

લેખક-રા. પત્થરશંકર પંડ્યા બી. એ.

( ગયા અંકથી ચાલુ )

ચોથે નંબરે શ્રીયુત કનૈયાલાલ મા૦ મુનશી છે. શ્રીમતિ લીલાવતિ-હવે મીસીસ મુનશી—ના મનથી "મહાશય મુનશી નાના માણસ" છે. અકકાતાવાળા છે-અન્ન ઓછું ખાનારા છે. પૈસા કમાવા મહેનત બહુ કરે છે. લેખક તરિકે મોઢ પમાડનારા છે. બુધ્ધિના શિખર પરથી એ બીચારા જગત પર નજર કરે છે. મનુષ્ય પારખવાની એમની શકિત અજબ છે. તેમનામાં મેધાના ચમકારા ચમકે છે. ગુજરાતના સાહિત્યના આકાશમાં એક નુતન ગ્રહ ઝળકવા માંડયો છે. ( બ્હેન લીલાવતી કહેતાં નથી કે તે ગ્રહ તે કેવોક છે-સુર્ય સરખો તેજસ્વી કે કાં તો કલ્યાણ કરે કે સર્વને બાળી મુકે, કે ચંન્દ્ર જેવો હિમ રશ્મિ કે જેથી સર્વ રતાંધળા થાય કે મંગળ જેવો ક્રોધી કે જેથી સર્વત્ર પ્રલય થાય, કે બુધ જેવો "બુધ કહે કંઇ ન જાણું મરે નહિ તો માંદો પાડું" કે ગુરુ જેવો કાર્ય સફળતા કરનારો કે શુક્ર જેવો સમભાવી કે શનિ જેવો જેની સામું જુએ તેનું સત્યનાશ જાય-કે રાહુને કેતુ જેવો કે આડા આવવાથી અદૃશ્ય થાય અને સ્નાનથી શુધ્ધ થવાય-ખેર હશે. અમો તો તેમને સુર્ય જેવો શંનો મિત્રઃ કલ્યાણકારી ગ્રહ લેખીએ છીએ. ) પ્રથકકરણ કરવા માટે જગત સાથે ભળનારા અને તેમનાં દયાદિન રીતે વર્ગીકરણ કરનારા અને પોતે તે સારી રીતે કરી શકે છે એવું સમજનારા છે.

આવા મનુષ્યની બુધ્ધિને જગત નમે પણ ચાહી ન શકે. આત્મસન્માન વધારે. બીજા તરફ તિરસ્કારપૂર્વક જોવાની વૃત્તિ પણ કંઇક ખરી. રીતભાત સભ્ય અને છટા સારી છે.

બ્હેન લીલાવતી તેમની બુધ્ધિને નમ્યાં છે અને તેથી પરણ્યાં છે કે કેમ એ અત્રે સવાલ ઉપસ્થિત થાય છે. કારણ કે તેમની બુધ્ધિને ચાહી તો નજ શકે એમ તેમનું મન્તવ્ય છે. કદાચ પુસ્તક છપાયા પછી તેમના દૃષ્ટિબિંદુમાં-સમજશકિતમાં ફેરફાર થયો હોય. અમે દમયાંજ શ્રીયુત નારદને તે વિષેની ખબર મેળવવા આંતર હૃદય આંદોલનો મારફત ચીઠી લખીએ છીએ.

વળી બ્હેન લીલાવતી માને છે કે આ દેખીતી બુધ્ધિની કઠણ સપાટી નીચે હૃદયના કુવામાં ઉર્મીઓનાં મીઠાં વારિ ઉભરાતાં હશે; કોઇએ પીધાં હશે પણ દુર્લભ તો ખરાંજ-શ્રીમતી લીલાવતીને હવે એ વારિ દુર્લભ ન રહે એવો અમારો આશીર્વાદ છે.

વળી બ્હેન લખે છે કે હૃદયની વાપરેજ કિંમત વધે છે. અમારા મત મુજબ પરમાત્મા ઉર્ફે એ તેમને તે તક આપી છે. તેના અનુભવની બહાર પડવાની અમે રાહ જોઇએ છીએ. જો કે અમે તો અમારી દિવ્યદૃષ્ટિથી સર્વ જોવા સમર્થ છીએ પરંતુ તેમ ન કરવા અમારી ઇચ્છા હોવાથી તેમ કરતા નથી.

અમો વધુ શું લખીએ ? વધુ લખવાની આ કલમમાં તાકાત નથી, હૃદયમાં હોસ નથી, અને અમને પોતાને બ્હેન લીલાવતી જેટલો હકક નથી એમ અમે માનીએ છીએ. જો આ બ્હેન લીલાવતી શેઠના મીસીસ મુનશી થયા પહેલાં લખાયું હોય ( અને તેમજ છે ) તો મીસીસ મુનશી આમાં કોઇ ફેરફાર કરવા માંગે છે કે નહિ તે અમે જાણતા નથી. પણ ફેરફાર કરવા માગતા નહિ હોય. કારણ કે નહિતર તો તુરતજ ફેરફાર બહાર પાડત. આ બાબતમાં તો અમે એટલુંજ કહીશું કે શબ્દ બ્રહ્મની સેવા કરતાં તેઓ શતાયુ થાઓ અને આલોકથી પણ ઉર્ધ્વલોક તેમને પ્રાપ્ત થાઓ. કારણ કે તેઓ તેમનેજ લાયક છે.

પાંચમે નંબરે શ્રી લલિત આવે છે. તેઓ સર્વને પસંદ કરવા આવતા હોય એવો બ્હેન લીલાવતીનો આક્ષેપ છે. એમનામાં સર્જન શકિત કરતાં શબ્દ ગુંથણી વધારે છે. અમે એ વાતની ના પાડીએ છીએ-અમે બ્હેન લીલાવતી સાથે તે વાતમાં મળતા થતા નથી. એટલુંજ કહી અમે વીરમીએ છીએ. કારણ કે ચર્ચામાં ઉતરતાં વધુ લાંબુ થાય. વળી અમને પક્ષપાતી કહે તે આક્ષેપ વહોરી લઇને પણ શ્રીયુત લલિતજીની લાયકાત તથા તેમનો મૃત્યુલોકની જન સમાજને આપેલો સેવાનો ફાળો અમે કોઇક બીજે પ્રસંગે ચર્ચીશું.

અત્રે નં. ૬ થી નં. ૧૨ સુધીના રા. કાકા સાહેબ, મહાદેવભાઇ, ઇદુલાલ યાજ્ઞિક, બાબુ ક્ષિતિમોહનસેન, કરુણાશંકર માસ્તર તથા વલ્લભભાઇ પટેલ માટે શ્રીમતિ લીલાવતી સાથે તદ્દન સંમત છીએ. અમારા તેમને ધન્યવાદ છે.

નંબર ૧૨ મો અધ્યાપક આનંદશંકર ધ્રુવનો આવે છે. તેમની સરખામણી હિમકુટથી આચ્છાદિત શિખરોવાળા પર્વત-રાજ હિમાલય સાથે કરવામાં બ્હેન લિલાવતીએ કમાલ કરી છે. કારણ કે પવિત્ર મનાતો છતાં તેની યાત્રા તો કોઇક યોગી કે ત્યાગીજ કરી શકે છે. ખાસ કરીને ત્યાગીજ. કારણ કે ભોગી ભોગ છોડી ઉત્તમ છતાં દુર્ગમ, અસાધ્ય, હિમાલયના શિખર પર પહોંચી શકે નહિ. સાધારણ રીતે સંસારના નર્કના કીડા તો ગિરીરાજ કે ગીરનાર જેવા ન્હાનકડા પર્વતને જ પુજે. વળી ભોગીઓ તો આબુ, માથેરાન, ઉટી મસુરી કે મહાબળેશ્વરનેજ ભોગવે.

હિમાલય પર જઇ કર્તવ્યપુર્ણતાની સાધના માટે કઠિન તપ તો કોઇકજ કરી શકે. ગુજરાતી ભાષા દેવીના ઉપાસકો તો ન્યુયોર્કના એક ઉંચા મિનારા જેટલા પર્વતો જેવા સાધારણ સાક્ષરોનેજ માને-ગણે-તેઓને મનથી હિમાલયની ગણત્રી જ નથી! છે. યાદ આવે ત્યારે નમસ્કાર કરી લેય. પણ જેનો અવિનાશી ઉપભોગ તો કરી શકેજ નહિ. અમને ચોક્કસ ખાત્રી છે કે આનંદશંકર ભાઇને પોતા માટે આવું લખાયું; તેથી કોઇ વિકાર ઉત્પન્ન થયોજ નથી.

નંબર તેરમો સાવચેતીની યાદિ આપતા શ્રીયુત ખબરદારનો જેવા-છે. તેમની પાસેથી ગુજરાતના એક આગેવાન સાહિત્યકિ બ્હેન લીલાવતી બહુ આશા રાખે છે. દુર રહેવાથી ગુજરાત ઓછું યાદ આવે એવા ઉપાલંભથી તેમણે શ્રી ખબરદારને જે ખબરદાર-સાવચેત બનાવ્યા છે તે માટે અમારો તેમને અનંત આશીર્વાદ છે.

નંબર ૧૪ શ્રીમતિ અખંડ સૌભાગ્યવંતી એક નિષ્ટાધારી-પતિ કહે તે સત્ય-તેની સામે સવાલ નહિ-એવી ધારણાવાળાં ગુજરાતની માતા જેવાં માતુશ્રી કસ્તુરબા ગાંધી બ્હેન લીલાવતીના રેખાચિત્રોનાં સ્થાન ભોગવે છે.

એકજ ગુણ-પતિ કહે તે સત્યથી જીવન ઘણું મહાન થઇ શકે છે તે બ્હેન લીલાવતી જેવા વિદુષી કબુલ રાખે છે તેથી અમને આનંદાશ્ચર્ય થાય છે.

નંબર ૧૫ મે શ્રીમતિ સરોજીની નાયડુને બ્હેન લીલાવતી જીવન જોઇને પીઠ આપનારાં-ગોળમટોળ ભાષામાં મદ્રાસી પ્રાણાયામ પધ્ધતિથી કહે છે તે જોઇ તેમની કુશળના માટે "આહ-કમાલ કીધી-શ્રીમતિ લીલાવતી" એમ અમારાથી વગર વિચાર્યે-વગર ઇચ્છાએ વગર ઇરાદે વગર વિધિએ અને વગેરે વગેરે વગેરે કહેવાઇ જાય છે.

પછી અખંડ સૌભાગ્યવંતી બ્હેન સરલાદેવી અંબાલાલ સારાભાઇને આદર્શ ગૃહિણી તરીકે ઓળખાવી, આગળ ચાલતાં નમ્બર ૧૭ ને શોભાવતાં શ્રીમતિ અતીયા બેગમને ઝળકતી વિપુલતા કહી પોતાની બુધ્ધિ માટે ઉચ્ચ મત ધરાવનારાં જણાવી, તે પછી અ૦ સૌ૦ વિજયાગૌરી કાનુગાને કાર્યથી પોતાની છાપ પાડનાર જણાવી, શ્રીમતિ અનુસૂયા બ્હેન માટે યથામતિ વિવેચન કરી શ્રીમતિ અ૦ સૌ૦ બ્હેન લીલાવતી કનૈયાલાલ મુનશી અખંડ સૌભાગ્યવંતા બ્હેનો વિદ્યાગૌરી નિલકંઠ તથા શારદાગૌરી મહેતાને એક અનાજની બે ફાડ જેવાં જણાવી તેમની યથા યોગ્યતા કદર કરી, પોતાનાં રેખાચિત્રો પુરાં કરે છે. આથી વિશેષ લખવા અવકાશ નથી.

હવે આપણે વિભાગ બીજાના પ્રકિર્ણ રેખાચિત્રો વિષે વિવેચન કરીએ.

અપુર્ણ.

## કંઇક નવું

**વિવાહ વખતે શુભ અશુભ ચિન્હો—**

ઇંગ્લાંડની અંદર પણ આપણા દેશ જેવા વહેમીઓનો કાંઇ તોટો નથી. લગ્ન થયા પછી સાસરે જતી વધુનો ભુલથી ગાલીચાની અંદર પગ અટકી જાય અને તેને ઠેસ લાગે તો તેને શુભ શુકન માનવામાં આવે છે. તેથી ઉલટું ચર્ચમાંથી બહાર પડતાંજ આ પ્રસંગ બને તો આ વિવાહથી કાંઇ પણ આપત્તિ આવશે અને તે જલ્દી જ વિધવા થશે એમ માનવામાં આવે છે. લગ્ન પ્રસગે વર ભુલથી વધુની જુદીજ દિશામાં ઉભો રહે તો ઘરમાં તેનું કાંઇ પણ વર્ચસ્વ રહેશે નહિ અને સ્ત્રીની સત્તા ચાલશે એમ સમજવામાં આવે છે. વધુનાં આંગળામાંથી વીંટી સરી પડે તો તેના ભાવિ આયુષ્યમાં પતિનો તેના પ્રત્યેનો પ્રેમ ઉડીને બીજી તરફ વળશે એમ તર્ક બાંધવામાં આવે છે. પરંતુ પતિને કાંઇ નુકસાન થતું નથી. માત્ર તેનું એક વર્ષ અને એક મહિનો કષ્ટમાં જશે એમ માનવામાં આવે છે.

* * *

**વસ્તીનું પ્રમાણ**

જગતના કોઇ પણ દેશ કરતાં ઇંગ્લાંડમાં લોકની વસ્તીનું પ્રમાણ વિશેષ છે. ત્યાં એક ચોરસ માઇલમાં ૭૦૧ માણસની વસ્તી મળી આવે છે. તેનાથી બીજા નંબરે બેલજીયમ આવે છે. ત્યાં તેટલાજ અંતરમાં લોક વસ્તીનું પ્રમાણ ૬૫૮ છે. સ્કોટલેન્ડ, આયરલેન્ડ અને વેલ્સમાં અનુક્રમે ૧૬૦, ૨૩૪ અને ૨૯૬ માણસો દર ચોરસ માઇલે છે. લોક વસ્તીનું અતિ અલ્પ પ્રમાણ કેનેડા, ઓસ્ટ્રેલીયા અને દક્ષિણ આફ્રીકામાં મળી આવે છે. દક્ષિણ આફ્રિકામાં દર ચોરસ માઇલે ૧૦ માણસો આવે છે. ત્યારે કેનેડામાં અને આસ્ટ્રેલીયામાં માત્ર બે માણસની જ સરેરાશ આવે છે.

ઇંગ્લાંડ અને બેલજીયમની સાથે હરીફાઇ કરે એવો નેધરલેન્ડનો બેટ છે. ત્યાં દર ચોરસ માઇલે ૫૫૦ માણસોનું પ્રમાણ મળી આવ્યું છે. જર્મની અને જાપાનમાં ઇંગ્લંડથી લગભગ અરધું ૩૪૮ અને ૩૩૯ નું પ્રમાણ છે. હિન્દુસ્થાનમાં લોક વસ્તીનું પ્રમાણ ઇંગ્લાંડની સાથે સરખાવી જોતાં ઘણુંજ ઓછું આવે છે. એટલે કે, ૧૫૮ નું છે. માત્ર ચીનનું ૯૭ છે. યુનાઇટેડ સ્ટેટસમાં સુવ્યવસ્થાને લીધે પહેલાંની ઘણી થાડી વસ્તી હોવી જોઇએ એમ લાગે છે. પરંતુ ત્યાંનું પ્રમાણ ૩૫ નું છે જ્યારે રશિયા સમસ્ત જગતની ગણત્રીમાં ત્રીજે નંબરે આવે છે તો પણ ત્યાં દર ચોરસ માઇલે ૧૭ માણસનું પ્રમાણ આવે છે.

વિ. વા.

# યુનિવર્સલ સીટી

## દુનિયાંનું એક અજાયબ શહેર

(ખાસ સિનેમા અંક માટે આવેલો લેખ)

લખનાર—રા. એસ. એફ. સુતરીઆ

(ગયા અંકથી સંપૂર્ણ)

કુદરતી રીતેજ શહેરનો મોટો ભાગ "સ્ટેજો" બાંધવામાંજ વપરાએલો છે. દુનિયામાં મોટામાં મોટાં ગણાતાં પાંચ સ્ટેજ કેળવેલા જંગલી જનાવરોનું એક સંગ્રહસ્થાન-જે અમેરીકામાં પ્રથમ પંક્તિનું ગણાય છે, તેના વિના યુનિવર્સલ શું કરી શકે! તેમાં કેટલાક હાથી, સંખ્યાબંધ ઉંટ, ૧૪ સિંહ, અસંખ્ય વાનરો, વરૂ, રીંછ; ચિત્તા, કાંગારૂ, વિગેરે. આ બધાં જનાવરો માટે પીંજરાં પણ એવાં વિશાળ બનાવેલાં છે કે તેમને પીંજરાંમાંથી બહાર કાઢયા સિવાય પણ તેમની ફીલમો ઉતારી શકાય. કેમેરામેન અને ડાયરેકટરજ પીંજરા બહાર રહે પરંતુ એકટરો તો જાનવરો સાથેજ પોતની મરજી કરે છે!

જુદા જુદા સેટ માટે વાપરવા જોઈતાં બાંધકામને જરનાં લાકડાં વખતો વખત બહારથી કેમ લાવ! તે પણ શહેરમાંજ રાખેલાં છે. જે લાકડાંને ફેરવવા અને ગોઠવવા માટેજ ફકત બાર માણસો રાખવા પડયા છે પણ લાકડાં વહેરવા તથા કાપવાના ખાતામાં જે 'વહેરણીયા" અને "કાપનારા" છે તે તો



Bird's Eye View of Universal City

આ શહેરમાંજ છે—જે દરેક સ્ટેજ ઉપર એકી વખતે તણથી પાંચ મોટા સીન ઉભા કરી શકાય. આ પાંચ સ્ટેજ પણ યુનિવર્સલ કંપની માટે પુરતાં ન જણાવાથી હાલમાં વળી એક બીજુંજ સ્ટેજ તૈયાર થઈ રહ્યું છે જે ૪૦૦ ફુટ લાંબુ, ૨૦૦ ફુટ પહોળું અને ૫૦ ફુટ ઉંચો સેટ સમાવી શકે તેટલું ઉંચું થશે—મુંબઈના કેટલા કહેવાતા "સ્ટુડીઓ" થવા બેસો!

આ બધાં સ્ટેજ ઉપર ઉભા થતા સેટ માટે યુનિવર્સલે ૫૨ સ્ટેજ સુથારો, ૧૨ આપ લે કરનારા સુથારો, ૫૦ ખુલ્લા મેદાનમાં કામ કરનારા સુથારો અને ૧૩ નકશી કામ કરનારા સુથારો હમ્મેશને માટે રોકેલા છે; પરંતુ જ્યારે કોઈ ખાસ સેટ ઉભા કરવાના હોય ત્યારે તો રોજના આરસોથી પાંચસો સુથારો કામ કરતા નજરે પડે છે.

૧૫૦ પાણીદાર ઘોડાઓની એક ઘોડાર સાથે ખાસ વળી જુદાજ.

સીન પેઈન્ટીંગ ખાતામાં ૨૦ પેઈન્ટરો, ૨ કલાકારો ૪ ઉત્તમ ચિત્રકારો, અને ફકત ૪૪ "સાઈન" પેન્ટરોજ છે. બાકી સીન "ડ્રેસ" કરવા માટે ૧૫ પ્લાસ્ટર કામ કરનારા, ૧૦ દિવાલો પર કાગળ ચોંટાડનારા, ૫ કેનવાસ ઢોકનારા અને ૪ સાંધા સીવનારા છે તે તો જાણે કંઈજ નહિ.

સાધારણ વપરાશ માટે યુનિવર્સલ સીટી લોસ એન્જેલસ પાવર કંપની પાસેથી A. C. નો વીજળીક કરંટ લઈ તેને D. C. માં ફેરવી નાખી ચલાવી લે છે; પરંતુ વખત આવે છે ત્યારે માથું ખજવાળીને ઉભા ન રહેતાં પોતે પોતાનો કરંટ પણ ઉત્પન્ન કરી શકે છે.

યુનિવર્સલ સીટીમાં "રોજ હાજરી મંડાવતા" ૨૫ થી ૩૦ કેમેરામેન રાખેલા છે; પરંતુ મોટાં પીકચરો બનતી વખતે

આ સંખ્યા એકદમ બેવડી અને ત્રણ ઘણી થઇ જાય છે. આ બધા કેમેરામેનને સોંપવામાં આવતા કેમેરાનીજ સંખ્યા એટલી મોટી છે કે જે કેમેરાને હમેશાં સાફ સુફ કરવા માટે જ ફક્ત એક ડઝન માણસો રાખવાં પડયાં છે.

એકટરોને વાપરવા માટે રાખેલાં કપડાંની સંખ્યા તો જણાવી શકાય તેમ નથી, પણ હા! તે કપડાંની ઘડીઓ કરનારની સંખ્યા જણાવું-લ્યો તે ૨૦ ની છે અને આયુધશાળામાંનાં આયુધોની સંખ્યા પણ તેજ પ્રમાણે કલ્પી લેવી જ પડશે. સાધારણતઃ સમજી લ્યોને કે ચાર છ રેજીમેન્ટને કેટલાં આયુધો જોઇએ ?

"એકસપોઝ" કરેલી ફીલમોને ડેવલપ કરવા, નેગેટીવ ઉપરથી પોઝીટીવ પ્રીન્ટસ બનાવવા, સ્ટીલ પીકચર્સ તૈયાર કરવા વિગેરેની લેબોરેટરીમાં સો ઉપર માણસો હર હમેશ નજરે પડે છે. પરંતુ પોતાની લેબોરેટરીઓ સિવાય બહાર પણ ઘણું કામ કરાવવામાં આવે છે તે યાદ રાખજો.

શહેરના સીનારીયો ખાતામાં ૪૫, હીસાબી ખાતામાં ૨૨ અને જાહેર ખબર ખાતામાં ૧૪ માણસો છે.

આ શહેરમાં આધુનિક રીતી ઉપર પાણીના નળ તેમજ ગટરો નાખેલાં છે. પીવા માટેનું પાણી શહેરથી કેટલાક માઇલ દૂર આવેલી લોસ એન્જેલ્સ નદીના કાંઠા ઉપર આર્ટીઝીઅન કુવાઓ ખોદી તેમાંથી લાવવામાં આવ્યું છે અને સ્વચ્છ કરી રોજના ત્રણ લાખ ગેલન પ્રમાણે શહેરને પુરૂં પાડવામાં આવે છે. જ્યારે અસંખ્ય માણસોને માથે કર નાખી તે આવકમાંથી પુરા પડાતા પાણી માટે મુંબાઇવાસીઓને બુમો મારવી પડે છે.

બોલો, શહેરને નામે ઓળખાતો આ સ્ટુડીઓ એક ખરેખરૂં શહેરજ છે કે નહિ? અને એવી અનુકૂળતા જ્યાં હોય ત્યાં રોજની એક કરતાં વધુ ફીલમો સંપૂર્ણ પણ થાય કે નહિ? અમેરીકાના સ્ટુડીયોની હરોળમાં પોતાનાં "સ્ટુડીઓ"ને મૂકતા હિંદુસ્તાનના કેટલાક સ્ટુડીયોના માલેકોએ શું ધાર્યું ? અલબત્ત અમેરીકા તે અમેરીકા અને હિંદુસ્થાન તે હિંદુસ્થાનજ ગણાવા જોઇએ પરંતુ તો પછી નકામાં બણગાં ફુંકી અજાણ જનતાને બનાવવાના પ્રયાસો શાને માટે ?

સાધારણ રીતે હિંદુસ્થાનમાં વિલાયત યા અમેરીકા સાથે સરખામણી કરી તેમાં મગરૂરી મેળવવાનો રીવાજ સાધારણ છે. એક પેપર પોતાને હિંદુસ્થાનનું ટીટ-બીટસ તો બીજું પોતાને હિંદુસ્થાનનું ગ્રાફીક તો વળી ત્રીજું એવુંજ કાંઇ નામ ધારણ કરવામાં મોટાઇ માને છે તેજ પ્રમાણે હિંદુસ્થાનનો ચેપ્લીન હિંદનો લેમલી કે ભારતનો ઝુકોર ગણાવાનો અભરખો રાખનાર પણ કેમ ન હોય. પણ તે મહાન્ નરોની સામે સરખામણી કરનારને પોતાની સ્થિતીનો ખરો ખ્યાલ આ લેખ પરથી આવશે તો લેખકનો પ્રયાસ સફળ થશે.

સંપૂર્ણ.

# ભાડુતી ભરથાર

લખનાર-દા. નજુમી

મેં રસુડિઓનું બારણું ઉઘાડયું તો સામેજ અતુલ સૌંદર્ય-વાળી, સામા માળામાં રહેતી મનોરમા ઉભી હતી. શું તેનું સુંદર સ્વરૂપ! જાણે "મોટા મોટા મુનીનાં મુકાવે માન." મને લાગ્યું કે આજે મારા ભાગ્યચંદ્રનો ઉદય થયો.

"હું આવું કે?" તેણે ધીમેથી પૂછયું, અને હું જવાબ આપું તે પહેલાં તો તે રસુડિઓમાં દાખલ થઇ. આહ! શી તેની લલકભરી ચાલ. "સારૂં થયું કે કોઇએ મને જોઇ નથી. મારા આવવાથી તમારા કામમાં ખલેલ તો નથી પડીને?" તેણે મારા તરફ ફરતાં સ્મિત ભર્યા મુખે પૂછયું.

"ના, ના, જરાય નહિ." મેં જવાબ આપ્યો, અને ઇશ્વરને પ્રાર્થના કરી કે તે હંમેશા આવાં મેમાનો મોકલ્યા કરે.

"વાહ! તમારો રસુડિઓ તો ઘણોજ સુંદર છે. પેલું શું? તમારી પોતાની છબીઓ. ખરેખર ઘણીજ સુંદર છે. તમે બીડી પીતા કેમ અટકી ગયા? તમાકુ તો સારી વસ્તુ છે. અને માણુસની તબીયતને ફાયદાકારક છે."

"તમાકુથી પણ વધુ સારી વસ્તુઓ, દુનિઆમાં હોય છે." મેં તેના સામું જોતાં જણાવ્યું.

તે હસી પડી. મ્હારા હૃદયના તાર ગાજી ઉઠયા. પછી તે જરા ગંભીર થતાં બોલી, "જુઓને મી. સુંદરલાલ, મ્હારે એક કામમાં તમારી મદદની જરૂર છે. મ્હને તમારામાં વિશ્વાસ છે અને આશા છે કે તમે તેવા વિશ્વાસને પાત્ર થશો."

હું જરા વિચારમાં પડયો. એવું તે શું કામ હશે, પણ પાછો ભાનમાં આવતાં એકદમ જવાબ આપી દીધો. "જી! બોલો, કોઇ પણ કામ માટે આ અદના સેવક તૈયાર છે."

તેણીએ નીચું જોયું, અને અંગુઠા વતી જમીન ખોતરતી બોલી, "મ્હારે એક પતિની જરૂર છે."

મ્હારી તો આંખો જ ફાટી ગઇ. યા અલ્લાહ પરવરદિગાર! આ સ્ત્રી શું બોલતી હતી!

"જુઓને, મારે તે થોડીવારને માટે જ-કામ ચલાઉ જ-ભાડુતી-જોઇએ છે."

"બીજાના પતિની જરૂર છે?" મેં સવાલ કર્યો.

"ના, મારા પતિની જરૂર છે. બલ્કે મારે માટે પતિની જરૂર છે."

"હં" હું બોલ્યો અને વિચાર કરવા લાગ્યો.

થોડી વારે મારા તરફ એક નમન આપ કેડી જરા સ્મિત ફરકાવતાં તે બોલી, "તમે તે કામ કરી શકશો." મેં ક્ષણભર વિચાર કર્યો. જો હું જ પતિ તરીકે ગોઠવાઉં તો! આવી સુંદર સ્ત્રીનો પતિ! એ વિચાર આવતાં જ મને ગલગલીઆં થવાં લાગ્યાં. મારૂં હૈયું મારા હાથમાંથી છટકવા માંડયું પણ એટલામાં જ ભાડુતી ભરથાર થવાનું છે એ વિચાર આવતાંજ, હું ઠંડો થઇ ગયો.

"મ્હારે આજ રહ્યાંજને માટેજ જોઇએ છીએ. હેના ઉપર મારા આખાય ભવિષ્યનો આધાર છે."

"પણ શું કામ છે તે જણાવશો?"

"વાત જાણે એમ છે કે હું બાર વર્ષની થઇ તેટલામાં મારા માબાપ ગુજરી ગયાં. હું મારા એક દૂરના સગાને ત્યાં ઉછરવા લાગી. તે સગો એક બડો મખ્ખીચુસ અને ખરાબ માણુસ છે. હું એક ચાકરડીને લઇને અહિં અભ્યાસ કરવા રહેવા લાગી પણ તે આશાથી તો પ્રભુ તોબા. તે તો મારી મા થઇ બેઠી હતી. પ્રભુ કૃપાએ આજ તેને મરી ગયે આઠ મહીના થયા." તેણે એક છુટકારાનો શ્વાસ ખેંચ્યો.

"પછી તમે તમારા કાકાને ત્યાં ગયાં?" મેં પૂછયું.

"ના. હું ન ગઇ મને છુટા ફરવું બહુ ગમતું તેથી હું ત્યાં ન ગઇ. હું સ્હામેના માળામાં રૂમ ભાડે રાખી ત્યાંજ રહેવા લાગી. મારા પૈસા એક સગા મારફત ચેકથી આવતા. તે માણુસ મરી ગયો. મારા દિલમાં એમ હતું કે હું લગ્ન કરૂં ત્યારે અથવા વિસ વર્ષની થાઉં ત્યારે મારા પૈસા મને મળે. મને વિસ વર્ષની થવાને બે વર્ષની વાર છે, તેથી મેં લખ્યું હતું કે મેં અહિં લગ્ન કર્યાં છે અને કાકાને ન આવવા માટે ઠપકો આપ્યો. ત્યાર પછી મારે નામે હું જોઇએ એટલા પૈસા મંગાવતી. કાકા ત્યાં મને અને મારા પતિને હમેશાં મળવા બોલાવ્યા કરતા. પણ મેં એમ જણાવેલું કે મારા પતિને બહુ કામ હોવાથી હમણાં નહિ અવાય. આજે તેઓ અહિં આવ્યા છે, અને મને મળવા બોલાવી છે. હવે જો એકલી જાઉં તો બધો ભેદ ઉઘાડો પડી જાય અને મારે તે બુઢ્ઢાને ત્યાં પાછા જવું પડે."

"પણ તમે એમ ન કહી શકો કે એ પરગામ ગયા છે!" મેં જણાવ્યું.

"તેમ ચાલે એમ નથી. મારા પતિને સાથે લાવવાનું ખાસ લખ્યું છે અને ન જાઉં તો તેઓ અહિં મને મળવા આવે."

"ત્યારે હવે?" મેં સવાલ કર્યો. અમે બંને ચુપ બેઠાં. તેના મગજમાં કાંઇ વિચાર ચાલી રહ્યો હતો. તેણે મારા તરફ જોયું અને શરમથી લચકાઇ જતાં બોલી, "તમે તે કામ નહિ કરી શકો?" બોલ્યા પછી તો પણ હું આટલો ન સમજત. હું કોણ અને એ કોણ! અને ધારો કે ઘડીભર તેમ પતિ થઇ ગયા પણ જો પકડાયા તો વ્યાજમાં મેથીપાક અને ચક્રવૃદ્ધિ વ્યાજમાં નામદાર સરકારની વગર ફીની મહેમાની. પણ ઉંહ! પતિ

થવાનું કોને ન ગમે. અને તે પણ આવા સુંદર બુલબુલના. મેં ભાગ્ય ઉપર વિશ્વાસ રાખ્યો. હું આ પ્રમાણે મારા વિચાર-જગતમાં ફરતો હતો ત્યાં તો કોયલ ફરીથી ટહુકી, "કેમ શો જવાબ આપો છો ?"

"તે વધારે તો નથી રહેવાનાં ?" મેં એક સવાલ પૂછ્યો.

"ના ના કાલેજ પાછાં જવાનાં છે."

"ઠીક હું હા પાડું છું." મેં કામચલાઉ પતિ થવાની હા પાડી. અમે બન્ને મળવા જઇએ ત્યારે શી વાતો કરવી કે જેથી પકડાઈ ન જવાય તેની મસલતમાં પડ્યાં અને થોડી ઘણી જાણવા જેવી બાબતોનો ખુલાસો કરી લીધો.

\+ + +

સાંજે હું અને મનોરમા બન્ને તેના કાકાને મળવા ગયાં. તેના કાકા એક નાના ઘરમાં ઉતરેલા હતા. દિવાનખાનાના ઇલેક્ટ્રીક લાઇટના પ્રકાશમાં જોયું તો મનોરમાનું અદ્ભુત સૌંદર્ય પ્રકાશી રહ્યું હતું. મારાથી સ્હેજે બોલાઇ ગયું "વ્હાલી." તે એકદમ ચમકી ઉઠી અને મારા તરફ સ્હેજ કરડાકીથી જોયું. આપણે તો પાછા ઠંડા થઇ જઇ હતા ત્યાં ના ત્યાં ઠેકાણે આવી ગયા. એટલામાં બારણું ઉઘડ્યું અને મનોરમાના કાકા દાખલ થયા. મનોરમાએ મને ઓળખાવ્યો. કાકાએ મને કહ્યું "હું તને મળવાથી ઘણોજ રાજી થયો છું." પણ આ શું ! કાકા ચશ્મા ઉતારી સાફ કરી ફરીથી નાક ઉપર ચઢાવી જોવા લાગ્યા અને બોલી ઉઠ્યા "કોણ સુંદરલાલ ?" મને ઘડી ભર ગભરાટ વછુટ્યો. આ ડોસા મને ઓળખતા લાગ્યા. પણ તરતજ સ્વસ્થ થઇ મનોરમા તરફ ફરતાં મેં કહ્યું, "મેં નહોતું કહ્યું કે કાકા મને ઓળખી કહાડશે."

"હા હા" તે પણ ગુંચવાડામાં પડતાં બોલી.

"પણ તું અહિં ક્યાંથી ?" કાકાએ પૂછ્યું.

મેં કાકાને ગપ્પાં મારી સમજાવ્યું કે હું અહિંયા મહાન ધંધાદારી થઇ બેઠો છું અને મનોરમા સાથે પરણ્યો છું. કાકા આ સાંભળી ખુશ થતા લાગ્યા અને નાસ્તો કરવા બીજા ઓરડામાં તેડી ગયા.

નાસ્તો કરતાં કરતાં કાકા બોલ્યા, "તમારો ધંધો તો ઠીક ચાલતો હશે."

"હા. ગયે વર્ષે હું સારૂં કમાયો હતો. ગયેજ મહિને હું જ્યારે મનોરમાને-હું પહેલીજ વાર—"

"શું ?" કાકા ત્રાડી ઉઠ્યા.

"મારી યાદશક્તિ બહુજ નબળી છે." મેં વાત ફેરવતાં કહ્યું "અને પછી જ્યારે મેં મનોરમા સાથે પહેલી જ વખત વાત કરી—"

"ઓ ત્તારી" કાકા બોલી ઉઠ્યા "પરણ્યે છ મહિના થયા અને કાલેજ પહેલીજ વખત વાત કરી ! તમે બધા જબરા લાગો છો."

"ના ના એમ નહિ." હું વાત સુધારતાં બોલ્યો "આ સવારમાં ઉઠતાંજ એ વાત કરી કે તમને મળવું."

નાસ્તો કરી રહ્યા પછી મુખવાસ લઇ અમે બધા દિવાનખાનામાં આવ્યાં. મનોરમા આ બધોય વખત ગભરાયલી માફક અમારા સામું જોયા કરતી હતી. તેને આ બધી માથા ગોટાળા ભરી વાતોમાં સમજ પડતી ન હતી.

"હું બધા પૈસા તારા નામે બેંકમાં જમા કરાવી દઇશ." કાકા થોડી વારે વિચાર કરી બોલી ઉઠ્યા.

"હા ! જરૂર. મને જરાય વાંધો નથી" આપણે પણ ઠંડે કલેજે જવાબ આપ્યો.

"પણ તે તો મારા પૈસા છે." મનોરમા બોલી ઉઠી.

"હવે વળી મારા તારામાં ભેદ હોય." મેં જવાબ આપ્યો.

આમ જેમ તેમ કરી કાકાને અદ્દમ પદ્દમ સમજાવી અમે ઘેર જવા તૈયાર થયાં. કાકાએ પોતાને ગામ આવવા ઘણુંજ આગ્રહ ભર્યું આમંત્રણ આપ્યું. મનોરમાએ ઘણા વાંધા બનાવવા માંડ્યા પણ આપણે કાકાને વ્હાલા થવા આવવાની હા પાડી દીધી. મનોરમા ઘણીજ ગુસ્સે થઇ ગઇ હતી. તે એમ સમજવા લાગી કે તે એક મોટા બદમાસના હાથમાં સપડાઇ છે.

અમે વિક્ટોરીઆમાં બેસી ઘર તરફ આવવા નિકળ્યાં ગાડી ચાલી કે તરતજ મનોરમા રોષભર્યાં સ્વરે બોલી ઉઠી, "વાહ ! તમે પણ જબરા નિકળ્યા. બારોબારજ ઓહિંઆ કરવાનો રસ્તો શોધ્યો કે ?".

"પણ તે તો મારા પિતાના મિત્ર થાય." મેં જવાબ આપ્યો.

"હા ! પણ હવે કાકાને ત્યાં જવું પડશે." તે જરા રડવા જેવી થઇ જતાં બોલી.

"પણ જવામાં આપણને શું વાંધો છે ?" આમ કહેતાં મ્હેં તેનો હાથ મારા હાથમાં લીધો. તે મારા સામું આશ્ચર્યથી જોઇ રહી. "જો મનોરમા, હું તને ખરા હૃદયથી ચાહું છું. કુદરતે પણ આપણને તે માટે ભેગા કર્યાં લાગે છે તો તું મારી નહી થાય ?" તે કાંઇ બોલી નહિ. મ્હેં તેના હાથને ચુંબન કર્યું. તેણે તેનો હાથ મારા હાથમાં રહેવા દીધો.

* * *

વાંચક ! કાલની મીસ મનોરમા આજે મીસીસ સુંદરલાલ થઇ ગઇ છે. અમે કાકાને ત્યાં જઇ આવ્યાં છીએ. રહુડીઓ પણ ધમધોકાર ચાલે છે. વાંચક ફેટો પડાવવો હોય તો જરૂર આવજે.

સંપૂર્ણ.



# અમારો સિનેમા અંક



## ભાઇબંધ "ગુજરાતી" શું કહે છે?

"મોજમજાહ"—( સિનેમા અંક; તંત્રી રા. જયશંકર ભોડીદાસ દ્વિવેદી, ગીરગામ, ખટાવ બીલ્ડીંગ, મુંબઇ, મૂલ્ય ૦–૬–૦ ) બે વર્ષ પહેલાં જનસમાજમાં Light Literature–હળવું–રમુજી સાહિત્ય-પ્રચાર કરી તે દ્વારા સાધારણ શિક્ષિત સમાજની વાચનવૃત્તિ જાગૃત કરવાનો પ્રયાસ મોજ મજાહે શરૂ કર્યો, અને તેની અનેક માણસોએ એક યા બીજા હેતુથી નકલ કરી હતી. ધીમે ધીમે આ પત્રનાં લખાણો વધારે મર્યાદિત અને શિષ્ટ ભાષાવાળાં થતાં ગયાં છે અને સમાજના સાધારણ વર્ગ ઉપરાંત શિષ્ટ ગણાતા વર્ગમાં પણ તેનો પ્રચાર થતો ગયો છે. પ્રસ્તુત સીનેમા અંકથી આ પત્ર ત્રીજા વર્ષમાં પ્રવેશ કરે છે, એટલે તેની પાસેથી સમાજ વધારે આશા રાખવાને હક્કદાર છે. આ પત્રમાં સીનેમાને લગતા સમાચારો, બહાર પડતી દેશી ફીલ્મોના ગુણદોષો અને એ ધંધાને લગતી માહિતી દરેક અંકમાં આવે છે. સીનેમા લાઇનના ધંધાદારોઓ અને સીનેમાના શોખીનોને માટે તેવું વાચન આવશ્યક છે. ઉપરાંત તેમાં નિયમિત આવતી ચાલુ વાર્તા, નવલિકાઓ અને અન્ય પ્રકીર્ણ લેખો જે લોકસમૂહને માટે તે લખવામાં આવે છે તેને માટે દરેક રીતે લાયક છે. એમાં સમાજની સારી તેમજ બુરી બાજુ ખુલ્લી થાય છે એ ખરું છે પણ એમ કરવામાં લેખકોનો મુખ્ય આશય સમાજને ઉંધે માર્ગે જતાં થોભાવવાનો છે.

પ્રસ્તુત અંકમાં જુદી જુદી ચાલતી અને ચાલવાની દેશી ફીલ્મોના કેટલાંક દ્રશ્યો ઉપરાંત એ ઉદ્યોગમાં પડેલા કેટલાક આગેવાન ગૃહસ્થોના ફોટાઓ અને સીનેમાને લગતા ઘણા લેખો આપવામાં આવ્યા છે. સીનેમા ફીલમની જાહેરાતની પ્રચલિત રૂઢીઓ, ડાયરેક્ટીંગ યાને સીનેમા ઉદ્યોગની પ્રગતિ, સીનાર્યો, આજકાલનાં દેશી ચિત્રપટો અને આપણી ફીલમો આદિ લેખો સીનેમાના ધંધાદારીઓને અવશ્ય ઉપયોગી અને બોધક માહિતી પુરી પાડે એવા છે. બીજા પ્રકીર્ણ લેખો પણ વાંચતાં ગમ્મત આવે એવા છે. સીનેમાના ઉદ્યોગની ચર્ચા કરતું આ છાપું ભવિષ્યમાં હિંદના ફીલમ બનાવવાના ઉદ્યોગ ઉપર જબરી અસર કરે તો નવાઇ નહિ. તેના ઉત્સાહી તંત્રીએ દાખલ કરેલ આ નવીન તત્વને જાહેર પ્રજા જરૂર સત્કારશે. સીનેમાના ઉદ્યોગની પ્રગતિમાં અમુક અંશે દેશની આબાદી સમાયલી છે એ વિચાર ભૂલવો જોઇતો નથી. કરોડો રૂ. વિદેશી ફીલમો પાછળ આ દેશમાંથી જાય તે દેશી ફીલમોના પ્રચારથી દેશમાંજ રહે તો તે કાંઇ જેવો તેવો લાભ નથી.

સીનેમાની સાથે નાટકોનાં અવલોકનો આદિ-સમાચારો પણ દર અઠવાડિયે પ્રકટ થતા રહે, તો સમાજને પણ લાભ થતા ઉપરાંત નાટકોનું યોગ્ય ઘડતર કરવામાં ઉપયોગી બનવા સંભવ છે. અગાઉના અંકોમાં 'સિરાજ-ઉદ્-દૌલા' નાટ્યપ્રયોગની રા. રમણિક અ મહેતાએ કરેલી સમાલોચના જેટલી વિસ્તૃત છે તેટલી સાચી અને અર્થપૂર્ણ છે. તેમાંના કેટલાક ફકરાઓ તો નાટ્યપ્રયોગ વિષે ઉત્તમ નિબંધમાં સ્થાન પામે એવા છે. દરેક નાટ્યપ્રયોગની આવી સમાલોચના થાય એ ઇચ્છવાયોગ્ય માત્ર નહિ, પણ આવશ્યક છે.

આવો સુંદર અંક "મોજ મજાહ"ના ગ્રાહકોને વિના મૂલ્યે આપવા માટે તેના તંત્રીને અભિનંદન. (ગુજરાતી)

---

## ટાઢા પહોરના તડાકા

દેવુભા ઠાકોર ડાયરામાં બેઠા બેઠા વાતોના તડાકા મારતા હતા. કહેવત છે કે:–"ગપ્પી સાથે ગપ્પી મળ્યા, આવો ગપ્પીડા; ચાર હાથ ચીભડું તો તેર હાથનું બી." એ પ્રમાણે કામ ચાલતું હતું. મુખ્યત્વે બાપુના હાજીઆ બાપુને રાજી રાખવા અમમનિગમના ગપાટાસપાટા મારતા હતા. એવામાં એક બારોટજી ઝબકી ઉઠયા, "બાપુ! મારા વડવાને ત્યાં દાનમાં એક હોણી ઘોડા આવ્યા, એને બંધવાને તબેલો બાંધ્યો તે બાપુને કહું કે, સાત સમુદ્રનું ઢાંકણ થાય એવડો હતો. પણ થોડાંક વરસ વિત્યાં કે તે ઘોડા-ઘોડીમાંથી તેનો પરિવાર વધી પડ્યો કે પાછો જુનો તબેલો તોડી નવો સૌથી મોટો બાંધ્યો. અહાહા! બાપુએ તે કાંઇ મોટો– તગીયું પૃથ્વી અને આખા આકાશ જેટલું છાપરું બાપુ!"

દેવુભા ડોકું ધુણાવી હા બા હા કહેવા માંડયા–ત્યારે બીજા બારોટજી બોલ્યા, "બાપુ! આપણામાં બાપુ ભાલો જબરો થઇ ગયો એવું આખો પૃથ્વીનું લોઢું ભેગું કરી ગળાવીને એક અહોથી ચંદ્રમને પોગે એવડો ભાલો ઘડાવ્યો હતો અને એનાથી એ લડતા."

આ સાંભળી બાપુ અજાયબ પામી બોલ્યા, "હેં અરમા! એવડો મોટો ભાલો એ રાખતા કયાં?"

બારોટજીએ જવાબ આપ્યો, "બાપુ, આ બારોટજીના ઘોડાના તબેલામાં!"

* * *

રૂપચંદ ઠાકોરના દરબારમાં એક ભટજી બોલ્યા, "બાપુ, હું કાશીએ ગયો હતો ત્યાં પાંદડા ને દેડકાંને ભાઇબંધી મેં જોઇ, જ્યારે પવન આવે ત્યારે દેડકું પાંદડા ઉપર ચઢી બેસે એટલે પાંદડાને ઉડવા ન દે જ્યારે વરસાદ આવે ત્યારે પાંદડું દેડકાં ઉપર ચઢી બેસે એટલે દેડકાંને પલળવા ન દે!"

આ સાંભળી એક બારોટજી બોલ્યા, "બાપુ, એ બીજી વાત ખરી, પણ ધારો કે વા, વંટોળીઓ, વરસાદ બધાં એક સાથે આવે તો શું થાય! પાંદડું ઉડી જાય અને દેડકું પલળી જાય! આ વાત કાંઇ માનવામાં આવતી નથી!" આ સાંભળી બાપુ બોલ્યા, "અરમા સચું, સચું, છેવટે હેન ના."

સુમંત.

# સીનેમાના સમાચાર

લખનાર-રા. ચિત્રપટ

## નવીન ફિલ્મો—

**લાઇટ ઓફ એશિયા વા પ્રેમસંન્યાસ—**
રજુ કરનારઃ—ધી ગ્રેટ ઇસ્ટર્ન કોરપોરેશન, દીલ્હી.

શંખ, ભેરી અને દુંદુભીનાદથી કોઇ દેવના આવાગમનની અપેક્ષા રાખે અને દેવને ન જોતાં નિરાશ થાય, ઢોલ તાસાં અને સરણાઇના સુસ્વર સાંભળી કોઇ વરઘોડો કે સાજન જોવા બહાર નીકળે અને ન જુએ વરઘોડો કે ન જુએ સાજન, ત્યારે તે માણસની મનની સ્થિતિ જેવી નિરાશાજનક થાય તેવીજ સ્થિતિ ઘણા પ્રેક્ષકોની લાઇટ ઓફ એશિઆની ફિલ્મ જોઇને થઇ હોય તો તેમાં નવાઇ નથી. જે ફિલ્મને માટે આટલી બધી જાહેરખબર અને પ્રશંસાની પડઘમો વગાડવામાં આવી હતી, તે ફિલ્મ જોયા પછી તેમાં કંઇ વધારે આકર્ષક કે નવું કંઇ જોવા જેવું છે નહિ. અમારી ખાત્રી છે કે જો મુંબઇની એકાદ સામાન્ય કંપનીને એટલાં સાધનો અને નાણાંની જોગવાઇ મળે તો આ ફિલ્મના કરતાં, ઘણી શ્રેષ્ઠ ફિલ્મ તૈયાર કરે એ શક વગરની વાત છે. લાઇટ ઓફ એશિયાનો અર્થ 'જગજ્જ્યોતિ' કરી શકે છે પણ એ શબ્દનું ભાષાંતર કરનારે જગજ્જ્યોતિ વા એશિયાનું અજવાળું એવા સામાન્ય પ્રયોગ કે એશિયાનો મહાન માર્ગદ્રષ્ટા, ભગવાન બુદ્ધ એવું રાખવાને બદલે 'પ્રેમ સંન્યાસ' એ શબ્દ વાપર્યો છે, જે અન્વર્થક નથી, એટલે કે અર્થ વગરનો છે. 'લાઇટ' શબ્દનો લક્ષ્યાર્થ માર્ગદ્રષ્ટા-માર્ગ બતાવનાર-ધર્મ માર્ગનો ગાઇડ, એ છે. એને બદલે 'પ્રેમસંન્યાસ' વાંચીએ છીએ ત્યારે એમ સહજ કલ્પના થય છે કે લેખક કે ભાષાંતર કરનાર દુનિયાની સર્વ શ્રેષ્ઠ અને મહાન વ્યક્તિના જીવનનો આશય સમજ્યો નથી અને ફિલ્મ જોયા પછી એ ભાવના દ્રઢ થાય છે. જે ધર્માવતારે, દયાની મૂર્તિએ, જગતના વિચારો પર અસર કરી છે, જેની ધર્મ ભાવનાએ કરોડો મનુષ્યોના મન મુગ્ધ કર્યાં છે, કોટ્યાવધિ મનુષ્યોના જીવનમાં અમૃતપ્રાણ મુક્યો છે, જેનો મહાન સંદેશ, હિંદ, ચીન, જાપાન, ટિબેટ, સીલોન આઇબીરિયા અને સ્વીડીશ લેપલેન્ડ સુધી પ્રસાર પામ્યો છે, તે વ્યક્તિનું જીવન કેવું હશે, તેની ઝાંખી કલ્પના પણ આ ફિલ્મમાં નથી. જ્યારે કોઇ જર્મન કમ્પનીએ આ ફિલ્મ લીધી છે, ત્યારે હ્રદયમાં લીધેલા કામમાં ઝીણવટથી ઉંડા ઉતરનારા જર્મનોની શક્તિ, શ્રમ સેવાની ક્ષમતા અને તે સાથે જર્મન ભાષામાં બુદ્ધદેવનો ધર્મ, જીવન અને તે સમયના રીત રિવાજ, પોશાકપરિચ્છેદ વગેરેનું સાહિત્ય જોઇ એમ લાગતું થઇ શકતી હતી કે યુરોપની ધાર્મિક ફિલ્મોના જેવી સુંદર, તે સમયના પોશાક, રિવાજની માહિતી આપતી અને બુદ્ધદેવના ઉજ્વલ આદર્શની રેખા દર્શાવતી ફિલ્મ ઉત્પન્ન થશે; પણ એમાંનું કંઇજ આ ફિલ્મમાં છે નહિ. કેટલીક 'જાતકકથા' કે 'સુત્તનિપાત' પરથી વાર્તા લેવાને બદલે એડવીન આર્નોલ્ડના 'લાઇટ ઓફ એશિઆ' પર કેવળ આધાર રાખવામાં આવ્યો છે અને તેમાં પણ મૂળના અસરકારક જે ભાગો—જેવા કે બુદ્ધનો ગૃહત્યાગ જે અતિ કરુણ અને ભવ્ય પ્રસંગ છે તે બરાબર દર્શાવ્યો નથી. ચિત્રપટની અસર કરતાં તો સ્વ. ગોવર્ધનરામભાઇએ એ પ્રસંગ " ઓ તાત ! પિતા ! ઓ પુત્ર " એ શબ્દચિત્રથી હજાર દરજ્જે અસરકારક રજૂ કર્યો છે. ભગવાન બુદ્ધના સમયના પોશાક પરત્વે જરા પણ કાળજી રાખી નથી. અમરાવતી અને અજન્ટાના ચિત્ર અને શિલ્પનો ઉપયોગ લીધો હોત તો ફિલ્મમાં આવી ભૂલો થાત નહિ ગોપા-યશોધરાનો ને બીજોનો પોશાક ઠીક છે, પણ પુરૂષોનો-તે સમયને અનુસરતો નથી વળી તેમાં કેટલોક ભાગ હાલના જમાનાનો લીધો છે જે તદ્દન નિરર્થક જણાઇ આવે છે આના કરતા તો પૃથ્વીવલ્લભ જેવી ફિલ્મમાં પહેરવેશ માટે સારી કાળજી બતાવેલી જણાય છે.

યુરોપમાં આ ફિલ્મ વખણાઇ હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી, ને તે તેના ગુણથી વખણાઇ હોય એમ માનવાનું કારણ નથી. યુરોપના લોકોએ ઉંટ, હાથી અને રથો ન જોયા હોય તે અજાયબ થાય અને આપણા દેશની ભવ્યતાના નામથી ભોળવાય, પણ હિંદના લોકો તેમ માની લે નહિ. તેઓ બુદ્ધદેવના ઇતિહાસના સમયથી પરિચિત છે. બુદ્ધદેવના વખતમાં માંડી ઘેરી જેવી લાગતી મારવાડણો તેમને છક કરે એ બનવા જોગ નથી

ફોટોગ્રાફી-સારી છે પણ તે સમયના સ્થાનોનો ભાસ આપતી નથી વળી બુદ્ધદેવના જીવનના ભવ્ય બનાવોને જો સ્થાન આપવામાં આવ્યું હોય તો વધારે રોમાંચકર બને, તેવી પણ નથી

યુરોપની આવી ફિલ્મોમાં જે ધ્યાન આપવામાં આવે છે તે જોતાં આ ફિલ્મ કેવળ નિરાશા કે નિષ્ફળતા છે. ઇસુ ખ્રિસ્તના જીવનની ફિલ્મ જૂઓ, કે ટ્રોયના પતનની ફિલ્મ જૂઓ અથવા પીટર ધી ગ્રેટના જીવનની જુઓ, તેમા જે બનેલા બનાવોને રજુ કરવાની ખૂબીઓ છે તે આમાં નથી

ટાઇટલ-આવી ફિલ્મોનાં ટાઇટલો પણ જે સુંદરતાથી કે તે વખતના શિલ્પ કામની પિછાન આપતા આભૂષણોથી સ્ક્રીન પર મુકાય છે, તે પણ આમાં નથી. જો તેમ કરવું હોત તો સેંકડો કોતરકામનો ઉપયોગ થઇ શકત. એડવીન આર્નોલ્ડે પણ પોતાના પુસ્તકના શીર્ષભાગ અને અંત્ય ભાગને એવા આભૂષણોથી સજાવ્યા છે.

અભિનય-અભિનયમાં ગોપા રોયનું કામ સરસ છે-અસરકારક છે અને બીજા કેટલાંક ... પણ ખાસ વખાણવા જેવું નથી ...

સમયે જે ભાવ બતાવવા જોઇએ તે બુધ્ધનું પાત્ર દર્શાવતુ નથી. માત્ર સ્વપ્નવત પ્રિયાના તરફ જોઇ રહે છે. એક તરફ પતિ પરાયણા યશોધરાનું લાવણ્ય, નવીન બાળકનું મનોહર મુખ, રાજપાટ, પિતાનો સ્નેહ, બીજી તરફ કઠોર કર્તવ્યનું આવ્હાહન–આ બે વિરોધી બળના સંગ્રામમાં ઝોકાં ખાતા બુધ્ધની દશા કેવી રીતે જણાવવી જોઇએ, તે શું આ ફિલમમાં બતાવાઇ છે? ટાઇટલોમાં પણ 'Pitiless pity' જેવા શબ્દપ્રયોગો શું બતાવે છે? એજ કે ટાઇટલ લખવામાં પણ છકકડ ખાધી છે. ટૂંકમાં ત્યાંની સારી ફિલ્મોની સરખામણીમાં તો શું, પણ જે પૈસા ખરચાયા છે અને જે શ્રમ લેવાયો છે, તેના પ્રમાણમાં આ ફિલ્મ એક નાદર નિષ્ફળતાનો નમૂનો છે. ટોપીકલ કે સ્પેક્ટેકયુલર શો માત્ર છે અને નહિ કે 'લાઇટ ઓફ એશિયા.' એટલા શ્રમે, એટલાં સાધનો વડે અને એટલી સગવડે કોઇ પણ આપણી કંપની આથી વધારે સારૂં કામ બતાવે એમ અમારૂં માનવું છે.

**મેના કુમારી**—કોહિનૂર ફિલ્મ. મી॰ ભવનાનીની કૃતિ. ફોટોગ્રાફર મી॰ જોષી,

આ ફિલ્મની વસ્તુ ઠીક છે. લોકેશનો ઘણાંજ સારાં છે અને જાણીતી નટી મિસ ગૌહર કંઇંક ઉત્તમ પ્રકારનું કામ કરી રહી છે. મી॰ જોષીએ ફોટોગ્રાફીમાં પોતાની કળા સરસ બતાવી છે, બાકી કેટલેક સ્થળે આર્ય ભાવના અને રીત રીવાજથી પ્રતિકૂળ વર્તન સ્પષ્ટ જણાઇ આવે છે. હિન્દુ સમાજમાં–તેમાંય વળી રાજપૂતોમાં આટલી બધી છૂટ હોય એમ અમો માની શકતા નથી. મેકઅપની બાબતમાં પણ સહજ ફરિયાદ કરી શકાય. માનસિંહની માફક મેના કુમારીના મેકઅપ માટે પૂર્ણ કાળજી રાખી હોય એમ જણાતું નથી. એકંદરે સાધારણ દોષો બાદ કરતાં ફિલમ ઠીક લેવાઇ છે.

**આશા**—લક્ષ્મી પિક્ચર્સનું છેલ્લું કીરણ-ઝાંખું તેમજ નિરસ હોવાથી-ઢોળાયેલા દૂધ પર વિલાપ કરવા જેવું માની અમો વધારે લખવા ઇચ્છતા નથી.

**નવી ખબરો**

**સિનેમાની જાહેર ખબરો**—આ બાબત ઉપર અમો અગાઉ અનેક વખત ઉલ્લેખ કરી ગયા છીએ અને આજે પણ તે વિષે બે શબ્દો સ્પષ્ટ કહ્યા વિના ચાલે એમ નથી. હાલમાં કેટલાક અંગત આક્ષેપોથી ભરપૂર જાણીતાં ગુજરાતી દૈનિક છાપાઓમાં આવતી જાહેર ખબરો ખાસ ધ્યાન ખેંચે છે. અમો સમજી શકતા નથી કે, અમુક વ્યક્તિઓનાં અહંપણા માટે આ ધંધાએ શું ગુન્હો કર્યો છે કે સિનેમાની જાહેરાતથી–પ્રેક્ષકોને ફિલમની ખબર કરવાને બદલે–બે વ્યક્તિઓ વચ્ચે અથડામણ થાય છે તેની ખબર આપવામાં આવે છે! તીજોરીનાં તળીયાં ઝાટક થયાં હોય અને તેને લીધે સારી ફિલમ ન નીકળે તો તેથી બીજાને શું? આ અંગત આક્ષેપો હવે ન થાય તેને માટે લાગતા વળગતાઓએ ધ્યાન આપવું ઘટે છે.

**પ્રેમ સંન્યાસ**—માત્ર એકલા કૃષ્ણમાંજ ચાલવાની હતી, તે છતાં ગયા સોમવારથી એકસેલસિયરમાં કેમ ચાલી તે સમજાતું નથી.

**કોહિનૂર**—મી. હોમી માસ્તર જસમા ઓડણ પૂરી કરવાની તૈયારીમાં છે, જ્યારે મી. ભૅવનાની અને મી. શાહ એક જાણીતા લેખક લખેલી-કલીઓપેત્રાને આધારે તૈયાર કરેલી વસ્તુ હાથમાં ધરનાર છે, એમ સંભળાય છે.

**કૃષ્ણ**—વીર કેસરી તૈયાર છે. જ્યારે મી. મહેતા અને મી. લુહારે "શિલાદિત્ય"ના જાણીતા લેખકને હાથે લખાયેલી 'ભુલનો ભોગ'ની શરૂઆત કરી છે.

**શારદા**—રત્નમંજરી પૂરી કર્યા પછી આજકાલ ચર્ચાતી એક સામાજિક 'યુનીવર્સલ બ્રાન્ડ'ના માર્કાવાળી વસ્તુ મી. જોષીએ શરૂ કરી છે.

---

## ચર્ચાપત્ર

મોજ-મજાહના અધિપતિ સાહેબ.

મારા પોતાના અંગત લાભ ખાતર, તમારા પેપરના પ્રેસ્ટીજ ખાતર તેમજ સીનેમા લાઇનમાં સડોવાયેલી વ્યક્તિઓની ગેર સમજણ દુર કરવા ખાતર આટલો ખુલાસો કરવા જરૂર છે કે–"મોજ-મજાહ"ના ચિત્રપટના સમાચાર સાથે મારે કાંઇ પણ લેવા દેવા નથી. તો મહેરબાની કરી આને યોગ્ય સ્થાન આપવા તસ્દી લેશોજી.

આશા છે કે ભ્રમમાં ભુલનારાઓને આટલી હકીકત હવે દીવા જેવી દેખાશે. લી॰ સ્નેહાધિન, શાહ.

અમને આશ્ચર્ય થાય છે કે મી. શાહને આ ખુલાસો કરવાની અગત્ય શાથી પડી હશે સીનેમાના અંતઃપુરમાં છાની છુપી નજર કરનાર ગમે તે બકવાદ કરે તે માટે આવા ખુલાસાની અગત્ય નથી. અ. મો. મ.



## ચર્ચાપત્રીઓને ખબર

### રોયલ આર્ટ સ્ટુડીઓ

**એક પત્ર**—અમારા ગયા અંકમાં પ્રસિધ્ધ થયેલા સિનેમાના સમાચાર માટે રોયલ આર્ટ સ્ટુડિઓના માલેક અમને કેટલોક બોધ આપે છે અને ચોક્કસ સમાચાર પરત્વે અમારૂં ધ્યાન ખેંચે છે. અધિપતિ તરીકે અમુક બાબતમાં અમે અમારી ફરજ સમજીએ છીએ અને તે બાબત અમારે બીજાની પાસે પાઠ ભણવાની જરૂર નથી. 'ન્યૂઝ' અને 'કોમેન્ટ' વચ્ચે તફાવત છે. ઘણી વાર સારાં દૈનિક પત્રોમાં એવા સમાચાર પ્રસિધ્ધ થાય છે જે બીજાજ અંકમાં ખોટા જણાવવામાં આવે છે, રા. ટીપણીસે નોટિસ આપી નથી, એ જાણી અમને આનંદ થાય છે. પણ રા. ટીપણીસનો વાંધો હતો, એમ અમારી જાણમાં આવ્યું હતું.

અમારા સમાચારથી કોઇ શંકિત હૃદયને ખોટું લાગે તો તેને માટે અમે નિરૂપાય છીએ. અ. મો. મ.

# બે કલાકનો જંગી પ્રોગ્રામ

—જેમાં—

દિલ બ્હેલાવનાર નાચ—જીવતો જાગતો—

ખાસ મોટા ખર્ચે રોકેલ ઇજીપશીયન નાચનારીઓ

---જે---

હિંદી ગાયન સાથેનો નાચ-તથા ઇજીપશીયન અને અરેબીયન નાચ કરી બતાવશે-

ખાસા પોણા કલાક સુધી આ મોજ મેળવો

સાથે સાથે

તમારા માનીતા અને જાણીતા પેલા આપણા ઓળખીતા

# મી. હેરોલ્ડ લોઇડ

પણ છે જે એક વેઇટરના લીબાશમાં જુવો તો ખરા કે કેવી
ધુમ મચાવી તમોને હસાવશે ??

ખાસ ચુંટી કાઢેલ હેરોડ લોઇડનો ડ્રામા

## "મોટે ખાંચરેનાં મ્હોકાણ"

જરૂર તમે પેટ પકડી પકડીને હસશો-સંભાળજો

વખત શની રવી તહેવારને દિવસે ૩-૫-૭-૯-૧૧

દરરોજ ચાર ખેલ ૫-૭-૯-૧૧

છતાં પણ ભાવ અમારા જે સસ્તા છે તેના તેજ

# ક્રાઊન સીનેમા—માર્બલ થીએટર સેન્ડહર્સ્ટ રોડ

# મોજ--મજાહ ઈનામમાળા નં. ૫ નું પરિણામ

અમોને જણાવતાં ઘણોજ આનંદ થાય છે કે, અમારી આ યોજનામાં મોજ-મજાહના વાંચકોએ ઘણી હોંશથી ભાગ લીધો હતો અને તેને પરિણામે ૨૫૩ હરીફાઇ કરનારાઓ ૫૧ નટો ઉપર પોતાના જુદી જુદી રીતે મતો આપ્યા હતા.

## નટોનાં નામ અને તેઓને મળેલા મતો

| | |
|---|---|
| મી. ચુનીલાલ લક્ષ્મીરામ ... ... | ૨૦૯ |
| મી. મોહન લાલાજી ... ... | ૨૦૦ |
| મી. મુળચંદ મામા ... ... | ૧૭૭ |
| મી. પ્રાણસુખ ... ... | ૧૭૫ |
| મી. જયશંકર ... ... | ૧૫૦ |
| મી હિંમત ... ... | ૧૪૧ |
| મી. રતનશા સીનોર ... ... | ૧૪૦ |
| મી. અશરફખાન ... ... | ૧૨૨ |
| મી. દાદુજી ... ... | ૧૧૨ |
| મી. કુરતરફ ... ... | ૧૦૩ |

આ દસે નામ લખનાર ૨૫૩ માંથી માત્ર બે જણ નીકળ્યા છે. તેઓને રૂ. ત્રણનું પહેલું અને બીજું ઇનામ મળ્યું છે. નવ નામ લખનાર પાંચ છે તેમાંથી એકને ત્રીજું અને બાકીના ચારને રૂ. દેઢનાં ઇનામો લાગ્યાં છે. આઠ નામ લખનાર ૨૪ જણ છે તેમાંથી એકને રૂ. દોઢનું તથા બાકીનાઓમાંથી નંબર પ્રમાણે બાર આનાનાં દસ ઇનામો વહેંચી આપવામાં આવ્યાં છે.

## ઇનામ જીતી જનાર વાંચકોના નામ

(૩) રૂ. ૩) ના પુસ્તકોનાં

(૧) હરીલાલ રણછોડદાસ
૩૪૭ સેમ્યુઅલ સ્ટ્રીટ-મુંબાઇ ૩

(૨) વ્રજલાલ દામોદર
કરસનદાસ નાથાની ચાલ
ગીરગામ બેકરોડ—મુંબઇ ૪

(૩) રતીલાલ જટાશંકર
ભટ કંપની ભાટીયા સેનીટેરીયમ
મુંબાઇ ૪

(૫) રૂ ૧।। ના પુસ્તકોનાં

(૧) સાલેહભાઇ હેબતભાઇ બંગાલી
ઘડીઆળ આંબળી-સુરત

(૨) કરસનદાસ રણછોડદાસ
કરસનદાસ નાથા સેનેટેરીયમ—મુંબાઇ ૪

(૩) રામદાસ તુલસીદાસ પરીજા
કરસનદાસ નથા-ભાટીયા ચ.લ
બીજે દાદરે—મુંબઇ ૪

(૪) પરમાનંદ નારણદાસ
કરસનદાસ નાથા સેનેટરી—મુંબાઇ ૪.

(૫) પ્રીનમલાલ છોટાલાલ ઝવેરી
કે. રા. સા. હીરાચંદ મોતીચંદ ઝવેરી
ગોપીપુરા

(૧૦) બાર આનાના પુસ્તકના

(૧) ધારશી આણંદજી મહેતા.
કે. ત્રીભોવન રાઇટર-નાખુદા મહોલો
મુંબાઇ ૩

(૨) અમરસિંહ ફકીરચંદ
કનસારા ચાલ સામે
દુકાન નં. ૬૨—મુંબાઇ ૨

(૩) બ્રહ્મભટ ફુલાભાઇ હરગોવીંદદાસ
સ્ટેશન રોડ નડીઆદ

(૪) ગોરધનદાસ બેચરદાસ
અરદેશર દાદી રસ્તા ગોપાળદાસ વીરજીનો માળો
મુંબાઇ

(૫) ભોળાશંકર નાનાલાલ
કુંભાર ટુકડા ઘર નં. ૧૪ પહેલે માળે
મુંબાઇ

(૬) મંછુભાઇ સાકરચંદ ઝવેરી
ગીરગામ પારેખ સ્ટ્રીટ સેન્ડહર્સ્ટરોડ
મુંબાઇ

(૭) કચરા લક્ષ્મણ
ભુલેશ્વર માર્કેટ દુકાન નં. ૧૫
મુંબાઇ

(૮) એચ. એ. લોખંડવાળા
ફીકા સ્ટ્રીટ ત્રણ બત્તી-મુંબાઇ

(૯) દલાલ લતીફ વલીમહમદ
ખલાસી ચકલો નવો માળો-ત્રીજે દાદરે
મુંબઇ

(૧૦) કલ્યાણજી કેશવજી
મરીનલાઇન્સ ચોથી ગલીના નાકાપર
ધોબીતળાવ ઘર નં. ૩૪-મુંબાઇ

ઉપરોક્ત ઇનામ મેળવનારાઓમાંથી બહારગામ પોસ્ટેજના વી. પી. થી ચોપડીઓ મોકલી આપવામાં આ મુંબાઇવાળાઓ માટે અમારૂં કાર્ડ મોકલવામાં આવશે જે મેં ઇનામ મંગાવી લેવું. બાર આનાનાં ઇનામો પોસ્ટ દ્વારા તરફથી મોકલી આપવામાં આવશે

## ઈનામની હરીફાઈ
### નં. ૬ માટે
### જુઓ આવતો

# હિન્દુસ્તાનની જાહોજલાલીનાં કારણો

જાણવા—ગણવા—બેસો તો

ભારત રમણીઓનું કર્તવ્ય સર્વથી પ્હેલે નંબરે છે.

તેવીજ એક વીરાંગનાનું આ ચારિત્ર જુવો

## —જેમાં—

પાપીઓના હાથે સપડાયેલા પોતાના પતિના બચાવ ખાતર કેવી હિંમત ??
કેવી બહાદુરી ?? કેવી સમયસુચકતા ?? વાપરે છે તે જોઇ
તમે પણ આફ્રીન થાઓ

શનીવારથી શરૂ છે—

## શારદા ફીલમ કંપનીની ઐતિહાસિક કૃતિ




જાણીતા લેખક મી. યાજ્ઞીકની શાક્ષરી કલમની પ્રસાદી. પોતા પરની શંકા ટાળવા વીર રમણીનો અગ્નિ પ્રવેશ—વગેરે એક એકથી સરસ રસિક દેખાવો તમારૂં દિલ ડોલાવશે—

## સીનેમા મેજેસ્ટીક ગીરગામ

---

આવે છે      આવતા શનીવારથી      આવે છે

રોયલ આર્ટ સ્ટુડીઓનું એક અનુપમ ચિત્ર

## સતિ મેનાદેવી યાને બોલતો લેખ

જેમાં મીસ ઝુબેદા મુખ્ય કામ કરે છે

Reg. No

# શારદા ફીલમ કું.ની અદભૂત કૃતિ

ચાલુ છે

ચાલુ છે

આજેજ જુઓ

કાગનો વાઘ

સવેળાની ચેતવણી કે

ફૈકોલોજી નથી

ઇશ્વર આત્મશ્લાઘ થી રક્ષણ કરો

ગુજરાતના શાકુર મી. ઈંદુલાલ

કનૈયાલાલ યાજ્ઞિકની સંસ્કારી

કલમની રસ પ્રસાદી

## અજબ કુમારી

રાજસ્થાનનો જાણીતો સફો

જમાંનો ફાંકડા શંગાર વેરની

વસુલાત માટેની ભયંકર પ્રતીજ્ઞા



આજેજ

## અજબ કુમા

સીનેમા સ્ક્રીન ..

અદૃષ્ય થનાર

પીલાઉસનો મોહ ન

મી. મોહન લાલાજીની

એકટીંગ

તારીખ જોતા

આવે છે. આવે

કૈક નવુ પરિવર્તન કૈક

મરઘાં-બીલાડાં-ઘોડા હાથી

જોયા, પણ મહેલના

માનમાં ઉડતા જોશે

અદનની દીકરીથી

ચેલેંજ ફેંકતુ

રત્નમં

ગીરગામ

ઈનામ શંકર ઠકર એન્ડ

નં. એ. એપોલો સ્ટ્રીટ-કોટ

જુઓ

(૨) દામોદર ૧૯

કરસનદાસ નાયાની ચાલ

ગીરગામ બેકરોડ—મુંબઇ ૪

(૩) રતીલાલ જટાશંકર

ભટ કંપની ભાટીયા સેનીટેરીયમ

મુંબાઇ ૪

(૫) ૨ ૧૧ ના પુસ્તકોનાં

(૧) સાલેહભાઇ હેબતભાઇ બંગાલી

ઘડીઆળ આગળ-સુરત

(૨) કરસનદાસ રણછોડદાસ

કરસનદાસ નાથા સેનેટેરીયમ—મુંબાઇ ૪

(૩) રામદાસ તુલસીદાસ પટેલ

કરસનદાસ નથા-ભાટીયા ચાલ

બીજે દાદરે—મુંબઇ ૪

ઉપરોક્ત

પોસ્ટેજના વી. પી.

મુંબાઇવાળાઓ માટે

ઇનામ મંગાવી લેવું

તરફથી મોકલી આપવા

ગગાં મોજ-મજાહ પ્રિન્ટીંગ

વર્ષ ૩ જું અંક ૬ તા૦ ૯-૫-૨૬
છૂટક ૨ આનો બહારગામ ૨ા આનો

વાર્ષિક લવાજમ રૂ. ચાર
બહાર ગામ રૂ. સા.ચાર

# મૌજ-મજાહ







પંખાવાળી

ચિત્રકાર-મી હૅન્સરૂ કુમેન

શનીવાર તારીખ ૮ મીથી શરૂ થએલી મહાન સીરીઅલ !

જેમાં

પ્રસિદ્ધ બેન વિલસન અને ચંચળ નેવા ગરબર છે

૨૧ ભાગની જંગી સીરીઅલ

# બેગુનાહ ખૂની

પહેલો હફતે. ૭ ભાગ

ઘોડે સવારીનું મહાન કામ ! ડૉલીનો તેના ઉપર અજબ કાબુ

તમે વિકાળ વાઘ જેવા તુફાની ઘોડા પર ડોલીને સવારી કરતાં જોશો, તો, જાણશો કે, ચાંચડ માકડથી ડરનાર અબળાઓ પણ કેટલી નિર્ભય છે !

એક ભેદી ચમત્કારિક દાબડો !

એજ આ સીરિયલનું ખરૂં પુછો, તો મુખ્ય ખેંચાણ છે. તેમાં શું છે, તે એકજ માણસ જાણે છે. અને તેજ કમબખ્ત ખુની છે જેના બાપ તેની બેટી ડોલી અને ડોલીના આશક જેકને નડે છે અને આ લોકો કેવા હાડમાર થાય છે તેનો કંઇ ખિઆલ તમને આ ગંજાવર સીરિયલ જોવાથી આવશે.

જોવા લાયક બે ભાગ **કુસ્તીનો જંગી અખાડો** શીખવા જોગ બે ભાગ

આ ફિલ્મ આજકાલ તો તમારે જરૂરજ જોવી જોઇએ–એટલે તમને માલમ પડશે, અંગબળ ખિલવવાની કેટલી જરૂર છે.

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

વખતઃ—૫ાા, ૭, ૮ાા, ૧૦ાા, શની રવિ ખેલ ૩ાા વાગે

ભાવઃ—રૂા. ૨, ૧, ૦ાા, ૦ાા ૦ા ૦)‍ ટેક્ષ સાથે



ચઇતર વદ ૧૨)　　રવિવાર તારીખ ૯ મી મે ૧૯૨૬　　(વર્ષ ૩ જું. અંક ૬ ઠો

## કુંડળીયા

### ભાગ્યવાન સુંદરી

યહ ભ્રકુટિ, યહ નયન તુજ, યહ સુંદર તુજ ભાલ,
રક્ત અધર, સ્મિત હાસ્ય તુજ, ગુલાબ જૈસે ગાલ!
ગુલાબ જૈસે ગાલ, ચાલ ચપળા સમ તેરી;
સુંદર નાકા ઘાટ, દંતકી પંક્તિ અનેરી!
ભાગ્યવાન વો શ્યામ, જોડા તુજ સમ મિલ ગઇ,
રહના સ્થિત યહ ઠામ, અંગ સહિત નિજ દિલ દઇ!

ભાવાર્થ—એક તરૂણીને નિહાળી સુકવિ તેને કહે છે, આ તારી ભ્રકુટિ, (ભ્રમર) આ તારા નેત્ર, આ સુંદર લલાટ, રાતા હોઠ, સ્મિત હાસ્ય તથા ગુલાબની પાંખડી જેવા તારા ગાલ ઇત્યાદિ અત્યંત સુંદર છે તદુપરાંત વીજળી સદશ તારી ચાલ, સુંદર નાકનો ઘાટ અને તારી દંતની પંક્તિ—એ સર્વ અનેરા છે! તુ જેની પત્ની બની છે તે તારો પતિ ભાગ્યશાળી છે. તું એજ સ્થળમાં સ્થિત રહી તન, મન વડે એજ પતિની સુશ્રૂષા કરજે.

### મારૂં પારિજાતક ગુલાબ છે!

કૈસા પુષ્પ ગુલાબકા! કૈસા વાકા રંગ!
કૈસી વાકી પાંખડી! કૈસા પરમ પ્રસંગ!
કૈસા પરમ પ્રસંગ, ગંધભી સુંદર કૈસી;
અન્દેશા નહિ મિટે, સ્વર્ગમેં હોગી ઐસી!
કરે પ્રશંસા શાસ્ત્ર, પારિજાતકકી કભી,
મેરા પુષ્પ ગુલાબ, પારિજાતક હૈ અભી.

ભાવાર્થ:—આ અન્યોક્તિ છે. પોતાની અત્યંત રૂપવતી માશુકને એક આશક ગુલાબની ઉપમા આપે છે. ગુલાબની પાંખડીની માશુકની આંખની પાંપણની જોડ સરખામણી કરે છે, અને એ પ્રસંગને વખાણે છે ગુલાબના સુગંધને વર્ણવીને આશક માશુકના મેલાપની તારીફ કરે છે અને તે વિષે મનમા શંકા લાવે છે કે શુ સ્વર્ગમા પણ આ પ્રમાણે હશે! વળી પોતેજ તેનો નિર્ણય કરે છે કે શાસ્ત્રકારોએ શાસ્ત્રમાં પારિજાત નામના પુષ્પની ભારે પ્રશંસા કરી છે, પણ પછી તેજ પોતાની માશુકને પારિજાતક સમજીને સંતોષ મેળવે છે.

### કોયલ અને કાગડાનો મુકાબલો.

કોકિલ, વાયસ દોઉ કે, દેખા એક હિ રંગ,
સ્વર દોકા ન્યારા ગ્હા, કૈસા અજબ વિહંગ!
કૈસા અજબ વિહંગ, એક મીઠા ઇક કર્કશ,
કયા વાકા અપરાધ? સર્વ હૈ કુદરત કે વશ!
કરનીકા સુત શ્યામ, કડુવા, મીઠા હોય રસ,
રંગ એક સ્વર ભિન્ન, દેખ લો કોકિલ વાયસ.

ભાવાર્થ:—કોકિલ (કોયલ) વાયસ (કાગડો) બેયનો રંગ એકજ જાતનો શ્યામ છે, પરન્તુ બેયનો સ્વર (અવાજ) ન્યારો ન્યારો છે. આ પક્ષીઓમાં પણ કેવી અજાયબી રહી છે? અથવા આ પક્ષીઓ વચ્ચેનો ફરક કેટલો આશ્ચર્યકારક છે! એકનો સ્વર મીઠો અને એકનો કર્કશ. ખરેખર આ કરણીનુંજ ફળ છે. કરણી વગર કુદરત કોઇને નથી દંડ આપતી કે નથી વરદાન આપતી. ઝાડમાં જે કડવો મીઠો રસ થાય છે તે પણ પૂર્વની કરણીને લીધેજ. લીંબડાની લીંબોળી અને આમ્રવૃક્ષ (આંબાના ઝાડ)ની કેરીમા કેટલો ફરક! આનો આધાર કાળી, ગોરી ચામડી ઉપરનો નથી. પણ અંતઃકરણની ભાવના ઉપર છે. મનુષ્યમા આવુંજ બને છે. કોઇ સરલ અને કોઇ અસરલ અષ્ટાવક્ર ઋષિના આઠે અંગ વાંકા હતાં પણ તેનું અંતઃકરણ અતિ કોમળ તથા જ્ઞાનથી વિભૂષિત હતું. દ્રોણ ગુરૂના પુત્ર અશ્વત્થામાની ક્રૂરતા જુઓ! પોતે બ્રાહ્મણ પુત્ર હતો તે છતાં તેણે દ્રૌપદિના પાંચે પુત્રો કે જે નિરાશ્રય હતા તેને માર્યાં. કુળવાનના હાથમાં પદ્મનું ચિન્હ હોતું નથી અને જારપુત્રના કપાળમાં શિંગડું નથી હોતું. સારા માઠાની પરીક્ષા તેની વાણી ઉપરથી જ થાય છે જેમાં માનસિક વિચારોની મુખ્યતા છે.

વૈદ્ય કવિ દુર્લભ શ્યામ ધ્રુવ

આ મ્હલવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે કોઇ જીવંત વ્યકિત પરથી ઉપજાવી કાઢેલાં નથી. અ. મો. મ

# જુબેદા
## અથવા
# રહસ્યમયી રમણી

### પ્રકરણ ૧૨ મું.

પત્રને લીફાફામાં મૂકી મને આપતાં જુબેદાએ કહ્યું-" આ પત્ર અને અર્ધચન્દ્ર લઇ તમે આગાદેજ નગરના પ્રધાન ઇમામ હાજી મહમદ બિન ઇસાકની પાસે જાવ. પત્ર અને અર્ધચન્દ્ર પોતાના હાથમાં મળતાંજ તે મારો અભિપ્રાય સમજી જશે. તમે તેને કહેજો કે, રહસ્ય મંદિરની મુલાકાત જુબેદાની સાથે મેં પણ લીધી છે; પરંતુ ત્યાંનો રહસ્યભેદ જાણી શકયા નથી. આ ખુલાસો સાંભળી તેઓ તમને તમારા કર્તવ્યનો યથા યોગ્ય ઉપદેશ આપશે."

મેં અજાયબીથી પૂછ્યું-" શું આગાદેજ જવું છે? ઓહ! ઘણુંજ દૂર! સહરાનું રણ પાર કર્યા સિવાય ત્યાં પહોંચી શકાય એમ નથી. જનશૂન્ય, જળશૂન્ય અને પથ વગરના એ રેતીના રણમાં લગભગ બે હજાર માઇલ મુસાફરી કર્યા સિવાય ત્યાં પહોંચી શકાય એમ નથી. ત્યાં પહોંચતાં પ્રતિક્ષણે મૃત્યુની કરાલ છાયાની બીતિ ચોવીસે કલાક માથા પર ઝઝુમતીજ રહેશે!"

" હા, હું તે જાણું છું; પરંતુ મેં કહ્યું તે સ્થાને પહોંચ્યા સિવાય તે દુર્ભેદ્ય રહસ્યનો ભેદ તમે પામી શકશો નહિ. શું તે સ્થાન પર જવા માટે તમે ભય પામો છો?"

"" ના, જુબેદા-તમારા એક શબ્દને ખાતર પણ હું મારો પ્રાણ કુરબાન કરવા તૈયાર છું. કહો તો હમણાં ને હમણાં હું ત્યાં જવાને રવાના થાઉં."

મારો આવો દઢ સંકલ્પ જોઇ જુબેદા નિશ્ચિંત ભાવે બોલીઃ-" આમીન! એટલું તો યાદ રાખજો કે, મારૂં ચિત્ત હમેશાં તમારી તરફજ રહ્યા કરશે. જ્યારે તમે વિપદ જાળમાં ઘેરાઇ જાવ અને તમારૂં જીવન સંકટમય બની જાય તે વખતે તમારા મનમાં એવા વિચારો ઉદ્દભવે કે, હાય! કયાંથી હું આ બલાના નકામા ફંદામાં ફસાયો—ત્યારે દયા કરી આ અભાગિનીનાં જીવન રક્ષણને માટેજ તમે આ સાહસ કરો છો એમ યાદ લાવી કર્તવ્યને ભૂલતા નહિ. મારા પ્રત્યે તમારો પ્રેમ કેવો છે, તે હું જાણું છું. તમે મને કેટલા પ્રેમથી ચાહો છો એ હું સમજી શકું છું. આમીન! માત્ર આટલું કાર્ય પૂર્ણ કરો અને પછી—"

જુબેદા ઉપરોકત વાકય પૂર્ણ કરે તે પહેલાં તો બારણું એકાએક ઉઘડી ગયું અને એક હષ્ટપુષ્ટ હબસી ત્યાં દાખલ થઇ જુબેદાના કાનમાં કંઇ કહી ગયો. તે સમાચાર સાંભળી જુબેદાનું મુખ વિવર્ણ બની ગયું. આખું શરીર થરથર કંપવા લાગ્યું. તેના મનનો આવો ભાવ જોતાંજ કોઇ ભયંકર વિપદ આવી પડવાની આશંકાથી મારૂં હૃદય પણ ધડકવા લાગ્યું.

જુબેદા ઉઠીને ઉભી થઇ. મારા મ્હોંડા તરફ જોઇ લથડતાં અવાજે બોલીઃ-" આમીન, જલ્દી ચાલ્યા જાવ. નહિં તો બે જણમાંથી એકનો પણ પ્રાણ બચી શકશે નહિ."

મેં વિસ્મિત બની ભયભિત સ્વરે પૂછ્યુંઃ " પણ શેનો ભય છે, તે તો મને કહો?"

" ના, તમે હમણાં ને હમણાં અહિંથી પલાયન કરી જાવ. તમે અહિં છો એવી કોઇને પણ ખબર પડવી જોઇએ નહિ. આ અર્ધચંદ્ર અને પત્ર લઇ તમે પ્રભાતમાં મરૂ પ્રદેશમાં યાત્રા શરૂ કરજો. અને આખરે છેવટના બે બોલમાં એટલુંજ કહેવાનું કે મેં જે ઉપદેશ આપ્યો છે, તે સ્મરણમાં રાખી તદનુસાર કાર્ય કરજો. ગમે તેવું સંકટ આવે તો પણ પ્રતિજ્ઞા ભંગ કરશો નહિ. આગાદેજથી પાછા ફરો તે પહેલાં મારા વિષે જે સાંભળો, જુઓ, તે વિષે કૌતૂહલ કિંવા સંશય દર્શાવતા નહિ. મારા આ છેલ્લા શબ્દો ખાસ યાદ રાખજો."

' તે વિષે ચિંતા કરશો નહિ. "

" ત્યારે શિઘ્ર અહિંથી ચાલ્યા જાવ. ઇશ્વર તમારા કાર્યમાં ફત્તેહ આપશે. અહિં જેટલી વાર વધારે રોકાશો તેટલાં ઉભયના જીવન વિપન્ન બની જશે માટે—" એટલામાં હબસી પુનઃ ત્યાં આવ્યો. જુબેદાએ તરતજ એક નાનું ગુપ્ત દ્વાર ખોલ્યું અને કહ્યુંઃ-" આમીન, આની પછવાડે જલ્દી જાવ. ઇશ્વર તમારૂં ભલું કરશે "

અમો બન્ને તે બારણામાં દાખલ થઇ આગળ ચાલવા લાગ્યા. જુબેદાએ બારણું બંધ કરી દીધું. ગુપ્ત પથ ઘોર અંધકારથી છવાયેલો હતો. કોઇ કોઇને જોઇ શકતું ન હોતું. હબસીએ મારો હાથ પકડી મારા કાનમાં કહ્યુંઃ-" ભય પામશો નહિ. હું આપને નિરાપદ સ્થાને પહોંચાડી દઇશ. "

અમો સહજ આગળ વધ્યા એટલામાં અંતઃપુરમાંથી હૃદયવિદારક કરૂણ ક્રંદનધ્વનિ સંભળાવા લાગ્યો. આ સ્વર મારો અપરિચિત નહોતો. જુબેદાના રડવાનો અવાજ સંભળાતો હતો. હું તેજ જગ્યાએ સ્થંભી ગયો. હૃદય કંપવા લાગ્યું. શું તે કોઇ વિપદમાં આવી પડી હશે? આ શંકા ઉત્પન્ન થતાં જ મેં હબસીને કહ્યુંઃ-" સબર, હું આગળ વધી શકીશ નહિ. જુબેદા સંકટમાં સપડાયેલી હોય એમ લાગે છે. તેને તેવી વિપન્નાવસ્થામાં

નહી હું એક ડગલું પણ આગળ વધી શકીશ નહિ. ચાલ, આપણે પાછા જઇએ."

હબસી ગંભીર સ્વરે બોલ્યો-" ક્યાં જશો ? જે ઠેકાણે જવાની તમે ઇચ્છા રાખો છો, ત્યાં ફરીથી જઇ શકાય એમ નથી."

" ત્યારે જુબેદાને બચાવી નહિ શકાય ? તેનો દુ:ખદાયક ક્રંદનધ્વનિ સાંભળવા છતાં શું હું પલાયન કરી જાઉં ? નહિ, કદી નહિ બને. મને તું પાછો લઇ ચાલ."

" સાહેબ, એ મારાથી બની શકશે નહિ. જે સ્થળે તમે ગયા હતા, ત્યાં આજ સુધીમાં એક પણ બહારની વ્યક્તિ પગ મૂકી શકી નથી."

તેના બોલવા તરફ લક્ષ નહિ આપતાં હું પાછો ફરી તે બારણું ઉઘડાવવા પ્રયત્ન કરવા લાગ્યો. એટલે હબસી મારા બન્ને હાથ પકડી ખેંચી જવા લાગ્યો. તેના શરીરમાં અસુરના જેવી શક્તિ હતી. તે મને ખેંચતો ખેંચતો એક મોટા દરવાજા પાસે લઇ આવ્યો. દરવાજો ખોલી તેણે મને કહ્યુ:— " અહિંથી બહાર ચાલ્યા જાવ. " એટલું કહી તેણે જોરપૂર્વક મને ધક્કો મારી બહાર કહાડી દરવાજો બંધ કરી દીધો.

દરવાજાની બહાર આવી વ્યગ્રચિતે હું ચારે દિશાએ જોવા લાગ્યો. હું એક પત્થરથી જડી લીધેલી નાની ગલીમાં ઉભો હતો.

કેટલીક ક્ષણ સુધી કિંકર્તવ્યવિમૂઢ બની હું ત્યાંજ ઉભો રહ્યો. આખરે નિશ્વાસ મૂકી મેં ત્યાંથી ચાલવા માંડયું. આ વખતે રાત્રિનો બીજો પ્રહર વ્યતિત થઇ ગયો હતો. રસ્તો જનમાનવ શૂન્ય જણાતો હતો. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપ્યુ હતું. આખું જગત્ ઘોર નિદ્રામાં સુતું હતું ત્યારે રખડતો રઝળતો લગભગ એક કલાકે હું મારી હોટલ પાસે આવી પહોંચ્યો.

હોટલના બારણા પાસે આવીને જોયું તો અરબ પહેરેગીર ઝોકાં ખાતો હતો. તેને જાગ્રત કરી મેં દરવાજો ઉઘડાવ્યો અને મારા નિર્દિષ્ટ ઓરડામાં હું દાખલ થયો.

મારા મનની સ્થિતિ આ વખતે એટલી તો વિચલિત બની ગઇ હતી કે, હું બિછાનામાં પડયો. છતાં મને ઉંઘ આવી નહિ. એટલે બારીમાં બેસી ચંદ્રજ્યોત્સ્નાથી આચ્છાદિત થયેલી પૃથ્વીને જોઇ મનને આનંદ આપવા પ્રયત્ન કરવા લાગ્યો પણ શાંતિ મળી નહિ લગભગ એક કલાક સુધી આમ પ્રકૃતિનું સૌંદર્ય જોયા બાદ જુબેદા પાસે કરેલી પ્રતિજ્ઞા મને યાદ આવી. આ પ્રતિજ્ઞાનું પાલન મારાથી થઇ શકશે કે કેમ ? એ વિવંચનામાં હુ પડયો.

ગમે તે થાય તો પણ મેં જે સંકલ્પ કર્યો હતો, તેમાંથી પાછા હઠવું એ નામર્દીપણાનું લક્ષણ હું માનવા લાગ્યો. પ્રતિજ્ઞા ભંગ એ વિચારજ મને મુંઝવી નાખવા લાગ્યો. એક બાજુ મારૂ જીવન-પ્રાણ જવાની આશંકા બીજી બાજુ જુબેદા-મારા હૃદયની આનંદવિધાયિની દેવી-મારા સકળ સુખની આશા-એ બધું તે મરૂવાસિની રૂપસુંદરીમાંજ સમાયેલું હતું. પ્રેમને માટે પ્રાણનો પણ ભોગ આપવો પડે તો હરકત નહિ એમ નિશ્ચય કરી હું નિદ્રા લેવા પ્રયત્ન કરવા લાગ્યો. સહસા અલી બિન હાફિજની ભવિષ્યવાણી મને યાદ આવી. શું તેની આ ભવિષ્યવાણી ખરી પડશે? શું આ પ્રેમ સુખકર નહિ થાય ? આનું પરિણામ શું ભય-બંધન વા મૃત્યુમાં આવશે ? ગમે તેમ થાય—ભવિષ્યવાણી ખરી પડે યા ખોટી-પરંતુ એક રાત વિશ્રામ લઇ મેં મુસાફરી કરવાનો દૃઢ નિશ્ચય કર્યો.

વિચારમાં ને વિચારમાં હું ક્યારે નિદ્રાધિન થઇ ગયો તેની મને ખબર પડી નહિ, પરંતુ દરવાને જ્યારે મને બિછાનામાંથી ઉઠાડયો ત્યારે દિવસ ઘણો ચડી ગયો હતો. ઉઠી, મ્હોડું ધોઇ એક કાફીનો પ્યાલો પી હું બહાર ફરવાને નીકળી પડયો.

લગભગ બે કલાકે હુ હોટલમાં પાછો ફર્યો. આ વખતે અરબ પહેરેગીરે મારા હાથમાં એક નકસીકામથી સુશોભિત એવી લાકડાની પેટી મૂકતા કહ્યું:-" સાહેબ, એક કલાક પહેલાં એક માણસ આપનુ નામ લઇ આવ્યો હતો અને આપને આપવા માટે આ પેટી આપી ગયો છે."

મે વિસ્મિત બની પૂછયું-:" શું મને આપવા માટે આપી ગયો છે ? તે માણસ કોણ હતો ? કોની પાસેથી આવ્યો હતો ?"

" તે એક હબસી હતો. તેણે મને કહ્યું કે, આમાં ઘણી અગત્યની ચીજ છે, અને તે આપને આપવાની છે."

આ પેટી કોણે મોકલાવી હશે ? શા માટે મોકલાવી હશે ? એમ વિચાર કરતો પેટી લઇ હુ મારા ઓરડામાં આવ્યો પેટી ઉપર અરબી ભાષામા મારૂ નામ લખેલુ હતું. મેં દરવાજો બંધ કર્યો અને ચંચળ ચિતે પેટીને ઉઘાડી જોઇ.

પેટી ખોલતાંજ વજ્રપાત થાય તેવો દેખાવ મારી નજરે પડયો. " યા ખુદા ! " એવા ઉદ્‌ગારો એકાએક મારા મ્હોડામાંથી નીકળી પડયા. પેટી તરફ હુ શૂન્ય દૃષ્ટિએ દસેક મિનિટ સૂધી જોઈ રહ્યો. મારામાં હાલવા-ચાલવાની શક્તિ રહી નહિ.

આ પેટીમાં શું હતું ? એક રેશમી રૂમાલ હતો અને તેની અંદર જુબેદાનો જમણો હાથ કાપેલો હતો. હાથની આંગળી પર મેં આપેલી મારી વીંટી મોજૂદ હતી !

કંપતાં કંપતા મેં પેટીમાંથી તે હાથ બહાર કહાડયો. રક્તથી લાલચોળ થઇ ગયેલો તે હાથ ઠંડોગાર જણાયો. આવું ભયંકર કૃત્ય કોણે કર્યું ? કાલે રાતના જુબેદાનો જે ક્રંદનધ્વનિ સંભળાયો હતો, તેનુંજ આ પરિણામ નહિ હોય ? હાય ! મારે શું કરવું ? ચારે દિશાએ મને અંધકાર જણાવા લાગ્યો. જુબેદાના હાથને મેં છાતી સરસો ચાંપ્યો-હું બેશુધ્ધ થઇ તેજ જગ્યાએ ઢળી પડયો.

અપૂર્ણ.



## સાભાર સ્વીકાર

કરમણુક—(વસંત અંક) સંપાદક: રા. નરહર રામચંદ્ર જોષી. કિં. આઠ આના. મરાઠી ભાષામાં પ્રગટ થતા ઉક્ત પત્રનો વસંત અંક વસંતનીજ બહાર આપે છે. ભગવાન ગૌતમ બુધ્ધ, હિન્દુ ધર્મીઓનું જાહેરનામું, ખાસ અને તેનાં નાટકો, મરાઠી લાવણીઓ, તે સિવાય વાર્તાનું સાહિત્ય પણ અચ્છું પીરસાયું છે. ચિત્રોમાં પણ મુખ પ્રષ્ઠપરનું આઠ રંગનું ચિત્ર ઉડીને આંખે વળગે એવું છે. સૌથી સુંદર અને ભાવવાહી ચિત્ર કૈ. ગડકરીના "રાજહંસ માઝા નિજલા" એ કાવ્યનું રહસ્ય સમજાવતું રા. કાળેનું ચિત્ર છે. એકંદરે આઠ આનામાં ૨૫ ફોર્મનો આવો સચિત્ર દળદાર અંક બહાર પાડવા માટે તંત્રીશ્રીને ધન્યવાદ ઘટે છે.










છુપી પોલીસ

વાર્ષિક લવાજમ-રૂ. ૩) વી. પી. સાથે રૂ. ૩-૪-૦

જીલ્દ બહાર રૂ. ૫

લખો—મોજ-મજાહ કાર્યાલય,

ગીરગામ ખટાઉ બીલ્ડીંગ મુંબઇ નં. ૪

## મોજ-મજાહને મુરબ્બો

"બચુભાઇનો બટાકો"

બચુભાઇને બટાકા ભાવતા હોવાથી એકવાર શાકબજારમાં કાળુ કાછીયાને ત્યાંથી ૬ પૈસાના શેર લેખે બટાકા લાવ્યા. તેમાંના એક બટાકાને બાફી ટેબલ પર મૂકી મીઠું મરચું લેવા ગયા, એટલામાં તેમના મિત્ર પેથાચંદ આવી પહોંચ્યા. પેથાચંદને બટાકો ભાવતો હોવાથી ઝટ લેતો કે મોંમા મૂકી દીધો. એટલામાં બચુભાઇ મીઠું મરચું લઈ આવી પહોંચ્યા પણ બટાકો ટેબલ પર નહિ હોવાથી તેમના પેટમાં જાણે તેલ રેડાયું હોય અને એરંડીયું પીધા જેવું મ્હોં કરી બોલ્યા કે:—

"હાય, મ્હારો બટાકો કોણ ખાઇ ગયું ?"

પેથાચંદ—શું, તમારો બટાકો ?

બચુભાઇ—હા. ઉંદેરા બહુ દોડતા હોવાથી તે બટાકા ઉપર ઝેર ચોપડી આ ટેબલ પર મૂકયો હતો.

પેથાચંદ—ડામરની ગોળીયો નોતી મળતી કે બટાકા ઉપર ઝેર ચોપડયું ?

બચુભાઇ—હા. ડામરની ગોળી મળતી હતી પણ મોંઘી હતી.

પેથાચંદ—ત્યારે શું બટાકા ઉપર ઝેર ચોપડયું એ ખરી વાત ?

બચુભાઇ—અલબત, ખરી વાત.

પેથાચંદ (મ્હોં બગાડીને)—ત્યારે શું મ્હારી હાડી બંધાશે ?

બચુભાઇ—અલબત, શા માટે નહિ. તમારા જેવાની તો હાડીઓ બંધાવીજ જોઇએ.

પેથાચંદ (બચુભાઇ તરફ ફરીને)—હેં બચુભાઇ, હું શું કરૂં ?

બચુભાઇ—માથે ચાદર હોડી ખુણામાં બેઠા બેઠા રડો.

પેથાચંદ—ત્યારે શું મ્હારે સોનાપુર જવું પડશે ?

બચુભાઇ—અલબત, શા માટે નહિ તમારે તો સોનાપુર જવું પડશે પણ મ્હારે તો ઘેર આવી આ કડકતી ટાઢમાં ફરીથી નહાવું પડશે.

પેથાચંદ—હવે શો ઉપાય ?

બચુભાઇ—કશો નહિ.

પેથાચંદ—હેં બચુભાઇ, તમે ખરૂં કહો છો કે બટાકા ઉપર ઝેર ચોપડયું છે ?

બચુભાઇ—એક ઉપાય છે. પણ તમે કોઇને ત્યાં ચોરી કરશો ?

પેથાચંદ—ના કોઇને ત્યાં ખાવાનાની નહિ કરૂં.

બચુભાઇ—ખાત્રી શી ?

પેથાચંદ—લ્યો આ મ્હારૂં તથા બાપદાદાનું વચન (એમ કહી પેથાચંદ બચુભાઇને વચન આપે છે.)

બચુભાઇ—ઠીક, એ તો બટાકા પર ઝેર બેર કાંઇ ચો... નોતું એ તો ખરૂં મનાવવા વાસ્તેજ મેં તમને ખોટું કહ્યું હતું.

પેથાચંદ—ઠીક થયું, પહેલેથી ચેતાવી દીધો! નીકર જો ચ.. લંબાવ્યું હોત તો મ્હારૂં ધોતીયું પણ બગડત.

(એમ કહી પેથાચંદ મરી માગી ઘેર જાય છે.)

જોઇ લ્યો 'બચુભાઇનો બટાકો' અને બચુભાઇની યુક્તિ.

ઉપેન્દ્ર ન. ઠાકોર

---

## કંઈક નવું

### જાવાની નૃત્યકળા

હાલમાં થોડા વખત પહેલાં જાવાના નૃત્યકળા વિશારદોએ હિન્દુસ્થાનમાં આવી તેઓની ઉકત કળાનો પરિચય કરાવ્યો હતો. તેઓએ નૃત્ય દ્વારા મહાભારતની એક કથા ભજવી બતાવી હતી. તેને તેઓ " ભારતીય યુધ્ધ " કહે છે.

નાટકના જે જે અંશોને નૃત્યકળામાં બતાવી શકાય તે તેઓએ પાંડવના ચારિત્ર્ય પરથી બતાવ્યા હતા. દરેક પાંડવનું નૃત્ય પ્રથક પ્રથક બતાવ્યું હતું. અર્જુનનું નૃત્ય બીમથી જુદી જાતનું હતું. બીમે ક્ષાત્ર ધર્મને અનુસરી નૃત્ય કર્યું હતું. કૌરવોનું નૃત્ય ઉદ્દામ અને આતતાયીપણું બતાવતું હતું. જ્યારે દાનવોનું આક્રમણસૂચક નૃત્ય બતાવ્યું હતું. અર્જુનની સાથે ત્રણ વિદુ-ષકો કામ કરતા હતા અને શત્રુઓ ઉપર જય પ્રાપ્ત કરવા માટે એને સહાયતા કરતા હતા.

આ ભારતીય યુધ્ધ નૃત્યકળામાં બતાવનારાઓ બધા સંભ્રાન્ત કુળના યુવકો હતા. તેઓને " બેકસો " કહેવામાં આવે છે. આ નૃત્યકળા સંપૂર્ણ રીતે શીખતાં ત્રણ વર્ષ લાગે છે. જાવાના ઘણાંખરા ઉચ્ચ કુળના અને રાજકુમારો નૃત્યકળામાં સુદક્ષ હોય છે. વળી પુરુષ નર્તકો કોઇ કોઇ વાર સ્ત્રીની ભૂમિકાઓ પણ કરે છે.

કેટલીક શતાબ્દિઓ પૂર્વે જાવાની અંદર હિન્દુ અને બૌધ્ધ ધર્મ પ્રચલિત હતો. તેનાં ચિહ્નો હજી પણ વિદ્યમાન છે. બોરોબુદર આદિ વિસ્મયજનક સ્થાપત્યો તેની સાક્ષી આપી રહ્યાં છે. ત્યાર પછી ત્યાં મુસલમાન ધર્મનો પ્રચાર થવા છતાં પણ ત્યાંના પૂર્વ પુરુષો હિન્દુ અને બૌધ્ધ સભ્યતાના પ્રભાવે જે જે લલિતકળાનો વિકાસ થયો હતો, તેનો ત્યાગ કરી શકયા નથી. તેમાંની એક નૃત્યકળામાં પણ હજી વિદ્યમાન છે. જેઓ નૃત્યના મર્મજ્ઞ છે, તેઓ કહે છે કે, પ્રાચીન બલગેરિયનો સિવાય જગતની બીજી કોઇ પણ જાતિ જાવા નિવાસીઓની માફક નૃત્યદ્વારા અંતરના ભાવ આવી સુંદર રીતે બતાવી શકતી નથી.

* * *

અદ્ભુત સાઇકલ—

ગત મહાયુધ્ધને લીધે યંત્રકલામાં બહુ પ્રગતિ થઇ છે. અર્થાત્ સાઇકલ માટે પણ નવી શોધો થઇ છે. હાલમાં છે તેથી પણ વધારે ગતિવાળી સાઇકલ એક અંગ્રેજે બનાવી છે. આ સાઇકલ દેખીતી સાધારણ સાઇકલ જેવી લાગે છે, પણ ની ગતિ રેલ્વેના જેટલી છે. મી. બેન નામના શખ્સે સિધ્ધ છે કે આ સાઇકલથી કલાકના ચાળીસ માઇલની ઝડપે સફરી કરી શકાશે.






લખનાર—રા. વ્રજલાલ જાદવજી ઠક્કર

(૧)

હું મંદિરનો પરિચારક છું. મંદિરની સ્હામે જે સ્થળે ભોગમંડપમાં ભાંગેલા સ્તંભ ભૂતકાળની સાક્ષીરૂપે ઉભા રહ્યા છે, એ સ્થળે મ્હારા ઉપાસ્ય દેવતા છે. જે સ્થળે ભગ્ન મંદિરના કચરાએ આરસ પત્થરોની ધવલતા છુપાવી રાખી છે એ સ્થળે મ્હારા ઉપાસ્ય દેવતા છે. પાષાણની કોમળ શય્યામાં, પાષાણના કઠિન ઉપાધાનમાં મ્હારી માનસી પ્રતિમા છુપાઈ રહેલી છે. એમાં શું છે એ તમે જાણો છો કે? સફેદ સુંવાળા પત્થર ઉપર શોણિત ધારાથી અંકિત થયેલું એક પદચિહ્ન-પગનું ચિહ્ન છે. એ પદચિહ્ન કોનું છે એ તમે કહી શકો છો?

એ કયારે મંદિરમાં આવી હતી તે મ્હને યાદ નથી. તેનાં માતા પિતા તેને દેવતાના ચરણોમાં અર્પણ કરી ગયાં હતાં એ આજ દેવતા છે! આંધળા વિશ્વાસને વશ થઈ તેનાં માતા પિતા સ્નેહાળ હૃદયને કઠિન કરી; સંતાન સ્નેહ ભૂલી જઈ કુસુમ-કલિકા પત્થરને અર્પણ કરી ગયાં હતાં. તે જ્યારે આવી હતી ત્યારે ન્હાની બાળિકા હતી. એ વખતે કુસુમમાં કીટે પ્રવેશ કર્યો નહોતો. તે ઘણી ન્હાની હોવાથી મ્હારા પિતા તેને અમારે ઘેર લઈ આવ્યા હતા. એનાથીજ પોતાના વંશનો વિનાશ થશે એવી પિતાને કયાં ખબર હતી? એ દેવદાસીને લીધે જ મ્હારે એક તુચ્છ, અસ્પૃશ્ય મંદિર સેવક થવું પડશે એમ તેઓ કયાં જાણતા હતા?

પિતા તેનું કન્યાની માફક પ્રતિપાલન કરતા હતા તથા નિત્ય તેને સાથે લઈ મંદિરમાં આવતા હતા. એ વખતે આસમાની આકાશના અસંખ્ય તારાઓની માફક આ પાષાણ પ્રતિમાની અસંખ્ય દાસીઓ હતી. તેઓ નૃત્ય ગીતથી આંધળી તથા બ્હેરી પાષાણ પ્રતિમાને તૃપ્ત કરવાનો પ્રયત્ન કરતી હતી. તે આવી બીજી દાસીઓ પાસે નૃત્યગીત શીખતી હતી. એ વખતે હું બાળક હતો. હું પણ એની સાથે આવી એના કંઠમાં કંઠ મેળવી ગાતો હતો, તાલે તાલે પગ ઠોકી નાચ કરતો હતો. અમને જોઈ સહુને હસવું આવતું હતું; પરંતુ પિતા મુખ્ય પુરોહિત હોવાથી ભયથી કોઈ કાંઈ કહી શકતું નહિ.

યથા કાળે કુસુમ વિકસ્યું. તેના અલૌકિક રૂપની જ્યોતિથી, તેના મધુર કંઠસ્વરથી અને તેના નૃત્યના યથા ગૌરવથી દરેક સ્થળે તેની પ્રશંસા થવા લાગી. એ વખતે પણ તે અમારે ઘેર રહેતી હતી. પિતાની પાલિતા કન્યા તરીકે તે ઓળખાતી હતી. હું તેને બ્હેનની માફક જોતો હતો. દેશ દેશાંતરમાંથી ઘણા લોક તેનું ગીત સાંભળવા તથા નૃત્ય જોવા આવતા હતા. તથા મોહિત બની જતા હતા. ધનવાન તેને પુષ્કળ પુરસ્કાર આપતા હતા. બ્રાહ્મણો તથા વૃધ્ધ જનો મુક્ત પ્રાણથી આશીર્વાદ આપતા હતા. ગાયક-ગાયિકા તથા નાચનારીઓનું મંડળ ઇર્ષ્યાથી મરી જતું હતું. કાળના પ્રબળ પ્રવાહમાં એ સઘળું કયાં તણાઈ ગયું છે એ તમે કહી શકો છો?

એ સુંદરી હતી એટલું તો તમે સમજી શકયા હશો. તેને જોતાં પ્રભાતના ઝાકળથી ભીંજાયલો કામિની ગુચ્છ હોય એવો ભ્રમ થતો હતો. સ્પર્શની કઠિનતાથી એ હારી પડશે એમ લાગતું હતું. યૌવનના આગમનથી પુષ્પિત બનેલી તેની દેહલતા સદા સર્વદા સૌંદર્યના ભારથી લચેલી રહેતી હતી. એને માટે જ સગાં સંબંધી ગૂમાવી, ધન, માન, પ્રતિષ્ઠા, ગૌરવ વગેરેનું વિસર્જન કરી હું હમણાં મંદિરનો સેવક થયો છું.

એને લીધે જ મ્હારા સર્વસ્વનો નાશ થશે એમ પહેલાં હું જાણતો નહોતો. તેના ગૌરવર્ણના ચંચળ ચરણ જ્યારે સુંદર આરસ પત્થરો પર અવિરામ ગતિથી તાલે તાલે નાચતા હતા, ત્યારે હું પૂજાપાઠ ભૂલી, કાવ્ય વ્યાકરણને વિસારી ધ્યાનથી મીંચાયલાં નેત્રે તેના દુર્લભ દર્શન રૂપની આરાધના કરતો હતો. મંદિરમાંના આ પાષાણ દેવતા પાસે મ્હને નહિ જોતાં પિતા વિસ્મિત થતા હતા. મંડપના સ્તંભની પાછળ મ્હને જોઈ તેઓ મ્હારો તિરસ્કાર કરતા હતા. મંડપ છોડી જવાની મ્હને ઇચ્છા થતી નહોતી. ઇચ્છા નહિ હોવા છતાં હું મંદિરમાં જતો હતો; એ વખતે મ્હને જોઈ આ ખલ-ક્રૂર પાષાણ પ્રતિમાનાં દષ્ટિહીન નેત્રોમાં નિષ્ઠુર હાસ્ય ફુટી નીકળતું હતું. કઠિન પાષાણમય ગંડ ઉપર એની રેખા સ્પષ્ટ દેખાતી હતી. શા માટે એ તમે કહી શકો છો?

એક દિવસે એકાએક ફેરફાર થઈ ગયો. કેવી રીતે એ ફેરફાર થઇ ગયો એ હું સમજી શકયો નહિ. એ વખતે પણ તે પહેલાં હતી તેવીજ હતી; હું જેવો હતો તેવોજ રહ્યો છતાં એક પ્રકારનો ફેરફાર થઈ ગયો. કોઈએ જાણે કે, આવીને અમારી વચ્ચે એક પ્રકારની લજ્જાનું વ્યવધાન બેસાડી દીધું. એ વ્યવધાન દુસ્તર તથા નહિ ઓળંગી શકાય એવું હતું. હવે તે મ્હારી પાસે દોડી આવતી નહિ, તેના ખડખડાટ હાસ્યથી અમારૂં ઘર પ્રતિધ્વનિત થતું નહિ. વન માર્ગમાં હવે તેના કોમળ કંઠનું ગીત સાંભળી શકાતું નહિ. તે જ્યારે આવતી ત્યારે તેનું મુખ લજ્જાથી લાલચોળ બની જતું, તેનાં ચાલ કંપતી તથા ઘુમટામાં તે પોતાનું મ્હોં છુપાવી દેતી. આમ છતાં તેની શરમાળ નમણી નજર મ્હારા મર્મસ્થળને ભેદી મ્હારા હૃદયમાં નવીન ભાવ, નવીન આશા અને નવીન આકાંક્ષા જગાવતી હતી.

(૨)

બીજી એક વ્યકિત ધન, જન અને સંપદથી ગૌરવશાળી

હતી. નવીન યૌવનથી તેનું અતુલનીય રૂપ પણ ફુટી નીકળ્યું હતું. ચતકની માફક એ વ્યક્તિ પણ દારૂણ તૃષ્ણાથી વ્યાકુળ બની ગઇ હતી. એ હું પ્રથમ જાણતો ન હોતો. એ રાજકુમાર હતો. તે જ્યારે મંદિરમાં આવતો ત્યારે ભક્ત મંડળ ભયથી દૂર ખસી જઇ તેને માર્ગ આપતું હતું. તેની સ્હામે નાચનારીઓ નાચ કરવા માટે વ્યગ્ર થઇ રહેતી. તેના મુખથી પ્રશંસા સાંભળી આત્મગૌરવથી તેમનાં હૃદય ફુલી જતાં હતાં. સેંકડો નર્તકીઓ તેના ચરણોમાં અતુલનીય રૂપ અને નવીન યૌવન સમર્પણ કરવા માટે વ્યાકુળ થઇ રહેતી હતી.

એ રાજકુમાર હતો ત્યારે હું ભીખારી હતો. એ રાજનંદન હતો અને હું દરિદ્ર પુરોહિતનો પુત્ર હતો. એ દોષ કરે તો એની નિંદા કરવાનું સાહસ કોઇ કરી શકતું નહિ; અને જો એકજ વખત મ્હારૂં પદસ્ખલન થયું હોત તો આખા દેશમાં મ્હારી નિંદા થાત. હું પુરોહિતનો પુત્ર હતો, ભવિષ્યમાં જીવન પર્યંત મ્હારે આ નિષ્ઠુર પથરાની પૂજા કરવાની હતી એથી મ્હારૂં કલંક કોઇથી સહન થઇ શકે તેમ ન હોતું. વળી ભવિષ્યમાં જે રાજા થવાનો હતો, હજારો નરનારીઓના દુઃખ શોકનો, ભુત ભવિષ્યનો, જીવન મરણનો માલિક થવાનો હતો તેને કોઇ પણ રીતે કલંક સ્પર્શ કરી શકે તેમ ન હોતું. કલંકની કાળી રેખા તેના શુભ્ર યશોરાશીને કદાપિ કલંકિત કરી શકે તેમ ન હોતી. એવુંજ વિધાન હતું.

કોણે મ્હારૂં સુખસ્વપ્ન ભાંગી નાખ્યું ? કોણે મ્હારા ભાવી જીવનની આશા અને વિશ્વાસ અગાધ જળ રાશીમાં ડુબાવી દીધાં ? હું જે દેવતાનો દાસ હતો તેનીજ સેવામાં એને સમર્પણ કરવામાં આવી હતી;–એ દેવદાસી હતી. સેંકડો વર્ષોથી વંશાનુક્રમે જેની અમે પૂજા કરતા આવ્યા હતા તેનીજ એ જીવન સહચરી હતી. ભાગ્ય કેવું ક્રૂર હતું ? એની નિષ્ઠુરતાનો પાર ન હોતો. દેવદાસીનો કુસુમ સમાન કોમળ દેહ પત્થરના પ્રાણશૂન્ય દબાણથી છુંદાઇ જાય એવીજ લલાટ લિપિ હતી. હું મંદિરનો પુરોહિત હતો. એ મ્હારા પ્રભુની સંપત્તિ હતી. એને સ્પર્શ કરવામાં એની આકાંક્ષા કરવામાં તથા તેને મોહમુગ્ધ દૃષ્ટિથી જોવામાં પાપ હતું !

એના નૃત્યનો યશ, એના સંગીતની ખ્યાતિ, દેશ-વિદેશમાં ફેલાઇ હતી. એ જ્યારે મંદિરમાં નૃત્ય કરતી હતી ત્યારે સર્વદા હું તેના ઉપર નજર રાખતો હતો. એનું પદસ્ખલન નહિ થવા દેવાનો હું મ્હારા મનમાં વિચાર કરતો હતો; પરંતુ રાજાની આજ્ઞાથી જ્યારે રાજમહાલયમાં નૃત્ય કરવા જતી હતી ત્યારે હું એની સાથે જઇ શકતો નહિ. એવા વખતે પાપ પુણ્ય ભૂલી, સ્નેહ પ્રેમ ભુલી, હિંસા અને દ્વેષથી મ્હારૂં શરીર સળગી જતું હતું.

મનુષ્ય જે સ્થળેથી આવે છે અને પાછું જે સ્થળે ચાલ્યું જાય છે એ અજાણ્યા દેશમાં પિતા જ્યારે ચાલ્યા ગયા ત્યારે હું મંદિરનો મુખ્ય પુરોહિત બન્યો. પછી મ્હારો તિરસ્કાર કરે એવું કોઇ રહ્યું નહિ. એ વખતે પત્થરના દેવતા પોતાની પૂજાની વ્યવસ્થા પોતાને હાથે કરી લેતા હતા. એ વખતે હું છાયાની માફક મ્હારી દેવીની પાછળ પાછળ રહેતો હતો. મ્હારી દેવીની સેવાથી મુગ્ધ બની હું પત્થરના દેવતાની વાત ભૂલી જતો હતો. શા માટે ભૂલી જતો હતો એ તમે કહી શકો છો ?

એના ભુવનમોહન નૃત્યથી દર્શકો જ્યારે મુગ્ધ બની જતા ત્યારે હું તમારા વિશ્વદેવતાની પૂજા છોડી પત્થરના પુતળાની માફક નૃત્ય મંડપના સ્તંભ પાસે ઉભો રહેતો હતો. તેનાં ચંચળ નેત્રો દશે દિશાએ ચંચળ નજર ફેરવી વિશ્વ સંસારને અજ્ઞાત આકાંક્ષાથી વ્યાકુળ બનાવી દેતાં હતાં. તેના કટાક્ષની મોહમદિરાથી વિશ્વ સંસારનાં માણસો અપૂર્વ ઉન્માદથી ઉન્મત્ત બની જતાં હતાં. તેની ભમરો ઉપરની ભયંકર મધુરતાથી સહુ ભાન ભૂલ જતાં હતાં; આમ છતાં જે કટાક્ષ મ્હારા તરફ ફેંકાતા હતા તેનો નશો કોઇ પણ રીતે છૂટવાનો સંભવ નહોતો. જે નજર મ્હારા તરફ પડતી હતી તેનો ઉન્માદ નવીન હતો; એ કટાક્ષો અને દૃષ્ટિ મ્હારા મર્મસ્થળને ભેદી નાખતાં હતાં.

એ જે દિવસે રાજમહાલયમાં જતી તે દિવસે મ્હારો પ્રાણહીન દેહ મંદિરમાં પડી રહેતો હતો. બીજી નાચનારીઓ જે કંઇ ગાતી તે મ્હારા કાનને સ્પર્શ કરી શકતું નહિ. મ્હારી શ્રુતિના દ્વાર ઉપર સદા એના કંઠના ઝંકાર જ અથડાતા હતા. બીજી નાચનારીઓ નાચ કરતી એટલે કેવળ તેમના દોષજ મ્હારા જોવામાં આવતા હતા. તેઓ કેવી રીતે પસાર થઇ ગયેલી યુવાનીને નવીન કરી રાખતી હતી, ભૂતકાળનું રૂપ પાછું લાવવાનો પ્રયત્ન કરતી હતી એજ કેવળ હું જોઈ શકતો હતો. મ્હારી નજરે હું બીજું કાંઇ જોઇ શકતો નહિ. મ્હારા શ્રવણ માર્ગમાં બીજું કાંઇ પ્રવેશ કરતું નહિ.

પત્થરના દેવતાની પૂજા કરતો હતો તેથીજ આખા દેશમાં હું કલંકી લેખાયો; પરંતુ વિશ્વસંસારની પૂજાનો–રક્ષાનો ભાર જેના હાથમાં હતો તેને કલંક સ્પર્શ કર્યો નહિ; મ્હોં ઉઘાડી તેને માટે કોઇ કાંઇ બોલ્યું નહિ. વિના અપરાધે દુનિયાએ જ્યારે મ્હારા મસ્તક ઉપર ગાળો વર્ષાવવા માંડી, ત્યારે તેનાં મસ્તક ઉપર પુષ્પ વૃષ્ટિ થવા લાગી.

( ૩ )

દેવદાસી તરીકે દેવતાની સેવા કરી જે કીર્ત્તિ તેણે મેળવી હતી એ કીર્તિની સુગંધ ચારે દિશાનો મલયવાયુ રાજમહાલયમાં લઇ ગયો. પછી દેવતાનું પુષ્પ સિંહાસન આગળ જઇ પડ્યું. એ વખતે રાજકુમાર રાજા થયો હતો, અને હું મુખ્ય પુરોહિત થયો હતો; તેથી મ્હારી મહાન્ પૂજાના આયોજનમાં એ તુચ્છ પુષ્પનું સ્થાન ન હોતું. હું સળગી જતો હતો; શાન્તિ મેળવવાનો એક પણ માર્ગ ન હોતો. મ્હારા હાથ પગ બાંધી કોઇએ જાણે કે મ્હને સળગતા દાવાનળની અંદર ફેંકી દીધો હતો– એમાંથી મ્હારૂં રક્ષણ થવનો સંભવ ન હોતો.

હવે એ હમ્મેશાં રાજમહાલયમાં જાય છે. દેવતાની પાસે રોજ આવવાનો એને અવકાશ નથી. વચ્ચે વચ્ચે તે જ્યારે

મંદિરમાં નાચવો આવે છે ત્યારે રાજાના માણસોથી મંડપ ભરાઇ જાય છે. નાચ થઇ ગયા પછી તે પાછી રાજમહાલયમાં ચાલી જાય છે; તે જ્યારે આવે છે ત્યારે મ્હારી નસે નસમાં જાણે કે વિજળી દોડે છે; એ જ્યારે નાચ કરે છે ત્યારે હું જગત ભૂલી જાઉં છું, ધર્મ કર્મ વિસરી જાઉં છું અને કેવળ એના તરફ જોઇ રહું છું; પરંતુ એ શું કરે છે તે તમે કહી શકો છો ?

તેનાં બન્ને નયન નૃત્યની અવિરામ અંગચાલનાની સાથે મદિરાની વિહ્વળતાની છાયાથી કોઇને શોધ્યા કરે છે. કલાન્ત હાસ્ય ફુટી નીકળતાં તેનું સૌંદર્ય જ્યારે સર્વાંશે વિકસિત થાય છે ત્યારે એ હાસ્યમાં જાણે કે ઉત્કંઠાનું ચિહ્ન જણાય છે. જાણે કે નૃત્યમાં તેને આનંદ નથી, દુર્લભ રાજમહાલયમાં તેને ઉલ્લાસ નથી, વિશાળ જનતા તરફની પ્રશંસાની તેને પરવાહ નથી. એ નર્તકી હોવાથી જ નાચે છે, હસ્યા વિના રાજા દુઃખિત થાય તેમ હોવાથી જ જાણે કે તે તેના તરફ જોઇ શુષ્ક હાસ્ય કરે છે; પરંતુ કોઇ એક પ્રકારની ખોટ તેને ઉદ્વિગ્ન બનાવી દે છે. કોઇ અજાણ્યા સ્થળેથી એ જાણી શકે નહિ એવી રીતે કોઇ વસ્તુ જાણે કે ચોરાઇ ગઇ છે. એ ચોર કોણ છે તે તમે કહી શકો છો ?

કોણ જાણે કે શાથી એકાએક તે હસે છે, તેનાં નયનોની પુતળીઓ નાચી ઉઠે છે, નિરાનંદનો અંધકાર અદશ્ય થઇ જાય છે. એ વખતે તે નૃત્ય મંડપના સ્તંભની પાછળ અંધકારમાં જાણે કે કાંઇ જોઇ શકે છે. એ એકાએક જાણે કે તે પોતાની ચોરાયલી વસ્તુ શોધી શકે છે, તેના મનની ખોટ દૂર થાય છે. એ વખતે પુનઃ તેના નૃત્યમાં પ્રાણ આવે છે, સંગીતમાં મોહિની શક્તિ આવે છે, એક ક્ષણમાં જ તે જાણે કે બદલાઇ જાય છે. શા માટે બદલાય છે એ તમે કહી શકો છો ?

તે જ્યારે ચાલી જાય છે ત્યારે મ્હારૂં હૃદય દારૂણ દુઃખ અનુભવે છે. એ દુઃખથી હું અધીર બની જાઉં છું. મધુકરના ગુંજારવની માફક તેનાં ઝાંઝરનો ધ્વનિ જેમ જેમ દૂર જાય છે તેમ તેમ મ્હારો પ્રાણ જાણે કે મ્હને છોડી ચાલ્યો જાય છે, મ્હારા હાથ પગ અશક્ત થાય છે, ચાલવાની શક્તિ રહેતી નથી.

એ ચાલી જાય છે. એનાં મા બાપે જેની પૂજામાં એને અર્પણ કરી હતી તેની પાસેથી કોઇ એને છિનવી જાય છે; છતાં એ પત્થરના દેવતા કાંઇ બોલતા નથી. પત્થરના દેવતા જડભાવથી બેસી રહે છે. તેમની સેવામાંથી તેમની દાસીને બીજો માણસ લઇ જાય છે; છતાં તેઓ કાંઇ બોલતા નથી, લોક કાંઇ બોલતા નથી, એથી નિન્દા નથી. શરમ નથી. પરંતુ હું એમનો સેવક છું; હું જો કાંઇ બોલવા જાઉં છું તો નિંદાનો ધ્વનિ આકાશ સુધી ગાજી ઉઠે છે.

ઘણા દિવસથી એને જોઇ નથી. ના, ના ! ખોટી વાત— એને જોઇ છે,—દૂરથી છાયાની માફક જોઇ છે. એથી તૃપ્તિ થતી નથી—એથી હૃદયને શાન્તિ મળતી નથી; આકાંક્ષા સેંકડો ગણી વધી જાય છે—તૃષ્ણા અસહ્ય થાય છે. તે આખા મહિનામાં ફક્ત બે દિવસ માટે આવે છે—ક્ષણ કાળ માટે આવી દર્શન દઇ ચાલી જાય છે. એટલાથી કદાપિ આશાની નિવૃત્તિ થાય ખરી કે ? નાચ થઇ રહેતાં રાજાના માણસો તેને લઇ જાય છે; હું ભાંગેલા હૃદયે લમણે હાથ મૂકી બેસી રહું છું; પરંતુ તે જ્યારે ચાલી જાય છે ત્યારે તેનાં કરૂણાપૂર્ણ કોમળ નયન કોઇને શોધે છે, સહુની નજર ચુકાવી મ્હારા તરફ તે એવા ભાવથી જુએ છે કે, જાણે તે મ્હને કાંઇ કહેવા ઇચ્છે છે. એ મ્હને શું કહેવા ઇચ્છે છે તે તમે કહી શકો છો ?

અમારૂં અંતર વધી જવા લાગ્યું, પણ બન્ને અમને ધીરે ધીમે વિશેષ દૂર કર્યાં; આમ છતાં સંકટ તરફ દુર્લક્ષ કરી, પશુબળને ઉલ્લંઘી અમારાં મન એકત્ર થઇ જતાં હતાં. એક શરીર જ્યારે અસ્થિર બની પત્થરના નિર્જીવ દેવતાની પૂજા કરતું હતું ત્યારે એનું મન દૂર આવેલા આરસ પત્થરના રાજમહાલયમાં ફર્યા કરતું હતું, કવચિત્ બીજા એક સાથીને મળી વન જંગલમાં બાલ્યાવસ્થાના લીલાક્ષેત્રમાં ચાલ્યું જતું હતું. રાજમહાલયના ચિત્ર વિચિત્ર વિશ્રામ ગૃહમાં એ વખતે એનું શરીર પડ્યું રહેતું અને મન; મંદિરના પ્રત્યેક સ્થળે, પુષ્પોદ્યાનમાં, કામિની, બકુલ અને સેફાલિકાની નીચે, ગરીબ પુરોહિતના જીર્ણ મલિન ઘરમાં વ્યાકુળ બની કોઇને શોધતું હતું. કોને શોધતું હતું એ તમે કહી શકો છો ?

વનનું પંખી જ્યારે સુવર્ણ પિંજરનાં રસાળ ફળની ઉપેક્ષા કરી ખુલ્લા આકાશના નિર્મળ વાયુ માટે તરફડતું હતું ત્યારે તેની રમતનું સાથી પિંજરના કઠિન સળીયાઓ ઉપર નીરવ વેદનાથી વ્યાકુળ બની પછાડા ખાતું હતું. દુર્બળની વેદના એ કઠિન પિંજરને કોમળ કરી શકતી હતી કે પછી અંદર તથા બ્હારનું કષ્ટ વધારી દેતી હતી ? આનો ઉત્તર તમે આપી શકો છો ?

## (૪)

એ પ્રકાર જ્યારે શીકારીના જોવામાં આવ્યો ત્યારે તેણે વિશેષ નિર્દયતા વાપરી. બહુ મૂલ્ય વસ્ત્રથી તેણે સુવર્ણ પિંજરને ઢાંકી દીધું. શું થયું એ તમે જાણો છો ? હવે દેવદાસી મંદિરમાં આવતી નથી. કાંઇ જોઇ અમર સાંભળીને રાજાએ તેને રાજમહાલયમાં પૂરી રાખી છે. દેવતા કાંઇ બોલ્યા નહિ. તેમણે પોતાની દાસીને પાછી મેળવવાનો કોઇ પ્રયત્ન કર્યો નહિ, ચોરને એમણે શિક્ષા કરી નહિ. રાજા પોતેજ જ્યારે ચોરી કરે ત્યારે પછી કોણ તેને શિક્ષા કરે ? હું પત્થરના દેવતા પાસે દોડી ગયો, તેમના ચરણોમાં નમી પડ્યો, મ્હેં તેમના પત્થરના બન્ને પગ પકડી રાખ્યા. મ્હારા હૃદયમાં અસહ્ય વેદના કેમ થતી હતી ? કોને માટે થતી હતી ? મ્હેં દેવતાના પત્થરના કાનમાં મ્હારૂં દુઃખ સંભળાવ્યું. પત્થરના દેવતાએ એ સાંભળ્યું કે ?

પુત્રહીન પુત્રની કામના કરે, કંગાળ દ્રવ્યની યાચના કરે, અને તેઓ જેવી રીતે જોઇ રહે, કામનાહીનની નિષ્કામ પૂજા મેળવી તેઓ જેવી રીતે જોઇ રહે એવીજ રીતે તેમની દૃષ્ટિહીન

આંખો જોઈ રહી. મ્હારી વ્યાકુળતાથી તેઓ આકુળ બન્યાં નહિ, શંખ વાગ્યો નહિ, ચક્ર ફર્યું નહિ, જગતનો ધ્વંસ કરી પગ કંપી ઉઠ્યું નહિ, પથ્થરના હાથમાંની પથ્થરની ગદા સ્થિર જ રહી. એ વખતે મ્હારી નજર આગળથી જાણે કે એક પડદો ખસી ગયો. આંધળાની આંખો ખુલી; એ કાંઈ વિશ્વનાથ નહોતા કે વિશ્વ ઉપર સત્તા ચલાવી શકે. મંદિરની દિવાલ જેવી રીતે તેઓ પણ પથ્થરની બનેલી હતી તેવીજ રીતે તેઓ પણ પથ્થરના બનેલા હતા. તેઓ કેવી રીતે મ્હને મ્હારી કામ્ય વસ્તુ લાવી આપે?

તેઓ અનાદિ નથી તેમ અનંત પણ નથી. તેમના જન્મ દિવસે શિલ્પીએ જે રીતે તેમને ઘડયા હતા તેવીજ રીતે હમણાં પણ છે. તેઓ જડ શક્તિહીન આંધળા અને બહેરા છે. એ કાંઈ જગતના નાથ નથી. તેઓ વિશ્વ જગતના લાખો અંશનું એક માત્ર અણુક છે. આમ છતાં જગન્નાથ કહી વિશ્વ જગત શા માટે તેમની પુજા કરે છે? પંડિત તથા મૂર્ખ ધનવાન તથા નિર્ધન, શા માટે આકુળ બની જઈ તેમના ચરણોમાં ઝુકી પડે છે? શા માટે તેમનો દેવતા તરીકે વિશ્વાસ કરે છે? તમે ઉત્તર આપી શકો છો?

આ જડ પથ્થરની મૂર્તિને દેવના સમજી એક દિવસે મ્હેં પૂજા કરી છે, વિશ્વ જગતના પ્રભુ માની સેવા કરી છે, સૃષ્ટિ કર્ત્તા અને ત્રાતા કહી તેમની ચરણવંદના કરી છે. એ વિચાર આવતાં મ્હને મ્હારી જાત ઉપર ધિક્કાર છુટયો, જનોઈ કાઢી તોડીને ફેંકી દીધી, પૂજાના અર્ઘ્યને મંદિરમાં ફેંકી દીધો. છેવટે હું પથ્થરના દેવતાને સિંહાસન ઉપરથી ફેંકી દેવા ગયો, છતાં પથ્થરની પ્રતિમા હાલી ચાલી નહિ. હું મંદિરની બ્હાર નીકળ્યો. ત્યાં એક જણ ઉભું રહેલું મ્હારી નજરે પડ્યું. એ કોણ હતું?

ક્ષણ કાળ માટે પિંજરનું દ્વાર ખુલ્લું જોઈ એ વનનું પખી વનમાં પાછું આવ્યું હતું. આસમાની આકાશનો ખુલ્લો પવન વૃક્ષોની ઘન છાયા, ચંદ્રના પ્રકાશની તૃષ્ણા તેને રાજ મહાલયમાંથી ખેંચી લાવ્યાં હતાં. એ આવે ત્યારે ઘણી વાતો કહેવાનો વિચાર કરી રાખ્યો હતો, ઘણા દિવસની એકઠી થયેલી દુઃખ કથા સંભળાવવાની ઇચ્છા કરી રાખી હતી, પરંતુ હું કાંઈ બોલી શકયો નહિ.

એજ પથ્થરનું મંદિર હતું, એજ પથ્થરના દેવતા હતા, એજ શાન્ત નિસ્તબ્ધ પુરાણું જગત હતું. તે એજ હતી હું પણ એજ હતો. હું ચુપ થઈ ગયો હતો, મ્હારી યાદદાસ્ત ગુમ થઈ ગઈ હતી, હું પથ્થરના દેવતાની માફક ચુપ હતો. રૂંધાયલો પ્રવાહ ઉછળી ઉઠયો નહિ, નયનજળથી છાતી ભીંજાઈ ગઈ નહિ, ઘણા દિવસના દુઃખની વાત તેને કહી શકાઈ નહિ. એ પણ ઉભેલી હતી; છતાં તેના મનમાં જાણે કે શું શું થઈ જતું હતું: શું થઈ જતું હતું એ તમે કહી શકો છો?

મનના ભાવ મનમાં રહી ગયા, હૃદયની વેદના હૃદયમાં રહી ગઈ. એ આવી તો પણ કાંઈ કહી શકાયું નહિ.

ક્ષણકાળની મુલાકાતનો અંત આવ્યો. દબાતે પગલે કોણ આવે છે? કોણે મ્હને માર્યો? એ પછી મ્હારી આંખોએ અંધકાર ફરી વળ્યો. દેવદાસી મ્હારી આરાધ્યા દેવી કયાં ગઈ? કોઈ તેને લઈ ગયું? હવે હું એને કેમ જોઈ શકતો નથી? વનપંખિણી પિંજરનું દ્વાર ખુલ્લું જોઈ નાશી આવી હતી એજ એનો અપરાધ હતો. એ અપરાધથી દારૂણ ક્રોધને વશ થઈ શીકારીએ એના પ્રાણનો વધ કર્યો. કઠોર-નિર્દય હસ્તસ્પર્શથી ખીલવા માંડેલું પુષ્પ સુકાઈ ગયું. તેના મૃતદેહને જ્યારે લઈ જવામાં આવતો હતો ત્યારે હું શુદ્ધિમાં આવ્યો. સફેદ પથ્થર ઉપર તેના પવિત્ર દેહના લોહીથી અંકાયેલું એક પગલું મ્હેં જોયું.

એ વખતથી હું પાગલ છું, એ વખતથી જ હું અસ્પૃશ્ય છું; હવે હું મંદિરનો મહા પુરોહિત નથી; હું એક તુચ્છ મંદિર સેવક છું. એ વખતથી સંધ્યાકાળ પછી મંદિરમાં નૃત્ય થતું નથી, ભક્ત મંડળ મધ્યરાત્રિ સુધી મંદિરમાં રોકાતું નથી, ઉદ્દામ નૃત્યના ચંચળ ચરણ પાષાણને કોમળ બનાવી દેતા નથી. હવે સંધ્યાકાળ પછી સહુ મંદિરમાંથી નાસી છુટે છે. કેવળ એક ઘીનો દીવો સળગતો રહે છે, એક માત્ર જીવ પથ્થરના દેવતાનું રક્ષણ કરે છે; એ કોણ છે તે તમે કહી શકો છો?

_એ હું જ છું. મ્હારા સિવાય હવે બીજું કોઈ મંદિરમાં રાત રહેવા ઇચ્છતું નથી. સહુ એમ કહે છે કે, સેંકડો-લાખો પ્રેત પિશાચથી સંધ્યાકાળે મંદિર ભરાઈ જાય છે; એમના જુલ્મથી કોઈ માણસ રાત્રે મંદિરમાં રહી શકે તેમ નથી હું માણસ હોવા છતાં રહી શકું છું! રાતના તોફાની પવનથી ઘીનો દીવો બુઝાઈ જાય છે. તો હું ફરીથી સળગાવું છું. નિશાચર પક્ષી મંદિરને અપવિત્ર કરવા આવી મ્હને જોઈ ભયથી નાશી જાય છે. રાતનો તોફાની વાયુ ખડખડાટ હાસ્ય કરતો મંદિરમાં પ્રવેશ કરે છે ત્યારે તેના સુર સાથે સુર મેળવી હું પણ હસું છું.

હું મંદિર છોડી બીજાં કોઈ સ્થળે જઈ શકતો નથી; કોઈ જાણે કે મ્હને ખેંચી રાખે છે. કોણ ખેંચી રાખે છે એ તમે કહી શકો છો? આરસ પથ્થર ઉપર લોહીથી અંકિત થયેલું દેવદાસીનું પેલું પગલું જ મ્હને ખેંચી રાખે છે. (સંપૂર્ણ.)

## મોજ—મજાહ ઈનામમાળા નં. ૬

### રૂપિયા ચોવીસનાં અઢાર ઈનામો

નીચે જણાવેલી કુપનમાં અત્યાર સુધીમાં ખ્યાતિ પામેલા સારામાં સારા

### પાંચ નવલકથાકારનાં નામ

લખી મોકલનારાઓનાં રૂા. ચોવીસનાં અઢાર ઇનામો વહેંચી આપવામાં આવશે.

ઇનામની વિગત-રૂ. ત્રણનાં ત્રણ, રૂા. દોઢનાં પાંચ બાર આનાનાં દસ મળી કુલે અઢાર ઇનામો આપવામાં આવશે. આ બધા ઇનામોના રોકડ રૂપિયા નહિ આપતાં તેટલી કીમતના અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે. પુસ્તકો મોકલવાનો ખરચ ઇનામ મેળવનારને શિર છે.

( કુંપન વગરનાં નામ ઇનામની હરીફાઇમાં દાખલ થઇ શકશે નહિ. )

આ ઇનામમાળાનું પરિણામ

તા. ૩૦-૫-૨૬ ના અંકમાં જાહેર કરવામાં આવશે

કૂપન તા. ૨૬-૫-૨૬ બપોરના બાર સુધી લેવામાં આવશે.

તા. ૯-૫-૨૬

### સારામાં સારાં પાંચ નવલકથાકારનાં નામ

૧ ૨ ૩

૪ ૫

લી. ________________

ઠે. ________________

________ મું. ________

# હવે ઝાઝું થોભવાનું નથી—

આવતા અઠવાડીયામાં—આ વીકમાં—

## મુંબાઇના માતબર આલીશાન થીએટરમાં

ભરચક વસ્તીના વચ્ચો વચ્ચ–મધ્ય ભાગમાં—

ગેઈટી થીએટરમાં—બોરીબંદર સામે

એક તદન નવો અપ–ટુ–ડેટ–સીનેમા શરૂ થશે

જેનું નામ

# ગેઇટી સીનેમા

**પ્રોગ્રામો**—તો તદન નવાંજ કદી નહીં જોયલાં તમારા દિલને આનંદ આપનારાં રજુ થશે.

**મેનેજમેન્ટ**—અનુભવીઓના હાથમાં હોવાથી તમારી દરેકે દરેક સગવડ બરાબર જળવાશે.

ખાસ તો આ થીએટરમાં બારની પણ સગવડ છે.

જરૂર તમારા કુટુંબોને આનંદ આપનારૂં સ્થળ બનશે

તારીખ તપાસતા રહેજો

ગેઈટી થીએટર—**ગેઇટી સીનેમા**—બોરીબંદર સામે

હાલ તુરત તો આટલું યાદ રાખજો




લખનાર—રા. રમણિક અ. મ્હેતા.

(તા૰ ૨૫- -૨૬ ના અંકથી ચાલુ)

ચિત્ર પરથી મેરીની ઉંમર ૨૦-૨૨ ની જણાતી હતી. ચ્હેરો ઘણોજ દેખાવડો હતો. પેરીસિયન પોશાકની ભભક હતી. આ છતાં તેના અક્ષરોનો મરોડ એટલો બધો ખરાબ હતો કે-તેણે ઉચ્ચ શિક્ષણ લીધું હોય એમ જણાતું ન હતું.

ડેનવિચને એમ લાગ્યું કે ગુન્હાની સુગ આવી છે. કંઇ આછો પત્તો મળ્યો છે ખરો. જો કે પુરાવો ઘણોજ નાજુક છે પણ કોશિષ કરવાથી કંઇ પરિણામ આવ્યા વિના રહે નહિ. મેરીનો પત્તો ગમે તે પ્રકારે મેળવવો જોઇએ. તેના પત્તા વગર ગુન્હેગારોની ભાળ લાગવાનો સંભવ નથી. મેરીનો પત્તો મળે શી રીતે? પેરીસ કંઇ ન્હાનું સુનું શહેર નથી. ત્યાં તો એવી સેંકડો નહિ પણ હજારો મેરીઓ રખડતી ફરે ત્યાં આ મેરીને શી રીતે શોધી કાઢવી? ડેનીવિચ હિંમત હારે તેવો માણસ ન હતો. સ્હેજ ધાવણી મળે તો આખો કેસ શોધી કાઢે તેવો બાહોશ હતો. પણ આ કેસમાં સામાન્ય મુશ્કેલીઓ ન હતી. ભારે ઇનામ જાહેર કરવામાં આવ્યાં છતાં, કાઉન્ટ સંબંધી કશી હકિકત બ્હાર આવી ન હતી. આ પરથી એટલું સિધ્ધ થતું હતું કે જેઓએ કાઉન્ટને અદ્રશ્ય કર્યો હતો તેમને એ બીના છુપી રાખવાને મજબુત કારણો હતાં. આ કામમાં એક માણસનો હાથ હોય કે વધારે માણસોનો હોય, પણ તેઓ દશ હજારના ઇનામથી લલચાયા ન હતા. આ સંજોગો જોતાં ડેનીવેચનું કાર્ય સ્હેલું ન હતું. વળી આ ઉપરાંત એમ લાગતું હતું કે કાઉન્ટના નાણાં કે તેની મિલ્કતને લઇને કોઇએ તેને ભગાડી અદ્રશ્ય કર્યો ન હતો. પેરીસની બેન્કમાં કાઉન્ટનું ખાતું હતું પણ આમાંથી તેણે ઝાઝા નાણાં ઉપાડયાં ન હતાં. તે ગુમ થઇ ગયો તેના એક અઠવાડિયા અગાઉ તેણે ૩૦૦૦ હજાર ફ્રાંક ઉપાડયા હતા. પણ ડેનીવિચ જ્યારે આ પ્રમાણે તપાસ કરી રહ્યો હતો ત્યારે એક બનાવ બન્યો. આ બનાવથી કાઉન્ટના કેસનું આખું સ્વરૂપ પલટાઇ ગયું.

બનાવ આ પ્રમાણે હતો. કાઉન્ટ પેરીસની બેન્ક સિવાય બેન્ક ઓફ રૂશિયાની મોરકો ખાતેની શાખામાં ભારે રકમ જમા રાખતો હતો. મોરકોની પડોશમાં કાઉન્ટની મોટી જાગીર હતી. તેના ખેતરોની, જમીનના ભાડાની આવક ઉપરાંત એક શણની મોટી મીલ હતી. આ મીલની બાદશાહી આવક હતી. આ બધાં નાણાં બેન્કમાં ભરાતાં હતાં. મોરકો ખાતે કાઉન્ટની પેઢીનું કામકાજ એક એજન્ટ કરતો હતો, લગભગ ૫૦ વર્ષ થયાં તે માણસને કાઉન્ટના કુટુમ્બ સાથે સંબધ હતો. જે રોકડ નાણું આવે તે રોજનું રોજ બેન્કમાં ભરી દેવાની રીત હતી. અને એમ કરવા એજન્ટને સખ્ત તાકીદ હતી. આથી બેન્કમાં ભારે રકમ જમા પડી રહેતી હતી. એક દિવસે એમ બન્યું કે એક પીટર પાવલોવીચ નામની એક શણના વેપારની મોટી પેઢીએ ૧૦૦૦૦૦ ફ્રાંકની હુંડી આપી. આ હુંડી પર કાઉન્ટના અક્ષર જેવીજ સહી હતી અને બેન્કની મોરકોની શાખામાં નાણાં ભરપાઇ થવાનાં હતાં. હુંડી અપાઇ નાણાં ભરપાઇ થઇ ગયાં. પેઢીનો માણસ જે જે પૈસા વસુલ કરી ગયો તેણે પોતાને એ પેઢીના ભાગિયા પોલનો દીકરો હતો એમ જણાવ્યું હતું. એક અઠવાડિઆ પછી ભરપાઇ થઈ ગયેલી હુંડી બેન્કે કાઉન્ટના એજન્ટને એજન્ટ મોકલી આપી. એજન્ટે તરતજ કહ્યું કે આ કાઉન્ટના ખુદના અક્ષર નથી કોઇની બનાવટી સહી છે. પીટરપાવલોવીચની પેઢી રીગામાં હતી. તેને તારથી ખબર કરવામાં આવી. પેઢી તરફથી જવાબ આવ્યો કે કાઉન્ટની સાથે કંઇ લેણદેણ હતું નહિ. હુંડી કાઉન્ટે તેમની પેઢીને લખી આપી નથી અને જે માણસે પીટર પાવલોવીચની સહી કરી હોય તેને આ પેઢી સાથે કંઇ લાગતું વળગતું નથી. આ બીનાએ સણસણાટ પેદા કર્યો એટલું જ નહિ પણ કાઉન્ટનાં નાણાં છીનવી લેવા માટે કોઇ કાવત્રાખોરની ટોળી હયાતિમાં હતી એમ સ્પષ્ટ સિધ્ધ થયું. ડેનીવિચે અનુમાન કર્યું કે જે માણસે હુંડીનો દેખાડ કરી પૈસા લીધા હતા તે માણસ કાઉન્ટથી સારી રીતે વાકેફગાર હતો અને જો આ માણસનો પત્તો મળે તો કાઉન્ટના ગુમ થવાનું કારણ કે ખુદ કાઉન્ટનો પત્તો જરૂર મળી આવે. આ સાથે એક બીજી બીના પણ લક્ષમાં લેવા જેવી હતી અને તે એ કે એ માણસ કાઉન્ટની હકિકતથી વાકેફગાર હતો એટલુંજ નહિ પણ તે માણસ રૂશિયાનો પણ ભોમિયો હતો. પીટર પાવલોવીચની પેઢી રૂશિયામાં ઘણી મશહૂર હતી. તે લાખો રૂપિયાની લેવડદેવડ કરતી હતી અને આવી એક પેઢી એક લાખ રૂપિયાની હુંડી બેન્કને આપે અને બેન્ક સ્વીકારે તેમાં નવાઇ ન હતી. વળી કાઉન્ટનો પણ વેપાર ધંધો ન્હાનો ન હતો. ગમે તેમ પણ બેન્કે પૂરતી તપાસ કર્યા વગર એકદમ આવી મોટી રકમની હુંડી ભરપાઇ કરી તેને માટે બેન્કની અને બેન્કના કારભારની વગોવણી થવા લાગી.

જેવી ડેનીવિચને આ બીનાની ખબર પડી કે તે એકદમ મોરકો ઉપડી ગયો. તેને એમ લાગ્યું કે મોરકોમાં આ આદમી સંબંધી કંઇક હકિકત મેળવી શકીશ. અને એમાંથી કાઉન્ટને લગતી હકિકત કદાચ મળી આવશે. મોરકો પહોંચ્યા પછી બેન્કમાં તપાસ કરતાં માલમ પડયું કે જે શખ્સે પીટર પાવલોવીચની પેઢીને નામે સહી કરી હતી તે માણસ મજબુત બાંધાનો, ભુરી આંખ્યોનો, લંબગોળ ચ્હેરાનો, અને દાઢી મુછ રાખનાર

હતો. તેની ઉમર ૩૦ થી ૩૨ હશે એમ અનુમાન થઇ શકતું. તેણે જે પહોંચ લખી હતી તેના અક્ષરોનો મરોડ અને વળણ કલાર્કો લેખે છે તેવું હતું. આ વર્ણન પરથી તે માણુસને શોધી કાઢવો અને તે પણ મોસ્કો જેવા મોટાં શહેરમાં અસંભવ હતું. પણ એક વાત એ પણ હતી કે તે માણુસ કાઉન્ટના ઓળખીતા વર્ગમાંનો અવશ્ય હતો.

મોસ્કોમાં કાઉન્ટનો જે એજન્ટ હતો તે પોલાન્ડનો વતની હતો અને તેનું નામ પેડોરકી હતું. તે ઘણો પ્રમાણીક અને ચાલાક માણુસ હતો. કાઉન્ટના પિતાનો તેનાપર વિશ્વાસ હતો. તેને એ માણુસ સંબંધી પુછપરછ કરતાં કંઇ પત્તો મળ્યો નહિ. પણ તેણે એટલું તો ખાત્રીથી જણાવ્યું કે તે માણુસ મોસ્કોનો વતની ન હોવો જોઇએ. જો કે તે આ શહેરનો પૂરેપૂરો ભોમિયો તો જરૂર લાગે છે. જો આમ હોય તો તે માણુસ બ્હાર ગામથી આવી, મોસ્કોમાં ધામો નાંખી, પૈસા લઇ પસાર થઇ ગયો હોવો જોઇએ. ડેનીવિચને તપાસ કરતાં માલમ પડયું હતું કે તે માણુસે સાડા દશ વાગે હુંડીનો દેખાડ કર્યો હતો. અને તે બ્હારગામનો હોય તો તેણે કોઇ હોટેલ, કાફે, કે વીશીમાં ઉતારો લીધો હોવો જોઇએ. આથી તેને જુદી જુદી હોટેલોમાં કાફેમાં અને વીશીમાં તપાસ કરવી જોઇએ. રૂશિયામાં, ફ્રાંસમાં અને જર્મનીમાં એવો કાયદો છે કે દરેક હોટેલ, કાફે અને વીશીવાળાએ પોતાને ત્યાં ઉતરનારનું નોંધ પત્રક રાખવું પડે છે. આથી કોઇ નવા આવનારની શોધ સ્હેલાઇથી મળી શકે છે. ડેનીવિચે તર્ક કર્યો કે જો તે હુંડી દેખાડનારનો મુદ્દો પૈસા લઇ ચાલી જવાનો હોય તો તે માણુસ રેલ્વેની નજીકમાંજ રહેવાનું વધારે પસંદ કરે સ્ટેશન પાસેની વીશીઓ અને હોટેલોમાં તપાસ કરતાં (ટ્રાવેલર્સ જોય) નામની એક થર્ડ ક્લાસ હોટેલમાં જેણે હુંડી વટાવી હતી તે માણુસના વર્ણનને મળતો માણસ ઉતર્યો હતો એમ જણાયું. તે માણુસ ત્યાં ચાર દિવસ ... હુંડીનાં નાણાં ભરપાઇ થયાં તે દિવ- ... તેણે હોટે- ...

તેના પોશાક અને છટાથી કોઇ એક્ટ્રેસ-નટી કે થીએટરની સાથે સંબંધ રાખનારી હોય તેમ લાગતી હતી. દરરોજ સ્હાંજે પીટર તેને લઇ ફરવા જતો. બન્ને જણ ફરી આવી વાળુ કરતા, પછી પાછાં બન્ને જણ બ્હાર જતાં. અને ત્યાર બાદ પીટર એકલો આવી સુઇ જતો હતો. અનુમાન એમ થઇ શકતું હતું કે તે સ્ત્રી કોઇ નાટકમાં પાર્ટ લેતી હોવી જોઇએ. અને પીટર તેને થીએટરમાં લઇ જતો હતો અને ખેલ ખતમ થયા પછી બન્ને જણ આવી વાળુ કરતાં હતાં અને તે પછી પીટર તેને તેના મુકામ પર પહોંચાડી આવતો હતો. આ સ્ત્રીનું વર્ણન અને વિગત સ્હેલાઇથી મળી શકી તે પરથી તે ફ્રોલીન હોલ્ટીન નામની એક્ટ્રેસ હતી એમ સાબીત થયું. તે જાતની ઓસ્ટ્રિયન કે જર્મન હતી. તે મ્યુઝીક હોલમાં ગાનારી હતી અને ટુંક મુદત માટે મોસ્કોમાં ગાવા આવી હતી, પણ થોડા સમય પછી તરત સેંટપીટર્સબર્ગના થીએટરમાં કોન્ટ્રાકટથી ગઇ હતી ડેનીવિચ તાબડતોબ સેંટપીટર્સબર્ગ ઉપડયો. ડેનીવિચને થીએટરમાં જવાનો અને સ્ટેજ પર ઘુમવાનો વાંધો ન હતો એથી પોતે કોણ છે તે જણાવ્યા વગર એક્ટ્રેસની સાથે ઓળખાણ પાડવામાં તેને હરકત નડી નહિ. પોતે તેની તપાસ કરવા આવ્યો છે કે તેની હીલચાલપર નજર રાખવા આવ્યો છે તે તેણે કોઇને જાણવા દીધું નહિ આમ તેણે તેની સાથે મિત્રતા કરી. એક બે વખત તેને સારી હોટેલમાં મીજબાની આપી. આમ કરતાં તે તેની પાસેથી કેટલીક હકિકત જાણી શક્યો. પહેલું તો એ કે સેંટપીટર્સબર્ગમાં કોન્ટ્રાકટ પૂરો થયા પછી તે વિયેના જનાર છે. ત્યાં એક અઠવાડિયું થીએટરમાં ગાવાનું કામ કરી બર્લિન અને બર્લિનથી સીધી પેરીસ જવાની છે. પેરીસ જવાનું તેને નવા ખેલમાં નટી તરીકે કામ કરવાનું છે. આ હકિકત જાણ્યા પછી ડેનીવિચ પોતાનો વેષ બદલી તેજ દિવસે તેજ ટ્રેનમાં વિયેના ગયો અને વિયેનાથી બર્લિનમાં તેની પુંઠ પકડી અને તે ન જાણે તેમ તેની પાછળ પાછળ તેનીજ ટ્રેઇનમાં પેરીસ પહોંચ્યો. પેરીસના સ્ટેશન પર તેને જે માણુસો સામા લેવા આવ્યા હતા તેમાં એક માણુસે ડેનીવિચનું ધ્યાન ખેચ્યું. તેને ... ડેનીવિચ તાડી ગયો કે હુંડી વટાવનાર આજ માણુસ ... મોસ્કોમાં જે વર્ણન તે માણુસનું તેને ... આ માણુસ હતો. શિકારની રમત ... ડેનીવિચને અત્યારે કોઇ પણ ... પાવતા શિકારને જતા ... છુટ કે સ્હેજ સુગ આવતાં ... સંભવ હતો. કાઉન્ટનું ... વાયું હતું તેમાં આ સ્ત્રી ... જન્મ્યો હોય એ બનવા જોગ હતું. ... બીજાં પાત્રો પણ અવશ્ય ... જતાં એ વાત ડેનીવિચને ઠી

જે માણસ ફ્રોલીન હોલ્સ્ટીનને સામો લેવા આવ્યો હતો અથવા તો જેણે પીટર પાવલોવિચ તરીકે હુંડી વટાવી નાણાં મેળવ્યાં હતાં તે પેરીસમાં હેનરી શાર્ટો નામથી ઓળખાતો હતો. થીએટરમાં એકટરો અને એકટ્રેસો પૂરા પાડવાનું કામ કરતો હતો. જેને અંગ્રેજીમાં મ્યુઝીકહોલ એજન્ટ કહે છે ક્રાતલે થીએટરની બાજુમાં તેની ઓફિસ હતી. અને એક વખતે તેનો ધંધો સારો ચાલતો હતો અને સારી કમાણી પણ કરતો હતો. પણ અત્યારે તેનો ધંધો બેસી ગયો હતો અને તેમ થવાનું મુખ્ય કારણ તેની લુચ્ચાઇગીરી અને અપ્રમાણિકતા હતી. ફ્રોલીન હોલ્સ્ટીન ગમે તે હોય પણ તે શાર્ટોની બૈરી તરીકે પેરીસમાં અને નાટ્યાલયોમાં ઓળખાતી હતી.

અપૂર્ણ.





## સીનેમાના સમાચાર

લખનાર-રા. ચિત્રપટ

**નવી ફિલ્મ**

અજબ કુમારી—શારદા ફિલ્મની કૃતિ. લેખક મી. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક; ડાયરેકટર મી. મણીલાલ જોશી; ફોટોગ્રાફર મી. નવલ ભટ અને સિનાર્યો, મી. સુદર્શન.

આજકાલ શારદા ફિલ્મ કું. આસ્તે આસ્તે મક્કમ પગલે હરીફોને હંફાવતી આગળ ચાલી જાય છે અને તેણે દરેક કંપનીથી પોતાનો પંથ જુદોજ પકડયો છે. અમારા સાંભળવા પ્રમાણે ગામઠી ભાષામાં કહીએ તો પિસ્તોલીયા કંપની તરીકે ઓળખાય છે એટલે કે તેની દરેક ફિલ્મમાં મારામારી, સીરીયલોનાં સ્ટન્સી-વગેરે ભરપૂર હોય છે-તેથીજ ઉત્તમ ભાષામાં તેને યુનિવર્સલ બ્રાન્ડ-માર્કાથી અમો ઓળખીએ છીએ.

વસ્તુ—મી. યાજ્ઞિકે ગમે તે વસ્તુ લખી હોય, પણ ઇતિહાસના આધારે જોનાં આમાં ઇતિહાસ છે કે નહિ, તે સમજાતું નથી. સિનાર્યો અને ટાઇટલ પણ ઉતાવળમાંજ ઘસડી કહાડેલાં જણાય છે-દરેલ મનથી વિચારપૂર્વક લખાવાનો ભાસ આપતા નથી.

અભિનય-મી. જોશી પોતાની આગલી કારકીર્દી ભૂલી ગયા લાગે છે. કારણ ગમે તે હોય પણ પોતાના કહેવાતા આદર્શ ભૂલી જતા જણાય છે. જો કે, કેટલેક સ્થળે અભિનય ઠીક ઠીક જણાય છે બાકી તો ચાલશે અને ભાવશેનાંજ પ્રતિબિંબો નજરે પડે છે.

ફોટોગ્રાફી—મી. નવલ ભટ એક ઉછરતા કેમેરામેન છે અને તેથી પ્રખ્યાત થયેલા રા. ભોગીલાલ દવે પાસે હજી બરાબર તાલીમ લેવાની જરૂર છે. તેમના જ્ઞાન પ્રમાણે આ ફોટોગ્રાફી ઠીક કહેવાય; પરંતુ બીજા બાહોશ અને કુશળ કેમેરામેન હોવા છતાં કંપનીની ફોટોગ્રાફી નબળી નીકળે તે શોચનિય છે.

એકંદરે ફિલ્મ સાધારણ ઠીક છે. પરંતુ કલોઝઅપ કરતાં મીડ શોટ અને લૉંગ શોટની જરા વધારે જરૂર હતી.

**નવીન ખબરો—**

આજ કાલ ફિલ્મ કું.ઓ ઉપર બારમો ચંદ્રમા બેઠો હોય તેમ લાગે છે. ન ધારેલા અને અજબ કરે તેવા સમાચાર અમારે કાને આવ્યા કરે છે. ક્યાંઇક મારામારી, તો ક્યાંઇક રહારોળ, તો ક્યાંઇક કું. બંધ થવાના સમાચાર વગેરેથી વાતાવરણ તોફાની બની ગયું લાગે છે.

ઇંપીરીયલ અને કૃષ્ણ સિનેમાની જાહેર ખબરો કંઇક વિચિત્ર થાય છે.

શારદા ફિલ્મ કું.—આવતા ચોમાસાને લીધે ચાર મહિના કામ કરતી બંધ થાય છે. અને જામી ગયેલો સ્ટાફ અન્ય દરવાજે નોકરીની શોધખોળ ચલાવી રહેલ છે.

પાયોનીયર—પંચકમાં પાયો નખાયેલી સ્ટાર ફિલ્મ લી. ના સ્ટુડીયોમાં ચાલતી પાયોનીયરને પણ કંઇક સ્ટારમાં આવી ગયેલી કંપનીઓનો ભાસ થાય છે.

કોહિનૂર—કામકાજ ઠંડુ માલુમ પડે છે. મી૰ હોમી માસ્તરનો આગલો આનંદ અને જહેમત દેખાતાં નથી અને મી. ભવનાની તેમના પાશ્ચિમાત્ય મતને વળગતા માલુમ પડે છે. મી. ભવનાની તથા મી. શાહે/રા' કવાટની શરૂઆત ગઇ કાલથી. કરી દીધી છે.

કૃષ્ણ—રાબેતા મુજબ કામ ચાલુ છે, પણ કામદારોમાં એક બીજા પ્રત્યેનો મત હમેશને માટે સારો રહે તો ઠીક.

લોકેશનો—લગભગ એક વર્ષથી કોહિનૂર, લક્ષ્મી, કૃષ્ણ અને શારદાએ ચિમોડનાં દશ્યો અને પાંજરાપોળના ઘોડાઓ બતાવી લોકોને કંટાળો નાખ્યા છે, હવે તો હદ્દજ થાય છે. એકનાં એક દશ્યો-સ્થળો જોઇ અમારાથી કહ્યા વિના રહેવાતું નથી કે, શું મુંબાઇની આજુબાજુ કોઇ બીજાં સ્થળો છે કે નહિ ? કદાચ ઘોડા માટે ત્યાં જવું પડતું હશે, પણ પાંજરાપોળના ઘોડા ખસ, દરાજ અને ભાઠાંથી ભરપૂર છે અને બેસનારાઓને ઘણા જોખમી છે એવા અનેક દાખલાની વાતો અમારા કાન ઉપર આવી છે. કેટલીક વખત અકસ્માતો પણ બને છે, છતાં કંપનીઓ ત્યાં દોડી જાય છે ! અમો આશા રાખીએ છીએ કે, આવી સસ્તી સુખડીનો ત્યાગ કરી કોઇ સારાં સારાં સ્થળોને શોધી કંઇ હુન્નર, જ્ઞાન અને સાહિત્યની સેવા કરે તો ઠીક.

મિસ ગૌહર—જાણીતી નટી મિસ ગૌહર, પંદર દિવસ રજા પર ગંઇ છે. સાંભળવા મુજબ નવી ફિલ્મ રા' કવાટમાં તેને મુખ્ય કામ આપવામાં આવનાર છે.

વેસ્ટ એન્ડ સિનેમા—અત્રેના વેસ્ટ એન્ડ સિનેમાનું ગયા શુક્રવારે લીલાઉ થઇ ગયું છે અને બાઈ ગુલબાઇ રૂસ્તમજી દોરાબજીએ ચાળીસ હજારમાં લઇ લીધો છે.

જોહરી સિનેમા—જે વખત જાય છે એમાં ટુંક વખતની અંદર શરૂ થશે.

ગ્લોબ—બેગુનાહ ખુનીની સીરીયલના પહેલા સાત ભાગ ચાલુ થઇ ગયા છે.

મેજેસ્ટીક—શેખલની અની મેનાદેવી ચાલુ થઈ ગઇ છે.

કૃષ્ણ—"વીર કેસરી ચાલુ છે."

ઇંપીરીયલ—મી. દવેની દીકરીનો ઠગ

ક્રાઉન—હેરોલ્ડ લોઇડની કોમેડી અને ડેન્સ ચાલુ છે.

*

એલીસ ટેરી—એલીસટેરીએ ચૌદ વર્ષની ઉમરે નટી તરીકે કામ કરવાનો આરંભ કર્યો હતો; પરંતુ વર્ષ વર્ષ વીતવા લાગ્યાં, પણ તેને મુખ્ય નાયીકા કિંવા શ્રેષ્ઠ કાતું કામ મળ્યું નહોતું. તેનાં દૈહિક સૌન્દર્યથી મુગ્ધ અનેક ડાયરેકટરોએ તેને નાનાં નાનાં કામો આપ્યાં હતાં; તેની કોઇ પણ રીતે ઉન્નતિ થઇ નહિ. આખરે વિખ્યાત ડાકટર રેકસ ઇન્ગ્રામની સાથે યુનીવર્સલ કંપનીમાં મુલાકાત થઇ, મી. રેકસના પ્રયત્નથી તે ધારવા કરતાં પણ નયકળા નિપુણ થઇ, તે વખતથીજ બધાને ખાત્રી થઇ કે, ગ્રેહામની સહાયતાથી એલીસને "સિનેમા સ્ટાર" થવાને વધારે વિલંબ લગશે નહિ; પરંતુ યુરોપની ભયંકર લડાઇ ગવાથી મી. રેકસને હવાઇ કાફલામાં જોડાઇ જવું પડયું. સાથે મિસ ટેરીને પણ પોતાનું ભવિષ્ય અંધકારમય લાગ્યું એટલે તે હતાશ બની ગઇ અને ફિલ્મ નટી તરીકેનો ધંધો છોડી દેવા તેણે નિશ્ચય કર્યો. એટલામાં યુધ્ધ વિરામ અને મી. રેકસે પુનઃ ફિલ્મ ઉદ્યોગમાં ઝંપલાવ્યું. તેઓનાં જીવન ફરી ગયાં. લડાઇ પરથી આવ્યા બાદ મી. રેકસે સાથે લગ્ન કર્યું અને તેને દરેક ફિલ્મમાં પ્રધાન નાયીકા ભૂમિકા આપવા માંડી. તે દિવસથીજ તેનો "સિનેમા સ્ટાર તરીકેનો સિતારો ચમકવા લાગ્યો. એલીસટરી અમેરીકન છે જ્યારે મી. રેકસ આયરીશ છે. મિસ ટેરીની દેહની ઉં પાંચ ફીટ ચૌદ ઇંચ છે, અને તે ઘણીજ લાવણ્યમયી ચમત્કારિક ખુબસુરતી ધરાવે છે.

---

## ચર્ચા પત્ર

ફિલ્મનાં ટાઇટલો—

આજકાલ નિકળતી ફિલ્મોનાં ટાયટલો પાછળ બી ધ્યાન અપાતું નથી. અંગ્રેજી હીન્દી અને ગુજરાતી ટાયટલો ફરક માલમ પડે છે તે ઉપરાંત અશુધ્ધ ગુજરાતી સાથે અં ટાયટલો લેભાગુ માલમ પડયા છે. જોડણી અંગ્રેજીમાં ગુજરાતી હીન્દીમાં ઘણીજ ખરાબ જણાય છે ટાયટલો ફિલ્મનો ચોથો ભાગ છે અને તેની પાછળ જો પુરતું ધ્યાન ન અપાય તો પછી આખી ફિલ્મ માટે કરેલી મ્હેનત થાય છે, માટે દરેક કુમ્પનીઓએ ટાઇટલ સમજીને તેના સ્થાન પ્રમાણે શુધ્ધ સંસ્કારી અને સાદી ભાષામાં રજુ કરવાં તે સાથે અંગ્રેજીમાં તેનો શબ્દે શબ્દ પ્રમાણે ભાષાન્તરને તેવાજ સંસ્કારી શુધ્ધ અંગ્રેજીમાં અને સ્પેલીંગની ખામી વગર હોવા જોઇએ, હિન્દી પણ કોઈ સારા હિન્દી લેખક પા લખાવવાં જોઇએ અને નહિ કે હળદને ગાંઠીએ હિન્દી ક લખતા ગુજરાતી લેખકોના હાથે ! આશા છે કે કુમ્પનીઓ ટાઇ ટલો ઉપર પુરતું ધ્યાન આપશે.

લી. અનંત.

આવે છે!   આવે છે!!   આવે છે!!

# ફાતમા ફિલ્મ કુંપની અદ્‌ભુત કૃતિ




કે જેમાં

મીસ જુબેદા, બેગમ ફાતમા, મીસ ફીશ, મેડમ ટીચકુ

વગેરે વગેરે જાણીતી અને માનીતી નટીઓના સ્ટાફ

સાથે અવલથી આખર સુધી દીલ ધપકાવનારાં

બનાવોની પરંપરા અને અપુર્વ મોજ જોશો

Reg. No B. .

# શારદા ફીલમ કું.ની અદભૂત કૃતિ

## અવનવી ટ્રીકોથી ભરપુર એક ચેલેંજ ફેંકતું ચિત્રપટ

( યાદ રાખજો )

**માર ? માર ? એ તો**
**અમારો મુદ્રા લેખ છે.**

કારણ !!!

**ગેં ગેં ફેં ફેં-જેવી માય-**
**કાંગલી ફોઈબાની એક-**
**ટીંગ કરતાં હાડકાં-પાંસ**
**ળાં-થોબડાં રંગવાની મર્દા**
**નગી ભરી રમતજ અમે**
**પસંદ કરીએ છીએ**

# રત્નમંજરી

એક ઠગારી રાજકુમારીને હાથે
ફસાયેલો રાજકુમાર
કંકણમાંથી પો વતુ ભુત ?
ગોપી ચઢાવી ગેપ થતો વાણીઓ!
બુટ્ટાઓને જુવાન—જુવાનોને
બુટ્ટા બનાવતી ગીરનારના પહા-
ડમાંથી જડેલી જડીબુટ્ટી.



નિસતાન શેઠ-શેઠાણીને
માની કૃપાથી પુત્ર-પ્રાપ્તી
વિધિનુ વિધાન વાણીયાનો પુત્ર
રાજકુમારી કેવી રીતે પરણે છે?
ભયંકર ભવિષ્યવાણી બારમે
વરસે બાપનુ મોત
કાકા મામા કહેવાના ને ગાં ે ૨
હોય તો ખાવાના
વગેરે વગેરે અદભુત પ્રસંગોથી
ભરપુર
મરઘાં, બલાડા, કુતરા, ઘોડા
ઉડયા પણ મહેલના મહેલ
અદ્ધર ઉડતા જોશો.
યાદ રાખજો
ડાયરેકટર-ફીલ્મ લાઇનના
જુના અને જાણીતા મી.
જોષીએ કમાલ કરી છે

---

**તારીખ જોતા રહો**
**આવે છે. આવે છે.**
**રાજ—તરંગ---**
**જંગલની જડી બુટ્ટી,**

# કૃષ્ણ સીનેમા દુબાશ થીએટર

---

અમારાં ચિત્રપટોની બુકીંગ માટે લખો—**મેસર્સ મયાશંકર ઠકર એન્ડ કું.**
૪૭, એ. એપોલો સ્ટ્રીટ--કોટ મુબાઇ

આ પત્ર તંત્રી જયશંકર મોતીલાલ દ્વિવેદીએ મુબઇ ગિરગામ ખગાવ ભિ ગમા મોજ-મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી તે, સ્થળેથી પ્રગટ કર્યું છે

૭ મું અંક ૭ તા૦ ૧૬-૫-૨૬
છુટક ૧ આનો બહારગામ ૨। આનો

વાર્ષિક લવાજમ રૂા ચાર
બહારગામ રૂા સવાચાર

# મોજ-મજાહ



વનીસની સુંદરી

જર્મન ચિત્રકાર ગરટવ ઓરૂની એક અનુપમ કૃતિ





# નેવા ગરબરે મચાવેલી ગરબડ!

નેવા ગરબર કોણ તેની પીછાણ આપવાની અમે ઝાઝી જરૂર જોતા નથી કેમકે

ગઈ તારીખ ૮-૫-૨૬ થી શરૂ થએલી સીરીયલ

# બેગુનાહ ખૂની

માં તે પોતાની ચ ચાલાકી અને હિ પુરાવા આપી ચુકી છે

ગઈ કાલથી બીજું અઠવાડીઉં ( ૮ ભાગ ) ચાલે છે જેમાં પહેલા કરતાં સરસ છે

વિમાન પરથી ડોલીનો કુદકો ! ડોલીનો ચમત્કારિક બચાવ !

## ડાલીનો મસ્તાન ઘોડા ઉપર જબરો કાબૂ!

લુટારાઓની ગુફા ! ત્યાં કામ. કરતા કેદી ! દયાજનક ચિતાર !

ડાન અને જેક વચ્ચે સખ્ત લડાઈ ! ડાલી તેના પિતા અને જેકનો મેળા

દાબડાનો ભેદ ? બુઢાનો જવાબ !! શરતના મેદાનમાં !

## ગગન ચુંબક પર્વત ઉપરથી સમુદ્રમાં

આ અઠવાડિએ આ વાર્તામાં એટલા ભિન્ન ભિન્ન બનાવો બને છે કે, અમે તે

ટુંકાણમાં ટુંકી ટીપ પણ આપીશુ તો પાનાંઓ ભરાશે

સાથે બેહદ હસાવનારી એક " પાથે " કોમિક

જેમાં વાંદરાઓ માણસાઈ કામ કરી બતાવે છે ?

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

વખત—પા. ૭, ૮।। ૧૦।।, શની રવિ બેવ ૨।। વાગે

ભાવ—રૂા ૨, ૧ ૫।।, ०।। ०। ०)॥ ટેક્ષ સાથે

આવે છે—આ સીરીયલ ખલાસ થતાં તુરતજ " સાલમ્બો " દુન્યાનું અજાયબ પીક્ચર



( ॥ ૧ ગુ॰ ૫ )　　ગવિવાર તારીખ ૨૬ મી મે ૧૯૨૯　　( ... )

## ... ના ગાવું ને રોવું એક છે !

૫॰ રસમા ...રેગે ગ...મા ...
ન...ા નહિ ...ન ન સૂરમા ...
ત્યાં ગાયા તો શુ ને રાયા તોય શુ !
નહિ વગ્ર કે નહિ ગ્રાહક ગુણગાન હો,
આજે તો ગાવુ ને રોવુ એક છે
સાચુ કહેવુ માને પણ પોષાય નહિ
કહેવત રાખી યાદ છે જીભડી બધ હો
બનતુ એવુ બોલો તો તે છે ગુન્હો,
મારે ફરવુ આખ છતાયે અધ હો
આજે તો ગાવુ ને રોવુ એક છે
કાગળ સસ્તા, ને શિશપેનો મળો,
મફતના છાપામાં તરત છપાય હો,
કાવ્ય કરી છાપે કવિ થઇ જાઉં પડે
કવિતાના છોને પડીકા બધાય હો
આજે તો ગાવુ ને રોવુ એક છે
મસ્ત બની કવિતા ભાવે, મોઢે કરી–
ઘર ઘર નરનારી જે કરતા ગાન હો,
અતરના ઉભરા અતર અજવાળતા,
સાચા કવિને કાવ્યની થઇ પિછાન હો.
આજે તો ગાવુ ને રોવુ એક છે
ભાવ ગયા, ભાષા ગઇ, રૂપો પાલટ્યાં,
નામ હતા જૂદા તે જૂદાં નામ હો,
હીર ગયુ, હૈયાની હોંશો રહી ગઈ,
દીઠુ નહિ ગમે ગાવુ, સુણતા કાન દે હો
આજે તો ગાવુ ને રોવુ એક છે !

છોલણુ
પ્રમુખ–"છોલણ મડળ"

# જુબેદા

### અથવા

## રહસ્યમયી રમણી

### પ્રકરણ ૧૩ મુ.

લગભગ કલાક બાદ બેશુધ્ધિમાથી હુ જાગ્રત થયો કાળા રેશમી રૂમાલની અદર તે લોહીવાળો હાથ જોઇ હુ અનેક ક્ષણ પર્યંત ભય અને વિસ્મયથી વિહ્વળ બની ગયો પહેલા તો તે છિન્નહસ્તની બરાબર રીતે પરીક્ષા કરવાને પણ મારી હિમત ચાલી નહિ પરતુ આખરે મે તેના દરેક અશો ધ્યાનપૂર્વક તપાસી જોયા અને મારા મનને ખાત્રી થઇ કે, આ જુબેદનોજ હાથ છે, એમા કોઇ જાતનો સદેહ લાવવા જેવુ નથી આ દુર્બોધ સમસ્યાનો ઉકેલ મારૂ મન કરી શક્યુ નહિ

ત્યારે શુ ખરેખર આ જુબેદાનો છિન્ન હસ્ત હતો ? શુ જુબેદાની કોઇએ હત્યા કરી છે ? અમારો ઉભયનો ગુપ્ત પ્રેમ જાણી જઇ નૃશસ દસ્યુપતિ નરપિશાચ અબુ સનામે તેની આમ નિર્દય રીતે વધ કર્યો હશે ? અને પોતાની પ્રતિહિસાની પરિતૃપ્તિ થઇ છે એમ બતાવવા આ કાપેલો હાથ મને ઉપહાર તરીકે મોકલ્યો

એક બાપ-બેટીની જોડીએ કીધેલો બચાવ—

મહા રાજ શીવાજી પર આવતી આફત અટકાવી

પોતાનાં જીવનાં જોખમે પણ કામ પાર પાડયું

જેમાં રૂવા ઉભાં કરનાર–હુબહુ–દેખાવ–જુવો

ધી ડકકન પીકચર્સ કોરપોરેશનનાં ઐતિહાસિક ચિત્ર

## પુના પર હલ્લોમાં

બહીરજી જાસુસીના કામમાં કેવો એકકો છે તે તમો જોશો

ત્યારે શાબાશ ! શાબાશ ! જરૂર પોકારશો

તેની પુત્રી ગજરા પણ–ચાલાક–ચબરાક–હિમ્મતવાન જીવની પણ પરવા નહિ કરનારી
કેવી રમત રમે છે તે જોઈ જરૂર આફ્રીન–આફ્રીન–કહી ઉઠશો

| | |
|---|---|
| પુના પર હલ્લો | આ ચિત્રપટ એક નમુનેદાર ચિત્ર છે<br>આ પિકચર બનાવવામાં કામ કરનારા ગૃહસ્થો એમેચ્યુર્સ હોવા છતા પણ ભલભલા અનુભવીઓને બાજુએ બેસાડે છે |
| વખત તથા ભાવ હમેશના ચાલુ | સીનેમા મેજેસ્ટીક ગીરગામ |

આવે છે— શનીવાર તારીખ ૨૨ મીથી— આવે છે

રોયલ આર્ટ સ્ટુડીઓનુ સામાજીક નવુ ચિત્ર

## શેઠનો સાળો

Reg. No B.



આ પત્ર તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઇ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમાં મોજ-મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે.

## હુસ્નકી બહતી હય ગંગા ચંદ રોઝ!!

મહેરબાનો યાદ રાખજો !

પેલી અમેરીકન સુંદરી "નેવા ગરબર" કંઈ હમેશાં જવાન રહેવાની નથી–માટે

તેની યુવાનીના સાહસો **બેગુનાહ ખૂની** માં જોવા હોય જોઈ લીઓ

આજે ડૉલી પોતાના કહે છે તેમ ફુલ ફાર્મમાં છે ! આજે તેણી જીવ ઉપર આવીને કામ કરે છે કેમકે, આજે તેને બધી બાકી સાફી કાઢવાની છે.

**દાબડાનો ભેદ! લુટારૂઓનો ફેજ! ખુનની તપાસ! છેવટનો ચુકાદો**

આજે સબ કામ તમામ–ઍરીઅર્સમાં કોઇ કામ રહેવાનું નથી.

ડાલીની સફળતાની ખુશાલીમાં **ધુમ હસાવનારી બે ભાગની કોમિક** આજે દેખાડવામાં આવશે.

**આવતા શનીવારની યાદી**

**આ તે કહેવાય હુન્નર ! કળા તે એનુંજ નામ !**

તમે પોતેજ વિચાર કરો કે, જેમાં ૭૦,૦૦૦ માણસોએ કામ કર્યું હશે, તે ફિલ્મમાં શું શું હશે નહિ ! આવો, ત્યારે, જોઈ જાઓ:

## સાલમ્બો યાને

૧૦ ભાગનો ડ્રામા **જામે–અજલ** તા. ૨૯–૫–૨૬ થી ચાલુ

જરૂર બે બે હજારો વરસ પહેલાનો આ બનાવ તમારી આંખો આગળ તરી આવશે !

વખતઃ—૩ાા, ૭, ૮ાા, ૧૦ાા, શની રવિ બેલ ૩ાા વાગે ભાવઃ—રૂ. ૨, ૧, ૦ાાા, ૦ાા ૦। ૦)॥ ટેક્ષ સાથે

## ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ



( વૈશાખ શુદ ૧૧ )　　રવિવાર તારીખ ૨૩ મી મે ૧૯૨૬　　( વર્ષ ૩ જું, અંક ૮

## કુંડળીઆ

### શંકા

સન્દેશા તો મિલ ગયા, અન્દેશા પન એક,
મિલું તમહિ દિખલાયગી, હમસેં મુક્ત વિવેક!
હમસેં મુક્ત વિવેક, ભૂલી જબ કાલહિ મેરા;
અવશ્ય આયા જાન, જલેગા દિલ ફિર તેરા;
માતેં દુર્લભ શ્યામ, બાંચ કર તુજ સન્દેશ;
મૈં માનું ઉપકાર, દુરકા શુભ, અદેશા.

**ભાવાર્થ**:—માશુકનો સારો સન્દેશો મળવા પછી આશક, માશુકને લખે છે કે હું કદાચ તને મળું તો તું મારા પ્રત્યે યોગ્ય વિવેક બતાવશે? જો તું તે વખતે આ વાત ભૂલી ગઇ તો મારો કાળ આવ્યોજ જાણજે. આવું પરિણામ જોઇને તારૂં દિલ જરૂર બળશે. આ કરતાં તો તને ન મળવું એજ સારૂં. તારો દૂરથી તારા સંદેશાનો આધાર લઇને ઉપકાર માની સમય વ્યતીત કરવો એજ મારે માટે અત્યારે સારૂં છે.

### ગુણુ કજોડાંનું કષ્ટ!

રૂપ સાથ યહ ગુન અધિક, કયા પુણ્યસેં તૂ લાઈ?
ઐસા અઘ કયા હો ગયા? મૂર્ખ હાત સપડાઇ!
મૂર્ખ હાત સપડાઇ, પરીક્ષક કોઉ ન તેરા!
દેખી ઐસા હાલ, જીગર જલતા હૈ મેરા;
ભજકે દુર્લભ શ્યામ, સહન કર લે અબ બાઇ!
રૂપ સાથ ગુન અધિક, કયા પુણ્યસેં તૂ લાઇ!

**ભાવાર્થ**—એક રૂપ ગુણ સંપન્ન યુવતીને કવિ પુછે છે! હે સુંદરી! તેં એવું શું પુણ્ય કર્યું કે રૂપની સાથે તું ઉત્તમ પ્રકારના ગુણ પણ લાવી? અને વચ્ચે એવું કયું તારાથી પાપ થઇ ગયું કે તું આવા મૂર્ખના હાથમાં સપડાઇ ગઇ? તારી આવી અતિ શોચનીય સ્થિતિ જોઇને મારૂં અંતર બળે છે. હવે તો એકજ ઉપાય છે અને તે એજ છે કે હે બાઇ! આ મૂર્ખ પતિને સાચવી લે અને જે ભોગવવું લખ્યું છે તે ભોગવી લે. પ્રભુ ભજન કર અને સહન કર.

વૈદ્યરાજ દુર્લભ શ્યામ-સુત.

આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે કોઇ જીવંત વ્યક્તિ પરથી ઉપજાવી કાઢેલાં નથી. વ્ય મો. મ.

# જુબેદા
## અથવા
# રહસ્યમયી રમણી

### પ્રકરણ ૧૪ મું.

પુનઃ હું સુવિસ્તીર્ણ અગ્નિજ્વાળાઓ વર્ષાવતી ભયંકર મરૂભૂમિમાં આવીને ઉપસ્થિત થયો. સમસ્ત પ્રકૃતિ નિસ્તબ્ધ હતી. જીવનની ગતિ સ્તંભિત થઇ જતી હતી.

આવી રીતે મરૂભૂમિમાં મુસાફરી કર્યાં બાદ ત્રીજે દિવસે હું બિસ્કરામાં આવી પહોંચ્યો. અહિં રેલ્વે છે એટલે એક દિવસ વિશ્રામ લઇ મારા ઇષ્ટ મિત્રોને પત્ર લખી બીજે દિવસે પુનઃ જુબેદાએ આપેલા અશ્વ પર ચડી ટ્યુગર્ટ તરફ મુસાફરી શરૂ કરી.

આ મરૂભૂમિમાં પહેલાં મેં મુસાફરી કરી હતી એટલે નવીન મુસાફર જેટલો મારા મનને ભય જણાતો નહોતો રણ ડાકુઓની સર્વત્ર હાક વાગતી હોવાથી મેં મારા પહેરવેશમાં ફેરફાર કરી નાખ્યો હતો. ડાકુઓ મને એકાદ ધનાઢ્ય વ્યક્તિ ધારી મારા પર આક્રમણ કરી હેરાન કરે એટલા માટે મેં, યથાસંભવ ગરીબનો વેશ ધારણ કર્યો હતો. બિસ્કરાની બાહાર-

જિસકો પહોંચાડવાની આજ્ઞા કરી

રિપોર્ટ લઇ સૈનિક ચાલ્યો ગયો. કેપ્ટને પણ કેટલાંક જરૂરી કામસર પોતાને એકાંતની જરૂર છે એમ જણાવ્યું એટલે હું ત્યાંથી ઉઠ્યો અને ટ્યુગર્ટનો જૂનો ઐતિહાસિક કિલ્લો જોવાને ચાલ્યો ગયો.

રસ્તે ચાલતાં ચાલતાં મને શેખના દૂત સાથે મુલાકાત થઇ. આહારાદિથી નિવૃત્ત થઇ તે એક ખજૂરીનાં વૃક્ષ નીચે બેસી સિગાર પીતો હતો. તેને જોતાંજ મેં ઓળખી લીધો. તેની નજીક ગયો અને પરાજય વિષેની બે ચાર હકીકતો તેને પુછી જોઇ; પરંતુ તે બિચારાએ લડાઇ નજરે જોઇ ન હોતી કિંવા તે વિષે તેણે કાંઇ સાંભળ્યું ન હોતું એટલે ખુલાસો કરી શક્યો નહિ. માત્ર તેણે એટલું કહ્યું કે, આવતી કાલે ઇન-સાલા તરફ જવાનો તે ઇરાદો ધરાવે છે. મેં પણ વિચાર્યું કે, આની સાથે મુસાફરી કરવાથી આલબિયા સુધી સંગાથે મુસાફરી કરી શકાશે, પછી સંગાથનું જોઇ લેવાશે. ”

આ આરબ દૂતનું નામ ગાજેરી હતું. માણસ ઘણોજ વિશ્વાસુ અને નમકહલાલ જણાતો હતો. તેમ ન હોય તો શેખ તેને આવું વિશ્વસનીય કામ સોંપે નહિ. મેં તેને મારા વિચારો જણાવ્યા અને ઉભયે આવતી કાલથી સાથે મુસાફરી કરવી એમ નિશ્ચિત કર્યું.

આ પ્રમાણે સંકેત કર્યા બાદ હું કિલ્લો જોવાને ચાલ્યો ગયો. લગભગ બે કલાક સુધી શહેર અને કિલ્લો જોયા બાદ એક કાફીખાનામાં હું વિશ્રાંતિ લેવા બેઠો. મેં કાફીનો એક પ્યાલો મંગાવ્યો તેટલામાં કેપ્ટન પણ ત્યાં આવી પહોંચ્યા. અમો ઉભય કાફી પીવા લાગ્યા આ વખતે સેંકડો લોકો રસ્તા પરથી આવ-જાવ કરી રહ્યા હતા કોઇ કાફીખાનામાં તો કોઇ બહારના બાંકડા પર બેસી કાફી પી ગુફતગુ ચલાવી રહ્યા હતા. હું અને કેપ્ટન રણુદરયુઓ વિષે વાર્તાલાપ કરી રહ્યા હતા એટલામાં રસ્તા પરના એક બાંકડા પર બેસી કાફી પીતા બે માણસો પર મારી નજર પડી. તે બેમાં એક શેખનો ગુપ્તદૂત ગાજેરી હતો અને બીજો માણસ-જેને જોતાંજ મારા મનને શંકા થઇ કે આ માણસને મેં ક્યાંઇ પણ જોયો છે. તે કોઇ અપરિચિત માણસ ન હોતો પણ હું તેના સંસર્ગમાં આવ્યો છું એમ મારા મનને ખાત્રી થઇ. હું મારી યાદદાસ્ત તાજી કરવા લાગ્યો. મેં તેને ક્યાં જોયો હતો એ વિટંબનામાં હું પડ્યો એટલામાં તેની દૃષ્ટિ મારા પર પડી. તે ચમક્યો અને કાફીનો પ્યાલો જેમનો તેમ પડતો મૂકી ગજેરીના કાનમાં બે શબ્દો બોલી સલામ કરી ત્યાંથી ચાલ્યો ગયો. તેના જવા બાદ ગાજેરી પણ ઉઠ્યો અને બીજી દિશા તરફ વળ્યો.

આ આરબને મેં ક્યાંઇ પણ જોયો હતો. ક્યાં જોયો હતો એ હું વિચારવા લાગ્યો. એકાએક મને યાદ આવ્યું કે, અલજીરીયાના મુસાફરખાનામાં જે માણસને ચિથરે હાલ સ્થિતિમાં મેં જોયો હતો; તેજ આ માણસ-તેજ મારી પેટી ઉઠાવી ગયો હતો !

આ કલ્પના મારા મગજમાં આવતાં હૃદયમાં એક પ્રકારની ગડમથલ થવા લાગી. શું આ માણસ કોઇ ખાસ વ્યક્તિનો ગુપ્તદૂત હશે ? શા માટે તે મારી પછવાડે પડ્યો છે ? પેટી ચોરી જવાનું તેને શું પ્રયોજન ? શું તે ગાજેરીનો મિત્ર હશે ? તેમ હોય તો પછી તેની સાથે મુસાફરી કરી શકાય કે કેમ ? રસ્તામાં તે દગાબાજી તો નહિ કરે ? આમ અનેક તર્ક વિતર્કો મારા મગજમાંથી પસાર થઇ ગયા. આ વિચારમાળામાં કાફીનો પ્યાલો પણ ઠરી ગયો. કેપ્ટને મને તે બાબતની સૂચના કરી ત્યારેજ મારૂં ધ્યાન તે તરફ ખેંચાયું. કાફીનો બીજો પ્યાલો મંગાવ્યો અને તે પીધા બાદ અમો છાવણીમાં આવ્યા. છતાં મારા મનમાંથી પેલો આરબ અને ગાજેરીના વિચારો નીકળી શક્તા નહોતા. શું કરવું ? મુસાફરી કરવી કે નહિ ? એ વિચારમાં ને વિચારમાં આખી રાત પસાર કરી. બીજે દિવસે પ્રભાતમાં ઉઠીને મેં નિર્ણય કર્યો કે, ભલે ગમે તેમ થાય પણ ગાજેરીની સાથે આ સ્થાનનો ત્યાગ તો કરીજ જવું. યથા સમયે અમોએ પોત પોતાના ઘોડા પર બેસી મુસાફરી શરૂ કરી; પરંતુ રસ્તામાં કઇ જાતની વિટંબના આવી પડશે તેની આશંકામાંથી મારૂં મન ઉદ્વિગ્ન રહ્યા કરતું હતું.

અપૂર્ણ.






લેખક-રા. પ્રમોદચંદ્ર-ત્રંબકલાલ મ્હેતા.

अनाघ्रातं पुष्पं किसलयमलूनं कररुहै ।
अनाविद्धं रत्नं मधुकर नवनस्वादित रसम् ॥
अखंडं पुण्यानां फलमिप तदरूप मनघम् ।
न जाने भोक्तारं किमिप समुपस्थस्यति विधि ॥

Full many a flower born to blush unseen;
And waste its fragrance on the desert air.

કેટલીએ કળી અણુવિકસી, અણચૂંટી, કરમાઇ જતી હશે, પગ નીચે કચરાઇ, છુંદાઇ જતી હશે. કેટલીએ વિકસવા જતાં કરમાઇ જતી હશે: તેમના જીવન માળીઓથી વિખુટી પડી જતાં-સૂર્યના પ્રખર તાપમાં એમનું અસ્તિત્વ એ અસ્તિત્વમાં દેખાતુંજ નથી. જગતનું સૌંદર્ય, જગતનો મોહ, જગતની નવીનતા માણવા-જેટલો પણ અધિકાર રહેતો નથી. જુવે છે પણ જોઇને દીલમાં-દીલમાં સમાય છે,-સમાવે છે-તેમની હાય-અફસોસ-બળાપા જગતને મુંઝવે છે પણ તે અંધ છે-રૂઢી અંધ છે!!

* * *

"કમલિની! તું બહુ સુંદર છે!"

"બળી એ સુંદરતા!" કમલિનીએ ચીડાઇ તેની સખી શાંતાને કહ્યું. "તું મને આખો દિવસ આમ ને આમ શું પજવ્યા કરતી હશે!"

"શું હું ખોટું કહું છું!"

"ના ના બ્હેન ખરું!" કમલિનીએ નિસાસો નાંખતા કહ્યું.

"મ્હને નહિ કહે! કમલિની કહે તો ખરી! આમ શું કરે છે!"

"તને શું થાય છે?" શાંતાએ કમલિનીને વળગી એનું દુઃખ જાણવા પ્રયત્ન કરવા માંડયો.

* * *

કમલિની એક શ્રીમંત વ્યાપારીની એકની એક પુત્રી હતી. જગતમાં મળવા જોઇતા, મળી શકે તેટલા લાડકોડ ને વૈભવ તેને મળ્યા હતા. તેનું દીલ દુઃખવવા કોઇની હીમત ચાલતી ન હતી. આટલું છતાં પણ કમલિની શાંત, સાલસ ને શરમાળ હતી. કદી પણ તે ઉચ્છૃંખલ માલમ ન પડતી. કદી પણ તેણે પોતાના નોકરો પર જુલમ ગુજાર્યો ન હતો. સઘળા જોડે તે સ્નેહથી વર્તતી.

જ્ઞાતિનો અને બહારનો યુવાન વર્ગ કમલિની તરફ આકર્ષાયો હતો-અંજાયો હતો.

શાંતા એ કમલિનીની સખી હતી. આખો દિવસ બંને સાથેજ નજરે પડતાં. શાંતાને કુસુમ નામે ભાઇ હતો. કુસુમ મોહક ને ચાલાક હતો. હાલ તેનો બી. એ. નો અભ્યાસ ચાલુ હતો. કમલિની કુસુમ તરફ આકર્ષાઇ હતી. તેની મોહકતા, વિદ્વતા ને આનંદી સ્વભાવ પર કમલિનીએ પોતાની જાત અર્પણ કરવા નિશ્ચય કર્યો હતો. શાંતા ને કમલિનીનાં ઘરો જોડે હોવાથી કુસુમના કોલેજમાં જવાના વખત પર કમલિની હમેશ પોતાની બારીએ ઉભી રહેતી. કુસુમ પણ જતાં તેની તરફ એક સ્નેહ ભરી દૃષ્ટિ કરતો ને આનંદ પામતો ચાલ્યો જતો.

સંધ્યા સમયે વાળુની વેળાએ-કુસુમ વખતો વખત કમલિનીને ત્યાં હાજરેજ હોય. જગતની, દેશની, ગામની ને ગૃહની વાતોમાં તે વખત જતો તેની બધાને રસમજાવવાની કળા, વાક્ચતુર્ય જોઇ કમલિની મોહ પામતી. કુસુમની દૃષ્ટિ બીજી તરફ થતાં કમલિની એ જોઇ રહેતી. કમલિની એને કાંઇ સવાલ પુછે તો એનો મીઠો ઉત્તર આપી સૌને કુસુમ હસાવતો. વાતોમાં ને વાતોમાં કોઇ વાર કમલિનીના માતા પિતા નિસાસો નાંખતાં. આનું કારણ કોઇ ન જાણતું.

(૨)

"કુસુમ! શું કરો છો?" કુસુમના અધ્યયન ગૃહમાં દાખલ થતાં કમલિનીએ પૂછ્યું.

"આવો! કમલિની! કેમ આજે તમે આ તરફ આવવા નવરા પડયા, તમે એકલા કેમ! બ્હેન કયાં છે?" કમલિની હમેશાં શાંતાની જોડેજ આવતી. આજે એકલી આવી હતી. શાંતા પણ ઘરમાં ન હતી.

"શાંતા તથા બા દર્શને ગયાં છે." કમલિની બોલતાં તો બોલી પણ પછી શરમાઇ નીચું ઘાલ્યું.

"ત્યારે તમે એકલાજ—" કુસુમ અટકાયો. કમલિની નીચું જોઇ રહી હતી. કુસુમ વિચારમાં પડયો.

મૌન ભંગ કરવાના ઉદ્દેશથી કુસુમે પુછ્યું, "ગઇ કાલનો મારો આર્ટીકલ વાંચ્યો છે?"

"હા! ઘણો સરસ છે. મને કયારે એવું શીખવશો?"

આ ન્હાનકડા પણ સંબંધથી બોલાએલા વાક્યનો કુસુમ અર્થ સમજ્યો. ખુરસીમાંથી ઉઠી કમલિની પાસે આવ્યો. "કમલિની! અવની નીચે છે-આભ ઉંચે છે!"

"તોય શું! કુસુમ..." કમલિની શરમાઇ ગઇ. પણ પાછું ઉંચું જોઇ બોલી "કુસુમ! આભરૂપ તમે છો. હું ચાતક છું. સરસ્વતીના બિંદુ મ્હારા મુખમાં પડે એ માગું છું. તમારી વિદ્વતા-કૌશલ્ય અભિનંદવા જેગ છે. જગત્ અભિનંદે છે હું અભિનંદુ છું ને મુગ્ધ છું."

"પરંતુ..."

"પરંતુ શું! ગઇ કાલે પિતાજી બાને મોટે કહેતા હતા"

કે કુસુમચંદ્ર..............." કમલિની બોલતી અટકી.

કુસુમ આગળ વધ્યો કમલિનીના બે હાથો પકડી મુખ ચુમ્યું "મ્હારાં અહોભાગ્ય !"

* * *

સઘળે શાંતિનો વાસ છે. રાત્રિના દશનો સુમાર છે કુસુમના મકાનની પાછળ પડતા ન્હાનકડા બગીચામાં બે વ્યક્તિ વાર્તાલાપ કરી રહી છે. ચંદ્રના આછા પ્રકાશમાં જોઇ શકાય છે કે ઉભયના મુખ પર આનંદનો આવિર્ભાવ છે.

"કુસુમ ! વ્હાલા ! આખરે એ સમય આવ્યો. આજથી આઠ દિવસ પછી તમે મારા ને હું તમારી થઇશ. જગતના અલભ્ય સુખો આપણે પામશું. પ્રેમી જીવનનો અનેરો લહાવો લઇશું. સંસાર ક્ષેત્રમાં, પ્રેમમાં દયાની ફરજ બજાવતાં ઝુકશું ને જગતને આત્મ સમર્પણ કરશું.

"પાપી બેકદર જગતમાં પ્રેમીને સ્નેહાળ આત્માની કદર નથી." કુસુમે એક બેકદર જગતના કડવા અનુભવની ઝાંખી કરાવી.

"જગત ભલે એમ કરે, આપણી ફરજ અદા કરવી જોઇયે કુસુમ—પણ......"

"કમલિની ! બેટા......" કમલિનીની માનો સ્વર આવ્યો

"બા બોલાવે છે" કમલિનીએ કહ્યું.

હૃદય ભેટ આપી કમલિની ગઇ.

(૩)

વાજીંત્રો વાગી રહ્યાં છે. આજે કુસુમ તથા કમલિનીના લગ્ન છે. કમલિની કુસુમની થશે-કુસુમ કમલિનીનો થશે. સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો છે.

વરરાજા મંડપમાં આવી ગયા. લગ્ન ક્રિયાના શ્લોકો ચાલુ થયા. લગ્ન ઘડી આવી. ગોર તથા જોશી "કન્યા પધરાવો"ની બુમ પાડવા લાગ્યા; પરંતુ કન્યા આવતી નથી. દૃષ્ટિએ પડતી નથી. કુસુમ બ્હાવરો બન્યો.

એકાંતમાં ત્રીજા માળની એક ઓરડીમાં કમલિની બેઠી બેઠી રોઇ રહી છે. એના હાથમાં એક બાળકની છબી તથા એક જુનો ચુંથાઇ ગએલો પત્ર છે. કમલિનીની મા શોધતી શોધતી ઉપર આવી. કમલિની રોઇ રહી છે. અશ્રુની ધારાઓ વહી રહી છે.

"બેટા ! આ શું !" કમલા હબકીને બોલી. એના દીલમાં સેરો પડ્યો.

"કાંઇ નહિં ! બા ! જરી કુસુમને મોકલશો ?" આધાત્વાળી પણ નિરાધાર દેખાતી બાળાએ ધીમે ધીમે એક એક શબ્દ ઉચ્ચરતાં કહ્યું.

કમલા સ્હમજી ગઇ, કુસુમ આવ્યો.

"આ માંગલિક સમયે આ શું વ્હા..." આશ્ચર્ય પામતાં કુસુમે કહેવા માંડ્યું.

"હું તારી વ્હાલી ન હોવું" વચમાંજ કમલિની બોલી ઉઠી. "કુસુમ ! ભાઇ કુસુમ ! મારી મોટી ભૂલ થઇ. હિંદુ શાસ્ત્રોની વિરૂધ્ધ થઇ રહ્યું છે. મારા માતા પિતાએ મારા સુખની ખાતર ભુતકાળ ઢાંક્યો રાખ્યો છે. હું વિધવા છું." કમલિની મોટેથી રોઇ પડી.

"હેં !..." કુસુમને તમ્મર આવ્યાં ને નીચે પડ્યો. કમલિનીએ રોતા નેત્રે ને હૃદયે એને ખોળામાં લીધો. "થાઇ ! થનાર થઇ ગયું. ભૂલ વખતસર સ્હમજાઇ એમાં સંતાપ કરવા જેવું કાંઇ નથી. તમે સુખી થઇ શકશો. હીંદુ સંસાર કહે છે, હીંદુનાં શાસ્ત્રો પોકારીને પુરૂષને રજા આપે છે, તમે લગ્ન કરી શકશો. જ્યારે હું...હું એક નિરાધાર અબળા જગતને ખુણે ખાંચરે અપશુકનીયાળ પડી રહીશ. હું સડીશ ને જગતમાં સડો પેસશે. અમે જગતને નિંદશું જગત અમને નિંદશે. પણ મ્હારૂં આવી રહ્યું છે. તારા-તમારા-વગર હું નહિ રહી શકું. છતાં પણ મારે રહેવું પડશે. કારણ ! કારણ કે હીંદુ સંસાર-શાસ્ત્ર એમ કહે છે." કમલિની બોલતી બોલતી રોઈ રહી છે. લગ્ન ઘડી ક્યારનીએ વહી ગઇ. નીચે કોલાહલ મચી રહ્યો છે પરંતુ કમલિનીના માતા પિતાએ કોઇને ઉપર આવવાની બંધી કરી છે.

"પણ ! પણ !..." કુસુમ સ્વસ્થ થતાં બોલ્યો શું થયું તે કહેશે ?"

"શું થયું ? જુવો આ પત્ર" કમલિનીએ પત્ર ને છબી કુસુમ તરફ નાંખ્યા.

કમલિનીનો વિવાહ તથા લગ્ન બાળપણમાં ચાર વર્ષની ઉમ્મરે થયા હતા. કમલિની પાંચ વર્ષની થતાં ત્હેનો બાળક પતિ મરણ પામ્યો. લગ્ન બીજા ગામમાં થએલાં હોવાથી અને કમલિનીના પિતા આ ગામના વતની ન હોવાથી અહિં આ બાબતની ખબર ન હતી આ પત્ર કમલિનીના સસરા તરફથી હતો. બાળક મરી ગયા પછી તરતજ લખેલો હતો. કમલિનીનો બાળક પતિ ગત થતાં કમલિનીને પાંચ વર્ષની વયે વૈધવ્ય આવ્યું હતું. ને તેના સસરાની એવી ઇચ્છા હતી કે એ વાત ગુપ્ત રાખી કમલિની ભલે સુખી થાય.

"કમલિની ! છતાં તારે વાંધો છે !" પત્ર વાંચી રહ્યા પછી ખ્યાલ આવતાં કુસુમે પુછ્યું. "તું જાણે છે કે તું મારી ન થતાં મારૂં જીવન અસ્તવ્યસ્ત થઇ જશે."

"કુસુમ ! પ્રિય કુસુમ ! હું જાણું છું. પરંતુ લાચાર ! વિધવા છું. રૂઢીબધ્ધ સમાજમાંથી છુટવું મુશ્કેલ છે. કાલે જગત જાણશે. પછી શું થશે તેનો તને ખ્યાલ છે ! ગ્નાતિ આપણને તરછોડશે. સર્વ સમાજ ઘૃણાની દૃષ્ટિથી જોશે. ત્યાર બાદ આપણી પ્રજાનું શું ?...હિંદુસમાજ ક્રૂર છે. સ્ત્રીઓએ કઠણ વ્રતો પાળવાં જોઇએ. જોતા છતાં અંધ થતા શીખવું જોઇએ. સમાજની દરેક વ્યક્તિથી અપમાન થતાં સહન કરવું જોઇયે-સેવક બનવું જોઇએ. ગુલામી શીખવી જોઇએ કુસુમ-કુસુમ આ કાંઇ વ્યક્તિત્વ કહેતી નથી. આપણા સમાજ કરતાં એ

ઉંટની ચાલે ચાલતી, અર્ધનગ્ન દેખાતી, કંઈક અસિચાર કરતી; મુખ કલંકિત હોવા છતાં પાઉડર લગાડતી, પુરૂષો સાથે ગમે તેવી રીતે એકાંતમાં છુટ લેતી, પતિને ( રીતભાત શીખો ) કહેતી ગોરી ચામડીવાળી પ્રજાને વધુ સુધરેલી હું નથીજ કહેતી. એ મર્કટની રાહે ચાલતી પ્રજાની સનાતન સાથે સરખામણી નજ થાય. પરંતુ કુસુમ સમાજમાં સડો પેઠો છે. ગુરૂ-ગોરોએ સંસ્કૃતનો શબ્દ એક ન જાણવા છતાં શાસ્ત્રોનો ઉંધો મનમાં ફાવે તેવો અર્થ કર્યો છે. "વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો" કહેતા બ્રાહ્મણોએ સમાજનું અધ:પતન કરી નાંખ્યું છે." કમલિની ઉશ્કેરાઈ ગઈ. થોડી વાર શ્વાસ લઈ બોલી. "તમારૂં તો જીવન અસ્તવ્યસ્ત થઇ ગયું; પરંતુ મારૂં સર્વનાશ થઇ ગયું."

વાજાં વાગતાં બંધ થયાં. લોકો વિખરાઈ ગયા. માંડવો તરત છોડી નાંખવામાં આવ્યો. કમલિનીના પિતા ગામ છોડી લાચારીથી ચાલ્યા ગયા.

કુસુમ હજી કુંવારીજ છે. કમલિની પણ એજ છે. અન્ય ગામમાં રહી, ભ્રાતૃ ભગિનીના નિર્મળ સ્નેહથી ઉભય દેશ સેવા કરી રહ્યા છે. છતાં વાત નીકળતાં એક બીજાને ભૂતકાળ યાદ આવતાં, આંખો એક થતાં "હાય હિંદુ સંસાર!" એવો એક નિસાસો નીકળી જાય છે.

સંપૂર્ણ.





# વિનોદ-વાટીકા

લખનાર—રા. અશોક

લિલાંકિવાળો:—જો કે આ ઘોડો બહુ દુર્બલ દેખાય છે, છતાં એ બહુ સારૂં કામ આપશે એમ હું આપ સાહેબોને ખાત્રી આપું છું.

લાલકાકા—એ ઘોડો હું ખરીદું છું પણ એ જો કામગરો ન નીકળે તો ?

લિલાંકિવાળો—તો મહેરબાન પાછો લાવજો.

લાલકાકા—પણ તમે ન હો તો ?

લિલાંકિવાળો—તો તબેલામાં મુકી જજો !

* * *

"કેટલા પૈસા થયા છે ?" ગામડીઆને મુસાફરે પુછ્યું.

"ત્રણ રૂપીઆ" ગામડીઆએ ઘોડાની લગામ તેના હાથમાં આપતાં કહ્યું. એ સાંભળી મુસાફરે દુર્બલ ઘોડા તરફ એક નજર નાંખી કહ્યું. "ઘોડોજ લઇ જા."

* * *

મીસીસ—આજે હું આવતી હતી ત્યારે કંડક્ટરે જાણે મેં પૈસા આપ્યા ન હોય એવી રીતે મારી સામું જોયું.

મીસ્ટર—ત્યારે તમે શું કર્યું ?

મીસીસ—આપ્યા હોય એવી રીતે એની સામે જોયું !

* * *

ભત્રિજાનો પત્ર—

મુ. કાકા.

મને રૂા. ૧૦૦)ની ઘણીજ જરૂર હોવાથી હું આપને પત્ર લખું છું. અવિનય થતો હોય તો ક્ષમા કરશો. આ પત્ર લખતાં મને કેટલી શરમ આવે છે એ જો તમે જોઇ શકો તો જરૂર પૈસા મોકલો. આ ચિઠ્ઠી લાવનરને પૈસા આપવા તસ્દી લેશો.

લી૦ ભત્રીજાના પ્રણામ.

તા. ક:—આ કાગળ લખ્યા પછી મ્હને બહુજ શરમ આવ્યાથી હું પેલા માણસ પાછળ દોડયો પણ તે ન મળ્યો. પ્રભુ એ કાગળ તમને ન મળે એમ કરે.

કાકાનો પત્ર:—

આનંદ પામ, દયાળુ પરમાત્માએ ત્હારી પ્રાર્થના સાંભળી છે કારણ કાગળ લાવનારથી ખોવાઇ ગયો છે.

લી. કાકાના આશિષ

તા. ક. હવે ત્હારે શરમથી નીચું જોવાનું કાંઇ કારણ નથી માટે મોજ કર.

* * *

આર્ટીસ્ટ અઃ-મી. બ કાલે મેં લખોટાનું એટલું આબેહુબ ચિત્ર કાઢયું કે તે પાણીમાં નાંખતાં ડુબી ગયું.

આર્ટીસ્ટ બઃ-અંહ એમાં શું? મેં એટલી સુંદર દ્રાક્ષ ચિત્રી છે કે પક્ષી હોંસે હોંસે ખાય છે.

આર્ટીસ્ટ કઃ-પણ મેં શેઠ ઠમ્મુલાલનું પોર્ટેટ એટલું આબેહુબ ચિતર્યું છે કે તેની અઠવાડીઆમાં બે વાર તો હજામત કરવી પડે છે.

* * *

ગવઇઓ ( થોડું ગાઇ ) મેં સાંભળ્યું છે આપને સારાં ગાયનનો ઘણો શોખ છે!

શેઠ—કાંઇ નહિં ચલાવો.

( અર્થ બરાબર કરવો )

* * *

માસ્તર—ગણેશ તું બહુ તોફાન કરે છે. મારે તારા બાપાને બોલાવવા પડશે.

ગણેશ—મહેરબાની કરી બોલાવતા નહિં. કારણ તેમની વિઝીટ ફી રૂ. ૧૫) છે.

\+ \+ \+

અગરચંદ—રામલાલ તમારા સગા થાય?

છગનલાલ—ઘણાં આથીના, હું મારી માનો પહેલો ને એ બારમા.

* * *

ગાર્ડ—આ સ્મોકીંગ કંપાર્ટમેંટ નથી.

ઉતારૂ—(બેદરકારીથી) હું તે સારી પેઠે જાણું છું.

ગાર્ડ—પણ તમારી પાઇપ તમારા મોઢામાં છે.

ઉતારૂ—હશે મારા પગ બુટમાં છે તેથી હું કાંઇ ચાલતો નથી!

* * *

બાઇ—તને ઘરકામ બરોબર આવડે છે!

આયા—હા બાઇ, મેં ઓગણત્રીસ જગાયે કામ કર્યું છે?

બાઇ-(આશ્ચર્ય પામી) અહોહો. ત્યારે તું કેટલાં વરસથી કામ કરે છે?

આયા ( ગર્વપૂર્વક ) બે વરસથી!

× × ×

તાજા લેખકે કરેલું અજાયબી ભરેલું કોષ્ટકઃ—

૮ પાઇપ-૧ આઉંસ.
૭ આઉંસ-૧ અઠવાડીયું.
૨ અઠવાડીઆં-૧ પ્રકરણ.
૨૦ પ્રકરણ-૧ સ્ટોલ.
૨ સ્ટોલ-૧ પુસ્તક.

—સમજે તેનું મોત—

# મોજ-મજાહ ઈનામમાળા નં. ૬

## રૂપિયા ચોવીસનાં અઢાર ઈનામો

નીચે જણાવેલી કુપનમાં અત્યાર સુધીમાં ખ્યાતિ પામેલા સારામાં સારા

## પાંચ નવલકથાકારનાં નામ

લખી મોકલનારાઓમાં રૂા. ચોવીસનાં અઢાર ઇનામો વહેંચી આપવામાં આવશે.

ઇનામની વિગત-રૂ. ત્રણનાં ત્રણ, રૂા. દોઢનાં પાંચ બાર આનાનાં દસ મળી કુલે અઢાર ઇનામો આપવામાં આવશે. આ બધા ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતાં તેટલી કીંમતના અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે. પુસ્તકો મોકલવાનો ખરચ ઇનામ મેળવનારને શિર છે.

( કુંપન વગરનાં નામ ઇનામની હરીફાઇમાં દાખલ થઇ શકશે નહિ. )

આ ઇનામમાળાનું પરિણામ

તા. ૩૦-૫-૨૬ ના અંકમાં જાહેર કરવામાં આવશે

કુપન તા. ૨૬-૫-૨૬ બપોરના બાર સુધી લેવામાં આવશે

તા. ૨૩-૫ ૨૬

## સારામાં સારા પાંચ નવલકથાકારનાં નામ

૧ ૨ ૩

૪ ૫

લી ____________

ઠે. ____________

____________ ગું.

# બાપુ ગણપતની બહાદુરી

લેખક-રા. ભુભાઇ

મારૂં નામ છે બાપુ ગણુપત, ગુણુનો છું મોટો પરવત, શોખીન છું સોઠા શરબત, દુશ્મન પર મુકું કરવત.

કર્યો વિચાર મેં મુંબઇ જવાનો, મુંબઇનો હલવો ખાવાનો, પારકે પૈસે મોજ-મજાહ ઉડાવવાનો, નવયુવતીઓને લોભાવવાનો, સીનેમા નાટકો જોઇ રંગરાગ જમાવવાનો.

પાસે રૂપીયા હતા દસ, ઘેરથી કર્યો કમાવાનો મસ, કરવને મુંબઇની પ્રગન વશ, નિકળ્યો હું દેશમાંથી બસ.

વૉશીંગ કંપનીમાંથી લીધાં ભાડે કોટ પાટલુન કોટને બાકીટ, વળી ખરીદી એક સુંદર પાકીટ, ને ખોટું લૉકીટ, બે પૈસાની લીધી બીસ્કીટ, નિકળ્યો આવા દરવેશથી, જેન્ટલ મેનના વેશથી, ફેશનેબલ વાંદરાના ફેસથી, ઓળેલા કેસથી—

આવ્યો સરધારથી, મહાન પુરૂષના આચારથી, જઇ બેઠો સેકન્ડ કલાસમાં મોટે ભારથી, ટીકીટ વગર બેઠા હતા બંદા મદારથી, ગાડી ઉપડતાં ટીકીટ જોવા આવ્યા શંખભારથી, રસ્તામાં બેસાસુરના સારથી, શરીર હતું તણી કાદેલ હોય તારથી; આના દર્શન કરવાની આશા રાખી હતી ઘણી વારથી, હ્રદય બળવા લાગ્યું ચિંતાના અંગારાથી, હિંમત રાખી, મોહજાળ મેં નાંખી, ઢોંગ કરીને સુઇ ગયો હું ડોક રાખીને વાંકી,—

આવ્યા એકઝામીનર, જાણે મોટા સોલીસીટર, યા તો એંજીનીયર મારા મનથી માન્યો ખર, તપાસ કરી મારા સિવાય સર્વેપર, ચાલતા થયા તે વર્ણસંકરના ભાઈ ધનચકર.

આવ્યું વીરમગામ, જાણે સ્વર્ગનું ધામ, પેટ ગયું હતું પાતાળે તમામ, પેટમાં દોડવા લાગ્યાં ગલુડીયાં આમ આમ, ચેવડા મસાલેદારની જોઇ દોડધામ, વિચાર કર્યો કે "શું કરું દશરથ રામ ?"

મારા ડબ્બામાં સુરતી જેન્ટલમેન્ટ આવ્યા, તે તો મારે મન ભાવ્યા, વિવેકથી મેં તેને બોલાવ્યા, "પધારો શેઠ ભલે આવ્યા," મોહમયી જાળમાં તે સુરતી બુઝરખને ફસાવ્યા, ત્યાર પછી તેણે પેટી ખોલી નાસ્તા કરાવ્યા.

પરસાદ લઇ થયો પરસન, "ભાઇ, તમારાં નામ શાં છે શુભવન ?" ચશ્મો ઉંચો ચડાવી ગણપતી જેવા બોલ્યા, "મારૂં નામ કરસન."

"સુરતનો છું વેપારી, રૂનો છું ધંધાદારી, ભાઈ અમારી વાત છે ન્યારી," આમ આનંદમાં રાત વિતાડી, જોતો જોતો આસપાસની લીલીવાડી, ત્યાં તો કહેવા લાગ્યા સુરતી બરાડી, ભાઇ, સ્ટેન ગ્રેટ આવ્યું જરા જુઓ આંખ ઉઘાડી.

પછી કહી રામરામ, સુરતીએ પેક કરી સામાન તમામ, આપી એડ્રેસ પોતાનું ધામ, ગયા શેઠ પોતાને ગામ.

બાપુ ઉતર્યા ડબ્બાની બહાર, કરવા લાગ્યા વિચાર, મજો ને ભુતનો ભાઇ આ વાર, તોજ થાય બેડો પાર, આંટા દીધા દસ કે બાર, પછી બેઠા ડબ્બા મોઝાર, ગરદી હતી અપરંપાર.

એક સુધરેલી બાનુ કુંવર જેનું નામ, જવાની હતી મુંબઇ ગામ, સત્તર વર્ષની ઉમર સાથે દમામ, યુરોપીયન લેડી જેવો પોષાક તમામ, કરતી હતી મેડીકલ કોલેજમાં ભણવાનું કામ., આપી મો માગ્યાં દામ, આખું શરીર સુધરેલું તમામ.

હાથમાં બેગ રાખી, કાનમાં સેન્ટ લવન્ડર નાખી, પહેરીને સાડી પાંખી, કુંવરબાઇ કરવા લાગ્યાં નૈનની ઝાંખી.



સેકન્ડ કલાસમાં ગરદી હતી બહુ ભારી, આંટા દેવા લાગ્યાં તે સન્નારી, ગભરાવાથી થઇ ગયાં આજારી, મનમાં વદ્યાં કે "ઓ ભગવાન, વાર કરજે મારી." બાપુએ જોઇ ભગવાનની બલિહારી, વારે ધાયા તે ટેકધારી, એક હનુમાન કુદકો મારી, તોડીને કાયની બારી, બહાર ધસ્યા તે ગીરદીરૂપી મોરચો પારી, બાપુ બાનુ પાસે પધારી, પછી શેકહેન્ડથી વિવેકધારી પોતાની ટાપટીપ સુધારી, પછી બેસાડ્યાં ડબ્બામાં તે સન્નારી.

બાપુએ પૂછ્યું તેણીનું નામ, કામ, અને ગામ, તે સઘળું કહ્યું-તેણીએ તમામ, કહેવા લાગ્યાં તેણી ખાનદાન "મારે એક બહેન છે મદેરામન, નામ છે મારો તેને ત્યાં એક પુત્રી, ઉમર

જેની પંદરેક, જાણે છે તેણી વિવેક, અભ્યાસમાં ઠોઠ સાવ છેક, જાઉં હું મુંબઇ અભ્યાસ કરવા આગ રાખીને ટેક.”

પછી ટ્રેને સ્પીડ ચલાવી, ભયંકર વિસાલથી ચીસ ગજાવી, મામલો ગંભીર મચાવી, ટ્રેનમાં ધમાધમી જમાવી, બાપુએ ગપાટાથી ગમન અને ગાડી ગજાવી, અંતે પાલઘટ ગાડી આવી.

બાપુએ ચાહવાળાને બોલાવી, તેની પેટી ખોલાવી, ચાહ બે કપનો ઓર્ડર સંભળાવી, મીસ કુંવરને એક કપ અપાવી, પીવા લાગ્યા બાપુ તરબુચ જેવું મોઢું ડોલાવી, ને માથું ધુણાવી.

ટ્રેન સ્ટાર્ટ થઇ, બાપુની આબરૂ ગઇ, ચાહવાળે પૈસા માટે બોલાવ્યા તે લેઇ, પણ બાપુ સાહેબ કંઇ બોલ્યા નહિ, પછી ચાહવાળે તપી જઇ, બે ચાર પુષ્પાંજલી ને મેથીપાકની પ્રસાદી દઇ, ચડી ગયો તે ચાહવાળો ડબ્બામાં હાથમાં કીટલી લઇ; ત્યારે બાપુએ માર્યો ધક્કો એવી ઠોકર દઇ, કે પડયો તે ચાહવાળો પ્લેટ ફોર્મમાં ચિત્તોપાટ થઇ; પછી ચાહના બે કપ બેગમાં મુકી દઇ, રાજી થયા તે કડક બંગાલી જેવા બાપુભઇ.

આનંદથી વાતો કરતા, દીલમાં ખુશાલી ધરતા, સીગારેટનો ટેસ કરતા, આવ્યા એડી પોલાના જેવા બાપુ ગ્રેન્ટરોડે ટીકીટની બીકથી ડરતા ડરતા.

બહાદુર બાપુએ બેગ કુંવરને દીધી, પાંચ મિનિટ માટે રજા લીધી, વળી વાત એવી કીધી, “કે જાજો મા બાઇ ઘેર સીધે સીધી, રહેજો પાંચ મિનિટ સ્ટેશન બહાર, ત્યારે આવીશ હું તે વાર, પ્લીઝ કરશો મારૂં કામ આ વાર, તો ઉપકાર થશે નિરધાર !” પણ ટિકિટ ન હોતી સાહેબને તે વાત છુપાવી ધરીને મોઢે ભાર, પછી કુંવર બેગ સાંચવી તે રહ્યાં સ્ટેશન મોઝાર.

બાપુએ આંટા આમ તેમ મારી, શોધવા લાગ્યા રસ્તો છટકવાનો ધારી ધારી, પછી વાત તેણે વિચારી, નિકળી ગયા તે બાપુ લાંચ એક રૂપીઓ આપી કલદારી, જઇ મળ્યા કુંવર બિચારી, કે જે હતી પરગજુ નારી.

મનમાં મગન થઇ, એડ્રેસ તેણીનું લઇ, જતા હતા તે ભઇ ત્યારે કહેવા લાગ્યાં આતુર થઇ, “ અહિંથી ઉતરશો તમો ક્યાં જઇ ? ” ત્યારે કહેવા લાગ્યા તે ખરા નર, “ અહીં નથી ઉતરવા ઘર, રહેશું લોજમાં માન્યવર, આવી સ્થિતિ છે અમ પર. ”

ત્યારે તેણીએ બાપુને ઘણું ઘણું સમજાવી, તેને વિક્ટોરીયામાં પધરાવી, ગયાં બન્ને માણેકબાઇના મહેલમાં ગાડી ફાસ્ટ દોડાવી; શેક હેન્ડથી હાથ હલાવી, માણેકબાઇ સાથે ઓળખાણ પડાવી, પછી બાપુએ મોં મલકાવી, ગામ ગપાટાથી ગમન ગજાવી, બાપુ વિચારવા લાગ્યા ભાવિ; ત્યારે રૂમ સ્પેશીયલ આપી મીસ કુંવરે દોસ્તી નિભાવી; સોડા શરબત સાહેબને પિવાડી, ઘણાં સિનેમા નાટકો દેખાડી, બાપુના હૃદયને આનંદ પમાડી, કહેવા લાગ્યાં તે લાડી, “ માણેકબાઇની પુત્રી, હંમેશાં સ્કુલે જવાનું ચુકતી, ચોપડીને પેન્સીલ એક બાજુ મુકતી; તમો તેને ભણાવી, હોશિયાર બનાવી, ત્રીજી અંગ્રેજીમાં પાસ કરાવી, પછી જાઓ તમો સિધાવી.”

પચાસ રૂપીઆ માસિક પગાર, ત્યારે આનંદ પામ્યો બાપુ ગમાર, આવી રીતે ભણાવા લાગ્યા બાપુ નિરધાર. તે માણેકની જમના પુત્રીને પઢાવી, હાથ સાથે હાથ મિલાવી, ચોપાટીમાં ખૂબ તેને ફેરવાવી, આનંદી વાતથી ખુબ તેને હસાવી, અને તેમાં તે ગયો ફાવી ધીમે ધીમે પ્રેમ જમના સાથે ફેલાવી, બાપુએ તો ગગન મૂક્યું ગજાવી. ખાવું, પીવું, સુવું સાથે, ફરવું રાખીને હાંડલાં જેવી હેટ માથે, હેન્ડ બેગ બાંધીને હાથે, લુંટવા લાગ્યો બાપુ જોબનરસ તે નવલ નારીની સાથે, જમનાએ વિશ્વાસ રાખ્યો આથી ચીનના સાહુકાર સાથે, ત્યારે બાપુએ કર્યો વિચાર વંઝો માપવાનો નાણું લઇને બાથે.

મધ્યરાત્રે સુતાં હતાં જુગલ જોડી, સંસારની લાજ મર્યાદા તોડી, ઇંદ્ર ઇંદ્રાણી પેઠે આનંદથી પોઢી, બાપુ કરમનો કોઢી, તિજોરીને તોડી, છાંના પલાર થયા બારી ફોડી.

તુરતમાંજ અવાજથી જાગી, જમનાએ જાહેર સર્વને જણાવી, ટમેટાં જેવાં લાલ ડાચાં ધુણાવી, બાપુને પકડવા મોકલ્યા-પોલીસને બોલાવી, અને દોડાવી, બાપુએ એવી બહાદુરી જણાવી, કે છુપાઇ ગયા ગટરમાં માથું નમાવી, પોલીસ દાદાને પસાર કરાવી, બહાદુર બાપુ ડ્રેસ પલટાવી, મોઢું મલકાવી, ચડી બેઠા ટ્રેન પર ટિકિટ ખીસામાં પધરાવી.

પાછળથી છુટ્યા તાર ઉપર તાર, સઘળા દેશ દેશાવર મોઝાર, સાથે તેનો ફોટો નિરધાર, તેઓએ મોકલાવ્યો ડીટેકટીવ શોધમાં તેણીવાર.

અમદાવાદમાં ડીટેકટીવે બાપુને પકડી, હાથ પગ બંનેને લોખંડની જંજીરથી ઝકડી, લઇ આવ્યા તે રાવબહાદુરને કાચી જેલમાં ખેંચી પકડી.

બાપુ કરવા લાગ્યા તેને પ્રણામ, પણ થયા નિષ્ફળ તે તમામ, પછી ખબર મળવાથી આવ્યા કુંવર વગેરે તમામ, કેસ ચાલ્યો બાપુનો પૂર દમામ.

ગયા બાપુ ચાર વર્ષની જેલમાં, યમપુરીના મહેલમાં, જેમ માખી ડુબે તેલમાં, તેમ પાયમાલ થયો બાપુ પડીને બુરા ફેલમાં. દુઃખી થયો બાપુ ચાબખાના મારથી, લાકડીની ધારથી, પશ્ચાતાપે દુઃખી થયો શંખભારથી.

કહેવા લાગ્યો કીરતારને “ કરો દયા, જરા તો રાખો મયા, ક્યાં સુઇ ગયા દેવો, અમો બહુ દુઃખી થયા; વારે ધાઓ સારંગપાણી, છોડાવો પ્રભુ આ સંસારરૂપી ઘાણી, હવે હરામ છે મારે અન્ન ને પાણી, કરો છુટકારો મારો હવે મોત આણી.”

પ્રભુએ કૃપા કરી, દીલમાં દયા ધરી, મૃત્યુ આપ્યું તેને શ્રીહરિ, છોડાવ્યો તેને સંસારની ચાકરી, આવી રીતે બાપુ સતા સાથરે, સોડ શરીર ઉપર ધરી.

સંપૂર્ણ.



# પેરીસની પદ્મિની

લખનાર-રા. રમણિક અ. મહેતા.

( ગયા અંકથી ચાલુ )

જે માણસ રેસ્ટોરામાં બેસી, શાર્કો અને તેની બીજી નવા દોસ્ત સાથે થયેલી વાતચીત નોંધતો હતો. તે ડેનીવિચનો વિશ્વાસુ એજન્ટ હતો. ડેનીવિચે રેસ્ટોરાંના માલેકને મળી તેની સાથે છુપાઇ વાતચીત જાણવાને માટે બંદોબસ્ત કર્યો હતો. આ પ્રમાણે ગુન્હેગારો બરાબર જાળમાં સપડાયા હતા. આ પ્રમાણે એ સપાટામાં આવ્યા છતાં હજી ઘણી વિગત જાણવાની બાકી હતી અને કાઉન્ટનો પત્તો ન મળે ત્યાં સુધી તેઓને પકડવાનો કે હાથ બતાવવાનો વખત હજી આવ્યો નથી એમ ડેનીવિચને લાગતું હતું. ગુન્હેગારો રખેને છાનોમાનો સટકી જાય માટે તેની હીલચાલપર દેખરેખ રાખવાને એક માણસ નિમ્યો હતો. શાર્કોને પણ છુટો મુકવામાં આવ્યો ન હતો. જેવો બીજે દિવસે તે ઘરની બહાર નીકળ્યો કે તે ન જાણે તેમ તેની પુંઠ પકડવામાં આવી. શાર્કો સવારમાં ઉઠી પેરીસની પશ્ચિમ બાજુએ નદિ કિનારા તરફ જ્યાં ગરીબ વર્ગના મકાન છે તે તરફ વળ્યો. અહિં એક જરાજીર્ણ મકાન આગળ આવી લાગ્યો.

આ મકાનમાં અસલ કોઇ શ્રીમંત માણસ રહેતો હોવો જોઇએ એમ જણાતું હતું; કારણ કે મકાનની આસપાસ બગીચો હોવાનાં ચિન્હ હતાં; પાછળથી તે બીજાના કબજામાં આવ્યું હતું અને તે જરા જીર્ણ થઇ પડી ગયું ત્યારે ત્યાં એક જળચક્કીથી ઘંટી ચલાવનારના હાથમાં આવ્યું. પણ થોડા અરસામાં તે માણસની ચક્કી બળી ગઇ. પહેલાં તો આ ઘંટીવાળો સારી હાલતમાં હતો અને ધંધામાં એ પૈસા પેદા કરતો હતો. પણ એકાએક તેની બૈરી મરી ગઇ અને તેના માઠા દિવસ આવ્યા. તે માણસને દારૂની બૂરી લત લાગી. અધુરામાં પૂરી તેની સંભાળ રાખનાર એક દિકરી હતી તે પણ પાણીમાં બુડી મરી. છોકરો ક્ષયથી મરણ પામ્યો. એકલો માણસ ગમગીન હાલતમાં દારૂમાં ચકચૂર રહેવા લાગ્યો. ધંધામાંથી તેનું ધ્યાન ઉઠી ગયું. એક વખત આગથી ચક્કી બળી ગઇ. તેણે ચક્કીનો વિમો ઉતરાવ્યો હતો તેથી નુકસાનીનાં નાણાં મેળવવા અરજી કરી, પણ વિમા કંપનીએ ઉલટો તેના પર દાવો માંડયો અને તહોમત મુકયું કે વિમા કંપની પાસેથી નાણાં મેળવવાને માટે તેણે જાણી જોઇને આગ લગાડી હતી. આ તહોમતમાંથી બચવા માટે તે માણસે આપઘાત કર્યો. અત્યારે આ ઘરમાં પિયર મુસો નામનો માણસ રહેતો હતો. તે શરીરે મજબુત બાંધાનો અને કદાવર કાઠનો હતો. તેની ઝીણી આંખો, લાંબુ નાક અને ચહેરાનો દેખાવ જોનારને તરત કહી આપતો હતો કે આ માણસ થોડું બોલનાર પણ શિયાળના જેવો લુચ્ચો હોવો જોઇએ. અને વાત પણ તેમજ હતી. તેણે એકવાર તેના એક દોસ્તદારનો મારીને બોરકુટો કરી નાંખ્યો હતો. અને તેને માટે તેને એક વાર જેલ જાત્રા કરવી પડી હતી. પિયર મુસોનો બચાવ એ હતો કે તેના તે દોસ્તદારે તેના ખિસ્સામાંથી ત્રણસો રૂપીઆ ચોરી લીધા હતા. ગમે તેમ પણ પિયર કંજુસ તરીકે ઓળખાતો હતો અને ચીંથરાં વીણવાનો તેનો ધંધો હતો. વિલાયતમાં કેટલાક માણસો લુગડાના ગાભા વીણી એકઠા કરે છે અને કાગળ બનાવવાની મીલો આ ગાભાને ખરીદે છે. તેને ધોઇ રાસાયણિક ક્રિયાથી સાફ કરી તેના ઉત્તમ કાગળ બનાવાય છે. પિયર બંધો હતો અને પોતાની માલ મિલ્કત કે આત્મરક્ષણને માટે ભયંકર ઉપાય અજમાવતાં પાછો હઠે તેમ ન હતો. તેની સાથે તેની વૃધ્ધ માતા રહેતી હતી, જે ગાંડા જેવી હતી.

આ મકાનમાં શાર્કો આવી પહોંચ્યો. તેની પાછળ ડેનીવિચ અને ત્રણ ફ્રેન્ચ પોલિસના અમલદારો હતા. તેઓએ આત્મરક્ષણને માટે હથિયાર રાખ્યાં હતાં. બેડીઓ પણ તેમની પાસે હતી. શાર્કો બુઢ્ઢા પિયરની સાથે વાતચિત કરતો હતો એવામાં ચાર માણસો એકાએક ત્યાં દાખલ થયા અને તેઓ પોતાની અજાયબીમાંથી જાગ્રત થાય ત્યાર પહેલાં તો રશિયને અને તેની સાથે આવેલા માણસોએ તે બન્નેના હાથમાં બેડીઓ નાંખી દીધી. બન્ને બદમાશોની અજાયબીનો પાર રહ્યો નહિ અને તેમાં ખાસ કરીને શાર્કો તો આભોજ બની ગયો; કારણ કે ગઇ કાલે તો તે રેસ્ટોરાંમાં ફિલસુફી મારતો હતો કે ભય જેવું કંઇ છે નહિ. મારો વાંકો વાળ થાય તેમ નથી. પોલિસે ઘરની જડતી લીધી. નીચે ભોંયરામાંથી એક માણસ દિવાના જેવી સ્થિતિમાં મળી આવ્યો. આ ભોંયરામાં અંધારૂં અને પુષ્કળ ભેજ હતો. એમાં એક કોચ પર આ માણસ સુતો હતો. તેની કમરે ચામડાનો મજબુત પટો હતો અને એ પટા સાથે એક સાંકળ હતી જેને ભીંતની સાથે કડીમાં ભેરવી દીધી હતી. આ માણસના શરીર પર ફાટયું વસ્ત્ર અને ચીથરાનો ઢગલો હતો. ભોંયરામાં બદબો મારતી હતી અને તે માણસના પગની પાનીઓ અને આંગળા ઉંદરોએ કોતરી ખાધાં હતાં. માથાના વાળ અને દાઢી વધી ગયાં હતાં. આંખો ઉંડી ઉતરી ગઇ હતી. અને તે માણસનું શરીર હાડપીંજર સમાન જણાતું હતું. તેને બોલવાની પણ શુધ્ધિ ન હતી. તેનું મગજ બહેર મારી ગયું હતું. આ માણસ બીજો કોઇ નહિ પણ કાઉન્ટ ઉશાકોફ હતો. જે માણસની બુધ્ધિની અને દેખાવડાપણાની સારા રશિયામાં તારીફ થતી હતી; જે રશિયાના પેરીસ ખાતેના એલચી ખાતામાં આ મોટે હોદ્દે ચઢવાની ઉમેદ રાખતો હતો તેના આ હાલ !

આવે છે! આવે છે!! આવે છે!!

# ફાતમા ફિલ્મ કુંવ્ની અદ્ભુત કૃતિ




## કે જેમાં

મીસ જુબેદા, બેગમ ફાતમા, મીસ બ્લાંશ બ્હર્ન મેડમ ટોસકા વગેરે વગેરે જાણીતી અને માનીતી નટીઓના સ્ટાફ સાથે અવલથી આખર સુધી દીલ ધપકાવનારાં બનાવોની પરંપરા અને અપુર્વ મોજ જોશો

કાઉન્ટને એમ્બ્યુલન્સની ગાડીમાં હૉસ્પીટાલમાં મોકલી દેવામાં આવ્યો. પિયરની વૃદ્ધ માને દિવાનાશાળામાં મોકલી દીધી અને પિયર અને શાર્કોને જેલ તરફ રવાના કર્યા. એક કલાક પછી યુજેની પિયુનેને અને શાર્કોની સ્ત્રીને પણ પકડવામાં આવ્યાં. શાર્કોની સ્ત્રી પાસેથી કેટલાક કાગળો મળી આવ્યા. આ કાગળોમાંથી ઘણી જાણવા જેવી વિગતો મળી આવી; જેના આધારે એક ત્રીજા માણસને પકડવાને વૉરન્ટ તૈયાર થયું. આ માણસનું નામ બુલ્હર હતું. કાઉન્ટનો સેક્રેટરી મરણ પામ્યા પછી આ બુલ્હરે સેક્રેટરી તરીકે કાઉન્ટની નોકરી કરી હતી. બુલ્હર જાતનો રશિયન હતો પણ લાંબા સમયથી પેરીસમાં વસવાટ કરી રહ્યો હતો. બુલ્હરે એક સમયે સેક્રેટરી તરીકે કામ કર્યું હતું. પણ તેની અપ્રમાણિકતાને લીધે તેને કાઢી મુકવામાં આવ્યો હતો. તેનું જીવન વિચિત્ર પ્રકારનું હતું. ત્યાર બાદ તેણે એક હોટલમાં વેઇટર તરીકે કામ કર્યું હતું. જ્યાં તેને યુજેની સાથે પિછાન થયું. અને યુજેનીએ પોતાના કામમાં મળતિયો કર્યો.

ફ્રાંસમાં ગુન્હાની તપાસ જુદી રીતે થાય છે. ઈંગ્લાંડમાં ગુન્હેગારોની તપાસ જે રીતે થાય તેવી રીતે થતી નથી. ફ્રાંન્સમાં (Juge d Instruction) પ્રાથમિક તપાસ ગુન્હેગારોની કરે છે. આ ન્યાયાધિશ પાકટ બુદ્ધિનો અને અનુભવી હોય છે. તે ગુન્હેગારોની તપાસ દરમિયાન સઘળી હકિકત મેળવે છે અને પાકો નિર્ણય છે હોય તેજ માત્ર આવી તપાસમાં છુટી શકે છે. આપણા એ કેસમાં કેટલીક હકીકત ન્યાયાધિશની પાસે પોલિસ માર્ફત આવી હતી અને બાકીના ગુન્હેગારોએ પોતે કબુલ કરી હતી તે નિચે મુજબ હતી:—

અપૂર્ણ.



## મોજ-મજાહનો મુરબ્બો

### જુલાબ લીધો હોય ત્યારે

આપણે ૫૦ રૂમવાળી એક ચાલીમાં રહેતા હોઈએ; તેમાં જાજરાં ફક્ત ત્રણજ રાખવામાં આવ્યાં હોય; આપણે રાત્રે જુલાબ લીધો હોય; સવારે આપણે ઉઠીએ તે વખતે બધાં જાજરાં રોકાઈ ગયેલાં હોય; આપણાં પેટમાં સખત દુઃખતું હોય ૧૫-૨૦ મીનીટ થઈ જાય તો પણ પેલાં ત્રણની જણુંમાંથી એક પણ માણસનાં નિકળવાનાં ચિન્હ ન જણાતાં હોય; આખરે ત્રણમાંથી એક જણ જેવો બહાર નીકળે, તેવોજ એક બીજો ગૃહસ્થ આપણી પાછળ ઉભેલો હોય, તે પોતાના 'વારા'ની દરકાર રાખ્યા વગર આપણી આગળ થઈને પેલાં જાજરામાં ઘુસી જાય, ત્યારે જીવ એટલો ઉકળી આવે કે જાણે તે જાજરાંઓમાં ભરાઈ બેઠેલાઓને અને મારી પાછળથી આગળ થઈને ભરાઈ બેસનારને ચોઢી દઉં એકેક તમાચો!

* * *

### ઉછીનો વહેવાર.

દાણાવાળાનું અને રૂમનાં ભાડાંનું બીલ અટકાવીને કોઈ મિત્રને આપણે તેની અણીની વખતે નાણાં ઉછીનાં આપીએ, તે ધારેલી મુદતમાં પાછાં નહિ આપે; કઈનવાર તેની પાસે ઉઘરાણી કરવા જઈએ, મામલાની બેઅદબી નહિ કરવા આડી તેડી વાતો કરીનેજ પાછા ફરીએ, એમ મહિનાઓ વીતી જાય; પણ પેલો મિત્ર આપણી પાસે તેનાં દેણાં બાબે ઈસારો પણ નહિ કરે અને કંઈ આપે પણ નહિ, આખરે આપણા માગનારાઓનો તકાદો બેરીનીએકાદ જણસ વેચીને પતાવવાનો વખત આવે ત્યારે જીવને એટલી બધી અકળામણ થાય કે જાણે તે મિત્રને ઘેર જઈને તેના રૂમમાં દાખલ થતાંજ એક (!) ચોઢી દઈએ.

* * *

### સાળીની એ કચાળી

સાસરે ગયા હોઈએ અને સાળીએ અટકચાળીની હદ ઓળંગીને પાનમાં કાથાને બદલે મરચાંની ભૂકી નાંખી આપી હોય; પાન આપી ગયા પછી આપણને પ્રતીતિ થઈ ગઈ હોય કે આપણી જીભ કાળી પડી ગઈ હશે; તેજ વખતે બે ચાર પ્રતિષ્ઠિત માણસો સાથે આપણને વાતમાં રોકાવાની ફરજ પડી હોય; સામા માણસો આપણી જીભ નહિ જોઈ જાય; તેની સંભાળ રાખવા ખાતર આપણે મુંગા મગડી રહ્યા, મોઢું તે કેટલો વખત બંધ રાખી શકીએ! તેવા સંજોગોમાં ઉપજતા વિચાર નહિ જણાવવામાંજ મઝા છે.

આનંદલાલ મોદી

# જેન્ટલમેન સુધારાશતકમ્

## વીસમી સદીના સુધરાએ શું શું કરતાં શિખવ્યું ?

(તા. ૧૧-૪-૨૬ ના અંકથી ચાલુ)

૮૧ અગ્નિમાં ઘીના હોમને બદલે તમાખુની આહુતી આપવાનું, ધર્મોમાં ધતિંગ જોવાનું.

૮૨ મીલ-શેરો વીગેરે પરપોટા કંપનીઓમાં નાણું રોકાવી ખુવાર કરવાનું.

૮૩ લગ્ન અગાઉ વર કન્યાને સ્વતંત્રપણે છુટથી ફરવા હરવાનું સંસર્ગ પણ (ભૂલથી) કરવાનું.

૮૪ પોતે ખાખ્ખી બંગાલી જેવો કડકો હોય જ્યાં ભપકામાં લોકોને આંજી નાખવાનું.

૮૫ મોટી મોટી બેંકોમાં, કંપનીઓમાં હીસાબોના ગોટાળા-પીડારા કરી ઓઇયાં કરવાનું.

૮૬ જાહેરમાં મ્હોટા મહાત્મા બની સોનેરી ટોળીના કામો કરવાનું, પારકી સ્ત્રીઓને ફસાવવાનું કામ.

૮૭ ઉંચ જાતીને નીચ કામ કરવાનું અને નીચ જાતીને મ્હેકાવવાનું છાપરે ચડાવવાનું.

૮૮ ધર્મ ઉપરથી આસ્થા શ્રધ્ધા ઉઠાડી મૂકવાનું ઉછળતી પ્રજાને ધર્મભ્રષ્ટ કરવાનું વંઠાડવાનું.

૮૯ સ્ત્રીઓને બહુ મ્હોટી ઉમરે પરણાવવનું સ્ત્રીઓને બહુ છુટ આપવાનું.

૯૦ નાહની ઉમરના બાળકોને દુધ-દહીં છાશને બદલે મા ચાહ પા એવું બોલતાં શિખવવાનું.

૯૧ હિંદુ છતાં હિન્દુની કાંઇ પણ નિશાની (શિખા-સુત્ર) નહી રાખવાનું.

૯૨ હિંદુપણાનું અભિમાન ન રાખતાં યુરોપિયનો જેવા બની કણી મ્હાલવાનું.

૯૩ પારકી સ્ત્રીઓને વંઠાડવાનું ધણિની ગેરહાજરીમાં ઓયો પાસે વારંવાર જઇ બહુ છુટ લેવાનું.

૯૪ ગરીબોના ગળાં રેસી-દીવાળાં કાઢી પારકે પૈસે પરમાનંદ માણવાનું.

૯૫ મોટા મોટા મેળાવડા-મીટીંગોમાં ધર્મના ભાષણો આપવાનું ને ઘરમાં વર્ણશંકર લગ્નો કરી વંઠેલ પ્રજા વિસ્તારવાનું, ધર્મને નામે ધતીંગ હાંકવાનું પોલ જોઇ ઘુસવાનું.

૯૬ ઈસકે તકમેં હમ ઉસકે તકમેં હમ, આવી રીતે બધાની અંદર ચોપચાથી ચલાવવાનું.

૯૭ હીંદુના ધર્મને લેશ પણ જાણતો ન હોય, દેવમંદીરોને ઓળખે પણ ન ઉતર્યો હોય, હિંદુઓ રીત રીવાજે સાથે બાપ માર્યા વેર હોય. છતાં ધર્મની સભામાં લોકોને આંજી નાખવાનું.

૯૮ આંગણામાં ગાય બેસીને બદલે દંગ્રેજી કુતરાં બાંધવાનું.

૯૯ સ્ત્રી પુરુષોને નિર્લજ્જ બનાવી વ્હાલા-ડાર્લીંગ ડીયર જીગરથી ચાહું છું. તારી ઉપર પ્રેમ કરું છું, તારી ઉપર આફ્રીન છું. ફીદા ફીદા છું. દિલોજાન તારી ઉપર કુરબાન કરું છું વિગેરે.

૧૦૦ આડા સેંથાને ઉભા વાળ, ચાંદલા વિનાનું મસ્ત કપાળ પફ પાઉડરથી ગોરા ગાલ, ખુદ્દહુક ખુદ્દહુક ઉંદીયા ચાલ

૧૦૧ ધર્મ નામે મંદીરોમાં થતા ધર્મી ધુતારાઓના ધંધો પાપી પુજારીઓની પીશાચી લીલાઓ ધર્મગુરૂઓની ... લીલાઓ-સ્ત્રીઓ ઉપર થતા અત્યાચારો પાપી ... ઢાંક પીછોડો કરવાની પોપ લીલાઓ-પરમેશ્વરના ... સ્ત્રીઓ સાથે કરવામાં આવતી લીલાઓનો-પાપી ... શાસ્ત્રીઓના કુટિલ કારસ્તાનો સ્ત્રીઓના ગુરૂ બની ... ભાવક ઉપર આજીવીકા ચલાવતા સ્ત્રીઓના શિયળ ઉપર ... મારી પતિવ્રત ધર્મ નષ્ટ કરતા ગોલા ગુરૂઓનો ... અંધશ્રધ્ધાળુ ઘેલાં ઘેલીઓની અને આખી દુનિયાની આંખો ખોલવાનો. અરે ધર્મના આસનને અને દેવ મંદિર નામને અને દેવોની મૂર્તિને કલંકિત કરનારા, ... પૈમલીઓની સાચી ગુરૂભક્તિનો ગેરલાભ લેનારા. ... પાસે પોતાના પાખંડી ધર્મ અને પુસ્તકોના પ્રચાર ... ભાડુતિ પંડીતો રાખી વ્યાખ્યાન કરાવનારા (પણ ... જોર ન હોય તો સુવ.ણી શું કરે) કુટિલ કારસ્તાનોને ... જનારા ધર્મને ધીખધકમાની ખાનારા કોઇ પણ ધર્મના પાપી ગુરૂઓની અંદરની પોલ પોલ ખોલી. દુનીયાને ... કરવાનું અધર્મી હરામી માલ ખાનારા ગુરૂઓના દેવા ... થાવવાનું કામ સુધારા વાળાએ કરી બતાવ્યું છે. ... બેસી સ્ત્રીઓ પાસે ઝુલાવવાનું દુનીયાને પોતાની ... વવાનું. પાપી પીચકારી મારવાનું. વિગેરે સુધારાએ ... દીધું છે.

ઇતિશ્રી પશ્ચિમ પુરાણે લોકને વંઠાવનાર ... શતકનામઃ

શાસ્ત્રી શ. રેવાશંકર મેઘજી ...

# ભાડુતી—બનાવટી—શેઠાણી—

—તેનો—

શેતાન—બદમાશ—હરામી—ફાંસીઆ—ભાઈ

—તેજ—

## શેઠનો સાળો

રોયલ આર્ટ સ્ટુડીઓનું સામાજીક નવીન ચિત્રપટ

—જેમાં—

"ગુલાબ" અને દુર્મદની જોડી નટવરનાં સુખી કુટુંબમાં સેંધ પેસાડી પાયમાલી પર લાવી—અંતે પોતે શું ફળ ભોગવે છે?? તે જુવો

## શેઠનો સાળો

શનીવાર તારીખ ૨૨ મીથી શરૂ છે

# સીનેમા મેજેસ્ટીક ગીરગામ

---

આવે છે    આવે છે    આવે છે

એજ કંપનીનું સુપર પ્રોડક્શન **રાજા ભોજ** છત્રીમાં લેખ અને વાણીયાની મેખ

જેમાં અમેરીકન સ્ટેશાળીઓનું કામ જરૂર જોજો

Reg. No B.

# શારદા ફીલ્મ કું.ની અદ્ભુત કૃતિ

આજેજ જુઓ ચાલુ છે આજેજ જુઓ

અવનવી ટ્રીકો પાછળ ધોધમાર પાણી માફક પૈસા ખર્ચ્યા છે ? ! !

ઇંદ્રના દરબારની સબ્જ પરી અને ચિત્ર બકાવલીને બાજુએ રાખે
તેવી પરીની અદ્ભુત આત્મ કહાણી છે.

ફાંકડી ફોટોગ્રાફી--ફાંકડી ડાયરેકટીંગ

## રત્નમંજરી

પાપરાનુ વમસાય ? સસરાજી નાચ્યા—કમરમાંથી વાંકા વળેલ
બુઢાઓએ બાકી જવાની મેળવી—?
કંકણમાંથી પેદા થતુ ભુત—ટોપી ચડાવી છુમંતર થતો છોકરો
નિસંતાનને પુત્ર-પ્રાપ્તી—?
કાકા મામા કહેવાના ને ગાંઠે હોય તો ખાવાના-વગેરે વગેરે અદ્ભુત પ્રસંગોથી ભરપુર
મરઘાં, બલાડાં, કુતરા, ઘોડા ઉડ્યા ? પણ મહેલનામહેલ અદ્ધર ઉડતા જોશો,

## કૃષ્ણ સીનેમા દુબાશ થીએટર

આવે છે આવે છે

પતિ ઘાતિની સતિ

અમારાં ચિત્રપટોની બુકીંગ માટે લખો—મેસર્સ મયાશંકર ઠક્કર એન્ડ કું.
૪૭, એ. એપોલો સ્ટ્રીટ--કોટ મુંબાઈ

આ પત્ર તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઇ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમાં મોજ-મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી
તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે

છ નાખવાનુ 1

# “પ્રેમના વ્યાકરણમાં ત્રીજો પુરૂષ છેજ નહિ!”

આ સોનેરી અને યાદગાર વાકયની સત્યતા તમને ત્યારેજ પુરવાર થશે, જ્યારે તમે
અમારા સ્ક્રીન ઉપર ચાલુ થયેલો ૧૦ ભાગનો ડ્રામા

# જમે—અજલ એટલે સાલમ્બો

જોઇ જવા-ની તકલીફ લેશો ઇ. સ. ની પુર્વે ૨૫૦ વરસ-નો બનાવ જેમાં એક ખરા પ્રેમી-ના સાહસો નો આબે-હુબ ચિતાર આપવામાં આવ્યો છે!



સાલમ્બોની દરેક અદા આશક થ-વાની ફરજ પાડે છે. તેના પ્રેમના સઘ-ળા કામો ઢંગ કરનારા છે. આનો દરેક દેખાવ આકર્ષક છે સાચ્ચા પ્રે-મીની સ્વ-ચ્છ ભાવના મનન કરવા લાયક છે.

**પ્રેમ ઘેલછા! પ્રેમના સાહસો! પ્રેમના સંકટો! પ્રેમનુ પરિણામ!!**

વખતઃ—બે કલાકનો જંગી શો ૫, ૭, ૯, ૧૧, શની રવિ ૩ વાગે. ભાવઃ—રૂા. ૨, ૧, ૦।।।, ૦।। ૦ ૦)

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

પેલા ઠઠ્ઠાબાજ જંગ બહાદુરની પધરામણી

## ૧૦ ભાગ નવાબ ચારલી ચેપ્લિન ૧૦ ભાગ

આવતા શનીવારે તમે એમને નવાજ અવતારમાં જોશો!



(શા મ ૧૬ ૩)　　રવિવાર તારીખ ૩૦ મી મે ૧૯૨૬　　(વર્ષ ૩ જું. અંક ૯

પત્રિકામા પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે વ્યક્તિ પરથી ઉપજાવી કાઢેલા નથી  અ મો મ

## સોરઠા

નામ સમજીને કરવુ

કામ સફળ સૌ થાય, સમજીને જ્યારે કરો
સમજ્યા વિણ દુખ થાય, પરિણામો કુડા આવતા

બ્રાહ્મણનુ અપમાન ન કરવુ

બ્રાહ્મણનુ અપમાન, કરવુ નહિ અજાણતા
દેવુ બહુ સનમાન, એજ ધર્મના લક્ષણો

વિશ્વજ્ઞાન મેળવો

વાંચો સૌ વર્તમાન, દેશ દેશના રોજના
એજ થશે વિદ્વાન, વિશ્વ જ્ઞાનને મેળવી,

સમાધાન કરવુ

બહુ બહુ યુક્તિ વાપરી સમાધાન સૌનુ કરો
ધરવી એવી ચતુરી, કડવાસ ઉત્પન્ન ના કરો

ઉચ નીચ વિચાર કરવો

જેવો જન અધિકાર, તેવુ તેને માનવુ
ઉચ નીચ વિચાર, કરો વિચારી ચાલવુ

ચીઠ ઉઘાડો ના

અન્યનુ લાખન જોઇ ખુશી થશો ના તમે,
ચીઠ ઉઘાડી જોઇ હાંકી રીઝો માનવી

કાનજી કાશીદાસ જોષી

# જુબેદા
અથવા
## રહસ્યમયી રમણી

### પ્રકરણ ૧૫ મુ.

અશ્વપૃષ્ઠ ઉપર મુસાફરી કરતા દિવસ પર દિવસ જવા લાગ્યા મારો સોબતી સુરસિક, રહસ્યપ્રિય, વાતુડીઓ અને સાહસી અરબ હતો અશ્વરોહણ વિદ્યામા તો વિશે પારંગત હતો છતા તેના પર હુ સપૂર્ણ વિશ્વાસ મુકી શકતો ન હોતો કારણ કે કારીખાનામા પેલા ચોરની સાથે થયેલી મુલાકાત મારા હૃદયમાં ડખતી હતી

મારો આ સદેહ મજબુત થવાનુ એક દિવસ ખાસ કારણ મળ્યુ એક દિવસ રાતના અમે એક ખજૂરીના વનની અદર રાવટી ઉભી કરી વિશ્રાતિ લેવા માડી સુતી વખતે લોહ અધચન્દ્ર સતાડી રાખેલી થેલી મે મારા ઓશીકે મુકી. લગભગ બેએક કલાક મે નિદ્રા લીધી હશે, પછી એકાએક મારા સોબતીના પગરવથી હુ જાગ્રત થયો નિદ્રાભગ થવા છતાં હુ ઉઠયો નહિ પણ અર્ધ ખુલ્લાં નેત્રે તે શુ કરે છે એ જોવા લાગ્યો ગાજેરી ઉઠીને બેઠો થયો હતો અને હુ જાગુ છુ કે ઉંઘુ છું એ જાણવા માટે મારી સમે જોયા કરતો હતો મા। મિચાયેલાં નેત્રો અને ગાઢ ભાવથી મુકાતા નિશ્વાસો સભળી હુ નિદ્રાવશ છુ એમ તેના મનને ખાત્રી થઇ ગઇ હતી

તે મારી પથારીથી ધીમે ધીમે ઉઠ્યો અને મારી સામે દૃષ્ટિ રાખી તેણે કમર ઉપર બાંધેલી એક લાંબી છૂરી બહાર કહાડી. તેના હાથમાં આવી ચકચકીત તીક્ષ્ણ ધારવાળી છૂરી જોઈ હું ભયથી કંપી ઉઠ્યો. મારા પ્રાણ ઉડી ગયા અને એક ક્ષણ માત્રમાંજ મારૂં આવી બન્યું એમ મારી ખાત્રી થઇ. મારી સામે જોઇ તે મનમાં અને મનમાં અરબ્બી ભાષામાં કાંઇક બડબડ્યો. પછી છૂરીને મેં દાંત વચ્ચે દબાવી ઘુંટણીએ ચાલી રાવટીની બહાર ઉભો રહ્યો. શું આ વખતે તે તેના સંગી ડાકુની રાહ જોતો હશે? આવા વિચારો ક્ષણે ક્ષણે મારા મનમાં ઉત્પન્ન થવા લાગ્યા. શું તેઓએ મારો વધ કરવાનો સંકેત કર્યો હશે? મેં કાન સતેજ કરી સાંભળવા પ્રયત્ન કરવા માંડ્યો પણ નૈશ-વાયુ પ્રવાહને લીધે તાલપત્રોના સર સર ધ્વનિ સિવાય બીજું કાંઇ સાંભળવામાં આવ્યું નહિ. કોઇ કોઈ વાર દૂરથી આવતા શૃગાલોનો ક્રંદનધ્વનિ કર્ણપથ પર અથડાતો હતો, પણ મનુષ્યનો કંઠસ્વર સાંભળવામાં આવતો નહોતો. અનેક ક્ષણ પછી મનુષ્યનો કંઠસ્વર મારા કાન પર અથડાયો-મેં મારી રિવોલ્વર હાથમાં પકડી અને તીક્ષ્ણ દૃષ્ટિથી હું ગાજેરી તરફ જોવા લાગ્યો.

મેં શું જોયું? ગાજેરી અત્યન્ત સતર્ક ભાવે-સંદિગ્ધની આદ્રક મુઠીમાં છૂરી પકડી સામેના ખુલ્લાં મેયદાન તરફ ચાલ્યો જતો હતો.

આમ કરવામાં તેનો શું હેતુ હશે એ હું સમજી શક્યો નહિ. મારો ભય ઉત્તરોત્તર વધવા લાગ્યો. હાથમાં અસ્ત્ર લઇ મારા તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી તેને જોતો જોઇને મારા દિલમાં ખાત્રી થઇ હતી કે, મારા પ્રાણનો વિનાશ કરવાનોજ તેનો ઉદ્દેશ હોવો જોઇએ. તો પછી તેણે તરતજ મને કેમ મારી નાખ્યો નહિ? બહાર મયદાનમાં શું કોઇ તેના સાથીઓ હશે? તેની મદદ લેવા ગયો હશે?

આ પ્રમાણે વિચાર કરતાં પંદર મીનીટ થઇ ગઇ, પણ ગાજેરી પાછો આવ્યો નહિ. મેં અનુમાન કર્યું કે, મારી પછવાડે પડેલા અરબને મારા નિદ્રાધીન થવાની ખબર આપવા ગયો હોવો જોઇએ. નિદ્રાધીન થયેલા શખ્સને માટે છૂરીનો એકજ વાર પ્રાણનાશ કરવાને પૂરતો છે. આમ હું સંદેહના વમળમાં ઝોકાં ખાતો હતો એટલામાં ગાજેરી પાછો ફર્યો. તેની સાથે કોઈ બીજી વ્યક્તિ હશે એવી મેં આશા રાખી હતી, પણ તે એકલોજ આવ્યો હતો, એટલે મેં શાંતિથી નિશ્વાસ મૂક્યો.

ગાજેરીએ પાછા ફરી પોતાની છૂરી તેની જગ્યાએ બરાબર મૂકી દીધી. ત્યાર પછી મારી નજીકમાં બેઠો અને બહાર મયદાન તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઇ રહ્યો. કેટલીક મીનીટ સુધી આમ જોયા બાદ તે મારી બાજુમાં સુતો અને તરતજ નિદ્રાધીન થઇ ગયો.

તે રાતના મને બિલકુલ ઉંઘ આવી નહિ. કોઇ દગો ફટકો થાય અને હું ગફલતીમાં રહી વિપત્તિમાં આવી પડું એવા ભયથી આખી રાત મેં જાગીનેજ કહાડી. અને નિદ્રા આવે પણ કેમ? જ્યાં સુધી મનમાં મૃત્યુના ભયની ધાસતી હોય ત્યાં નિદ્રા આવેજ કેમ! પરંતુ ભયનું કોઇ કારણ જણાયું નહિ એટલે ચિત્તને કંઇક શાંતિ વળી. આવી રીતે સુતાં સુતાં હું ગાજેરીનાં વિસ્મયજનક વર્તનનાં કારણો વિષે મનમાં ને મનમાં આલોચના કરવા લાગ્યો.

આ પ્રમાણે વિચારમાં ને વિચારમાં રાત્રિ વ્યતિત થઇ ગઇ. પ્રભાત થતાંજ અમે પુનઃ કુચ શરૂ કરી, પણ રસ્તામાં કોઇ જાતની શંકા રાખવા જેવું કારણ બન્યું નહિ. એક દિવસ સાંજના અમે આરામ લેતા ખજૂરીનાં વૃક્ષ નીચે પડ્યા હતા, તે વખતે પેલા અરબ વિષેની કાંઇ પણ ગુપ્ત વાત મળે એવા ઉદ્દેશથી મેં તેને પૂછ્યું:-"આપણે જે દિવસે ટ્યુગર્ટથી મુસાફરી શરૂ કરી તેની આગલી સાંજે કાફીખાનામાં તમે એક અરબ સાથે વાતચિત કરતા હતા તે કોણ હતો?"

મારો પ્રશ્ન સાંભળી ગાજેરી મારા મ્હોઢા પર એક સંશય સંદિગ્ધ કટાક્ષ ફેંકી બોલ્યો:-"એ એક અપરિચિત મુસાફર હતો."

મેં કહ્યું:-"તમારે મન અપરિચિત હશે, પણ હું તો તેને ઓળખું છું."

"શું! આપ તેને ઓળખો છો? ત્યારે તો તમે તે સાથે નિરાપદ રહેવા માટે ઉપાયો પણ શોધી રાખ્યા હશે!"

"ગાજેરી, તમે શું કહો છો? મારા પર કોઇ વિપત્તિ આવી પડવાની છે? શા માટે તમે તે વાતથી મને અજ્ઞાત રાખો છો?"

"તેનાં કેટલાંક કારણો હતાં; પરંતુ આજે જ્યારે તમે વાત ઉપાડી છે, તો ખુલાસો કરૂં છું. આપની આસપાસ એક ભયંકર કારસ્તાન રચાઇ રહ્યું છે. જે માણસને તમે મારી સાથે વાતચિત કરતાં જોયો હતો, તેણે આપની વિરૂધ્ધમાં મારી પાસે એક પ્રસ્તાવ મૂક્યો હતો. મેં તેની બધી વાત કઢાવી લીધી અને મને ખાત્રી થઇ કે, તેનું નામ લાબાકાન છે અને રણક્ષેત્રમાં ભયથી હાહાકાર મચાવી મૂકનાર સુપ્રસિધ્ધ ડાકુ હાજી અબુ સલામનો તે એક નિમકહલાલ નોકર છે."

"તેણે આપની પાસે શી માગણી કરી હતી?"

"તમારો પ્રાણવધ કરવામાં હું મદદ કરૂં તો એક સ્વર્ણ મુદ્રાથી ભરેલી થેલી ભેટ આપવા કબૂલ થયો હતો."

"તમે શું જવાબ આપ્યો?"

"તેના જેવા નિર્લજ્જ પરપિશાચને મદદ કરૂં એવો હું નમકહરામ નથી. મેં તરતજ તેની વાતને તુચ્છકારી કહાડી."

"પણ મારા પ્રાણનો નાશ કરવા તે તત્પર થયો છે, તેનું કારણ?"

"તે વિષે લાબાકાને મને થોડી વાતો કરેલી છે. હાજી અબુ સલામની ટોળી આપને પકડી વધ કરવાને લઇ ગઇ હતી, પણ આપ ચતુરાઇથી તેઓની પાસેથી છટકી ગયા હતા.

એટલુંજ નહિ પણ ત્યાંથી નહાસી આવવા પહેલાં તમે એક અદ્દમૂલ્ય રત્ન પણ તમારા પાકીટમાં લઇ આવ્યા છો !"

"બહુમૂલ્ય રત્ન ! તમે શું કહો છો ? હું તેમનુ રત્ન ચોરી લાવ્યો નથી. શત્રુના હાથમાં પ્રાણ સપડાયા હોય તે વખતે રત્નનો લોભ રાખી વધારે વિપદમાં પડું એવો હું મૂર્ખ નથી."

"પણ લાબાકાન તો કહેતો હતો કે, આપ જે ચીજ ચોરી લાવ્યા છો તે સ્વર્ણરૌપ્ય કિંવા હીરાની નહિ પણ તેઓની જાતીય સંપત્તિ તુલ્ય અતિ કીમતી અને દુર્લભ ચીજ છે. તે ચીજ તમારી પાસેથી મેળવવા માટે પોતાનો પ્રાણ જાય તો હરકત નહિ પણ મેળવવીજ તેવો તેણે નિશ્ચય કર્યો છે અને હાજી અબુસલામે તેવી આજ્ઞા કરી છે. આ ચીજ તે તમારી પાસેથી લઇ આવે તો તેને પોતાના જનાનખાના માંહેલી સર્વ શ્રેષ્ઠ સુંદરી આપવાનું તેણે જાહેર કર્યું છે. અને જો તે રત્ન વિના પાછો ફરે તો તેનું માથું ધડથી જૂદું કરવામાં આવશે એવી તેને સખ્ત તાકીદ કરવામાં આવી છે."

"આવી કીમતી ચીજ કે જે મેળવવા માટે આટલું બધું સાહસ કરવા તે તૈયાર થયો છે, તે વિષે તમે ખુલાસો પૂછ્યો છે ?"

"હા, પણ તેણે સ્પષ્ટ ઉત્તર આપ્યો નથી. માત્ર એટલીજ ખબર પડી કે, તે ચીજ એક વખત હાથમાંથી ગઇ, તો તેની પૂર્તિ કરે તેવી જગતમાં એક પણ ચીજ અસ્તિત્વ ધરાવતી નથી."

"વારૂ, લાબાકાન એકલોજ મારી પછવાડે આવે છે કે, તેના બીજા સાથીઓ પણ છે ?"

"લાબાકાને મારી સાથે જે વાતચિત કરી છે, તે પરથી હું માત્ર એટલું જાણી શક્યો છું કે, તમારો વધ કરવા માટે એક ભયંકર પ્રપંચજાળ બિછાવવામાં આવી છે. તમે તેઓનું કોઇ ગુપ્ત રહસ્ય પણ જાણી ગયા છો અને તે તમે કોઇ ત્રીજી વ્યક્તિને જણાવો તે પહેલાં તો તમારૂં ધડ શીરથી જૂદું કરી નાખવું એવી આજ્ઞા થયેલી છે. એટલે હવે આપ એકલા મુસાફરી કરો એ હું યોગ્ય ધારતો નથી."

"યોગ્ય હોય યા નહિ, હાથમાં લીધેલું કાર્ય પૂર્ણ કર્યા સિવાય ફરતો નથી. આગારેજ નગરમાં જ્યાં સુધી હું પ્રવેશ ન કરી ચકું ત્યાં સુધી મને શાંતિ મળે એમ નથી. મેં પણ જીવનનો–દાવ ખેલીનેજ આ પ્રતિજ્ઞા કરી છે. જો રસ્તામાં મારા પ્રાણ જાય તો નિરૂપાય છું–બાકી દેહમાં પ્રાણ છે ત્યાં સુધી કાર્યોધ્ધાર કર્યા સિવાય રહીશ નહિ."

"ઇશ્વર તમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરો. તેની પ્રાર્થના કરો એટલે રેતીનાં વટોળીયાની માફક તમારી બધી આપત્તિ ઉડી જશે."

"ગાજેરી, તમારી આ મંગળકામના માટે ઉપકાર માનું છું. મારા જેવા વિદેશી તરફ સ્નેહભાવ દર્શાવી તમે જે મદદ કરી છે, ભાવિ સંકટ માટે સચેત કર્યો છે, તે માટે ઇશ્વર તમારૂં ભલું કરશે, અને મૃત્યુ બાદ તમે બિહિશ્તમાં જશો."

આમ વાતચિત ચાલી રહી હતી એટલામાં ગાજેરી નિદ્રામાં પડ્યો, પણું મારા મનની વિચલિત સ્થિતિને લઇને નિદ્રા આવી નહિ. મારી ચારે બાજુએ વિપત્તિનો સાગર ઉછળી રહ્યો હતો. લોહ અર્ધચન્દ્ર મારી પાસે છે, તેની હાજી અબુ સલામને ખબર પડી ગઇ છે અને મારા પ્રાણનો પણ નાશ કરીને તે મેળવવા માટે લાબાકાનને મોકલ્યો છે, એ વાતમાં અવિશ્વાસ લાવવા જેવું કારણ નહોતું. હવેજ મારા મનને ખાત્રી થઇ કે, ગાજેરી તે રાતના છુરી લઇને બહાર નીકળ્યો હતો, તેનું કારણ શું હોવું જોઇએ. મારા પર અપકાર કરવા નહિ પણ ઉપકાર કરવા. શત્રુના આક્રમણથી મારૂં રક્ષણ કરવા માટેજ તે રાત દિવસ સચેત રહેતો હતો. અહા ! કહેવાતી અશિક્ષિત જાતિમાં પણ કેટલી નમકહલાલી અને ઇમાનદારી ! એવા ઉદ્ગાર મારા મુખમાંથી નીકળી પડ્યા. તેની તરફ સંદેહની દ્રષ્ટિએ જોઇ, મેં પાપ કર્યું હતું. મારા મનને ઘણો પશ્ચાતાપ થયો પણ મેં તેને તે વાત જણાવી નહિ.

પરંતુ એક વાતનો સ્ફોટ મને થઇ શકતો ન હોતો. લોહ અર્ધચન્દ્ર મારી પાસે છે, તેની હાજી અબુ સલામ યા તેની ટોળીના માણસોને ક્યાંથી ખબર પડી ? જુબેદા એ વાત કોઇને કાને કરે એમ માની શકાય નહિ. ત્યારે શું સંદેહનું પરિણામ હશે ! તેટલા માટેજ સંદેહને વશ થઇ જુબેદાનો હાથ કાપી નાખવામાં આવ્યો હશે અને મારૂં મસ્તક કાપી નાખવાનો હુકમ ફરમાવવામાં આવ્યો હશે ?

ગમે તેમ હોય, મારૂં જીવન નિરાપદ નથી એ સ્પષ્ટ સમજી શકાતું હતું. લાબાકાન મારી પછવાડે પડ્યો હતો. પોતે હિંમતવાન નહિ હોવાથી કોઇને પણ લાલચ આપી તે મારો વધ કરાવવા માગતો હતો. ગાજેરીને તેણે પોતાના પક્ષમાં લેવા પાસો ફેંક્યો હતો, પણ તેમાં તેને ફત્તેહ મળી નહિ. પૃથ્વી પર શું બધા ગાજેરી જેવા હશે ! કેમ માની શકાય ? લોભને વશ થઇ કોઇ હમલો નહિ કરે તેની શી ખાત્રી ! આમ વિચારમાળામાં મારૂં જીવન વ્યતિત થતું હતું.

બે દિવસ બાદ અમે આફ્રીકામાં આવી પહોંચ્યા. ત્યાં એક રાત વિસામો લઇ ગાજેરી પોતાના રસ્તે ચાલ્યો ગયો અને હું કોઇના પણ સંગાથ વિના શત્રુદલવેષ્ઠિત અપરિચિત પથે મારી મુસાફરી શરૂ કરવા લાગ્યો. અપૂર્ણ.

## આવે છે! આવે છે!! આવે છે!!

# ફાતમા ફિલ્મ કું॰ની અદ્‌ભુત કૃતિ




## કે જેમાં

મીસ જુબેદા, બેગમ ફાતમા, મીસ બ્લાંશ બ્હર્ન મેડમ ટોસકા

વગેરે વગેરે જાણીતી અને માનીતી નટીઓના સ્ટાફ

સાથે અવલથી આખર સુધી દીલ ધપકાવનારાં

બનાવોની પરંપરા અને અપુર્વ મોજ જોશો

# "હું કેમ પરણ્યો ? ! !"

લખનાર-રા. પ્રાભુશંકર રવિશંકર ત્રિવેદી

હું ઉમરાલાનો રહેવાસી છું અને બે પૈસે સુખી છું. મારો ધંધો ધીરધારનો છે. ઉમરાલાની આસપાસ મારાં ઘરાકો છે. અવાર નવાર ઉઘરાણીએ મારે જવું પડતું. હાલમાં લુટારાઓનો ને બ્હારવટીયાનો ત્રાસ વિશેષ હતો. તેથી મારે ખુબ સાવચેતી રાખવી પડતી હતી. મહિનામાં હસેંડાના એક આસામીનો વાયદો હતો. તેથી મારે ત્યાં જવું પડ્યું. રૂપીઆની રકમ મોટી હતી. હજાર કે બે હજાર લાવવાના હતા. તેથી ઘેરથી સાદાં અને ફાટયાં તુટયાં લુગડાં પહેરી હું નીકળ્યો. મારૂં ગામ એવું સાધારણ છે કે તમે ગમે તેવાં કપડાં પહેરશો તો પણ ચાલે. મહાત્મા ગાંધીજીની અગાઉ અમોએ ખાદીની વાત ચલાવી હતી. અમે ગંજીયું પાણકોરાનું પહેરતા. એવાં કપડાં પહેરી આપણે નીકળ્યા. શકન સારા થયાં એટલે જતાં કાંઇ અડચણ પડી નહિ. ઘરાકને ઘેર લાડુ ઉડાવી રૂ. બે હજાર કઢાવ્યા. મારી ફાટેલી ટોપીની અંદરના અસ્તરમાં બે હજારની નોટો સેરવી દીધી ને બપોર ચાલી નીકળ્યા. રસ્તો સારો હતો, પરંતુ રસ્તામાં બ્હારવટીયાનો ભય વિશેષ હતો. તેમ મને આજે મોડું થવાથી મનમાં પાકી દહેશત હતી તેથી સાવચેતીના ઉપાય તરીકે નોટો ટોપીમાં ઘાલી ઝપાટા બંધ હું ચાલ્યો.

મારા ગામ સુધી આવતાં સૃષ્ટિ સૌંદર્ય જોવાનું કાંઇ ખાસ મળતું નથી. તો પણ શિયાળાનો દહાડો હતો એટલે ખેતરોમાં લીલો હરિયાળો પાક હતો. પાકના દાણા આવ્યા ન હોતા.

કોઇના ડુંડામાં દુધ ભરાયું હતું. એવા દુધ ભર્યા કેસરનો પરાગ સાંજના પવનને સુવાસ આપી રહ્યો હતો. આથમતા જતા સૂર્યનો છેવટનો રંગ સોનેરી તેજનો અમલ કરતો હતો. કવિઓ કે પેઇન્ટરો ચિતરે તેવું સૃષ્ટિ સૌંદર્ય આ નહિ હોય! પણ ગામડામાં જે દેખાવો જોઇને અમે-લોકો રાચીએ છીએ તેનું ચિત્ર આ વખતે મારી આંખે પડ્યું.

સૃષ્ટિ સૌંદર્ય સાથે પ્રકૃતિગાન સુહાતું હતું. પોપટ મેના ત્યાં મધુર વાણી બોલતા ન્હોતાં, પરંતુ ચકલીઓ ચીંચી અને કાગ કા કા કરતા. પીતનાં પાક હવે ઓછા થયા છે તો પણ દોરેલથી હળવા થયેલા કોસનો મીઠો ધ્વનિ દુરથી એંચાઇ આવતો હતો. મારૂં મન ગલગલે ચડ્યું. પ્રેમના ઉલ્લાસના તરંગો આવવા લાગ્યા. મારા ગામને હવે વધારે છેટું નહોતું પણ મોડું ન થાય એ માટે આવાં નકામાં સમણાંમાંથી જાગ્રત થઇ મેં ચાલવા માંડ્યું.

(૨)

દુર એક લીમડો હતો. તે મને સ્પષ્ટ દેખાવા લાગ્યો. "આખા લીમડામાં એક થળ મોટું કે રજોટાક રંગીલો" એ ગોપ-કાવ્ય મને સાંભર્યું. હું લલકારતો ચાલ્યો. લીમડો દુર હતો. પગલાં ગણી ગણીને ઝટ ચાલ્યો. થોડે આધે વાવ આવી તે જોવા ઉભો ન રહ્યો. પાંચેક મિનીટમાં "ખોડીઆ રઘુનો" આવશે. હાલ તો ખાલી છે. પાણીએ નહોતું. એ ધુનાની જગ્યા ચોર લુટારાને ફાવે તેવી છે ને ત્રણ રસ્તા ભેગા મળે છે ને ધુનો દુરથી જણાતો નથી. આ વખતે સૂર્ય નારાયણ બરોબર ક્ષીતિજ આગળ આવ્યા હતા, વખત રોંઝો ટાણાનો હતો.

જેવો હું ધુના પાસેથી જતો હતો, તેવામાં બુકાની બાંધેલા અને હાથમાં ભાલો લીધેલા ત્રણ જણ બાજુ ઉપરની વાડેથી નીકળી મારી સામે આવ્યા. મારા તો હોંસ કોસ ઉડી ગયા. અમારી વચ્ચે દશેક કદમનું છેટું રહ્યું હતું. ત્રણમાં જે મુખી જેવો હતો તેણે ફરમાવ્યું. "ખબરદાર! ત્યાંજ ઉભો રહે."

હું અચકાયો, ને દેખાતી હિંમત ધારણ કરી બોલ્યો, "આ ઉભો શું છે!"

"શું છે, તે સમજતો નથી! પાસે જે હોય તે ધરી દે." આટલી વાત દરમ્યાન મને થોડી ધીરજ આવી હતી. મેં યુક્તિ: બંધ મારી ગીધરેહાલ ટોપી આગે ફેંકીને કહ્યું.

"લો આ. "ફાટી સરખી" ટોપી ને લુગડાં." એટલું બોલી લુગડાં ઉતારતાં ઉતારતાં મેં કાંઇક રોફ સાથે વિનવવા માંડ્યું:—

"ભિક્ષુક બ્રાહ્મણનાં આટલાં લુગડાં લઇ તમે હવે તાલેવાન થજો."

આ ટોળવાળી વિનવણીની જાદુઇ અસર થઇ. એમ પણ હોય કે લુગડાંનો હાલ જોઇ તેમની ખાત્રી થઇ હોય કે, આની પાસે કાંઇ નથી. ગમે તેમ હોય પણ મુખીએ કહ્યું, "જા તું બ્રાહ્મણ છે, તેથી તને જવા દઇએ છીએ." લુગડાં પહેરી ટોપી ઉપાડી મેં ચાલવા માંડ્યું કે તુર્ત મારી પીઠ પાછળ હાથ મુકી મુખીએ મને કહ્યું, "ઓ લાડુ ભટ, આ પાછળ આવે છે તે કોણ છે!" મેં પાછું વાળી જોયું તો કોઇ સ્ત્રી આવતી હતી. સુરજ આથી ક્ષિતિજમાં પહોંચી ગયો. એટલે હજી કુમળું અજવાળું હતું. તેથી તે બાઇએ, ઘરેણું ગાડું પહેરેલું હતું એમ દેખાયું મને બીક લાગી કે—રખેને આ લોકો તેને સતાવે કે લુંટે તેથી કે કોણ જાણે કેમ મારા મોંમાંથી નીકળી ગયું કે—

"મને શું કામ પુછો છો! એનેજ પુછોને!"

તે બાઇ એવામાં પાસે આવી પહોંચી. તેને ઉદ્દેશીને મુખીએ પૂછ્યું,

"બાઇ આ તારો કોણ થાય?" મારૂં કહેવું સાંભળ્યું હોય, અગર હકીકતથી પરિચિત જાણી તે ચાલી ગઇ હોય, કે ગમે તેમ હોય, પણ તેણે જવાબ વાળ્યો,

"કોણ તે વળી કોણ ? મારા ઘરવાળા-વર થાય."

આ જવાબ સાંભળીને હું તો દીગમુઢ થઇ ગયો. સાથે બાઇની હિંમત ઉપર આફ્રીન થઇ ગયો. મેં ધીમે ધીમે આગળ ચાલવા માંડ્યું, એટલે મુખીએ નિર્ણય જાહેર કર્યો.

"જા, બ્હેન જા, તું બ્રાહ્મણની સ્ત્રી છે, ને તારા વરને અમે હમણાં છોડી દીધો છે તો તને પણ જવા દઇએ છીએ. તારી પાસે માલમતા તો ઠીક છે. પણ ભગવાન તેનો બદલો અમને આગળ ઉપર આપશે."

એ બાઇ ઉતાવળે મારી પાસે આવી લાગી. પાંદડાની માફક તેનું આખું શરીર ધ્રુજતું હતું, તેને ઘણી બીક લાગી હતી. મને પકડી પાડી તે બોલી, "મને સારો સંઘાત મળ્યો. હેઠ સુધી ઇશ્વરનો પાડ, તેના બીકથી થરથરતા મોંમાં મને કાંઇક અજબ મોહિની લાગી રૂપાની ઘંટડીનો અવાજ કોઇ દિવસમાં નહિ સ્વપ્નાં કાંઇ અપૂર્વ મોજાં મારા કાનને અથડાયાં. મેં તેના સામું જોયું ને તેજ ક્ષણે તેણે "કોણ તે વળી મારા ઘરવાળા" એવો આપેલો જવાબ યાદ આવ્યો તે નીચે જોઇ ચાલતી હતી તેથી મેં બારીકાઇથી તેને જોઇ.

( ૩ )

આ મૂર્તિ કાંઇ અજબ હતી. કવિઓ કે સૌંદર્ય પ્રેમીઓ વખાણે તેટલું રૂપ એનામાં નહોતું. પરંતુ રૂપથી પણ કાંઇક અધીક તેનામાં હતું. તે અવર્ણ્ય હતું. તે મદમાતી નીડર ચાલતી હતી. હું માત્ર ખેંચાતો હતો બ્રહ્માએ તેને થોડી ફુરસદે ઘડી નહોતી; પરંતુ તેના દરેક અંગમાં અને ઉપાંગમાં જોબન ખીલી નીકળેલું હતું. ગુલાબી સફેદાઇને બદલે ચંપકવર્ણી ઝાંટ તેના શરીર ઉપર હતી. વિંધેલું નાક, રંગેલા દાંત અને છુંદેલા છુંદણા ઉપર મને સ્વાભાવિક અણગમો છે. છતાં તે બધાની હાજરી અહિં બાધકારક લાગી નહિ. હસું હસું થતું તેનું મ્હોં શરાવદાર ગાલમાં પડતા ખાડા, બેપરવાઇથી ઓળેલા માથાની ઊડતી લટો, અતિ વિશાળ અણીઆળી આંખો મને પરવશ બનાવવા બસ હતી. હું પરણેલો હતો. પણ મારી વહુ નાનપણમાં ગુજરી ગયેલી ને કન્યાની અછત એટલે ફરી કાંઇ વિવાહ થયેલો ન હોવાથી રાંડેલો છતાં હું કુંવારો હતો. મારૂં લક્ષ ચાલવામાં ન હોતું. હું તો આ સ્ત્રી તરફ ઘડી ઘડી જોઇ રહેતો. મને ઠોકર વાગતી તેની પરવા ન હોતી. ઠોકર વાગે ત્યારે સમજણ આવે એવું અત્યારે ન હોતું.

એક પવનનો ઝપાટો આવ્યો. ને તેનું માથું ઉઘડી ગયું. અહાહા ! કેવો મોટો ચોટલો ને કેવા સુંદર વાળ તે માથું ઉઘાડું રાખે તોજ ઠીક, પણ માથે ઓઢી લીધું. તેણે રહેજ પાતળો કાળો કંઝ્રો પહેર્યો હતો. તસતસતું કાપડું અંદર હતું. કાપડું શરીરને ટાઇટ રાખે છે, ને તેથી કેડને છાતી મને અરસપરસ પ્રમાણમાં રહી શકે છે. હાલના કોર્સેટની માફક કંઝ્રાની આરપાર તેનું નાજુક પેટ કાપડાના ઉપલાણુ સુધી આખું અસ્પષ્ટ હતું. આપણે તો ભાન ભુલી ગયા અને પૂછ્યું,

"બાઇ ! ક્યાં રહો છો ?"

"ઉમરાળા." ટુંકો જવાબ વાળ્યો.

"ઉમરાળામાં ક્યાં ?"

"પોળમાં." ફરી ટુંકો જવાબ મળ્યો.

"કામાતુરાણામ્ ન ભયમ્ ન લજ્જા." એ પ્રમાણે આપણે તો પુછ્યું,

"પરણેલાં છો ?"

એ શબ્દો સાંભળીને ઘણી ચીડાઇને બોલી,

"એનું શું કામ પુછો છો ? મેં લુટારાને કહ્યું કે તમે મારા ઘરવાળા છો તેથી ? કહ્યું માટે કાંઇ થઇ ગયા ? બોલવા તે તો એ દયા પણ હવે મને સતાવશો નહિ. તમે તમારે રસ્તે ને હું મારે રસ્તે-હવે આપણે છેટું નથી !"

તે આ બોલ બાલ્યેજ બોલી રહી હશે એટલામાં બાજુની વડ પાછળ ખડખડાટ થયો.

નછ્છના ડીંડામાંથી એક આકૃતિ બહાર આવી. એક-દમ મારી નજીક તે દોડી આવી પાસે આવતાં જણાયું કે એ પેલો મુખી હતો. આવતાંજ તેણે ગુસ્સામાં પ્રશ્ન કર્યો.

"કેમ અલી ! તું કહેતી'તીને કે એ તારા ઘરવાળા છે ? ને હવે કેમ કહે છે કે તમારે ને મારે શું ? એમ દાગીના લઇને છટકી જવાશે નહિ મને પહેલેથીજ શક હતો કે દાળમાં કાંઇક કાળું છે તમે બંને વર વહુ નથી. ઉતાર તારા દાગીના."

હું તો સડકજ થઇ ગયો ને પેલી તો ફીયાં ફીયાં થઇ ગઇ. તેનું મોઢું રડું રડું થઇ ગયું. કાંઇ પણ દયા રાખ્યા વગર મુખીએ ભાલો ઉગામ્યો અને પછી તે પોકાર્યો,

"માને છે કે નહીં ? એ તારા વર થતાનું હવે કાંઇ ચાલવાનું નથી."

કાંઇ પણ રસ્તો ન હોવાથી તે ધ્રુજતી આવીને મારી કોટે વળગી. એક દીન મુખ કરી તેણે મારી સામું જોયું. તેના બંને હાથ મારા ગળા આસપાસ વીંટાયલા હતા. તે બંને હાથ દરેક પળે વધારે સખ્ત બંધનમાં મારૂં ગળું ભીડતા હતા હવે શું કરવું ? મેં તેના સામું જોયું ? મેં શું જોયું ? તેના કપાળમાં ચાંલ્લો નહોતો ને હાથે માત્ર એકેક સોનાની બંગડી હતી. શું તે વિધવા હતી ? વધારે વિચાર કરવાનો વખત ન હોતો. મને એક વિચાર સુઝ્યો. મેં તેને માનભેર બથ્થી ભરીને કહ્યું,

"વ્હાલી ! લુંટારા પોતે જુઠ્ઠા હોય, એટલે બીજાને જુઠ્ઠા માને. તેઓ વળી લોભી એટલે આપણે કરીશું તે માન-વાના નથી. હશે ઉતારી આપ તું તારા દાગીના."

મારા વર્તનનો ભાવ તે બરાબર સમજી ને દાગીના ઉતારવા લાગી. એટલામાં પેલો આવ્યો.

"એવું માં બોલો. મેં તમારી તમામ વાતચીત સાંભળી છે. મને પહેલેથી વ્હેમ હતો કે, બાઇ જુઠ્ઠું બોલી છે એટલે

હું તમારી પાછળ પાછળ છુપાતો લપાતો ચાલ્યો આવું છું. તેણે તમને કહ્યું ન હોતું કે તમે તમારે રસ્તે ને હું મારે રસ્તે? બોલો તમે જુઠ્ઠા કે હું ? લુટારા પણ પોતાનું વચન પાળે છે."

એક પળ વિચાર કરી અપૂર્વ શાંતિ ધારણ કરી મેં ઉત્તર આપ્યો.

"તમે રજેરજ સાચું બોલ્યા છો. પણ મૂળ વાત એમ છે કે, અમે બંને ધણી ધણીયાણીને બનતું નથી. તેથી ક્યારનાં જુદાં રહીએ છીએ. ને તેથીજ તમે સૌથી પહેલાં મને પૂછ્યું કે એ તમારી શી સગી થાય ? ત્યારે મેં કહ્યું કે, એને પૂછો. આંહિ અચાનક અમારો ફરી ભેટો થવાથી સમાધાન માટે હું સમજાવતો હતો. તે ન્હોતી માનતી. દરમ્યાન તમે ઠીક આવી લાગ્યા. તમે અમારો ફરી સબંધ કરી આપ્યો તમે જોયું ને હવે કેવી તાળે થઇ ગઇ ?"

મારા બોલવાને એ બાપડીએ ટેકો આપ્યો અને બોલી,

"મેં મારી ભુલ જોઇ છે. અને હું હવે પસ્તાઉં છું." અને ગળામાંથી કંઠી ઉતારી મુખી તરફ ફરી તેણે આગળ ચલાવ્યું "લે ભાઈ–આ–એક કંઠીઃ મને બહુ બીક લાગે છે. તારો ભાલો દૂર મૂક."

આ વાતચીતથી મુખીનું હૃદય પીગળ્યું. ગળગળો થતાં તે તે બબડયો.

"બળ્યો વર ને બળી જાન. જાઓ, ભાઇ જાઓ મારે કાંઇ નથી જોઇતું. પણ યાદ રાખજો કે તમે લડી પડેલાં વરવહુ હવે જો આંહિથી જઇ એકઠાં–એકજ ઘરમાં નહિ રહો તો તમો બંન્ને જુઠાં છો. એમ માની તમો બંનેને ઘેર આવી આ ભાલાથી ઠાર કરીશ, અને ઘરબાર લુંટી લઇશ. એમ ન કરૂં તો મને.........નો આણ છે."

એટલું બોલી તે એકદમ દોટ મુકી નાસી ગયો.

(૪)

લુંટારાથી છુટયા તો ખરા, પણ અમારી ખરી મુસીબત તો હવેજ શરૂ થઇ. અમને આ શું સુઝ્યું ? હવે શું કરવું ? ક્યાં જવું ? મને પસ્તાવો થયો. મારૂં અંતઃકરણ મને ડંખવા લાગ્યું. મેં આ શું કર્યું ? અને હવે શું કરવું ? એટલામાં તે બાઇ બોલી,

"ભાઇ ! તમારો ઉપકાર માનું છું. તમે ન હોત તો એ મુવો મને મારી નાખત કે આબરૂ લેત. એનો ભાલો જોઇ હું તો થરથરી ગઇ છું."

હું સાંભળી રહ્યો. ઘોર અંધારી રાત શરૂ થઇ હતી. અમે ગામની લગભગ ભાગોળમાં આવ્યાં હતાં. ત્યાં ઉભા રહ્યે કાંઇ વળે તેમ ન્હોતું તેથી છેવટે મેં કહ્યું,

"ચાલો બ્હેન, આપણે હવે જતાં રહીએ."

"હા, પણ હવે પેલા મુવાની ધમકીનું શું ? આપણે શું કરીશું ?

"ગામમાં તો જવુંજ પડશે, એમ કાંઇ એની ધમકીથી ડરી ગયે પાર આવશે ? તમે તમારે ઘેર જાઓ, હું તમને મૂકવા આવીશ."

"ના–ભાઇ, એમ ન થાય...ને તે પણ આજે ને આજે. તમે જોયું ને કે એ રડયો કેવો હમણાં ફુટી નીકળ્યો હતો. પાછો મુવો આપણી પુંઠે લાગેલો હોય તો ?"

"ત્યારે શું કરવું ? આજનો દિવસ ત્યારે કાં તો હું તમારે ઘેર આવું કે કાં તો"–એટલું બોલી હું અચકી ગયો.

"કે કાં તો હું તમારે ઘેર આવું." તેણે વાક્ય પુરૂં કર્યું, અને ઉમેર્યું–"હા ! ચાલો."

અમે ચાલવા માંડયું. "નાનાં પગલાં" એ આવી દશ ફરી મન સાફ કરી અમે બંને મારે ઘેર આવી પહોંચ્યાં. વખતે રાતનો પૂર્ણ અમલ શરૂ થયો હતો.

ઘેર તો આવ્યાં, પણ હવેજ મારી ખરી મુંઝવણ શરૂ હતી. શરૂઆતમાં રમણીય હોવા છતાં, એ મુંઝવણ હવે ખરેખર સાલતી હતી. સાવિત્રિ જેટલી નિર્દોષ–અને પવિત્ર સ્ત્રી આમ એકાએક મારા ઘરમાં આવી ચઢી હતી. ઘર ઘણું નાનું હતું ને હું એકલો હતો. અમારી કસોટીનો વખત હતો. તો ગમે તેમ કરી પસાર કરી–પણ સવારમાં તેણે પોતાને જવાની ચોકખી નાજ પાડી. એને તો હજી બહારવટીયાનો ભાલો દેખાયા કરતો હતો. એને માટે ખાવા પીવાની તથા કપડાં લાવવાની ગોઠવણ મારે કરવી પડી. મુળે વાંઢો અને લુગડાં ખરીદવાં એ કેટલું શરમનું કામ ! સવારમાં મેં એને એકલી કેવી રીતે આવી ચઢી તે પૂછ્યું. તેણે ખુલાસો કર્યો.

"હલેન્ડાથી સંઘાત જોઇ હું સાડા પાંચ વાગે નીકળી. સૌ ટેકરા ઉપર વિસામો ખાવા બેઠા. હું જરા પાસેનાં ઝરણાંમા પાણી પીવા ગઇ ને સૌ મને ભુલી ગયાં અને ચાલ્યાં. ને હું એકલી પડી ગઇ. તમે મને જરા દુર દેખાયા એટલે પણ એકદમ ચાલવા માંડ્યું."

આમને આમ એક દીવસ બે દીવસ ચાલ્યા ગયા. મારી મુંઝવણ વધતી ગઇ, મને હવે લોક નિંદાનો ડર લાગ્યો. આ રીતે બૈરી ઘરમાં છુપી કયાં સુધી રહે ! ને એમ સાપનો ભાર જાળવી શી રીતે રખાય ? એ તો ડરની મારી એને ઘેર વાત કરતો જ નહોતી. છેવટે મારે ખુલ્લે ખુલ્લું કહેવું પડ્યું

"જુઓ બાઇ ! તમારૂં નામ શું ?"

"મારૂં નામ ગુલાબ !"

"જુઓ ગુલાબ !" આમને આમ દહાડા કેટલા તમે ને મેં શી ચોરી કરી છે કે આમ છાના રહેવું ?"

"ત્યારે શું કરવું ?"

"તમે તમારે ઘેર જાઓ ને મને છુટો કરો"

"એ કેવી રીતે બને ? બ્હારવટીઆએ આપણને ઘરમાં રહેવાનો હુકમ કર્યો છે. જુદા પડીએ તો જીવ જોઇએ.

"પણ માથે અપવાદ આવે તેનો વિચાર કર્યો ?"

"હા તે વાત ખરી પણ શું ભાઇ બ્હેન એકઠાં

નથી રહેતો ?"

"આપણે કાંઇ ભાઇ બ્હેન નથી ને આપણે કહીએ તો કાંઇ લોકો માને નહિ. હવે માત્ર બે રસ્તાજ છે કાં તો છુટા પડવું કે કાં તો—"

"કાં તો શું ? કેમ અચકી ગયા ?"

"કહું ? તમને ખોટું લાગશે ?"

"ના ના, કહો મને ખોટું નહિ લાગે."

"પણ ભેગા રહેવાની તો તમે ના કહો છો ને ?"

"આવી રીતે નહીં."

"ત્યારે વળી કેવી રીતે ?"

"જે રીતે રહેવાય તે રીતે-દુનીયાની ચાલતી રીતે-પરણીને."

"મેં ક્યારે ના કહી છે ? હું તો ક્યારની એજ કહું છું પણ તમારા લક્ષમાં એ વાત ક્યાં આવે છે ?"

આ વાત નક્કી થઇ. ઉમરાળામાં નાત-જાત સમક્ષ એ એ કાર્ય થાય નહિં. વળી એ બાઇ કોણ છે તેની પણ મને ખબર નહોતી એટલે છાનામાના મુંબાઇ જઈ એકાદ સુધારક સંસ્થાના આશ્રય નીચે પુનંલગ્ન કરવાનું નક્કી કર્યું. રાતોરાત અમો ઉપડી ગયાં અને ટ્રેઇનમાં બેસી મુંબાઇ આવ્યા.

(૫)

મુંબાઇમાં પુન ર્વિવાહના હોલમાં-મહા મહીનાની સુદ પાંચમે અમારૂં લગ્ન છડેચોક થયું. આગેવાન સુધારાવાળા સમક્ષ અમારો હસ્ત મેળાપ થયો. પહેલું મંગળ ફરી રહ્યાં કે તુર્ત બુકાની બાંધેલો અને હાથમાં ભાલો લીધેલો એક માણસ હોલમાં દાખલ થયો. તેને જોઇને મારા હાંજા ગગડી ગયાં. બહારવટીઆનો મુખી આમ ત્રીજી વખત અણીની વખતે ક્યાંથી ફુટી નીકળ્યો ? મને જોઇને તેણે ભાષણ કર્યું.

"અલ્યા બ્રાહ્મણ ! વાહ તારી ચતુરાઇ ! હું કહેતો હતો કે તમે પરણેલાં છો ? એવું જુઠું બોલી આ બાઇડીનું ઘરેણું બચાવ્યું. ને કહેતો ગયો કે, અમે લુટારા જુઠા. શું જુઠો છે કે અમે ? ને પાછું ઘરેણું બચાવ્યાના બદલામાં એ બાઇને આજે પરણવા નીકળ્યો છે ! તમને શી શીક્ષા કરવી ?"

અમે બંને લેવાઇ ગયાં કેમકે તેણે ભાલાવાળો હાથ ઉંચો કર્યો હતો. અમારાં ઉતરેલાં મોઢાં જોઇ એણે ઉમેર્યું.

'અહો' તમે પરણેલાં ન હોતાં ને હવે પરણ્યાં. ચાલો વિધિ પુરી કરી નાખો.

"અમેં ચારે મંગળ ફેરા પુરા કર્યાં. અમે પરણી ઉઠયાં. એક હજાર રૂપીઆની નોટ ગુલાબના હાથમાં મુકીને જતાં જતાં મુખીએ આશીર્વાદ આપ્યો.

"લો આ મારો ચાંલ્લો ! રામ રામ હું જાઉં છું. મારાથી બ્હીશો નહિ. હવે હું પ્રસન્ન થયો છું—તમે ભલે પરણ્યાં. ઇશ્વર તમારૂં જોડું સુખી રાખો. ગુલાબ તારૂં હેવાતન કુશળ રહો. લે બ્હેન આવજે !"

અમે કાંઇ પણ બોલીએ તે પહેલાં તો જેમ આવ્યો હતો તેમ તે પોબારા ભાગી ગયો. અમે અમારે મુકામે ગયાં. મુખી બરોબર લગ્ન પ્રસંગે ક્યાંથી આવી ચડ્યો અને તેણે ચાંલ્લો શા માટે કર્યો એ વાત મારા મનમાં ઘોળાયા કરતી હતી. તેથી ઘેર પહોંચતાંજ મેં ગુલાબને પૂછ્યું.

"વ્હાલી ! મુખી વિચિત્ર માણસ જણાય છે. તે આવ્યો શું ને ગયો શું ? તેણે આપણને ડરાવ્યા શું અને ચાંલ્લો કર્યો શું ? માન ન માન પણ કાંઇક વ્હેમ પડતી વાત છે."

આ સાંભળી તે હસી પડી. આ વિચારવાની વાત હતી. આમાં હસવા જેવું કશું નહોતું તેથી મેં સવાલ કર્યો.

"હસે છે શું ? આમાં મશ્કરી જેવું શું છે ?"



"ધણુંય. તમે ન સમજો."

"કહે જોઇએ, મારા સમ."

"લો ત્યારે કહું છું, હવે છુપાવવાનું કાંઇ કારણ નથી. એ મુખીને હું ઓળખું છું, કેમકે તેની વહુને ને મારે બ્હેનપણાં છે. તે મેંજ તેને આંહિ તેડાવ્યો હતો !"

એ સાંભળી હું સડક થઇ ગયો તેણે આગળ ચલાવ્યું.

"મેં તમને જોયા ત્યારથીજ હું મોહી પડી હતી. ક્યારે ! કહું ? પહેલાં ક્યારે જોયા ?—કાકાએ નાત કરી ત્યારે. હું જમવા આવી હતી, ને તમે પીરસતા હતા. તે પહેલાં મેં તમને

કદી જોયેલા નહીં. ઉઘાડે શરીરે તમે કેવા કામણગારા લાગતા હતા ! વિચારની કરચલીઓથી શોભતું મોઢું ને ઉપસેલું તમારૂં કપાળ, મસ્તીખોર અણીઆળી ભુખરી આંખો, વાંકી લાંબી ચોટલી, મોટા કાન, ભરાવાદાર ગુચ્છાદાર વાંકડી મુચ્છ, પાતળું શરીર માંસલ સ્નાયુઓ એ સૌથી હું મારૂં ભાન-સાન ગુમાવી બેઠી. જેમ જેમ પછી તમને વધારે વાર જોયા તેમ તેમ ઉન્માદ વધતો ગયો. ગમે તેમ કરી તમને પરણવું એ નિશ્ચય કર્યો. અને એ વાત મારી બ્હેનપણીને કહી. તેણે તેણીના ધણીની મદદ માગી. તે તમારા ઉપર દેખરેખ રાખતો. અને જે દિવસે તમે ગામ ગયા તે દિવસે તેને શીખવ્યા પ્રમાણે તમારી પાછળ હું આવી લાગી-હું બાળ રાંડ એટલે ઉઘાડે છોગે તમારી સાથે લગ્ન કવી રીતે ગોઠવાય ! તેથી આવો રસ્તો બેળે બેળે શોધેલો પડ્યો."

હવે મારાથી છાના રહેવાયું નહિં તેથી વચમાં સવાલ કર્યો,

"પણ મેં તે મુખીને એમ ન કહ્યું હોત કે એ મારી કોણ થાય-તે બાબત એનેજ પુછો-તો શું થાત ! પછી તારા કાવત્રાનો મેળ કેમ ખાત ?"

"ઇશ્વર ખાધેલ હોય તો તે સહાય કરેજ. તે તમને ભુલાવી તમારા મોંમાં એવા શબ્દો મુકાવેજ. આમ થયું હોત તો શું થાત, એ પ્રશ્ન હાલ નથી. તમે જવાબ આપતાં ભુલ્યા ને પકડાયા, મારી જાળમાં ફસ્યા. એ વાત ઉઘાડી પાડવા મેં મુખીને અહીં બોલાવ્યો. વળી તેણે મદદ કરી એટલે તે હાજર રહે તો મારા કપાળમાં થયેલા નવા ચાંદલાને હું વધારે કિંમતી ગણું છું."

હું પણ તને મેળવી સુખી છું. પરંતુ વ્હાલી ! તું જબરી તો ખરીજ. અસલના વારામાં કન્યાઓનાં-સ્ત્રીઓનાં હરણ થતાં આજે તેં પુરૂષનું-વરનું હરણ કરી બતાવ્યું છે !

"તમે બહુ પકકા છો. તમે પહેલાં મ્હારૂં હરણ કર્યું તે ભુલી જાઓ છો કાં ? તમે પહેલાં મ્હારૂં મન હરણ કર્યું એટલે હરણ કરનાર તમેજતો ?"

"તે મેં કાંઇ જાણી જોઇ કર્યું નહોતું. તું મ્હારા ઉપર મોહી પડી હતી તેની મને ક્યાં ખબર હતી ?"

"હશે ! પણ મને તમારે ઘેર લઇ જનાર પહેલાં તમે હતા એ વાત તો ખરી ને ?"

"લે હું હાર્યો ને તું જીતી થયું. સંપૂર્ણ.






લખનાર-શ્રી. રમણિક અ. મ્હેતા.

(ગયા અંકથી સંપૂર્ણ)

આ બનાવ બન્યા પૂર્વે કેટલાક વર્ષ પહેલાં સ્કુમાકર નામનો એક ઓસ્ટ્રિયન પેરીસમાં રહેવા આવ્યો. આ માણસની સાથે તેની સ્ત્રી ઍને આમા અને રોઝીન નામની તેની બે દિકરીઓ અને તેનો એક દિકરો ફ્રિટ્ઝ કરીને હતો. છોકરીઓ તે વખતે ઘણી નાની ઉમરની હતી. સ્કુમાકરનો ધંધો ફર્નિચર બનાવવાનો હતો. તે પેરીસમાં પોતાનો ધંધો ઘણી સારી રીતે ચલાવતો હતો અને પેરીસનો વતની થઇ ગયો હતો. છોકરીઓ દિવસે દિવસે ખુબસુરતીમાં ખીલી ઉઠી. શરદના ચંદ્રની માફક તેમની કાંતિ દેદિપ્યમાન થતી ગઇ; આમ છોકરીઓ ઘણીજ ખુબસુરત થઇ ખરી પણ તેમનામાં જોઇતી નીતિ કે સારા ગુણો તે સાથે આવ્યા નહિ. તેમને મોજ મજાહ, રાગરંગ, અને વિલાસની એટલી ૨૮ લાગી હતી કે ગાયન અને એવા હલકા શોખ સિવાય બીજા તરફ લક્ષ ન હતું. બન્નેનું વલણ નાટકમાં એક્ટ્રેસ થવા તરફ હતું. વખત જતાં આનાએ શાર્ટો નામના થીએટ્રીકલ એજન્ટ સાથે લગ્ન કર્યાં. નાની રોઝીન જૂદાં જૂદાં શહેરના થીએટરોમાં ગાવાનું કામ કરતી હતી અને તેને ચ્હાનારની સંખ્યા પણ ઓછી ન હતી. ગામેગામ ફરવાથી કંટાળી તેણે પેરીસના એક થીએટરમાં સ્થાયિ નોકરી લીધી. જ્યારે તેની વય ૨૧ વર્ષની થઇ રૂપની રાશી ફુટી નીકળી, જુવાનીના પૂર જોશમાં વહેવા લાગી તે સમયે તેને કાઉન્ટ ડાશોફ સાથે પરિચય પડ્યો. કાઉન્ટ ઉદાર સ્વભાવનો, કવિ સમાન રમતિયાળ, તરંગોમાં વહેતો ઉદાર માણસ હતો. જ્યારે રોઝીન લુચ્ચી, સ્વાર્થી અને પોતાની જાળમાં બીજાને કેમ ફસાવવા તેમાં પ્રવિણ હતી. તેણે પોતામા હાથમાં સપડાયલી સોનાની ચકલીને સારી રીતે નિચોવવાનો નિશ્ચય કર્યો. આ કામમાં તેના ભાઇ ફ્રીટ્ઝની તેને સહાય હતી. જો કે તેનો ભાઇ તે વખતે પોતાના ખરા નામથી નહિ પણ બીજા નામથી ઓળખાતો હતો.

ફ્રીટ્ઝ નાનો હતો ત્યારથીજ એક પડોશની બાઇની તેના પર પ્રીતિ હતી. આ પરોપકારી બાઇએ તેને સારી સ્કુલમાં મોટા માણસોના છોકરાં જ્યાં કેળવણી લે છે ત્યાં તેને ભણવા મૂક્યો હતો. તે તેને માટે સઘળો ખર્ચ કરતી હતી. શ્રીમંતોના છોકરાં જે ઠાઠથી ઉછરે તે ઠાઠમાઠથી તેને તે ઉછેરતી હતી. આ બાઇને એક પ્રકારની ઘેલછા હતી કે આ છોકરાને આગળ

જતાં નામાંકિત થાય અને શ્રીમંત લોકોના સંસર્ગમાં આવે તેમ ઉછેરશે. આ છોકરા પાછળ પોતાની સઘળી આવક તે ખર્ચ કરતી હતી. એકાએક આ બાઇ મરણ પામી. બાઇ છોકરાને નામે લાખ રૂપીઆ વિલમાં લખી ગઇ હતી પણ મરણ બાદ તપાસ કરતાં લાખ પાઇ પણ નીકળી નહિ. ઇસ્ટેટ પર ગુજરો ચાલતો તે પર પણ બીજાનો હક નીકળ્યો. ફ્રીટઝે જ્યારે જોયું કે તેને કંઇ મળે એમ નથી ત્યારે તેણે પૈસાને માટે ફાંફાં મારવાં માંડયાં. તે એવી રીતે ઉછર્યો હતો કે ગરીબ રહેવું તેને પરવડે તેમ ન હતું. ફ્રીટઝે સીધે નહિ તો આડે માર્ગે નાણાં મેળવવા નિશ્ચય કર્યો. ફ્રીટઝે તે બાઇની અટક પિયુન હતી તે ધારણ કરી અને પોતાનું નામ ફ્રીટઝ ફેરવીને યુજેની રાખ્યું.

યુજેનીમાં એક શક્તિ હતી. તે વાચાળ હતો. સામા માણસના મન પર અસર કેમ કરવી તે તેને સારી રીતે આવડતું હતું. વળી તેને કેળવણી પણ સારી સંસ્થામાં મળી હતી એટલે જો ધારત તો કોઇ પણ ધંધામાં સારો ફાવી શકત. પણ આમ થયું નહિ. યુજેની આળસુ હતો. તેને મહેનત કરી પૈસા મેળવવા કરતાં વગર મહેનતે પૈસા પર હાથ મારવો એ વધારે પસંદ હતું. જ્યારે યુજેનીને કાઉન્ટ સાથે પીછાન થઇ ત્યારે કાઉન્ટ તેનાથી મુગ્ધ બની ગયો. કાઉન્ટ બુધ્ધિવાન હતો પરંતુ તેની બુધ્ધિ દગાબાજ પિયુનને પુરેપુરો પિછાનવા જેટલી ન હતી. કાઉન્ટ સીધા માર્ગનો માણસ હતો જ્યારે યુજેની પાતાળ યંત્રી હતો. તે હાથમાં આવેલી બાજી જવા દે ખરો ? તેણે તેની બ્હેનની સાથે મળી કાઉન્ટને લુંટવાનો પ્રપંચ રચ્યો. એટલુંજ નહિ પણ પોતાની બ્હેન રોઝીનની સાથે કાઉન્ટનાં લગ્ન કરાવવા કોશિશ કરવા લાગ્યો. યુજેની રોઝીનનો ભાઈ એ વાત કાઉન્ટને જાણવા દે તેવો ભલો તે ન હતો. કાઉન્ટથી પોતાના સગપણની વાત છુપી રાખી. રોઝીનને પણ પોતાનો ભાગ કેમ ભજવવો તે કહેવું પડે તેમ ન હતું, કારણ કે તેનો ધંધો તો એક સામાન્ય નર્તકીનોજ હતો. કાઉન્ટે કિંમતી બક્ષિસો, લુંગડાં, ઘરેણાંથી તેના દીલને જીતવાની કોશિશ કરી, પણ રોઝીને આ કશાની પર્વા કરી નહિ..અને પોતે પોતાના મતમાં દૃઢ રહી. આથી કાઉન્ટે માની લીધું કે રોઝીન સતીત્વના આદર્શનો નમુનો છે, સ્ત્રી જાતિનું ભૂષણ છે. નિર્દોષતા અને પવિત્રતાની પ્રતિમા છે. કમનસિબ પળે કાઉન્ટે તેની સાથે લગ્ન કર્યાં. લગ્ન કર્યાં પછી પુછવું શું ! રોઝીન પોતાના ખરા સ્વરૂપમાં જણાઈ. તેનો ઘરેણાં, લુંગડાં અને મોજશોખનો પાર રહ્યો નહિ. પાણીના રેલાની માફક દ્રવ્ય ખર્ચવા લાગી. તેનો સ્વભાવ પણ પુરેપુરો પરખાઇ ગયો. જાહેરમાં તે કાઉન્ટને ચીરતી હતી તેમાં તેનો ભાઇ પણ ભાગ પડાવતો હતો.

કેટલોક સમય સુધી કાઉન્ટે આ સર્વ મુંગે મ્હોંએ સહન કર્યું. તે પોતાની સ્ત્રી કહે તેમ કરવા લાગ્યો. તે જેમ નચાવે તેમ નાચવા લાગ્યો. કાઉન્ટનો સેક્રેટરી બુટ્ટર, રોઝીન અને પિયુનની સાથે સંતલસમાં ભળી, કાઉન્ટ પાસેથી પૈસા ઓકાવવા લાગ્યા. કાઉન્ટ એમજ માનતો હતો કે તેના સેક્રેટરી જેવો બીજો ભલો માણસ આ દુનિયામાં છે નહિ. યુજેન પિયુન જેવો સાચો સલાહકાર અને ખરો મિત્ર પણ નથી. આમ કેટલોક વખત ચાલ્યા બાદ કાઉન્ટને પોતાની સ્ત્રીની ધુંસરીમાંથી છુટા થવાનો વિચાર થયો. કારણ કે તેનો સ્વભાવ અને તેની અર્થ પિપાસાને પહોંચી વળવું કાઉન્ટને પણ વસમું લાગ્યું. કાઉન્ટને માલમ પડયું કે રોઝીનને પીવાનો ઘણો શોખ છે. કાઉન્ટે તેના આ નાદમાં સગવડના કરી આપી. તેના એ ખોટા શોખને વધારી મુકયો. રોઝીન ખાવામાં બહુ આગળ વધી. અને અંતે અતિશય 'આબ્સંથ'* પીવા લાગી. પરિણામ એ આવ્યું કે તેના મસલતખોરોની ગેરહાજરી અને નિરાશા વચ્ચે રોઝીને નદીમાં ડુબકું માર્યું કે અકસ્માતથી પડી ગઈ અને પ્રાણ ગુમાવ્યો. આ બનાવ પેરીસથી વીસ માઇલ છેટે એક નાનાં ગામડામાં બન્યો હતો, કારણ કે કાઉન્ટે તેને ત્યાં રાખી હતી અને તે તેને મળવા ત્યાં અવારનવાર જતો હતો. આ ગોઠવણ કાઉન્ટે એટલા માટે કરી હતી કે તેનું નામ લોકોમાં બહુ ગવાય નહિ.

પિયુન, બુટ્ટર, આના સાથી અને તેના ધણીએ રોઝીનના મરણના સમાચાર કાઉન્ટને જણાવ્યા નહિ. તેને એમ જણાવ્યું કે રોઝીન કોઇ બીજા સ્થળે હવા ફેર માટે ચાલી ગઇ છે. કેટલાક અઠવાડિયાં વિતતાં એટલામાં એ રોગીને નાણાંની ભીડ જણાવા માંડી. એમ કરતાં મહિના થયા. પૈસા વગર શું કરવું ? આખરે તેઓએ એક નીચ યુક્તિ રચી. તેમણે કાઉન્ટને હરણ કરવાનો અને નિર્જન સ્થળે કેદ રાખવાનો વિચાર કર્યો. આમ કરવામાં તેમની મતલબ એવી હતી કે ભારે રકમ લઇ કાઉન્ટને છુટો કરવો.

જે રાત્રે કાઉન્ટે પોતાને ત્યાં પાર્ટી આપવાની અને બૉલ આપવાની યોજના કરી હતી તે રાત્રે કાઉન્ટનું હરણ કરવાનો તેમણે નિશ્ચય કર્યો. બુટ્ટરે રોઝીનના જેવા અક્ષરોમાં બનાવટી કાગળ લખ્યો. કાગળમાં લખ્યું હતું કે "હું ઘણી ગંભીર બિમાર છું અને અત્રે બ્હારથી પાછી ફરી છું. પથારીમાંથી ઉઠવાની પણ મારી શક્તિ નથી, નહિ તો હું તમારી પાસે આવત. મને નાણાંની ઘણી અગત્ય છે, અને મારી સ્થિતિ ઘણી કફોડી છે. આપ જો હું કહું તેટલી રકમ લઇને આવશો તો તમે જે છુટકારો માંગો છો તે હું સદાને માટે આપીશ. મારાં લગ્ન બંધનમાંથી હું તમને મુક્ત કરીશ. પણ જો આપ મારી માગણીનો અસ્વીકાર કરશો તો આપણાં બન્નેનાં લગ્નની દુનિયાને જાહેર કરીશ તથા તમારા પરદેશ ખાતાના પ્રધાન મંડળને પણ જણાવીશ. માટે આ પત્ર વાંચી તાત્કાલીક પધારજો. આપને લેવા માટે આપના મકાનથી થોડે છેટે એક ગાડી તૈયાર હશે."

કેવા સંજોગોમાં કાઉન્ટને તે પત્ર મળ્યો હતો તે આપણે જાણીએ છીએ. અને એ કાગળની અસર કાઉન્ટના મનપર કેવી

* એક જાતનો હલકો તીવ્ર દારૂ.

થઇ તેથી પણ આપણે જ્ઞાત છીએ. કાગળમાં જણાવ્યું હતું તે પ્રમાણે તેને માટે ગાડી તે સ્થળે તૈયાર હતી. આ ગાડીમાં બેસાડી કાઉન્ટને બુઢ્ઢા પિયરના મકાન આગળ લઇ ગયા. કાવત્રાખોરોએ બે બદમાશોને સાધી રાખ્યા હતા અને કોચમેનની સાથે તેઓ ચઢી બેઠા હતા. કાઉન્ટ જ્યારે ગાડીમાંથી નીચે ઉતર્યો અને આસપાસ નજર કરી ત્યારે તેને તે સ્થળ જોઇ તરત ભાન થયું કે કંઇ દગો છે. તે તરતજ પાછો ગાડીમાં બેઠો અને ગાડી પાછી હાંકી જવા કોચમેનને આજ્ઞા કરી, પણ પેલા બે બદમાશો તેને એમ છોડે શાના? તેઓએ કાઉન્ટને પકડયો અને બ્હાર કાઢયો. કાઉન્ટ પણ શરીરે સશકત હતો એટલે તેમની સાથે ઝપાઝપી કરવા લાગ્યો. આખરે તેમાંના એકે બદમાશે કાઉન્ટના માથા પર સખ્ત ફટકો લગાવ્યો. કાઉન્ટ બેશુધ્ધ થઇને પડયો. બાદમાં તેઓ તેને ઉંચકી બુઢા પિયરના મકાનમાં લઇ ગયા.

બે દિવસ તે બેશુધ્ધ હાલતમાં પડી રહ્યો. જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તેની સાથે ઘેલછાએ પણ દેખા દીધી. બદમાશોએ એમ ધાર્યું કે તે થોડા દિવસમાં પાછો સાજો થઇ જશે અને આપણે તેની પાસેથી નાણાં કઢાવીશું, પણ તેઓ તેમની મુરાદમાં ફાવ્યા નહિ. આમ જ્યારે તેઓ નાસીપાસ થયા અને પૈસાની હાડમારી પડવા લાગી ત્યારે બુલ્ટરે ખોટી હુંડી કરવાનું માથે લીધું. જોગનજોગે મેડમ શાર્કો તે વખતે મોસ્કોના થીએટરમાં ગાવા માટે ગઇ હતી. તેને માથે કાઉન્ટનો ધંધો વેપાર અને પેઢી માટે મળે તેટલી હકિકત મેળવવાનો બોજો પડયો. આ હકિકત મળ્યા પછી શાર્કો જાતે મોસ્કો ગયો. ત્યાં જઇ તેણે પીટર પાવલોવીચની પેઢીના માણસ તરીકે હુંડીનો દેખાડ કર્યો, અને નાણાં ખોટી રીતે મેળવ્યાં. આ નાણાંમાં બધા કાવત્રાખોરોનો ભાગ હતો. બુલ્ટર બધામાં ચાલાક કાગડો હતો. તે પોતાનો ભાગ લઇ કયાં પસાર થઇ ગયો કે પોલિસને તેનો પત્તો મળ્યો નહિ. પોલિસે ઘણી આથાકુટ કરી પણ ફોકટ

પેરીસમાં ન્યાયાધિશ સમક્ષ જ્યારે તપાસ ચાલી ત્યારે આ બીના જગ જાહેર થઇ. ડેનીવીચે એ ભયંકર કાવત્રાનો ભેદ ખુલ્લો પાડયો હતો. એટલુંજ નહિ, પણ કાઉન્ટની જીંદગી પણ બચાવી હતી. કાઉન્ટ દિવાનો થયો ત્યારે તે બદમાશોને બોજારૂપ થઇ પડયો હતો અને તે બોજામાંથી છુટવા માટે તેને પત્થર અને લોઢાના ટુકડા સાથે એક કોથળામાં સીવી નદિમાં નાંખી દેવાનો વિચાર કર્યો હતો. પિયુન આ કામમાં સંમત ન હતો પણ મેડમ શાર્કો રાક્ષસીના જેવી દયાહીન હતી અને તેણે તો કાઉન્ટને ભૂપીતો કરવા નિશ્ચય કર્યો હતો. જો કાઉન્ટ જીવતો રહે તો ભવિષ્યમાં પકડાવાની અને તેમનો ભેદ ફુટી જવાની ધાસ્તી હતી. આથી મેડમ શાર્કોએ પોતાના ધણીને પટ્ટી પઢાવી હતી કે કાઉન્ટનું કાશળ કાઢવું. ધણીએ આ કામ કરવા બીડયું ઝડપ્યું હતું, અને જ્યારે તે કમકમાટી ભર્યું કામ કરવા જતો હતો ત્યારે ડેનીવીચ બરાબર વખતે ન આવી હોત તો કાઉન્ટનો જીવ જાત. આ સઘળાને પૂરતી સજા વામાં આવી અને તે ઉપરાંત રૂશિયાની સરકારે આ ગુન્હેગા રૂશિયામાં તેમની તપાસને માટે મોકલી આપવા માગણી કરી. ફ્રેન્ચ સરકારે આ માગણી તુરત તો સ્વીકારી નહિ, પણ સજાની મુદત પૂરી થયા બાદ તેમને રૂશિયા મોકલી કબુલ કર્યું, કારણ કે શાર્કોએ બનાવટી હુંડી બનાવી અને ખોટી સહી કરી હતી આ ગુન્હા માટે તેને અને તેના માઠા કામમાં મદદ કરવા માટે તેની સ્ત્રી પર કેસ ચલાવવામાં આવ્યો. તેમને લાંબી મુદતની સખ્ત સજા કરવામાં આવી અને તેમણે તેમની જીંદગી ત્યાંજ પૂરી કરી.

કાઉન્ટની તબિયત તદન લાશ થઇ ગઇ હતી પણ માવજત અને સારા દાકતરોની દવાપાણીથી કાઉન્ટની ત. સુધારો થયો. પરંતુ, એક નજીવી ભૂલને માટે તેની સારી કીર્તિ કલંકિત થઇ. કાઉન્ટે ખરી રીતે જોતાં મુર્ખતા હતી અને તેમની સમાજમાં આ કંઇ ભયંકર દોષ નથી, તે દોષનું તેણે પ્રાયશ્ચિત પણ કર્યું હતું. એટલો પૈસો, મા આબરૂ હોવા છતાં કાઉન્ટને બાકીના દિવસો એક સામાન્ય સ્થિ માણસની માફક વ્યસિત કરવા પડયા. આનું કારણ એક પણ પ્રાણવિઘાતક પરિણામ આણે તેવી ભૂલ હતી.

સંપૂર્ણ.

હિન્દુસ્થાન—પોતાની નવીન ફિલ્મો અત્રેના એકાદ સિનેમામા બતાવવાની તજવીજ થવાનુ સભળાય છે.

મોહન—આ હુન્નરની અહિંજ ઉર્જિતાવસ્થા કરી બતાવવા કરતા પરદેશથી શીખી સારી કૃતિઓ કરવી-એના મોહમા કોણ જાણે ક્યારે સારી ફીલ્મો આવશે તે સમજી શકાતુ નથી

ફાનમા ફીલમ કાં.—ખુલણને પરસ્તાન તૈયાર થઇ ગઇ છે અને બીજુ પિક્ચર "મિલન દિનાર" અત્રેના કોઇ એક સ્ટુડીયોમા કઢાવવાની ખટપટ ચાલી રહી છે સાંભળવા પ્રમાણે કપની સારા કળાકારોનો સ્ટાફ રોકી પોતાના એક પછી એક પિક્ચરો જલદી બહાર પાડવા પ્રયત્ન કરી રહી છે ત્રીજા પિક્ચર તરીકે "દુરે જનદ" ની ચુટણી થઇ ગઇ છે

વદેમાતરમ ફિલ્મ કાં —આ કપનીએ પોતાનુ કામ શરૂ કરી દીધુ છે અને કપની આઉટડોર સીન માટે બહાર ગામ ઉપડી ગઇ છે.

ગ્લોબ—સાક્સમોની અતિ પ્રખ્યાત ફિલ્મ શરૂ થઇ ગઇ છે, સિનેમાના શોખીનોને પશ્ચિમની કળાનો નાદર નમૂનો જોવાની અમો ખાસ ભલામણ કરીએ

મેજેસ્ટીક—રોયલ આર્ટ સ્ટુડીઓનુ "રાજા ભોજ" ચાલુ છે

કૃષ્ણ—શારદા કૃત "રતમજરી" બીજુ અઠવાડીયુ

શિખ સરઘસ—કલકત્તામા નીકળેલા શિખ સરઘસની ફિલ્મ લેવાઇ છે, પરતુ કહેવામા આવે છે કે તે બતાવવાની મનાઇ કરવામાં આવી છે

\+ × ×

ઉત્તમ વિદેશી ફિલ્મો—

થોડા વખત પહેલા સારામા સારી વિદેશી ફિલ્મો માટે પ્રેક્ષકોના મત માગવામા આવ્યાં હતા, જેનુ પરિણામ નીચે મુજબ આવ્યુ હતુ —

| | | | |
|---|---|---|---|
| ધી કવર્ડ વેગન | ૪૯૧ | પીટર પૅન | ૩૬૫ |
| ધી બર્થ ઓફ નેશન | ૪૮૯ | ટેસ ઓફ ધી ડી' યુબે વીલીસ | ૩૬૨ |
| ધી ટેન કમાન્ડમેન્ટસ | ૪૬૭ | | |
| સ્કારામોશે | ૪૨૭ | ધી રે૦ લીવી | ૩૬૧ |
| ધી સી હૉક | ૪૨૬ | અબ્રાહામ લીંકન | ૩૫૨ |
| બેન હ્યુર | ૪૨૬ | ધી હમીંગ બર્ડ | ૩૪૬ |
| ઓરફન્સ ઓફ ધી સ્ટોર્મ | ૪૧૧ | ધી વ્હાઇટ સીસ્ટર | ૩૩૯ |
| મેન હેન્ડલ્ડ | ૩૯૯ | નોર્થ ઓફ ૩૬ | ૩૩૫ |
| રોબીન હુડ | ૩૯૮ | સો બીગ | ૩૩૫ |
| ધી લેડી | ૩૮૬ | ધી મેરેજ સરકલ | ૩૨૮ |
| ધી થીફ ઓફ બગદાદ | ૩૮૪ | ફોરબીડન પેરેડાઇઝ | ૩૨૬ |
| દી હુ ગેર્સ ૨લપ્ડ | ૩૮૧ | હોટ વોટર | ૩૨૫ |
| ધી હન્ચબૅક | ૩૭૯ | | |

## મોજ-મજાહનો મુરબ્બો

માસ્તર—શારદા, ત્હારો ભાઇ કેમ ન આવ્યો?

શારદા—એ માંદો છે!

માસ્તર—અરે! કાલે તો સારો હતો એકદમ શુ થયુ?

શારદા—અમારા બેમાથી બારી બહાર કોણ વધારે વળી શકે એ વિષે અમે શરત લગાવીને તેમાં એ જીત્યો

* * *

મીસીસ—આજનુ પ્રો. બનીઆમદનુ 'સત્ય' પરનુ ભાષણ એટલુ અકસિર હતુ કે મે સાભળ્યુ ત્યારથી 'સત્ય' બોલવાનો પ્રતિજ્ઞા કરી છે પણ બચ્ચુ, આવતિ વખત હજરી મદલ મળેનો તે કહેવાનુ તો ભુલીજ ગઇ

મીસ્ટીર—હે, તેણે શુ કહ્યુ?

મીસીસ—તેણે કહ્યુ કે રકતપિતરામને પૈસા આપી જવા કહેશો ત્યારે મે કહ્યુ તેઓ સુરત ગયા છે

* * *

મોટર તળે ચગદાયેલો—હુ કયાં છુ?

નકશો વેચનાર—તે જાણવુ હોય તો લે આ મુબઇનો નકશો એક આને

* * *

શેઠ—નારૂ નામ વેટર?

વેટર—હાજી, સાહેબ

શેઠ—આહ કેવુ અજબ! મારો કુતો ખોવાઇ ગયેલો તેનુ નામ પણ હાજી હતુ મને લાગ્યુજ તેથી તો મે પૂછયુ

* * *

મા—બેટા ઉઠ આજે તો ત્હારી વરસગાંઠ છે ત્હારે વ્હેલા ઉઠવુ જોઇએ

બેટા—હુઇ રહેવા દે, વરસગાંઠ છે તેમા હુ વહેલું ઉઠવુ એક વરસ ઓછુ થયુ-બોલો આનાથી વધારે શુ જોઇશુ

* * *

બાઇ—રામા, આ બારીના કાચ સાફ કરી મુકજે

રામો—વાઆઆઆર છાબ (૧૮ મિનીટ ને ૩૬ સેકન્ડ પછી)

બાઇ—શાબાશ, રામા શાબાશ, શુ કાચ સાફ કર્યો છે? જાણે છેજ નહિ એમ લાગે છે

રામા—બાઇ કાચ ખરેખરજ નથી કારણ જેવુ મે કામ શરૂ કર્યું કે હુ ને સીડી બન્ને એના પર પડયા

અશોક

# મોજ-મજાહ ઇનામમાળા નં. ૬

## નું પરિણામ

અમોને જણાવતાં ઘણોજ આનંદ થાય છે કે, અમારી આ યોજનામાં મોજ-મજાહના વાંચકોએ ઘણી હોંશથી ભાગ લીધો હતો અને તેને પરિણામે ૪૫૯ હરીફાઇ કરનારાઓએ ૧૦૩ નવલકથાકાર ઉપર પોતાના જુદી જુદી રીતે મતો આપ્યા હતા.

### નવલકથાકારનાં નામ અને તેઓને મળેલાં મતો

| | | |
|---|---|---|
| ૧ | રા. કનૈયાલાલ માણેકલાલ મુન્શી ... | ૯૮ |
| ૨ | રા. નારાયણ વિસનજી ઠક્કર ... | ૮૭ |
| ૩ | સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી | ૭૨ |
| ૪ | રા. વ્રજલાલ જાદવજી ઠક્કર .. | ૫૭ |
| ૫ | રા. સત્યેંદ્ર સાંકળેશ્વર મ્હેતા ... | ૪૧ |

આ પાંચ નામ લખનાર ૪૫૯ માંથી માત્ર ત્રણ જણ નીકળ્યા છે. તેઓને રૂ. ત્રણનું પહેલું બીજું અને ત્રીજું ઇનામ મળ્યું છે. ચાર નામ લખનાર સાડત્રીસ છે તેમાંથી પાંચને રૂ કેદનાં ઇનામો મળ્યાં છે અને બાકીનાઓને નંબર પ્રમાણે દસ ઇનામ વહેંચી આપવામાં આવ્યાં છે.

### ઇનામ જીતી જનાર વાંચકોના નામ

૨ રૂ. ત્રણનાં પુસ્તકનાં

(૧) દામોદર ભવાનજી
મનજી ખેતસી સ્ટ્રીટ-રોપીત બાનો માળો-કરાંચી

(૨) બ્રહ્મભટ અમૃતલાલ ફુલાભાઇ ગાંધી
અમદાવાદી બજાર નડીઆદ

(૩) બ્રહ્મભટ ફુલાભાઇ હરગોવીંદદાસ
સોહટ મરચંટ-સ્ટેશન રોડ-નડીઆદ

૫ રૂ. કેદનાં પુસ્તકનાં .

(૧) મણીલાલ ગુલાબચંદ શાહ
દાવડા બિલ્ડીંગ-બનીયન રોડ ત્રીજે માળે
મુંબાઇ નં. ૯

(૨) ઠક્કર નારણદાસ ખીમજી
પીન્તસ મરી-કાફર્ડ માર્કેટ પાસે
મુંબાઇ નં. ૩

(૩) કરણ રુખડ બસી
સાહેર હાઉ મુળજીડે પારજીંદ

(૪) એમ. આર. અધિકારી ઓફ રાજપીપળા
સ્વ મુક-મસુરી-યુ. પી. વાયા ડેહરાડુન

(૫) મદનલાલ-દરીલાલ મ્હેતા
મહંમદ ઇબ્રાહીમ જરીવાળાની દુકાને
ભીંડી બજાર-મુંબાઇ ૯

૧૦ બાર આનાનાં પુસ્તકનાં

(૧) દશરથલાલ પીતાંબર ત્રિવેદી
કોચરબ પાલડી-અમદાવાદ

(૨) ચીનુભાઇ હીરાલાલ
૧૪ સી. ન્યુ ટેરેસ-ગીરગામ
મુંબાઇ ૪

(૩) જીવરાજ એન. મ્હેતા
પાર્વતી બિલ્ડીંગ-ઘોઘારી મહોલ્લો
મુંબાઇ ૯

(૪) પ્રભાશંકર સુંદરજી વ્યાસ
૯૨ વિઠલવાડી મુંબાઇ ૨

(૫) માણેકજી રૂપસી લેડાવા
ઠે. પદમશી કચરા-ખરાક હાઉસ
ભાત બજાર મુંબાઇ ૩

(૬) દેવશંકર કાશીરામ જોષી
ઉના તાલુકા સ્કૂલ-ઉના કાઠીઆવાડ

(૭) અંબાલાલ રણછોડદાસ દુધવાળા
ઠે. ત્રીકમદાસ પીતાંબરની દુકાને છત્ર સારંગ
મહોલો-મુંબાઇ

(૮) કપીલરામ વ્રજલાલ બોરા
ભગાના તલાવમાં પોલીસ ચોકી પાસે ભાવનગર

(૯) અમૃતલાલ જાદવજી ઠક્કર
મુ. ઝારીજા તાલુકે ઓરસદ

(૧૦) રણછોડભાઇ રાઇજીભાઇ
રાજનગર-પોસ્ટ ટીંબા જી પંચમહાલ

ઉપરોક્ત ઇનામ મેળવનારાઓમાંથી બહારગામવાળાઓને પોસ્ટેજના વી પી થી ચોપડીઓ મોકલી આપવામાં આવશે. મુંબાઇવાળાઓ માટે અમારું કાર્ડ મોકલવામાં આવશે જે મોકલી ઇનામ મંગાવી લેવું. બાર આનાનાં ઇનામો પેસ્ટ દ્વારા અમારા તરફથી મોકલી આપવામાં આવશે.

## ઇનામની હરીફાઇ
### નં. ૯ માટે
### જુઓ આવતો અંક

## એકજ દિવસ-ફક્ત એકજ દિવસ-રાજા થાઓ તો ?!

કંઈકને ન્યાલ અને કંઈકને પાયમાલ કરો—મનની મુરાદ બર લાવો

એક ગાંડા કુંવરને એકજ દિવસ રાજા ભોજ બનાવ્યો—એઇ લ્યો
તેણે શું શું કર્યું—કોને નવાજ્યા—કોને શીક્ષા કરી

ગમ્મત સાથે બોધ આપનાર રસઝરતી ફીલમ

રોયલ આર્ટ સ્ટુડીઓનું સુપર પ્રોડકશન

# રાજા ભોજ યાને

# છઠ્ઠીના લેખ અને વાણીયાની મેખ.

જેમાં એક ચાલાક વાણીયો દિવાન-વિધાતાના લેખ કેવી કેવી યુક્તિઓથી ફેરવી નાંખે છે તે જોઇ આફ્રીન થાઓ

જાણીતી મીસ જુબેદા અને મીસ જીલુ મુખ્ય કામ કરે છે

જે પદ્મણીઓ અને મહિલાઓને પણ પાણી પાય તેમ છે. મી. વકીલ ભલભલા એકટરોને પણ બાજુએ બેસાડે છે

## સીનેમા મેજેસ્ટીક ગીરગામ

વખત તથા ભાવ હમેશના ચાલુ છે

---

આવે છે આવે છે આવે છે

યુનાઇટેડ પીક્ચર્સ સીન્ડીકેટનું ઐતિહાસિક ચિત્ર

## તાઇ—તેલણ

Reg. No. B. 1849

# શારદા ફીલ્મ કુંની અદ્‌ભુત કૃતિ

લોક લાગણીને માન આપી બીજું અઠવાડીઉ ચાલુ છે

જીવતી જાગતી પરીનો નાચ

## રત્નમંજરી

ફાંકડી ફોટોગ્રાફી
ફાંકડી ડાયરેકટીંગ
અફલાતુન સેટીંગ

## બધા સ્વીકારે છે કેઃ—

ટ્રીક સીનો બતાવવામાં પરદેશી કંપનીઓના પ્રયાસોને, શારદા ફીલમ કંપનીએ ટક્કર મારી છે

**હજારો જણાએ જોઈ-વખાણી છે ફરી ફરી જોતાં લોકોનો મોહ ઉતરતોજ નથી**

એક ઠગારી રાજકુમારીની ઠગાઈ-ભુલનો ભોગ થએલ છોકરો-કંકણમાંથી પેદા થતું ભુત-ટોપી ચઢાવી છુમંતર થતો છોકરો-ભીમની ગદાનો ભુતના હાથે ગડદા પાક-વગેરે અદ્‌ભુત પ્રસંગોથી ભરપુર

## કૃષ્ણ સીનેમા દુબાશ થીએટર

---

આવે છે આવે છે

જીવનના કોયડા ઉકેલતું, પ્રેમનું અદ્‌ભુત રહસ્ય બતાવતુ, નવીન પધ્ધતિનું સામાજીક ચિત્રપટ

## જંગલની જડીબુટ્ટી

જેમાં—અદ્‌ભુત ન્યાયતંત્ર પીછાણનાર મુંબાઈના એક નામાંકિત જડ્‌જની જીદગીની છાયા છે—તેનાજ પુત્રના પ્રેમ પ્રસંગોનું અદ્‌ભુત વર્ણન છે—અને સાથે સમાજથી ન છેડાયલી—કુદરતનાં અદ્‌ભુત તત્વોમાં પોષાયલી બાલીકાની કહાણી છે—જે મુંબાઇને ડોલાવે છે—નાટક કમ્પનીઓને નમાવે છે—સમાજના કહેવાતા થાંભલાંઓના પોકળ ખોલે છે-સત્યતા ને ન્યાય સામે ફરજ અને પુત્ર પ્રેમનો અદ્‌ભુત વિરોધ બતાવતુ સુંદર ચિત્રપટ

---

અમારાં ચિત્રપટોની બુકીંગ માટે લખો—**મેસર્સ મયાશંકર ઠક્કર એન્ડ કું.**
૪૭, એ. એપોલો સ્ટ્રીટ—કોટ મુંબાઇ

આ પત્ર તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઈ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમાં મોજ-મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે.



## દુન્યાનો સૌથી મહાન કૉમેડીઅન !

રડતાઓને હસાવનાર, દુઃખ ભુલાવનાર, ઘરડાંઓને રમાડનાર, એક્કો, બિનહરીફ આજે આપણા રમુજના મુકટમણી

# ચારલી ચેપ્લીન

યાદ રાખજો !

ચારલી ચેપ્લીન જેવા કુશળ અનુભવીએ આ ડ્રામા પાછળ બે વરસ ભેજુ ઘસ્યુ છે ! તેને કેવી ફતેહ મળી છે તેનો પુરાવો એજ કે, તમામ દુન્યાએ સ્વિકાર કરી લીધો કે, કોઇ પણ કોમમાં આજ સુધી એવો કોમેડી લખનાર જન્મ્યોજ નથી, તમે પણ નવાબ સાહેબ એજ મત, ઉપર આવશો એવી અમને ખાત્રી છે !

નવી અને જુની દુનીયામાં હાહાકાર મચાવનાર

તે મહારાજ સીવાય બીજું કોણ છે !

# નવાબ ચેપ્લીન

૧૦ ભાગનો રમુજી ડ્રામા

યુરોપમાં અને અમેરીકાને ધ્રુજાવનાર ચારલી ચેપ્લીન

આવે છે—?

૩૧ ભાગની

## ચાર્લ્સ હચીસન

ની

સેરાવર સીરિયલ

બે કલાકનો જંગી શો !

વખત—૫, ૭ ૯ ૧૨, શની રવિ ૩ વાગે

ભાવ—૩, ૨ ૧ વા. વા વા ઑ

# ગ્લોબ સીનેમા

સેન્ડ્ર્ ૮ રે





વૈશાખ વદ ૧૧) રવિવાર તારીખ ૬ ઠી જુન ૧૯૨૬ (વર્ષ ૩ જું, અંક ૧૦

આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે કોઇ જીવંત વ્યક્તિ પરથી ઉપજાવી કાઢેલાં નથી. અ. મો. મ

## સહોદરા-કુંડળિયાને લગતા.

### પરનારીના યારી !

પરનારી કી યારિ મેં કારી લગેં કટાર;
જખ્મ ન રૂઝત મરન લોં, ખચીત હોનાં ખ્વાર!
ખચીત હોનાં ખ્વાર, પ્યાર નિજ પ્રિયા ન લાવે;
ઘટે બદન કા નૂર, સુઘડ જન દૂર બિઠાવે;
સત્ય કહે સુત શ્યામ, ઝીંદગી હોય અકારી;
કહત કુરાન, પુરાન, રૂપ પાવક પરનારી.

ભાવાર્થઃ—પરાઇ સ્ત્રીની યારીમાં કટાર એવી લાગે છે કે તેનો જખ્મ (ઘા) મરણ સુધી પણ રૂઝાતો નથી. જરૂર એ રસ્તે જવાથી માણસ ખરાબ ખસ્ત થઇ જાય છે. આવા વ્યભિચારીની પરણેલી પછી પોતાના ધણી તરફ પ્યાર રાખતી નથી. તેનાં બદનનું તેજ પણ ઘટી જાય છે અને તેની જીંદગી ધૂળધાણી થઇ જાય છે.. કુરાન તથા પુરાણે પરનારીને પાવક (અગ્નિ)નું રૂપ આપ્યું છે તે વાત ખોટી નથી. આ અગ્નિમાં અસંખ્ય હોમાઇને બળી મરે છે.

### માનવતી મધ્યાનું રિસામણું !

માનવતી ઓ માનિની! કિસ કારન રૂસવાઇ?
પતિને જબ ઇતના કહા, સુહાસ્ય સહ તબ આઇ!
સુહાસ્ય સહ તબ આઇ, ખડી રહિ નિકટ બિનયસેં;
ક્ષમા યાચને લગી, મૂક, લજ્જિત અભિનયસેં,
પતિ ઉર આયા પ્રેમ, હાત પકર અપની કીની;
જ્યોં ત્યોં કરકે શ્યામ, મનાઇ લીની માનિની!

ભાવાર્થઃ-માનવતી મધ્યાનું રિસામણું વધારે વખત ટકતું નથી. ઘણું કરીને જે રૂપવતી હોય છે તે માનવતી પણ હોય છે. કોઇવાર મોહાસક્ત પતિના અત્યાદરથી પણ સામાન્ય રૂપવતી માનવતી બની જાય છે! એકજ સ્ત્રી રૂપગર્વિતા તથા માનગર્વિતા પણ હોય છે. આવી એક સ્ત્રી પતિ આવ્યાની પૂર્વે રિસાઇને બેઠી હતી. પ્રસંગોપાત પતિ આવી ચડ્યો. તેણે આ ઢંગ જોઇને ફક્ત આટલુંજ કહ્યું કે હે માનવાળી માનિની! તું શા કારણથી રિસાઇ છે? બસ આટલું પૂછ્યું કે તરતજ તેણી સ્મિત કરીને પતિની સામે વિનયપૂર્વક ઉભી રહી, જાણે મુંગી મુંગી લજ્જિત થઇને કેમ જાણે પોતાનાં આટલા નહાના અપરાધને માટે ક્ષમા યાચતી હોય! આવું નિર્દોષ દ્રષ્ય જોઇને પતિના મનમાં પ્રેમની ઉર્મિયો ઉછળી અને તેણે હાત પકડીને પોતાની કરી લીધી!

### માશુકની પિછાણ !

મિષ્ટ કહાં સેં મેં સુનું! સારંગી સહ સૂર!
સૂક્ષ્મ મિલા ક્યા કંઠ સ્વર! મૃદુતાસેં ભરપૂર!
મૃદુતાસેં ભરપૂર, ગીત યહ કૌન સુનાવે?
પવન દૂર લે જાય, કાન તક પીછા આવે!
પરિચિત હૈ સુત શ્યામ, મારી ઘર આઇ મુનું;
સારંગી સહ સૂર, મિષ્ટ વહાં સેં મૈં સુનું!

ભાવાર્થઃ-રસ્તા ઉપર અચાનક એક મર્દ નિકળ્યો. તેણે સારંગીનાં સુર સાથે ગાનારીનો અવાજ સાંભળ્યો અને મનોગત કહેવા લાગ્યો. આ મીઠા સ્વરો હું ક્યાંથી સાંભળું છું! સારંગીના સ્વરોની સાથે સૂક્ષ્મ (ઝીણા) સ્વરો કે જે અતિ કોમળ છે તે કોના મળી ગયા છે! પવનને લીધે તે દૂર પણ જતા રહે છે અને કાનની આગળ આવીને અથડાય છે. શ્યામ પુત્ર કહે છે કે આશકના મનમાં એ પરિચયવાળી જણાઇ. પોતાની માશુક મુનું પોતાની મસીને ઘેર આવી છે એવું તેને પાછળથી સમજાયું.

વૈદ્યકવિ દુર્લભ શ્યામ ધ્રુવ

# જુબેદા

અથવા

## રહસ્યમયી રમણી

### પ્રકરણ ૧૬ મું.

ગાજેરીએ મારાથી છુટા પડયા પહેલાં આલ્પિયામાં એક સંભ્રાન્ત શેખની સાથે મારી મુલાકાત કરાવી આપી હતી. તેની સાથે ઉંટપર ચડી મેં જાનેટ નગર તરફ યાત્રા શરૂ કરી.

હું જે કાફલાની સાથે મુસાફરી કરતો હતો, તેના સરદારનું નામ માકિતા હતું. તેની ટોળીમાં લગભગ સ્ત્રી પુરૂષો અને બાળબચ્ચાં મળી પચ્ચીસેક માણસો હતાં. તે સિવાય અમારી સાથે પચાસેક ઉંટ પણ હતા. તેઓ ખજુર અને મીઠું લઇ સાલા નામના સ્થાને વણજાર લઇને ગયા હતા અને ત્યાંથી કપાસ અને રેશમી કપડાં લઇ પોતાના દેશમાં પાછા ફરતા હતા.

માકિતા ભલો અને સદ્‌ગુણી સરદાર હતો. ઘણા થોડા વખતમાંજ તેને અને મારે મિત્રતા જામી ગઇ.

એક દિવસ અમે જેરદેર નામના કુવા પાસે મધ્યાહ્‌નકાળે બેસી વિશ્રાંતિ લેતા હતા, તે વખતે તેણે કહ્યુઃ–"આપણે જે રાજ્યની હદમાંથી મુસાફરી કરીએ છીએ, તે રાજ્ય એક કેસ–ફદિ નામના દુર્દાન્ત નરપશુનું છે. અહિંના રહેવાસીઓમાં દાસ-દાસીઓ વેચવાની પ્રથા પ્રચલિત છે. તેઓ ગુલામોને પકડવા માટે દુરનાં રાજ્યોમાં પણ જઇ પહોંચે છે. એટલુંજ નહિ પણ કોઇ કોઇવાર ટયુનીસ સુધી આવી લુંટ કરીને મનુષ્યોને પકડી જઇ ગુલામ તરીકે વેચે છે. તેઓ સ્વભાવે ઘણા ક્રૂર અને દયાહીન હોય છે."

મેં ઉદ્વેગથી પુછયુંઃ–"ત્યારે શું આપણા પર તેઓ હલ્લો કરે તેવી આપના મનમાં શંકા રહે છે ?"

માકિતા એક દીર્ઘ નિશ્વાસ મૂકી બોલ્યોઃ–"ખુદાની મરજી હશે તેમ થશે." ત્યાર પછી દાઢીપર હાથ ફેરવતાં તે બોલવા લાગ્યોઃ–"આપણા કાફલા માંહેલો એક ઉંટ સ્વાર મને કહેતો હતો કે, બે દિવસ પહેલાં એક શસ્ત્ર માણસને પર્વતની આડે છુપાઇને આપણી ગતિવિધિ જોતો તેણે જોયો હતો. હું ધારૂં છું કે, તે શત્રુદળનો કોઇ ગુપ્તદુત હોવો જોઇએ.

મેં પૂછયુંઃ–"શું આ રાજ્યની હદ છોડી બીજે રસ્તેથી આપણે મુસાફરી કરી શકીએ એમ નથી ?"

"ના, બીજો રસ્તો એવો વિકટ છે કે, રસ્તામાં વિશ્રાંતિનું સ્થળ કિંવા પાણીનું ટીપું પણ મળી શકે એમ નથી. માટે આ રસ્તેથી મુસાફરી કર્યા સિવાય આપણો બીજો કોઇ ઉપાય નથી."

આ પ્રમાણે હૃદયમાં ભયને ધારણ કરી અમે કેટલાક દિવસ સુધી મુસાફરી કરી, પણ કોઇ જાતની અમોને અડચણ પડી નહિ.

એક દિવસ સંધ્યા સમયે અમે પર્વતોથી ઘેરાયેલા એવા જારજાઉયા નામના કુવા પાસે વિશ્રાંતિ લેવા છાવણી ઠોકી. જાનેટથી આ સ્થાન માત્ર ત્રણ દિવસના રસ્તા પર હતું. ત્રણ દિવસમાં અમે જાનેટ પહોંચી જઇશું એવા વિચારથી અમારાં દળનાં સ્ત્રી-પુરૂષોનાં હૃદય પ્રફુલ્લ બની ગયાં.

તંબુઓ ઠોકાયા પછી અગ્નિ પ્રજ્વલિત કરવામાં આવ્યો અને ખાવાનું તૈયાર થવા લાગ્યું. થોડા વખતમાંજ ચંદ્રોદય થયો. હું અને માકિતા તંબુની બહાર બેસી સિગારેટ પીતા વાતો કરવા લાગ્યા. એટલામાં નૃત્ય જોવાની માકિતાની ઇચ્છા થઇ. તેણે તરતજ પોતાના દળ માંહેલી સુદાનની દાસીઓને નૃત્ય કરવાનો હુકમ કર્યો. શિતળ વાયુની લહરીઓમાં નૃતિકાઓનો ખંજરી નાચ એટલો તો સુન્દર લાગ્યો કે, મારા દેહનું પણ ભાન વીસરી હું તેજ જગ્યાએ નિદ્રાદેવિના ખોળામાં ઢળી પડયો.

મારી આ સુખનિદ્રા લાંબો વખત ટકી નહિ. નૃત્ય ગીત બંધ થઇ ગયું અને ચોમેરથી આવતા બંદુકોના અવાજોથી મારા કાનો ચમકી ઉઠયા. જોત જોતામાં તો દસ્યુઓ અમારી આસપાસ ફરી વળ્યા. અમારી ટોળીના માણસો બંદુક લઇ તેઓનો પ્રતિકાર કરે, તે પહેલાં તો તેઓની સનસનાટ કરતી ગોળીઓએ અમારામાંના કેટલાકના પ્રાણ લઇ લીધા.

અમે સંખ્યામાં થોડા હતા તો પણ જીવનની આશાનો ત્યાગ કરી ઘણાજ ઉત્સાહથી તેઓની સાથે યુધ્ધ કરવા લાગ્યો. સ્ત્રીઓ અને બાળબચ્ચાંઓ હતાશ ભાવે રૂદન કરવા લાગ્યાં. તેઓનાં જીવનની રક્ષા માટે અમે પણ વ્યાકુળ બની ગયા. મારી પાસે મેગેઝીન રાઇફલ હતી. સૌભાગ્યવશાતઃ તે મારા હાથમાંજ હતી એટલે તેનો સદ્‌વ્યવહાર કરવામાં મેં વિલંબ લગાડયો નહિ. દરેક ગોળીએ દસ્યુદળમાંથી એક એક શત્રુ ભૂમિને પ્રણામ કરવા લાગ્યો. અમારા સાથીઓ પણ લક્ષ્યભેદમાં સિધ્ધહસ્ત હોવાથી અને તેઓ પણ બલિષ્ટ યોધ્ધાઓ હોવાથી શત્રુદળનો કચ્ચરઘાણ કઢાડવા લાગ્યા; પરંતુ તેનાથી કાંઇ લાભ થાય એમ નહોતો. દુશ્મનોની સંખ્યા અમારાથી ઘણીજ વધારે હતી.

લગભગ અર્ધો કલાક યુધ્ધ ચાલ્યા બાદ સમરક્ષેત્રમાં બીજી એક અશ્વારોહી ટોળી આવી પહોંચી. દુશ્મનોના દળમાં આવી રીતે વધારો થતો જોઇ મારા મનમાં ભયનો સંચાર થયો. અમારી જીત થાય એવી આશા રખાય તેમ નહોતું. કારણ કે

બસો ઘોડેસ્વારો સાથે યુધ્ધ કરવું એ હવામાં બાચકાં ભરવા જેવું હતું. તો પણ અમોએ હિંમતનો ત્યાગ કર્યો નહિ. યાહોમ કરીને મરવું યા મારવું એવા નિર્ણય પર આવી અમો દુશ્મનો પર હલ્લો કરવા લાગ્યા મારી અમોઘ ગોળીના પ્રતાપે એક પછી એક અરબ દસ્યુ અશ્વ પરથી ઉછળી પડી પૃથ્વી માતાને પ્રણામ કરવા લાગ્યો છતાં અમારો પરાજય થશે એ વાત તો નિશ્ચિત હતી. કારણ કે અમે પણ ઘણીજ થોડી સંખ્યામાં જીવતા રહ્યા હતા.

એકાએક દુશ્મનોની ગોળીથી અમારો સરદાર માતિકા જમીન પર પછડાઇ પડયો. હવે મારા જીવનની પણ આશા નહોતી. મેં વિચાર્યું કે, જો બચી જાઉં તો કોઇ ન કોઇ દિવસે આ પ્રદેશમાં પાછો ફરીશ-પરંતુ જો અર્ધચન્દ્ર કોઇના હાથમાં જાય તો ? એ વિચારે મારા સમસ્ત શરીરને કંપાવી મૂક્યું. અર્ધચન્દ્ર તે વખતે મારી પાસે નહોતો. મારા ઉંટની પીઠ પર લાદેલા સામાનમાં હતો, અને તે ઉંટ મારાથી બસો હાથ દૂર તંબુના ખુંટા સાથે બાંધેલો ઉભો હતો. એક અરબ દસ્યુ તેના પરના અસબાબને છિન્ન વિચ્છિન્ન કરી નાખતો મેં જોયો. હું તરતજ તે તરફ દોડયો. બીજો એક ડાકુ મને આગળ વધતો અટકાવવા આડો પડયો. મેં હાથમાં છુપાવેલી છુરી તેના સ્કન્ધ પ્રદેશપર એવા તો જોરથી મારી કે તે તરતજ ચિત્કાર કરતો નીચે રેતીમાં પડી ગયો. હું આગળ વધ્યો. શું જોયું ? એક ક્ષીણકાય અરબ મારો થેલો તપાસતો હતો. એકાએક મારા મ્હોડામાંથી ઉદ્દગારો નીકળી પડયા. હાય! સર્વ નાશ થયો-બધું થઈ ચૂક્યું.

માતિકાને બહુ સખ્ત આઘાત લાગ્યો હતો એટલે થોડા વખતમાંજ મોતને શરણ થયો. સરદારને મૃત્યુમુખમાં પડેલો જોઇ તેના સાથીઓ પણ ભયથી પલાયન કરવા લાગ્યા. સ્ત્રીઓ અને બાળકો જે અમારી સાથે હતાં તેમને દુશ્મનોએ બાંધી લીધા. પલાયન કરી જનારાઓમાંથી જેટલા દુશ્મનોના હાથમાં હાથમાં સપડાયા તેઓનો તેમણે તેજ સ્થળે વધ કરી નાખ્યો.

જે ડાકુ મારો થેલો તપાસતો હતો તેણે તેમાંથી અર્ધચન્દ્રને બહાર કહાડયો. અને તે શું પદાર્થ છે એ જોવા મશાલના અજવાળામાં તપાસ કરવા લાગ્યો. મેં હવે છેલ્લો પ્રયત્ન અજમાવી જોયો. સિંહની માફક ગર્જના કરી હું તેના પર એકદમ તૂટી પડયો. જુબેદાની સ્મૃતિએ આ વખતે મારા શરીરમાં અતુલ બળ ઉત્પન્ન કર્યું હતું. મેં બળજબરીથી તેના હાથમાંથી અર્ધચન્દ્ર લઇ લીધો અને તે મારા પર આક્રમણ કરે ન કરે એટલામાં તો મેં મારી છુરી તેની છાતીમાં ખોસી દીધી. તેણે ચિત્કાર કરતાં ભૂમિને પ્રણામ કર્યા. રકતસ્ત્રાવથી તેનું આખું શરીર લોહી લુહાણ બની ગયું.

એક નિમિષ માત્રમાં હું ત્રણ ડાકુઓના હાથમાં જઇ પડયો. મારામાં હાલવા ચાલવાની શક્તિ રહી નહિ. તેઓના ચ્હેરા એવા તો વિકરાળ હતા કે તેમની પાસે દયાની આશા રાખવી એ આકાશકુસુમવત્ હતું. તેઓના હાથમાંથી છુટવા હું ઘણા પ્રયત્નો કરવા લાગ્યો. પરંતુ વ્યર્થ. મારા બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. તેઓએ એક સુદૃઢ રસીથી મારૂં શરીર બાંધી લીધું. એક ક્ષણ માત્રમાંજ હું ન્હાના બાળકની માફક દુર્બળ બની ગયો.

પરંતુ તે વખતે-જીવન મૃત્યુની સન્ધિ-મુહુર્ત વખતે પણ-મેં લોહ અર્ધચન્દ્રનો પરિત્યાગ કર્યો નહોતો. બંધનાવસ્થામાં હું તેને હાથમાં રાખી શકું એમ નહોતું. એક દસ્યુએ મારી પછવાડે આવી તે કહાડી લીધો. ત્યાર પછી તે કોના હાથમાં ગયો તેનો હું નિર્ણય કરી શક્યો નહિ.

મેં વિચાર્યું કે, આ લોહ અર્ધચન્દ્રમાં કેવો અદ્દભુત ગુણ છે, તેની પ્રતીતિ તેઓને હોય એ સંભવિત નથી. એટલુંજ નહિ પણ દેખીતી નજરે તે કાંઇ મૂલ્યવાન ચિજ હોય એવો પણ ભાસ થાય એમ નથી એટલે તેઓ નિરૂપયોગી ધારી ફેંકી તો નહિ દે ? અને તેમ કરે તો ? મેં અત્યાર સુધી વેઠેલા જોખમ ઉપર પાણી ફરી વળ્યા સિવાય તેનું બીજું શું ફળ આવે ! લોહ અર્ધચન્દ્ર વિના જુબેદાને કેવી રીતે હું મારૂં મુખ બતાવી શકું ?

આવી રીતે બંધનાવસ્થામાં માટીની અંદર પડી હું ચિન્તા કર્યા કરતો હતો; પરંતુ આ ચિંતાથી શું લાભ થવાનો હતો ? કાંઇજ નહિ. પ્રભાત થતાંજ સૂર્ય ભગવાનનાં હું દર્શન કરી શકીશ કે નહિ એ શંકા પડતી વાત હતી ! તો પછી અદૃષ્ટ-લિપિ વિષે ચિંતા કરવી ન કરવી એ સરખુંજ હતું. આ વખતે મને યુંક પર પડેલા ઉંટના પગની યાદ આવી. અલી બીન હાફિઝની ભવિષ્યવાણી ખરી પડવાનાં ચિન્હો સ્પષ્ટ દેખાવા લાગ્યાં. કારણ કે, દુશ્મનોના હાથમાં સપડાઇ આવી રીતે પ્રાણ જવાનો વખત આવી પહોંચશે એવી મેં પહેલાં કલ્પના પણ કરી ન હોતી !

( અપૂર્ણ. )

---

આવે છે!   આવે છે!!   આવે છે!!

# ફાતમા ફિલ્મ કુંની અદ્‌ભુત કૃતિ




કે જેમાં

મીસ જુબેદા, બેગમ ફાતમા, મીસ બ્લાંશ વ્હર્ન મેડમ ટોસકા
વગેરે વગેરે જાણીતી અને માનીતી નટીઓના સ્ટાફ
સાથે અવલથી આખર સુધી દીલ ધપકાવનારાં
બનાવોની પરંપરા અને અપુર્વ મોજ જોશો

# વીર પસલી

લેખક-રા. મંજુલાલ ગોપાળરાય દેસાઇ

(૧)

મોતીલાલ વૈદ્ય એક સવારે તેમના મકાનના ઓટલા ઉપરથી દંતધાવન કરી રહ્યા પછી મોઢું લુછી ઘરમાં જતા હતા તેવામાં એક બાજુથી કાન ફાડી નાખે તેવો કર્કશ અવાજ કરતો સોડાવોટરની બાટલીઓ ભરેલો ખટારો અને સામેની બાજુથી ભોં ભોં અવાજ કરતી મોટર આવી. રસ્તો સાંકડો હોવાથી મોટર વૈદરાજના ઓટલા પાસેજ ખટારાને રસ્તો આપવા અટકી. એટલામાં મોટરમાં બેઠેલા રતનલાલ શેઠને જોઇ વૈદરાજે ટહુકો કર્યો,

"ઓહો, શેઠ સાહેબ, અત્યારમાં કંઇ! અમારૂં ઘર તો કોઇ દિવસ પાવન કરો."

"એમાં શું! આજેજ," શેઠે તેમના તરફ જોઇ સ્મિત હાસ્ય કરતાં કહ્યું. અને તરતજ નીચે ઉતર્યા અને વૈદની સાથે તેમના ઘરમાં ગયા.

રતનલાલ શેઠ મૂળ રાજકોટના વતની હતા, છતાં પણ હાલમાં સુરતના અગ્રગણ્ય શેઠીયાઓમાં તેમની ગણના થતી. તેમનું વય આશરે ચાળીશ વર્ષનું હશે. તેમનો ચ્હેરો હસમુખો, સ્વભાવ મિલનસાર અને મન ઉદાર હતું. સુરતમાં તેમને એક મીલ તથા બે જીન હતા. તે ઉપરાંત બીજો વેપાર પણ સારો ચાલતો હતો.

મોતીલાલ વૈદ્ય સુરતનાજ રહેવાસી હતા પણ રાજકોટ પરણ્યા હતા. રતનલાલ શેઠનો બંગલો રાજકોટમાં તેમના સસરાના મકાન જોડેજ આવેલો હતો. આથી તેમને સાધારણ ઓળખાણ હતી. વળી શેઠની મીલના તે શેરહોલ્ડર પણ હતા. તેમની સ્ત્રીનું નામ ચંચળ હતું. તેમને એક પાંચ વરસનો રજની નામનો પુત્ર હતો.

શેઠને આગલા ખંડમાં ગાદી ઉપર બેસાડી વૈદ્ય સામે બેઠા. થોડી વાતચીત પછી ઘરના અંદરના ભાગ તરફ નજર કરી મોટેથી કહ્યું,

"રજની, ભાઇ, આમ તો આવ, આ તારા મામા આવ્યા છે. તેમને માટે ચ્હા તો લાવ"

આ સાંભળી તેમની સ્ત્રી ચંચળ રજનીને આંગળીએ વળગાડીને બહાર આવી અને જાણે ઘણીજ ખુશી થઇ હોય તેમ શેઠના મીઠાં લીધાં અને મીઠે અવાજે બોલી,

"ભાઇ, આજે તો બહુ કીરપા કરી. ભાઈ કુશળ તમે છો એ તો હું જાણતીતી પણ એમ કાંઈ મળવા અવાય? મારી ભોજાઇ અને બધા છોકરાં સારાં છે ને? મેં સાંભર્યું (સાંભળ્યું) તું કે મોટો ગગો (છોકરો) માંદો થઇ ગીયો તો?"

"હવે તો સારી રીતે આરામ છે. હમણા તો બધા દેશમાં છે. થોડા દહાડામાં આવશે. ક્યો હવે હું રજા—"

"ભાઇ, ચા થઇ ગીયો છે ને? એમને એમ તે જવાય!" ચંચળે શેઠને બોલતાં અધવચજ અટકાવ્યા. પછી તેના રજની તરફ જોઇ બોલી, "ગગા મામાને પગે તો લાગ. તેમની પાસે બેસ. હું ચા લઇ આવું."

ચંચળ ખરેખર ચંચળજ હતી. આવા સધ્ધર ભાઇને તે હવે એમને એમ છોડે એમ ન હતું. મોતીલાલ વૈદ્ય પણ એવીજ ગણતરી કરી રહ્યા હતા.

થોડીવારે ચ્હા આવી-પીવાઇ પાન સોપારી ખવાયા. શેઠ ઉઠયા અને કહ્યું કે,

"થોડા દહાડા પછી બધા આવવાના છે માટે જરૂર બંગલે આવજો."

શેઠ મોટરમા બેસતાં તેમના ભાણેજના હાથમાં પાંચ રૂપીઆની એક નોટ તેમના બેન તથા બનેવીએ ઘણી આનાકાની કરવા છતાં મુકી.

શેઠના ગયા પછી વૈદ્ય તથા ચંચળ ઘરમાં ગયાં અને એક બીજા સામે જોઇ રહ્યાં અને હસ્યાં. બન્નેના મનમાં એકજ વિચાર હતો,-શેઠને કેમ નીચોવવા—

( ૨ )

આજે દશેરાનો શુભ દિવસ હતો. સાંજના ચાર વાગે એક ઘોડા ગાડી ડુમસને રસ્તે દોડી રહી હતી. તે થોડીવારે રતનલાલ શેઠના બંગલામાં દાખલ થઇ. ગાડીમાંથી એક આધેડ વયનું દંપતિયુગલ તેમના પાંચ વર્ષના બાળક સાથે ઉતર્યું અને બંગલાનાં પગથીયાં ચઢી દાદર ચઢવા લાગ્યું. ઉપરના સેન્ટર હોલમાં રતનલાલ શેઠ એક આરામ ખુરશીમાં બેઠા બેઠા સીગારેટ પીતા હતા. આગંતુક યુગલને જોતાંજ તેમના ચ્હેરા ઉપર કાંઇક વિષાદની છાયા વીજળીની ઝડપે પસાર થઇ ગઇ, પણ તરતજ તે સ્વસ્થ થયા અને તેમના બેન બનેવી તથા ભાણેજને હસતે મુખે આવકાર આપ્યો. શેઠે તરતજ નોકરને બુમ પાડી અંદરથી શેઠાણીને મોકલવા કહ્યું. મોતીલાલ રાઉન્ડ ટેબલ પાસે પડેલી ખુરશી ઉપર બેઠા એટલામાં શેઠાણી આવ્યાં એટલે શેઠે તેમને એક બીજાનું ઓળખાણ કરાવ્યું. શેઠાણી તેમના ભાણેજની આંગળી ઝાલી નણંદ સાથે અંદરના ભાગમાં ગયાં, અને શેઠ અને વૈદ વાતે વળગ્યા.

ચંચળની મીઠી મધ જેવી જીભે થોડીજવારમાં તેનાં ભોજાઈ તથા તેનાં બાળકોને પોતાને વશ કરી લીધાં.

થોડીવારે ચ્હા તથા પાન સોપારી આવ્યાં. રજનીની પાસે તો ક્યારના મીઠાઇ અને ચેવડો ખાવાનેજ પડયા હતા. વાતોમાં વખત તો પસાર થઇ ગયો.

"બેન, સાડા છ તો થયા છે. હવે જમીનેજ જજો. અમારી મોટર બહાર તૈયાર છે એટલે મોડું નહિ થાય," ભાભીએ નણંદને આગ્રહથી કહ્યું.

"ના, ના, જમવા રહીએ તો બહુ મોડું થાય. વળી જમીશું કોઈવાર. હવે તો ઓળખાણ થીયું છે એટલે ઘણીવાર આવશું," ચંચળ ખેંચતાણ કરવા માંડી.

"એમ થાયજ નહિ. હું જવા દેવાની નથી. તમારા ભાઈ કહેશે એટલે તમારાથી થોડાજ ના પડાવાની છે?"

"ના, ભાભી, મારા ભાઈને નોં કેશો!"

"ત્યારે આવા પરબને દહાડે હું તમને એમને એમ નહી જાવા દઉં," એમ કહી શેઠાણી ઉઠયાં અને આગલા ખંડમાં શેઠ પાસે જવા લાગ્યાં. એટલે ચંચળ તથા તેની સાથે બધા બાળકોનું લશ્કર પણ પાછળ ચાલ્યું.

બહારની બાજુ મોતીલાલ પણ ઉઠવાનુંજ કરતા હતા અને શેઠની ઇચ્છા તો તેમને તરતજ વિદાય કરી દેવાની હતી, એટલામાં દળકટક આવી પહોંચ્યું.

"જુઓને, બેન તો જવાની ઉતાવળ કર્યા કરે છે. પણ જમ્યા વગર જવા દેવાય? વાળુની વેળા થવા આવી છે. તમે સમજાવો," શેઠાણીએ બારણામાં પેસતાંજ શેઠને સંબોધીને કહ્યું.

"અરે! તમને નાહક તસ્દી," શેઠ જવાબ આપે તે પહેલાં તો વૈદરાજ બોલી ઉઠયા.

"અરે એમાં તસ્દી શાની. એ તો હવે વાળુ કરીનેજ જજો," શેઠાણીએ નિર્ણય કરી નાખ્યો.

શેઠ તો શેઠાણીનો તમાસો જોઈ રહ્યા હતા. આખરે અનિચ્છાએ તેમણે કહ્યું, "બેન ત્યારે એમજ કરો. તમારી ભાભી શું ખોટું કહે છે?"

આ સાંભળી શેઠનો ચાર વરસનો બચુ બોલી ઉઠયો, "ફૈબા, ખાઈને જજો. મને પેલી વાત કો, ચાલો."

ફૈબાએ હસતાં હસતાં બચુને ઉંચકી લઈ બચી કરી પોતાની કેડમાં બેસાડયો અને બધું સરઘસ પાછું ઘોંઘાટ કરતું અંદર ચાલ્યું ગયું.

( ૩ )

શેઠના બંગલાના પાછલા ભાગમાં રસોડાનો વિશાળ ખંડ આવેલો હતો. અગરબતીની સુવાસથી આખો ઓરડો મ્હેકી રહ્યો હતો. વીજળીના દીવાથી આંખો અંજાઈ જતી હતી. નોકરે પાટલા ગોઠવ્યા અને ઉપર શેઠને ખબર આપી. ત્યાં તો શેઠની પાસે આગલા ખંડમાં શેઠાણી વિગેરે બધા આવ્યાં.

"બેન તો પાછા જવાનું કહે છે," શેઠાણીએ એક સોફા ઉપર બેસતાં જણાવ્યું.

શેઠ તો બિચારા આ સાંભળી સડકજ થઈ ગયા અને ચંચળ તરફ આતુરતાથી જોતાં પૂછયું; "કેમ, બેન, વખત થઈ ગયો છે. હવે વાર નથી."

ચંચળ નીચું જોઈ રહી હતી. તેણે ધીમે અવાજે કહ્યું, "અમે તો જમીએ પણ તમે કે મારી ભોજાઈ કોઈ દિવસ મારે ત્યાં જમવા આવવાના છો? તમે તો મોટા લોક રહ્યાં!"

"બેન, પ્રસંગ વગર કંઈ અવાય છે?" શેઠે સમજાવતાં કહ્યું.

"અરે, આ ભાણાને જનોઈ દેશો ત્યારે જરૂર આવીશું," શેઠાણીએ ખાસો ચાર વર્ષનો ટુંકો વાયદો બતાવ્યો.

"પ્રસંગ, પ્રસંગ શા માટે કરો છો? આવતી ભાઈબીજનો પ્રસંગ સારામાં સારો છે. ભાઈને પોતાને ઘેર તેડવાનો આથી વધારે સારો પ્રસંગ બેનને માટે બીજો કયો હોય?" ચંચળે પ્રસંગનું નિરાકરણ કરી નાખ્યું.

શેઠને શેઠાણી આ સાંભળી વિચારમાં પડી ગયાં. અને એક બીજા સામે જોવા લાગ્યાં. શું ઉત્તર આપવો તે કોઈને સુઝતું ન હતું.

"હું નોતી કેતી ભાઈ, કે તમે મારા જેવી ગરીબ બેનને ત્યાં ન આવો. તો પછી હું આજે તમારે ત્યાં ખાઈને ખોટો ઉપકાર શા માટે ચડાવું. ખાધું પીધું કાંઈ બેસી રહે છે? એનો તો ભાવની ભુખી," ચંચળે ગળગળે અવાજે કાંઈક ઓછું આણતાં કહ્યું.

આવાં વચનો સાંભળીને બન્ને જણાં સ્તબ્ધ થઈ ગયાં. વ્યવહારિક નાટકનું આ દૃશ્ય તો તેમને કાંઈક અવનવુંજ લાગ્યું. આખરે શેઠે બધાને તેડીને ભાઈબીજને દિવસે તેમને ઘેર જમવા આવવાનું કબુલ કર્યું ત્યારેજ ચંચળ જમવા કબુલ થઈ.

જમ્યા પછી ભાઈના બધા છોકરાંઓને વારા ફરતી વહાલથી હેત કરી ભાઈનાં બેન અને ભોજાઈનાં નણંદ મોટરમાં વીદાય થયાં.

( ૪ )

જોત જોતામાં દીવાળીના ત્રણ દિવસો તો પસાર થઇ ગયા. આજે નવા વર્ષનો પ્રથમ દિવસ હતો. આજે શેઠને ત્યાં જવાનું મોતીલાલ વૈદ અને ચંચળે અગાઉથી ગોઠવી રાખ્યું હતું. બેને ભાઈનાં છોકરાંઓ માટે કેટલીક મીઠાઈ તથા જાત જાતનું દારૂખાનું અગાઉથી મગાવી રાખ્યું હતું. સાંજે પાંચ વાગે તેઓ શેઠને બંગલે પહોંચી ગયા. શેઠ તથા શેઠાણીએ બેન તથા બનેવીને સારો આવકાર આપ્યો. બેને મીઠાઈ તથા દારૂખાનું ભાઈના છોકરાંઓમાં છુટે હાથે વહેંચવા માંડયું. એટલામાં સાંજ પડી. બેને જવાની તૈયારીઓ કરવા માંડી અને બીજે દિવસે જમવા આવવાનું આમંત્રણ આપ્યું, અને હવે તેમને માટે તે સ્વીકાર્યા સિવાય બીજો ઇલાજ ન હતો. આજે પણ બેન તથા બનેવીને શેઠે જમાડીનેજ વિદાય કર્યા. શેઠાણીએ ભાણા માટે મીઠાઇ તથા દારૂખાનું બંધાવ્યું, અને તે ઉપરાંત નણંદને એક રેશમી સાડી તથા ભાણેજ માટે કબજું કઢાવી આપ્યા.

( ૫ )

આજે સવારના પહોરથી મોતીલાલ વૈદના ઘરમાં ધમાલ

ચાલી રહી હતી. પોતાને આંગણે ભાઇ જમવા આવે અને કંઇ હર્ષ ઉભરાઇ ન જાય?

બારણામાં સાથીયા પુરી દીધા હતા. ઘરમાં રસોઇઓ રસોઇ કરી રહ્યા હતા. ચંચળ તેને જોઇતી સામગ્રી આપતી જતી હતી. મોતીલાલ સ્વાગતને યોગ્ય બીજી તૈયારી કરી રહ્યા હતા. ઘડીઆળમાં અગીઆરના ટકોરા થતાની સાથેજ ધમધમ કરતી બે મોટરો વૈદના મકાન પાસે આવીને ઉભી રહી વૈદરાજ તથા ચંચલ તેમના સ્વાગત માટે તૈયારજ હતાં.

બધા ઘરમાં ગયા. વૈદનું નાનું ઘર થોડીવારમાં વસ્તીથી ઉભરાઇ જતું લાગ્યું. બાળકો સ્વેચ્છાએ કુદવા અને ફરવા લાગ્યા. ચંચળ તેની ભાભીને અંદર લઇ ગઇ. શેઠ અને વૈદ આગલા ખંડમાં બેસી વાતો કરવા લાગ્યા.

એટલામાં જમવાની વખત થઈ. ભાણા પીરસાવા લાગ્યાં. બધા ઉઠયા અને કપડાં બદલ્યાં. મોતીલાલ શેઠ સાથે અંદર જવા લાગ્યા. જમવાનું છેક પાછળના ભાગમાં રાખવામાં આવ્યું હતું.

મોતીલાલના ઘરની જગ્યા વિશાળ હતી. પણ ઘર નીચું અને જીર્ણ થઇ ગયેલું હતું. ઠેકઠેકાણે ગાબડાં પડયાં હતાં. અને લુણો લાગેલો હતો. બારણાં પણ એવા નીચાં હતાં કે જો સરત ચુકે તો જરૂર કપાળ ફુટે વૈદની હાલતની આર્થિક સ્થિતિ તેમનું મકાન સમરાવી શકે એવી ન હતી.

શેઠ ઘરનું નિરીક્ષણ કરતાં અંદર આવ્યા.

"ભાઇ જરા નીચા વળીને ચાલજો હો. ગરીબ બેનનું ઘર નીચું છે. સમરાવવાનું કહીએ છીએ અને કંઇક અડચણ આવી પડે છે," ચંચળે પોતાની સ્થિતિ તરફ ભાઇનું ધ્યાન ખેંચવા માંડયું. અને પોતાની જાળ વીસ્તારવા માંડી. "પણ હવે તો દીવાળી પછી બધું ઠીક ઠાક કરાવી નાખવાનોજ નિશ્ચય કર્યો છે. આ વરસ પણ ઉપરા ઉપરી કેવા આવે છે! ગરીબ માણસ તે શું કરે?"

મોતીલાલ વૈદ તો જાણે આ બધું સાંભળતાંજ ન હોય તેમ સાથે સાથે મુંગે મોઢે ચાલ્યા આવતા હતા.

આખરે બધા જમવા બેઠા અને બેને ઘણો ઘણો આગ્રહ કરી ભાવથી બધાને જમાડયા. જમતાં જમતાં શેઠે કહ્યું કે કાલે સાંજે ચાર વાગે તમે બંગલે આવજો. અમારા મીસ્ત્રી તથા કારીગર પાસે આખું ઘર સારી રીતે સમરાવી આપવા મારા મહેતાને હું ખાસ ભલામણ કરીસ. કાલે રાત્રે તો મારે મુંબાઇ જવું છે.

શેઠ ભલા અને લાગણીવાળા હતા. તેમની ઇચ્છા એવી હતી કે પાંચસો રૂપીઆ ખરચ કરીને ઘર સમરાવી આપીશ એટલે બેનને ત્યાં જમ્યાનો બદલો વળી રહેશે.

જમ્યા પછી થોડીવારે બધા વિદાય થયા.

( ૬ )

બીજે દિવસે મોતીલાલ શેઠને બંગલે ગયા. શેઠે તરતજ તેમના મહેતાને બોલાવ્યા.

"જુઓ, નાગરદાસ કાલે-આ મોતીલાલ વૈદને ઘેર જજો, અને તે બતાવે તે પ્રમાણે તેમનું મકાન કરાવી આપજો. હું તો આજે જવાનો છું. મકાન આપણી ચંચળ બેનનું છે. માટે તેમના તરફથી કાંઇ પણ ઠપકો સાંભળવાનું તમારે ન રહે તેમ કરજો. આપણા મીસ્ત્રી તથા કારીગરને બોલાવજો અને જે ખરચ થાય તે હમણા આપણા ખાતેજ લખજો."

શેઠ સીધી લીટીના માણસ હતા શું શું કરવાનું છે અને કેટલો ખર્ચ કરવો તેનું તેમણે ચોકખું નામ ન પાડયું. વૈદે તો આખેજ બહેરૂં કુટી મારવાનો ત્યાંને ત્યાંજ નિશ્ચય કરી નાખ્યો.

( ૭ )

શેઠ તો મુંબાઇ ગયા. મોતીલાલે બીજા દિવસથીજ નાગરદાસની પુંઠ પકડી. કામ એકદમ શરૂ થયું. પણ ઘર ઘણું જીર્ણ અને ચારે તરફથી મેધાડંબર ડોલી રહેલો. એક તરફ થોડું સમુ કરે કે બીજી તરફ મોટું ભગદાળું પડેલું હોયજ. ધણીધણીપાણીએ મજુરોને છીછકારી મુકયા અને મજુરોને પણ તેમની રોજી લંબાવવાનો લોભ હોયજ. આખરે દસ દિવસની સખત મહેનત પછી ઘરની ચારે ભિંતો અકસ્માતથી વારાફરતી સુઇ ગઇ.

નાગરદાસ તો હવે શું કરવું તેના વિચારમાં પડયા. પણ ચંચળની જીભની મીઠાશ અને આંખના ચમકારે તેમને ભુલાવ્યા. છેવટે ત્રિપુટીએ પાયામાંથીજ મકાન ચણાવવાનું શરૂ કર્યું. સારે નશીબે શેઠને મુંબાઇ રહેવાનું લંબાતું જતું હતું.

છેવટે ઘણી મહેનતને અંતે માહ મહિનાની આખરે ઘર તૈયાર થઇ ગયું અને નવા ઘરમાં ધણીધણીયાણી મહાલવા લાગ્યા. વૈદની ગેરહાજરીમાં નાગરદાસ પણ અવર નવર ચંચળની મહેરબાનીનો લાભ લેવાનું ચુકતા ન હતા.

( ૮ )

હોળીના તહેવાર ઉપર શેઠ સુરત આવ્યા. મોતીલાલ શેઠને ખાસ આગ્રહ કરીને તેમનું નવું મકાન જોવા લઇ આવ્યા. ઘર આગળ આવતાંજ શેઠની આંખો ફાટી રહી. મકાન ત્રણ માળનું, અને બધી સગવડવાળું કરવામાં આવ્યું હતું. બધે લાદી જડાવી હતી. ઉપરની છતમાં પણ ખામી ન હતી. દેવાલ પણ ઠેકઠેકાણે મજાના મૂકયા હતા. રંગરોગાનમાં પણ કસર રાખી ન હતી.

"શેઠ સાહેબ, આપે જો આ કાર્ય માટે આગ્રહ ન કર્યો હોત તો મારી આંખો ન ઉઘડત," વૈદે મૌન તોડયું.

એટલામાં ચંચળ આવી પહોંચી.

"ભાઇ, હવે તો ઘર ગમ્યું ના? તમારા જેવા ભાઇ આંગણે આવે ત્યારે હું તો લાજી મરતી હતી. તમે આગળ ન પડયા હોત તો અમે તો સો ભવેય જાગે એવા નથી. પણ ખર્ચ કાંઇ ઓછો નથી થીયો!"

"એ તો એમજ હોય," વૈદ બોલ્યા, "આપણે તો સધારણ માણસ રહ્યા. તો પણ ઠીક છે. કાંઇક આપણું-કાંઇક એમનું. જે થયું તે ઠીકજ થયું."

શેઠને હવે તો પાણી પીને ઘર પુછવું એ મુખાંઇ ભરેલું લાગ્યું. થોડીવારે ખિન્ન હ્રદયે વિદાય થયા

શેઠ બંગલામાં જઇને આરામ ખુરસીમાં પડ્યા ત્યાં એક બાજુથી શેઠાણી અને સામેથી નાગરદાસ આવ્યા. મહેતાએ એમના ઘરના ખર્ચનો આંકડો શેઠના હાથમાં મુકયો અને સાડી સતાવીસ હજારની રકમનો આંકડો વાંચતા તેમના ડોળા સ્થિર થઇ ગયા અને બંગલાની ચારે ભિંતો ચકકર ચકકર ફરવા લાગી.

શેઠાણી પાસે આવ્યા અને પૂછ્યું "શું છે ?"

"બેન ને વીર વસલી !" શેઠાણીના હાથમાં આંકડાનો કાગળ મુકતાં શેઠ બોલ્યા.

સંપૂર્ણ.







## રંગરાગ

સ્ત્રી—(ધણીને) દુનિયામાં મ્હારા બાપ પ્રત્યે અને ત્હમારા પ્રત્યે જેટલી પ્રીતી છે એટલી કોઇ પ્રત્યે નથી.

ધણી—ઠીક ત્યારે મ્હને વધારે ચાહે છે કે ત્હારા બાપને?

સ્ત્રી—મ્હારે તો બને બરાબર.

* * *

બાદશાહ—(એક મશ્કરાને કે જેણે કાંઇ ગુન્હો કર્યો હતો તેને) સિપાઇ, એના નાકમાં છેદ પાડો.

મશ્કરો—હજુર! પરમેશ્વરે બે છેદ તો પાડ્યા છે અને આપ ત્રીજા છેદની તકલીફ શા માટે ઉઠાવો છો?

* * *

વકીલ—(મૂર્ખ સાક્ષીને) જો તેં કાંઇ આંખથી જોયું હોય તો તે સાચે સાચુ બતાવજે.

મૂર્ખ—સારૂં સાહેબ.

વકીલ—તમારૂં નામ શું?

મૂર્ખ—મેં મારૂં નામ સાંભળ્યું છે, પણ જોયું નથી!

* * *

(ગમતલાલ રજા વગર અંદર આવવું નહી, એ પાટીયું વાંચી મેનેજર પાસે જાય છે)

મેનેજર—કેમ, મિસ્ટર! ત્હમો કોની રજાથી અંદર આવ્યા?

ગમતલાલ—સાહેબ, બહાર કોઇ સિપાઇ નહી હોવાથી, હું અંદર આવી ત્હમારી રજા લેવા આવ્યો છું.

* * *

ચુનીલાલ ચટપટીઆ—કેમ, મિ. મોહનલાલ મફતીયા, તમે કયારના આવ્યા છો!

મોહનલાલ મફતીયા—અરે દોસ્ત ચટપટીયાં, તને હજી ખબરજ નથી મને આવ્યાને પચીશ વર્ષ થયાં છે!

* * *

અમીર—(તરસ લાગવાથી નોકરને) અરે જલ લાવ.

નોકર—શું સાહેબ?

અમીર—(ગુસ્સે થઇને) અરે જલ, જલ.

નોકર—આગ લાગી છે કે તરસ, કેનો બંદોબસ્ત કરૂં?

* * *

દેશી—(સુધરેલા દોસ્તને) કેમ સ (કેમ છો?)

સુધરેલો—ત્રણ દુ, બે તરી, ચાર ને બે વગેરે વગેરે.

હરિહર એન. પંડિત

# વિનોદરાયનો વિમો !

અનુવાદક–રા. મરતગામ

વિનોદરાય મફતીવાને વિમાની આકર્ષક જાહેરાતો વાંચી વિમો ઉતરાવવાનો શોખ થઇ આવ્યો ! પરંતુ અખિલ ભારતીય વિમા કંપની લી૦ના ડાકટરની તપાસ ઘણી બારીક હોવાથી વિનોદરાય ડાકટરની તપાસમાં પાર ઉતરી શકયો નહિ. વિમા એજન્ટની યુકિત અને સલાહથી વિનોદરાયે પોતાના ગામના લોકલ બોર્ડ ડીસ્પેન્સરીના ડાકટર પાસે તપાસ કરાવી સરટીફીકેટ લઈ વિમા કંપનીમાં પાસ કરાવવાનો ઈરાદો કર્યો.

પોતાને ગામ જવા વિનોદરાયે ઓફીસમાંથી ચાર દીવસની કેઝ્યુઅલ રજા માંગી. પણ મળી શકી નહિ. આથી વિનોદરાય શનીવારે રાતરે–ઓફીસના હેડ કલાર્કની રજા લીધા સિવાય ગુપચુપ પોતાને ગામ ઉપડી ગયો.

વિનોદરાયે પોતાને ગામ જઇ બે ચાર દીવસ રહી ગામની લોકલ બોર્ડ ડીસ્પેન્સરીના ડાકટરને પાંચનો ટુકડો આપી એક સીકનું સરટીફીકેટ લઇ ઓફીસમાં રજા મંજુર થવા સારૂ મોકલી આપવું અને બીજું તંદુરસ્તીનું સરટીફીકેટ લઇ વિમા કંપનીમાં મોકલી આપવું એવો નીશ્ચય કર્યો.

લોકલ બોર્ડ ડીસ્પેન્સરીના ડોકટર સાથે મસલત કરી–તેને બે સરટીફીકેટના દસ રૂપીઆ વિનોદરાયે કબુલ કરી આપ્યા ! પછી પુછવુંજ શું ? આજકાલ અમે તેવા ડોકટરો પાસેથી સીક સરટીફીકેટ તથા હેલ્થ સરટીફીકેટ દશ પાંચની નોટ દેખાડવાથી કયાં મળી શકતા નથી ? તુરત ડોકટરે બે સરટીફીકેટો લખી વિનોદરાયને આપ્યાં.

(૧)

હું નીચે સહી કરનાર સરટીફીકેટ લખી આપું છું કે, મિસ્ટર વિનોદરાય મેલેરિઆના રોગથી એટેક થયા છે, અને તેવણ મારી ટ્રીટમેન્ટમાં છે. સારી તબીયત થવાને અને કામ કરવા જેટલી શકિત આવવાને નિદાન એક અઠવાડીયું લાગશે.

વિદ્યાસાગર એલ. સી. પી. એસ.

તા.—

ઉપરનું સરટીફીકેટ ઓફીસમાં રજા મંજુર થવા સારૂં ડોકટરે લખી આપ્યું અને નીચેનું બીજું સરટીફીકેટ વિમા કંપનીમાં મોકલી આપવા સારૂ લખી આપ્યું.

(૨)

મિ. વિનોદરાય માલીઆ.

ઉમર વર્ષ ૨૮; વજન ૧૬૦ પૌંડ; છાતીનો ઘેરાવો ૪૫; ઉંચાઇ ૬ ફુટ ૨ ઇંચ; પ્રકૃતિ અત્યંત તંદુરસ્ત.

(વિનોદરાયની ખરી સ્થિતિ વર્ષ ૩૮ પણ બટકો, પાતળો અને સુકકો, વજન માત્ર ૮૦ રતલ, છાતીનો ઘેરાવો ૨૦; ઉંચાઇ ૪ ફુટ ૪ ઇંચ; પ્રકૃતિ મરવાની આળસે જીવવા જેવી.)

બાપ–મેલેરિયાના તાવથી ગુજર્યાં હતા. કલાયંટને આજ પર્યંત કોઇ પણ જાતનો રોગ થયો નથી.

(બાપ કાતરીયું ગેપના વ્યાધિથી મુએ–કલાયંટને આજ પર્યંત કોઇ પણ રોગ હોય તો માત્ર ચકમ સેજાનો.)

વિદ્યાસાગર એલ. સી. પી. એસ.

તા—

* * *

વિનોદરાયે બે સરટીફીકેટ જુદા જુદા કવરમાં બીડી તુરત પોસ્ટ કર્યાં.

* * *

ત્રીજે દિવસે ઓફીસનો ઓર્ડર આવ્યો.

મિ. વિનોદરાય ! તમોએ વિમા કંપની સારૂં જે સરટીફીકેટ કઢાવેલું તે અત્રે ભૂલથી આવેલું હોવાથી તે ઉપરથી ખાત્રી થાય છે કે તમારી પ્રકૃતિ તંદુરસ્ત દેખાય છે, તમે રજા ઉપર જઇ-સીકનો ખોટો રીપોર્ટ મોકલ્યો છે તે ઘણું શરમાવવા જેવું છે. તમારી આ વર્તણુંક માટે તમને રૂપીઆ વીસ દંડ કરવામાં આવે છે અને એક માસની નોટીસ આપવામાં આવે છે.

મેનેજર બી. એ. ડોગ.

* * *

આ ઉપરના સ્નાનના સમાચાર મળતાંજ વિનોદરાયે મુંબઇ જવાની તાબડતોબ તૈયારી કરી. એક કલાકમાં તૈયાર થઇ ઘેરથી સ્ટેશને જવા નીકળ્યા. ગાડીમાં બેસવા જાય છે ત્યાં પોસ્ટમેને બીજું કવર હાથમાં મુકયું. તે કાગળ વિમા કંપનીનો આવ્યો હતો

મિ. વિનોદરાયને જણાવવામાં આવે છે કે તમારી નાદુરસ્ત તબીયતનું સરટીફીકેટ પાસ થવા મોકલ્યું છે તે બીલકુલ પાસ થઇ શકે તેમ નથી. તમારી બીમારી તબીયતના લીધે કંપની તમારો વિમો ઉતારી શકે તેમ નથી. તબીયત તંદુરસ્ત થયા બાદ "ફ્રેશ પ્રોપોઝલ" કંપની ઉપર મોકલી આપવી. કંપની તે ઉપર યોગ્ય વિચાર કરી તમને જણાવશે.

સી. ઓ. ડિલ્લુ.

મેનેજીંગ ડાયરેકટર

અખિલ ભારતીય વિમા કંપની લી૦

* * *

ત્યાર બાદ વિનોદરાયનો વિમો ઉતરાવવાનો શોખ નાબુદ થયો ! ચડેલો પારો ઉતરી ગયો !...*

સંપૂર્ણ.

* મગદી ઉપરથી

વાર્તા નાટક અને સિનેમાના શોકીન

## લાખો વાંચકોનું માનીતું પત્ર

# મોજ-મજાહ

દર રવિવારે મફત વાંચવું હોય તો નીચે જણાવેલાં પુસ્તકોમાંથી તમોને ગમે તેટલાં પુસ્તકો મંગાવો—જેટલા રૂપિયાનાં પુસ્તકો થશે એટલા મહિના **મોજ—મજાહ** મફત મોકલવામાં આવશે.

---

## મુંબાઈનું રાત્રિરહસ્ય

મોજીલી મુંબાઇના ભેદભરમથી ભરપૂર.
અદ્‌ભુત ઘટનાયુકત વાર્તા

કિં. રૂા. ૧-૪-૦

---

## આશકની આત્મકથા

અદ્‌ભુત, રોમાંચકર પ્રેમકથા
જેમાં એક પ્રેમીએ પોતાની આખી જીંદગીનો પ્રણય વૃતાંત વર્ણવ્યો છે.

કિં. રૂા. ૧-૮ ૦

---

## વૈશ્નવ ધર્મનો ઇતિહાસ

દરેક વૈશ્નવ બંધુએ અભ્યાસ કરવા લાયક—ચાર ચિત્રો સાથે.

કિં. રૂા. ૩-૦-૦

---

## બોલતો કાગળ.

ભાષણ તથા ગાયન સાથે સંપૂર્ણ નાટક.
(લેઃ—રા. હરિહર દિવાના)

મૂલ્ય આઠ આના.

---

## દેવદાસ

ઓ. પ્રરૂપ આબાલ વૃધ્ધ દરેકને ઉપયોગી સામાજિક નવલકથા

આ વાર્તાએ મોજ—મજાહના વાંચકોનો સારો ચાહ મેળવ્યો હતો. હાલમાં પુસ્તકાકારમાં પ્રસિધ્ધ કરવામાં આવેલ છે.

કિં. રૂ ૧-૮-૦

---

રા. હરિહર ( દિવાના ) કૃત નવીન નાટક

## સૌન્દર્ય વિજય

ભાષણ તથા ગાયન સાથે

આ નાટક ભુવનમોહિની—નુરજહાના પ્રેમ પ્રસગો તથા ઇતિહાસને અનુલક્ષી ગુજરાતના આ મશહૂર કવિએ રચ્યું છે.

મૂલ્ય માત્ર આઠ આના.

(પછવાડે જુઓ)

# તમે

## મુંબાઇનું રાત્રી રહસ્ય

તો વાંચ્યુ હવે

# રાજનગર રહસ્ય

## વાંચો

ગુજરાતના પાટનગર ગણાતા અમદાવાદ ઉર્ફે રાજનગરના ગુપ્ત ભેદો, શ્રીમંતોની વિલાસ લીલાઓ, સુફેદ બગલી જેવી દેખાતી નર્સો ઉર્ફે કુટણીઓનાં કારસ્તાન, હવસમાં દીવાની બનેલી એક શેઠાણીના જીવનનો કરૂણારસિક આબેહુબ ચિતાર, ઢોંગી ધર્મગુરૂઓને ત્યાંના અનાચારના અખાડા વગેરેથી માહિતગાર થવું હોય તો

આજને આજ આ પુસ્તક મંગાવો

કિંમત બાર આના પો. જુદું.

---

રશીયન શહેનશાહના જનાનખાનાની

## પોલ

મોક્ષને માટે પાપ કરો–પાપ કરો નો

પોકાર કરતા

ધર્મ ગુરૂનું ચરિત્ર જાણવું હોય તો વાંચો

# દુરાત્માનો દોરદમામ

કિંવા

## રાસ્કલ રાસપુટીન

રશિયાના આ અદ્દભુત નરનું જીવન વાંચતા તમોને ખાત્રી થશે કે, સુધરેલા દેશોમાં પણ ધર્મને નામે કેવા અનાચારો થાય છે. રાજા, મહારાજા, મહારાણીઓ વધારે શું પણ ખુદ રશિયાનાં મહારાણી ઝારીનાએ પોતાના જીવનમાં કેવો ભાગ ભજવ્યો છે, તેનો આબેહુબ ચિતાર આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે.

ચાર ચિત્રો–પૃષ્ઠ ૧૧૨

છતાં કિંમત છ આના

---

મુંબઈમાં બનેલો ભયંકર બનાવ

# એકજ રાતમાં બે ખૂન!!

આ ખુનામરકીનો ભેદ જાણવો હોય તો

'મુંબાઇનું રાત્રી રહસ્ય' નામક લેખમાળાથી મુંબાઇની શોખીન આલમમાં લોકપ્રિય થયેલા રા, ગુપ્તદુતની કલમથી લખાયેલી

# ઇશ્કનો અંજામ

અથવા

## પ્યારનું પરિણામ.

નામની રસિક ડીટેકટીવ નવલકથા વાંચો. એકજ રાતે મુંબઇના એક રાવ બહાદુરનું અને ફ્રેંચપુલ પર આવેલા વેશ્યાવાડામાં વિમળા નામની સ્ત્રીનું કેવું ભેદભરી રીતે ખૂન થાય છે, તથા ખૂની શોધવા જતાં બનેલા બનાવોમાંથી કેવી ભયાનક ભેદપરંપરા બહાર આવે છે, એ વાંચી છેવટ સુધી તમે પણ નહિ કલ્પી શકો કે ખૂની કોણ છે? પ્રકરણે પ્રકરણે રહસ્ય અને ભેદનો ખજાનો ભરેલો છે. પૃષ્ઠ ૨૭૫ છતાં

કિંમત રૂા. ૧–૦–૦ પોઃ જુદું.

લખો—મોજ મજાહ કાર્યાલય

ગીરગામ ચર્ચ સામે મુંબઇ નં. ૪.

---

# શિયળની કસોટી

યાને

## બેવફા દુનિયા

દગાબાજ દોસ્ત તથા પતિવ્રતા સતિની

કસોટીનો આબેહુબ ચિતાર

કિં. રૂા. ૧–૮–૦

---

દરેક પુસ્તકનું વી પી. ખર્ચ જુદું પડશે.

લખોઃ—મોજ–મજાહ કાર્યાલય ખટાવ બીલડીંગ ગીરગામ મુંબાઇ નં. ૪

# સીનેમાના સમાચાર

લખનાર-રા. ચિત્રપટ

## નવી ફિલ્મ

ચતરા બકુવલી—પાયોનિયર ફિલ્મ કાં. ચિત્રપટ લેખક મી. મનહર વરતેજવાળા. ડાયરેક્ટર અને ફોટોગ્રાફર મી. પાટણકર.

વસ્તુ—આજથી વીસ વર્ષ પહેલાંના નાટકના જમાનામાં પારસી નાટક મંડળીનો આ ખેલ વીસ-પચ્ચીસ કિંવા તેથી પણ વધારે વખત નહિ જોયો હોય એવા શોકીનો થોડાજ નીકળશે. અર્થાત્ વસ્તુની પસંદગી કરવામાં જે ડહાપણ વપરાયું છે, અને જાહેર ખબરો વાંચી જે આશા રાખવામાં આવી હતી, તે દષ્ટિએ જોતાં ફિલ્મ એક નિષ્ફળતાનો નાદર નમૂનો છે, એમ દિલગીરી સાથે કહેવું પડે છે.

વસ્તુ સંકળના, ફોટોગ્રાફી કિંવા અભિનય આ બધામાંથી એકમાં પણ સંપૂર્ણ ધ્યાન અપાયું હોય એમ દષ્ટિમાં આવતું નથી. વધારે શું એક સાધારણ બનાવ લઈએ. પ્રેમમાં લીન થયેલી ચતરાનું ટાઈટલ વંચાયા બાદ લીન થવાને બદલે બગીચાની અંદર હીંચકા ખાતી ચતરા નજરે પડે, ત્યારે જુના અનુભવીઓની કળા માટે પ્રેક્ષકો કેવો મત બાંધે એ વિચારી લેવા જેવું છે. અભિનયની બાબતમાં મી. કાપડીયા, મિસ વીઠા, કાંઈક ઠીક કાર્ય કરી બતાવે છે, જ્યારે મિસ રાણીનું રાણીપદ એટલું બધું ઉંચું છે કે, તેને ચાલવાનું પણ ભાન નથી!



CHARLIE CHAPLIN IN "THE GOLD RUSH"

"ગોલ્ડરશ'માં મી. ચાર્લી ચેપ્લીન

એકંદરે નવી કંપની, નવો કારોબાર, બધું નવું-નવું એટલે પહેલા પિકચરના આ દોષો ક્ષંતવ્ય ગણાય. અમો આશા રાખીએ છીએ કે હવે પછીના પિકચરો સંપૂર્ણ કાળજીથી કળાપૂર્ણ પિકચરો તરીકે બહાર પડશે.

રાજા ભોજ—રોયલ આર્ટ સ્ટુડીયાનું ચિત્રપટ. લેખક અને ડાયરેક્ટર મી. ડી. જે. ઝવેરી. ફોટોગ્રાફર મી. રૂસ્તમ ઈરાની.

વસ્તુ—એક કહેવત "વિધિના લેખ અને વાણીયાની મેખ" ના આધારે ઉપજાવી કઢાડવામાં આવી છે. તે સાથે કર્મ અને ઉદ્યોગનું દ્વંદ્વ પણ બતાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. મૂળ વસ્તુની મદાર વાણીયાની બુધ્ધિ વિધિના લેખને પણ ફેરવી શકે એ દષ્ટાંત સચોટ કરવાની છે, પરંતુ મૂળ વસ્તુને પોષક તત્વ કિંવા તેનાં બુધ્ધિબળની કસોટીનો પ્રસંગ ઉદ્દેશ દીલ સિવાય દષ્ટિગોચર થતો નથી. અર્થાત ખરા આશયને છોડી ગૌણ પાત્રો વધારી પિષ્ટપેષણ કર્યા જેવું સ્પષ્ટ જણાઈ આવે છે. અમારા નમ્ર મત મુજબ વિધિ અને વણીકના બુધ્ધિ બળનાં હરિફાઈના પ્રસંગો જો ગાંડા કુમાર પર એક પછી એક યોજ્યા હોત તો ફિલ્મ સારૂં રૂપ લેત અને ઉદ્યમ કર્મની છાપ પ્રેક્ષકો પર સારી પડત.

ફોટોગ્રાફી—સાધારણ ઠીક છે. સેટીંગો માટે રોયલ આર્ટ સ્ટુડીયાને ખાસ માન ઘટે છે.

અભિનય—મી. પકીલ ગાંડાનું કામ ઠીક કરે છે. સૌથી વિશેષ આકર્ષક અને પ્રસંગાનુરૂપ કામ મિસ સકુનું છે. મિસ ઝુલુ અને મિસ જુબેદા પોતાની હમેશની હબછબ મુજબ ઠીક કામ કર્યે જાય છે.

## નવી ખબરો

ધુંધવાતો અગ્નિ-ઉપરથી શાંત પણ અંદરથી ધુંધવાતા અગ્નિની માફક પ્રજ્વલીત જણાતો હાલનો સિનેમા ઉદ્યોગ થોડા વખતમાં કેવું સ્વરૂપ ધારણ કરશે તેને માટે કોઈ એકાદ જોષીરાજ ગૃહ જોઈ મોકલશે તો ઉપકાર થશે. બાકી થોડા વખતમાંજ મોટા ફેરફાર થવાની આગાહીઓ અમારા કાન પર અથડાયા કરે છે. ઈશ્વર કરે અંતે બધાના મનોરથો ફળવા સાથ ધંધો કંઈક નવું સારૂં સ્વરૂપ લે.

કોહિનુર—રા' કવાટ ગઈ કાલથી ઈમ્પીરીયલમાં શરૂ થઈ ગઈ છે. ગુલ સનોવર અને શિરી ફરહાદની તૈયારીઓ ચાલી રહી છે જ્યારે ટેલીફોનથી તરૂણીના તાર વાગી રહ્યા છે.

કૃષ્ણ૦—એક જાણીતા વિદ્વાનની કલમથી લખાયેલ ભૂલનો ભોગ ગઈ કાલથી કૃષ્ણ સિનેમામાં શરૂ થઈ ગઈ છે. સાંભળવા મુજબ મી. માણેકલાલ થોડા વખતમાંજ આવી પહોંચશે.

રોયલ આર્ટ—આઉટડોર સીન લેવા વડોદરા ઉપડી ગયેલ છે, જ્યારે અહિં મી. ઝવેરીએ મી. શાહની લખેલી એક ફિલ્મની શરૂઆત કરી દીધી છે.

ગ્લોબ—"ગોલ્ડરશ" નામનો ચાર્લી ચેપ્લીનનો દસ ભાગનો કોમીક ડ્રામા રજુ કર્યો છે. આ ફિલ્મ તૈયાર કરવા પાછળ મી. ચાર્લીએ પોતાનાં સમસ્ત બુધ્ધિબળ તથા પોતાના ખીસ્સાની પાઈએ પાઈનો ભોગ આપી તૈયાર કરી છે. થોડા વખત પહેલાંજ કોર્ટમાં જ્યારે આ ફિલ્મ બતાવવામાં આવી હતી અને શિક્ષિત સમાજે તેના પર જે દરોડો પાડ્યો હતો તેજ તેની ઉત્તમતાની સાબીતી પુરી પાડે છે અર્થાત ચાર્લીના કામ માટે લખવું એ સોનાપર ઢોળ ચઢાવ્યા બરોબર હોવાથી નજરે જોવામાંજ મઝાહ છે.

## મિસ ગુલાબે માંડેલી ફરિયાદ

દાદર પોલીસ કોર્ટમાં પાંચમા પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ મી૦ ઇંદ્રવદન મ્હેતા સન્મુખ કૃષ્ણ ફીલમ કુંપનીની એકટ્રેસ તરીકે કામ કરતી ગુલાબ નામની સીનેમા સ્ટારે પોતાના ધારાના હીમાયતી મી૦ ઇબ્રાહીમ હાજી બેરીસ્ટર સાથે હાજર થઇ પોતાને ગેરકાયદેસર અટકાવી રાખવાનો આરોપ (૧) મી. ચતુરભાઇ નામના કેમેરામેન અને (૨) મી. કાનજીભાઇ સામે મેલી ફરીયાદનામું નોંધાવી કામ ચલાવવાનો હુકમ મેળવવાની અરજ કરી હતી.

ફરીયાદીએ પોતાના ફરીયાદનામામાં બીજી કેટલીક બીનાઓ ઉપરાંત જણાવ્યું હતું કે હું "સીનેમા સ્ટાર" છું અને લેમીંગટન રોડપર રહું છું. હું પહેલા આરોપીને ઓળખું છું. જે દાદર ખાતે આવેલી કૃષ્ણ ફીલમ કુંપનીનો સ્ટુડીયો કેમેરામેન છે અને હું બીજા આરોપીને પણ ઓળખું છું જે ફીલમ કુંપનીનો ડીરેકટર છે હિંદ નૈતીક નાટક મંડળી માટે મેં ગેઇટી થીએટરમાં ડેન્સ કરવાનું કબુલ્યું હતું કે જે નાટક મંડળી યંગમેન્સ મુસલીમ એસોસીએશનના લાભ અર્થે એક ધમાંદા ખેલ આપનાર હતી. હું રીહરસલ કરવા માટે ગેઇટી થીએટરમાં જતી હતી અને મારું નામ પોસ્ટરપર મુકવામાં આવ્યું હતું કે જે પોસ્ટર મારફતે નાટક કુંપનીએ પોતાને લગતી જાહેર ખબર આપી હતી.

ગઇ તા૦ ૨૯મી મેના દીવસે સવારના ૧૧ વાગતાના સુમારે મારું છેલ્લું રીહરસલ હતું અને તોહમતદારોએ મને એવું જણાવ્યું કે એક ફીલમના અંદરના દેખાવ માટે મારી જરૂર હતી. હું સ્ટુડીયોમાં ગઇ અને મારો વેશ સજવાને જણાવવામાં આવ્યું મને દારૂ પીવાના દેખાવમાં ભાગ લેવાનો હતો. સામાન્ય રીતે એવા દેખાવમાં વાઇન તરીકે રાસબેરી આપવામાં આવે છે. પણ આ દીવસે મને રાસબેરીને બદલે કાંઇ બીજું પીણું પીવાને આપવામાં આવ્યું જે રંગમાં લાલ હતું પણ તેના સ્વાદમાં કડવાસ હતો. મને લાગ્યું કે મને કાંઇ જુદીજ ચીજ પીવાને આપવામાં આવી હતી અને "સીન" પુરો થતા મેં આરોપીઓને તે વીશે ફરીયાદ કરી. પણ તેઓએ તે વીશે કાંઇ કર્યું નહી.

સાંજના ૪ વાગતે મેં આરોપીઓને કહ્યું કે હું ગેઇટીમાં જવા માગતી હતી અને મેં મારા પરફોરમન્સ માટે તૈયારી કરવા માંડી ને આરોપીઓએ કહ્યું કે તેઓને બાહેરનો દેખાવ લેવાં માટે મારી જરૂર હતી અને તેઓ મને ૫ વાગતે જવા દેશે. મને અંદરનો સીન લેતી વખતે જે ચીજ પીવાને આપવામાં આવી, તેવીજ ચીજ પીવાને આપવામાં આવી. મને ચક્કર આવવા લાગ્યાં અને મેં આરોપીને કહ્યું કે હું ગેઇટી થીએટરમાં જવા માગતી હતી. પણ તહોમતદારોએ મને કહ્યું કે તેઓ મને જવા દેશે નહીં અને તેઓએ મને મોટરમાં બેસાડી અને તેઓ થાણા તરફના એક જંગલમાં મને લઇ જવા માગતા હતા. હું સામે થઇ અને તોહોમતદારોએ મને કહ્યું કે તેઓ રાતના ૭ વાગતે મને પાછી લાવશે અને જંગલમાં નહીં લઇ જતાં હેંગીંગ ગાર્ડનપર લઇ જશે અને તે પછી મોટર હાંકી લઇ જવામાં આવી. મેં મોટરને થાણાના રસ્તા પર જતાં જોઇ બુમો પાડવાની કોશેષ કરી, પણ આરોપીઓએ મારું મ્હોડું દાબ્યું અને તેઓ મને થાણા નજદીકના જંગલમાં લઇ ગયા હતા. મને મધરાતના બે વાગતા સુધી રોકી રાખવામાં આવી હતી અને તે પછી તેઓ મને તેજ મોટરમાં લાવી લેમીંગટન રોડપરના મારા મકાને મને ઉતારી હતી. બંને આરોપીઓએ મને ગેરકાયદેસર રોકી રાખી હતી, જેના પરીણામે હું મારો ખેલ કરી શકી હતી નહી અને એનગેજમેંટ કેનસલ કરવું પડ્યું હતું.

મેજીસ્ટ્રેટે બંને આરોપીઓ સામે નોટીસનો હુકમ આપ્યો હતો.

સાંભળવા મુજબ આ કેસની સુનાવણી તા. ૬ ઠી જુલાઇના રોજ નીકળનાર છે.

* * *



માદન—"ધર્મપત્ની" નામની ફિલ્મ પૂર્ણ કરી છે અને કલકત્તાના ક્રાઉન સિનેમામાં શરૂ થઇ ગઇ છે.

શારદા—પતિઘાતિની સતિ અઠવાડીયામાં પૂરી થશે, પછી કાં. નવો શું રંગ લે છે તે જોવાનું છે.

મેજેસ્ટીક—શારદાની નવી ફિલ્મ "જંગલની જડીબુટી" શરૂ થઇ ગઇ છે.

---

## સ્થળ સંકોચને લીધે ઈનામમાળા

## આવતા અંકમાં.

# લાવણ્યમયી લલના

શ્રીમાન્ પ્રભાતકુમાર મુખોપાધ્યાય બાર-એટ-લૉની
બંગાળી વાર્તા ઉપરથી
અનુવાદક-રા. વ્રજલાલ જાદવજી ઠક્કર

(૧)

### આગંતુક

મજુર માથે કાળા રંગની એક સ્ટીલ ટ્રંક તથા તેના ઉપર શેતરંજીમાં બાંધેલું બિછાનું ઉંચકી આગળ ચાલતો હતો. તેની પાછળ પાછળ હાથમાં સામાન્ય પ્રકારની ચામડાની બેગ લઇ એક હૃષ્ટપુષ્ટ દેહવાળા ચાળીસેક વર્ષની ઉમ્મરના પુરૂષે પુલપુર ગામમાં પ્રવેશ કર્યો. એ વખતે ત્રણ કે સાડાત્રણ વાગ્યા હતા. આષાઢ માસ હોઇ આકાશમાં વાદળાંઓ ઘેરતાં હતાં. આમ હોવાથી એ પુરૂષને છત્રી ઉઘાડવી પડી નહિ. એ પુરૂષનું નામ નન્દલાલ હતું. રેલ્વે સ્ટેશનથી ગામ કાંઇ બહુ દૂર નહોતું; ફક્ત એક ગાઉનું અંતર હતું.

ગામમાં પ્રવેશ કરી મજુરે પૂછ્યું, "કયા ફળીઆમાં જવું છે?"

"ધોબી ફળીઆમાં," નન્દલાલે ઉત્તર આપ્યો. "કોને ઘેર જવું છે?" મજુરે પૂછેલા આ પ્રશ્નનો ઉત્તર નહિ આપતાં નન્દલાલ બન્ને બાજૂનાં ઘરનો જોતો ચાલવા લાગ્યો. છેવટે તે થોડે દૂર આવેલા એક પુરાતન વડના ઝાડ નજીક જઇ ઉભો રહ્યો. તે એ ઝાડ તરફ જોઇ રહ્યો. મજુરે કહ્યું, "તમે અહીં કેમ ઉભા રહ્યા છો? ધોબી ફળીઉં હજી આગળ છે."

"એમ કે!" કહી નન્દલાલ પુનઃ આગળ વધવા લાગ્યો.

છેવટે અમુક સ્થળે ગયા પછી મજુરે કહ્યું, "આ ધોબી ફળીઉં છે. તમારે કોને ઘેર જવું છે?"

નન્દલાલે કહ્યું, "તું મ્હારી સાથે સાથે ચાલ હું શોધી કાઢું છું."

મજુરે વિચાર્યું કે, એ માણસ કોઇ ગૃહસ્થ માણસને ઘેર અતિથિ થશે. થોડે દૂર ગયા પછી તે બોલ્યો, "આ વિદ્યાભૂષણ મહારાજનું મકાન છે, તેઓ જબરા પંડિત છે. પહેલાં તેઓજ આ ગામના જમીનદાર હતા." આમ છતાં નન્દલાલને આગળ ચાલતો જોઇ મજુર ચુપકીદી ધારણ કરી તેની પાછળ પાછળ જવા લાગ્યો.



વળી થોડો માર્ગ કાપ્યા પછી નન્દલાલ પાછો ઉભો રહ્યો. એ સ્થળે એક અવડ ભાંગ્યું તુટ્યું મકાન હતું. આસપાસમાં એકકે મકાન નહોતું. ત્યાં પુષ્કળ ઝાડપાલો ઉગી નીકળ્યો હતો. એ મકાનનો ઘણો ખરો ભાગ પડી ગયો હતો. કેવળ અમુક ભાગની ભાંગેલી દિવાલ પોતાની પ્રાચીન સ્મૃતિ સહ ઉભી રહેલી જોવામાં આવતી હતી. નન્દલાલ એ ખડેર જેવા જીર્ણ મકાન તરફ જોઇ રહ્યો. મજુર પણ નન્દલાલની પાછળ ઉભો રહ્યો. છેવટે કંટાળી જઇને તેણે કહ્યું, "તમારી સાથે હું કયાં સુધી ખોટી થાઉં? જ્યાં જવું હોય ત્યાં જલ્દી ચાલો."

નન્દલાલે રૂમાલથી આંખો લુછી કહ્યું, "પ્રાણકૃષ્ણ બાબુને ઘેર જવું છે."

"એમનું મકાન તો આપણે મૂકીને આવ્યા. પ્રથમથી કહેવું હતું ને!" કહી મજુર પાછો ફર્યો.

અંતે નન્દલાલે પ્રાણકૃષ્ણને ઘેર જઇ ડાબી બાજુએ આવેલા બેઠકખાનામાં પ્રવેશ કર્યો. ઓટલા ઉપર એક નોકર બેસી હુક્કો પીતો હતો. નન્દલાલને જોઇ હુક્કો તેણે બાજુએ મૂકી દીધો.

નન્દલાલે પૂછ્યું, "ઘરમાં કોણ છે?"

નોકરે કહ્યું, "મ્હોટા ભાઇ છે."

"કોણ પ્રાણકૃષ્ણ કે?"

નોકરે સહજ આશ્ચર્ય પામી નન્દલાલના મુખ તરફ જોઇ કહ્યું, "ના, તેમનો તો સ્વર્ગવાસ થયો છે."

"સ્વર્ગવાસ થયો છે? ત્યારે કોણ હૃદયકૃષ્ણ બાબુ છે કે?"

નોકરે કહ્યું, તેઓ પણ સ્વર્ગવાસી થયા છે. હૃદયકૃષ્ણ બાબુના વચેટ પુત્ર વિનયકૃષ્ણ બાબુજ હમણાં માલિક છે. જ્યેષ્ઠ પુત્ર અતુલકૃષ્ણ બાબુનો પણ સ્વર્ગવાસ થયો છે"

"એમ કે! ઠીક, વિનયકૃષ્ણ બાબુ ઘરમાં છે ને!"

નોકરે કહ્યું, 'તેઓ સુઇ રહ્યા છે."

આ ઉત્તર સાંભળી નન્દલાલના ઓષ્ઠપ્રાંત ઉપર સહજ હાસ્ય દેખાયું તથા તત્કાળ તે પાછું અદૃશ્ય થઇ ગયું. વિશેષ વાતચિત નહિ કરતાં તેણે બેઠકખાનામાં પ્રવેશ કર્યો. મજુરના માથા ઉપરથી સામાન ઉતરાવી તેને મજુરી તથા બક્ષિસ આપી વિદાય કર્યો. પછી જોડા ઉતારી ખુરસી ઉપર બેસી નન્દલાલે નોકરને પૂછ્યું, "તમારૂં નામ શું છે?"

"મ્હારૂં નામ કૃષ્ણધન છે. હું જાતે સદ્ગોપ છું."

"ઠીક [illegible] એક ચલમ તમાકુ ભરી લાવશો કે?" નન્દલાલે કહ્યું.

"બ્રાહ્મણનો હુક્કો ભરી લાવું કે?"

"હા."

થોડા સમયમાંજ હુક્કો ભરી લાવી નન્દલાલના હાથમાં

આપી કુષ્ણધને પુછ્યું, "તમે ક્યાંથી આવો છો?"

"હમણાં તો કલકત્તાથી આવું છું."

"ક્યાંના રહીશ છો?"

આ પ્રશ્નનો ઉત્તર નહિ આપતાં નન્દલાલે પૂછ્યું, "તમારા બાબુ જાગ્યા છે કે?"

"હા."

"તેઓ શું કરે છે?"

"સુઇ ઉઠી જરા વિશ્રામ લે છે."

નન્દલાલના મુખ ઉપર ફરીથી હાસ્ય દેખાયું. તેણે પૂછ્યું, "તમે તેમને મ્હારી વાત કરી છે કે?"

"હા, કહી છે. તેમણેજ કહ્યું છે કે, બાબુ કોણ છે, ક્યાંથી આવ્યા છે એ પૂછી આવ."

"તમારા બાબુ મ્હને ઓળખશે. તમે તેમને અહીં બોલાવી લાવો." નન્દલાલ આમ કહી ધૂમ્રપાન કરવા લાગ્યો. નોકર ચાલ્યો ગયો. બેઠકખાનાના ઘડીઆળમાં ટંગ ટંગ કરતા ચાર વાગ્યા.

(૨)

પરિચય

નન્દલાલ આ ગામનોજ રહેવાશી હતો. થોડા સમય પૂર્વે જે ભાંગ્યા તુટ્યા મકાન પાસે ઉભા રહી, રૂમાલથી તેણે અશ્રુજળ લુછ્યું હતું એજ તેનું બાપીકું ઘર અને જન્મસ્થાન હતું. વિનયકૃષ્ણ અને નન્દલાલ એકજ જ્ઞાતિના હતા.

પચીસ વર્ષ પૂર્વે નિશાળમાંથી નાશી જવા બદલ કાકાના જોડાનો માર ખાઇ, કાકીની પેટી તોડી રૂપિયા લઇ મા બાપ વગરનો નન્દલાલ દૂર દેશમાં જતો રહ્યો ત્યારે તેની ઉમ્મર ફકત સોળ વર્ષની હતી. એ વખતે તે ભાવલપુર નામના દેશી રાજ્યમાં ચાલ્યો ગયો હતો. થોડો માર્ગ રેલ્વેથી, થોડો ગાડાથી અને થોડો પગે કાપીને તે ત્યાં ઉપસ્થિત થયો હતો. એ વખતે રામભજ વિશ્વાસ નામનો એકજ બંગાળી પોતાના પરિવાર સહિત ભાવલપુરમાં રહેતો હોઇ, નવાબ સાહેબની અદાલતમાં નોકરી કરતો હતો. ભુખ તરસથી દુખી થતા અનાથ બાળક નન્દલાલે એ એ સ્વજાતીય પુરૂષ પાસે જઇ મદદ માગી. રામભજે દયાને વશ થઇ ખોરાકી પોષાકી ઉપરાંત બે રૂપિયા પગાર કરાવી નન્દલાલને પોતાના રસોઇઆ તરીકે નિયુકત કર્યો. જેઓ ફારસી જાણતા હતા તેમનું નવ્વાબી રાજ્યમાં સારૂં ચાલ ચલણ હોવાથી નન્દલાલને પણ ફારસી શીખવાનો શોખ થઇ આવ્યો. પગારના બન્ને રૂપિયા ખરચી પાડોશમાં રહેતા મુનશી નવલકિશોર પાસે હમ્મેશાં અવકાશને વખતે જઇ તે ઉર્દુ તથા ફારસી શીખવા લાગ્યો. ઘેર જે બાળક પાઠ્દેવાને વાઘણુ સમજી હમ્મેશાં તેનાથી દુર ભાગતો હતો તેજ બાળક વિદેશમાં પેટનો ખાડો પૂરવા રસોઇઆની હલકી નોકરી સ્વીકારી અભ્યાસમાં આશ્ચર્યજનક લક્ષ આપવા લાગ્યો બે ત્રણ વર્ષમાંજ તે ઉર્દુ તેમજ ફારસી ભાષામાં વ્યુત્પન્ન થઇ ગયો. તેની બુધ્ધિ તથા પરિશ્રમ જોઈ રામભજ પણ અતિશય પ્રસન્ન થયો. રસોઇઆનું કામ છોડાવી તેણે તેને અદાલતમાં વીસ રૂપિયાના પગારથી નકલો કરવાની નોકરી અપાવી. પછી બે ત્રણ વર્ષે રામભજને પેન્શન લઈ દેશમાં જવાનું થયું એ વખતે નન્દલાલને અદાલતમાં વકીલાત કરવાની સનદ મળે એ માટે તેણે મુખ્ય કાજી મિરજા અસમતઉલ્લાખાન સાહેબને ભાર દઇને ભલામણ કરી. ખાં સાહેબે ફારસીમાં નન્દલાલને ઘણો હોશિયાર જોઇ કોઇ પ્રકારની આનાકાની નહિ કરતાં સનદ ઉપર સહી કરી આપી. પછી નવાબ સરકાર તરફથી મળેલી જે જમીન ઉપર રામભજે પોતાનું મકાન બંધાવ્યું હતું તે પાંચ વર્ષમાં મૂલ્ય ભરપાઇ કરવાની શર્તથી નન્દલાલને વેચી તે દેશમાં ચાલ્યો ગયો.

થોડા વખતમાંજ નન્દલાલની વકીલાત જામી ગઇ તથા તે સારી કમાણી કરવા લાગ્યો. ગાંધર્વમત પ્રમાણે એક સોળ વર્ષની રજપુત વિધવા સુંદરી સાથે લગ્ન કરી તે સુખમાં પોતાનો કાળ પસાર કરવા લાગ્યો. વિદ્યાલયમાં નન્દલાલે થોડું ઇંગ્રેજી શિક્ષણ મેળવ્યું હતું. હવે અવકાશના વખતે તે ઇંગ્રેજી ભાષાનો પણ અભ્યાસ વધારવા લાગ્યો.

નન્દલાલના ફુલપુરમાંથી નાશી ગયા પછી થોડા દિવસ સુધી તેના કાકાએ તેની શોધ કરી હતી. વડિલોપાર્જિત મિલકતના એ વારસની વિશેષ તપાસ કરવાનું કાકાને કદાચ ઉચિત નહિ લાગ્યું હોય. અદાલતમાં વીસ રૂપિયાની નોકરી મળ્યા પછી નન્દલાલે પહેલવહેલો ઘેર પત્ર લખ્યો હતો તથા મની ઓર્ડર કરી કાકાને નામે દશ રૂપિયા મોકલ્યા હતા. એ વખતે કાકાનો સ્વર્ગવાસ થયો હતો. તેથી કાકાના દીકરાએ મનીઓર્ડર ઉપર સહી કરી એ રૂપિયા લીધા હતા. ત્યારથી બન્ને ભાઇ વચ્ચે પત્ર વ્યવહાર ચાલતો હતો. તેના વકીલ થવાના સમાચાર ગામમાં પહોંચ્યા હતા. પેલી રજપુત વિધવા સાથે લગ્ન કર્યા પછી નંદલાલે પત્ર લખવા બંધ કર્યા હતા. એ રજપૂતાણીના ગર્ભથી તેને બે પુત્ર અને એક કન્યા થયાં હતાં; પરંતુ એ ત્રણે સંતાનો શૈશવાવસ્થામાંજ સ્વર્ગવાસી થયાં હતાં. ગયા વર્ષે એ રજપૂતાણીએ પણ પરલોકવાસ કર્યો હતો. પ્રથમ તો નન્દલાલ પ્રાણપ્રિયાના વિયોગ શોકથી અતિશય અધીર બની ગયો હતો; પરંતુ વખતના વીતવા સાથે એ શોક દુર થયો હતો; આમ છતાં હવે તેનું મન ભાવલપુરમાં સ્થિર રહી શકતું ન હતું. પાસે પુષ્કળ પૈસા એકઠા થયા હતા. એ સંપત્તિ કોણ ભોગવશે એજ હવે કેવળ ચિંતાનો વિષય હતો. એકઠી કરેલી રકમમાંથી થોડી જમીન ખરીદ કરી, ગામમાં સુંદર બંગલો તૈયાર કરાવી, સ્વજાતિની કોઇ લાવણ્યમયી લલના સાથે લગ્ન કરી ઘેર રહેવાથી આત્માને કાંઇક અંશે શાન્તિ મળશે એવી નન્દલાલની ધારણા હતી; તેથી આજે પચીસ વર્ષ પછી તે પોતાના ગામમાં પાછો ફર્યો હતો.

(નન્દલાલનું જીવન રહસ્ય જાણવા અમારો આવતો અંક જુઓ)

---

# એક જુના ડામીજનાં કાળાં કૃત્યો—

ખુન-ખોટી સહી-અપહરણ-વિગેરે ગુન્હાઓથી પોલીસની ડાયરીમાં લાલ અક્ષરે નોંધાયેલ
આ વ્યકિતએ એક બાળાનું અપહરણ કર્યું—એક યુવકને અટકાયતમાં રાખ્યો.

અધુરામાં પુરૂં-એક નાટક કંપનીના માલેકનું ખુન કર્યું-વિગેરે વિગેરે

આ ગુંચની ઉકેલ માટે જુવો—

## શારદા ફીલમ કંપનીની સામાજીક ફીલમ




મીસ્ટર રામશંકર દવેની લખેલી

જેમાં બંગાલનું બુલબુલ મીસ તારાનું એક
કુશળ નટીને શોભાવનારૂં કામ

## સીનેમા મેજેસ્ટીક ગીરગામ

વખત તથા ભાવ હમેશના ચાલુ છે

---

આવે છે આવે છે આવે છે

યુનાઇટેડ પીકચર્સ સીન્ડીકેટનું ઐતિહાસિક નવું દૃશ્ય

## તાઇ—તેલણ

Regd. No B.

ગઈ કાલથી શરૂ છે! ગઈ કાલથી શરૂ છે!!

અનેક રસ સામગ્રીથી ભરચક

# શારદા ફીલ્મ કુંની અદ્દભુત કૃતિ

# કુદરત સામે બળવો

યાને

# જંગલની જડીબુટ્ટી

એટલે—

## સીનેમા ક્ષેત્રમાં જાગ્રતિનો ચમકારો

કોને ખબર ? કુદરતના કયા ચોપડામાં કયા મેળ પાને-શું શું ઉધાર્યું ? શું શુ જમા થયુ છે આખરે એ શબ્દો-કુદરતની કાર્યવાહી સામે બંડ કરનાર-જગતની જુઠી જંજાળને તિલાંજલી આપનાર-અરણ્ય નિવાસી બુધ્ધિમાન બુલાખીદાસે ઉચાર્યા-કુદરતને ચરણે શિર ઝુકાવ્યુ-અને વારસામાં-પોતાની પુત્રી એજ જગતના ઝેરી વાતાવરણને સોંપતો ગયો-એ અબુધ બાલીકાએ જગતને શીખવ્યું કે સંકટમાં ધૈર્ય-અધમ દશામાં પવિત્રતાની રક્ષા-સાચાનો બેલી પ્રભુ-સંકટની આગમાંથી પસાર થઇ જીવનમાં રહેલો અદ્દભુત પ્રેમ કેમ દીપાવવો-નાટકની નટી છતાં ખાનદાની કેમ જાળવવી—વિગેરે અનેક અટપટા પ્રશ્નોના ઉત્તર આપનારૂં—ચિત્રપટ

## સીનેમા મેજેસ્ટીક ગીરગામ



આ પત્ર તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઇ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમા મોજ-મજાહ પ્રિન્ટીંગ પ્રેસમા છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે.

# આતી હય ચમનમેં મેરે ગુલરૂકી સવારી

**Charles Hutchison**
*The Thrill-a-Minute Stunt King*
in
"Speed"
with Lucy Fox
Pathéserial

ગુલરૂ તે વળી કોણ ?

સીનેમાનો શાહ બલ્કે શહેન્શાહ એકટર

## ચાર્લ્સ હચીસન સાથે લૂસી ફૉશ

પાથેની ૩૧ ભાગની ધરતી ધ્રુજાવનારી સીરીયલ

# અફલાતૂન

## પહેલું અઠવાડીઉં ૭ ભાગ

અમેરીકન કરોડપતીનું ખુન—ભત્રીજા ઉપર મુકાયેલું બોહતાન! તેની નહાસભાગ, તેના બહાદુરી ભર્યાં સાહસ તેની માશુકની વફાદારી! લાખો ડાલરની ચોરી તેમાં સંડાવાયલો નિર્દોષ 'હચ' છુટકારા માટે તેની જી તોડ કોશિષ

આ સીરીયલનો દરેક દેખાવ
તમારાં દિલ જીતી લેશે

સાથે બે ભાગની મેક સેનેટની
હાસ્યરસથી ભરપૂર કોમીક

**બાર બચ્ચાંનો બાપ**



**Charles Hutchison**
*The Thrill-a-Minute Stunt King*
in
"Speed"
with Lucy Fox
Pathéserial

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

વખતઃ—૫॥, ૭, ૮॥, ૧૦॥, શની રવિ. ૩॥ વાગે

ભાવઃ—રૂા. ૨ ૧. ૦॥. ૦॥.૧૦, ૦.૭ ટેક્ષ સાથે




જેઠ શુદ ૩ ) રવિવાર તારીખ ૧૩ જુન ૧૯૨૬ (વર્ષ ૩ જું. અંક ૧૧



## ઈશ્કનો પયગામ !

ખિલાફી વાયદો ત્હારો,
કહ્યું "ત્હારે ને મ્હારે શું ?"
ન આવી, ખબર હું સમજું,
સહુ માશુક મિજાજી છે.
મુકી દિવાસળી જીગરે,
ભલે સળગે છતાંયે શું ?
મરઝ બિસ્મીલ સનમ કાજે,
વફાદારી હમારી છે.
પૂકારે તુરબતે મજનુ,
"અરે ! ઉલ્ફત ! અરે ! ઉલ્ફત !"
ફિરસ્તાને પુછે, મ્હારી—
કહે લયલી વસી કયાં હે ?
ઉડે આસ્માનમાં બુલ્બુલ,
સુણાવે ઇશ્કનો પયગામ;
"ઇશ્કનો પંથ 'રસનિધ,'
ખુને જીગર ભરેલો છે."

"રસનિધિ"

---

# જુબેદા

અથવા

## રહસ્યમયી રમણી

### પ્રકરણ ૧૭ મું.

અમારી લડાઇ બંધ પડી ગયા પછી જે શોચનીય હત્યાકાંડ બન્યો તેનું યથાર્થ વર્ણન કરવાને ઉપયુક્ત ભાષા નથી તેમ લખવાને શક્તિ નથી. અમારી ટોળી મહિલા કેટલાક શખ્સો થોડા ઘણા ઘાયલ થયેલા પામ્યા હતા અને બે દિવસની સુશ્રૂષાથી સારા થઇ જાય તેવા હતા, પરંતુ ડાકુઓએ તેમને સાથે લેવા બોજારૂપ માની ત્યાં ને ત્યાં કત્લ કરી નાખ્યા. એક ન્હાના બાળકની આંગળીએ છુરીનો જરા ઝટકો લાગ્યો હતો. બાળકે બૂમરાણ કરી મુક્યું એટલે તેની માતાએ તેને છાતી સાથે દબાવી ચાંપવા માંડ્યું; એટલામાં એક ડાકુએ તેના હાથમાંથી બાળકને ઝુંટવી લેવા માંડ્યું! પરંતુ માતા શું પોતાના હાથમાંથી એક ઘાતકી નરપશુના હાથમાં પોતાનું બાળક આપે ! નહિ. તે અરબ રમણીનો ક્રોધ ભભુકી ઉઠ્યો. તેનામાં એવું તો અસીમ બળ આવ્યું કે એટલા તો જોરથી પેલા દસ્યુને તેણે પગની લાત મારી કે તે ત્રણ પગલાં દૂર જઇને પડ્યો !

ડાકુની આવી સ્થિતિ જોઇ તેના બે ત્રણ મદદગારો ત્યાં આવી પહોંચ્યા. તેઓએ માતાની ગોદમાંથી બાળકને ઝુંટવી લીધું અને તલવારના એકજ ઝટકાથી તેના બે ટુકડા કરી નાખ્યા ! આવું હ્રદયભેદી દ્રશ્ય જોઇ બાળકની માતા જમીન પર પછડાઇ પડી એવું તો આક્રંદ કરવા લાગી કે પત્થર જેવાનું

હૃદય પણ પીગળી જાય; પરંતુ પિશાચ હૃદયી નર રાક્ષસોને તેની બિલકુલ દયા આવી નહિ-તેઓના પ્રાણ જરા પણ વિચલિત થયા નહિ. માત્ર તેનું આક્રંદ જોઇ તેઓ આનંદથી નાચી અટ્ટહાસ્ય કરતા કહેવા લાગ્યાઃ-" કેવી મજાહ !"

આ કરૂણ દશ્ય જોઇ મારા પ્રાણ કંપી ઉઠયા. શું કરૂં ! હું નિરૂપાય હતો. મને એવી તો સખ્ત રીતે બાંધી લેવામાં આવ્યો હતો કે, મારાથી જરા પણ ચસકી શકાય તેમ નહોતું.

આખરે ડાકુઓએ બંધન-અવસ્થામાંજ મને એક ઉંટની પીઠ પર બાંધ્યો, ત્યારે સુર્યોદય થઇ ગયો હતો. મારી સાથે બીજા પણ જેઓ બંદીવાન થયા હતા તેઓને પણ ઘોડાની સાથે બાંધી લીધા. આવી રીતે કેદી અવસ્થામાં તેઓએ અમારી ફરતો પહેરો રાખી ચાલવા માંડયું. તેઓના હાથમાંથી છૂટવાની મને કોઇ જાતની બારી મળી નહિ. દસ્યુપતિ લુબ્ધ દષ્ટિથી જે પ્રમાણે મારા તરફ જોતો હતો, તે પરથી મને ખાત્રી થઇ ગઇ હતી કે, અમોને ગુલામો તરીકે વેચી નાખી સારા પૈસા પેદા કરવાની તેની વૃત્તિ છે.

અતિ દુર્ગમ એવા આ મરૂપથ પર અમે કુચ કરવા લાગ્યા. ડાકુઓ પણ પથશ્રમની કંટાળી ગયા હતા, એમ તેઓની પરસ્પરની વાતચિત પરથી સમજી શકાતું હતું. તેઓમાંનો એક બોલ્યોઃ-" એક વખત અમો આ રસ્તેથી જતા હતા ત્યારે વંટોળીયાના સપાટામાં સપડાઇ ગયા હતા. તે વખતની કષ્ટકર વાત હમણાં યાદ આવતાંજ પ્રાણ કંપી ઉઠે છે. આસકિયાની સમસ્ત ધન-સંપત્તિ મળે તો પણ પુનઃ તેવી વિપદમાં પડવાનું મન થાય નહિ."

મેં તે અરબને પૂછ્યુંઃ-" તમે કોની ધન-સંપત્તિની વાત કરો છો ? હું ઉત્તરનો રહેવાસી છું એટલે તે વિષે મેં કાંઇ સાંભળ્યું નથી."

અરબ દસ્યુ પ્રત્યુત્તર આપતાં બોલ્યોઃ-" શું તમે અમારા પૂર્વ પુરૂષ આસકિયાની કથા સાંભળી નથી ?"

" ના, મોરોક્કોમાં તો કોઇ જાણતું નથી. શું તેઓ મોટા માતબર હતા ?"

" હા. સહરાની અંદર તેમના જેવો ધન સંપત્તિ ધરાવનાર બીજો કોઇ માણસ નહોતો. તેઓ એટલા તો ધનવાન હતા કે, સોના ઉપર તો તેમને વિરાગ ઉત્પન્ન થયો હતો અને તેટલા માટેજ તેઓ મસ્તક ઉપર સોનાને બદલે લોઢાનો મુકુટ ધારણ કરતા હતા."

" ત્યારે તો તમે તેમના સમસ્ત જીવનથી માહિતગાર હશો ?"

"હા. અમારા પૂર્વ પુરૂષ હાજી મહમદ આસકિયા એક દિગ્વીજયી સમ્રાટ હતા. તેઓ હજાર વર્ષ પહેલાં પોતાનું રાજ શાસન સહરાની અંદર ચલાવતા હતા. પોતાના બાહુબળથી તેમણે અનેક દેશો જીત્યા હતા. સામ્રાજ્યનો ભાર પોતાના માથે લીધા પછી બે વર્ષ બાદ તેમણે આગાદેજના રાજાપર ચડાઇ કરી ૭ માસ સુધી આગાદેજને ઘેરો ઘાલ્યા બાદ એક લડાઇમાં ત્યાંનો રાજા ઘાયલ થયો અને સમસ્ત નગરી આસકિયાના કબજામાં આવી. તેમણે આ જાદુગરની રાજધાનીને લુંટી લીધી. કરોડોની સંપત્તિ તેમના હાથમાં આવી પડી તેની ગણત્રી પણ થઇ શકે તેમ નહોતું; પરંતુ તેમના નિષ્ઠુરાચરણને લીધે તેમના પર ખુદાનો કોપ ઉતર્યો. આખા નગરમાં મરકી ફાટી નીકળી. તેમનું સૈન્ય હવાલ દિલ થઇ ગયું. તેઓમાંના કેટલાક મૃત્યુમુખમાં પડયા ત્યારે કેટલાક પ્રાણ બચાવવા તેમનો ત્યાગ કરી ત્યાંથી પલાયન કરી ગયા એટલે આસકિયાએ હજારો ઉંટો પર લુંટનો સામાન લાધી પોતાના દેશ તરફ પ્રયાણ કરવા માંડયું. આ વખતે તેમના સાથે માત્ર ચારજ અનુચરો હતા."

મેં તેને આગળ બોલતો અટકાવી પુછ્યુંઃ-" હજારો ઉંટ પર લાધેલું દ્રવ્ય તો અગણિત હોવું જોઇએ"

" હા. પરંતુ આ બધું દ્રવ્ય લઇ સુલતાને કયે રસ્તે ચાલવા માંડયું તે કોઇ કહી શકતું નથી. તેમ ઇતિહાસમાં પણ તેનાં પ્રમાણ મળી આવતાં નથી. કહેવાય છે કે, મરૂભૂમિમાં મુસાફરી કરતાં તેઓ ભૂલાં પડયા હતા. લોકો કહે છે કે, આગાદેજનો ત્યાગ કરી તેઓએ એક માસ મુસાફરી કર્યા બાદ તેમની સમસ્ત ખાદ્ય સામગ્રી અને પીવાનું પાણી પણ ખલાસ થઇ ગયું હતું. તેઓ અને તેમના સાથીદારો મરૂભૂમિમાં મૃતકલ્પ-અવસ્થામાં પડયા હતા ત્યારે એકાએક આકાશમાં કૃષ્ણવર્ણી મેઘનો સંચાર થયો. આસકિયાએ તે મેઘની તરફ સતૃષ્ણ નયને જોયું. મેઘ ઉપર એક શુભ્ર વસ્ત્ર પરિધાન કરેલી સૌમ્ય સાધુ મૂર્તિ તેની દુરવસ્થા જોતી તેને દેખાઇ. તે મૂર્તિએ કહ્યુંઃ-" તારો અને તારા સાથીઓનો પ્રાણ બચાવવાની ઇચ્છા હોય તો આ બધી ધન-સંપત્તિની માયા છોડી, તેનો પરિત્યાગ કરી પૂર્વ દિશા તરફ ચાલ્યો જા. તેમ કરવાથી તારા પથશ્રમનું નિવારણ થવા સાથ ક્ષુધા-પિપાસાનાં દુઃખમાથી પણ તું મુક્ત થઇશ."

આસકિયા સાધુ મૂર્તિના પ્રસ્તાવને સંમત થયો. પરંતુ ધન-સંપત્તિનો તે સ્થાને પરિત્યાગ નહિ કરતાં તેણે ત્યાંજ દાટી દીધી અને પોતાના અનુચરો સાથે પૂર્વ દિશા તરફ પ્રયાણ શરૂ કર્યું. થોડે દૂર જતાંજ તેના દિલમાં સંદેહ ઉત્પન્ન થયો. તેના સગીઓ તેની ગેરહાજરીમાં પાછા ફરી બધું દ્રવ્ય લઇ જાય તો તેઓ તેના કરતાં પણ વિશેષ સંપત્તિશાળી બની જાય એવી કુશંકાથી તેનું ચિત્ત ઉદ્વિગ્ન બની ગયું. તેણે એક દિવસ રાતના પોતાના ચારે અનુચરોને નિદ્રાવસ્થામાં યમસદનમાં પહોંચાડી દીધા. તેના આવાં કુકર્મથી ખુદાનો કેર તેના પર વિશેષ ઉતર્યો. રાત્રિ પૂરી થાય ન થાય એટલામાં લોહીની ઉલટીઓ કરી તે પણ ખુદાના દરબારમાં પોતાનાં કર્મોનો હિસાબ આપવા ચાલ્યો ગયો. તે દિવસથી આ અમૂલ્ય ધન-સંપત્તિ પૃથ્વીના કયા સ્થળમાં છુપાવેલી છે, તેનો કોઇ પત્તો મેળવી શક્યું નથી."

તેની આ વાત સાંભળી હું મારૂં દુઃખ ભૂલી ગયો હતો. મેં વિસ્મિત બની પૂછ્યુંઃ-" શું તે વાત કોઇ જાણતું નથી.?"

" ના, હજી પણ તે ગુપ્તજ છે."

મેં તેને હવે વધારે પ્રશ્ન પૂછવાનું માંડી વાળ્યું. પણ મારા મનમાં સંશય ઉત્પન્ન થયો. જુબેદા કેવી રીતે આ રહસ્ય જાણી શકી ! શું આ ધન-સંપત્તિ ક્યાં છુપાયેલી છે તેની તેને ખબર હશે ! આ પણ એક વિષમ જટિલ રહસ્ય હતું. મારા આ પ્રશ્નોનો ઉત્તર આપે તેવું ત્યાં કોઇ ન હોતું. અપૂર્ણ.

[ પછાડી જુઓ ]




લખનાર—રા. જયંતિલાલ ત્રીકમલાલ શાહ

પ્રત્યેક ભૂલનું પરિણામ વિષમજ હોય છે. મનુષ્ય ઈંદ્રિયવિકારોને વશ થઈને નાયિકાના નૃત્યો જોવા કે શૃંગારિક નાટક સીનેમા જોવા લલચાય છે, આલ્હાદ જનક ગાયન વાદ્યો સુણવા દોડે છે, દૂરદૂર સુધી પરિમળ પ્રસારતાં સુગંધી દ્રવ્યોનો અનહદ ઉપયોગ કરે છે કે દારૂ જેવા જીવલેણ કુછંદમાં ફસાય છે. પરંતુ તે સૌથી એ વિષમ કામવિકારમાં ફસાએલો મનુષ્ય જે અનીતિમય કર્મો આચરે છે તે ઘણીવાર જીંદગી બરબાદ કરે છે, અનેક અણુવિકસ્યા કુસુમોને કે ખીલેલાં પુષ્પોને અણધાર્યાં કરમાવી દે છે–કચડી નાખે છે–તેમનાં જીવન વિષમય કરી દે છે.

નલીનીકાંત ભર જુવાનીમાં ઝોલાં ખાતો હતો. તે હમણાંજ બી. એ.ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયો હતો. રૂપ અને ગુણ તેનામાં સમાન હતાં. વળી તે ધનવાન પિતાનો એકનો એક પુત્ર હતો. તેની માતા તેને બાલ્યાવસ્થામાં મુકીનેજ મરણ પામી હતી. હજુ તે કુંવારો હતો.

* * *

નદીના પ્રવાહ પેઠે સમય પણ સતત વહ્યાંજ કરે છે. નલીનીકાંતે સંસારમાં પગલાં માંડ્યા, પણ હજુ પુરા તો નહિજ. તેનાં લગ્ન થઈ ગયાં પણ નવવધુના અણમૂલા મીલનની ઉણપ રહી હતી.

વિજયાદશમીનો દિવસ પવિત્ર અને અતિરળીયામણો હોય છે. શરદનો અપૂર્ણ ચંદ્ર પણ આલ્હાદજનક અને શીતલ લાગે છે. તેના અમૃત ઝરતાં કિરણો ઝીલવા કયો અભાગી નહિ ઇચ્છતો હોય!

શેરીએ શેરીએ અને ચૌટાના ચોકમાં સરખી સાહેલીઓના, પરીણીત પ્રેમદાઓના અને કુસુમ કળી સમી બાળીકાઓના વૃંદ ગરબા અને રાસડાના ઘેનમાં ભાન ભૂલી બેસી રહ્યાં હોય છે; તેમનાં ભિન્ન ભિન્ન વસ્ત્ર પરિધાનથી ઈંદ્રરાજના મેઘ ધનુષ્ય રંગોની આછી રેખાઓ પ્રગટતી નજરે પડે છે; લાલ લલનાઓ આ નિહાળવામાં તલ્લીન થઈ જાય છે, વળી નવ વધુઓનો તો એ અતિ આનંદનો દિવસ ગણાય. વિજયા દશમી એટલે પતિદ્વારે પ્રવેશવાનું પહેલું પગથીયું.

આજે સરલા પણ નલીનીકાંતના મંદીરીએ રૂમઝુમતી હતી. તે ઉર્વશી કે રંભા જેવી અથવા શચી કે રતિ જેવી સુંદર તો નહતી, પણ સામાન્ય સ્ત્રીકરતાં તો તે વિશેષ સુંદર હતી. વળી તે અંગ્રેજીનું કે બીજું જ્ઞાન ધરાવતી ન હતી; પરંતુ તે એક આદર્શ ગૃહીણીના સઘળા ગુણોથી વિભૂષિત હતી.

* * *

બે વર્ષ વહી ગયાં. દુનીયાનાં રંગ પલટાયા. નલીનીકાંત અને સરલાનું જીવન પણ પલટાયું. સરલા તો તેના પિયેર સીધાવી. તેણે એક પુત્રી રત્નને જન્મ આપ્યો. તેનું નામ મેનકા.

પરંતુ...

નલીનીકાંતિ એક વિજળીના ચમકારા માફક અજવાળું કરી અને જીવનને પાછું ગાઢતર બનાવી દીધું હતું. હમણાંથી તે સ્વચ્છંદી થઈ ગયો હતો. એક પ્રદર્શન ભરાઈ એટલી જાતનાં સીગારેટના ખોખાં, દિવાસળીની પેટીઓ અને નાટક સીનેમાની ટીકીટોના ઢગલાં તેના મેજામાં રઝળતાં, સવારમાં ઉઠી હોટલમાં જવું, બપોરે બીભત્સ નવલકથાઓ વાંચવી અને રાત્રે શૃંગારિક નાટક સીનેમા જોવા એ તો તેનો નિત્ય ક્રમ થઈ પડયો હતો, તેના પિતા આ સઘળું જાણતા છતાં કાંઈપણ કહી શકતાં નહિ.

સર્વે ઇંદ્રિયોની લગામ છુટી મુકવાથી તેનો મન પરનો કાબુ નષ્ટ થઈ ગયો. કામવિકાર પણ તેને સાલવા લાગ્યો.

સરલાને હજુ સુવાવડમાં સવા મહિનો પણ ભાગ્યેજ થયો હશે અને એક કાગળ આવ્યો.

"વ્હાલી સરલા—"

જો તું અહિમાં આઠ દિવસમાં નહિ આવે તો હું આપઘાત કરીશ અને તું મારૂં મુખ સદાને માટે જોઈ શકીશ નહિ." આ કાગળ છેલ્લોજ સમજજે,

એજ લ્હારો
નલીન.

વાંચક! પતિપરાયણા સતિ માટે આ કાંઈ ન્હાની સુની વાત ન હતી. બીચારી સરલા ગભરાઈ ગઈ. તેને શું કરવું તે પણ ઘડી ભર સુઝયું નહિ. આખરે ઘણો વિચાર કરી તેણે એક કાગળ લખી નાખ્યો.

વ્હાલા—

આપનો પત્ર વાંચી મને અત્યંત ખેદ થયો છે. આવું લખવું એ આપને યોગ્ય ન કહેવાય, ડોકટરે તો મને ત્યાં આવવાની સાફ ના પાડી છે. કારણ કે મ્હારી તબીયત નરમ રહે છે, પણ...શું કરે?

તમારી લાગણી દુભાય તે મ્હને અત્યંત અકારું લાગે છે. હું એક યુક્તિ બતાવું છું તે પ્રમાણે કરશો તો હું આવી શકાશ. તમે એકાએક માંદા થઈ જવાનો ઢોંગ કરજો અને મ્હને તાર મુકાવજો. એટલે હું જરૂર અહીં રહેવાની નહિ.

એજ તમારા ચરણોનીરજ
સરલા.

નલીનીકાંતે કાગળ વાંચ્યો. તે ઘડીભર સરલાના અગાધ પ્રેમ અને વ્યવહારીક જ્ઞાન આગળ નમી પડ્યો.

* * *

સવારના આઠનો સમય થયો હતો. નલીનીકાંત હજુ પથા-

શીમાં ધીરતો હતો. ચાકરે આવી બુમ મારી "મોટાભાઇ! ચાહ તૈયાર થઇ છે."

નલીનીકાંતે ધીમેથી કહ્યું.

"અલ્યા રામા, બાપાજીને કહે જે કે મારી તબીયત નરમ છે."

રામાએ નીચે જઇ શેઠને સઘળી બીના કહી સંભળાવી. શેઠ તો ચાહનો પ્યાલો અધુરો મુકીને ઉપર દોડયા. એકનો એક છોકરો અને તેમાંએ મા બેન વિનાનો એટલે શેઠને દુઃખ થાય એમાં શી નવાઇ?

વાંચક! નલીનીકાંતે ઢોંગ પુરેપુરો આદર્યો હતો. તે રાત્રે તાર મુકીનેજ ઘેરે આવી સુઇ ગયો હતો.

સરલાને ઘેર તાર આવ્યો. ઘરના બધાં માણસો વિચારમાં પડયા કે માંદી પુત્રીને સાસરે પણ કેમ મોકલાય. સરલાની માતાએ આવી તેને આ દીલગીરીના સમાચાર કહ્યા. સરલાએ પણ નાટક બરાબર ભજવ્યું, તેણે પોક પોક મુકીને રડવા માંડયું, અને એની માતા પ્રત્યે બોલી "બા...ગમે તે થાય પણ હવે હું અહિંયા રહેવાની નથી."

તેની માતાએ તેને ઘણીએ સમજાવી પણ તે તો એકની બે થઇજ નહિ. તે જાણતી હતી કે પિયેર રહેવામાં કેટલું જોખમ રહેલું હતું.

* * *

નલીનીકાંતે નાટકના પ્રવેશ એક પછી એક ભજવવા માંડયા. તેણે બુમે બુમ પાડવા માંડી.

"ઓ બાપરે, શૂળ આવે છે રે..."

"હાય...મરી ગયો..."

ઘડીમાં માથુ પછાડે ને ઘડીમાં આંખોના ડોળાને ગગનચુંબીત કરી દે. શેઠે ડોકટરને બોલાવ્યો. ડોકટરે તેનું શરીર તપાસ્યું. રોગનું એક પણ ચિન્હ માલમ પડયું નહિ. તે વિચારમાં પડયો કે આતો કઇ જાતનું દરદ! આખરે ડોકટરે કંટાળાને પ્રીસક્રીપશન લખી નાખ્યું. શેઠ ડોકટર સાથે દવા લેવા ગયા.

નલીનીકાંતના ઓરડામાં શાંતીનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. હંસગતિએ ગમન કરતી સરલા ત્યાં દાખલ થઇ. ઝાંઝરની ઘુઘરીઓનો મધુરોરવ કર્ણપટ પર અથડાતાંજ નલીનકાંત ચમકયો. તેણે આંખ ઉઘાડી અને "મળી દષ્ટો દષ્ટી."

* * *

રાતના દશેક વાગ્યાનો સમય થયો છે. હજુ સરલાને આવે બે દિવસ થયાં છે. નલીનીકાંતને સંપૂર્ણ આરામ થઇ ગયો છે. નલીનીકાંતના શયનગૃહમાં નાની મેનકા પારણે ઝુલે છે. નલીનીકાંત તથા સરલા પલંગ પર બેઠા બેઠા વિવિધ પ્રકારના વાર્તાલાપ કરી રહ્યા છે વાંચક! તે ચતુર રમણીને બે દિવસમાજ પોતાના પતિના દુરાચરણનું ભાન થયું હતું. પણ તે બીચારી શું કરી શકે?

કામી નલીનકાંત આ સ્વર્ગીય વિનોદ નિભાવી શકયો નહિ. સરલાના ફિક્કા કપોલ પ્રદેશ પર ચુંબનનો વર્ષાદ વરસવા લાગ્યો. અને—

અફસોસ, વીજળીના ચમકાર જેવા ક્ષુલ્લક આનંદ માટે સરલાની જીંદગીનું બળીદાન અપાઇ ચુકયું.

* * *

સરલાની માંદગી વધી પડી. બકરી કાઢતાં ઉંટ પેસી ગયું. ડોકટરે સાફ જણાવી દીધું કે સરલા હવે આ ફાની દુનીયામાં થોડો વખત છે. નલીનીકાંતે પોતાની ભુલનું પરિણામ નિહાળ્યું. તે ધારતો ન હતો કે પરિણામ આટલું ભયંકર આવશે; અને કદાચ જાણ્યું હોત તો પણ શું?

कामातुराणां न भयं न लज्जा।

(કામીઓને ભય કે લજ્જા હોતીજ નથી)

* * *

ગગનમાં ઘમઘંટ વાગી રહ્યો છે. નલીનીકાંત અને સરલાના શ્રવણ દ્વય પર તેનો અધીર રવ અથડાય છે.

સરલાના મુખ પર સૌમ્ય અને પતિભક્તિનું તેજ દીપે છે. તેના મુખની ચંદ્રશી કાંતિ અને પ્રવાલશી લાલીમાં નષ્ટ થઇ ગઇ છે.

તેના ઓષ્ટ ખુલ્યાં.

"વ્હાલા! મ્હારી એક અંતીમ પ્રાર્થના સ્વીકારશો?" તેના અવાજમાં કરૂણા હતી.

નલીનીકાંતે સજળ નયને જવાબ આપ્યો.

"સરલા! જરૂર સ્વીકારીશ."

"નાથ! જો હવે લગ્ન કરો તો..."

નલીનીકાંતની આંખમાં ઉષ્ણ અશ્રુ ઉભરાઇ આવ્યાં, તે વચમાંજ બોલી ઉઠયો.

"સરલા! હવે હું કદી લગ્ન કરવાનોજ નથી." તેના શબ્દે શબ્દોમાં મક્કમતા હતી.

સરલાની આંખો શમી ગઇ અને...

અદ્યાપી નલીનીકાંત બ્રહ્મચર્ય પાળે છે. તે જ્યારે જ્યારે મેનકાને નિહાળે છે ત્યારે તેને ગત પત્નિનું સ્મરણ તાજું થાય છે. પશ્ચાતાપનો વન્હિ તેને અહર્નિશ દગ્ધ કરે છે અને તે કોઇક વાર નિસાસો નાખી બોલી ઉઠે છે.

"હાય વિભુ! શું એકજ ભુલનું પરિણામ આવું વિષમ!"

સંપૂર્ણ.






( એક રમુજી રહસ્ય )

લેખક—રા. અશોક

અનેક વેળા નાનાં નાનાં કારણોમાંથી મહાભારત પરિણામ આવે છે ને તેથી આપણાં જરૂરી કામોમાં કેવા વાંધા ઉભા થાય છે તેનું આ એક દૃષ્ટાંત છે. જ્યારે આવું બને છે ત્યારે આપણું મન કેટલું ખાટું થઇ જાય છે તે તો જેને વિત્યું હોય તેજ જાણે. સમજો તમે સુંદર ડ્રેસ સજી કોઇક પાર્ટીમાં જવા તૈયાર થાવને જો બેગજોગે બુટની દોરી તુટી તો પછી જોઇ લો તમારી સુરત.

આ પ્રમાણે દોરી તુટવાથી કેવો ભયંકર અનર્થ થાય છે તે નીચેના બનાવો વાંચવાથી સમજાશે. કોટના બટન તુટેલાં હોય તો હાથ રાખીને અથવા બટન ખુલ્લાં રાખે ચાલશું જાય પણ બુટની દોરીને કોઇ પણ ઉપાય નથી.

( ૧ )

મી૦ રમણલાલ જરા કંજુસ હતા એમ કહીએ તો તદ્દન ખોટું ન ગણાય. તેઓ એકાદ બીજાં બુટ શું પણ દોરી પણ ન રાખતા. વળી ગામ બહાર રહેતા હોવાથી દોરી તુટે તો પછી બે કલાકની મ્હોકાણ વળે.

એક વખત તેમના શેઠ જવાના હતા તેમણે એમનુ ખાસ સ્ટેશન પર મળવા બોલાવ્યા હતા. તેઓ કોટ, પાટલુન, વિગેરે યુરોપિયન ડ્રેસમાં સજ્જ થઇ જેવાં બુટ પહેરવા જાય છે તેવી દોરી તુટી, મ્હોકાણ મંડાઇ. હવે જો દોરી લેવા મોકલે છે તો કલાકેક વિતિ જાય છે,ને ગાડીને ફક્ત અડધો કલાકજ રહ્યો હતો. હવે જો નથી મંગાવતા તો હિંદુ ડ્રેસમાં જવુ પડે. યુરોપિયન સાહેબ પાસે હિંદુ ડ્રેસ! વિચારમાં ને વિચારમાં વખત વીતિ ગયો. તેનું તેમને ભાન ન રહ્યું. છેવટે હિંદુ કપડાં પહેરી સ્ટેશન પર ગયા પણ કમનસિબે ગાડી ઉપડી ગઇ હતી. શેઠ નારાજ થાય ને તેથી ભારે નુકશાન થયું. વ્હાલા વાંચક! આ બુટની દોરીનું પરિણામ હવે કેટલીકવાર દોરીની એવી સજ્જડ ગાંઠ વળી જાય છે કે તે પછી છુટતીજ નથી અને તેથી થતા અનર્થો પણ ઘણા છે. અનેકવાર તમારા પણ એવા ગાંઠ બનાવ હશે કે જ્યારે તમને ચપ્પુનો આશ્રય લેવો પડ્યો હોય.

( ૨ )

એક વખત અમારા નાનાભાઇ સ્કાઉટીંગની રેસમાં ઉતર્યા. પોતે બહુ જલદી કપડાં પહેરી શકે છે એમ તેમનું માનવું હતું આથી તેઓશ્રી ડ્રેસીંગમાં ઉતર્યા. હવે તેમાં એવું હતું કે જે પહેલાં બુટ, મોજાં, કોટને ખમીસ કાઢીને પહેરી કવાયિક જગાએ સૌથી પહેલો આવે તેને સિલ્વર મેડલ આપવો. નાનાભાઇને ઘેરથી નિકળતાં જરા મોડું થયેલું તેથી ઉતાવળમાં કપડાં પહેરી આવી પહોંચ્યા હતા. ઉતાવળમાં દોરીની ગાંઠ સજ્જડ વળી ગઇ હતી જો કે તેમને એ વાતની ખબર ન હતી. હવે રેસીસ શરૂ થઇ ત્યારે બુટની દોરી જેવી છોડવા જાય છે તો...! મ્હોઢું ઉતરી ગયું. દોરી કેમે કરીને ન છુટી. બીજો ઇનામ જીતી ગયો. વિલે મોઢે ઘેર આવ્યો દોરી પર ફિટકાર વરસાવ્યો. પણ દોરીની મ્હોકાણ તો એવીજ.

(૩)

આજ વખતે નાનાભાઇનો મિત્ર પ્રિતમ પણ રેસેસમાં ઉતર્યો હતો. તે દોડવામાં ઉસ્તાદ હતો. આથી રનીંગરેસમાં ઉતર્યો હતો. પોતે રનીંગમાં ઉતર્યો હોવાથી પહેલાં પ્રેકટીસ કરવાને ઇરાદે ઘણો વ્હેલો આવ્યો હતો. ખુબ પ્રેકટીસ કરી અને રેસીસ શરૂ થતાં દોડવું શરૂ કર્યું.

ભોગ જોગે, [illegible] ઘેરથી નીકળતા ઉતાવળે દોરી સજ્જડ બંધાઇ ન હતી વળી પ્રેકટીસ ઘણી કરી હોવાથી તે તદ્દનજ ઢીલી થઇ ગઈ હતી અને દોડવાનું શરૂ કરતા દોરી પગમાં આવી. પડતો પડતો બચ્યો, પણ પાછા પડી જવાની બીકે તે બાંધવા થોભ્યો નહિ અને આગળજ દોડ્યો. ફરી પાછી દોરી પગમાં આવી તેણે લાંબા થઇ ભૂમીને પ્રણામ કર્યાં. રેસમાં પાછળ પડ્યો, ફજેતિ થઇ ને વાગ્યું તે નફામાં, એ બધાનું મુળ કોણ? બુટની દોરી.

( ૪ )

મી. મગનલાલને મેં દોરી પુરાણ કહ્યું હોવાથી તેઓ એક જોડ દોરી વધુ રાખતા. હવે એક વખત તેમને પાર્ટીમાં જવાનું હતું. ટાઇમ બરોબર ૬॥ નો હતો. પોતે ઘેરથી ઓફીસ ગયા ત્યારનું મીસીસને સર્વ તૈયારી કરી રાખવા કહ્યું હતું. આથી ઓફીસથી લગભગ ૫॥ એ ઘેર આવ્યાને જેવા બુટ કાઢવા જાય છે તો સજ્જડ ગાંઠ વળી ગયલી ને ચપ્પુનો આશ્રય લેવો પડ્યો. બીજી દોરી ઘાલી લીધી. અપટુડેટ સુટમાં સજ્જ થઇ જેવા બુટ પહેરવા ગયા તેવી દોરી તુટી. નવીને નવી કેમ તુટી તે તો ઇશ્વર જાણે પણ સર્વ દોષ ગાલ્લી લઇ ફરનારને "દો આને મેં" "દો આને મેં" એમ બુમ પાડતા ફેરીયાનો ને તેની પાસેથી લેનાર મીસીસનો લાગ્યો. બન્ને પર ગાળોનો વરસાદ વરસાવ્યો. આમાં ને આમાં મોડું થઇ ગયું આથી નવી દોરી લવી ઘાલી જવા

એટલો વખત ન હતો તેથી તેજ દોરીએ ગમે તેમ ચલાવી લીધું. ટેકસી કરી ત્યાં જવું પડયું છતાં મોડું થયું ને તેથી ઘણું ખોટું દેખાયું.

(૫)

મારા કાકાના છોકરા ગમનલાલને મામલતદારની નોકરી મળી. જે ગામ જવાનું હતું ત્યાં જવા નિકળ્યા. આગળથી જણાવેલું હોવાથી તેડવા તેમજ મુકવા ઘણા ગૃહસ્થો આવેલા સગવડ માટે એક સેકન્ડ ક્લાસ બર્થ રીઝર્વ કરાવ્યો હતો. આથી ગાડી ઉપડતાં જરા આડા પડવા વિચાર કર્યો. કપડાં કાઢવાની લાગ્યા. બુટની દોરીનો ગાંઠ સજ્જડ વળી ગઇ હતી. તોડયા વિના છુટકો ન હતો. ભોગ જોગે એવી રીતે તોડી કે ત્રણ નાના નાના કટકા થયા. હવે શું કરવું. ન્હોતો પાસે સોય દોરો કે સેફટી પીન. હવે જો ગાંઠ વાળે છે તો દોરી પહોંચતિ નથી. ને પાસે ચંપલ પણ ન હત કે જેથી હિંદુ હૈસમાં ઉતરાય. હવે સ્હવારે શું કરશું એ વિચારે તેમને ઉંઘ ન આવી ને તેથી માથું ચહડયું. સ્હવારને પહોર જરા માથું બાંધી સુતા તો સ્હવારના ઠંડા પવનમાં ઘોર નિદ્રાને આધિન થયાં ને જ્યા ગાગે જાગ્યા ત્યારે જાણ્યું કે સ્ટેશન તો આવી ગયું. જોયું આ દોરીનું અદભુત પરાક્રમ!

આ જાતનાં દ્રષ્ટાંતો તો મારી પાસે સુમાર વગરનાં છે તે જો તે બધા આપવા બેસું તો મહાભારત જેવા ચાર ગ્રંથો ભરાય.

મારી હવે આપને એટલીજ અરજ છે કે જો આ ભયંકર દોરીના ત્રાસમાંથી છુટવું હોય તો દરેક કોટના ખીસામાં એકેક જોડ દોરી નાખી મુકતા જાઓ એટલે સંકટ સમયે કામ લાગે "ચેતતો નર સદા સુખી." ટ્રાવેલીંગમાં તો પાસે રાખવીજ. જેમ પૈસાનાં પાકીટ વગર ન ચાલે તેમ બુટની દોરી વગર પણ ન ચાલે. માટે વાંચક તું સ્ત્રી હો યા પુરૂષ તો પણ આજેજ જઇ એક ડઝન દોરી લઇ આવી ઘરમાં નાખ ને પછી સુખેથી નિંદ્રા દેવીને શરણ થા.

તા. કઃ—

ઓફિસમાં જવાને મોડું થયું હોય તો જમવામાં ઉતાવળ કરજે પણ દોરી બાંધવામાં ન કરીશ. તેજ વાત રેસીસમાં ઉતરતાં પહેલાં યાદ રાખવી.

સંપૂર્ણ.

## વચનામૃતો

૧ સંસાર, વહેવાર, વેપાર, ખાવું, કમાવું, પરણવું, એ તો આખી દુનિયા જાણે છે. પણ દુનિયા જાણવા માટે તમારે રોજ પુસ્તકો વાંચવા જોઇએ.

૨ થીગડાં દીધેલાં કપડાં અને સાંધેલા જોડા પહેરજો પરંતુ પુસ્તકોની બાબતમાં કંજુસાઇ અથવા કરકસર કરશો નહિ.

૩ સારા ગ્રંથો, ચારિત્રો ઉન્નત કરે છે, રૂચિને શુધ્ધ કરે છે. હલકી પંક્તિનાં આનંદોનો મોહ નષ્ટ કરે છે. અને આપણને ઉંચકીને વિચારઅને જીવનની ઉચ્ચતર ભૂમિ ઉપર મુકી દે છે.

૪ મનુષ્યને આંતરિક અને બાહ્ય વિઘ્નો જેમ અધિક સહન કરવાં પડે છે, તેમ તેનું જીવન અધિક મહત્વનું અને વિશેષ પ્રોત્સાહક બને છે.

૫ એકજ મુખ્ય લક્ષ્ય રાખવું અને તેનેજ પ્રાપ્ત કરવાની તાલાવેલી તથા પ્રયત્ન ધારણ કરવાં એ આપણા જીવનની મહત્વની બાબત છે.

૬ નિરંતર આગળ ધસવાની ટેવ અને શ્રધ્ધા એ સઘળી મુશ્કેલીઓને હંફાવી નાખે છે.

૭ જે માણસ સૌથી વિશેષ સંકટ સહન કરી શકે છે. તેજ વધારે ઉત્તમ કાર્ય કરી શકે છે.

૮ આરામ નહિ; પરંતુ પ્રયત્ન અને સુગમતા નહિ પરંતુ મુશ્કેલીજ ખરા માણસોને ઉત્પન્ન કરે છે.

૯ માત્ર એકજ બાબત પાછળ મંડી પડવાથી સાધારણ બુધ્ધિ ધરાવનાર ઘણા માણસો મહા બુધ્ધિવાન તરીકે કીર્તી પામ્યા છે.

૧૦ આપણી સારી વસ્તુથી બીજા દશ માણસોને આનંદ મળી શકે તોજ આપણને વસ્તુ પ્રાપ્ત થઇ તે સાર્થક ગણાય.

૧૧ यस्यास्ति सद्ग्रन्थ विमर्श भाग्यं ।
किं तस्य शुष्कैश्चपला विनोदैः ॥

રણછોડલાલ કુંવરજી

# લાવણ્યમયી લલના

શ્રીમાન્ પ્રભાતકુમાર મુખોપાધ્યાય બાર-ઍટ લૉની
બંગાળી વાર્તા ઉપરથી
અનુવાદક–રા. વ્રજલાલ જાદવજી ઠક્કર

( ૩ )

## સહધર્મિણીની શોધ !

એકજ અઠવાડીઆમાં આખા ગામમાં એવા સમાચાર ફેલાઇ ગયા કે, નન્દલાલ ભાગલપુરમાં વકીલાત કરી સોનાની પાટો લઇ ઘેર પાછો આવ્યો છે તથા તે સ્વજાતિની કોઇ સુંદર કન્યા સાથે લગ્ન કરવા અને જમીન ખરીદવા ઇચ્છે છે. બાપદાદાનાં ખંડેર થઇ ગયેલાં મકાન ઉપર સુંદર બંગલો બનાવવાનો હોઇ કલકત્તાની માર્ટિન કંપની તેનો નકશો તૈયાર કરે છે. વગેરે.

આ લોકવાયકા કાંઇ સર્વાંશે ખોટી તો નહોતીજ. દૂર ગામમાં રહેતા જે ગૃહસ્થે વિનયકૃષ્ણની વિરુધ્ધ ડિક્રી કરાવી ફુલપુર ગામ હરરાજીમાં ખરીદ કરી લીધું હતું તે હવે એ ગામ વેચી નાખવા તૈયાર હતો; પરંતુ કિમ્મત ઘણી જબરી માગતો હતો. કિમ્મત ઓછી કરવાની ખટપટ ચાલતી હતી. બંગલો બંધાવવા માટે કાર્તિક માસમાં ઇંટો તૈયાર થવાની હતી. તેને માટે પણ જમીન નક્કી કરવામાં આવી હતી. વળી ગામ લોકોએ પોતાની ઇચ્છાથી જ નન્દલાલ માટે લાવણ્યમયી લલના શોધી કાઢવાનો ભાર ઉપાડી લીધો હતો.

એક પછી એક ઘણી કન્યાઓ જોવામાં આવી; પરંતુ કોઇ બરાબર પસંદ પડી નહિ. અતિ રૂપવતી સુલક્ષણ કન્યા ગામડા ગામમાં મળવી મુશ્કેલ હતી,–જે એક બે કન્યાઓ હતી તેઓ સામાન્ય પ્રકૃતિનીજ હતી. એક ચૌદ પંદર વર્ષની છોકરી જોવામાં આવી હતી; તેના શરીરનો રંગ શ્યામોજ્જવળ હતો તથા બીજી એક ઘણી દેખાવડી છોકરી હોઇ તેની ઉમ્મર કેવળ બાર તેર વર્ષની હતી. એ બન્ને છોકરીઓના સંબંધી નન્દલાલ વિષમ દ્વિધામાં પડી ગયો હતો; એમાંથી કોને પસંદ કરવી એ વિષયનો તે કાંઇ નિર્ણય કરી શકતો નહોતો. પાડોશમાં એક રસિક પુરુષ હતા. તેમણે હસતાં હસતાં કહ્યું, "ભાઇ ! તમે શ્રીમાન્ ને કુળવાન્ છો. બન્ને કન્યાઓને સાથે પરણો તો પણ હરકત જેવું શું છે !"

આવતા રવિવારે વિનયકૃષ્ણના પુત્રના અન્નપ્રાશનનો પ્રસંગ હતો. સોનીને બોલાવી, બેઠકખાનામાં બેસી નન્દલાલ બંધુ પુત્ર માટે એક સોનાની કંઠી તૈયાર કરાવવાનો હુકમ કરતો હતો. એવામાં હાથમાં એક પત્ર લઇ વિનયકૃષ્ણે હસતાં હસતાં ત્યાં પ્રવેશ કર્યો. નન્દલાલે પૂછ્યું, "કેમ, હસો છો શા માટે ? શું છે ?"

વિનયકૃષ્ણે કહ્યું, "પ્રથમ સોનીને વિદાય થવા દો; પછી વાત કહું છું."

સોનીને કેટલીક શિખામણો તથા આવશ્યકીય ઉપદેશ આપી નન્દલાલે કહ્યું, "સમજ્યા કે ? શનિવારની સાંજ સુધીમાં કોઇ પણ રીતે કંઠી તૈયાર જોઇએ–વિલંબ થશે તો નહિ ચાલે."

સોની વિદાય થયો. એકાંત થતાં વિનયકૃષ્ણે કહ્યું, "તમે લાવણ્યમયી લલના, ખૂબસુરત સુંદરી શોધ્યાં કરો છો તો હવે એક અતિ લાવણ્યમયી લલના આવે છે."

"ક્યાં આવે છે ?"

"અહીં આપણે ઘેર આવે છે."

"ક્યાંથી આવે છે ?"

"કલકત્તાથી મ્હારા વચટ સાળા હરિભૂષણ કલકત્તા રહે છે. તેઓ પોતાની સ્ત્રી, પુત્ર તેમજ કન્યાસહિત આ અન્નપ્રાશનના પ્રસંગે આવનાર છે. એ કન્યા મ્હારાં સાળીની માશીની છોકરી છે. તે જુદે ઘેર રહેતી હોવા છતાં તેમની સાથે આવનાર છે."

"તમે એ છોકરીને જોઇ છે કે ?"

"હા, ગયા વર્ષે કલકત્તામાં જ જોઇ છે"

"દેખાવમાં કેવી છે ? ઉમ્મર કેટલી છે ?"

"જો કે ઘણી દેખાવડી તો નથી; છતાં મુખ અને શરીરનો ઘાટ સુંદર છે. તેની વાણી ઘણી મધુર છે. લગભગ સોળ સત્તર વર્ષની ઉમ્મર હશે; પણ તેથી અધીરા ન બની જતા. અંદર થોડી હરકત જેવું પણ છે." આમ કહી વિનયકૃષ્ણે ઓષ્ઠયુગલ કુંચિત કર્યાં.

નન્દલાલે ઉત્કંઠિત બની પૂછ્યું, "શી હરકત છે ?"

"તેઓ બ્રહ્મજ્ઞાની છે."

એ સાંભળી નિરાશ થઇ નન્દલાલે કહ્યું, "બ્રહ્મજ્ઞાની ! ત્યારે તો શું થશે ? છતાં તેઓ બ્રહ્મજ્ઞાની થઇ હિંદુને ઘેર આવે છે એ નવાઇ જેવું છે ! અહીં શાલગ્રામ લાવવા પડશે એ તેઓ સહન કરી શકશે ?"

વિનયકૃષ્ણે કહ્યું, "તેઓએ ધર્મ કર્મ લઇ માથું પકાવતાં નથી વળી એ બંગિકા એક કવિ છે. માસિક પત્રોમાં શ્રીમતી વનલતાના નામથી એની કવિતાઓ છપાય છે. તમે એની કવિતા કોઇ વખતે જોઇ છે કે ?"

"ના."

"આખી જીંદગી વિદેશમાં કાઢેલી હોવાથી આપણા સાહિત્યનું જ્ઞાન તમને ક્યાંથી હોય ! એ વનલતાની કવિતાઓ ઘણી વખણાય છે !"

"ત્યારે તો તે ઘણું ભણેલી હશે !"

"હા, ઘણું ભણેલી છે. અહીં તે શું કરવા આવે છે

એ જાણો છો ? ગામડું જોવા આવે છે. આજકાલ ગામડા ગામનું વર્ણન કરવું એ કવિઓની ફેશન થઇ પડી છે ! ભંગીઆનો ઘર સંસાર, ગધેડાઓનો ધ્વનિ, તળાવ, વનનું વર્ણન વગેરે વિષયે ઉપર કાવ્ય ન લખ્યાં હોય એવા માણસની આજ કાલ કવિ તરીકે ગણનાજ થતી નથી. એ ઉદ્દેશથીજ વનલતા અહીં આવે છે. મ્હારા સાળાએ લખેલી આ હકીકત તમે વાંચી જુઓ." આમ કહી વિનયકૃષ્ણે હાથમાંનો પત્ર નન્દલાલને આપ્યો.

નન્દલાલે ખીસ્સામાંથી ચશ્મા બ્હાર કાઢી ધીમે ધીમે પત્ર વાંચી જોયો. પછી તેણે કહ્યું, "ભલે આવે. અહીં એને જાણવા જોવાનું ઘણું મળશે તથા આપણે પણ એક કવયિત્રીનું દર્શન કરી શકીશું."

૪

## કવયત્રી દર્શન

શુક્રવારથી વિનયકૃષ્ણને ઘેર સગાં સંબંધીઓ આવવા લાગ્યાં. રવિવારે સ્હાંજની ટ્રેનમાં હરિભૂષણ પણ આવી પહોંચ્યા. સાળાને તથા સાળીને વિનયકૃષ્ણ અંતઃપુરમાં લઇ ગયો. સોનાના ચશ્મા આંખો ઉપર ચઢાવી બાવીસ ત્રેવીસ વર્ષની ઉમ્મરના એક યુવક હાથમાં બેગ લઇ બેઠકખાનામાં પ્રવેશ કર્યો. બેગને નીચે મૂકી એક ખુરસી ઉપર બેસી વર્તમાન પત્ર હલાવી તે પોતાને વાયુ ઢોળવા લાગ્યો. "આહ ! ઘણી ગરમી પડે છે ! ફૅન દેખાતો નથી." આમ કહી તેણે ઉંચે નજર કરી જોઇ.

નન્દલાલ એ સ્થળે બેઠો હતો. તેણે કહ્યું, "આવા ગામડા ગામમાં ફૅન ક્યાંથી મળી શકે ? અહીં કાંઇ વિજળી નથી."

"કેરોસીન તેલથી ચાલે એવા પંખા પણ આવે છે. તેને લાવી શકાય તો પછી ખેંચવાના પંખાની વ્યવસ્થા તો વગર હરકતે કરી શકાય." યુવકે કહ્યું.

નન્દલાલે કહ્યું, "મ્હોટા માણસોને ત્યાં ખેંચવાના પંખા છે. અમારી સ્થિતિ એટલી બધી સારી નથી !"

તરૂણે કહ્યું, "વળી ગામડા ગામમાં એ સાધનોની વિશેષ જરૂર પડે એમ લાગતું નથી. ચારે તરફ વનજંગલ હોવાથી ઘણી ઠંડી અનુભવી શકાય તેમ છે. આપ આ ઘરમાં જ રહો છો કે ?"

નન્દલાલે કહ્યું, "ના, વિનયકૃષ્ણભાઇ અમારી જ્ઞાતિના હોઇ તેઓ મ્હારા સ્નેહી છે. આપનું નામ શું છે ?"

યુવકે કહ્યું, "મ્હારૂં નામ દેવકુમાર છે. હરિભૂષણ મ્હારા બનેવી થાય છે"

"બહુ સારૂં; હુક્કો પીશો કે ?" આમ કહી નન્દલાલે હુક્કો આગળ ધર્યો.

દેવકુમારે બ્યસ્ત ભાવથી કહ્યું "ના-ના હું બ્રાહ્મણ હોવાથી તમારો હુક્કો વટલાય તેમ છે." આમ કહી તે 'હા હા' ધ્વનિ કરી હસવા લાગ્યો. અન્તે તેણે કહ્યું, "હું તમાકુ પીતો નથી."

નન્દલાલે કહ્યું, "બ્રાહ્મણ છો તેથી શું થઇ ગયું ? એથી અમારો હુક્કો વટલાય તેમ નથી. એવી પ્રેજ્યુડિસ અમને નથી."

બીજી થોડી વાતચિત થયા પછી નન્દલાલે પૂછ્યું, "આપની સાથે કોઇ એક બાળિકા આવી છે તે ઘણી સારી કવિતાઓ લખી શકે છે કે ?"

યુવકે કહ્યું, "વનલતા કે ? હા એ સારી કવિતાઓ લખે છે."

"એ આપની કાંઇ સગી થાય છે કે ?"

"તે મ્હારા મશીઆઇ ભાઇની ફોઇની છોકરી છે. હું એને ત્યાંજ મ્હોટો થયો છું પણ હમણાં જૂદો રહું છું."

મશીઆઇ ભાઇની ફોઇની છોકરીના સંબંધની કલ્પના નન્દલાલ એકાએક કરી શક્યો નહિ. તે મનમાં ને મનમાં એ સગપણનો હિસાબ કરવા લાગ્યો. એવામાં વિનયકૃષ્ણે આવીને કહ્યું, "અરે દેવકુમાર ! તમારી બ્હેન તમને બોલાવે છે. ઘરમાં જાઓ. હાથ મ્હોં ધોઇ થોડો નાસ્તો કરી લ્યો. કૃષ્ણ ! એમને ઘરમાં લઇ જા."

દેવકુમારના ચાલ્યા ગયા પછી વિનયકૃષ્ણે ગુપચુપીથી કહ્યું, "નન્દલાલભાઇ ! બ્રાહ્મણ કન્યાને પરણવામાં હરકત ન હોય તો ઉત્તમ સુયોગ છે. હું તમારો માર્ગ ઘણા અંશે સાફ કરી આવ્યો છું."

નન્દલાલે આગ્રહ સહિત પૂછ્યું, "તમે શું કરી આવ્યા છો ?"

વિનયકૃષ્ણે હસતાં હસતાં કહ્યું, "વનલતાએ મ્હને એમ કહ્યું કે, 'મ્હને સાત દિવસનો અવકાશ છે. ત્યાં સુધીમાં જે કાંઇ જોવા લાયક હોય તે બધું બતાવજો.' મ્હેં કહ્યું, "રોજ ફરવા નીકળી પડી જોવા યોગ્ય સ્થળો જોઇ આવજો." તેણે કહ્યું, "હું આ પ્રદેશથી અજાણી છું. સોબત સિવાય એકલી ક્યાં જઇ શકું ? તમે રોજ મ્હારી સાથે આવશો ને ?.' મ્હેં માથું ખંજવાળી કહ્યું, 'એટલો બધો અવકાશ મ્હને મળી શકે તેમ નથી. હું તમારે માટે એક ગાઇડ નક્કી કરી આપું છું. મ્હારાજ એક પ્રવીણ મિત્ર છે, તથા તેઓ પણ એક કવિ છે. તેમની કવિતાઓ જો કે બંગાળી ભાષામાં નથી પરંતુ ફારસી ભાષામાં તેમની ઘણી સુંદર કવિતાઓ પ્રસિધ્ધ થઇ છે."

નન્દલાલે કહ્યું, "તમે આટલું બધું અસત્ય બોલ્યા !"

"કેમ ? એમાં હું શું ખોટું બોલ્યો છું ?"

"પહેલી વાત એ છે કે, હું કવિ નથી. વચ્ચે વચ્ચે જે સઘળી ફારસી કવિતાઓ હું તમને સંભળાવું છું એ સઘળી મહા કવિઓની રચેલી છે. તેમનાં નામ, હાફેજ, ફિરદોસી, સાદી વગેરે છે. બીજી વાત એ છે કે, હું પ્રવીણ માણસ નથી. મ્હારી ઉમ્મર કેવળ એકતાળીસ વર્ષની છે. માથામાં ટાલ પડતાં તથા ચશમાં પહેરવામાં આવતાં માણસ પ્રવીણ કિંવા પ્રૌઢ બની જાય છે કે ?"

વિનયકૃષ્ણે કહ્યું, "હજી તમે મ્હારો આશય સમજી

શકયા નથી. તમે પ્રૌઢ છો એમ જો ન કહું તો તે તમારી સાથે ફરવા હરવામાં સંભવ થાય ખરી કે ? પછી ફરવા જઇ તમે તમારૂં કવિત્વ દર્શાવી તેના અંતઃકરણને વશીભૂત કરજો."

નન્દલાલે પૂછ્યું, "મ્હારે રોજ એની સાથે ફરવા જવું પડશે કે ?"

"હારતો. તમે ન જાઓ તો બીજું કોણ જાય ?"

"કેમ પેલો મશીઆઇ ભાઇની કોઇની છોકરીનો સંબંધી આવ્યો છે તે જાય તો શી હરકત છે ?"

"ના, તમારેજ જવું પડશે. તમે કવિ છો એવું સાંભળવામાં આવ્યું ત્યારથી એ તમને જોવાને અધીર બની ગઇ છે. તેણે પૂછ્યું હતું કે, તમારા એ કવિરાજ મિત્રની કોઇ ફારસી ચોપડી છપાયલી છે કે ? મ્હેં કહ્યું, એ તો હું જાણતો નથી. થોડા વખતમાં તેઓ નાસ્તો કરવા અંદર આવે એટલે તમે પૂછી જોજો."

નન્દલાલે કહ્યું, "તમે તો હદ ઓળંગી ગયા છો. એવા સ્વતંત્ર વિચાર ધરાવનાર છોકરી સાથે હું ફરી શકું ખરો કે ? મ્હારાથી એમાંનું કાંઇ બની શકે તેમ નથી. આપણે બાવા આદમના જમાનાના માણસ છીએ, એ સઘળી ચાલુ જમાનાની ઇંગ્રેજી રીતભાત કિંવા સુધરેલો શિષ્ટાચાર આપણે જાણતા નથી; કાંઇ બોલવા જતાં આપણે કાંઇ બોલી ઉઠી જાનવરમાં ખપીએ એ ઠીક નહિ !"

પરંતુ અરધા કલાક પછી નન્દલાલે અંતઃપુરમાં પ્રવેશ કર્યો એટલે વનલતાએ તેની નજીક આવી પ્રણામ કરી અતિ સરળ ભાવથી વાતચિત ચાલુ કરી દીધી. એ વખતે 'સ્વતંત્ર વિચાર ધરાવનાર છોકરી' સંબંધીની નન્દલાલની સઘળી શંકા દૂર થઇ ગઇ. ઉલટું તેણે તો જે જે પત્રિકાઓમાં વનલતાની કવિતાઓ છપાઇ હતી તે જો સાથે હોય તો જોવાની ઇચ્છા પ્રદર્શિત કરી.

(આ વાર્તાના વધુ રસમય ભાગ માટે આવતો અંક જુઓ.)

---



# મોજ-મજાહ ઇનામમાળા નં. ૭

## રૂપિયા ચોવીસનાં અઢાર ઇનામો

નીચે જણાવેલી કુપનમાં અત્યાર સુધીમાં ખ્યાતિ પામેલા

ગુજરાતી ભાષાના સારામાં સારા સ્વ. કિંવા હયાત

## પાંચ કવિઓનાં નામ

લખી મોકલનારાઓમાં રૂા. ચોવીસનાં અઢાર ઇનામો વહેંચી આપવામાં આવશે.

ઇનામની વિગત-રૂ. ત્રણનાં ત્રણ, રૂા. રોકનાં પાંચ બાર આનાનાં દસ મળી કુલે અઢાર ઇનામો આપવામાં આવશે. આ બધા ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતાં તેટલી કીમતના અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે. પુસ્તકો મોકલવાનો ખરચ ઇનામ મેળવનારને શિર છે.

(કુંપન વગરનાં નામ ઇનામની હરીફાઇમાં દાખલ થઇ શકશે નહિ.)

આ ઇનામમાળાનું પરિણામ

તા. ૨૭-૬-૨૬ ના અંકમાં જાહેર કરવામાં આવશે

કુપન તા. ૨૪-૬-૨૬ બપોરના બાર સુધી લેવામાં આવશે.

તા. ૧૩-૬-૨૬

## સારામાં સારા પાંચ કવિઓનાં નામ

૧ ૨ ૩

૪ ૫

લી. ______

ઠે. ______

______ મું. ______

વાર્તા, નાટક અને સિનેમાના શોખીનો માટે

દર રવિવારે પ્રગટ થતું પત્ર

# મોજ—મજાહ

વાર્ષિક લવાજમ રૂ. ૪

બહારગામ ૪-૪-૦ દેશાવર રૂા ૫-૦-૦

તે સિવાય દીવાળી અંક, સિનેમા અંક અને એક વાર્તાનું પુસ્તક ભેટ આપવામાં આવે છે

આજેજ ગ્રાહક થઇ ભેટનું પુસ્તક મંગાવી લયો.

લખો:-મોજ મજાહ કાર્યાલય મુંબઇ ૪.

## જોઇએ તો—

રૂ. સવા સાથે તમારા તનમનની દુઃખી હાલત કવરમાં બીડી મોકલી ઘેર બેઠે જ શાસ્ત્રીય ઉપાયોથી સુખી જીવનની શરૂઆત કરી જોજો.

પંડીત પરિમલ ( જ્યોતિષી વૈદ્ય ) મેળાપ—૮ થી ૧૦( રાત્રે )

ધેલા મિસ્ત્રીની ચાલ ( માટુંગા ) જી. આઇ. પી. આર.

૧૨થી ૬ હરરવાલા બીલ્ડીંગ નં-૧૨ ગોલપીઠા ( મુંબાઇ )

પત્રવ્યવહાર માટુંગે કરવો.

## રૂ. ૩ માં ફોટો લેવાનો ગુપ્ત હેન્ડ કેમેરા

"અસલી અને સસ્તા હમારે પાસેથી મંગાવો. ધોકેબાજોની નકલોથી બચો. સેખનવિદ્યા અનુસાર ફોટો ન પડે તો પૈસા પાછા દેશું, એ શરત છે. આનાથી આપ જાનવર રઇસ ફોજ સ્ત્રી પુરૂષ અને સુંદર મહેલ ઇમારત સીન સીનેરી બાગ બગીચા વગેરેની છબી એક સેકંડમાં કાર્ડ સાઇઝની પાડી શકો છો અને ડેવલોપ કરવાની પણ જરૂર પડતી નથી કોઇ જાતનો ત્રાસ નથી વાપરવાની રીતી કેમેરા સાથે બુકટ મોકલવામાં આવે છે કીંમત ફકત કેમેરાની રૂ. ૩ ટ. ખર્ચ ૦ાા લખો—

રીતરામ લખપતિરાય એન્ડ કો. અલીગઢ સીટી ( મજાહ )

## બ્હેનો!

તમારો મોતી પહેરવાનો શોખ પુરો કરો

અથવા

દેખાવમાં ટકવામાં પરાણમાં ખરાં જેવાં બસરાઇની બાજુમાં ઉભે તેવાં દામમાં સસ્તાં

જાપાનીઝ કલ્ચર્ડ પર્લ્સ વાપરો

મોટા વેપારીઓ પણ જથ્થાબંધ ખરીદી જાય છે, 'કલ્ચર્ડ' નામે ભેળસેળવાળો ખોટો માલ લઇ ઠગાવા કરતાં ખરા કલ્ચર્ડ લઇ વાપરવામાં વાંધો શું ? ?

આ મોતી પણ ખાસ ઉછરેલી માછલીઓ કુદરતી રીતે જ પેદા કરે છે

સ્ત્રીઓને ખાસ ભલામણ: મોતી પ્હેરવાનો તમારો બૈરાંઓનો શોખ પુરો કરો—તમારા દામ બચાવો

ઘેર બેઠાં પણ માલ જોવો હોય તો બની શકશે

—લખો અથવા મળો—

એન. ડી. શ્રોફની કું૦.

ઠે. ડાયમન્ડ હાઉસ, વાચ્છા ગાંધી રોડ

ગામદેવી—મુંબાઇ નં. ૭

## હજાર કસોટીમાંથી પસાર!

ખાસ સાયન્ટીફીક અને અકસીર.

## "ગોલ્ડન બામ"

દુનીઆ ઉપરનું અમુલ્ય અમૃત !

સુંદર દાબડી સહીત કી. ફક્ત પાંચ આના

ફાયદો ન થાય તો પૈસા પાછા

માથાનો દુખાવો, અધાશીશી, શરીરની કળતર, શરદી સળેખમ, શૂળ, ચસકો. હરેક વાયુથી કોઇ પણ ભાગનું ઝલાઇ જવું, સૂન મારી જવું તે અથવા કમતાકાતથી ધ્રુજવું વિગેરે રોગો ઉપર આ બામ બહુ જ ઉપયોગી રામબાણ અને તાત્કાલીક છે. વૈદ્યો, ડાકટરો કે સાઇન્ટીસ્ટોને બતાવી ખાત્રી કરો. એક વખત પાંચ આનાની જ ટીકીટો મોકલી વાપરી જુઓ. ફાયદો ન થાય તો પૈસા પાછા.

લખો—નેશનલ ફાર્મસી

ભરૂચા બીલ્ડીંગ મુંબઇ નં. ૨

# સીનેમાના સમાચાર

લખનાર-રા. ચિત્રપટ

## નવી ફિલ્મો

રા'કવાટ—કોહીનુર કૃત. લેખક મી. શાહ, ડાયરેક્ટર મી. ભવનાની ફોટોગ્રાફર મી. જોષી

વસ્તુ-રા' કવાટની જીંદગીના બનાવો અહિં તહિંથી પ્રકરણો ભેગાં કરી સૌરાષ્ટ્રની રસધારમાંથી કેટલીક સંકલના ઉમેરી તૈયાર કરવામાં આવી હોય એમ જણાય છે. રસ જેવું વિશેષ કંઇ નથી.

અભિનય-કોહીનુરનાં નામાંકિત નટ નટીઓને આ ચિત્રપટમાં ઉતારવામાં આવ્યાં છે. અને ખરી રીતે સાચાંમાં સારાં કુશળ નટ નટીઓથી આ પીકચર ઉચકાય છે.

ફોટોગ્રાફી-મી. જોશી માટે બે મત છેજ નહિ. ઉતાવળને લીધે કયાંક ક્યાંક હાડ ફોટોગ્રાફીનાં ચિન્હો નજરે પડે છે.

ભુલનો ભોગ—કૃષ્ણ કૃત સુપર અને કલાસીકલ ચિત્રપટ. લેખક મી. વીનય, ફોટોગ્રાફર મી. લુહાર. ડાયરેક્ટર મી. મ્હેતા.

વસ્તુ—મહાન કવિ શેકસપીયરના ઓથેલોનો ભાસ છે. તેને ઐતિહાસિક રૂપ આપી અકબરના જમાનાની કથા કરવામાં આવી છે પણ તેમ કરતાં વસ્તુ સંકલના જળવાઇ નથી એમ ભાસે છે. સીનારીઓ લખવામાં લેખક ફ્લેટફોર્મ નીરખા નથી અને પડદાં પાંચ રીલ નકામાં કંટાળાથી ભરપુર અને નિરસ માલમ પડે છે, આને એક બે રીલમાં ખુશીથી સમાવી શકાત.

અભિનય—મીસ એમીલી અને મી. નંદરામ. જેને આપણે ભાવના કહીએ છીએ તે ઇમોશન્સ અને એક્સપ્રેશન્સ બરાબર મ્હોં પર લાવી પ્રેક્ષકોના હૃદયમાં છાપ પાડે છે

ફોટોગ્રાફી—આ ઉત્સાહી કેમેરામેન મહેનતુ હોવા માલુમ પડે છે. અને કંઇ નવીન પધ્ધતિ ઉપર જાય છે. ટુંક સમયમાં આ ભાઇ જો સારા અભ્યાસ સાથે અભિમાન અને મગરૂરી વગરની સહનશિલતા અને વિનય ચાલુ રાખશે તો ગુજરાત એક કુશળ કેમેરામેન માટે મગરૂર થશે.

જંગલની જડીબુટ્ટી—શારદા કૃત લેખક મી. રામશંકર દવે. ડાયરેક્ટર મી. મણીલાલ જોશી ફોટોગ્રાફર મી. નવલ ભટ.

વસ્તુ-કોઇ અંગ્રેજી સીરીયલોના રટન્સ લઇને ઉપજાવી કાઢેલી હોય તો નવાઇ નથી, અને ઉમારના મુદ્રા લેખ હેઠળ સીનારીઓ રા. સુદર્શને જ્યાં મોકાય ત્યાં માર મારના સીનો મુકી લખવામાં ઠીક કુશળતા દેખાડી છે.

અભિનય-મી. બાલાભાઇ બચુનું કામ દીપી નિકળે છે બાકી મીસ તારા કંઇ કુશળ નટી કહેવાય નહિ તો પણ કામ ઠીક કરી જાય છે.

ફોટોગ્રાફી-ભાઇ નવલ ભટ જો ખંતથી કામ કરે અને કામમાં રસ લે તો હુન્નરમંદી હાંસલ કરે. આ ઉપરના ગુજરાતી કેમેરામેન જે કામ કરે છે તે તદ્દન ઉત્તમ અંશોવાળી કહેવાય નહિ.

## નવીન ખબરો—

ઘેરાંતાં વાદળાં—આ હુન્નર ઉપર અત્યારે કાળાં વાદળાં

આવે છે! આવે છે!! આવે છે!!

# ફાતમા ફિલ્મ કુંની અદ્‌ભુત કૃતિ




## કે જેમાં

મીસ જુબેદા, બેગમ ફાતમા, મીસ બ્લાંશ વહુર્ન મેડમ ટોસકા

વગેરે વગેરે જાણીતી અને માનીતી નટીઓના સ્ટાફ

સાથે અંવલથી આખર સુધી દીલ ધપકાવનારાં

બનાવોની પરંપરા અને અપુર્વ મોજ જોશો

ઘેરાવા માંડયા છે. કયાંક કયાંક વીજળીના ચમકારા પણ થના જણાય છે તા. ૧ લી જુલાઇનો દીવસ આવે તે પહેલાં આ લાઇનમાં અનેક ફેરફાર થયેલા જોવામાં આવશે.

**બે મોટા સીનેમા થીયેટરનું જોડાણ**-સાંભળવા પ્રમાણે જાણીતા બે સીનેમા થીએટરનું જોડાણ થઇ જવાનું છે અને બન્ને સીનેમા જુદા જુદા નામોથી તથા મેનેજમેન્ટથી ચાલુ રહેશે પણ અંગ એકજ કહેવાશે એમ અફવા છે.

કોહીનૂર—ટેલીફોનની તરૂણી મી. હોમી માસ્તર બાદશાહી સ્ટાઇલથી પાડી રહ્યા છે. મી. ભવનાની કંપનીમાંથી ફારેગ થશે તેમ સંભળાય છે.

કૃષ્ણ-આગ્ય પરીક્ષા લગભગ પુરી થઇ જશે. મી. માણેકલાલ આજ કાલમાં અને આવી પહોંચ્યા પરંતુ તબી યતના અહેજ સાજ ફેરફારને લીધે આવવાની તારીખ અનિશ્ચિત છે એમ સંભળાય છે. સાંભળવા મુજબ તેમના આવ્યા બાદ સ્ટુડીઓ અને સીનેમામાં કંઇ ફેરફારો થશે.

શારદા—લગભગ વીસ માણસો ગઇ પહેલી તારીખે છુટાં કરવામાં આવ્યાં છે. કંપની શા મુદ્દા ઉપર કામ કરી રહી છે તે સમજાતું નથી. પતિઘાતિની સતી તૈયાર થઇ ગઇ છે. જ્યારે બીજી એકાદ ફિલ્મને લાઇનમાં લાવવાની તૈયારી ધ્યાન પર આવે છે.

રોયલ આર્ટ સ્ટુડીઓ—આ સ્ટુડીઓ સાંભળવા પ્રમાણે ભાડે આપવામાં આવશે. મી. હુસેન શેઠ યુરોપ જશે. મી. અરદેશર ઇરાની કદાચ આ સ્ટુડીઓ લેશે.

હિન્દુસ્થાન-પોતાની પાંચ સાત ધાર્મિક વસ્તુઓ આજ ૭ મહીનાથી તૈયાર કરી રાખી હતી તે હવે મેજેસ્ટીક સીનેમામાં દેખાડવામાં આવશે એમ સંભળાય છે. હિન્દુસ્થાન ફીલ્મ કંપની અને સીનેમા મેજેસ્ટીકની આ પુનઃ મિત્રાચારીથી બન્નેને ફાયદો થશે એમ અમો ધારીએ છીએ.

સરસ્વતી-આ કંપની પોતાનું નવીન ચિત્રપટ થોડા વખતમાં તૈયાર કરશે.

અશોક—જાહેર ખબરથી માલમ પડે છે કે મી. મણીલાલ જોશી જેઓ શારદામાંથી છુટા થયા છે તેઓ પોતાની કંપની અશોક પાછી સજીવન કરનાર છે અને કેટલેક સ્થળે પસંદ પામેલી તેમની વાર્તા મધુરી શરૂ કરનાર છે. પણ સાંભળવા પ્રમાણે મી. જોશીને મધુરીને પાડતાં વિલંબ થશે.

* * *

**વિદેશી સમાચાર**—સેસીલ ડ મીલેએ "ધી ડેલ્યુજ" નામની જલપ્રલયના દશ્યોની બીજી મોટી સુપર સ્પેશીયલ ચુંટી કાઢી છે. ડ મીલે તે કૃતીને "ધી ટેન કમાન્ડમેન્ટસ" કરતાં બમણી ફતેહમંદ કીર્તિ તૈયાર કરવા મહેનત કરી રહ્યા છે. અને તે ચિત્ર પર ગરિ ડાયરેક્ટરો દુનીયાંના ઇતિહાસમાં નોંધાયેલી મોટી મોટી રેલના દશ્યો લાવવા પ્રયત્ન કરી રહ્યા છે.

* *

રીચર્ડ ડીક્સે 'ટેક એ ચાન્સ' નામની ફીલ્મમાં લડાઇ કરવાના પ્રસંગમાં પોતાની જાતી કુસ્તીબાજોનો ઉપયોગ કર્યો છે, જે એમરી લા કાવાએ ડાયરેક્ટર કરેલ છે. અને એક અઠવાડીયામાં પુર્ણ કરશે.



નાટક તેલપુનું એક દશ્ય

## ધુમ ધડાકો

શુદ્રસેનના પિતા દર્પણસેન જાત્રા કરી આવ્યા ત્યારે શુદ્ર સેને પુછ્યુ, "બાપા, બાપા શુ વર્જી આવ્યા ?"

"ક્રોધ" બાપે હસીને જવાબ આપ્યો. આ સાભળી શુદ્રસેને મનમાં કાંઇક વિચાર કર્યો ને પછી પુછ્યુ, "શુ વર્જ્યુ !"

"ક્રોધ" "શુ વર્જી આવ્યા ?" "ક્રોધ" "શુ ?"

"ક્રોધ" કાંઇક ગુસ્સે થઈ દર્પણે કહ્યુ

"બાપા શુ વર્જ્યુ ?"

"ગર્દભ પુત્ર સત્તર વાર તો કહ્યું કે ક્રોધ છતા સાભળતો નથી ?"

'ક્રોધ-વર્જ્યો હતો તો ચિડાયા કાંય ?" આ સાભળી દર્પણસેનનુ મોઢુ જોવા જેવુ થયુ પણ અફસોસ કે તે વખત મારી પાસે કેમેરા ન હતો નહિ તો તેને તેમના ફોટાથી બે ઘડી મુછમા હસાવત

* * *

માસી—રમા, ગઇ વખત હુ આવી ત્યારે તારી પાસે બિલાડીનુ બચ્ચુ હતુ તેનુ શુ થયુ ?

રમા—(સઆશ્ચર્ય) શુ તમે નથી જાણતા ?

માસી—ના, શુ મરી ગઈ ?

રમા—નારેના

માસી—ચોરાઇ ગઇ ?

રમા—ના

માસી—ડુબી ગઇ ?

રમા—નહિરે

માસી—ત્યારે શુ થયુ ?

રમા—અરે એ તો મોટો બિલાડો બન્યો છે !

* * *

સુપ્રસિધ્ધ નાટકકાર અણદાસ એક સ્વલેખીત નાટક જોવા ગયા ત્યારની આ વાત છે

મુખ્ય કોમીક પાર્ટી આખા ઓડીઅન્સને પેટ પકડી હસાવી રહ્યો હતો પણ મેનેજર હસતો ન હતો આ જોઇ અણદાસે પુછ્યુ, "શુ કોમીક સારૂ નથી ?"

"ઉ કેમ ?" "ત્યારે તમે હસતા કેમ નથી ?"

"કારણ હસુ તો રૂ ૫) પગાર વધારવો પડે

અશોક

રાત દિવસ જેનું રટણ કરો છો તે

"સીતા-રામ"ની જોડી કેમ જોડાઈ

# તે આવો અને જુઓ

ધાર્મિક ચિત્રોથી પ્રખ્યાતી પામેલી

## હિંદુસ્તાન સીનેમા ફીલમ કંપનીની ધાર્મિક ફીલમ

# જાનકી સ્વયંવર

યાને

## ધનુર્ભંગ

જેમાં મહાશકિતવાળો રાવણ પણ ન ફાવ્યો. સીતાદેવીનો પુર્વ વૃતાંત જાણવા-જોવા જેવો છે. દરેક કુટુંબે અવશ્ય આ ફીલમ જોવીજ જોઈએ

# સીનેમા મેજેસ્ટીક ગીરગામ

વખત તથા ભાવ હમેશના ચાલુ છે

---

આવે છે આવે છે આવે છે

યુનાઈટેડ પીકચર્સ સીન્ડીકેટની નવી ઐતિહાસિક ફીલમ

## તાઇ તેલણ

ઇન્ડીયન જોન ઓફ આર્ક

Reg. No D.



આ પત્ર તંત્રી જયશંકર ભોડીદાસ દ્વિવેદીએ મુંબઇ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમાં મોજ-મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે.

વર્ષ ૩ જુ અંક ૧૨

# મોજ-મજાહ



ગ્રેનેડાના જનાનખાનામાં પ્રિયકરની રાહ જોતી સુલતાના





## ...ાર ખેંચો ભીડ છંટે રાસ્તા મિલે!!

...ના શુરવીર
...બહાદુરોના બહાદુર
**ચાર્લ્સ હચીસન**
ઉર્ફે સ્પીડ ઉર્ફે
**લુસીના આશક ઉર્ફે**
તદન નવા સાહસો
નવાજ કામો

# અ અકકલ અ ફ્લાવર જીવજીવ તૂ ન

આજે બે અડવાડીઆથી
પોતાના સાહસો દેખાડી
રહ્યા છે જે તેમની સામે
આવે છે તેને બસ
ફટકાવવાથીજ કામ
**પછી તે કોઈ પણ હોય**
બીલકુલ નવા છટકાં
તથા નવીન જાળો

મામલો કંઇ વધારે ચસકેલો દેખાય છે. હજી સુધી તો 'લુસી'ની હરીફ પેલી બલાં 'વેરા' હતી અને 'સ્પીડ'નો હરીફ

## બુબખ પેડરો—લુસીનો આશક

થઇને બની ગયો છે. મામલો રસપર ચઢતોજ જાય છે, અને હિમ્મતવાન સ્પીડની મુસીબતો વધતીજ જાય છે. પરંતુ તે કોઇની દરકાર કરતોજ નથી અને દરેક મુશકેલીને મારી હઠાવે છે.

## નીચલી નોંધ પણ લીઓ તો મહેરબાની કે

આ ચાલુ સીરીયલ સાથે
એક બેહદ રમુજી કોમિક

# વાહ બેટે

તમને ખચીતજ નિર્દોષ રમુજનો ખરો ખ્યાલ આપ્યા વિના રહેશે નહિ

## ઈસ્લામીઓના ઈદ મુબારક તથા વાસી ઈદ

બન્ને દિવસોએ બે વાગાથી ખેલ શરૂ કરવામાં આવશે વળી ખાસ હઝારો ભાઇનાં આમંત્રણથી ૨૫-૬-૨૬ શુક્રવારે

હીંદુ ભાઇઓના 'વટ સાવિત્રી'ના તહેવાર માટે

# "સતી સાવિત્રી"

ફકત એકજ દીવસ—યુરોપમાં બનેલી સૌથી પહેલી હિંદી ફીલ્મ.

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટરોડ

સમયઃ—૫॥, ૭, ૮॥, ૧૦॥, શની રવિ ૩॥ વાગે ભાવઃ—રૂ. ૨, ૧, ૦॥, ૦।, ૦, ૦ાા ટેક્ષ સાથે

થઇ ગયા હતા. ત્યાંના પ્રધાન ઇમામ હાજી મહમદ એ ઇમાક પર જુબેદાએ જે પત્ર આપ્યો હતો તે મારી પાસેજ હતો, પરંતુ તેની પાસે પહોંચાડવાના માટે કોઇ ઉપાય મને જડતો નહોતો.

એક દિવસ સાંજના હું કેટલીક તલવારોને સરાણપર ચડાવી ધાર કઢાવતો હતો, એટલામા મારા ઉપરીએ આવી કહ્યું કે, "આજે રાતના વજીર સાહેબ પાસે તારે ગાવા જવાનું નથી. માટે જ્યારે સુવું હોય ત્યારે સુઇ જજે." મારા આનંદનો પાર રહ્યો નહિ. શસ્ત્રોને સાફસુફ કરી હું મારા ઓરડામાં આવ્યો અને સુઇ ગયો. જુદી જુદી જાતના વિચારોમાં ક્યારે નિદ્રા આવી તેની મને ખબર પડી નહિ.

મધ્ય રાત્રીના વખતે એકાએક મારી ઉંઘ ભાગી. એક ખોજો કર્કશ સ્વરે મને ઉઠાડતા કહેવા લાગ્યો-"બદમાશ! સુતો છે શું! ચાલ ઉઠ, અને આ તલવાર સાફ કરી દે" એટલું કહી તેણે એક લોહીથી ખરડાયેલી તલવાર મારી સામે મુકી.

તે વખતે રાત્રિની ગંભિરતા વિશેષ હતી. સર્વત્ર શાંતિ સુપ્તિ વિરાજિત હતી. દિવસના કોલાહલથી ગાજી રહેલો રાજમહેલ શાંત નિસ્તબ્ધ જણાતો હતો. છતા કોઇ કોઈ ઓરડામાંથી દીવાઓનો પીત પ્રકાશ બહાર આવતો હતો. પ્રધાન ખોજાઓનો મહેલ અંધકારાચ્છન્ન હતો. માત્ર તેની દેવડીપર એક વિરાટ દીપક બળતો હતો. મેં તે લોહીલુહાણ થયેલી તલવાર હાથમાં લીધી. ત્યારપછી એક લુગડાના કટકાથી તેને લુછી નાખી સરાણપર ચડાવી ખોજો તલવારની રાહ જોઇ બેસી રહ્યો હતો. તલવારને ધાર નીકળી રહેતાંજ મેં તેના હાથમા મુકી. તેણે તેને મિયાનમાં મુકી અને ત્યાથી ચાલ્યો ગયો. મેં વિચાર્યું કે, "કંદર્પ-દેવતાના કુસુમ કુંજમા આવી ગંભીર મધ્ય રાત્રીએ એક નાટક ભજવાઇ ગયો જણાય છે-કોઇ અભાગિની આ સંસાર છોડી ખુદાના દરબારમાં પહોંચી ગઇ છે!"

હું ઓરડાના ઓટલાપર ઉભો રહી આમ વિચાર કર્યા કરતો હતો, એટલામા કેટલાક ખોજાઓ નિશબ્ધ સ્થિતિમાં એક શબને લઇને જતા મારા જોવામાં આવ્યા. શબના કીમતી કપડાં જોઇ મારા મનને ખાત્રી થઇ કે, આમાં કોઇ બેગમનોજ મૃતદેહ હોવો જોઇએ. એવી કઇ દુર્ભાગિની અબળા હશે, કે જેનાં રક્તના ડાઘ મારે ધોઇ નાખવા પડયા! શા માટે તેને મારી નાખવામાં આવી હશે? આ વિચારે મને ગુચવાડામાં નાંખી દીધો; પરંતુ તે જાણવાને કોઇ ઉપાય નહોતો.

અપૂર્ણ.

---

# લાવણ્યમયી લલના

શ્રીમાન્ પ્રભાતકુમાર મુખોપાધ્યાય બાર-એટ લાની બંગાળી વાર્તા ઉપરથી

અનુવાદક-રા. વ્રજલાલ જાદવજી ઠક્કર

(ગયા અંકથી સંપૂર્ણ)

(૫)

## પ્રેમની નવીન ઘીઆરી

વિનયકૃષ્ણના પુત્રના અન્નપ્રાશનનો પ્રસંગ પાર પડી ગયો. સોમવારની સવારની ટ્રેઇનમાં હરિભૂષણ કલકત્તા ચાલ્યો ગયો. દેવકુમાર રહ્યો હતો. તે બેસ છોકરાને લઇ અડવાડીઆ પછી જવાનો હતો.

હમેશાં સવારે તથા સાંજે વનલતા સુસજ્જિત થઇ, મોજા અને બૂટ પહેરી નન્દલાલની સાથે ગામડું જોવા બહાર નીકળી પડતી હતી. ખેડૂત ખેડૂતના ઘરમા જઇ તેના બાળબચ્ચાં પાસે બેસી જુદી જુદી વાતો કરતી હતી. નન્દલાલ બહાર ઓટલે બેસી હુકકો ગગડાવ્યા કરતો હતો વનલતા ખેતરમાં જઇ ખેતીનું કામકાજ જોતી હતી તથા અનેક પ્રશ્નો પૂછી નન્દલાલને અસ્થિર બનાવી દેતી હતી. વચ્ચે વચ્ચે ખીસ્સામાથી તે એક ન્હાની ચોપડી કાઢી એમા કાંઇ નોંધ કરી લેતી હતી. શ્રમિત થઇ જતાં બન્ને જણા પાકી સડક ઉપરના પુલપર બેસી સૂર્યાસ્તની શોભા જોતા હતા. નન્દલાલ વચ્ચે વચ્ચે ફારસી કવિતા બોલી તેના અર્થ પણ સમજાવતો હતો. એ ફારસી કવિતાના સૌન્દર્યથી વનલતા વિમુગ્ધ બની જતી હતી. તે પોતાની ચોપડીમા એ સઘળી કવિતાઓ અર્થ સાથે લખી લેતી હતી.

* * *

દેવકુમાર નન્દલાલની સાથે બેઠકખાનામાં જ સુઇ રહેતો હતો. એક દિવસે રાત્રે તેણે કહ્યું, "નન્દલાલ! આપ અવિવાહિત છો એમ મ્હેં સાંભળ્યું છે."

નન્દલાલે કહ્યુ, "હા, ખરી વાત છે."

"આપ ઉમ્મર લાયક કન્યાની શોધમાં છો, પરંતુ મન પસંદ કન્યા મળી આવતી નથી એમ પણ મ્હેં સાંભળ્યું છે."

નન્દલાલે હસીને કહ્યું, "એ વાત પણ ખરી છે. તમે એ કામ ઉપાડી લેવા ઇચ્છો છો કે?"

દેવકુમારે કહ્યું, "જો કહેતા હો તો ઉપાડી લઉં. ઠીક છે, બાળ માણસને માટે આપને પ્રેજ્યુડિસ જેવું નથી એમ તે દિવસેજ આપે કહ્યું હતું, જો આપને કોઇ ઉમ્મર લાયક

લાવણ્યમયી બાળ લલના મળી આવે તો કાંઇ હરકત જેવું છે કે?"

"એવી સ્ત્રી કયાં છે ?"

નન્દલાલે કહ્યું, "એમજ ધારો ને કે, હું વનલતાની વાત કહું છું. એને કોઇ સત્પાત્ર સાથે પરણાવવાનો અમારો વિચાર છે."

નન્દલાલે પૂછ્યું, "ત્યારે મ્હનેજ તમે સત્પાત્ર ધારી બેઠા છો કે ?"

"હા, વિદ્વતામાં, માન પ્રતિષ્ઠામાં તેમજ લક્ષ્મીવૈભવમાં આપ કોઇ પણ રીતે ઉતરતા નથી."

નન્દલાલ વચ્ચે જ બોલી ઉઠયો, "પણ મ્હારી ઉમ્મર ચાલીસ વર્ષની છે." વાતને ટુંકમાં બોલવાના હેતુથી નન્દલાલે એકતાળીસને બદલે ચાલીસ વર્ષ કહ્યાં કે બોલવામાં ભૂલ થઇ એ અમે જાણતા નથી.

દેવકુમારે કહ્યું, "ચાલીસ વર્ષની ઉમ્મર કાંઇ મ્હોટી ન કહેવાય, અમારા સમાજના પુરૂષો સારી આવક કરી શકે છે ત્યારેજ લગ્ન કરે છે. અમારા સમાજમાં ચાલીસ વર્ષની ઉમ્મરના ઘણા પુરૂષોનાં લગ્ન થાય છે."

નન્દલાલે કહ્યું, "ઉમ્મર સંબંધી હરકત નહિ હોય; પરંતુ બીજી બાબતો માટે હરકત હશેજ. રૂપ કિંવા ગુણમાં હું કયી રીતે વનલતાને યોગ્ય છું. વળી એ એમનાં માતા પિતાને કદાચ હરકત ન હોય; પરંતુ એમને પોતાને તો હરકત હશે ને ?"

આ વખતે દેવકુમાર મ્હોટેથી ખડખડાટ હસવા લાગ્યો.

નન્દલાલે પૂછ્યું, "હસો છો શા માટે ?"

"હું આપની વાત સાંભળી હસું છું."

"એમાં હસવા જેવું શું છે ?"

"એ ગુપ્ત વાત છે, આપને એ વાત કહેવી ઉચિત છે કે કેમ તેનો હું વિચાર કરૂં છું. ઠીક છે, એ વાત હું કહું છું; પરંતુ તે કોઇને નહિ કહેવાની આપ પ્રતિજ્ઞા કરો."

નંદલાલે અત્યંત કુતૂહલ સહિત કહ્યું. "ઠીક છે, કોઇને નહિ કહું. શી વાત છે ?"

દેવકુમારે ઉઠી ઓઢેલા વસ્ત્રમાંથી મ્હોં બ્હાર કાઢી નંદલાલના કાન પાસે ગુપચુપ જઇ કહ્યું, "તમે વનલતાને ઘણા ગમ્યા છો!"

"જાઓ જાઓ, આવી મશ્કરી શા માટે કરો છો ?'

"નાના, મશ્કરી નથી કરતો; ખરૂં કહું છું."

"ત્યારે કહો જોઇએ કે, એ વાત તમે કેવી રીતે જાણી શકયા ?"

"વનલતાની વાત ઉપરથી હું એ જાણી શકયો છું."

"એમ કે? તેણે શું કહ્યું છે ?"

"આપની વાત કરતાં તે એવો ભાવ દર્શાવે છે કે, એ ઉપરથી બધું સાફ સમજી શકાય છે. તે આપની ઘણી પ્રશંસા કરે છે! આપની ફારસી કવિતાઓ સાંભળી એ મુગ્ધ બની ગઇ છે. વળી તે આપને અંતઃકરણ પૂર્વક ચ્હાય છે એમ પણ તેણે ખુલ્લા શબ્દોમાં કહ્યું છે. મ્હારી સાથે ન્હાનપણથીજ એનો માયા હોવાથી તે મ્હારાથી કાંઇ પણ વાત છુપાવતી નથી. તેણે એટલા સુધી કહ્યું છે કે, 'શ્રીમાન નંદલાલ એક લાવણ્યમયી લલનાને પોતાની સંસાર સહચરી બનાવવાને ઇચ્છે છે. જો તેઓ કદાચ મ્હને પસંદ કરી પોતાનો હેતુ મ્હારા સમક્ષ દર્શાવશે તો એ વાતને મ્હારાં માતા પિતા સંમત થશે કે ?' મહાશય! સઘળી ખરી હકીકત મ્હેં આપને કહી છે. આ વાત કોઇ બીજાના જાણવામા ન આવે એ ધ્યાનમાં રાખજો."

નન્દલાલે અંતરના ઉંડાણમાંથી એક નિઃશ્વાસ મૂકી કહ્યુઃ- "ઘણી નવાઇ જેવી વાત!"

"મ્હને પણ એ વાત સાંભળી પ્રથમ નવાઇ જેવું લાગ્યું હતું, એ એકાએક આપના તરફ કેમ ઢળી પડી એ હું પ્રથમ સમજી શકયો નહોતો. પછી પૂરતો વિચાર કરી જોતાં હું બધું સાફ દીવા જેવું સમજી શકયો છું. એ સંબંધી મ્હારી એક થીઅરી છે, સમજ્યા ?"

"શી થીઅરી છે ?"

"એજ કે, બેને બે માડી ચાર થાય છે, ત્રણ કે પાંચ નથીજ થતા. તેજ પ્રમાણે યોગ્ય ઉમ્મરની અને સામાજિક સ્થિતિની એક કવિ બાળિકા સાથે એક પુરૂષ કવિનો પરિચય થાય છે તો તેઓ અવશ્ય એક બીજાને ચ્હાય છે. મુદ્દાની વાત એટલીજ છે કે, બન્ને કવિ હોવાં જોઇએ. કવિઓનો પ્રાણ ઘણો મુલાયમ-કોમળ હોય છે! આપ કવિ છો એ વાતનો હવે આપ કોઇ પણ રીતે પ્રતિવાદ કરી શકો તેમ નથી જેનું હૃદય કવિત્વમય હોય તે કવિ છે એ નિયમ પ્રમાણે આપ પણ કવિ છો. વનલતા પણ કવિ છે. તેથી એમાં બે માડી ચાર થયા છે; એમાં આશ્ચર્ય જેવું શું છે?"

નંદલાલ ચુપકીદીથી કાંઇ વિચારવા લાગ્યો. દેવકુમારે અડધી મિનીટ ચુપ રહ્યા પછી કહ્યું, "શ્રીમાન નન્દલાલ!"

"કેમ ?"

"હું આપને એક વાત પુછું છું. ઇશ્વર સર્વ વ્યાપી છે એ વાત આપ માનો છોને ?"

પોતાને બ્રાહ્મધર્મ સ્વીકારવામાં કાંઇ હરકત છે કે કેમ એ જાણવાની ઇચ્છાથી જ દેવકુમારે આ પ્રશ્ન પૂછયો છે એમ વિચારી નન્દલાલે કહ્યું "માનું છું."

દેવકુમારે કહ્યું, "ઇશ્વર સર્વવ્યાપી છે—અહીં પણ તે હાજર છે. આપ ઇશ્વરને સાક્ષી રાખીને કહો જોઇએ કે, વનલતાના સહવાસમાં આવ્યા પછી આપના અંતરમાં એને માટે પ્રેમભાવ ઉપજ્યો છે કે નહિ ?"

થોડી ક્ષણ સુધી ચુપ રહ્યા પછી નન્દલાલે કહ્યું, "ઉપજ્યો છે."

દેવકુમાર બોલી ઉઠયો, "ત્યારે તો મ્હારી થીઅરી તદન ખરી ઠરી છે. આપના અને વનલતાના અંતરમાં પરસ્પર માટે

પ્રેમાનુરાગ ઉપજ્યો છે એટલે એવું એક માત્ર સ્વાભાવિક પરિણામ-વિવાહ છે. આપ આ વાતનો વિચાર કરી જોજો. આજે હવે નવા વિષય સંબંધી હું આપને કાંઇ પૂછીશ નહિ. કાલે ગમે તે વખતે એકાંતમાં બેસી આપણે વાતચિત કરીશું." આમ કહી દેવકુમારે પાસું ફેરવી આંખો મીચી તથા થોડા સમયમાંજ તેની નાસિકાનો ગુરૂ ગંભીર અવાજ ચાલુ થયો.

પરંતુ નન્દલાલને આખી રાતમાં બિલકુલ ઉંઘ આવી નહિ.

બીજે દિવસે દેવકુમાર સાથે નન્દલાલની એકાંતમાં મુલાકાત થઇ એટલે નન્દલાલે તેને કહ્યું, "ભાઈ! વનલતા સાથે વિવાહ કરવાને હું તૈયાર છું; પરંતુ તેની આગળ વાત કેવી રીતે કાઢવી? તેનાં માબાપને હું એ સંબંધી પત્ર લખું કે બીજું શું કરૂં? ભાઇ! મ્હને આવા પ્રકારોમાં કેવી રીતે કામ લેવું એ વિષમનો લેશ માત્ર અનુભવ નથી. શું કરવું તે તમે મ્હને બરાબર વિગતવાર સમજાવો."

દેવકુમારે કહ્યું, "અમે બધા આજે રાતની ટ્રેઇનમાં ચાલ્યાં જઇએ છીએ; એ ચાર દિવસ પછી આપને પણ કલકત્તા આવવું પડશે."

"ત્યાં આવ્યા પછી મ્હારે શું કરવું?"

"હું આપને વનલતાને ઘેર લઇ જઇ તેના માતાપિતા સાથે આપની ઓળખાણ કરાવી આપીશ પછી આપ ત્યાં આવવા જવાનું ચાલુ કરજો."

"વારૂ, પછી?"

દેવકુમારે કહ્યું, "આવ જા ચાલુ કર્યા પછી એક દિવસે સુયોગ મળે એટલે આપ વનલતા પાસેજ પ્રથમ એ વાત કાઢજો."

"ઠીક, પછી?"

"વનલતા રાજી થાય-રાજી અવશ્ય થશેજ, એ તો આપને જોયા ત્યારથી ઘેલી થઇ ગઇ છે—પછી આપ એના માબાપ પાસે એ વાત કાઢજો એમનાં મન પ્રથમથીજ હું આપના તરફ અનુકૂળ કરી રાખીશ. તેઓ રજા આપશે એટલે વિવાહ નક્કી થશે અર્થાત્ જેને અમે એન્ગેજમેન્ટ કહીએ છીએ તે થશે."

"પછી?"

"પછી તેઓ ઉપરા ઉપરી આપને જમવા માટે નિમંત્રણ કરશે. ઠીક, એક વાત હું આપને પુછું છું. આપ છરી કાંટા વાપરો છો કે? વનલતાને ઘેર સહુ ટેબલ ઉપર ખાય છે."

"ના ભાઇ! છરી કાંટાથી ખાતાં મ્હને આવડતું નથી."

"નથી આવડતું તો હું શીખવાડી દઇશ. એ કાંઇ બહુ કઠિન કાર્ય નથી બે ચાર દિવસ ધ્યાન આપશો એટલે શીખી શકશો. ઠીક, મરઘી વગેરે આપને ચાલે છે ને?"

નન્દલાલે કહ્યું, "ના. જો કે હું નવ્વાબી રાજ્યમાં રહેલો હતો ખરો; પરંતુ મ્હેં મરઘી વગેરેનો ઉપયોગ કર્યો નથી. એ ના ખાઉં તો નહિ ચાલે કે?"

દેવકુમાર ચિંતાતુર થયો હોય એવા ભાવથી કહ્યું, "મુશ્કેલી જેવું છે તો ખરૂં. બીજું કાંઇ નહિ પણ એ લોકોને એમ લાગે કે, માણસ ઘણા કુસસ્કારવાળા છે. આજકાલ આપણા બંગાળી દેશમાં સહુ મરઘી ખાય છે. એનો અભ્યાસ નહિ પાડી શકો કે?"

"જો બીજો કોઇ રસ્તો નહિ હોય તો ધીમે ધીમે અભ્યાસ પાડી શકીશ. કાંઇ એટલા માટે એવી સુશિક્ષિતા લાવણ્યમયી લલનાને હું છટકી જવા દઇશ નહિ."

આખો દિવસ બન્ને વચ્ચે ભવિષ્યના કાર્યક્રમની વાતો છુપી રીતે ચાલી. અંતે એવો નિશ્ચય થયો કે, દેવકુમાર કલકત્તા જઇ નન્દલાલ માટે ન્હાનો બંગલો ભાડે રાખશે. બંગલો, નોકર અને રસોઇઆની વ્યવસ્થા થઇ ગયા પછી તે તેને કલકત્તા તેડાવશે.

(.)

### સમાજ-સમસ્યા.

દેવકુમાર, વનલતા વગેરેને સાથે લઇ રાતની ટ્રેઇનમાં કલકત્તા ચાલ્યો ગયો. બીજે દીવસે સ્હવારે વિનયકૃષ્ણ પણ કામકાજને અંગે બ્હારગામ ચાલ્યો ગયો. બે ત્રણ દિવસ પછી તે ઘેર પાછો ફરવાનો હતો.

નન્દલાલનું મન ઘણું ઉદાસ બની ગયું હતું. તેને કાંઇ ગમતું નહોતું. કોઇ મળવા આવતું તોપણ તેને કંટાળો ઉપજતો. તે ઘરમાંથી બ્હારજ નહોતો નીકળતો. બેઠકખાનાના નજીક ઓટલા ઉપર બેસી તે ચિંતાતુર ચિત્તે હુક્કો પીધા કરતો હતો, તથા મનમાં કેવળ વનલતાનું ધ્યાન ધરતો હતો. વનલતા ક્યારે કયી મધુર વાત બોલી હતી એ દિવસમાં હજારવાર વખત યાદ આવતું હતું. તે કેવળ કલ્પના કર્યા કરતો હતો. જાણે કે, વનલતા સાથે તેનો વિવાહ થયો છે, વનલતા તેના નવીન બંગલામાં જ્યોતિર્મયી વિદ્યાધરી તરીકે બિરાજી રહી છે! સુખ તથા આનંદનો પાર રહ્યો નથી! આવી કલ્પનાઓમાં નન્દલાલ વિભોર બની જતો હતો તેને એમ લાગ્યા કરતું હતું કે, 'વનલતા કલકત્તામાં હમણા શું કરતી હશે? તે મ્હારૂં સ્મરણ કરતી હશે કે?' કલકત્તા જવા માટે તથા વનલતાનું પુનઃ દર્શન કરવા માટે નન્દલાલનું મન અત્યંત અધીર બની જતું હતું.

ત્રણ દિવસ પછી વિનયકૃષ્ણ બ્હારગામથી ઘેર આવ્યો. મિત્રનું મન ઉદાસ જોઇ તેણે કહ્યું, "ભાઇ! તમારૂં ચિત્ત ઉદ્વિગ્ન કેમ બની ગયું છે? મ્હારૂં એમ કહેવું છે કે, તમે પેલી શ્યામોજ્વલ કન્યા સાથે લગ્ન કરી નાખો. મ્હારા સાંભળવામાં આવ્યું છે કે, તે વિશેષ રૂપવતી નહિ હોવા છતાં ઘણી સુશિક્ષિત છે. મ્હારી પત્નીએ કહ્યું છે કે, એ કન્યાનો સ્વભાવ ઘણો નરમ છે, તથા તે બુદ્ધિશાળી છે. ઉત્તરાવસ્થામાં તમને સેવા ચાકરીનું દુઃખ નહિ પડે. એના પિતાને હું હા પાડું કે?"

નન્દલાલે કહ્યુ, "ના ભાઇ! એની સાથે વિવાહ કરવાની મ્હારી ઇચ્છા નથી."

"ત્યારે કોની સાથે વિવાહ કરવાની તમારી ઇચ્છા છે?"

"જેને હું ઇચ્છું છું તેને તમે આપી શકશો કે?"

"મ્હને પ્રથમ નામ તો કહો?"

"વનલતા."

વિનયકૃષ્ણે આશ્ચર્યચકિત બની પૂછ્યું, "હેં! આ તમે શું કહો છો?" શું તમે બ્રાહ્મ બાળિકા સાથે વિવાહ કરશો? એમ કરવાથી તમારી જાત ભ્રષ્ટ થશે!"

"તેથી ચિંતા જેવું શું છે?"

વિનય થોડા સમય સુધી ચુપકીદીથી મિત્રના મુખ તરફ જોઇ રહ્યો. છેવટે તેણે કહ્યું, "આ તમે ખરી વાત કહો છો કે?"

નન્દલાલે સહજ અધીર બની જઇ કહ્યું, "તમે પણ વિચિત્ર માણસ છો! શરૂઆતમાં તો તમેજ કહ્યું હતું કે, એક લાવણ્યમયી લલના આવે છે! વિવાહ કરવો હોય તો આ ઉત્તમ સુયોગ છે! છતાં હવે આમ કેમ પૂછો છો?"

વિનયે કહ્યું, "એ વખતે મ્હેં કેવળ હસવા ખાતર એમ કહ્યું હતું. એ વખતે મ્હને ક્યાં ખબર હતી કે, તમે એક બ્રાહ્મ બાળિકાને પરણવા માટે પાગલ બની જશો? તે પણ વળી આ ઉમ્મરે?"

પછી નન્દલાલે પોતાના મનની સ્થિતિની હકીકત ધીમે ધીમે વિનયને કહી. દેવકુમારે જે સઘળી હકીકત તેને કહી હતી તેમાંની પણ થોડી હકીકત તેણે કહી. સઘળી હકીકત સાંભળ્યા પછી વિનયે કહ્યું, "એમ છે કે?" આવા બુઢાપામાં આ ભયંકર રોગ તમને ક્યાંથી લાગુ પડ્યો? આ કાંઇ જેવી તેવી વાત નથી!"

નન્દલાલે કહ્યું, "રોગ અસાધ્ય હોવા છતાં આરોગ્ય મેળવવાની ઇચ્છાજ થતી નથી."

વિનયકૃષ્ણે હસીને કહ્યું, "ભાઇ! આ રોગનું લક્ષણ એજ છે. ઠીક, તમે તમારા મન સાથે જ્યારે દૃઢ નિશ્ચય કર્યો છે ત્યારે હું એમાં હરકત કરવા ઇચ્છતો નથી. ગમે તેમ પણ વનલતા બ્રાહ્મ હોવા છતાં બ્રાહ્મણનીજ કન્યા છે. એના પિતા બ્રાહ્મ થતાં પહેલાં ચુસ્ત સનાતની હતા. પ્રથમ વિવાહ થઇ જવા દો પછી બન્ને જણાં દેહશુધ્ધિ પ્રાયશ્ચિત્ત કરી નાખજો. ફુલપુર ગામ જો તમને ખરીદી આપી શકાય, એવી આશા તો છે—તો તમે ગામના જમીનદાર થશો. પછી કોઇ પણ માણસ તમારૂં નામ લેવાની હિમ્મત કરી શકશે નહિ."

નન્દલાલે સહજ ઉત્સાહ દર્શાવતાં કહ્યું. "ખરૂં છે. પ્રથમ શુભ કાર્ય આરોપી લેવા દો."

વિનયકૃષ્ણે હસીને કહ્યું, "ગાય વાછરડાને અરસપરસ પ્રેમ હોય છે તો ગાય જંગલમાં જઇને પણ વાછરડાને ધવડાવે છે."

નન્દલાલે કૃત્રિમ રોષભાવ દર્શાવી કહ્યું, "ચુપ! આવી ઉપમા વાપરી શકાય કે?"

બન્ને મિત્રો વચ્ચે એ દિવસ સુધી આ વિષય સંબંધી ઘણી વાતચિત થઇ. અંતે એવો નિશ્ચય થયો કે; હમણાં વિવાહ કરી નન્દલાલે ઘેર નહિ આવતાં બ્હાવલપુર ચાલ્યા જવું એજ ઉત્તમ છે. બંગલો તૈયાર થતાં લગભગ એક વર્ષ જેટલો વખત લાગે તેમ હતું વળી ફુલપુર ગામનો હમણાંનો માલિક જે કિમ્મત માગતો હતો તે કિમ્મત થોડા દિવસ ચુપકીદી ધારણ કરવાથી ઓછી થવાનો સંપૂર્ણ સંભવ હતો. ચારે તરફનો વિચાર કરતાં નન્દલાલ વિવાહ કર્યા પછી બે ત્રણ વર્ષ સુધી સ્વગામમાં આવે નહિ એ ઉત્તમ હતું.

થોડા દિવસ પછી કલકત્તાથી દેવકુમારનો પત્ર આવ્યો. તેણે બંગલો ભાડે લઇ રાખ્યો હતો. નન્દલાલ વિના વિલંબે કલકત્તા જવા ઉપડ્યો. વિનયકૃષ્ણ સ્ટેશન સુધી તેને વળાવી આવ્યો.

## (૭)

## ભૂલ ભાંગી

આજકાલ કરતાં એક મહિનાથી નન્દલાલ કલકત્તા આવ્યો હતો. વનલતાના પિતા સુરેશચંદ્ર સાથે તેની સારી ઓળખાણ થઇ હતી. નન્દલાલે વારંવાર તેમને ત્યાં જવા આવવાનું ચાલુ કરી દીધું હતું. વનલતાની માતા એમ કહ્યા કરતી હતી કે, "ઘણા ચમત્કારિક માણસ છે! એક બાળકના જેવો સરળ અને માયાળુ સ્વભાવ છે." મુખ્યત્વે કરીને નન્દલાલ સ્હાંજને વખતે વનલતાને ઘેર જતો હતો. ત્યાં જઇ બ્હાવલપુર રાજ્યની વિવિધ વાત કરતો હતો, ફારસી કવિતાઓ બોલી તેના અર્થ સમજાવતો હતો. વનલતા એક મ્હોટી ચોપડીમાં સારી સારી ફારસી કવિતાઓ અર્થસહિત ઉતારી લેતી હતી. એ ચોપડી લગભગ ભરાઇ જવા આવી હતી. વનલતાએ નન્દલાલ પાસે ફારસી શીખવાની પણ શરૂઆત કરી હતી. જે જે માસિક પત્રિકાઓમાં વનલતાની કવિતાઓ છપાતી હતી એ સઘળી પત્રિકાઓના ગ્રાહક તરીકે નન્દલાલે પોતાનું નામ નોંધાવ્યું હતું. વનલતાની ઘણી કવિતાઓનો તેણે ફારસીમાં અનુવાદ કર્યો હતો. એ કવિતાઓ વિના વિલંબે તે પુસ્તકાકારમાં પ્રસિધ્ધ કરવાનો હતો.

આમ છતાં નન્દલાલ એક વાત બરાબર સમજી શકતો નહોતો. દેવકુમારે વનલતાના મન સંબંધીની જે વાત કહી હતી એ વાતનું એક પણ ચિહ્ન તેના આચાર વિચારમાં જોવામાં આવતું નહિ. દેવકુમારે ઉપહાસ કરીને એ વાત તો નહી કહી હોય એવી શંકા પણ કોઇ કોઇ વખતે નન્દલાલના અંતરમાં ઉપજતી હતી; છતાં જુવાનીના બ્હારમાં આવેલી લાવણ્યમયી વનલતા સ્ત્રી સ્વભાવ સુલભ લજ્જાને લીધેજ પોતાના અંતરની વાત વ્યક્ત કરતી નથી એમ નન્દલાલને લાગતું હતું. હવે તે સુયોગ શોધવા લાગ્યો.

એક દિવસે સ્હાંજે વનલતાને ઘેર જવામાં ઢીલ થઇ. ત્યાં જતાં સુરેશચંદ્ર પત્ની સહિત બ્હાર નિમંત્રણનું રક્ષણ કરવા ગયાની વાત નન્દલાલે સાંભળી. ઘેર વનલતા એકલી હતી. નન્દલાલ કાનનની પાસે બેસી વાર્તાલાપ અને કાવ્યાલોચના કરવા લાગ્યો.

સંધ્યાકાળ પછી ચાંદનીના પ્રકાશમાં અગાશીની અંદર ફરતાં નન્દલાલે વનલતાને પોતાના અંતરની વાત કહી. એ વાત સાંભળી વનલતા સ્થિર થઇ ગઇ. થોડા સમય સુધી તે કાંઇ બોલી શકી નહિ.

નન્દલાલે કહ્યું, "વનલતા! તમે મ્હને ઉત્તર આપો. મ્હેં મ્હને પોતાને તમારા ચરણોમાં અર્પણ કર્યો છે. કહો કહો વનલતા! તમે મ્હારો સ્વીકાર કરશો કે નહિ? છેલ્લા દોઢ માસથી હું હમ્મેશાં દિવસે તમારૂંજ ધ્યાન ધરૂં છું તથા રાત્રે તમનેજ સ્વપ્નમાં જોઉં છું. તમારી આશાથીજ હું જીવન ધારણ કરી રહ્યો છું. કહો, તમે મ્હારી આશા પૂર્ણ કરશો ને?"

આ વખતે વનલતાની આંખોમાં જળ ભરાઇ આવ્યું. તે રૂંધાયલા કંઠે કહેવા લાગી, "નન્દબાબુ! આપ આવી વાત મ્હને શા માટે કહો છો?! હવેથી દયા લાવી એવી વાત કહેશો નહિ. મ્હોટા બ્રાહ્મન તથા મુરબ્બી માણસને લોક જે નજરે જુએ તેજ નજરે હું આપને જોતી આવી છું! આપની પાસે હું કેટલું બધું શીખી છું-હું શિષ્ય છું અને આપ ગુરૂ છો-આજ સુધી હું આપણાં બન્નેના વચ્ચે એ સંબંધજ જાણતી હતી!"

નન્દલાલે કહ્યું, "વનલતા! તમારી ઉમ્મરમાં જે ફેર છે એ ઉપરથી તમારી એ સમજ કાંઇ ખોટી હતી એમ તો નજ કહી શકાય. હું તમારે માટે હરેક રીતે અયોગ્ય છું, પરંતુ જે અયોગ્ય હોય તેના ઉપર સામાન્ય પ્રેમ પણ ન કરી શકાય કે? હું એમ નથી કહેતો કે, આજથી તમે લયલા જેવી રીતે મજનુને ચાહતી હતી, સોરાબ જેવી રીતે રૂસ્તમને ચાહતો હતો એ ચાહ મ્હને આપો. મ્હને નહિ જેવો-સામાન્ય ચાહ મળશે તો હું બચી શકીશ. તમે મ્હારાં ગૃહિણી થાઓ. કદાચ કાળ કરે—"

વનલતા વચ્ચેજ બોલી ઉઠી, "નન્દલાલ! એ તદ્દન અશક્ય છે. આપ મ્હારી પાસે જે માગો છો તેનો અંશ સુધ્ધાં હું આપને આપી શકું તેમ નથી.

નન્દલાલે કહ્યું, "હમણાં ન બની શકે તો થોડા દિવસ પછી-".

વનલતાએ લગભગ રડતાં રડતાં કહ્યું, "આ જીવનમાં કદાપિ એ બની શકે તેમ નથી. આપ મ્હને ક્ષમા આપો. મ્હારા અપરાધને ભૂલી જાઓ. નન્દલાલ બાબુ! હું તો આમાંનું કાંઇ જાણતી નહોતી."

થોડા સમય સુધી ચુપ રહ્યા પછી નન્દલાલે કહ્યું, "વનલતા! તમેજ મ્હને ક્ષમા આપજો. મ્હારીજ ભયંકર ભુલ થઈ છે. જો કે તમને પૂછવાનો મ્હને કાંઇ અધિકાર નથી; છતાં પૂછું છું કે, તમે બીજા કોઇને—"

વનલતાએ કહ્યું, "એ વાત પૂછવાનો આપને પૂર્ણ અધિકાર છે. આપને હું મ્હારા વડિલ ભાઇ બરાબર સમજું છું." પછી વનલતાએ વિશેષ નમ્ર સ્વરે કહ્યું, "આપે જે અનુમાન કર્યું છે તે ખરૂં છે."

"વ્યક્તિ ક્યાં છે?

"વિલાયતમાં ત્રણ મહિના પછી સ્વદેશમાં આવનાર છે."

થોડા સમય સુધી ચુપ રહ્યા પછી એક ગાઢ નિઃશ્વાસ મૂકી નન્દલાલે કહ્યું, "ઠીક છે, હું હવે રજા લઉં છું." આમ કહી તે ઉઠી ઉભો થયો.

વનલતાએ પણ ઉભી થઇ કહ્યું, "જશો કે? હજી કેટલા દિવસ સુધી કલકત્તામાં રહેવાના છો?"

"હું કાલેજ ચાલ્યો જવાનો છું."

"ફુલપુર જશો કે?"

"હા, ત્યાં બે એક દિવસ રહી, કામકાજ આટોપી પુનઃ ભાગલપુર ચાલ્યો જઇશ."

ત્યાંથી પાછા ક્યારે આવશો?

"કાંઇ નક્કી નથી."

વનલતાએ પોતાનો હાથ નન્દલાલ તરફ લંબાવીને કહ્યું, "નન્દબાબુ! કહો કે, તમે મ્હને ક્ષમા આપી છે?

વિષાદનું હાસ્ય કરી નન્દલાલે કહ્યું, ઠીક, ઠીક. એ વાત કરવાની હવે જરૂર નથી. તમારા લગ્ન વખતે મ્હને ખબર આપજો, ભુલશો નહિ."

વનલતાએ આગ્રહસહિત પૂછ્યું, "કેમ! તમે આવશો કે?"

"બનશે તો આવીશ. હવે રજા લઉં છું."

વનલતા ચુપકીદીથી તેને દાદર સુધી મૂકી આવી.

બીજે દિવસે ફુલપુર જઇ નન્દલાલે સઘળી હકીકત વિનયકૃષ્ણને કહી એ હકીકત સાંભળી વિનયે કહ્યું મને લાગે છે કે આ બધું દેવકુમારનું કારસ્થાન છે! કાલે રાત્રેજ મ્હારી સ્ત્રી સાથે વાત થઈ હતી. તેણે કહ્યું હતું કે, પહેલાં એક વખત દેવકુમાર વનલતાને પરણવા માટે ઉત્તેજિત બની ગયો હતો. પરંતુ વનલતા રાજી થઇ નહોતી. એક બાળકને ન્હાનપણથીજ વનલતા પુષ્કળ ચાહે છે. તેના સિવાય બીજા કોઇની સાથે તે વિવાહ કરે તેમ નથી. એ બાળકજ મ્હારા ધારવા પ્રમાણે વિલાયત ગયો છે."

નન્દલાલે કહ્યું, "બનવા જોગ છે. દેવકુમારે પોતાને થયેલા અપમાનથી વનલતાને અપદસ્થ કરવાનો મ્હારી માર્ફત પ્રયત્ન કર્યો હોય એમજ મ્હને લાગે છે."

બીજે દિવસે વિનયકૃષ્ણે કહ્યું. "નન્દલાલભાઇ! આજે હું એક કન્યા જોઇ આવ્યો છું. તેની ઉમ્મર પંદર સોળ વર્ષની છે. વનલતા તેની આગળ કાંઇ હિસાબમાં નથી. તે એવી રૂપાળી દેખાય છે કે જાણે પાહાડીની છોકરી! શરીરનો રંગ ઉજ્વળ-ખીલતા ગુલાબ જેવો છે, દેહના પણ પ્રમાણ પુરઃસર છે. મ્હેં તેનાં સગાં પાસે તમારી વાત કાઢી એટલે તેમના હાથમાં જાણે કે આકાશનો ચંદ્ર આવ્યો હોય એવો આનંદ તેમને થયો છે. તેઓ નજીક આવેલા વીરપુર ગામમાં રહે છે. ઉત્તમ વંશ હોવા

છતાં સ્થિતિ કાળ બળયોગથી ગરીબ છે. ભાઇ ! મ્હારૂં માનો તો એ કન્યા સાથે લગ્ન કરી નાખો. મધુ સુન્દરી ભૂલી જાઓ. હવે વૃથા અફસોસ કરવાથી કાંઇ લાભ નથી."

નન્દલાલે કહ્યું, " ના ભાઇ ! મ્હારાથી હવે એ બની શકે તેમ નથી. આ જીવનમાં હું લાવણ્યમયી વનલતાને કોઇ પણ રીતે ભૂલી શકું તેમ નથી."

બે દિવસ સુધી વિનયકુંજે નન્દલાલને સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ નન્દલાલનો નિશ્ચય નજ ફર્યો. તે વિષણ્ણ વદને ભાવલપુર ચાલ્યો ગયો.

બીજે વર્ષે વનલતાના વિવાહ પ્રસંગે સગાં સંબંધી તેમજ સ્નેહીઓ તરફથી જે જે ઉપહાર સામગ્રી આવી હતી તેમાં સોનેરી બોર્ડર અને સોનેરી નામના બાઇન્ડીંગવાળું એક પુસ્તક હતું. પુસ્તકના બ્હારના આકર્ષક સૌંદર્યને લીધે સહુએ તેને ખોલી જોયું. સુંદર આર્ટપેપર ઉપર લાલરંગની શાહીથી એ પુસ્તકની અંદર ફારસી કવિતાઓ છાપેલી હતી. કોઇ તેમાંનો એક શબ્દ પણ સમજી શક્યું નહિ. હાઇકોર્ટના એક મુસલમાન વકીલે એ પુસ્તકનો પાઠોદ્ધાર કરી કહ્યું, " આ પુસ્તકમાં સઘળી પ્રેમની કવિતાઓ છે,–કવિતાઓ નવી હોય એમજ લાગે છે, અગાઉ કદાપિ વાંચવામાં આવી નથી. રચનારનું નામ પુસ્તકમાં કે કવિતાઓમાં કોઇ સ્થળે છાપેલું નથી. કેવળ એકાદ તખલ્લુસ 'ઇશ્ક દર્દી ' છે.

પાઠકો સમજી શક્યા હશે કે, એ પુસ્તક નન્દલાલ તરફથી ભેટ તરીકે આવ્યું હતું !

સંપૂર્ણ.

## સ્હેલ સપાટા

નાજમાંય-આંય સુનામાંય, ત્હમે સાબુ કાંય નથી વાપરતાં?

સુનામાંય-શું કેઉ માંય, આય અમતા એટલા સોપ નિકલઇયા છ કે કિયો સારો એ સમજાતું નથી."

* * *

એક ધાર્મિક માની કન્યા સોયદોરો પરોવાને પ્રયત્ન કરી રહી હતી. એ ત્રણ વાર નિષ્ફળ જવાથી માએ કહ્યું, "બેટા પ્રભુને ત્હને સ્હાય કરવા વિનંતિ કર."

થોડીવાર પછી સોયદોરો પાછો સોંપતા પેલી બાળકીએ કહ્યું, "મેં ત્હારા કહ્યા મુજબ કર્યું ત્યારે તેમણે કહ્યું કે આમાં મારાથી મદદ ન થશે રમતમાં કરી શકીશ."

* * *

માસ્તરઃ—કોઇ ઉપયોગી પ્રાણીનું નામ કહે.

નાતલો સાવીયો—માણસ.

* * *

દુલારામ ગાયકે થીયેટર ભાડે લીધુ ને બીજે દિવસે માલીકને કહ્યું.

"ત્હમારા થીયેટરમાં અવાજ બિલકુલ ઘુમતો નથી એ વિષે ત્હમે મ્હને પહેલેથી કેમ ન કહ્યું?"

"હમણાં ચોરી થયેલી ત્યારે ચોરાઇ ગયો હશે!" ઉતર મળ્યો.

\+ \+ \+

જજ—બાંધવા, ત્હારો મોઢા પરથી જણાય છે કે તું લુચ્ચો છે.

આરોપિ—સાહેબ એ પ્રતિબિંબ છે.

(અર્થ બરોબર કરવો)

* * *

જજ—બાંધવા મેં તને ક્યાં પણ જોયો હોય એમ લાગે છે!

કેદી—આપણે બન્નેએ સાથેજ ચોરીનો ધંધો શરૂ કરેલો!

* * *

જજ—સાત વરસની સખ્ત મજુરી...

આરોપી—(ઓળખીતાને) જરા ઘરવાળીને કહેજે કે જમવાની વાટ ન જુવે.

* * *

મેજીસ્ટ્રેટ-ત્હને જોયાનું મને ધ્યાન છે.

આરોપી-બરોબર હું ત્હમારો શરૂ થાવું ને તેથીજ ત્હમારા ડીસ્ટ્રીકટમાં હું ધંધો કરું છું.

* * *

વકીલ—આ માણસે ત્હમને Rhinocors કહ્યા પછી ત્હમે આટલા દિવસ કેમ થોભ્યા? એ વાતને તો ત્રણ વર્ષ થયાં?

ફરીયાદી—કારણ એ નામનું પ્રાણી મેં કાલેજ Zoo માં જોયું.

\+ \+ \+

વકિલ—ક્રોસ એકઝામીનેશનમાં ત્હમે બિલકુલ ન ગભરાયા તેનું કારણ શું?

ફરીયાદી—મ્હને બાર છોકરાં છે.

—સમજે ત્હેનું મોત—

* * *

ઇંગ્લીશમેન જો આગગાડીમાં હશે તો તે પોતાની છત્રી લઇ ઉતરી પડશે.

સ્કોટ જો આગગાડીમાં હશે તો તે પોતાની છત્રી ભુલીને જશે, પણ આયરીશ જો હશે તો તે ત્હમારી પણ લેતો ઉતરશે.

* * *

શેઠ—અલ્યા તેં બિયાં વાવેલાં તેનું શું થયું?

માળી—કોણ જાણે પણ તે વાવ્યાં ત્યારનાં મહમદ મીયાંના મરઘાં જાડાં થયાં છે.

(અર્થ બરાબર કરવો)

\+ \+ \+

એક ભુલકણું બેજું આરસીમાં પોતાનું પ્રતિબિંબ જોઇ બોલી ઉઠયું.

"મેં ત્હમને જોયા હોય એમ લાગે છે."

* * *

ભાડુત—ગઇ વખત મેં ઘર ખાલી કર્યું ત્યારે ઘર ધણીને રડવું આવેલું.

ઘરધણી—એમ? ત્યારે મ્હને આગળથીજ ભાડું આપો.

* * *

એક ભુલકણું બેજું ટેબલ પરથી પડી ગયું ત્યારે બોલ્યું, "અરે બારણું દેવાનું તો ભુલીજ ગયો."

—સમજે ત્હેનું મોત—

અશોક

# લીડરાવતાર માહાત્મ્ય

સંપાદક—નર્મદાશંકર વ. દ્વિવેદી

**નોંધ**—અમારા ગામના કેટલાક જુવાનીયાઓએ વૃધ્ધોને સમજાવી બન્નેનું સયુકત એક 'પરસ્પર પ્રશસક મંડળ' ઉભું કર્યું છે. આ મંડળની એક વર્ષની કારકીર્દી ઉજવવા મંડળ તરફથી કનેરીની ગુફાઓ જોવાનું રાખ્યું હતુ. તદનુસાર હું બીજાઓથી છુટો પડી બોરીવલીના ડુંગર ઉપર ચઢી I am a monarch of all I survey અનુભવી રહ્યો હતો એકાએક મારી નજર છેટે ઉડતી ભગવી ધજા ઉપર પડી. જઇને જોઉ છું તો એક યોગીરાજ જેવી દીસતી નમ્ર તેજસ્વી વ્યક્તિ સ્થિર ચિત્તે બેઠી હતી. મારાથી સ્વાભાવિક રીતેજ નમસ્કાર થઇ ગયા. કેટલીક આડી અવળી વાતચીત થયા પછી તે વ્યકિતએ મને એક અપરિચિત ભાષામા લખેલું કાગળિયું આપ્યું અને કહ્યું કે આ કાગળિયાનો ઉપયોગ વેળાસર થાય એવી તજવીજ કરવી. એ કાગળિયું સાચવીને ગજવામા મુકયા પછી હું મારી મિત્ર મડળીને આવી મળ્યો અને આ વાત ગુપ્ત રાખી. મારે મુકામે આવ્યા પછી એ કાગળિયું મે કેટલાક બહુ ભાષા જાણનારાઓને બતાવ્યું. તેમાના એકને એ ભાષાનું જ્ઞાન હોવાથી તેણે મને ગુજરાતીમા ભાષાન્તર કરી આપ્યું. જે નીચે પ્રમાણે સમાજ સમક્ષ હુ રજુ કરુ છુ. સંપાદક

## લીડરાવતાર માહાત્મ્ય

('વર્તમાન' પુરાણમાંથી બાબા બપ્પુદાસે સંગ્રહેલું)

कैलासशिखरे रम्ये गौरी पृच्छति शंकरम् ।
लीडराणांतु माहात्म्यं श्रोतुमिच्छाम्यहं प्रभो

પાર્વતીજી બોલ્યા—રમ્ય એવા કૈલાસના શિખર ઉપર એકાંતમાં બેઠેલાં ગૌરીશંકરને પુછે છે કે પ્રભુ હુ લીડરો—એટલે આગેવાનોનું (હિંદ દેશના) માહાત્મ્ય સાભળવા ઇચ્છુ છું.

शृणुदेवि प्रवक्ष्यामि लीलां रम्यांसुखप्रदाम ।
लीडराणां महापुण्यां ज्ञान-वैराग्यदायिनीम ॥२॥

શિવજી બોલ્યા—હે દેવિ, સુંદર, સુખ આપનારી, મહાન પુણ્ય થાય એવી અને જ્ઞાન વૈરાગ્યને આપનારી લીડરોની એટલે આગેવાનોની લીલા હું તને કહી સંભળાવું છું તે તમે સાંભળો.

कलियुगे भारते देशेश्वेतद्वीप समागताः ।
कोट बूट धरा लोका राज्यं कुर्वन्ति वै सुखम ॥३॥

કલિયુગમાં સફેદ ટાપુઓમાથી કોટ-બુટ ધારણ કરનારાઓ લોકો ભારત દેશમા આવીને સુખથી રાજ્ય કરશે.

भारतीयाः नराः सर्वे तेषां चरण पूजकाः ।
चाटुकाराः भविष्यन्ति श्वेताङ्गभयपीडिताः ॥

ભારતના સઘળા લોકો તેના પગ પૂજશે અને એ ગોરા વર્ણવાળાઓના ભયથી પીડાતા ભારતવાસીઓ તેમનું હમેશાં ખુશામત કરશે.

अवलोक्य दुर्दशांह्येषां भगवान्कमलापतिः ।
गाँधीनाम महात्मानं प्रेषयिष्यति भूतले ॥

આ લોકોની દુર્દશા જોઇને કમલા પતિ ભગવાન ગાંધી નામના મહાત્માને પૃથ્વી ઉપર મોકલશે.

निर्भयो सदयो गान्धी अहिंसाव्रत मुद्वहन् ।
भारतोद्धारणां कर्त्तुं तत्परो भविता लघु ॥

આ કોઇની પણ બીક વગરનો અને દયાથી ભરપૂર ગાંધી અહિંસાનું વ્રત ધારણ કરીને ભારતનો ઉધ્ધાર કરવા માટે શીઘ્ર તૈયારી કરશે.

तस्मिन् काले महादेशे भारते वायुमण्डलम् ।
क्षुब्ध मेघसमाच्छन्नं भविष्यति न संशयः ॥

આ સમયે આખા ભારત દેશનું, વાતાવરણ ક્ષુબ્ધ થઈ જશે અને આકાશ વાદળાંઓથી આચ્છાદિત બની જશે એમાં લેશ પણ સંશય નથી.

शासकाः मुह्यमानास्तु यास्यन्ति निभृतालयम् ।
पश्यन्नेवेदृशीं देशे लोकानां शुभजागृतिम् ॥

દેશમા લોકોની આવી સુંદર જાગૃતિ જોઇને રાજકર્તા મોહમા પડી નિર્જન ઘરોમાં જઇ ભરાઇ બેસશે.

अस्मिन् काले भविष्यन्ति गेहे गेहे चतुष्पथे ।
लीडराख्या. नराः सर्वे शुक्ल-खद्दर-धारिणः ॥

આ સમયને વિષે ઘેર ઘેર અને શેરીએ શેરીએ સફેદ ખાદી કહેતા પાઘડીઝભ્ભો પહેરનાર લીડર કહેતા આગેવાનો નામે મનુષ્યો જોવામા આવશે.

स्वार्थत्यागं महापुण्यं धारयन् व्रतमुत्तमम् ।
अहिंसां धारयिष्यन्ति सर्वभूतहितेरताः ॥

આ આગેવાનો સ્વાર્થ ત્યાગ કરવામાં મોટું પુણ્ય એવું માનીને અહિંસા રૂપી ઉત્તમ વ્રત ધારણ કરશે.

क्षिप्रंवद देवेश देशदुर्भाग्य दुःखिताः ।
लीडराः किं करिष्यन्ति ईदृशं व्रत मुद्वहन ॥

પાર્વતી બોલ્યાં હે, દેવેશ આવા પ્રકારનું વ્રત ધારણ કરેલા અને દેશના દુર્ભાગ્યને લીધે દુઃખ પામતા આ આગેવાનો શું કરશે તે મને ત્વરાથી કહો.

## કંઈક નવું

### ૪૨૦ વરસ પુરાનું ઘડીયાળ

ઇસ્ટ હેન્ડરેસ બર્કશાયર ગામના ચર્ચનું ભવ્ય ઘડીયાળ હમણાંજ બંધ પડયું છે અને તેની દુરસ્તીનું કામ ચલાવવામાં આવેલ છે. આ ઘડીયાળની બરોબરી કરે તેવાં બીજાં કેટલાંક ઘડીયાળો પણ અસ્તીત્વ ધરાવે છે કે, જેમાંનું એક ઘડીયાળ આઠમા હેનરીએ એન બોળીનની સાથે લગ્ન કરતાં લગ્નના દિવસે તેને આપ્યું હતું, તે હજી પણ વીન્સરકેસલમાં સારી સ્થીતીમાં ચાલે છે. તે સિવાય ઇ. ૧૫૫ માં તૈયાર કરવામાં આવેલું એક સાર્વજનીક ઘડીયાળ જુનામાં જુનું છે, અને હજી સુધીમાં તે પહેલાંની સ્થિતિમાં છે. તે વખતે સુંદર ઘડીયાળની કીંમત ૨ પાઉન્ડ ૧૫ શીલીંગ ૬ પેન્સ હતી.

### અદ્ભુત કેમેરા

ન ભૂતો ન ભવિષ્યતી એવાં વર્ણનનો એક કેમેરા બ્રીટીશ સરકારે હમણાં તૈયાર કર્યો છે અને આરમારી પ્રયોગનું નિરીક્ષણ કરવા તેનો ઉપયોગ કરવામાં આવે છે. આ કેમેરાનું વર્ણન વાંચી વિદ્વાનોની મતી પણ થોડા વખતને માટે ગુંગ થયા વગર રહે તેમ નથી. બંદુકમાંથી અતિશય વેગથી છુટનારી ગોળીઓ કિંવા સ્નાપેલ બોંબનો સ્ફોટ થઇ મોટા જહાજોના પોલાદી બખ્તર પર થનારા તેના પરીણામનું સુક્ષ્મ નિરીક્ષણ કરવા માટેજ આ કેમેરા બનાવવાનો હેતુ છે આ અદ્ભુત કેમેરામાં ફોટોગ્રાફ લેવાની એવી અસાધારણ શકતી છે કે તેનાથી એક સેકન્ડમાં જુદી જુદી જાતના પાંચ હજાર ફોટોગ્રાફ કિંવા સ્નેપશોટસ લઇ શકાય છે. એટલે કે, બંદુકની એક ગોળી એક ઠેકે ણેથી છુટી બીજે ઠેકાણે અથડાય ત્યાં સુધીમાં એક સેકન્ડ લાગે તો તેટલાજ વખતમાં બંદુકમાંથી છુટેલી ગોળી અથડાવા સુધીમાં વચ્ચે કેવી સ્થિતીમાંથી ગઈ તે તેના જુદા જુદા પાંચ હજાર આકૃતિઓથી સમજી શકાય છે.

આ કેમેરા તૈયાર કરવા માટે ચાર વરસ લાગ્યાં છે. તેનું વજન ચાર ટન છે. તેને તૈયાર કરતાં પંદર હજાર પૌંડ ખર્ચ થયો. આ કેમેરાની અંદર જે ફીલ્મ વાપરવામાં આવે છે તે હમેશાં સાધારણ કેમેરામાં વપરાતી હોય છે. આ કેમેરામાં ફીલ્મ વીંટળાવા માટે જે આડી દાંડી હોય છે તે દર મિનિટે પોતાની આસપાસ એક હજાર વખત ફરી શકે છે, અને તેટલા વખતમાં અઢાર હજાર ફીટ લાંબી ફીલ્મ પર ફોટોગ્રાફ તે વીંટળાઇ જાય છે. હાલમાં આપણે સીનેમાગૃહોમાં બબે કલાકની ફીલ્મોના જે પ્રોગ્રામ જોઈએ છીએ તે આ કેમેરાથી લેવામાં આવે તો, માત્ર બે મિનિટની અંદર લઇ શકાય. આ ઉપરથી આ કેમેરાની પ્રચંડ શકિતની કલ્પના આવી શકે છે. વિ. વ.

## મોજ—મજાહ ઈનામમાળા નં. ૭

# રૂપિયા ચોવીસનાં અઢાર ઈનામો

નીચે જણાવેલી કુપનમાં અત્યાર સુધીમાં ખ્યાતિ પામેલા

ગુજરાતી ભાષાના સારામાં સારા સ્વ. કિંવા હયાત

## પાંચ કવિઓનાં નામ

**લખી મોકલનારાઓમાં રૂા. ચોવીસનાં અઢાર ઇનામો વહેંચી આપવામાં આવશે.**

ઇનામની વિગત—રૂ. ત્રણનાં ત્રણ, રૂ. રોકડાં પાંચ બાર આનાનાં દસ મળી કુલે અઢાર ઇનામો આપવામાં આવશે. આ બધા ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતાં તેટલી કીંમતના અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે. પુસ્તકો મોકલવાનો ખરચ ઇનામ મેળવનારને શિર છે.

( કુપન વગરનાં નામ ઇનામની હરીફાઇમાં દાખલ થઇ શકશે નહિ. )

આ ઇનામમાળાનું પરિણામ

**તા. ૨૭—૬—૨૬ ના અંકમાં જાહેર કરવામાં આવશે**

કુપન તા. ૨૪—૬—૨૬ બપોરના બાર સુધી લેવામાં આવશે.

તા. ૧૩-૬-૨૬

## સારામાં સારા પાંચ કવિઓનાં નામ

૧ ૨ ૩

૪ ૫

લી. ________

ઠે. ________

________ મું.

વાર્તા, નાટક અને સિનેમાના શોખીનો માટે

## દર રવિવારે પ્રગટ થતું પત્ર

# મોજ-મજાહ

વાર્ષિક લવાજમ રૂ. ૪

બહારગામ ૪-૪-૦ દેશાવર રૂા. ૫-૦-૦

તે સિવાય દીવાળી અંક, સિનેમા અંક અને એક વાર્તાનું પુસ્તક ભેટ આપવામાં આવે છે

આજેજ ગ્રાહક થઇ ભેટનું પુસ્તક મંગાવી લ્યો.

લખોઃ-મોજ મજાહ કાર્યાલય મુંબઇ ૪.

---

## જોઈએ તો—

રૂ. સવા સાથે તમારા તનમનની દુઃખી હાલત કવરમાં બીડી મોકલી ઘેર બેઠે જ શાસ્ત્રીય ઉપાયોથી સુખી જીવનની શરૂઆત કરી જોજો.

પંડીત પરિમલ ( જ્યોતિષી વૈદ્ય ) મેળાપ—૮ થી ૧૦( રાતે )

ઘેલા મિસ્ત્રીની ચાલ ( માટુંગા ) જી. આઇ. પી. આર. ૧૨થી ૬ દરરવાલા બીલ્ડીંગ નં-૧૧ ગોલપીઠા ( મુંબાઇ )

પત્રવ્યવહાર માટુંગે કરવો.

---

## રૂ. ૩ માં ફોટો લેવાનો ગુપ્ત હેન્ડ કેમેરા

અસલી અને સસ્તા હમારે પાસેથી મંગાવો. ધોકેબાજોની નકલોથી બચો. સેજનવિદ્યા અનુસાર ફોટો ન પડે તો પૈસા પાછા દેશું, એ શરત છે. આનાથી આપ જાનવર રઇસ ફોજ બી પુરૂષ અને સુંદર મહેલ ઇમારત સીન સીનેરી બાગ બગીચા વગેરેની છબી એક સેકંડમાં કાર્ડ સાઇઝની પાડી શકો છો અને ડેવલપ લેવાની પણ જરૂર પડતી નથી કોઇ જાતનો ત્રાસ નથી વાપરવાની રીતી કેમેરા સાથે ફ્રકટ મોકલવામાં આવે છે કીમત ફક્ત કેમેરાની રૂ. ૩ ટ. ખર્ચ ના લખો—

રીતરામ લખપતિરાય એન્ડ કો. અલીગઢ સીટી ( મજાહ )

---

## બ્હેનો!

### તમારો મોતી પહેરવાનો શોખ પુરો કરો

અથવા

દેખાવમાં ટકવામાં પરાશમાં ખરાં જેવાં બસરાઇની બાજુમાં ઉભે તેવાં દામમાં સસ્તાં

### જાપાનીઝ કલ્ચર્ડ પર્લસ વાપરો

મોટા વેપારીઓ પણ જથ્થાબંધ ખરીદી જાય છે, કલ્ચર્ડ નામે ભેળસેળવાળો ખોટો માલ લઇ ઠગાવા કરતાં ખરા કલ્ચર્ડ લઇ વાપરવામાં વાંધો શું ??

### આ મોતી પણ ખાસ ઉછરેલી માછલીઓ

કુદરતી રીતે જ પેદા કરે છે

રદ્દાને ખાસ ભલામણ — મોતી પ્હેરવાનો તમારાં બૈરાંઓનો શોખ પુરો કરો-તમારા દામ બચાવો

ઘેર બેઠાં પણ માલ જોવો હોય તો બની શકશે

—લખો અથવા મળો—

### એન. ડી. શ્રોફની કું૦

ઠે. ડાયમન્ડ હાઉસ, વાચ્છા ગાંધી રોડ

ગામદેવી-મુંબાઇ નં. ૭

---

## હજાર કસોટીમાંથી પસાર!

ખાસ સાયન્ટીફીક અને અકસીર.

# "ગોલ્ડન બામ"

### દુનીઆ ઉપરનું અમુલ્ય અમૃત!

સુંદર દાબડી સહીત ફી. ફકત પાંચ આના

### ફાયદો ન થાય તો પૈસા પાછા

માથાનો દુખાવો, અધાશીશી, શરીરની કળતર, શરદી સળેખમ, સુળ, ચસકા, હરેક વાયુથી કોઇ પણ ભાગનું જકડાઇ જવું, સ્નન મારી જવું તે અથવા કમતાકાતથી ધ્રુજવું વિગેરે રોગો ઉપર આ બામ બહુ જ ઉપયોગી રામબાણ અને તાત્કાલીક છે. વૈદ્યો, ડાક્ટરો કે સાયન્ટીસ્ટોને બતાવી ખાત્રી કરો. એક વખત પાંચ આનાની જ ટીકીટો મોકલી વાપરી જુઓ. ફાયદો ન થાય તો પૈસા પાછા.

લખો—નેશનલ ફાર્મસી

ભરૂચા બીલ્ડીંગ મુંબઇ નં. ૨

# સીનેમાના સમાચાર

લખનાર-શ. ચિત્રપટ

**નવી ફિલ્મ**

શ્રી જાનકી સ્વયંવર—પૌરાણીક ચિત્રપટ. રજુ કરનાર હિન્દુસ્થાન ફિલ્મ કું.

આજે હિન્દુસ્થાનમાં જો એકજ દષ્ટિબિંદુથી ધીમું પણ સતત કામ કર્યે જતી કોઈ કંપની હોય તો તે હિન્દુસ્થાન કું. છે. ધંધાની દષ્ટિએ તેણે જે ક્ષેત્ર પસંદ કરેલું છે, તે અત્યાર સુધીમાં તેને ફલદાયી નીવડેલું છે, અને ભવિષ્યમાં પણ નીવડશે એમ આશા રહે છે. પ્રસ્તુત ફિલ્મ રામાયણના અમુક વિભાગને લઈ ઉપજાવી કહાડવામાં આવી છે; પરંતુ દિલગીરી સાથે કહેવું પડે છે કે, નવા પ્રગતિના જમાનામાં નવું કાંઈ કરી બતાવ્યું હોય એવું અમારી દષ્ટિએ પડ્યું નથી. છતાં ફોટોગ્રાફી, સેટીંગ અને લોકેશનની ચુંટણી માટે કું. ને ધન્યવાદ આપી શકાય.

**નવી ખબરો—**

કોહિનૂર—પાંચ પાંચ ફિલ્મોની જાહેરાત સાથે ટેલીફોનની તરૂણીના બેસુરા તારો સુરમાં લાવવાની તજવીજ પૂર જોશથી ચાલુ રહી છે છતાં ઢીલ કેમ થાય છે, તે સમજાતું નથી.

કૃષ્ણ—"બોલતું બુલબુલ"ની તૈયારીઓ ચાલી રહી છે.

શારદા—મી. દિવાનાની પતિઘાતિની સતી ઉર્ફે ગુણીયલ ગુલાબ પૂર્ણ થઈ છે. મી. નાનાભાઈએ તેમની લખેલી મદન રાજ્યનો પ્રભાવ દર્શાવતી મદનકળાનું મૂહુર્ત કર્યું છે.

સરસ્વતી—મી. મણીલાલ જોષીની લખેલી "દુલારી" મી. જોષી અને મી. દારાબશાહ રૈયલ આર્ટ સ્ટુડીયામાં પાડી રહ્યા છે.

રૈયલ—જુની ફિલ્મો પૂર્ણ કરવામાં આવે છે, જ્યારે મી. મિશ્ર પણ પોતાની એકાદ બે ફિલ્મ પાડવાની તૈયારી કરે છે એમ અમારા સાંભળવામાં આવ્યું છે. કહેવાય છે કે, મી. મિશ્રે પોતાની ફિલ્મની વસ્તુ તરીકે બંગાળના એક પ્રસિધ્ધ લેખકનું પુસ્તક પસંદ કરેલ છે. અમો આશા રાખીએ છીએ કે મી. મિશ્ર ઉકત લેખકને સંપૂર્ણ ઈન્સાફ આપશે.

પાયોનીયર—જાણીતા જાદુગર મી. અલ્લારખો પોતાનું સામાજિક ચિત્રપટ તૈયાર કરી રહ્યા છે અને થોડા વખતમાંજ સ્ક્રીનપર આવશે એમ સંભળાય છે.

મહારાષ્ટ્ર—પ્રહ્લાદ લગભગ પૂર્ણ થઈ છે અને થોડાં વખતમાં આવી પહોંચશે. અત્રેના મેજેસ્ટિક ઉપરના સ્ટીલફોટો પરથી પિકચર ખેંચાણકારક નીવડશે એમ આશા રાખી શકાય છે.

સૌરાષ્ટ્ર—મુંબાઈમાં ચાલી રહેલી હિલચાલ ઉપરથી સાબીત થાય છે કે હવે તો દરેક મહિનાથી 'સનમની શોધ' કરતો 'કલાબાજ આશક' આવી પહોંચશે.

આઈડીયલ ફિલ્મ કું.—આજકાલ ફાલતુ કંપનીઓને પણ કાંઈક શૂરાતન ચડ્યું હોય એમ જણાય છે. મી. જોશીએ અશોક પિકચર સર્જન કરવાનો ડિંડિમનાદ વગાડ્યો છે, ત્યારે શારદાવાળા પોલના ડાયરેકટર મી. ધનજીભાઈએ પણ "બુજબજથી ભાગ્યપરીક્ષા"ની તૈયારીઓ કરવા માંડી છે. કહેવાય છે કે, જાણીતા ફોટોગ્રાફર મી. ભોગીલાલ દવે આ ફિલ્મમાં પોતાની સંપૂર્ણ કળા બતાવવાના પ્રયાસો કરી રહ્યા છે. રૈયલની માફક શારદા પણ ફાલતુ કંપનીઓને ઉંચું સ્થાન આપી ઉન્નતિના માર્ગે ચડાવવા ઈચ્છતી હોય તો તે અભિનંદનીય છે.

ફાતમા ફિલ્મ કું.—બુલબુલે પરસ્તાન પૂર્ણ થઈ છે, તે સાથે તેણે સિનેમા આલમમાં પણ ખળભળાટ મચાવી દીધો છે. લક્ષ્મીનો કાળો ચોર કૃષ્ણના પાછલા દરવાજેથી એકાએક ઇમ્પીરીયલમાં ભરાયો, અને માધવે ઇંપીરીયલમાંથી છટકી મેજેસ્ટીકમાં પોતાની કામકુંડલાને શોધી ! ત્યારે બુલબુલે પરસ્તાન પણ કેમ રહી જાય ! કારણ કે પરસ્તાનનાં બુલબુલોને પણ એક સ્થળેથી બીજે સ્થળે ઉડવાનું મન થયું હોય તો યથા નામા તથા ગુણાઃ એ કહેવત સાર્થક થાય એમ છે. અર્થાત્ મેજેસ્ટિકના સિંહદ્વાર પર ઉડતી પરસ્તાનની બુલબુલો કૃષ્ણના બગીચામાં મોજ મારવા ઉતરી પડી હોય એમ જણાય છે. સિનેમાના આ રહસ્ય ભેદોના ભેદભરમ કોઈ સમજાવશે ?

યુનાઈટેડ પિકચર્સ સી-ડીકેટ—મી. સરપોતદારની સરદારી નીચે તોપોના બારથી વાસોટાનો કિલ્લો ગજાવતી અને બાપુ ગોખલેના ધોતીયાં ઢીલાં કરતી 'તાઈ તેલણ' આવી પહોંચી છે. જોઈએ છીએ કહેવાતી આ મહારાષ્ટ્રની જોન ઓફ આર્કે કેવું પાણી બતાવ્યું છે.

ખુશ ખબર—અત્રેના સિનેમા લાઈનના જુના અનુભવી, જાણીતા વિવેચક અને નવલકથાકાર મી. રમણીક અ મહેતાની નવલકથા 'બુજબજથી ભાગ્ય પરિક્ષા" પરથી આઈડીયલ ફિલ્મ કું. એ ફિલ્મ ઉતારવાનું શરૂ કર્યું છે. તે સિવાય અત્રેની

---

**અમારા આવતા અંકથી**

શ. રમણીક અ. મહેતાની

રસઝરતી કલમથી લખાયેલી

**તકદીરની તાસીર**

નામની

ડીટેકટીવ વાર્તા શરૂ કરવામાં આવશે.

બીજી પણ એક પ્રખ્યાત કંપની માટે મી. મ્હેતા સ્ટોરી અને સિનાર્યો લખી રહ્યા છે. સિનેમા લાઇનના આ જૂના જોગીને અમો અભિનંદન આપતાં એટલું ઇચ્છીશું કે, તેઓ પોતાનું બહોળું જ્ઞાન અને કળાનો લાભ આપી સિનેમા લાઇનમાં કંઇક નવું તત્વ ઉમેરી દેશી ઉદ્યોગને આગળ વધારવામાં સહાય કર્તા થઇ પડશે.

ગ્લોબ—ચાર્લ્સ હચીસનની સીરીયલ અફલાતુનનો બીજો હપતો ઔર રંગતમાં રજુ થાય છે. હચીસનનાં જુદી જુદી જાતનાં સાહસો અજાયબીથી પ્રેક્ષકોના મ્હોડામાં આંગળી નાંખી દે એવાં છે. તે સિવાય "વાહ બેટે"ની એક કોમેડી પણ રજુ કરી છે. હિન્દુ બાઇઓની વટ સાવિત્રી પૂર્ણિમાને દિવસે ખાસ "સતી સાવિત્રી" મુકવામાં આવી છે જે સ્ત્રીઓને ખાસ બતાવવા લાયક છે.

છેલ્લી ખબર—કોર્ટોની દોડાદોડી અને ધમાચકડીઓ પછીના પરિણામમાં કાતમા ફિલમ કો. નું બુલબુલે પરસ્તાનનું બોર્ડ મેજેસ્ટીકમાંથી અદરય થઇ કૃષ્ણ સિનેમાના દુબારા થિયેટરમાં ઝળકવા લાગ્યું છે.

---

ચાલુ છે!　　ચાલુ છે!!　　ચાલુ છે!!

# ફાતમા ફિલ્મ કું૦ની અદ્‌ભુત કૃતિ

## બુલબુલે-પરસ્તાન

કે જેમાં

મીસ જુબેદા, બેગમ ફાતમા, મીસ બ્લાંશ વ્હર્ન મેડમ ટોસકા
વગેરે વગેરે જાણીતી અને માનીતી નટીઓના સ્ટાફ
સાથે અવલથી આખર સુધી દીલ ધપકાવનારાં
બનાવોની પરંપરા અને અપુર્વ મોજ જોશો

**કૃષ્ણ સીનેમા** દુબાશ થીએટર

# એક અદના ઓરત કેટલી હિમતવાન હોય છે??

સાધારણ રખાયત હોવા છતાં પોતાના પતિદેવ સરખા એક મહાન નર માટે—કેવી—કેટલી—ઉપાધિઓ—કેવાં સાહસ—ખેડે છે ?

તે જુવો

## નાઇટેડ પીકચર્સ સીન્ડીકેટની ઐતિહાસિક ફીલમ.

ગીતા લેખક અને ડાયરેક્ટર સર—પોનદારની કલામય કૃતિ.

# તાઈ—તેલણ

શનીવાર તારીખ ૧૯ મીથી શરૂ

જરૂર આ ઇન્ડીયન જોન ઓફ આર્કને જોવા ભલામણ છે.

વખત તથા ભાવ હમેશના ચાલુ છે

## સીનેમા મેજેસ્ટીક ગીરગામ

---

આવે છે આવે છે આવે છે

મહારાષ્ટ્ર ફીલમ કંપનીની

ધાર્મિક ફીલમ

## ભકત પ્રહલાદ.

Reg. No B.



આ પત્ર તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઇ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમાં મોજ-મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે.

વર્ષ ૩ જું અંક ૧૩

છુટક નકલ એક આનો

# મોજ-મજાહ



રેબેકા





# આબરૂ જગમેં રહે તો જાન જાના કુચ્છ નહિ

બેશક દુનિયામાં સારો માણસ તેજ કહેવાય, જે જાન માટે માલ અને આબરૂ જાળવવા
માટે જાનનીએ દરકાર કરતો નથી તેવોજ

## અમારી સીરીયલનો હીરો ચાર્લ્સ હચીસન છે !

જેને વારસામાં કરોડો રૂપિઆની દોલત મળી છે, પણ તેના સ્વમાનના દામન
ઉપર, તેના કાકા ઉપર હુમલો કરનાર તરીકે જે ડાઘ તેના દુશ્મનો લગાડવા
માંગે છે, તેનાથી બચવા માટે આ સાહસો ખેડે છે

## મગરમચ્છ સાથે યુદ્ધ ! હવાઈ વિમાનપરથી કુદકો ! ચાલતી ટ્રેનપર કુદકા

## છાપરાઓ ઉપર દોડાદોડી !! દુશ્મનોનાં ભયંકર કાવત્રાં !

## લુસીની ચળવળ ! વેરનો કીનો !! જીમની નાસભાગ !!

અમે કેટલા બનાવો વર્ણવીએ—તમે ગણતા ગણતા થાકી જશો. બસ
સ્ક્રીન ઉપર જુઓ એટલે જાણશો. સાથે

## બે ભાગની એક ધુમ હસાવનારી કોમીક

# 'મારી ધણીયાણી'

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટરોડ

રખત—પા, ૭ ૮ાા, ૧૦ાા, શની રવિ ૨ાા વાગે

ભાવ—રૂા ૨, ૧ ૦ાા ૦ાા ૦ા, ૦ાઁ ટેક્ષ સાથે



જેઠ વદ ૨ ) રવિવાર તારીખ ૨૭ જુન ૧૯૨૬ (વર્ષ ૩ જું. અંક ૧૩

આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે. કોઇ જીવંત વ્યક્તિ પરથી ઉપજાવી કાઢેલાં નથી. અ મો. મ.

# યમ સાવિત્રી સંવાદ

લખનાર—રા. ભગવતરાય ટી. દવે.

—કાવ્યારંભે—

શ્રી વિઘ્નેશ સ્તવન

તોટક.

ગણ નાયક સ્હાયક દેવપતિ!
જગ ધારક પાલક સિધ્ધિ પતિ!
કર મંગલ જંગલમાં ધીપતિ!
હર સંકટ કંટક એ વિનતી.—૧

સતિ સુત! સદા સ્તત આપ અગે,
બળ બુધ્ધિ - વિશુધ્ધિ સદાય જગે;
પ્રભુ! શક્તિ સુભક્તિ યકીજ તને,
ભજવા, તજવા મદ, આપ મને.—૨

વનમાં કાષ્ટ તથા ફળફળાદિ લેવા સત્યવાન-સાવિત્રી ગયાં હતાં. સત્યવાન, સર્પદંશ થવાથી મૃત્યુ પામ્યો. તેનું મસ્તક પોતાનાં ઉછંગમાં રાખી સતિ સાવિત્રી કલ્પાંત કરતી હતી. અકસ્માત તેની દ્રષ્ટિ એક રક્તવસ્ત્રધારી, મહિષારૂઢ દૈવી વ્યક્તિ પર ગઇ. તેથી તે ભયભિત થઇ. તેને ડરતી જોઇ તે દૈવી વ્યક્તિએ કહ્યું.

ભુજંગી.

અહો પુત્રી! શાને ધરે બિક દિલે!
હું છું દેવ મૃત્યુ તણો જાણ આલે!
પતિ તુજ પામ્યો અહીં મૃત્યુ આજે,
હું આવ્યો સ્વયં તેહના જીવ કાજે.—૨

યમદેવને ઓળખવાથી સાવિત્રી તેમને પગે લાગતાં બોલી:—

ઉપજાતિ.

પ્રભુ! કૃપા આજ તમેજ કીધી,
દઇ રૂડાં દર્શન શુધ લીધી;
ઘણાં તમારે પિતુ! કિંકરો છે,
છતાં—
સ્વયં પધાર્યા કિંદ તે કહોને?—૨

યમ—(સત્યવાન પ્રતિ અંગુલિનિર્દેશ કરતાં કહે છે.)—

આનું પુરૂં આયુષ્ય આજ થાતાં,
મ્હારા દૂતો આવી ઉભા રહ્યાં'તા;
કિન્તુ રહ્યું મસ્તક તુજ અંકે,
અહીં શક્યા ના વ્રતના પ્રભાવે.—૩

કરી શકે સ્પર્શ ન ધર્મીઓને,
સદા ગ્રહે તેહ અધર્મીઓને;
ત્હારા સુપુન્યે તુજને અડ્યા ના,
આવ્યો અહીં તેથી સ્વયં હું સુના!—૪

એમ કહી યમરાજ, સત્યવાનનાં દેહમાંથી સૂક્ષ્મ જીવ ખેંચી તેને રજ્જુપાશથી બધ્ધ કરી લઇ જવા લાગ્યાં, તે જોઇ સાવિત્રી બાળિકાની માફક રડતી તેની પાછળ જઇને બોલી:—

અપૂર્ણ.



# જુબેદા

અથવા

## રહસ્યમયી રમણી

### પ્રકરણ ૧૯ મું.

મારા ક્ષુદ્ર ઓરડામાં બેસી હું ઉપરોક્ત ઘટના વિષે ચિંતા કરવા લાગ્યો. આ રહસ્યપૂર્ણ બનાવ જોઇ મારા વિસ્મયની સીમા રહી નહોતી. રાત્રિ ગંભીર થવા લાગી; પરંતુ મને નિદ્રા આવી નહિ.

એકાએક મારા ઓરડાથી થોડે દૂર કોઇ બે વ્યકિતઓ ગુપચુપ અરબ્બી ભાષામાં વાતચિત કરતી હોય એવો અવાજ આવ્યો. આવી ગંભીર રાત્રિએ તેઓ શી વાતચિત કરતા હતા, તે જાણવા મારા મનમાં કુતૂહળ ઉત્પન્ન થયું. હું ઓરડાના બારણા પાસે આવ્યો અને બરાબર કાન માંડી તેઓનો વાર્તાલાપ સાંભળવા લાગ્યો. એક વ્યકિત ઘણાજ ધીમા અવાજે બોલી:-"તું જાણતો નથી કે, આપણા પાસા હવે દિનપ્રતિદિન નબળા પડતા જાય છે! આનું કારણ સુલતાનની વડી બેગમનું મૃત્યુજ છે!"

"આહ!" મારા દિલમાંથી આશ્ચર્યના ઉદ્‌ગાર નીકળી પડયા. આ કંઠ મારો પરિચિત હતો. ખુદ વજીર સાહેબના મ્હોડામાંથી ઉપરોક્ત શબ્દો નીકળ્યા હતા.

બીજી વ્યકિત નિમ્ન સ્વરે બોલી:-"આપ જે કહો છો, તેમાં લેશ માત્ર પણ સંદેહ લાવવા જેવું નથી. સુલતાનની વડી બેગમ જ્યારે એક સાધારણ વનિતા હતી, ત્યારે આપણે એક સામાન્ય દરજ્જાના પહેરેગીરનું કામ કરતા હતા. રોશનઆરાને સુલતાનની સાથે મેળવી આપવાથીજ આપણી આ ઉન્નતિ થયેલી છે. આપ વડા વજીર બન્યા અને હું બન્યો ખોજા સરદાર! પરંતુ હવે આપણો સૌભાગ્યનો સૂર્ય અસ્તાચળ તરફ જતો દેખાય છે. આવતી કાલે આપણા ધડ પર માથાં હશે કે નહિ તે શંકા પડતી વાત છે."

વજીર બોલ્યો:-"તું જે કહે છે તે સત્ય છે. મહા દયાળુ અલ્લા આપણા પર મહેરબાની ન કરે તો, આપણું જીવન ભયમાં છે. વડી બેગમનાં મૃત્યુથી સુલતાન જો ખુરશીદની સલાહથી રાજ્ય-શાસન ચલાવશે તો આપણો નાશ થયા સિવાય રહેશે નહિ!"

"ત્યારે તેનો ઉપાય?"

"ઉપાય મેં શોધી કઢાડયો છે; પરંતુ તે વાત ત્રીજા કાને જાય તો આપણો ભેદ ફુટી જવા સાથે આપણા રાઇ રાઇ જેટલા ટુકડા થઇ જાય એવો સંભવ છે."

"શું આપને મારામાં વિશ્વાસ નથી?"

"છે, અને તેટલા માટેજ હું તારી સાથે આજે આપણા ભાવિ સુખમાં આડે આવતા કંટકનો નાશ કરવા મસલત રહ્યો છું. કહે, તું વફાદાર રહી કામ બજાવશે?"

"હુજૂર! મારા વિષે સંશય લાવવાનું કાંઇ કારણ. હું સોગંદ ખાઇને કહું છું કે, તમારી સાથે હું બેવફાઇ કરી નહિ."

"ત્યારે સાંભળ. ઉપાય કઠણ નથી. સહેલો-અત્યંત સહેલો-માત્ર તારી સહાયતાનીજ જરૂર છે. કેમ સહાયતા કરીશ કે નહિ?"

"શા માટે ન કરું? કહો, આપનો શો હુકમ છે?"

"હુકમ એટલોજ કે, "હત્યા—"

"શું! આપ સુલતાનની હત્યા કરવા કહો છો?"

"હા. વિચાર કર. સુલતાનને પકડી કારાગારમાં કેદ કરવાથી આપણો સ્વાર્થ કાંઇ સંધાય એમ નથી. આપણા પ્રતિ-સ્પર્ધિઓ પ્રલુબ્ધ લાભની ઇચ્છાએ તેને મદદ કર્યા સિવાય રહે નહિ. માટે શત્રુનું તો મૂળજ કહાડી નાખવું એ રાજનીતિના સિધ્ધાંત પ્રમાણે વર્ત્યા સિવાય બીજો કોઇ રસ્તો નથી. માત્ર એકજ તલવારના ઝટકાથી આપણું કાર્ય સિધ્ધ થઇ જશે. બોલ, આ કાર્ય કરવા તું તત્પર છે કે નહિ?"

"આપને આ કાર્યમાં બીજા કોઇ અમીર ઉમરાવની સહાયતા છે?"

"હા. બે ચાર ઉમરાવ અને તે સિવાય ખુદ શાહજાદો! શાહજાદા અબ્દુલ કરીમની ઉંમર વીશ વર્ષ ઉપર થઇ ગઇ છે અને તેને સુલતાનપદનો લોભ જાગ્યો છે. આ બધા આપણા તંત્રમાં મળેલાજ છે. માત્ર તારી મદદનીજ જરૂર છે. તારી તલવારનો એકજ ઝટકો આપણા બધાનાં ભાગ્ય ફેરવી નાખવાને પૂરતો છે."

"નહિ, મારાથી આવું નૃશંસ કાર્ય નહિ બને. મારો હાથ સુલતાન પર તલવાર ઉગામી શકશે નહિ—"

"વાહ! વાહ!! તું આવો દુર્બળ પ્રકૃતિનો હશે, એવું તો મેં આજેજ જાણ્યું! તારા હાથે જનાનખાનાની કેટલીએ રમણીઓનાં માથાં ધડથી જુદાં થઇ ગયાં છે-કેટલીએ સુરસુંદરીઓના ગળા પર તારા હાથે છુરી ફરેલી છે, તે તું ભૂલી ગયો! અને આજે કહે છે કે, સુલતાનને મારવા મારો હાથ ઉપડશે નહિ! એજ સુલતાનની આજ્ઞાથી તેં સેંકડો સ્ત્રી હત્યાનાં પાપ કર્મ કર્યાં છે-તેજ સુલતાનનો વધ કરવાથી તું નિરાપદ-માત્ર નિરાપદ નહિ પણ અતુલ ઐશ્વર્યનો અધિકારી બને છે-છતાં કહે છે કે તેનો વધ કરવાને મારો હાથ ઉપડશે નહિ! તો પછી

તારો હાથજ કેમ કાપી નાખતો નથી કે એવાં પાપ કર્મોથી તો છુટે!"

"પરંતુ સુલતાન—"

"સુલતાન પણ માણસજ છે. એક પલક માત્રમાં વિજળી માફક તલવાર ચમકાવ અને પછી જોઈ લે મજાહ!"

સરદાર ખોજો વજીરની વાત સાંભળી અનેક ક્ષણ સુધી વિચારગ્રસ્ત સ્થિતિમાં ઉભો રહ્યો. પછી બોલ્યોઃ-"હું આપની આજ્ઞા માથે ચડાવું છું. આપની યુક્તિ ઉત્તમ છે. સુલતાનનાં મૃત્યુ સિવાય આપણામાંથી કોઈનો ઉધ્ધાર થવાનો નથી. ખુદાની મહેરબાની હશે તો મારા સ્વહસ્તેજ બધું કામ પાર પાડી દઈશ. કહો, સુલતાનની એકાંતમાં મુલાકાત કયે સ્થળે થશે?"

"તે બધું મેં નક્કી કરી રાખ્યું છે. આવતી કાલે—" એટલા શબ્દો બોલતાં વજીરે ખોજાના કાનમાં ગુપ્ત સંકેતની વાત કરી દીધી અને બન્ને તે સ્થળેથી ચાલ્યા ગયા.

ત્યાર પછી કોઈનો એક શબ્દ પણ સંભળાયો નહિ. હું એકલો બિછાનામાં બેસી આ કપટ જાળ માટે વિચારવા લાગ્યો.

સુલતાનને આ બાબતની કેવી રીતે ખબર કરવી—એજ મારો ચિંતાનો વિષય હતો. મારાથી સુલતાન પાસે ઉપસ્થિત થઈ શકાય એમ નહોતું. કારણ કે હું ગુલામ હતો. એટલે જનાનખાનામાં પહોંચી આ વાતથી તેને જાણકાર કરવાનું બની શકે એમ નહોતું. આવી ચિંતામાં ને ચિંતામાં મેં સમસ્ત રાત્રિ વીતાવી. તે રાતના મને જરા પણ નિદ્રા આવી નહિ.

પ્રભાત થતાંજ હું મારા કામે લાગ્યો. અસ્ત્ર શસ્ત્રો લઈ હું સાફસુફ કરી તલવારોને સરાણ પર ચડાવવા લાગ્યો, એટલામાં સરદાર ખોજાએ મારા ઓરડામાં પ્રવેશ કર્યો. તેના મ્હોડા પરના ઉદ્વેગનાં ચિહ્નો પરથી સ્પષ્ટ સમજી શકાતું હતું કે, તેણે પણ સમસ્ત રાત્રિ વિચારગ્રસ્ત સ્થિતિમાં વીતાવી છે. તેણે મારા હાથમાં એક તલવાર આપતાં કહ્યુઃ-"એકજ ઝટકે હરણના દેહના બે કટકા થઈ જાય એવી રીતે આને ધાર કહાડી આપ."

તલવાર હાથમાં લેતાંજ મારા બન્ને હાથો થરથર ધ્રુજવા લાગ્યા. મેં કહ્યુંઃ-"હુજુર, જેવો આપનો હુકમ." પરંતુ સરદારના મુખ તરફ હું જોઈ શક્યો નહિ. કદાચિત મારા મુખ પરની સંદેહની છાયા જોઈ તે જાણી જાય એવી મારા મનમાં ધારતી રહ્યા કરતી હતી. તલવારને મેં સરાણ પર ચડાવી અને બરાબર તીક્ષ્ણ ધાર નીકળતાંજ એકવાર પરીક્ષા કરી કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના સરદાર તે લઈને ચાલ્યો ગયો.

જેમ જેમ દિવસ ચડવા લાગ્યો તેમ સુલતાનને બચાવવાના વિચારોથી મારો આત્મા તળાંપાપડ થવા લાગ્યો. આ દારૂણ ષડયંત્રની કથા હું કોઈને મ્હોડે કરી શકું એમ નહોતું. તેમ કરવા જતાં સુલતાનની પહેલાં મારાજ પ્રાણનો વધ થઈ જવાનો સંભવ હતો.

એકાએક મારા મગજમાં એક તરકીબ સુઝી આવી. તે તરકીબ પાર પડે તો સુલતાન પાસે પહોંચી જવાય એમ મેં માન્યું. મારા ઓરડાની બાજુમાં દારૂગોળાથી ભરેલો ઓરડો આવેલો હતો. મારી પાસે પણ થોડોક બંદુકનો દારૂ હતો. મેં આ દારૂગોળો ઉડાવી નાખવાનો તાબડો રચ્યો. મારી પાસેનો દારૂ મેં દારૂખાનાના ઓરડા સુધી પાથરી દીધો અને એક છેડેથી જામગરી સળગાવી ધડો હાથમાં લઈ હું કુવા તરફ જવા લાગ્યો.

આ કુવો જનાનખાનાના દરવાજા સામેજ આવેલો હતો; તે કુવા પાસે હું પહોંચું ન પહોંચું એટલામાં તો એક જબરદસ્ત ધડાકો થયો. દશે દિશાઓ ભૂકંપથી કંપતી હોય એવી દેખાવા લાગી. મારા તથા દારૂખાનાવાળા ઓરડામાંથી અગ્નિજ્વાળાઓ નીકળવા માંડી. જનાનખાનાની દેવડી પર જે પહેરેગીરો હતા તેઓ ભય વિહ્વળ બની તે તરફ દોડવા લાગ્યા. તેની સાથે અસંખ્ય કર્મચારીઓ અને સૈનિકો પણ ઉપરોક્ત ઘટના બની હતી ત્યાં જઈ પહોંચ્યા.

મેં જોયું કે, આવો સુયોગ ફરી ફરીને મળે એમ નથી. જનાનખાનાની દેવડી પર એક પહેરેગીર નહોતો. કોઈ આવતા હતા, કોઈ જતા હતા, કોઈ દોડાદોડી કરી આગ ઓલવવા માટે પ્રયત્નો કરતા હતા. આવી રીતની ગડબડનો લાભ લઈ મેં વિદ્યુત્ ગતિએ જનાનખાનાના દરવાજામાં પ્રવેશ કર્યો. થોડે દૂર જતાંજ બીજો એક દરવાજો આવ્યો. આ દરવાજો અર્ધ ખુલ્લો હતો. તેમાં હું દાખલ થઈ આગળ વધ્યો એટલે એક સુંદર રંગમહેલ મારી દૃષ્ટિએ પડ્યો. તેના દરવાજામાં પ્રવેશ કરતાં મારા મનને ધીરજ આવી કે હવે સુલતાનને મળવા માટે વિલંબ લાગશે નહિ; પરંતુ મારી એ ધારણા નિષ્ફળ નીવડી. હું જરા આગળ વધ્યો એટલે એક બીજો દરવાજો મને નડ્યો. આ દરવાજો ઉઘાડવા હું બળપૂર્વક પ્રયત્ન કરવા લાગ્યો પણ મારો શ્રમ વૃથા ગયો. દરવાજો લોહશૃંખલા બધ્ધ હતો. સુલતાનને બચાવવા આટઆટલો પ્રયત્ન કરવા છતાં કિસ્મત મારી વિરૂધ્ધમાં હતું-જનાનખાનામાં હું પ્રવેશ કરી શક્યો નહિ.

(અપૂર્ણ)

---

# હું ખુની છું!

લખનાર—રા. મુસાફર બી. એ.

નવલરાય કુલીન પિતાનો કેળવાયલો પુત્ર હતો. ગૃહશિક્ષણથી તે વ્યવહારકુશળ પણ પશ્ચિમની વિદ્યાના પોકળ પવનથી તે નગ્ન સત્યવકતા હતો. વિદ્યાર્થીજીવન દરમ્યાન સભાઓમાં થતી ચર્ચાપરથી તથા અનેક પ્રકારનાં અવલોકનથી દેશ સેવા તથા સમાજ સેવાના મંત્રો તેણે હૃદયસ્થ કર્યાં હતા. સારા કુળની કન્યા સાથે તેનો ભવ જોડાયો હતો.

( ૨ )

હૃદય એક છતાં અસમાનતા બહુ હતી. જે નવલરાયને સાલતી, છતાં નવલરાયનું ગૃહજીવન બીજાઓને ઇર્ષ્યાથી બાળતું.

( ૩ )

વાત એમ હતી કે નવલરાય દરેક જાહેર જીવનમાં નિઃસ્વાર્થ ભાગ લેતો જ્યારે નવવધુ જેવી કિશોરિ ઘેર કામકાજમાં આખોજ વખત ગુંથાઇ રહેતી. બહારની દુનીયાનો તેને અનુભવ નહોતો; પરંતુ પ્રતિદિને ગૃહકાર્યમાં નિષ્ણાત થવાથી તે જલદીથી ઝટપાઇ જવાથી તેનો ઘણો સમય બચવા લાગ્યો જેનો સદુપયોગ કરવાનું કિશોરિને કોઇ શીખવનારૂં ન્હોતું. નવલરાયને ગૃહ માટે ચિંતા ન્હોતી તેમ ઉલ્લાસ પણ ન્હોતો કારણ કે તે સમજતો હતો કે કિશોરિ તેમાં કદિ પણ રસ લેશેજ નહિ. તેનું જીવન ઉનાળામાં વહેતી કોઇ મહા નદી જેવું થઇ રહ્યું. વહેવું, વહ્યા કરવું અને ખુટવું નહિ તેમજ ન આણવાં પુર કે કોઇ પ્રકારનાં મોજાં. પોતાનાં ગૃહ જીવનમાં તેનાં જીવનમાં પુર આવતાં જાહેર સભાઓમાં. તેના હૃદયપટરૂપી શીલા પરે મોજાં અથડાતાં તેના સમાન ધર્મા-શીલા-કોઇ જાહેર જીવન ગાળતી સ્ત્રી સાથેના સહયોગમાં તથા સંવાદોમાં. કિશોરિના જીવનમાં તેને પોતાનેજ કાંઇક પુર જેવું, મોજાં જેવું લાગ્યું હતું.

જ્યારે તે પરણીને આવી ત્યારેજ પછી ન તો તેના જીવનમાં કોઇ પ્રકારનાં પુર કે ન તો તેના હૃદય કમળ પર કોઇ પણ પ્રકારનાં સંગીનતાનાં મોજાં. પુર અને મોજાં તેના મનથી સ્વપ્નાં હતાં. નિરસ-એક ગાગી-ઉપર કહ્યું તેવા શુષ્ક જીવનની સવારજ તેણે જોઇ હતી. રાત્રીનું સ્વપ્ન સત્ય હોય એ કિશોરને મન અસંભવિત હતું.

પરસ્પરના વિશ્વાસમાં દંપતિ નિશ્ચિંત હતાં.

પાંચ વર્ષનું પરણ્યું જીવન તેની સાક્ષી પુરતું.

( ૪ )

નવલરાય સાથેજ દરે પ્રકારે એકમતક થતી શ્રીમતી સરલાકુમારી જાહેર જીવનમાં અગત્યનો ભાગ ભજવતી. ઘણીવાર મળતાં નવલરાય અને સરલા, સરલા ગાગી થતા મથતી. નવલરાય તેમાં સંમત હતા.

( ૫ )

નવલ હમેશાં જમતાં, સુતાં, બેસતાં, ઉઠતાં, સરલાનાં વખાણુ કરતો અને બોલતો કે તેના જેવી સ્ત્રી ભાગ્યશાળીને હોય.

પોતા જેવાને જો એવું સ્ત્રી રત્ન હોય તો દુનિયા ઉથલાવી નાખે એટલે કે દુનિયા જે સુર્યની આસપાસ ફરે છે તેની આસપાસ સુર્યને ફેરવે અને દુનિયાને સ્થિર કરે. તો પછી હિંદ અને તેના બત્રિસ કરોડનું કલ્યાણ કરવામાં તેને શો વાંધો?

કિશોરિ આ સાંભળતી. તે કાંઇ સમજતી નહિ. રસ-જુવાની તેના ઉછળતાં પ્રચંડ કે પ્રશાન્ત મોજાં તે સમજતી નહિ. પતિ શું કરે છે તે તે જાણતી નહિ. તે જાણતી હતી માત્ર સતત મહા નદીના જળ વ્હેવાનું અને વધારામાં જેમ મહા નદીનું લક્ષ્ય કોઇ સમુદ્ર કે ઉપસાગરને મળવાનું હોય તેમ તેનું લક્ષ્ય હતું પતિ અર્થે પ્રાણ પાથરવાનું. આર્ય સ્ત્રીના સંપૂર્ણ સંસ્કારના ફલરૂપ લક્ષ્ય એજ હોઇ શકે.

નવલને વખત ન્હોતો પોતાની સ્ત્રીને પોતા જેવી કરવાનો. તે માત્ર પોતા જેવી પોતાની પત્નિ થઇ જાય-ગમે તે રીતે-તે માટે ઉપર કહેલાં વાકયો ઉચ્ચારતો.

( ૬ )

કિશોરી મુંઝાતી-પતિ કેમ છુટો થાય તે માર્ગ શોધતી-તેને એકવાર ન્યુમોન્યા થયો પણ નવલની સારવારથી મટી ગયો. મરવું કેમ તેની સમજણ તેને ન્હોતી.

( ૭ )

દેવલાલીમાં કિશોરિ તથા નવલ હવા ફેર માટે રહેલાં છે. કિશોરિનો છેલ્લો શ્વાસ ઘુંટાય છે. તે મરતી વખત કહે છે કે "નાથ, સરલા બ્હેનને પરણી સુખી થજો." નવલને વજાઘાત થાય છે. નથી રડતો પણ શુન્ય જેવો તે ઘણીવાર બેસી રહે છે. ન્હાવા માટે સગાંઓ આગ્રહ કરી રહ્યાં છે. નવલના મરતાર તરફના પ્રેમ માટે સર્વે ધન્યવાદ આપી રહ્યાં છે.

( ૮ )

મુંબઇના વડા પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ સમક્ષ આજે નવલને ઉભો કરવામાં આવ્યો છે. નવલ કહે છે કે "હું ગુનાહગાર છું-હું ખુની છું. નીતિની દ્રષ્ટિએ મેં ખુન કર્યું છે. મરનાર મરતેજ નહિ. મારી બેદરકારીથી મારા સુખ ખાતર, સગવડ તથા સન્માન ખાતર મારી પત્નિએ માનસિક વ્યથાને પરિણામે મૃત્યુને આમંત્ર્યું છે." પછી તે ઉપર જણાવેલી હકિકતનો સાર કહે છે. તે કહે છે કે "નિરોપનામાં હું બોલતો કે મને આવી પત્નિ જોઇએ અને તેવી જોઇએ. એ બાબદ મન પર લીધાનો પુરાવો મરતાર પોતાના મૃત્યુ વખતે મને "સરલાને પરણી સુખી થજો" એમ કહે છે. સરલા મારી બ્હેન છે. પણ હું બેદરકાર રહ્યો. ઘરનાં છોકરા મંદી ચારે જેવો મારો હાલ થયો છે. મેં

Charity ( સખાવત ) મારે ઘેરથી Begin ( શરૂ ) નથી કીધી. માજીસ્ટ્રેટ સાહેબ મને સેશન્સ કમિટ કરો. કાયદો ગમે તેમ હોય પણ બાર સંસ્કારી કેળવાયલા ગૃહસ્થોની જ્યુરી મને નૈતિક જીવનની દૃષ્ટિએ ખુની ઠરાવશે અને મને શાંતિ થશે કે પ્રભુ સમક્ષ હું કહીશ કે "મારા પ્રભુ તારી પાસ આવ્યા પહેલાં મેં ગુન્હો કર્યો છે એમ મને માલમ છે. પશ્ચાતાપ મંજુર કર. મને ક્ષમા આપ."

ધીક્કાર ચવલી કોર્ટ દયાથી જોઇ રહે છે. બીજા કેટલાક વિધિ પછી મેજીસ્ટ્રેટ શ્રીમાન નવલરાયને છ માસ ખાનગી કે જાહેર મેડ હાઉસમાં રાખવાનો હુકમ કરે છે અને પોતાના તરફથી દીલસોજી દર્શાવતાં તેના પતિ પ્રેમ માટે, ધન્યવાદ તથા દેશ સેવા તથા સમાજ સેવાના કાર્ય માટે પ્રશંસા કરી તેને પ્રભુ જલદીથી હિંદના જાહેર જીવનમાં રસ લેતો બનાવો એવી ઇચ્છા પ્રદર્શિત કરે છે."

"અન્યાય-અનીતિ" કહેતો નવલરાય કોર્ટમાં ફાટે ડોળે બેભાન થાય છે.

(૯)

છ માસ પછી મગજની સંપૂર્ણ હાલત ઉપર દાકટરના સર્ટીફિકેટ પરથી નવલને મેડ હોસમાંથી છુટો કરવામાં આવ્યો. પછી તે ક્યાંક ચાલ્યો ગયો, તેનો હજારો પ્રયત્નો છતાં પણ પત્તોજ લાગ્યો નહિ.

સાંભળ્યું છે કે તેણે સંન્યાસ લઇ પોતાના પૂર્વાશ્રમ જેવાઓને શોધી સત્ય રસ્તે ચડાવવાનો પ્રયત્ન આરંભ્યો છે. ભગવું પહેર્યું નથી પણ પશ્ચાતાપ રૂપી કાળાશથી તેનું જીવન બીજો કોઇ પણ રંગ લેય તે અસંભવિત અને અશક્ય છે. કિશોરી માટે ત્રણ વખત રડી ત્રિકાળ સંધ્યા કરે છે. પશ્ચાતાપ રૂપી અગ્નિથી પ્રાતઃ સાયંહોમ કરતો તથા બીજાઓને માર્ગે વાળી તેનું તર્પણ કરતો તે પ્રભુ પ્રાર્થનાથી પાપનું પ્રાયશ્ચિત કરી રહ્યો છે.

(૧૦)

તે ક્યાં છે તે હું કહીશ નહિ. કદાચ કોઇ મેજીસ્ટ્રેટ તેને મેડ હાઉસમાં મોકલે તો?

(સંપૂર્ણ)

---



# હ સા હ સ

એક ભુલકણું ભેજું ભારે વરસાદમાં પલળીને ઘેર આવ્યું ને બારણામાં ઉભેલી પત્નિને હસતાં કહ્યું, "હું મારી છત્રી ભુલી ગયો." આ વાત પણ યાદ રહી એ વિષે આશ્ચર્ય પામી પત્નિએ પૂછ્યું, "ત્હમને ક્યારે યાદ આવ્યું?"

"જ્યારે વરસાદ બંધ થયો ને છત્રી બંધ કરવાનો વખત થયો ત્યારે."

* * *

ડોક્ટર સાહેબ ઘોરતા પડ્યા હતા એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી. ઘંટડી સાંભળી ટેલીફોનનું ભુંગળું હાથમાં લીધું.

ટેલીફોન મી. નસરવાનજીનો હતો. તેમનો પુત્ર ગીની ગળી ગયો હતો.

ડાક્ટર સાહેબ એકદમ તેને ત્યાં ગયા પણ બારણામાં જ નસરવાનજી હતા તેમણે કહ્યું, "ડાક્ટર સાહેબ તરદી માફ હવે કાંઇ કામ નથી કારણ બુચાએ બે આનીજ ગળી છે! ગીની તો જડી છે.

* * *

જજ—તું ચઉદ બૈરી કેમ પરણ્યો?
આરોપી—કારણ તેર નંબર સારો નથી.

* * *

બાપ (ગુસ્સાથી)—ત્હને કેવી નિશાળ ગમે છે?
સપુત્ર—રોજ બંધ રહે તે!

* * *

ઘરધણી—ત્હમારે ભાડું કોઇ પણ રીતે આપવુંજ પડશે નહિ તો હું વસુલ કરીશ.

દાંતનો દાકટર—ભલે કાલથી હું ત્હમારો એક એક દાંત ખેંચી આપીશ.

* * *

મા—અમારો રમેશ ખરેખર બહુ હોશિયાર છે. અમે એને Zoo માં લઇ જવાનાં છીએ.

મહેમાન—એમ! અમે અમારા છોકરાને કાલેનિશાળે લઇ જવાના છીએ.

અશોક

# રાજનગર રહસ્ય

લખનાર—રા. ગુપ્તદૂત

ગુજરાતના પાટનગર ગણાતા અમદાવાદ ઉર્ફે રાજનગરના ગુપ્ત ભેદો, શ્રીમતોની વિલાસ લીલાઓ, સુફેદ બગલી જેવી દેખાતી નર્સો ઉર્ફે કુટણીઓનાં કારસ્તાન, દવસમાં દીવાની બનેલી એક શેઠાણીના જીવનનો કરૂણારસિક આબેહુબ ચિતાર, ઢોંગી ધર્મગુરૂઓને ત્યાંના અનાચારના અખાડા વગેરેથી માહિતગાર થવું હોય તો

આજને આજ આ પુસ્તક મંગાવો

કિંમત બાર આના પો. જુદું.

---

# યમરાજનો દરબાર

જગતના છળ પ્રપંચોથી આફતમાં આવી પડેલા માનવીઓની આત્મહત્યાનું રહસ્ય સમજાવતી નવલકથા એક વખત વાંચ્યા પછી પડતી મુકવી ગમશે નહિ એવી તેમાં એક પછી એક જુબાનીઓ આવેલી છે

કિં. રૂ. ૧-૮-૦

---

# શિયળની કસોટી

યાને

બેવફા દુનિયા

દગાબાજ દોસ્ત તથા પતિવ્રતા સતિની કસોટીનો આબેહુબ ચિતાર

કિં. રૂ. ૧-૮-૦

---

મુંબઈમાં બનેલો ભયંકર બનાવ

# એકજ રાતમાં બે ખૂન

આ ખુનામરકીનો ભેદ જાણવો હોય તો

# ઇશ્કનો અંજામ

અથવા

પ્યારનું પરિણા[ામ]

નામની રસિક ડીટેકટીવ નવલકથા વાંચો. એકજ રાતે મુંબઇમાં એક રાવ બહાદુરનું અને ફ્રેંચપુલ પર આવેલા વેશ્યાવાડામાં વિમળા નામની સ્ત્રીનું કેવું ભેદભરી રીતે ખૂન થાય છે, તથા ખૂની શોધવા જતાં બનેલા બનાવોમાંથી કેવી ભયાનક ભેદપરંપરા બહાર આવે છે, એ વાંચી છેવટ સુધી તમે પણ નહિ, કલ્પી શકો કે ખૂની કોણ છે? પ્રકરણે પ્રકરણે રહસ્ય અને ભેદનો ખજાનો ભરેલો છે. પૃષ્ઠ ૨૭૫ છતાં

કિંમત રૂ. ૧-૦-૦ પો. જુદું.

---

રશીયન શહેનશાહના જનાનખાનાની પોલ

મોક્ષને માટે પાપ કરો—પાપ કરો નો

પોકાર કરતા

ધર્મ ગુરૂનું ચરિત્ર જાણવું હોય તો વાંચો

# દુરાત્માનો દોરદમામ

કિંવા

## રાસ્કલ રાસપુટીન

રશિયાના આ અદ્ભુત નરનું જીવન વાંચતા તમોને ખાત્રી થશે કે, સુધરેલા દેશોમાં પણ ધર્મને નામે કેવા અનાચારો થાય છે. રાજા, મહારાજા, મહારાણીઓ વધારે શું પણ ખુદ રશિયાનાં મહારાણી ઝારીનાએ પોતાના જીવનમાં કેવો ભાગ ભજવ્યો છે, તેનો આબેહુબ ચિતાર આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે.

ચાર ચિત્રો—પૃષ્ઠ ૧૧૨

છતાં કિંમત છ આના

---

દરેક પુસ્તકનું વી. પી. ખર્ચ જુદું પડશે.

લખો—મોજ મજાહ કાર્યાલય ગીરગામ ચર્ચ સામે મુંબઇ નં. ૪.

## કંઈક નવું

### વિચિત્ર વીમો.

ફ્રાન્સની નદીઓને વીમો ઉતરાવવાની વિચિત્ર ઘેલછા લાગી છે. તેઓ પોતાના પગ, આંગળાં અને હાથનો વીમો ઉતરાવે છે. હાલમાં ન્યુયોર્ક જતી મે. રેકેલ મિસોરે ફરીથી ન લાગે એટલા માટે ત્રીસ હજાર રૂપિયાનો વીમો ઉતરાવ્યો છે!

* * *

હિન્દુસ્થાનના પૂર્વ તરફના હિન્દી મહાસાગરમાંના કેટલાક બેટોમાં એવી માછલીઓ થાય છે કે જે ઝાડપર ચડી શકે છે અને તે પરના કીડાઓને મારીને ખાઈ જાય છે!

* * *

વ્હેલ નામની માછલી સૌથી મોટી હોય છે. તેની લંબાઈ કોઈ કોઈ ૯૦ ફીટ હોય અને વજન ૭૦ ટનનું હોય છે તેની ચાલવાની ગતિ કલાકના ત્રીસ માઈલની હોય છે. એંજીનની ભાષામાં કહીએ તો ૬૫૦ હોર્સ પાવરનું એંજીન જોઈએ!

* * *

ઈશ્વરે મને સ્ત્રીનો જન્મ શા માટે આપ્યો? ઘણીવાર કેટલીક સ્ત્રીઓના મ્હોંડામાંથી એવા ઉદ્દગાર નીકળી પડે છે; પરંતુ ઘોઘા નામની માછલીની એક જાત થાય છે તેને તેવા ઉદ્દગાર કહાડવાની જરૂર પડતી નથી. કારણ કે કોઈ પણ જાતનાં દશ્ય કારણો સિવાય નર માદા બને છે જ્યારે માદા નર બની જાય છે!

* + *

ટ્યુનીસ શહેરની નજીક સલેવાના પહાડ પર એક નવી જાતનો જ્યોતિષ મહેલ બાંધવામાં આવે છે. આ મહેલ બાંધવાનો ખર્ચ બાર લાખ પચાસ હજાર પાઉંડ અડસટવામાં આવ્યો છે. મી. દીના નામના એક લખોપતિ હિન્દુ અને તેની અમેરીકન સ્ત્રી મેરી વિલ્સ આ જ્યોતિષ મહેલ બંધાવી ફ્રાંસની સરકારને ભેટ આપનાર છે આ જ્યોતિષ મહેલમાં ૧૦૫ ઈંચના પરિઘની એક દુરબીન રાખવામાં આવનાર છે. કહે છે કે પૃથ્વી પરના કોઈ પણ જ્યોતિષ ભવનમાં આટલું મોટું દુરબીન નથી. તે સિવાય બીજાં નાનાં મોટાં અનેક પ્રકારનાં દુરબીનો તથા જ્યોતિષ શાસ્ત્ર સંબંધી યંત્રો પણ ત્યાં રાખવામાં આવનાર છે. આ મહેલ લગભગ ૪૫૦૦ ફીટ ઉંચો થશે.



# લીડરાવતાર માહાત્મ્ય

સંપાદક—નર્મદાશંકર પ. દ્વિવેદી

(ગયા અંકથી સંપૂર્ણ.)

शक्नोमि वक्तं नहि लीडराणां
यथार्थ रूपं शृणुदेवि सत्यम् ।
अशेषलीला चरितानि तेषां
सहस्र-जिह्वो कथनेऽसमर्थः ॥ १३ ॥

શિવજી બોલ્યા; હે દેવિ, મારૂં સત્ય કથન તમે સાંભળો. આ આગેવાનોના યથાર્થ સ્વરૂપને વર્ણવવાની મારી શક્તિ નથી. તેમની લીલા અને તેમનાં ચરિતનો અંત છે નહિ. તેમનું વર્ણન કરવાને હજાર જીભવાળા શેષ નાગ પણ સમર્થ નથી.

प्रगृह्य चन्दाधन मप्यकातराः
स्वदेशकल्याणनिमित्तमात्रकम् ।
क्रमेण सर्व निजलालसाग्नौ
दास्यन्ति होता इव लीडरास्ते ॥ १४ ॥

સ્વદેશનું કલ્યાણ કરવાના નિમિતથી આ લોકો ફાળા ઉઘરાવી નાણું મેળવશે અને હોતાઓ જેમ અગ્નિમાં હવિ નાખે છે તેમ આ આગેવાનો ધીમે ધીમે અચકાયા વગર પોતાની લાલસાઓ રૂપી અગ્નિની તૃપ્તિ માટે તે ધનનો હોમ કરશે.

यदाकदा जेल-समागतास्ते
भूयोऽपि सर्वानपि वञ्चयन्ति ।
स्वदेशभक्तिर्ननु बाह्यदर्शनं
निजार्थसिद्धिस्तु यथार्थलक्ष्यम् ॥ १५ ॥

આ આગેવાનો કોઈ-કોઈ વાર કેદમાં જઈ આવી પછી પાછા ફરીથી તેઓ સઘળાઓને છેતરશે, સ્વદેશની ભક્તિ કરીએ છીએ એમ તેઓ બહારથી દેખાડશે, પણ તેઓનું વાસ્તવિક ધ્યેય તો સ્વાર્થ સાધવામાંજ રહેશે.

सद्धस्त्रशः भान्ति इमेव लीडराः
धूर्ताः नटाः नित्यविवर्त्तशीलाः ।
प्रवञ्चयन् सर्वजनान् समुत्सुकान्
विहाय लज्जा जयमानुवन्ति ॥ १६ ॥

અર્થાત્ લોકો પાસે જય જયકાર બોલાવશે.

कथं इमे लीडर-नाम-धारिणः
कुर्वन्ति देशस्य हितार्थसाधनम् ।
वद प्रभो श्रोतुमहं समीहे
विद्वत्क सम्भूतविचार मालाम् ॥ १७ ॥

પાર્વતીજી બોલ્યાં—હે પ્રભુ, હું આપ જેવા વિદ્વાનના મુખમાંથી નીકળતા સુવિચારો સાંભળવાની ઇચ્છા રાખું છું. આ આગેવાનો દેશનું ભલું કરવા માટે શું શું કરશે તે કહી સંભળાવો.

पुरा शुंभ निशुं भस्य सेनानी रक्तबीजकः
रावणस्य सभामध्ये ये च राक्षस पुङ्गवाः ॥१८॥
ते एव सद्यः सम्भूताः धूर्त्तलीडर संज्ञकाः ।
तैर्वञ्चितो महात्मास्तः लुप्तशक्तिर्भविष्यति ॥१९॥

શિવજી બોલ્યા—પ્રાચીન કાળમાં શુંભ નિશુંભનો સેનાપતિ રક્તબીજ હતો અને રાવણની સભામાં જે મોટા મોટા રાક્ષસો હતા તે સઘળા આજકાલ ધૂર્ત આગેવાનોના રૂપમાં ધુમી રહેલ. તેમના વડે મહાત્મા છેતરાશે અને તેની શક્તિનો નાશ થશે.

ये त्यागिनः सत्यसन्धाः तेऽपि यान्तिपराभवम् ।
नष्टे प्रभावे लोकांना शासकाः उग्रमूर्त्तयः ॥२०॥
पुनः पुनः प्रजापुञ्ज पीडयिष्यन्त्ययातराः ।
लोकानां ताडनं सम्यक् प्रेक्षयिष्यन्ति लीडराः २१

આવા ધૂર્ત લોકોને લીધે જેઓ ખરેખરા સ્વાર્થ ત્યાગી અને સત્યને વળગી રહેલા હશે તેઓ પણ પરાભવ પામશે. અને જ્યારે લોકોનો પરાભવ નાશ પામશે ત્યારે રાજકર્તાઓ ઉગ્ર સ્વરૂપ ધારણ કરશે અને વારંવાર કોઈનો પણ ડર રાખ્યા સિવાય પ્રજાને પીડયા કરશે અને આ આગેવાનો લોકોની આ દશા સારી રીતે જોયા કરશે.

दास्यामिहृदये स्थानं भारतोद्धारकल्पनां ।
न तावद्देविकल्याणि यावद्धूर्त्त लीडराः ॥२२॥
लोकान् वञ्चयिष्यन्ति भाषायन् प्रियभाषणाम् ।
धारयन् शुक्लवेशंतु हृदि हालाहलं विषन् ॥२३॥

હે દેવિ, હે કલ્યાણિ, જ્યાં સુધી આવા પ્રકારના ધૂર્ત આગેવાનો મીઠી મીઠી વાર્તા કરીને એટલે કે કર્ણપ્રિય ભાષણો આપીને, સફેદ વસ્ત્રો પહેરીને પણ તે સાથે હૃદયમાં સ્વાર્થરૂપી ઝેર રાખીને લોકોને છેતરશે ત્યાં સુધી હું ભારતના ઉદ્ધારનો વિચાર પણ નહિ કરૂં.

આ પ્રમાણે 'વર્તમાન' પુરાણમાં લીડરાવતાર વર્ણન વિભાગમાં પાર્વતી-શંકર સંવાદ નામનો પહેલો અધ્યાય સંપૂર્ણ થયો.

# તકદીરની તાસિર

લખનાર-રા. રમણિક અ. મ્હેતા

જેમ એક માણસની ખાસિયત બીજા માણસને મળતી આવતી નથી તેમ એક પ્રજાની ખાસિયત બીજી પ્રજાને મળતી આવતી નથી. એક પ્રજાના સામાજીક નિયમો ઇતર પ્રજાના સામાજીક નિયમોથી ભિન્ન હોય છે. કેટલીક વખત એમ પણ જોવામાં આવે છે કે એક પ્રજા જેને સભ્યતા લેખે છે તે બીજીજ પ્રજાની નજરમાં અસભ્યતાનું લક્ષણ ગણાય છે. દાખલા તરીકે કોઇ આદમીને ઘેર મળવા જતાં તેના ઘરમાં પ્રવેશ કરતાં માથા-પરની ટોપી કાઢી જવું એ અંગ્રેજોને મન સન્માનસૂચક કાર્ય છે જ્યારે કોઇને ત્યાં ઉઘાડે માથે જવું, એ હિંદુઓને મન અપમાન કરવા બરાબર છે. દેશના કાયદાઓ પણ દેશના ચાલતા આવતા જુના રીતરિવાજો કે આચાર વિચારને અનુસરી ઘડવામા આવે છે. એ કાયદાના બંધારણમાં સમયાનુસાર યોગ્ય ફેરફાર કરવામાં આવે છે.

ઇંગ્લાંડમાં કેદીઓને જે સ્વાતંત્ર્ય છે તે સ્વાતંત્ર્ય બીજા દેશના કેદીઓને હોતું નથી. આ બાબતમાં જો કે રૂશિયા અત્યારના સમયમાં ઇંગ્લાંડ કરતાં પણ આગળ વધી ગયું છે ખરૂં, પણ પૂર્વે રૂશિયા એટલું કેળવાયલું ન હતું; ઝારશાહીમાં તેના કાયદા ઘણા વિચિત્ર હતા. સુધરેલા દેશોની સરખામણીમાં રૂશિયનોને એટલું સ્વાતંત્ર્ય ન હતું. એક માણસના પર કોઈ ગુન્હાનો આરોપ હોય તો, તે આરોપ પુરવાર થાય ત્યાં સુધી તે માણસને નિર્દોષ માનવો, એમ અંગ્રેજી કાયદાનું એક સૂત્ર છે. રૂશિયામાં આથી ઉલટુંજ હતું. એટલે કે માણસ પોતાને નિર્દોષ પુરવાર ન કરે ત્યાં સુધી તેને ગુન્હેગાર લેખવામાં આવતો હતો. આથી ઘણીવાર નિર્દોષ માણસોને ઘણી કનડગત ભોગવવી પડતી હતી. પ્રખ્યાત રૂશિયન ડિટેક્ટીવ ડેનીલીચે, પોતાનાં બુધ્ધિબળ અને ચાતુર્યથી એક નિર્દોષ માણસને કેવી રીતે ઉગાર્યો હતો, તે પરથી રૂશિયાના પહેલાંના કાયદા કેવા દોષપૂર્ણ હતા, તે સ્પષ્ટ જણાય છે. વાસીલો ઇવાનોફ આર્કિટેકટ અને ઇજનેર હતો; તેને સારા પ્રતિષ્ઠિત માણસોમાં પિછાન હતી. અને ખંતથી કામ કરે તો તે પૈસા પેદા કરે તેમ હતો; પરંતુ, તેને ચિત્રો ચિતરવાનો ઘણો શોખ હતો. તેના એ ત્રણ ચિત્રો એટલાં તો પંકાયાં હતાં કે રૂશિયાના સેંટપીટર્સબર્ગની ન્યુ પીકચર ગેલરી-ચિત્રભવનમાં તે ચિત્રોને સ્થાન મળ્યું હતું. એ પૈસા પ્રાપ્ત થાય એવા ધંધા પાછળ જોઇએ તે કરતાં ઓછું ધ્યાન આપવા માટે અને ચિત્રવિચિત્ર, કે જેમાં કંઇ લાભ ન થાય, તેવા ધંધા પાછળ જોઇએ તે કરતાં વધારે [illegible] આપવા માટે ઇવાનોફના મિત્રો તેને ઠપકો આપતા હતા. ઇવાનોફ જુવાન હતો. જુવાનીનો ઉત્સાહ હતો. ઉમંગ હતો અને તે એક કલ્પનાપ્રિય કે રમણીય સ્વપ્નો જોનારો હતો. તેને તેની પોતાની શક્તિમાં અને પોતાના ભવિષ્યમાં અટલ શ્રધ્ધા હતી. સૃષ્ટિ સૌંદર્યમય છે. મનુષ્યો એક મહાન પિતાનાં બાળકો છે, એટલે એકમેકના બંધુઓ છે.

આવી ઉદાત્ત અને ઉદાર ભાવના તેની હતી; પરંતુ કેવળ ભાવનાથી જગતનો વ્યવહાર ચાલતો નથી. ભાવના અને કૃતિ વચ્ચે અંતર હોય તો પછી ઉત્તમ સિધ્ધાંત નકામા થઈ પડે છે. ઇવાનોફ કલ્પનાકુશળ હતો પણ વ્યવહારકુશળ ન હતો. ઇવાનોફનું માંગું મેરીઆ એલેકઝીવીના સાથે નક્કી થઈ ગયું હતું. મેરીયા સેંટપીટર્સબર્ગમાં સહુથી શ્રેષ્ઠ સ્વરૂપવાન સુંદરી મનાતી હતી. તે ઉચ્ચ કુળની હતી. તેના વડવાઓએ સારા કામ કરી કીર્તિ મેળવી હતી. આટલું છતાં લગ્ન થવામાં વિલંબ થતો હતો. વિલંબનું કારણ એ હતું કે જ્યાં સુધી ઇવાનોફ પોતાના ધંધાને ખીલવી, સારી સ્વતંત્ર આવક મેળવે નહિ ત્યાં સુધી લગ્ન કરવાં નહિ એવી કેટલાકની ડાહી શિખામણ હતી. લગ્નમાં થતી ઢીલને લીધે તેને એક પ્રકારની નિરાશા જેવું થયું. પણ એનું પરિણામ એ આવ્યું કે તેણે પોતાના ધંધા તરફ વધારે લક્ષ આપવા માંડયું. કાળજીપૂર્વક રોજગાર ચલાવવાથી તેને સારી કમાણી થવા લાગી, આથી તેના મિત્રોએ લગ્ન કરવાની સલાહ આપી, અને ઇવાનોફે પોતાની ભાવી પત્નીના સગા સંબંધીને પોતાની સુધરેલી સ્થિતિને લીધે લગ્ન કરી નાખવા કહ્યું.

ઇવાનોફને જે અંતરંગના મિત્રો હતા તેમાંના એકનું નામ રીસ્કોફ હતું. રીસ્કોફ તેનો જુનો મિત્ર હતો. તે ઘણો તવંગર હતો અને ઘણોજ વ્યવહારકુશળ હતો. ઇવાનોફ અને રીસ્કોફ બન્ને એકજ શાળામાં ભણતા હતા. શાળા છોડયા પછી કૉલેજમાં પણ તેઓ સાથેજ હતા. રીસ્કોફ, ઇવાનોફ કરતાં વયમાં મોટો હતો એટલે તેણે પોતાનો અભ્યાસ વ્હેલો પૂરો કરી નાંખ્યો હતો. આમ બન્ને વચ્ચે સારી મૈત્રી હતી.

સ્વાભાવિક રીતે ઇવાનોફ ઘણી બાબતમાં-પ્રત્યેક બાબતમાં રીસ્કોફની સલાહ લેતો અને પોતાના અંતરની વાત તેને કહેતો હતો. લગ્નની બાબતમાં પણ ઇવાનોફે પોતાના મિત્રની સલાહ પુછી. રીસ્કોફને પોતાના મિત્રના સ્વભાવની પૂરી ખબર હતી. તે સારી રીતે જાણતો હતો કે ઇવાનોફ વ્યવહારજ્ઞાનથી શૂન્ય અને ઉડાઉ સ્વભાવનો છે. આથી તેણે લગ્ન લંબાવવાની સલાહ આપી. આ નજીવી બાબત પર બન્ને વચ્ચે તકરાર પડી અને એટલે સુધી વધી ગઇ કે બન્ને જણ એક બીજાની સાથે બોલતા પણ બંધ થઇ ગયા. સેંટપીટર્સબર્ગમાં એ જાણીતી વાત થઈ પડી કે બન્ને મિત્રો એકમેકના સ્હામું જોતા નથી અને જાણવા કે [illegible] છે.

લગ્ન જલ્દી કરી નાખવા માટે ઇવાનોફ એટલો આતુર બની ગયો કે તેના સાસરાના માણસોએ, તેની માગણી કબુલ કરી અને લગ્નની હા ભણી. ધામધુમથી લગ્ન થયાં. લગ્ન અંગે

જેમ આપણામાં ન્યાતવરા વગેરે કરવા પડે છે તેવા કેટલાક ખર્ચ રૂશિયનો કરે છે, તે પણ ધામધુમથી થયાં. મેમાનોને આમંત્રણો ગયાં, મિજબાનીઓ અપાઇ; વાહવાહ થઈ. આ ધામધુમમાં અજાયબીની વાત એ હતી કે તેનો જૂનો મિત્ર રિસ્કોફ કયાંય પણ જોવામાં આવ્યો નહિ. ન તો તેણે લગ્ન પ્રસંગે દેખા દીધી કે ન તે મિજબાની વખતે જણાયો. જો કે બન્ને મિત્રો વચ્ચે બોલાચાલી થઇ હતી છતાં બધાંનું એમ ધારવું હતું કે આવા પ્રસંગે જરૂર આમંત્રણ મોકલવું જોઈતું હતું. ખયર! રીસ્કોફ આવ્યો કે ન આવ્યો, પણ લગ્ન તો પતી ગયાં. મેરીઆ રૂપવાન સાથે ગુણવાન હતી. ઇવાનોફ તેને પોતાના પ્રાણથી અધિક ચ્હાતો હતો. પરણેલાં જોડાંએ સંસારયાત્રા શરૂ કરી. આનંદમાં દિવસો જવા લાગ્યા. બધું નવું નવું એટલે કલ્પનાની સાથે સુંદર જણાવા લાગ્યું. પ્રેમનો ઉષાકાળ હોય છે પણ મનોહર. વખત કયાં જાય છે તે જણાતું નથી. સુખમય સંસાર ભાસે છે, આવવું જવું, ફરવું હરવું, નિર્દોષ આનંદ મેળવવો એમાં જીંદગીની લ્હાણ છે ખરી, પણ સદા સર્વદા સુખ એક સરખું રહેતું નથી. સંસારમાં સુખ છે તેમ તેની સાથે કેટલાંક કર્તવ્યો પણ છે. સંસાર ચલાવવો એ રહેલ નથી. તેમાં વ્યવહારકુશળતા જોઇએ. અનેક પ્રકારની ત્રેવડ જોઇએ; કહેવત છે કે ત્રાંબાની ટોયલી તેર વાનાં માગે તે પ્રમાણે અનેક વસ્તુઓનો ખપ પડે. તેને માટે નાણાંની જરૂર. ટૂંક આવકમાં આવડત હોય તો નભે નહિ તો દેવું કરવા વખત આવે. ઇવાનોફમાં એટલી આવડત ન હતી. એક વર્ષ સુખમાં ગયું પણ ત્યાર પછી નાણાની તંગી જણાવા માંડી. લોકો પૈસાને માટે ઘેર ઉઘરાણી કરવા આવવા લાગ્યા. ઇવાનોફને થોડું દેવું પણ થઇ ગયું. તેને હવે જણાવા માંડયું કે એકલા પ્રેમને લઇને કઠોર સંસાર યાત્રા કરવી એ કઠિન કાર્ય છે. આમ કેટલાક દિવસ વિત્યા બાદ ઇવાનોફને જણાયું કે હવે નાંખ્યા પહોંચે એમ નથી. અને આનો કંઇ નિવેડો લાવવો જોઇએ. માગનારા ઝાઝો વખત થોભે એમ નથી. ફરિયાદો ઠોકાશે અને આબરૂ જવાનો વખત આવશે. આ પ્રમાણે તેની સ્થિતિ ગંભીર થતી ગઇ.

જ્યારે સ્થિતિ આ હદે પહોંચી ત્યારે તેણે તેના કેટલાક મિત્રોને નાણાંની મદદ કરવા કહેણ મોકલ્યાં. તે જાતે પણ કેટલાકને મળ્યો. કેટલાકે તો તેને મદદ કરવાની સાફ ના પાડી. કેટલાક બ્હાનાં કાઢયાં. કેટલાકે પોતાની સ્થિતિ સારી ન હોવાનું જણાવ્યું. કેટલાકે નાણાં ગુંથાઇ ગયાં છે એમ બરબડયા. આમ તે ચોમેરથી નિરાશ થયો. તેની સ્થિતિ ઘણી કઢંગી હતી. તે મનમાં ઘણો મુંઝાવા લાગ્યો. શું કરવું તેની તેને સમજ પડે નહિ. ચિંતામાં ને ચિંતામાં તેનું કાળજું કોરાવા લાગ્યું. એક દહાડો બહુ કંટાળ્યો એટલે એક દારૂના પીઠામાં ગયો. ત્યાં જઇ તેણે શરાબની પ્યાલીઓ ઉડાવી. આપણે ત્યાં મદિરા લેવાને માટે ધર્મનો બાધ છે. પાશ્ચાત્ય દેશોમાં ધર્મનો બાધ નથી. એટલે તેઓ મદિરા લેવામાં નાનમ સમજતા નથી. દારૂ પીવાથી ઘણાં માઠાં પરિણામ આવે છે. શરીરને અને તે નુકશાન કરે છે. પૈસાની હાની થાય છે. એ સર્વ કબુલ, પરંતુ, આ દૂનિયાની દારૂણ ચિંતાના અસહ્ય ત્રાસમાંથી થોડીવાર મુકત થવાને માટે એના જેવો અન્ય ઉપાય નથી. દુખ્તરે અંગુરના એક આલિંગનથી ચિંતા ટળી જાય છે. ઇવાનોફ એક ફેશનેબલ બાર-પીઠામાં ગયો હતો. ત્યાં જઇ "મોજ મજાહ" ઉડાવવા લાગ્યો; કહેવા લાગ્યો.

"ભરકે પીલાદે શરાબ યાર સાકિઆ,
થોડીસી ન રહે શીશેમેં બાકી આ."

\+ * *

"આબે નાભ બી સાફ હય, શીશે પ્યાલા સાફ
મય નિર્મળ સાકી બનું હો પીનેવાલા સાફ."

જામ પર જામ ચઢાવવા માંડયાં. રગેરગમાં ચેતના જાગી. તે પોતાની ચિંતાને ભૂલી ગયો. મગજ આડે રસ્તે ચડયું. તે મોટેથી પીઠામાં બોલવા માંડયો કેઃ "આ કેવા પ્રકારનો ન્યાય! ગરીબોને ખાવાને રોટીનો ટુકડો ન મળે અને માતબર શ્રીમંતો ફેટીન દોડાવે, મોટરો હંકારે અને ગરીબોને કચડી નાખે. તેઓને ભાતભાતના સુંદર કપડાં જોઇએ, દાગિના જોઇએ, શાલ દુશાલા જોઇએ, મોટર અને મહેલો જોઇએ જ્યારે ગરિબોને ઝુંપડી પણ નહિ, દીલ ઢાંકવા ફાટયાં વસ્ત્રો પણ નહિ, ફાકવાને આટો પણ નહિ. ખરેખર આ શ્રીમંતો ગરીબોનું લોહી ચુસે છે, રૂશિયન સરકારના મોટા પગારના ઓધ્ધેદારો તેમને કચડી નાંખે છે. જ્યારે દેશનો મોટો ભાગ એકવારના પેટ પુરતા ભોજનને માટે ટળવળે છે ત્યારે એ શ્રીમંત વર્ગ મોજ શોખ અને એશઆરામ કરે છે અને નાહક દ્રવ્યના ઢગલા એકઠાં કરે છે. મને એમ થાય છે કે એવા શ્રીમંતોમાંના એકાદ એને પકડી તેમનો તોરો પીસી નાંખું."

આ શબ્દો તેણે ઇરાદાપૂર્વક ઉચ્ચાર્યા ન હતા. તેણે તેના નિશાના જોરમાં ઉચ્ચાર્યા હતા; છતાં, એક જાહેર સ્થળમાં આ પ્રમાણે બોલવું અને તે પણ રૂશિયા જેવા દેશમાં એ ખરેખર આફત વ્હોરવા સમાન હતું. જો કે તેના આ ભાષણને કોઇએ ઝાઝું મહત્વ આપ્યું ન હોત, પરંતુ, ત્યારબાદ બનેલા બનાવે તેને મહત્વ આપ્યું.

અપૂર્ણ.

---

# સીનેમાના સમાચાર

લખનાર-રા. ચિત્રપટ

## નવી ફિલ્મો

ખુલખુલે પરસ્તાન—ફાતમા ફિલ્મ કું. ની ફિલ્મ. લેખક તથા ડાયરેક્ટર મિસ ફાતમા-ફોટોગ્રાફરનું નામ નથી.

સિનેમાની આલમમાં મોટો ખળભળાટ કરનાર આ ફાતમા ફિલ્મ કમ્પનીનું આ મહાન ચિત્રપટ, અનેક મુશ્કેલીઓ ઉભી કરી, અનેકમાંથી પસાર થઇ, મેજેસ્ટીક સિનેમાનું ઠેકાણું આપી અને કૃષ્ણ સિનેમામાં દેખાયું. મિસ ફાતમા, જુબેદા અને સુલતાના આ ત્રિપુટીથી સિનેમા આલમ અજાણ નથી. લગભગ ત્રણ મહિના પહેલાં આ ફિલ્મ કંપની તરફથી જાણીતી ફિલ્મ "નિરા"ના કાર્યવાહકોને રોકવામાં આવ્યા, વસ્તુ તરીકે મીસ ફાતમાએ ખુલખુલે પરસ્તાનનો ઇતિહાસ નક્કી કર્યો, અને તેને ફિલ્મના આકારમાં મુકવા રોયલ આર્ટ સ્ટુડીયો પસંદ કરી, અનેક જાણીતી અને માનીતી દેશી અને વિદેશી નટીઓને ભેગી કરી, વસ્તુને એક પરસ્તાનના રૂપમાં ફેરવી નાખવામાં આવ્યું. શરૂઆતથી તે અંત સુધી—અનેક આદમીઓની પૂરી ખંતથી આ ચિત્રપટનો રાહ જ્યાં ત્યાં પરસ્તાન જેવોજ દેખાતો હતો; પણ કહેવાને દિલગીરી થાય છે કે, આમાં કામ કરતાં અનેક આદમીઓને તેઓના કામની ઝાંખી નહિ થવાથી-તથા ચિત્રપટ ઉપર તેઓના નામો નિશાન પણ નહિ હોવાથી-તેઓ જરા અસંતોષી બન્યા હોય તો તેમાં કાંઇ અજાયબ થવા જેવું નથી. મિસ ફાતમા એકાએક એક નટીમાંથી લેખક અને ડાયરેક્ટર થઇ જાય તે જાણી અમો ઘણાજ ખુશી થયા છીએ. અને તેમના જે કોઇ ઉસ્તાદ હોય તેમને ધન્યવાદ આપીએ છીએ.

વસ્તુ—ખુલખુલે પરસ્તાનનો પ્લોટ ઠીક છે. પણ તેને સિનારીયોના આકારમાં બરાબર મૂકાયો હોય તેમ દેખાતું નથી. વચમાં કંટાળાથી ભરપૂર સીનો ચાલ્યા જાય છે. અને ટાયટલો અપૂર્ણ તથા અસ્થાને હોઇ તદ્દન નિરસ લાગે છે.

ફોટોગ્રાફી—કોણે લીધી છે તેની ખબર આપવામાં આવી નથી, પણ જાસુસોદ્વારા ક્યારના અમો જાણતાજ હતા, કે મી• ફાળકેના શિષ્ય પાંડુરંગ તથા રોયલ આર્ટ સ્ટુડીયોના કેમેરામેન મી• રૂસ્તમ ઇરાની તથા ટ્રીક સીનો માટે મી• અરદેશર ઇરાનીએ મ્હોટી જહેમત ઉઠાવી ખરા દીલથી કામ કર્યું છે. એકંદરે ફોટોગ્રાફી ઠીક છે. મ્હોટા ભાગે ઘણીજ હાર્ડ છે. લાઇટ ઇફેક્ટસ ઠીક છે અને સિનોનું કોમ્પોઝીશન સારૂં હોઇ દરેક સીનો એક આઇનામાં મઢાવી દીવાલે મુકવા લાયક છે. સેટીંગોમાં રોયલ આર્ટવાળાં મી• ફીદા હુસેને સારી મ્હેનત કરી છે.



શ્રીયુત માણેકલાલ બી. પટેલ.

અભિનય—આ વિષય અમોને ઘણા દુઃખી હાથે લખવો પડે છે. વિદેશી નટીઓનો અભિનય બાજુ મૂકી દઇએ તો પણ ખુદ મિસ ફાતમાની એકટીંગ થોડા પ્રસંગો સિવાય પ્રશંસનિય નથી. જ્યારે મીસ જુબેદા જેવું કામ ઉત્તમ હોવું જોઇએ તે તદ્દન છોકરવાદી ભાવના દેખાડી ચિત્રપટ ઉપર સુંદર દેખાતી નથી. આના કરતાં અગાઉની બીજી ફિલ્મોમાં મીસ જુબેદાએ હિન્દી પોશાકમાં કમાલ કરી છે. મિસ પુતળીનું કામ ઠીક છે.. વળી મજાહ તો એ છે કે આ ફિલ્મમાં કામ કરતી દરેક પરીઓનો ડ્રેસ એકસરખો દેખાવાથી કોણ હલકી ને કોણ ઉંચી તેનું ભાન થતુંજ નથી.

એકંદર—આ ફિલ્મ એક રીપેક્ટેબલ ફિલ્મ તરીકે "નીરા"ની બ્હેન તરીકે ગણાય. અંદરની ખામીઓ દૂર કરી જો જોઇએ તો આ ફિલ્મ એક ફર્સ્ટ ક્લાસ નમુના રૂપે ખરેખર પરસ્તાનની કંઇ અવનવી ઝાંખી કરાવે છે. એકટરોમાં મી. વકીલ અને મી. આયવલેનું કામ સારૂં છે.

તાઇ તેલણ—યુનાઇટેડ પીકચર્સ સીન્ડીકેટની કૃતિ. લેખક તથા ડાયરેકટર મી. સરપોતદાર, ફોટોગ્રાફર, મી. પાંડુરંગ તીલગીરી અને મી. દાતે. મહારાષ્ટ્રના ઇતિહાસની પ્રસિધ્ધ વાત છે. અને મહારાષ્ટ્રીયોની ઘણી જાણીતી અને માનીતી વસ્તુ હોવાથી ઠીક ઉંચકાઇ છે.

ફોટોગ્રાફી— કંઇક નબળી માલુમ પડે છે. આશા છે કે હવે નવી મશીનરી આવવાથી કંઇક સારૂં કામ થશે

ટાઇટલ—મરાઠી સાથે ગુજરાતી કિંવા હિન્દી મૂક્યાં હોત તો સારી અસર કરત.

અભિનય—તાઇ તેલીયુ-મિસ દુર્ગા તથા પ્રતિનિધિ અને બાપુ ગોખલેનું કામ ઠીક છે.

એકંદરે વસ્તુ સારી હોવાથી લોકોનો દરોરો સારો હતો.

**નવી ખબરો—**

**બુલબુલે પરસ્તાન**—આ ફિલ્મે ઘણોજ હોહાકાર મચાવી મૂકયો હતો. ઘણાનાં મન ખાટાં થઇ ગયાં હતાં. આ ફિલ્મ મેજેસ્ટીક સિનેમામાં દેખાડવામાં આવનાર હતી. તેની જાહેર ખબરો અપાઇ હતી. પોસ્ટરો તથા સ્લાઇડો પણ દેખાડવામાં આવતાં હતાં, આમ છતાં એકાએક આ ફિલ્મ કૃષ્ણ સીનેમામાં દેખાડવામાં આવી છે. આથી મેજેસ્ટીક સિનેમા તરફથી હાઇકોર્ટમાં ઇન્જકશન માટે અરજી કરવામાં આવી હતી. વાદીની કામચલાઉ ઈન્જકશન માટેની અરજીનો ચુકાદો હાઇ કોર્ટમાં નામ૦ જજ સર લલ્લુભાઇ શાહે આપતાં જણાવ્યું હતું કે "વાદીએ કામચલાઉ ઇન્જકશન માટેનો કેસ પુરવાર કર્યો નથી. વળી બીજા પ્રતિવાદીએ બે અઠવાડીયાં સુધી ફિલ્મ દેખાડવાથી થતી આવકનો હીસાબ રાખવાનું કબુલ કર્યું છે. આ સંજોગો વચ્ચે હાલમાં કામચલાઉ ઇન્જકશન આપવાનું હું વ્યાજબી ધારતો નથી, તેથી અરજ રદ કરવામાં આવે છે."

આ ફિલ્મ જ્યારથી શરૂ થઇ ત્યારથી તે દેખાડાઇ ત્યાં સુધી અનેક બનાવો બનવા પામ્યા હતા સાંભળવા પ્રમાણે કાતમા ફિલ્મ કંપની બીજું ચિત્રપટ કાઢવા માગે છે, પણ હવે કયાં કાઢશે અને તેના કાર્યવાહકો કોણ રહેશે તેની ખબર આવી નથી.

**મી૦ માણેકલાલ બી. પટેલની મુંબઇમાં પધરામણી.**

આપણા સિનેમા આલમના માનીતા લેખક, ડાયરેકટર, કેમેરામેન તથા માલેક—મી૦ માણેકલાલ બી. પટેલ લાંબી માંદગી પછી ગયા સોમવારે અત્રે આવી પહોંચ્યા હતા. તેમને આવકાર આપવા તેમના મિત્ર મંડળ તથા તેમના સ્ટુડીયોના અને સીનેમાના સ્ટાફ તરફથી ગયા સોમવારે એક મેળાવડો કરવામાં આવ્યો હતો, જેમાં કોહીનુર કંપનીએ પણ ખરી ખંતથી ભાગ લીધો હતો.

સભાનું પ્રમુખપદ સીનેમાના જાણીતા સોલીસીટરો મેસર્સ અમરચંદ અને મંગળદાસવાળા મી. મંગળદાસે લીધું હતું. શરૂઆતમાં ભાષણો દ્વારા મી. માણેકલાલને મિત્ર મંડળોમાં-લાંબી માંદગી પછી પાછા ફર્યા માટે ધન્યવાદ તથા લાંબું આયુષ્ય ઇચ્છવામાં આવ્યું હતું, અને મી. માણેકલાલને સ્ટાફ તરફથી એક માનપત્ર સુંદર ચાંદીના કાસ્કેટમાં આપવામાં આવ્યું હતું. તેમજ સીનેમા તરફથી એક સુંદર ચાંદીનું કપ આપવામાં આવ્યું હતું તેમજ મિત્ર મંડળોએ સુંદર વાઝીસ સાથે ફુલ હારો પણ અર્પણ કર્યાં હતા. ત્યાર બાદ મી. માણેકલાલે સર્વેનો આભાર માન્યો હતો. જાણીતા લેખક મી. દવેએ ભાવના (લાગણી) ઉપર લાંબુ વિવેચન કરી મી. માણેકલાલને દીર્ઘાયુષ્ય ઇચ્છયું હતું. મી. લુહારનું ભાષણ મનનીય હતું, અને મી. હૈદરશાહની શાયરી ભાવનામય અચ્છી હતી.

આ ખુશાલીના પ્રસંગે મી ભોગીલાલ પટેલ તથા મી. માણેકલાલ તરફથી કંપનીને મશીનરી માટે રૂ. ૧૦,૦૦૦ ની ભેટ જાહેર કરવામાં આવી હતી તથા દરેક માણસોને એક વીંટી બક્ષીસ તરીકે આપી હતી. જાણીતા કુશળ નટ મી. નંદરામને સોનાનો ચાંદ એનાયત કરવામાં આવ્યો હતો અને કંપનીના જૂના ટ્રેઇનીંગ ડાયરેકટર મી. શૅાને પણ સોનાનો ચાંદ આપવામાં આવ્યો હતો. ત્યાર બાદ મ્હેમાનો રીફ્રેશમેન્ટને ઇન્સાફ આપી લગભગ પાંચ વાગે વિસર્જન થયા હતા.

**મી. માણેકલાલ**—મી. માણેકલાલ હવે અત્રે આવ્યા છે. અમોએ તેમને નિરખ્યા છે; પણ તેમના મોઢા ઉપર હજી ફિકાસ છે. તેઓ પોતાનું કાર્ય હાથમાં લે તે પહેલાં અમો તેમને વિનંતી કરીશું કે અતિ બોજો હાલ માથે ન ઉઠાવતાં યોગ્ય દેખરેખ રાખી અવારનવાર હવાફેર કરે તો સારૂં.

**કોહીનૂર ફીલ્મ કંપની**—મહિનામાં બબે ફિલ્મો કાઢતી આ કંપની હવે મહિનામાં એક પણ ફિલ્મ બ્હાર ન કાઢે તે શોચનિય છે. મી. દ્વારકાદાસ એક અચ્છા કાબેલ બીઝનેસમેન હોવા છતાં કેમ ઢીલ થાય છે તે સમજાતું નથી. સાંભળવા પ્રમાણે કોહીનુર કંપની કંઇ નવીન મેનેજમેન્ટ નીચે કામ કરનાર છે. પણ તેમાં મેનેજમેન્ટ કરનારાઓનાં નામ સાંભળી, કંપની પાછી લાઇન ઉપર આવશે કે કેમ તે સંશયાસ્પદ જણાય છે પણ છેલ્લી ખબર પ્રમાણે આ નવી કમીટીને કામ કરવાને હજુ મી. દ્વારકાદાસની સંમતી મળી નથી.

**પતિઘાતીની સતિ**—બુલબુલે પરસ્તાન મેજેસ્ટીકમાંથી ઉડી કૃષ્ણમાં ગયું. તો આ ચિત્રપટને કૃષ્ણમાંથી ઉડી ઇમ્પીરીયલમાં જવાનું મન થયું. ઉડયું પણ ખરૂં—નામ પણ લખવાની તૈયારીઓ ચાલી-પણ કોણ જાણે શા કારણે કોઇ. અદશ્ય હાથોએ કે કોઇ અન્ય વ્યક્તિએ અતિબળ વાપરી આં

ચિત્રપટને પાછું કૃષ્ણમાં ખેંચી લીધું. જો કે તેમાં મ્હેનતમાં કુસપનાં બીજ હતાં-પણ સાંભળવા પ્રમાણે તેનીજ ઉપર પાણી પડતા ઉગવાને બદલે કોહી ગયાં છે, એટલે શાન્તિ પથરાઇ રહી છે એ ખુશ થવા જેવું છે.

પાયોનિયર ફીલમ કંપનીમાં પણ મી. હાજી વઝર અથવા તો મી પાટણકર છુટા થશે, એમ એકાદ ભમતો ભૂત ઉડતી ખબર લાવ્યો છે.

રોયલ આર્ટ સ્ટુડીયોમાં પહેલી તારીખે નવા ફેરફારો થશે એમ સંભળાય છે પોતાના ચિત્રપટો નવીન શરૂ નહિ કરતાં-અન્યને ફાલતુ ચિત્રપટો પાડવા સ્ટુડીયો ભાડે દેશે એમ સાંભળવામા આવ્યુ છે.

**મી. ભવનાની**—કહેવાય છે કે કોહીનુરમાથી છુટા થઇ રોયલ આર્ટમાં પોતાનુ પિક્ચર કાઢશે.

**કોહીનુર ફિલ્મ કંપની** તરફથી કોહીનુર થીયેટ્રીકલ કંપની—મી દ્વારકાદાસની માલેકી નીચે અને મી હોમી માસ્તરના ડાયરેકશન નીચે ઇદપર ઉભી કરવામાં આવી હતી તેમા ભાગ લેના નટ અને નટીઓ એકલા કોહીનુરનાજ ન હતા પણ કૃષ્ણ અને પાયોનિયરના નટોએ પણ ભાગ લીધો હતો. નાટક જોતા પાત્રોની એન્ટ્રી તથા સીનોની સંકલના ખામી ભરેલી દેખાતી હતી નાટકના અનુભવી ડાયરેકટરના હાથે આમ થવુ જોઇતુ ન હતુ. નાટકમાં ભજવાતા ત્રીજા અંકમાં "દુધવાળો સવાદ" અને મેતા રૂપાના દેરો અને પૈસા આપી ન્યાતમાં આવવાનો ભાગ એક હિન્દુ માલેકને શોભતો નથી, આશા છે કે તે ભાગ કાઢી નાખવામાં આવશે.

**ભક્ત પ્રહ્‌લાદ**—હિન્દુસ્તાનની ફિલ્મ પાસ થઇ ગઇ છે અને મહારાષ્ટ્રની ફિલ્મ આવવાની મીજનલ પડી છે આ એકજ વસ્તુ બે કંપનીએ કાઢી તેથી શુ લાભ ?

**સરસ્વતી**—ફીલમ કંપનીની દુલારી લગભગ તૈયાર થઇ ગઇ છે.

આઇડીયલ પિકચર્સ કોરપોરેશનનુ કામ કઇક થતુ માલમ પડે છે.

**કૃષ્ણ**—બોલતુ બુલબુલ પાસ થઇ ગયું છે જ્યારે બે દીનની બાદશાહી લગભગ અર્ધે પહોચી છે અને ખુબસુરત બલાની તૈયારીઓ થાય છે

**છેલ્લી ખબર**—પ્રેસમા જતાં અમોને માલુમ પડયું છે કે આજકાલ કેટલાક ધુમાડા કાઢતા જ્વાળામુખીઓ થોડા દહાડા પહેલાં જરા ફાટી લોકોને આંજી નાખે તેવા લાવા કાઢી શાન્ત થયા હતા પણ ખબર મળી છે કે તે જ્વાળામુખીઓ પુન ધુમાડા કાઢતા જણાયા છે અને આવતી પહેલી તારીખ સુધીમા ફરી ફાટી નીકળે તેવો દેખાવ આપે છે. આ જ્વાળામુખીઓ પુર્ણ ફાટી અંદરથી અદેખાઇ-ઇર્ષા વિગેરેનો નાશ કરી પુન શાન્તિ સ્થાપે તો કઇ આ ધંધાનો માર્ગ સીધો થાય

## ગેઈટી સીનેમા.

ઓનરેબલ જસ્ટીસ સર લલ્લુભાઇ આશારામ શાહે ગયા શુક્રવારે સાંજે બોરીબંદર સ્ટેશનની સામે આવેલો મી. ડી. ડબલ્યુ. રાજાધ્યક્ષની માલેકીનો ગેઈટી સીનેમા ખુલ્લો મેલવાની ક્રીયા એક મોટા અને વગવાળા મેળાવડા સમક્ષ કરી હતી

બરાબર સાડા ૭ વાગે ઓનરેબલ જસ્ટીસ સર લલ્લુભાઇ આશારામ શાહ આવી પુગ્યા હતા. જેઓને સીનેમાના માલેકો તેમજ કર્તાકારવતાઓ તરફથી આવકાર આપવામાં આવ્યો હતો.

સીનેમાના માલેકો તરફથી મી૦ એસ વી. ભંડારકરે શરૂઆતમાં વીવેચન કરતાં; સીનેમાથી થતા લાભો સમજાવ્યા હતા. પછી તેમણે ઓન૦ સર લલ્લુભાઇ શાહને સીનેમાને ખુલ્લો મેલાયેલો જાહેર કરવાની અરજ કરી હતી.

ઓન૦ સર લલ્લુભાઇ શાહે તાળીઓના અવાજો વચ્ચે બોલતા જણાવ્યું કે, આ સીનેમાને ખુલ્લો મેલવાની ક્રીયા કરતા મને ખુશાલી થાય છે. સીનેમાથી કેળવણીની દ્રષ્ટીએ કેટલીક લાભ થાય છે, અને હુ આશા રાખું છુ કે, તેનો લાભ આપવાને આ સીનેમા સફળ નીવડે હુ આ સીનેમાને ફતેહ ઇચ્છી તેને ખુલ્લો મેલાયેલો જાહેર કરૂ છુ. (તાળીઓ)

બાદ હાજર થયેલાઓને 'ડોટરસ ઓફ ધી ડેઝરટ" યાને દુરે-ઇજીપ્ત એ નામની એક ફિલ્મ દેખાડવામા આવી હતી, તથા ઇન્ટરવલ દરમીઆન તેઓને રીફ્રેશમેન્ટ આપવામા આવ્યુ હતુ. હાજર થયેલાંઓ આખી ફિલ્મનો શો જોયા બાદ વીસરજન થયા હતા.

* * *

**લવ મી એન્ડ ધી વર્લ્ડ ઇઝ માઇન**—યુનીવર્સલે પોતાની નવી કૃતી "લવ મી એન્ડ ધી વર્લ્ડ ઇઝ માઇન" ઇ. એ ડયુપ ટન પાસે ડાયરેક્ટ કરાવી છે જે "અફેર ઓફ હેનર્સ"ની નવલકથા પરથી ઉપજાવી કાઢેલ છે. જેમા મેરી ફીલબીન અને નોરમન કેરીએ મુખ્ય પાર્ટ ભજવ્યો છે.

**એની લોરી**—જોહન રોબર્ટસનની ડાયરેકટરશીપ નીચે લીલીયન ગીશ "એની લોરી" નામની કૃતી તૈયાર કરે છે જેમા મીસ ગીશ અરસલના વખતમા સ્પેનના રાજ્યની વખતે કેલીફોર્નીઆમા કેવી હાલત હતી તેનો ખ્યાલ લાવવા ધારે છે

વીલીયમ ફોકસે બેલ બેનેટ સાથે ડેવીડ બેલાસ્કોના પ્રોડકશન "ધી લીલી"માં પાર્ટ ભજવવાનો કરાર કરેલ છે અને તે કૃતિ વીકટર સ્કર્ટઝીંગર ડાયરેકટ કરશે

કસાઇન બ્રુક ફ્લોરેન્સ વીડોરની સાથે તેની પહેલી "પેરામાઉંટ સ્ટારીંગ વેહકોલેની કૃતીમા પાર્ટ ભજવશે જે અર્નેસ્ટ વાજડની લખેલી છે.

---

# મોજ-મજાહ ઈનામમાળા નં. ૭

## રૂપિયા ચોવીસનાં અઢારે ઈનામો

નીચે જણાવેલી કુપનમાં અત્યાર સુધીમાં ખ્યાતિ પામેલા

**ગુજરાતી ભાષાના સારામાં સારા સ્વ. કિંવા હયાત.**

## પાંચ કવિઓનાં નામ

લખી મોકલનારાઓમાં રૂા. ચોવીસનાં અઢાર ઇનામો વહેંચી આપવામાં આવશે.

ઇનામની વિગત—રૂ. ત્રણનાં ત્રણ, રૂા દોઢનાં પાંચ બાર આનાના દસ મળી કુલે અઢાર ઇનામો આપવામાં આવશે. આ બધા ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતાં તેટલી કીમતનાં અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે. પુસ્તકો મોકલવાનો ખરચ ઇનામ મેળવનારને શિર છે

કુપન વગરના નામ ઇનામની હરીફાઇમા દાખલ થઇ શકશે નહિ

આ ઇનામમાળાનું પરિણામ

તા. ૪-૭-૨૬ ના અંકમાં જાહેર કરવામાં આવશે

કુપન તા. ૩૦-૬-૨૬ બપોરના બાર સુધી લેવામાં આવશે

તા. ૨૭-૬ ૨૬

## સારામાં સારા પાંચ કવિઓનાં નામ

૧ ૨ ૩

૪ ૫

લી.________

ઠે.________

________ મું. ________

## ગેઇટી સીનેમા.

ઓનરેબલ જસ્ટીસ સર લલ્લુભાઇ આશારામ શાહે ગયા શુક્રવારે સાંજે બોરીબંદર સ્ટેશનની સામે આવેલો મી૦ ટી ડબલ્યુ રાજાધ્યક્ષની માલેકીનો ગેઇટી સીનેમા ખુલ્લો મેલવાની ક્રીયા એક મોટા અને વગવાળા મેળાવડા સમક્ષ કરી હતી

બરાબર સાડા ૭ વાગે ઓનરેબલ જસ્ટીસ સર લલ્લુભાઇ આશારામ શાહ આવી પુગ્યા હતા જેઓને સીનેમાના માલેકો તેમજ કર્તાકારવતાઓ તરફથી આવકાર આપવામા આવ્યો હતો

સીનેમાના માલેકો તરફથી મી૦ એસ વી ભંડારકરે શરૂઆતમા વીવેચન કરતાં, સીનેમાથી થતા લાભો સમજાવ્યા હતા પછી તેમણે ઓન૦ સર લલ્લુભાઇ શાહને સીનેમાને ખુલ્લો મેલાયેલો જાહેર કરવાની અરજ કરી હતી

ઓન૦ સર લલ્લુભાઇ શાહે તાળીઓના અવાજો વચ્ચે બોલતા જણાવ્યુ કે આ સીનેમાને ખુલ્લો મેલવાની ક્રીયા કરતા મને ખુશાલી થાય છે સીનેમાથી કેળવણીની દ્રષ્ટીએ કેટલોક લાભ થાય છે, અને હુ આશા રાખુ છુ કે, તેવો લાભ આપવાને આ સીનેમા સફળ નીવડે હુ આ સીનેમાને ફતેહ ઇચ્છી તેને ખુલ્લો મેલાયેલો જાહેર કરૂ છુ (તાળીઓ)

બાદ હાજર થયેલાઓને 'ડોટરસ ઓફ ધી ડેઝરટ" યાને દુરે-ઇજીપ્ત એ નામની એક ફિલ્મ દેખાડવામા આવી હતી, તથા ઇ ટરવલ દરમીઆન તેઓને રીફ્રેશમેટ આપવામા આવ્યુ હતુ હાજર થયેલાઓ આખી ફિલ્મનો શો જોયા બાદ વીસર જન થયા હતા

* * *

લવ મી એન્ડ ધી વર્લ્ડ ઇઝ માઇન—યુન વર્સલે પોતની નવી કૃતી લવ મી એન્ડ ધી વર્લ્ડ ઇઝ માઇન ' ઇ એ ડયુપ ટન પાસે ડાયરેક્ટ કરાવી છે જે અફેર ઓફ ફેનલ્સ "ની નવલકથા પરથી ઉપજાવી કાઢેલ છે જેમા મેરી ફીલબીન અને નોરમન કેરીએ મુખ્ય પાર્ટ ભજવ્યો છે

એની લોરી—જોહન રોબર્ટસનની ડાયરેક્ટરશીપ નીચે લીલીયન ગીશ એની લોરી" નામની કૃતી તૈયાર કરે છે જેમા મીસ ગીશ અરસલના વખતમાં સ્પેનના રાજ્યની વખતે કેદીઓની આમાં કેવી હાલત હતી તે ત્યો લાવવા ધારે છે

વીલીયમ ફોકસે બેલ બેનેટ સાથે ડેવીડ બેલાસ્કોના પ્રોડકશન " ધી લીલી ' મા પાર્ટ ભજવવાનો કરાર કરેલ છે અને તે કૃતિ વીન્ટર સ્કટંઝીમર ડાયરેક્ટ કરશે

કલાઇવ બ્રુક ફ્લોરેન્સ વીડોરની સાથે તેની પહેલી ' પેરામાઉંટ સ્ટારીંગ વેહકીનેની કૃતીમા પાર્ટ ભજવશે જે અર્નેસ્ટ વાજડ ની લખેલી છે

— • —

## મોજ-મજાહ ઇનામમાળા નં. ૭

## રૂપિયા ચોવીસનાં અઢાર ઇનામો

નીચે જણાવેલી કુપનમાં અત્યાર સુધીમાં ખ્યાતિ પામેલા

ગુજરાતી ભાષાના સારામાં સારા સ્વ. કે વા હયાત

## પાંચ કવિઓનાં નામ

લખી મોકલનારાઓમા રૂા ચોવીસના અઢાર ઇનામો વહેચી આપવામા આવશે

ઇનામની વિગત—રૂ ત્રણનાં ત્રણ રૂા દોઢના પાંચ બાર આનાના દસ મળી કુલે અઢાર ઇનામો આપવામાં આવશે આ બધા ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતા તેટલી કીંમતના અમારી પાસેના પુસ્તકો આપવામા આવશે પુસ્તકો મોકલવાનો ખરચ ઇનામ મેળવનારને શિર છે

કુપન વગરના નામ ઇનામની હરીફાઇમા દાખલ થઇ શકશે નહિ

આ ઇનામમાળાનુ પરિણામ

તા ૪-૭-૨૬ ના અંકમાં જાહેર કરવામાં આવશે

કુપન તા ૩૦-૬-૨૬ બપોરના ૧૨ સુધી લેવામા આવશે

તા ૨૭-૬ ૨૬

## સારામાં સારા પાંચ કવિઓનાં નામ

૧ ૨ ૩

૪ ૫

લી ————

ઠે. ————

———— મુ. ————

# સરપર ગિરે પહાડ તો ફર્યાદ ક્યા કરે!

આ ઉદ્દગારો પેલી બહાદુર શુરવીર **અફલાતૂન** ની માશુક લુસી દુરાન્ટની છે!

## ૪ થું અઠવાડીયું ૬ ભાગ

જ્યારે તેણી મોતના પંજામાં સપડાય છે, અને મદદ માટે કાંફાં મારે છે. પણ તેનો ખરો ચાહનાર, સાચ્ચો પ્રેમી, બહાદુર આશક અજબ રીતે તેણીનો બચાવ કરે છે!

**સ્પીડનો ખરો મદદગાર**

તે તેનો નીમકહલાલ નોકર ગેસ્ટન છે તેના કામો ખાસ ધ્યાન ખેંચનારા છે!

**સ્પીડનો ખરો દુશમન!**

કઇ હીચકારો જીમ નથી, પરંતુ તેનાજ કાકાનો બદમાશ અને લુચ્ચો બેટો છે!

**સાહસ, સાહસ ને સાહસજ!** **પ્રાક્રમ, પ્રાક્રમ ને પ્રાકરમજ!**

**હિમ્મતનાજ કામો! બહાદુરીનાજ બનાવો!**

**બીકટ સાહસો! કઠણ મુશકીલો**

સ્ટેજ અને સ્ક્રીનના અનૂભવીઓ એક મત છે, કે, આ સીરીયલમાં પ્રસિદ્ધ અમેરીકન એક્ટર ચાર્લ્સ હચીસન પોતાના ખાસ ફાર્મમાં છે!

આ ઉપરાંત એક ધુમ હસાવનારી **બે ભાગની કોમીક** પણ તમને ખુશ કરવા રાખી છે!

# ચલતા પુર્જા

વખત—પા, ૭, ૮ાા, ૧ના શની રવિ ના વાગે

ભાવ—રૂા ૨. ૧ ાાા, ાા ા, ૦ ≈

# ગ્લોબ સીનેમા સેન્ડહસ્ટરોડ



જેઠ વદ ૯ )　　રવિવાર તારીખ ૪ થી જુલાઇ ૧૯૨૬　　( વર્ષ ૩ જુ. અંક ૧૪



# યમ સાવિત્રી સંવાદ

લખનાર-રા. ભગવતરાય ટં. દવે

( ગયા અંકથી ચાલુ )

મંદાક્રાન્ત

રે ચાલ્યા શું, રતન લઇને રંકનું આમ લુંટી ?
શાને મુને, ભવવનમહીં એકલી આમ મુકી ?
ના, ના બાપુ ! ક્રુર થવું ઘટે છેક ?દયા દારા,
છોડો છોડો, વિનવું તમને કંથ છે પ્રાણ પ્યારા –૫

યમ　　ઉપજાતિ

કલ્પાંત પુત્રી ! શિદ તું કરે છે ?
જન્મે જગે જે સહુ તે મરે છે,
ઘટમાળ પુત્રી ! જગની ફરે છે,
વિશ્વે વિના વિશ્વપતિ કરે છે —૬

અનિત્ય માયા બધી એજ જાણી,
વિનું તણી છે, તજ શોક શાણી !
અશ્રુ વહાવે શિદ નેત્રથી તું ?
ક્રિયા ઘટે જે કર ઘેર જઇ તું —૭

સાવિત્રી　　દ્રુતવિલંબિત

દિપક તો લીધો, હરી તમે,
તિમિરમાં મુને, ના જવું ગમે,
પતિ વિષે સદા, ચિત્તડું રમે,
ઘર મહીં હવે ના જવું ગમે —૮

યમ　　યદિ ગૃહે નહિ, તું જતી સતિ'
　　રહીશ આહીં તો દુઃખ છે અતિ,

સાવિત્રી　　નહિ ગમે મુને, વાસ વનનો,
　　વિરહ ના ગમે, પ્રેમી જનને

યમ　　પુષ્પિતાગ્રા

હિતુ નથી સતિ ! તું વિહીન શાને,
તદપિ ધરે હઠ છેક આમ શાને ?
ક્ષણિક વિરહ આ નથી અરેરે !
જીવન વિયોગ ન યોગ તો મળેરે —૧૦

સાવિત્રી　　ઉપજાતિ

વેદો વદે ધર્મ સુચાર આરા,
જેના પ્રભુ ! સ્તુત્ય અપાર ધારા,
જેમાં ગૃહી ધર્મ ગણાય મુખ્ય,
જનો રહે શાશ્વત જેથી સુખ —૧૧

ભુજંગી

વિના હસ્ત બે, કાર્ય શાથીજ થયે !
વિના નાથ કહો ધર્મ શું થી સધાયે !
રહો દંપતિ ધર્મ સંપુર્ણ હત,
હવે શાથી સાહિ વદો હે દાના ! —૧૨

અપૂર્ણ.

# જુબેદા
## અથવા
## રહસ્યમયી રમણી

### પ્રકરણ ૨૦ મું.

હું હાથમાં કડું પકડી ઘણુંજ બળપૂર્વક દરવાજો ઉઘાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ મહેનત અફળ ગઈ એટલે નિરૂત્સાહ બની ત્યાંજ બેસી ગયો. આવી અવસ્થામાં હતાશ ભાવે હું ચિંતા કર્યા કરતો હતો, એટલામાં દેવડીની બન્ને બાજુએ પીળા પડદા લટકતા મારી દ્રષ્ટિએ પડયા. હું પડદા પાસે ગયો. મેં તેને ખસેડી જોયા એટલે એક કાળા રંગનું કડું મારી દ્રષ્ટિએ પડયું. તે કડાને મેં ફેરવવા માંડયું અને મારી આંખની વચ્ચે લોહદ્વાર એકાએક ઉઘડી ગયું! મેં દરવાજામાં પ્રવેશ કર્યો પણ પથ એટલો તો સાંકડો હતો કે, એક માણસ પણ ભાગ્યેજ સુખરૂપ ચાલી શકે! મેં વિચાર્યું કે, સુલતાનના ઓરડામાં જવા માટે આજ ગુપ્તદ્વાર હોવું જોઈએ.

સંકીર્ણ પથ વટાવી આગળ વધતાંજ સુન્દર સુસજ્જિત ઓરડાઓ મારી દ્રષ્ટિએ પડયા. ગુલાબના ફુવારાઓ ઉડી રહ્યા હતા અને નાની નાની લતા કુંજોમાંથી મધુર સુવાસિત પુષ્પોની સુગંધ દિલને બાગ બાગ કરી દેતી હતી. આ ગૃહ અને તેની આસપાસની લતા કુંજોનું વર્ણન કરવાની મારામાં શક્તિ નથી.

કેટલીક ક્ષણ સુધી મંત્રમુગ્ધવત્ હું આ સ્વર્ગીય સૌંદર્યનું નિરીક્ષણ કરવા લાગ્યો. મારા ચક્ષુ સમીપ અપ્સરાઓનું ઉન્માદનામય દ્રશ્ય ખુલ્લું થવા લાગ્યું. ક્ષણ કાળ સુધી હું વિહ્વળ ભાવે જડવત્ ઉભો રહ્યો; પરંતુ ત્યાર પછી મેં વિચાર્યું કે, સમય અલ્પ છે અને મારે કામ વિશેષ કરવાનું છે. એમ વિચારી નકામો વખત નહિ ગુમાવતાં હું સામેની દિશાએ દોડવા લાગ્યો. કેટલા મહેલ, કેટલાં ચોગાનો વટાવી હું આગળ વધ્યો તે કહી શકતો નથી, પણ એટલું તો ખરૂં કે સુલતાનનું આ જનાનખાનું એક વિશાળ નગર જેવું હતું એમાં કોઈ જાતની શંકા લાવવા જેવું નહોતું. વળી ખૂબી તો એ હતી કે, હજી સુધી મને કોઈએ આગળ વધતો અટકાવ્યો નહોતો, તેમ મને કોઈ મળ્યું નહોતું.

આખરે સુલતાનના ખાસ મહેલ પાસે પહોંચતાંજ મને અટકાવ થયો. એક વિરાટ દેહધારી ખોજો દ્વાર રક્ષા કરતો ઉભો હતો. મારો પોષાક જોઈ તે સમજી ગયો કે હું એક ગુલામ છું. આ ખોજાને બળપૂર્વક હટાવી દઈ અંદર પ્રવેશ કરવાની મારામાં શકિત નહોતી. હબસી ખોજો યમદૂત જેવો દેખાતો હતો. મને તે એક ક્ષણ માત્રમાં ચાંચડની માફક ચોળી નાખે એમ તેના દેહ પરથી દેખાઈ આવતું હતું મને જોતાંજ તે પોતાના બાહુઓનો વિસ્તાર કરી પકડવા આગળ વધ્યો; પરંતુ હું નીચો વળી ગયો અને તેના બાહુમાં નહિ સપડાતાં એકદમ આગળ દોડવા લાગ્યો. ખોજો પણ મારી પછવાડે પડયો.

તે વખતે મને કાંઈ ભાન નહોતું. દોડતાં દોડતાં મેં વિશાળ દિવાનખાનામાં પ્રવેશ કર્યો. તેના સ્તંભો સોનેરી રંગથી રંગેલા અને કારીગરીવાળા હતા. સર્વત્ર મખમલ જડી લેવામાં આવ્યું હતું અને પ્રત્યેક બારીમાં સુગંધિત પુષ્પોનાં કુંડાં લટકતાં હતાં. દીવાનખાનાની ભીંતો જૂદી-જૂદી જાતનાં ચિત્રોથી સુશોભિત કરવામાં આવી હતી. તેનો આવો શૃંગાર જોઈ મને ખાત્રી થઈ કે, આજ સુલતાનનો ખાસ ઓરડો હોવો જોઈએ. હું જરા આગળ વધ્યો કે, એક શ્વેત સિંહાસન પર બેઠેલો સુલતાન મારી દ્રષ્ટિએ પડયો. સુલતાને બહુમૂલ્ય ચકચકીત પોષાક પહેર્યો હતો. તેની પછવાડે કૃષ્ણવર્ણી બે ખોજાઓ હાથમાં મયુર પુચ્છના પંખા લઈ તેને પવન નાખતા હતા. એટલામાં ઉન્મત્તની માફક દોડતો દોડતો હું સુલતાનની સમીપ ઉપસ્થિત થયો. મારી પછવાડે પેલો રાક્ષસના જેવો કૃષ્ણવર્ણી ખોજો બૂમ પાડતો હતો કે, "પકડો-પકડો! ગુલામ અહિં વગર રજાએ ન્હાસી આવ્યો છે!"

તેના આ શબ્દો સાંભળી એક સાથે દશ તલવારો મિયાનમાંથી બહાર આવી. બધા તલવાર ઉગામતા મારી સામે આવી ઉભા.

હું ભયવ્યાકુળ ભાવે સુલતાનના સિંહાસન પાસે જઈ, ઘુંટણીએ પડી તેને વિનતિ કરતાં કહેવા લાગ્યો, "અમ પરાક્રમી સુલતાન! દયા કરી મારી વાત એક વખત સાંભળો. મારી વાત સાંભળ્યા પછી મારી આવી બેઅદબી માટે આપને જે યોગ્ય લાગે તે શિક્ષા કરજો."

જે ખોજો મારી પછવાડે પડયો હતો તે સુલતાનને અભિવાદન કરતાં બોલ્યો:-"હુજૂર, એક દુષ્ટ ગુલામ સાહસ કરી વગર રજાએ આપની પાસે ફરિયાદ કરવા આવ્યો છે!" એટલું કહી તેણે પોતાના બન્ને હાથોમાં મને મજબૂત પકડી લીધો.

મેં ઉન્મત્તની માફક સુલતાનને આર્જવ કરતાં કહ્યું:-"નહિ, ખુદાવંદ, મારી કોઈ ફરિયાદ નથી. આપને ચેતવવા-સવેળાની ચેતવણી આપવા આવ્યો છું. મારા બોલ પર વિશ્વાસ રાખી સાવધાન થઈ જજો. આપને ખુદાના દરબારમાં મોકલી આપવાનું કાવતરૂં રચાઈ ચુકયું છે અને થોડા વખતમાંજ આપ યમસદનમાં પહોંચી જશો. માટે આપને ચેતવણી આપી આપના પ્રાણની રક્ષા માટે હું સાહસ કરીને અહિં સુધી આવ્યો છું."

મારા શબ્દો સાંભળી સુલતાન ક્રોધથી કંપિત બની જઈ કર્કશ અવાજે બોલી ઉઠયો:-"ચુપ કર નમકહરામ! વગર રજાએ મારા જનાનામાં પ્રવેશ કરી મારાજ પ્રાણવધની અમંગળ

# સુંદરી કે શાર્દુલ?

લેખકઃ-રા. વ્રજલાલ યજ્ઞેશ્વર ભટ્ટ.

ઘણા જુના કાળમાં વિલાસનગર એક સમૃધ્ધિવાન શહેર હતું. પ્રજા તે કાળમાં હોઈ શકે તેટલી મોજીલી અને શોખીન હતી, પરંતુ શહેરનો રાજા પ્રબળસિંહ એક તરંગી મનુષ્ય હતો; તેની કલ્પનાઓ આકાશ ગામી હતી; અને પછી તે શક્ય કે અશક્ય, છતાં પણ તે તેને અમલમાં મૂક્યા સિવાય રહેતો નહિ. પોતાના ગમે તેવા વિચારનો અમલ કરાવવામાં તે એટલો બધો આગ્રહી હતો કે તેના હુકમનો અનાદર કરવાની કોઈમાં તાકાત ન હતી. આથી રાજ્યની દરેક વ્યક્તિ તેના મનસ્વી સ્વભાવને અનુસરીને વર્તન કરતી; છતાં જો તેમાંની કોઈ પણ વ્યક્તિ પોતાની નિયત થએલી કક્ષામાંથી સહજ પણ વધી જાય તો તે રાજાના અપાર ગુસ્સાનો ભોગ થઈ પડતી. આ પ્રમાણે પ્રબળસિંહનો સ્વભાવ ખરેખર વિચિત્ર અને અમાનુષી હતો.

શહેરની બહાર એક વિશાળ મેદાન હતું. તેની આસપાસ ગેલેરી બાંધેલી હતી અને એક બાજુ ઓરડો હતો જેનું દ્વાર મેદાનમાં પડતું હતું. તે ઓરડા પર રાજા તથા અન્ય અમલદારોને બેસવા માટે અગાસી જેવું બનાવેલું હતું. પ્રસ્તુત ઓરડાના દ્વારની બરાબર સામે બીજા છેડા પર એવા બીજા બે ઓરડા સંયુક્ત હતા અને તે બંનેના દ્વાર એક સાથે મેદાનમાં પડતાં હતાં. ઘણે ભાગે આવા મેદાનોમાં પટા બાજી, તરવાર બાજી તથા અન્ય રમતોની હરીફાઈ થતી અને આ હરીફાઈમાં કૌશલ્ય દાખવનારા વીરોને રાજ્ય તરફથી મોટાં ઈનામો-બક્ષીસ કરવામાં આવતા. દરેક રમત વખતે રાજા તથા અન્ય રાજ્યના કામદારો વિગેરે જોવા બેસતા અને પ્રજા વર્ગના પણ ટોળેટોળાં તે જોવાનો આનંદ મેળવવા ત્યાં ઉભરાતાં આ પ્રમાણે આવું મેદાન શહેરનું એક 'મોજ-મજાહ'નું સ્થળ બની રહેતું.

પરંતુ આપણું વિલાસ નગરનું મેદાન કોઈ બીજા વિચિત્ર ઉપયોગને માટે હતું, કારણ કે પ્રબળસિંહની વિચિત્ર કલ્પનાઓનું સામ્રાજ્ય બધે પ્રસરેલું હતું. આ મેદાન એક ન્યાયની કચેરી હતી, ગુનેગારોને શિક્ષા આપવાની તથા પરાક્રમી વીરોને માન આપવાની આ જગ્યા હતી. કોઈપણ પ્રજાજન ભયંકર ગુન્હો કરે ત્યારે શહેરમાં રાજા તરફથી જાહેર કરવામાં આવતું કે 'અમુક દિવસે અમુક વખતે ગુન્હેગારનો ગામ બહારના મેદાનમાં ન્યાય થશે.'

આ પ્રમાણે નિર્મિત દિવસે જ્યારે ગુન્હેગારને મેદાનમાં લાવવામાં આવતો ત્યારે ગેલેરીમાં શહેરના લોકોની ઠઠ જામતી અને શું બને છે તે જોવા ઉત્સુક નયનોથી તેઓ મેદાનમાં જોઈ રહેતા. રાજા પ્રબળસિંહ પણ પોતાના અમલદાર વર્ગ સાથે ઉપર કહેલ અગાસીમાં આવી બેસતો. રાજાનો હુકમ થતાં તેની નીચેના ઓરડાનું દ્વાર ખોલવામાં આવતું અને તેમાંથી ગુન્હેગારને મેદાનમાં હાજર કરવામાં આવતો. ત્યારબાદ તે ગુન્હેગારને સીધા જઈ સામેના બે દ્વારમાંનું એક ઉઘાડવું પડતું. તેને ગમે તે દ્વાર તે ઉઘાડે તેમાં અંતરાય ન હતો. તે સાથે તેને કોઈ પણ જાતની ચેતવણી કે સૂચના પણ અપાતી નહિ. એમાંથી એક ઉઘાડતાં તેમાંથી ભૂખ્યો ભયંકર શાર્દુલ-વાઘ ધસી આવતો અને એકજ પંજે મારી ક્ષણ માત્રમાં ગુન્હેગારનો ભક્ષ કરી જતો. અને આજ તેના ગુન્હાની સાબિતી અને શિક્ષા હતી. ગુન્હેગારનો આ પ્રમાણે ન્યાય થતાં પ્રેક્ષકોમાં શોકની છાયા છવાઈ રહેતી અને સર્વજનો દિલગીર થઈ પોતપોતાના યથોચિત સ્થાને જવા વિખરાઈ જતા.

પરંતુ જો ગુન્હેગાર બીજું દ્વાર ઉઘાડતો તો તેમાંથી એક રૂપગુણ સંપન્ન યુવાન સ્ત્રી બહાર આવતી. ગુન્હેગારને લાયકની કુમારીની શોધ કરી રાજાના હુકમથી તેને ખાસ ત્યાં રાખવામાં આવતી હતી અને " તેની નિર્દોષતા માટે, તે કુમારી સાથે ત્યાંજ તેના લગ્ન કરી આપવામાં આવતાં, પછી તે ગુન્હેગાર પુરૂષને સ્ત્રી હોય યા ન હોય! અને મનસ્વી પ્રબળસિંહની ઇચ્છાથી વિરૂધ્ધ કોઈ કંઈ કરી શકતું નહિ તે વખતે રાજાની નીચેના ઓરડામાંથી ધર્મગુરૂ બહાર આવતા અને તે સ્ત્રી પુરૂષનો તેજ સ્થળે હસ્ત મેળાપ કરી કુલહાર વિગેરે આપી લગ્ન વિધિ ત્યાંજ સમાપ્ત કરતા. આ પ્રસંગે લોકોના આનંદનો અવધિ થતો અને સ્ત્રીઓના મંગળ ગીતો વચ્ચે સર્વ આનંદમાં વિસર્જન થતાં.

આવી રીતે પ્રબળસિંહની ન્યાય આપવાની રીત વિચિત્રજ હતી. કયા દ્વારમાંથી સુંદરી નિકળશે કે કયા દ્વારમાંથી શાર્દુલ નિકળશે તે ખબર પડી શકતી નહિ. કોઈ દિવસ આ બારણામાંથી વાઘ નિકળે તો કોઈક વખત વળી તેજ દ્વારમાંથી સુંદરી નિકળે, આથી ગુન્હેગારનો બધો આધાર નસીબ પર રહેતો અને તેની નિર્દોષતા કે દોષિતતા પણ નસીબનાજ હાથમાં હતી. ટુંકામાં નસીબ એજ તેનો ન્યાયાધિશ! વાઘવાળું દ્વાર ઉઘાડે તો દોષિત અને તેની શિક્ષા પણ તેજ સ્થળે; અને જો સુંદરી વાળું દ્વાર ઉઘાડે તો તે નિર્દોષ પૂરવાર થાય અને તેનો સારે બદલો પણ તેજ જગ્યા પર.

આ પ્રયોગ હવે લોકોમાં જાણીતો થઈ ગયો હતો. ગુન્હેગારનું ભવિષ્ય જોવા નાગરીકોની મેદની જ્યારે મેદાનની ગેલેરીમાં મળતી ત્યારે તેઓ મૃત્યુ જોશે કે લગ્ન, તે બાબત તેઓનાં મનમાં પહેલેથી ગડમથલ થઈ રહેતી, અને આ અનિશ્ચિતતા લોકોની પ્રબળ આતુરતા વધારતી અને તેથી લોકોના મનમાં એક પ્રકારનો ગૂઢ આનંદ થતો.

આ વિચિત્ર રાજા પ્રબળસિંહને એક સુંદર ગુલાબની કળી સરખી સુકુમાર કુંવરી હતી, પ્રબળસિંહના તે પ્રાણ સમાન હતી. તેના ચંદ્ર સમાન શીતળ વદનનું તે જ્યારે અવલોકન કરતો ત્યારે તે વાત્સલ્ય ભાવમાં એટલો બધો ગરકાવ થઈ જતો કે તેને

બીજું કંઈ ભાન રહેતું નહિ, અને ખરેખર કુંવરી પણ હતી સ્વર્ગની સુંદરી સમાન. પ્રબળસિંહનો એક સરદાર ધીરસિંહ, મહાપ્રતિભાશાળી પુરૂષ હતો; તેનું સૌંદર્ય અને તેજ જોનારને તેના તરફ પ્રેમભાવ આણ્યા વિના રહેતાં નહિ. તેની મોહક મૂર્તિએ કુમારીના હૃદયને જીત્યું હતું, કુમારીના પ્રેમનો તે ઉમેદવાર હતો અને કુમારીએ પણ તેના હૃદયના અવાજને ઝીલ્યો હતો. કેટલાક મહિના સુધી તો આ પ્રણયીઓનું પ્રેમ નાટક શાંતિથી ચાલ્યું, પણ આખરે રાજ ખટપટનો ભોગ તે બંને થઇ પડ્યાં, કોઇ ઇર્ષાખોર સરદારે આ જોયું, રાજાને પણ વાત કરી અને પછી તો પુછવુંજ શું ? તેનો ઉન્માદી સ્વભાવ એકદમ સતેજ થયો તેનો પિત્તો ઉછળી આવ્યો, એક નજીવા કુળહીન સરદાર સાથે તેની પુત્રી આ વર્તન કરે તે તેનાથી ન સહેવાયું. ધીરસિંહને એકદમ કેદ કરવામાં આવ્યો અને મેદાનમાં તેના ન્યાય માટે દિવસ નિર્મિત થયો. આ એક ખરેખર રસિક કિસ્સો હતો, મેદાનમાં શું બને છે તે જોવા સર્વ આતુર હતાં, કારણ કે આ એક ભયંકર ગુનો હતો અને તેનું પરિણામ શું આવશે તે એક કોયડો હતો.

રાજાના હુકમથી રાજ્ય સેવકોને ભયંકરમાં ભયંકર ઘાતકી અને સ્થૂળ વાઘની શોધમાં મોકલવામાં આવ્યા અને સાથે સાથે બીજા ઉચ્ચ કોટીના માણસોને સુંદરમાં સુંદર કોઇ કુમારીકાને શોધી લાવવા હુકમ મળ્યો કે જેથી જો ધીરસિંહ વાઘના સપાટામાં ન આવે તો તેનાં લગ્ન તેજ કુમારીકા સાથે થઇ શકે.

આખરે મુકરર કરેલ દિવસ આવી પહોંચ્યો. શહેરના દરેક ખુણામાંથી લોકો મેદાન તરફ આવવા લાગ્યા અને સારી જગા મેળવવા મારામારી કરવા લાગ્યા. મેદાનની ગેલેરી ખીચોખીચ લોકોથી ભરાઇ ગઇ, કેટલાક બિચારા દુર્બળ માણસો જગ્યા ન મળવાથી બહારની દિવાલ પર ગોઠવાઇ ગયા. જાણે મહાન મેળો ભરાયો હોય તેવો ભાસ ત્યાં થવા લાગ્યો. રાજા તથા અધિકારીઓ પણ અગાસીમાં ન્યાયાધિશ દ્વારોની જોડી (?) સામે બીરાજેલા હતા, રાજકુમારીને બેસવા માટે પણ ગોઠવણ કરવામાં આવી હતી. કારણ કે આજનો દિવસ ખલાસ થતાં પહેલાં પોતાના હૃદય રમણની શી દશા થશે તે જોવા તેનું હૃદય વેદના મિશ્રિત આતુરતાથી ધડકતું હતું.

સર્વ તૈયારી થઇ ચુકી હતી. હુકમ અપાયો, દ્વાર ઉઘડ્યું અને રાજકુમારીના પ્રેમી ધીરસિંહને મેદાનમાં લાવવામાં આવ્યો. તેનું લાંબુ કદાવર શરીર, ભરાવદાર તથા પ્રભાવશાળી અને તેજસ્વી મુખારવિંદ જોઇ પ્રેક્ષક વર્ગના મન પર એક અજબ આંચકો થયો હોય તેમ લાગ્યું. પ્રેક્ષકોમાંના કેટલાકોએ તો તેને અગાઉ જોયો પણ નહિ હોય. સર્વની દષ્ટિ ધીરસિંહ પર કેન્દ્રીભૂત થઇ ગઇ. અને પ્રેક્ષકોને લાગ્યું કે આવા તેજસ્વી પુરૂષને રાજકુમારી આત્મા અર્પે તો તેમાં નવાઈ ન હતી. અરે ! આ મેદાનમાં આવા પૂરૂષનો ન્યાય એ શું ઓછું ભયંકર હતું ? !

ધીરસિંહ આગળ વધ્યો અને રિવાજ મુજબ રાજાને નમન કર્યું, પણ તેના જીવનની છેલ્લી ઘડીઓમાં પણ તે પોતાની હૃદયદેવીને ભૂલ્યો ન હતો. તેની ચપળ આંખો તેની શોધમાં હતી અને આખરે તે આંખોએ પોતાની ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરી. ધીરસિંહને આજુબાજુનું કંઇ ભાન નહોતું; તે તો રાજકુમારી તરફ નિર્નિમેષ દષ્ટિથી જોયા કરતો હતો. રાજકુમારી આ પ્રસંગે હાજર ન હોય એ ઇચ્છવાજોગ હતું, પરંતુ તેના પિતાની જેમ પોતાની બળ જીજ્ઞાસા તે રોકી શકી નહિ અને આ કરૂણ પ્રસંગ દિલગીર હૃદયે જોવા આવી બેઠી હતી. જ્યારથી મેદાનમાં થનાર ધીરસિંહના ન્યાયના ખબર તે સાંભળી ચુકી ત્યારથી અહોનિશ તેને આજ દિવસનું સ્મરણ થયાં કરતું અને તેથી તેની આંખો હંમેશાં અશ્રુપૂર્ણ રહેતી. સત્તા અને વ્યક્તિત્વના પ્રભાવથી ગુપ્તદ્વારોનું રહસ્ય તેના જાણવામાં આવ્યું હતું. કયા દ્વાર પાછળ સુંદરી હતી અને કયા દ્વાર પાછળ વિકાળ વાઘ શિકારને માટે તત્પર થઇ રહ્યો હતો તે તેનાથી અજાણ નહોતું. આ મજબુત દ્વારોના ઉપરના ભાગમાં મજબુત ચર્મના પડદાનું આવરણ કરેલું હતું કે જેથી દ્વાર ઉઘાડવા આવનાર મનુષ્યને અંદરથી વાઘનો અવાજ સંભળાય નહિ અને અંદરથી કંઇ પણ સૂચના કે સંકેતની આશા પણ રહે નહિ; પરંતુ કાંચનની અમોઘ શક્તિથી સર્વ રહસ્ય કુમારીએ જાણી લીધું હતું.

વળી તદુપરાંત ગુપ્ત દ્વારમાંની સ્ત્રી કોણ હતી તે પણ રાજકુમારી જાણીતી હતી. અને તે સ્ત્રી પર પોતાનો તિરસ્કાર હોવાથી તે ઇર્ષ્યાથી બળતી હતી. પોતાના પ્રેમી ધીરસિંહ પર સ્નેહ ભર્યાં કટાક્ષ ફેંકતી તે સુંદરીને રાજકુમારીએ ઘણીવાર કલ્પી હતી અથવા જોઇ હતી. અને ધીરસિંહ પણ આ કટાક્ષોનો જવાબ આપતો તેમ તેણીને ભ્રમણા થતી. ઘણી વખત તે બંનેને વાત કરતાં રાજકુમારીએ જોયાં હતાં, પરંતુ તે વાતચીત નજીવી હોવા છતાં તેના શંકિત હૃદયમાં તેની ઇર્ષા યુક્ત દષ્ટિએ તે વાતોને ગંભીર સ્વરૂપ આપ્યું હતું. ઉક્ત સુંદરી સ્વરૂપવાન હતી અને તેથી રાજકુમારની ઇર્ષ્યાં દ્વિગુણિત થઇ હતી અને 'સ્ત્રીની બુધ્ધિ પાનીએ' એ ન્યાયે તે નિર્દોષ સ્ત્રીની સાથે કદાચ ધીરસિંહ પરણે તો પોતાના મનોરથો મનમાંજ સમાઇ જાય એમ ધારી ગમે તે પ્રકારે તેનું અનિષ્ટ કરવા તત્પર થઇ અને આ ભ્રમણામાં તેને ધીરસિંહની જીંદગીની પણ કિંમત રહી નહિ અને પોતાના વંશપરંપરાથી ઉતરી આવેલા અનાર્ય જાતી સ્વભાવ પર તેનું મન વળ્યું.

જ્યારે તેના પ્રેમીની સ્નેહભરી અને દીન દષ્ટિ તેના પર પડી ત્યારે રાજકુમારી નિસ્તેજ અને ક્રોધાયુક્ત ચહેરે મૌન ધારીને બેઠી હતી અને તેના મનમાં તેની પ્રતિસ્પર્ધિનીનાજ વિચારો હમણાં રમણ કરતા હતા, પરંતુ શ્રધ્ધાયુક્ત આત્મા અવર આત્માના ભાવ સમજી શકે છે, તે પ્રમાણે ધીરસિંહે જાણી લીધું કે રાજકુમારીએ રહસ્ય પારખ્યું છે, અને તેને ખાત્રી હતી કે રાજકુમારી તે જાણી લઇ પોતાને સાંકેતિક સૂચના આપી વિકાળ વાઘના મુખમાં જતો બચાવશેજ. તેનું જીવન મૃત્યુ અને આનંદ

# રાજનગર રહસ્ય

લખનાર—રા. ગુપ્તદૂત

ગુજરાતના પાટનગર ગણાતા અમદાવાદ ઉર્ફે રાજનગરના ગુપ્ત ભેદો, શ્રીમતોની વિલાસ લીલાઓ, સુફેદ બગલી જેવી દેખાતી નર્સો ઉર્ફે કુટણીઓનાં કારસ્તાન, વ્યસનમાં દીવાની બનેલી એક શેઠાણીના જીવનનો કરૂણારસિક આબેહુબ ચિતાર, ઢોંગી ધર્મગુરૂઓને ત્યાંના અનાચારના અખાડા વગેરેથી માહિતગાર થવું હોય તો

આજને આજ આ પુસ્તક મંગાવો

કિંમત બાર આના પો. જુદું.

---

# યમરાજનો દરબાર

જગતના છળ પ્રપંચોથી આફતમાં આવી પડેલા માનવીઓની આત્મહત્યાનું રહસ્ય સમજાવતી નવલકથા એક વખત વાંચ્યા પછી પડતી મુકવી ગમશે નહિ એવી તેમાં એક પછી એક જુબા-નીઓ આવેલી છે

કિં. રૂ. ૧—૮—૦

---

# શિયળની કસોટી

યાને

## બેવફા દુનિયા

દગાબાજ દોસ્ત તથા પતિવ્રતા સતિની કસોટીનો આબેહુબ ચિતાર

કિં. રૂ. ૧—૮—૦

---

મુંબઈમાં બનેલો ભયંકર બનાવ

# એકજ રાતમાં બે ખૂન!

આ ખુનામરકીનો ભેદ જાણવો હોય તો

# ઇશ્કનો અંજામ

અથવા

## પ્યારનું પરિણામ.

નામની રસિક ડીટેકટીવ નવલકથા વાંચો. એકજ રાતે મુંબઇમાં એક રાવ બહાદુરનું અને ફ્રેંચપુલ પર આવેલા વેશ્યાવાડામાં વિમળા નામની સ્ત્રીનું કેવું ભેદભરી રીતે ખૂન થાય છે, તથા ખૂની શોધવા જતાં બનેલા બનાવોમાંથી કેવી ભયાનક ભેદપર પરા બહાર આવે છે, એ વાંચી છેવટ સુધી તમે પણ નહિ કલ્પી શકો કે ખૂની કોણ છે? પ્રકરણે પ્રકરણે રહસ્ય અને ભેદનો ખજાનો ભરેલો છે. પૃષ્ઠ ૨૭૫ છતાં

કિંમત રૂ. ૧—૦—૦ પો. જુદું.

---

રશીયન શહેનશાહના જનાનખાનાની પોલ

મોક્ષને માટે પાપ કરો—પાપ કરો નો

પોકાર કરતા

ધર્મ ગુરૂનું ચરિત્ર જાણવું હોય તો વાંચો

# દુરાત્માનો દોરદમામ

કિંવા

## રાસ્કલ રાસપુટીન

રશિયાના આ અદ્ભુત નરનું જીવન વાંચતા તમોને ખાત્રી થશે કે, સુધરેલા દેશોમાં પણ ધર્મને નામે કેવા અનાચારો થાય છે. રાજા, મહારાજા, મહારાણીઓ વધારે શું પણ ખુદ રાશિયાનાં મહારાણી ઝારીનાએ પોતાના જીવનમાં કેવો ભાગ ભજવ્યો છે, તેનો આબેહુબ ચિતાર આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે.

ચાર ચિત્રો—પૃષ્ઠ ૧૧૨

છતાં કિંમત છ આના

---

દરેક પુસ્તકનું વી. પી. ખર્ચ જુદું પડશે.

લખો—મોજ મજાહ કાર્યાલય ગીરગામ ચર્ચ સામે મુંબઇ નં. ૪.

વચ્ચે ઝોલાં ખાતું હતું અને તેની જીવન દોરી રાજકુમારીના હસ્તમાંજ રહી હતી. પરંતુ તે બિચારાને કયાં ખબર હતી કે ઇર્ષ્યા રૂપી રાક્ષસે રાજકુમારીના હૃદયને પત્થરવત્ કઠીન બનાવ્યું હતું. ખરે! સ્ત્રીનું હૃદય કદી એક નિશ્ચય પર રહી શકતું જ નથી!

ધીરસિંહે દૃષ્ટિ સંકેતથી રાજકુમારીને પ્રશ્ન પૂછયો કે 'કયું દ્વાર ઉઘાડું?' અને આ સાંકેતિક મૌન પ્રશ્નને રાજકુમારી સમજી ગઇ, હવે એક એક ક્ષણો અમૂલ્ય જતી હતી, જરા પણ વિલંબ કરવા સમય ન હતો. વિદ્યુતના ઝબકારાના વેગથી પ્રશ્ન પૂછાયો હતો અને તેનો પ્રત્યુત્તર તેજ પ્રમાણે બીજાજ ઝબકારાથી આપી દેવાનો હતો.

રાજકુમારીના હૃદયમાં આ વખતે સાત્વિક અને તામસ લાગણીઓનું ભિષણ યુધ્ધ ચાલી રહ્યું હતું, તેમાં કોનો વિજય થયો એ જાણવું મુશ્કેલ હતું, તેનો હાથ ઉંચો થયો અને ત્વરાથી જમણી બાજુએ ફર્યો. તેના હૃદય વલ્લભ સિવાય આ સાંકેતિક કૃત્ય કોઇના જોવામાં આવ્યું નહિ. પ્રેક્ષકોની આંખો તો મેદાનમાં ધીરસિંહ પર અનિમેષ દૃઢ થઇ રહી હતી. ધીરસિંહ ફર્યો. અને એક દૃઢ અને ત્વરિત પગલાથી ખુલ્લા મેદાનમાં ચાલવા માંડ્યું. દરેક પ્રેક્ષકોના હૃદયના ધબકારાઓ જાણે બંધ થયો હોય તેટલું બધું મૌન્ય પ્રસરી રહ્યું અને જાણે દરેક નીશ્વસન ક્રિયા પણ અટકી ગઇ તેવો ભાસ થવા લાગ્યો. જરા પણ અચકાયા સિવાય તે જમણી બાજુના દ્વાર તરફ વળ્યો અને તે ઉઘાડ્યું.

હવે પ્રસ્તુત વાર્તાનું રહસ્ય તે આજ દ્વારમાંથી સુંદરી આવી કે શાર્દુલ? આ પ્રશ્ન પર જેમ જેમ આપણે વધારે વિચાર કરીએ છીએ તેમ તેમ તેના ઉત્તર પણ વધારે ગહન અને કઠીન બનતો જાય છે. આનો યોગ્ય ઉત્તર આપવા માટે માનસ શાસ્ત્રના અભ્યાસની જરૂર છે, કારણ કે પ્રબળ ઉત્કંઠા અને આવેશથી પરીપૂર્ણ થયેલું હૃદય કયે રસ્તે દોરાય છે તે જાણવું ઘણું ગહન અને અઘરું છે. પ્રિય વાંચક, આ પ્રશ્નનો વિચાર કર, અને તે વિચાર કરતાં પૂર્વજો તરફથી વારસામાં મળેલા અનાર્યતા, અર્ધ દગ્ધાવસ્થા અને પાણીના પરપોટા જેવા ક્ષણિક આવેશમાં ડુબેલી રાજકુમારીના સ્વભાવનો વિચાર પણ કરજે અને ઇર્ષ્યા અને નિરાશામાં બળતું તેનું હૃદય કયો માર્ગ પકડવા પ્રેરાય તેનો પણ ખ્યાલ કરજે. જ્યારથી ધીરસિંહનો ન્યાય મેદાનમાં થવાનું જાહેર થયું ત્યારથી રાજકુમારીએ ધાર્યું કે તેણે ધીરસિંહને ગુમાવ્યો છે, તે હવે કાળનો ગ્રાસ થશે અથવા અન્ય સુંદરીનો પ્રેમી થઇ પોતાને તજી દેશે. જાગૃતાવસ્થામાં કે સ્વપ્નમાં તે બિચારીને કેટલી બધી વખત ધીરસિંહ વાઘના મુખમાં ગયો તેમ કલ્પના થઇ હતી? અને કેટલી બધી વખત તેણીએ તેને સ્ત્રી વાળું દ્વાર ઉઘાડતો જોયો હતો? અને તે જોઇ ઇર્ષ્યાની આગના અંગારા વરસાવતી આંખથી તે કેવી નિરાશામાં ગરકાવ થઇ હતી? પણ આ બધી ભ્રમણાજ હતી; પરંતુ અન્ય પ્રતિસ્પર્ધિની સ્ત્રી સાથે લગ્ન કરવા કરતાં તે સ્વર્ગમાં જઇ રાજકુમારીનો રાહ જુએ તે શું યોગ્ય ન હતું? વિકાળ વાઘના તિક્ષ્ણ પંજાનો હસતે મુખે ભોગ થવાનું તેને માટે શું ઉચિત ન હતું? રાજકુમારીનો પણ કદાચ આ ઇચ્છા હોય.

રાજકુમારીનો અંતિમ નિશ્ચય સાંકેતિક સૂચનાથી એક પળમાં તેણીએ જણાવી દીધો પણ તે નિશ્ચય ઉપર આવતાં પહેલાં તે ઘણા દિવસો સુધી ઉંડા વિચારમાં મગ્ન થએલી રહેતી. તેણીને ખબર હતી કે ધીરસિંહ પ્રશ્ન પૂછશે અને તેનો શું ઉત્તર આપવો તેનો પણ નિર્ણય તેણીએ કર્યો હતો અને જરા પણ આંચકો સિવાય તેણીએ જમણી બાજુ તરફ હાથ ફેરવ્યો. તેણીશા નિશ્ચય પર આવી તે પ્રશ્નનો નિકાલ કરવો એ સહેલું નથી અને તેનો નિકાલ કરવાનું મારૂં કામ નથી, કારણ કે આ વિષયમાં એક મનુષ્યનો અભિપ્રાય કે નિર્ણય ગ્રાહ્ય હોઇ શકે નહિ અને તેથી પ્રિય વાંચકો, આનો નિશ્ચય કરવાનું કામ તમારામાના બધા પર મુકું છું કે દ્વારમાંથી શું બહાર આવ્યું—સુંદરી કે શાર્દુલ? *

સંપૂર્ણ.



* સૂચિત.

# તકદીરની તાસિર

લખનાર-શ. રમણિક એ. મ્હેતા

( ગયા અંકથી ચાલુ ).

તેના મિત્રો તેને સમજાવી પટાવી ઘેર લઇ ગયા. બીજે દહાડે તે શુધ્ધિમાં આવ્યો ત્યારે તેને પસ્તાવો થયો, પણ તે પસ્તાવો નકામો હતો. આખરે તેને વિચાર કરતાં એમ લાગ્યું કે લાવને રીસ્ટોફની પાસે જઇ તેની મદદ માગું. આમ વિચાર કરી તે પોતાના જુના મિત્ર રીસ્ટોફને ત્યાં ગયો. જ્યારે તે તેને ઘેર ગયો ત્યારે રીસ્ટોફ બહાર ગયો હતો. તેણે તેના નોકર પાસેથી કાગળ અને કલમ માગીને તેને આપવા માટે એક ચીઠ્ઠી લખી. તે ચીઠ્ઠીમાં તેણે એકાએક લગ્ન કરવા માટે પોતાની ભૂલ કબૂલ કરી હતી. આટલી બધી હાડમારી વેઠવી પડશે તેની ખબર ન હતી. બનવા કાળ હતું ને બન્યું. હવે ધંધા ધાપામાં વધારે ચિત્ત પરોવીશ. વગેરે લખ્યું હતું અને અંતે રૂ. ૫૦૦૦ ની માગણી કરી હતી અને છ મહિનામાં તે ભરપાઇ કરી દેવા વચન આપ્યું હતું. ઇવાનોફની ચીઠ્ઠીના જવાબમાં રીસ્ટોફે, તેને એક કાગળ લખ્યો હતો જે નીચે મુજબ હતો:

" પ્રિય ઇવાનોફ,

તારી ચીઠ્ઠી મળી. મને તે વાંચી ઘણું આશ્ચર્ય ઉત્પન્ન થયું. મને સ્વપ્ને પણ કલ્પના ન હતી કે તને તારા નાણાંની તંગીને વખતે તારા ત્યાજ્ય કરેલા મિત્ર પાસે સહાય માગવી પડશે. એક સમય એવો હતો કે તારો પડતો બોલ ઝીલી લેવા હું તૈયાર હતો. મારાથી બનતું કરવા ઉભે પગે હાજર હતો. તેં મારા મિત્રપ્રેમને તરછોડી ફેંકી દીધો. મારી સાથે સઘળો વ્યવહાર બંધ કીધો. હું ધારું છું કે તારી અડચણ થોડા સમયમાં દૂર થશે. કાલે મારે ત્યાં ફરી આવવાની તસ્દી લેતો ના. હું કામને માટે મારી જાગીર પર ચાલી જવાનો છું. તેં જે કર્યું છે તેના ફળ તું ભોગવે છે. એમાં મારાથી કંઇ બને એમ નથી.

લી૰ તારો ત્યાજ્ય-મિત્ર

રીસ્ટોફ."

આ જવાબની અસર, કલ્પનાપ્રિય ઇવાનોફ પર કેવી થઇ હશે, તે કહેવાની જરૂર નથી. આ કાગળ વાંચી તેના મનને સંતાપ થયો. તે સર્પદંશની વેદના અનુભવવા લાગ્યો. બાદમાં તેણે તે કાગળ પોતાની બૈરીને આપ્યો. પોતાના ધણીની સ્થિતિ આટલી હદે પહોંચી હતી, તેની તેને ખબર ન હતી. સ્ત્રીએ ધણીને કંઇ કહ્યું. ધણીએ સામો તાનો માર્યો. એમ તાનમાં ધણિધણિયાણી ચરબડી ઉડ્યાં. બોલાચાલી થઇ. સ્ત્રી રીસાઇને કપડાં પહેરી પોતાને પિયર ચાલી ગઇ. ધણી પણ તરત ઉઠીને બ્હાર ગયો, પણ તરતજ થોડા પછી પાછો ફર્યો. સ્ત્રીને પણ એકાએક ચાલી જવાને માટે થયો અને તે પણ રાત્રે પોતાના ભાઇને સાથે લઇ પાછી આવી. ઇવાનોફ તે સમયે ખુશ મિજાજમાં હતો. પોતાની સ્ત્રીને પાછી ફરેલી જોઇ આનંદ પામ્યો. બન્ને જણનું સમાધાન થઇ ગયું, વિપત્તિનું વાદળું પસાર થઈ ગયું. રાત્રે વાળુ પાણી કર્યા પછી તેનો સાળો પોતાને ઘેર ગયો. રાત્રે તેણે પોતાની સ્ત્રીને જણાવ્યું કે, " જોઇતાં નાણાં મળી ગયાં છે અને હવે નાણાંભીડ રહેશે નહિ. અને ફરી આવો વખત ઇશ્વર કરશે તો જોવો નહિ પડે." સ્ત્રીને આ સાંભળી આનંદ અને આશ્ચર્ય થયું. તેણે તેને પૂછ્યું કે, " એટલામાં પૈસા ક્યાંથી મળ્યા ?"

ઇવાનોફે હસતાં હસતાં વાત ઉડાવતાં કહ્યું, " મળ્યા-ગમે ત્યાંથી મળ્યા તારે શું કામ છે ? હું પછી તને બધી હકિકત કહીશ."

બીજે દિવસે સ્હવારે ઉઠીને ઇવાનોફ કામે લાગ્યો. જમવાને સમયે ઘેર આવ્યો. થોડીવાર પછી તેઓ જમવા બેઠાં એટલામાં કોઇએ નીચેથી ઘંટડી વગાડી. ઘેર આવનારાને જવાબ આપવાનું કામ જે નોકરનું હતું તે જવાબ દેવા દોડ્યો, પણ તેટલામાં તો ફરીથી જોરથી ઘંટડી વાગી. નોકરે નીચે આવી બારણું ઉઘાડ્યું તો તેની નજરે જજ્ ઓફ ઇન્સ્ટ્રક્શન * અને તેના બે મદદનીશો અને બે પોલીસ જણાયા.

" તારા શેઠ ઘરમાં છે કે ?" જજે પૂછ્યું.

" કોણ ? વાસીલી ઇવાનોફ ?"

" હારતો. તે સિવાય બીજું કોણ હોય ? તેં શા માટે બારણું ઉઘાડ્યું નહિ ને ખોટી કર્યો ?"

" નારે સાહેબ, ઘંટ વાગ્યો કે તરત તો હું દોડી આવ્યો ને ?" ગભરાટમાં પડેલા નોકરે જવાબ આપ્યો.

" વારૂ. પણ તારા શેઠ ક્યાં છે ?"

" ઘરમાંજ છે ને. તે કાંઇ બ્હાર ગયા નથી."

" વારૂ, તો તું મને તેની પાસે લઈ જા. મારે એની સાથે ઘણું જરૂરી કામ છે."

" પણ સાહેબ, એ તો જમવા બેઠા છે, અને તેમના મિત્રોને આજે તેમણે જમવા તેડ્યા છે."

" મિત્રો હોય કે ગમે તે હોય તેથી મારે શું ? ચાલ, લઈ જા મને તારા શેઠની પાસે."

નોકર બિચારો મુગો મુગો તેમને લઇ ઉપર ગયો. બેલિફને અને સિપાઇઓને જોતાંની વાર કોઇ પણ માણુસ વિમાસણમાં અને ભયમાં પડે તો કોઇના ઘરમાં જમવા બેઠાં હોય ત્યાં સડસડાટ ચાલ્યા આવે તો પછી ઘરના માણસોના ગભરાટનો પાર રહે ખરો ? સરકારી જડજ—બેલિફ અને સિપાઇઓને જોતાંની વાર ઇવા-

* આપણે ત્યાંનો બેલીફ-પણ વધારે હોદો અને હકુમત ધરાવનાર !

નોફ કોણીએ પડતો મુકી ઉભો થયો. ભયભીત બની તેની સ્ત્રીએ કારમી ચીસ નાંખી જમવા આવેલા જનો ધ્રુજતા ફીક્કા બની ગયા;' કારણ કે પોલિસની પધરામણી એટલે સાક્ષાત યમદુતની પધરામણી એમ ઘણાને લાગે છે."

"માફ કરજો, મારે તમારા કામમાં ખલેલ કરવી પડે છે; પણ તેને માટે હું લાચાર છું." જડજે કહ્યું.

"આપ અહીં શા માટે પધાર્યા છો." તે જણાવશો ? ઇવાનોફે પૂછ્યુ.

"હું કામને માટે આવ્યો છું."

"જી, આપ શા કામને માટે આવ્યા છો, તે જણાવવા કૃપા કરશો."

"હું ઘણાજ માઠા કામને માટે આવ્યો છું. મને તમારા ઘરની ઝડતી લેવાનો હુકમ થયો છે. જૂઓ આ હુકમ." એટલું કહી તેણે સરકારી કાગળ ઇવાનોફ આગળ ધર્યો. સરકારી મહોરવાળો કાગળ ઇવાનોફ જોવા લાગ્યો.

ઇવાનોફની સ્ત્રી તેટલીવારમાં શુધ્ધિમા આવી હતી. તે એટલામા તેના ધણીની પાસે આવી બોલી:–

"હશે કોઇ આપણા દુશ્મનના કામ. કોઇએ સરકારમા નનામો કાગળ લખ્યો હશે કે તમે રાજ્યની સામે કાવત્રા કરનારી ટોળીમાં સામેલ છો. તમે ફિતુરી લખાણ ફેલાવો છો કે રાજ્યદ્રોહનો પ્રચાર કરો છો. એવા કાગળિયાં કે ચોપાનિયા ઘરમાં હશે, એમ ધારી ઝડતી લેવા આવ્યા હશે ભલેને ઝડતી લે. આપણે જો નિર્દોષ છીએ તો પછી બ્હીવાનુ કંઈ કારણ નથી આપણે કયારે રાજદ્વારી બાબતમાં ભાગ લઇએ છીએ ? અમે તો શાંત નાગરિક જીવન પસાર કરીએ છીએ."

ઇવાનોફની સુંદર સ્ત્રીના સામુ જોતાજ, તેની ઉલ્લાસ વૃત્તિ નાશ થતી જોતાં, તે સરકારી અમલદારને સ્વભાવિક રીતે માઠું લાગ્યુ. તે નમ્રપણે બોલ્યોઃ

"આને કંઇ રાજકીય વિષય સાથે લેવાદેવા નથી."

"ત્યારે શા માટે તમારી પધરામણી થઇ છે ?" ઇવાનોફની સ્ત્રીએ જરા શાંત સ્વરે પુછ્યું.

"હું અહીં ગભીર–ઘણી ગભીર બાબતસર આવ્યો છું. આનું ! હું દિલગીર છું પણ લાચાર છું. મારે મારૂ કર્તવ્ય બજાવ્યા વગર છુટકો નથી. બીના એમ છે કે તમારા સ્વામીપર ખૂનનું તહોમત છે."

જેમ એકાએક વિજળી પડવાથી કોઇ ચોંકી ઉઠે તેમ ચોંકીને ઇવાનોફની સ્ત્રી બોલીઃ "ખૂ–ન !"

તેના મોમાંથી એ શબ્દ બ્હાર નીકળતાંનીવાર સઘળાજ ચોંકી ઉઠ્યા. ભયંકર બોમ્બગોળો ફુટ્યો હોય તેમ ભડકીને ઉભા થયા.

"માથા પર કોઇએ ભારે ફટકો માર્યો હોય અને તમ્મર આવે તેવા દેખાવે, લથડતા સ્વરે, ઇવાનોફે કહ્યું: "મારા પર શું ખૂનનો આરોપ મુકવામાં આવ્યો છે ?"

"હા, છે તો એમજ" જડજે જવાબ આપ્યો

"કોનું ખૂન !" શંકાશીલ ચ્હેરે ઇવાનોફની પત્નીએ પુછ્યું.

"કોનું ? મી• રીસ્કોફનું."

"રીસ્કોફનું ?" ગભરાયલા સ્વરે ઇવાનોફની સ્ત્રીએ કહ્યું અને પોતાના ધણી પર અર્થસૂચક દૃષ્ટિ નાંખી એ દૃષ્ટિ એમ દર્શાવતી હતી કે મારા સર્વ આશા અને જીવન તમારા એક બોલ પર અવલંબેલ છે."

"શુ ત્યારે મી• રીસ્કોફ ગુજરી ગયા છે ?" જાણે સ્વપ્નામાંથી એકાએક જાગૃત થયો હોય તેવા દેખાવે ઇવાનોફ બોલ્યો.

"હા. અને તમેજ તેનું ખૂન કર્યું છે. એના ખૂનનું તહોમત તમારા પર છે." જડજે જવાબ આપ્યો.

ઇવાનોફ ખડખડાટ હસી પડયો અને મોટેથી બોલ્યો "તદ્દન ખોટી વાત એમ બને નહિ. હજી કાલે તો હું એને મળ્યો છું."

"એ વાત તો બધાને માલમ છે કે કાલે તમે મી• રીસ્કોફને મળવા ગયા હતા."

"હું પોતેજ કહું છે કે કાલે હું મળવા ગયો હતો."

"તમે એને મળીને ચાલી નીકળ્યા ત્યારે તેની સાથ ત્યા કોઇ હતુ નહિતે ?"

"તે હું કયેમ કહી શકુ ?" કપાળ પરથી માથા પર હાથ ફેરવતા ઇવાનોફે કહ્યું.

"તમે તેના ઘરમાથી ચાલી નીકળ્યા પછી તરતજ મી• રીસ્કોફ પોતાની લાઇબ્રરી રૂમમા મરણ પામેલો જોવામાં આવ્યો."

આ સાભળી ઇવાનોફની સ્ત્રીને મુર્છા આવી. સારૂં થયું કે પાસે બેઠેલામાના એકાદ જણે તેને ઝાલી રાખી નહિ તો જમીન પર અથડાઇ માથુ ફુટી ગયું હોત

જડજને નકામો વખત ગુમાવવો એ ઠીક લાગ્યુ નહિ. તેણે ગભીર મુદ્રા ધારણ કરી, પોતાના કઠોર કર્તવ્યની શરૂઆત કરી. તેના મદદનીશો નોટબુક ઉઘાડી તૈયાર થયા. એક જણ ટૂંકાક્ષરી અક્ષરમા અને બીજો બોલે તે પ્રમાણે અક્ષરશઃ લખવા લાગ્યો.

અપૂર્ણ.



* * *

### વિચિત્ર સજા

કદદુભાઇ જુતુમ નામના એકટર પર આશક થયા પણ સિન્ધુભાઇને ગુસ્સો આવતાં ટાપબાજ મુસાભાઈ માંકણ ખાઉને જઇ જોવા ને જબરદસ્ત લડાઇ કરીને કદદુનું ખુન કરી નાખ્યું જેથી વિચિત્ર કોર્ટના માજીસ્ટ્રેટ ચક્રમરાવે સિન્ધુભાઇને ૭ મહીનાની ફાંસીની સજા અને મુસાભાઇ માંકણ ખાઉને જીંદગી સુધી માંકણ ખાવાની સજા ફરમાવી છે.

### વિચિત્ર રંગારો

મુંબઇમાં એક રગારાએ ગુસ્સામાં આવી જઇને પોતાના એક બે મિત્રોને કાળા રંગથી રગી નાખ્યા. જેથી મેજીસ્ટ્રેટ મીસ્ટર ટપ્પુ ઉર્ફે મિસ્ટર ગપ્પુએ જીંદગી સુધી રંગારાને રંગના પીપમાં ડૂબી મરવાની સજા ફરમાવી છે

એચ. એ. "સાયાણી"

## જાણવા જોગ—

### દિલ્લીનો કિલ્લો અને ઇમારતોનો ખર્ચ—

(ઇ. સ. ૧૬૩૯) માં દિલ્લીનો કિલ્લો અને શાહી મહેલો બાંધવાનું મુહૂર્ત કરવામાં આવ્યું હતું. તે વખતે ગયરતખાં દિલ્લીનો સુબો હતો. તેણે દૂર દૂરથી કારીગરોને બોલાવ્યા હતા. લગભગ નવ વર્ષે આ ઇમારતો બંધાઇને તૈયાર થઇ હતી. તા. ૨૪ મી રબી-ઉલ-અવ્વલના દિવસે શાહજહાંએ પોતાની આ નવી રાજધાનીમાં પ્રવેશ કર્યો તે વખતે શાહજાદો દારાશિકોહ સોનું અને ચાંદી લુટાવતો કિલ્લાની ફાટક સુધી પિતાને લઇ આવ્યો, અને મોટો દરબાર ભરવામાં આવ્યો. દાન પૂણ્ય પણ પુષ્કળ કરવામા આવ્યું બાદશાહે પુત્રો, પૌત્રો અને મોટા મોટા કર્મચારીઓને પુષ્કળ ઇનામો આપ્યા, તેમને પગારો વધારી આપવામા આવ્યા અને ઉચ્ચપદના અધિકાર પર ચઢાવ્યા.

ઔરંગજેબના શાસન સમયમા બખ્તાવરખાં નામના એક લેખકે આ નવા કિલ્લાની ઇમારતોનો ખર્ચ નીચે પ્રમાણે જણાવ્યો છે:—

| | લાખ રૂપિયા | | લાખ રૂપિયા |
|---|---|---|---|
| ૧) શાહી મહેલ | ૨૮ | ૨) દીવાને ખાસ | ૧૪ |
| ૩) ઇમ્તિયાઝ મહલ (રંગ મહલ) | ૫॥ | ૪) દીવાને આમ | ૨ |
| ૫) હયાત બખ્શ બાગ | ૬ | ૬) બેગમના મહેલો | ૭ |
| ૭) બજાર | ૪ | ૮) કિલ્લાની અંદરની ઇમારતો | ૬૦ |
| ૯) કિલ્લો અને ખાઇઓ | ૨૧ | | |

કારીગરો અને મજૂરોની મજુરી માટે એક કરોડ રૂપિયાનો ખર્ચ થયો હતો.

આ કિલ્લાની અપાર સંપત્તિ અને બહુ મૂલ્ય વસ્તુઓ કેટલીયે વાર લુંટી જવામાં આવી છે. નાદિરશાહ, અહમદશાહ અબ્દાલી અને મરાઠાઓજ નહિ પણ ૧૮૫૭ના બળવા વખતે વિદ્રોહિઓએ પણ તેના પર સારો હાથ માર્યો હતો. તે વખતનાં અત્યાચારનાં ચિહ્નો હજી પણ તે શાહી મહેલો પર નજરે પડે છે.

અરૂણ

# ખૂબસુરતીનું ખપ્પર

યાને

## ચાલુ જમાનાની ચુડેલ !

( ડિટેક્ટિવ નવલકથા )

લખનાર:-રા. ગુપ્તદૂત

—:૦:—

## પ્રકરણ ૧ લું.

### ટ્રામમાં ખૂન

શ્રાવણ માસ હતો. જે વર્ષની આ વાર્તા લખવામાં આવે છે એ વર્ષે ઘણી ઠંડી પડી હતી. તે ઉપરાંત છેલ્લા થોડા દિવસથી સતત વરસાદ પડતો હતો. રસ્તાઓ ઉપર લોકોનો અવર જવર બંધ થયો હતો. રાતના લગભગ બાર વાગ્યા હતા. ફેરાસરોડ ઉપરથી છેલ્લી ટ્રામ વિક્ટોરીઆ ગાર્ડન તરફ જતી હતી, વરસાદ તથા ઠંડીને લીધે ટ્રામના પેસેન્જરોએ બારીઓ બંધ કરી દીધી હતી. લગભગ બધા ઉતારૂઓ ઉતરી પડ્યા હતા. કંડક્ટર ઠંડીથી ધ્રુજતો ધ્રુજતો પાછળના ભાગમાં જડશીલ બની જઇ બેઠો હતો. ગાડીમાં કોઇ પેસેન્જર છે કે કેમ એ તે જાણતો નહોતો. જે બે પેસેન્જરો હતા તેઓ પણ ચરનીરોડ જંકશન આગળ ઉતરી ગયા હતા. રસ્તે કોઇનો અવરજવર નહિ હોવાથી કોઇ ટ્રામમાં બેસે એવો સંભવ નહોતો.

ટ્રામ વિક્ટોરીઆ ગાર્ડન ડીપોમાં ઉપસ્થિત થઇ એટલે અંદર કોઇ બેઠું છે કે કેમ એ તપાસવા કંડક્ટર અંદર ગયો. એવી રીતે કેઇ ઉતારૂ ટ્રામમાં કદાચ ઉંઘી ગયો હેય એ બનવા જોગ હતું. છેવટે કંડક્ટરની ધારણા ખરી પડી. એક માણસ ટ્રામની એક બેંચ ઉપર ઉંઘી ગયેલો તેના જોવામાં આવ્યો.

એ માણસે ગૃહસ્થને છાજે એવો પોષાક પહેર્યો હતો. શરીર ઉપર ગરમ કોટ હતો. પગમાં પમ્પશુ હતા. તેની આંગળી ઉપરની હીરાની વીંટી દીપકના પ્રકાશમાં ઝગમગતી હતી. તેના પગ પાસે એક સુંદર લાકડી પડેલી હતી.

કંડક્ટરે એ માણસ પાસે જઇ ઉચ્ચ સ્વરે કહ્યું, "વિક્ટોરીઆ ગાર્ડન-ગાડી ખાલી કરો."

આમ છતાં એ માણસની ઉંઘ ઉડતી હોય એવું એક પણ ચિહ્ન જોવામાં આવ્યું નહિ. કંડક્ટર મનમાં ને મનમાં હસ્યો. તેણે કહ્યું, "આ ગૃહસ્થ કોણ જાણે ક્યાંય ઉતરવાના હશે ! ઉંઘમાં ને ઉંઘમાં તેઓ અહીં સુધી આવ્યા હોય એમ લાગે છે. જાગ્યા પછી પોતાની ભૂલ જણાતાં તેઓ પસ્તાશે" પોતાના મન સાથે આમ કહી કંડક્ટરે એ માણસનો હાથ પકડી જોરથી હલાવી કહ્યું, "શેઠ ઉઠો. ગાડી આગળ જવાની નથી."

કંડક્ટરે એ માણસનો હાથ છોડી દીધો એટલે એનું શરીર આગળ નમી પડ્યું તથા ક્ષણ માત્રમાંજ એ નીચે ઢળી પડ્યો. એને મૂર્છા આવી હશે ધારી કંડક્ટરે મહામુશ્કેલે એને ઉંચકી બેંચ ઉપર બેસાડ્યો, છતાં તેનું માથું છાતી સુધી નમી ગયું હતું, એનું શરીર બરફ જેવું ઠંડુ તથા સ્થિર થઇ ગયું હતું.

એ માણસને બેંચ ઉપર બેસાડવા જતાં કંડક્ટરનો હાથ કોઇ તરલ પદાર્થથી ભીંજાયો. બત્તી નજીક જઇ ભીંજાયલો હાથ જોઇ કંડક્ટર ભયભીત બની બોલી ઉઠ્યો, "આ તો લોહી છે-કેવો ભયંકર બનાવ !"

કંડક્ટરે એ માણસના પગ નજીક જોયું તો ત્યાં કોઇ પ્રવાહી પદાર્થ પડ્યો હતો તથા તેની પાસેજ એક રેશમી રૂમાલ પડેલો હતો.

કંડક્ટરના મનમાં એક પ્રકારનો ભીષણ સંદેહ ઉપજવાથી કંપતા હાથે તેણે એ માણસના કોટનાં બટન ખોલી નાખી હૃદય ઉપર હાથ મૂકી જોયો તો હૃદયની સઘળી ક્રીયા બંધ થઇ ગયેલી જણાઈ.

આ વખતે કંડક્ટરની પાછળથી કોઇએ ઉપહાસ કરતાં કહ્યું, "કયો નંબર છે ? બાર કે ? કોઇ જોશે તો તમે ઉતારનું ખીસ્સું ખાલી કરો છો એમ કહેશે."

કંડક્ટરે ભયભીત દ્રષ્ટિથી પાછળ જોયું તો બીજો એક કંડક્ટર તેની નજરે પડ્યો; એનો નંબર સોળ હતો.

બાર નંબરના કંડક્ટરે કંપતા કંઠે કહ્યું, "ભાઇ ! આ માણસ મરી ગયો હોય એમ મ્હને લાગે છે !"

સોળ નંબરના કંડક્ટરે વિસ્મિત બની જઇ કહ્યું, "મરી ગયો છે !"

પહેલાએ કહ્યું, "હા. આવીને તપાસો."

સોળ નંબર આગળ આવ્યો એટલે બાર નંબરે તેને પેલા માણસના પગ પાસે એકઠું થયેલું લોહી બતાવ્યું. એ જોઇ વિશેષ વિસ્મિત બની સોળ નંબરે કહ્યું, "આ તો લોહી જામી ગયેલું જણાય છે !"

આ કહી માથું નીચું નમાવી તે જોવા લાગ્યો. બાર નંબરના કંડક્ટરે કહ્યું, "મ્હારા હાથે પણ લોહી લાગ્યું છે. એનો શ્વાસ બંધ થઇ ગયો છે !"

સોળ નંબરના કંડક્ટરે એ અચેતન માણસના હૃદય ઉપર હાથ મૂકી કહ્યું, "ખરી વાત છે. બીચારો મરી ગયો છે."

બાર નંબર બોલ્યો, "શાથી આમ બન્યું એ સમજી શકાતું નથી. કોઇ ગૃહસ્થ માણસ હોય એમ લાગે છે."

તપાસ કરતાં એ માણસના હૃદય ઉપર એક ન્હાનો ગોળ ઘાય દેખાયો. એ ન્હાના છિદ્રમાંથી ધીમે ધીમે લોહી નીકળતું હતું. બન્ને કંડકટરો ભયભીત બની ગાડીમાંથી નીચે ઉતરી પડયા. તેઓમાંના એકે કહ્યું, "કોઈએ એની છાતીમાં છરો માર્યો છે, ઉપરનો કોટ ખુલ્લો કરી ઘા કર્યો છે. કોટમાં છિદ્ર નથી."

બીજો બોલી ઉઠયો, "એ માણસનું ખુન થયું છે. વિના વિલંબે બનેલા બનાવની પોલિસને ખબર આપવી જોઈએ. હું પોલિસને બોલાવી લાવું છું." આમ કહી એક કંડકટર ત્યાંથી દોડી ગયો. ગરબડ થતી જોઈ ડીપોમાંના બીજા માણસો એ સ્થળે આવી પહોંચ્યા જોત જોતાંમાં ત્યાં ઘણા માણસો એકઠા થઈ ગયા.

અડધો કલાક વીતતાં ન વીતતામાં તો પોલિસ ઇન્સ્પેકટર પોતાના માણસો સાથે આવી પહોંચ્યો. પોલિસના માણસોની સાથે એક દેશી માણસ પણ આવ્યો હતો. સહુ સમજી શકયા કે, એ એક ડિટેકિટવ અર્થાત ગુપ્તદૂત હતો.

પોલિસના માણસોને જોઈ બીજા માણસો ખસી ગયા. ઇન્સ્પેકટરે બત્તીની મદદથી માર્યા ગયેલા માણસને બરાબર તપાસી જોયો. પછી તેણે આખી ટ્રામ તપાસી જોઈ; છતાં પેલા રેશમી રૂમાલ ઉપરાંત બીજી કોઈ વસ્તુ જોવામાં આવી નહિ.

ટ્રામ ગાડીમાં એક પણ હથિયાર નહોતું તેથી એ માણસે આત્મહત્યા કરી નહોતી એમ સારૂ સમજી શકાતું હતું. જો તેણે આત્મહત્યા કરી હોત તો હથિયાર ગાડીમાંથીજ મળી આવત. વળી જે સ્થિતિમાં છરાનો ઘા થયો હતો તે સ્થિતિ જોતાં પણ ખૂન થયું છે એમ માલુમ પડતું હતું.

આવેલો પોલિસ ઇન્સ્પેકટર ઘણો ચાલાક હતો. તેણે ખુનના ઘણા પ્રસંગો જોયા હતા; પરંતુ ખુલ્લી ટ્રામ ગાડીમાં આવી રીતે ખૂન થયેલું પૂર્વે તેણે કદાપિ જોયું નહોતું. આવી હિમ્મત કોણે કરી હશે? કોણે! કેવી રીતે એ માણસનું ખૂન કર્યું હશે? આગળનો ડ્રાઈવર અને પાછળનો કંડકટર સુધ્ધાં ખૂનીના હુમલાને જોઈ શકયા નહિ એ કેવા આશ્ચર્યનો પ્રકાર કહી શકાય! વળી ખૂની ક્યારે કેવી રીતે ટ્રામ ગાડીમાંથી ઉતરી પડયો? જેનું ખૂન થયું હતું એ માણસ કોણ હશે? આવા ઘણા પ્રશ્ન સ્વાભાવિક રીતેજ ઇન્સ્પેકટરના મનમાં ઉપસ્થિત થયા; છતાં પોતાના મન સાથે તે કોઈ પણ પ્રકારનો નિશ્ચય કરી શકયો નહિ. તેણે કંડકટરને પૂછ્યું, "આ માણસને પહેલાં કદાપિ ત્હેં જોયા હતા?"

"ના."

ઇન્સ્પેકટરે કહ્યું, "ત્યારે તો મરનાર ગૃહસ્થ એ માણસોના ઉતરી ગયા પછી ગાડીમાં બેઠેલા હોવા જોઈએ."

"બનવા જોગ છે. વરસાદને લીધે ગાડીની બધી બારીઓ બંધ હતી; ગાડીની અંદર કોઈ નજરે પડયું નહોતું."

"કોઈને ટ્રામમાંથી ઉતરતાં જોયું હતું?" ઇન્સ્પેકટરે પૂછ્યું.

*ડ્રાઈવર અને કંડકટર-બન્નેએ નકારમાં ઉત્તર આપ્યો.*

"ફોરાસ રોડથી વિકટોરીઆ ગાર્ડન સુધી આવતાં કેટલો વખત લાગ્યો હતો?"

"લગભગ દશ મિનીટ"

"ત્યારે એ દશ મિનીટમાંજ આ ગૃહસ્થ ટ્રામમાં ચડેલા હોવા જોઈએ તથા ત્યાર બાદ બીજો એક માણસ ટ્રામમાં ચઢી આ ગૃહસ્થનું ખૂન કરી ઉતરી પડેલો હોવો જોઈએ. આવો અદ્ભુત બનાવ ભાગ્યેજ બને છે. હવે લાસને પોલિસ સ્ટેશને લઈ જવી જોઈએ" આમ કહી પોલિસ ઇન્સ્પેકટરે પોતાના અનુચરોને જમા થયેલા લોક હાંકી કાઢવાની આજ્ઞા કરી. પોલિસ કોન્સ્ટેબલો ફાલતુ માણસોને કાઢી મૂકી મૃતદેહ લઈ જવાની તૈયારી કરતા હતા એવામાં એક ભાડુતી વિકટોરીયા ત્યાં આવી ગિર્દીને લીધે ઉભી રહી. એક યુવકે ગાડીમાં બેઠે બેઠે કોચમેનને પૂછ્યું, "અહીં શું થયું છે? આટલા બધા માણસો અહીં કેમ એકઠાં થયા છે?"

કોચમેને ઉત્તર આપ્યો, "સાહેબ! શું થયું છે-એ હું જાણતો નથી; પરંતુ કોઈનું ખૂન થયું છે એમ સંભળાય છે."

"ખૂન થયું છે!! ટ્રામ ગાડીમાં ખૂન! તું એક બાજુએ ગાડી ઉભી રાખ. હું હમણાંજ આવું છું." આમ કહી એ યુવક કૂદકો મારી ગાડીમાંથી નીચે ઉતરી પડયો તથા લોકોની ભીંડ વટાવી ટ્રામ ગાડી નજીક ગયો; પરંતુ એ વખતે પોલિસ કોન્સ્ટેબલોએ મૃતદેહને ખાટલામાં નાખી ખાટલો ઉંચકી લીધો હતો. આમ હોવાથી યુવક મરનારનું મ્હોં જોઈ શકયો નહિ. પાસે ઉભેલા એક માણસને તેણે પૂછ્યું, "શું થયું છે!"

તેણે કહ્યું, "મહાશય! એક ગૃહસ્થ માણસનું કોઈએ ટ્રામ ગાડીની અંદર ખૂન કર્યું છે. ખૂની ક્યારે કેવી રીતે ખૂન કરી નાશી ગયો એ કોઈ જાણતું નથી."

યુવક ચિંતાતુર ચિત્તે પોતાની ગાડી પાસે ચાલ્યો ગયો, તેણે પોતાના મન સાથે કહ્યું, "કેવું આશ્ચર્ય! આવા મુંબાઈ શહેરમાં આવી રીતે ખુન થાય એ બનવા જોગ છે કે? એ માણસનો મૃતદેહ જોઈ મ્હારા ચિત્તમાં કાંઈનું કાંઈ થાય છે. હું એનું મ્હોં જોઈ શકયો નથી; પરંતુ શરીર જોતાં એ માણસ મ્હારી ઓળખાણવાળો હોય એમ લાગે છે. એ માણસ કોણ હોવો જોઈએ તે હું નક્કી કરી શકતો નથી આવી રીતે પારકી ચિંતા કરવાથી શો લાભ છે? મ્હારા દુર્ભાગ્યની ચિંતા મ્હારે મારે પુરતી છે."

આડીમાં બેસી પુત્રે ડાયમેનને કહ્યું, "બાઇ! તારા અન્ચર જેવા ઘોડાને જરા ઝડપથી ચલાવ."

આવો ભયંકર દેખાવ જોઇ લોક આવા ભાવથી વાત કરી રહે છે એ જોઇ ડાયમેને જોરાં બગાડ્યું.

## મોજ-મજાહ અને છુપી પોલીસના વાંચકોને અગત્યની સૂચના

રા. ગુપ્તદૂતની અનુભવસિધ્ધ લોકપ્રિય લેખિનીથી લખાયેલી આ તદ્દન નવી ભેદ ભરમથી ભરપૂર "ખુબ સુરતીનું ખપ્પર યાને ચાલુ જમાનાની ચુડેલ!" નામની વાર્તા 'છુપી પોલીસ'ના તા. ૭-૭-૨૬ ના અંકથી ક્રમશઃ પ્રસિધ્ધ થનાર છે. ચાલુ જમાનામાં સભ્ય તથા સુશિક્ષિત સુંદરી તરીકે ઓળખાતી એક અને વિલાસમાં ડૂબી જવાની લાલસાથી એક ધાંધાપાકુઓની ટોળી ઉભી કરી કેવાં કમાકમાટ ઉપજાવે એવાં જુલ્મોનક કાર્યો કરે છે, રૂપ જોઇ દિવાના કે પાગલ બની જતા રૂપ હરના નરને જોઇ ચપળ બની જતા સંસારે જ્ઞાનહીન અંધ વિલાસી મધુકરો ખૂબસુરતીના ખપ્પરનો ભોગ થઇ પછી પોતાની જીંદગીની કેવી પાયમાલી કરી નાખે છે અને તેમની સ્થિતિ કંગાલ ફકીર કરતાં પણ કેવી કમનસીબ થઇ પડે છે તેનું તાદૃશ્ય ભેદ ભરેલું વર્ણન વાંચતાં લેખકના લેખનીબલ માટે પાઠકપાઠિકાઓને સાનંદાશ્ચર્ય ઉપજ્યા સિવાય રહેશે નહિ. 'છુપી પોલીસ'ના આરંભમાં જ્યારે રા. ગુપ્તદૂતની "ધરકનો અંજામ" નામની ચાલુ વાર્તા શુરૂ કરી ત્યારે આરંભના અંકો ખલાસ થઇ જવાથી વાંચકોની માગણીને માન આપી એ વાર્તાને પુસ્તકાકારમાં પ્રસિધ્ધ કરવાની જરૂર જણાઇ હતી. આ નવી વાર્તા રા. ગુપ્તદૂતની એક ઉત્તમ ડિટેકટિવ વાર્તા તરીકે પંકાવાની અને તેના આરંભથી વિશેષ ફેલાવો થવાની સંભાવના હોવાથી વિના વિલંબે ગ્રાહક તરીકે નામ નોંધાવવાની પત્રોના રસિક સજ્જનોને વિનંતિ કરવામાં આવે છે.

વ્યવસ્થાપક.

તારીખ ૨૮ મીના મુંબઇ શહેર ઉપર જબરદસ્ત હુમલો કર્યો અને આખા શહેરમાં અંધકાર વ્યાપ રહ્યું હતું અને તોપોના ધડાકા સંભળાઇ રહ્યા હતા જેથી મુંબઇ વાસીઓ બહાર નીકળતાં અચકાતા હતા પણ પાછળથી જણાયું કે મેઘરાજે ગરમીબાઇ ઉપર હુમલો કર્યો હતો.

* * *

ગયા મહીનાની આવતી તારીખે ભીમજીભાઇ બજાએ ગરમીથી કંટાળીને બરફ ખાઇ આપઘાત કર્યો છે જેથી તેના કુટુંબીઓ દર્દના આંસુઓમાં ડુબી મુઆ છે.

એસ. એ. સાયાણી

## સીનેમાના સમાચાર

લખનાર-રા. ચિત્રપટ

નવી ફિલ્મ

શાહે જંગલ—રોયલ આર્ટ સ્ટુડીયો. લેખક તથા ડાયરેકટર મી. ભાવે, ફોટોગ્રાફર મી. રૂસ્તમ ઇરાની.

વસ્તુ—ગોડ બંગાળના લેખક મી. ભાવેએ શરૂઆતમાં આ ફિલ્મ માટે સારી આશા આપી હતી પણ વસ્તુ જોતાં આ ફિલ્મ તદ્દન નિરસ માલમ પડે છે-વચમાં કંટાળા ભરેલા સીન ચાલ્યાં જાય છે.

અભિનય—મી. મીશ્ર, મી. ઉદવાડીયા અને મી. વકીલના મેકઅપ અને એકટીંગ ઠીક છે. મીસ જીલુનું કામ પ્રશંસનીય છે. વાઘ સાથે રમતા મી. ઉદવાડીયા શરૂઆતમાં ગભરાય છે જ્યારે મીસ જીલુની હીંમત ઉપર હમો આફ્રીન છીએ.

ફોટોગ્રાફી—ગમે તેમ પણ ઠીક નથી. ડાર્કરૂમની ભોકાળ કહો કે પ્રીન્ટીંગમાં ખામી કહો પણ સ્પષ્ટ ફોટોગ્રાફી નથીજ.

નવી ખબરો—

મુંબઇની ફિલ્મ કંપનીઓમાં આ મહીનામાં મોટા ફેરફારો ચાલુજ છે, અને હજુ થશે એમ લાગે છે.

કોહીનૂર—રેલીફિલ્મની તરફથી માટે રેકર્ડ હાથ કર્યો હતો પણ આવવાની ચોક્કસ ખબર મળી નથી. જ્યારે લગભગ ચાળીસ માણસોને કંપની તરફથી નોટીસ મળી એમ કહેવાય છે જેમાં કેટલાક જાણીતા નટ અને નટીઓનો સમાવેશ થાય છે અને હવે પછી એકજ ડાયરેકટર મી. હોમી માસ્તર અને કેમેરામેન મી. ડેવારેના હાથ નિચે કહેવામાં આવે છે કે મહીનામાં બે ચિત્રપટો તૈયાર થશે-પણ હાલ તો એવું પણ દેખાયું નથી.

કૃષ્ણ—હજુ મી. માણેકલાલે સ્ટુડીયોની લગામ હાથમાં લીધી નથી. બોલતું બુલબુલ મુંબઇમાં પડેલું નાખવાને બદલે કરાંચી અને અમદાવાદમાં પ્રથમ દેખાડવામાં આવશે. બે દીલની બાદશાહી તૈયાર થઇ ગઇ છે. અને આજકાલમાં ખુબસુરત બલા હાથમાં લેવાશે.

મીસ ગુલાબ—જાણીતી કૃષ્ણ ફીલ્મ કંપનીની નટી મીસ ગુલાબે કંપનીના ડાયરેકટર અને કેમેરામેન મી. કાનજીભાઇ રાઠોડ અને ચતુરભાઇ પટેલ ઉપર જે ફરિયાદ કરી હતી. તેનો નિકાલ સાંભળવા પ્રમાણે આજ કાલમાં થઇ જશે. પણ જે એગ્રીમેન્ટથી મીસ ગુલાબ કૃષ્ણ ફીલ્મ કમ્પનીની સાથે બંધાઇ રહેલી છે તે એગ્રીમેન્ટ કાયમ રહેશે કે કેમ તે શંકાસ્પદ છે.

શારદા—કામ વરસાદને લીધે ધંડુ ચાલે છે.

પાયોનિયર—મી. અસવારોનું સામાજીક ચિત્રપટ તૈયાર થયું છે અને હવે સત્ય વિજયનું કામ ચાલુ છે. મી• અસવારોની ફિલ્મ જેમાં તેમણે મુખ્ય પાઠ ભજવ્યો છે તે "પંચ મહાભૂત." થોડા વખતમાં ઇમ્પીરીયલમાં શરૂ થશે.

રોયલ આર્ટ સ્ટુડીયો—સ્ટાફમાં રીડક્ષન થઇ ગયું છે મી. સાથે અને મીસ દ્વારકાબાઇ છુટા થયા છે-મીસ સખુ પણ છુટી થઇ છે. અને સાંભળવા પ્રમાણે બીજા પણ ઘણાં માણસોને નોટીસ આપવામાં આવી છે. હાલ તો બહારના પીકચરોની તડામારી ચાલુ રહી છે.

હરિફાઇ—કંઇક આગલો જમાનો હમારે યાદ કરવો પડે છે. સ્ટાર અને માદનની હરિફાઇ કોહીનુર અને હિન્દુસ્તાનની હરિફાઇ ઠીક કહેવાય કારણ બન્ને સમોવડીયા હતા, પણ હાલ એક ખુણામાં પડી રહેલી-ગરીબાઇમાં રીબાતી-પણ હુન્નરને આગળ અગ્ર લાવવામાં પહેલી પંક્તી મહારાષ્ટ્ર ફિલ્મ કું. સામે હવે હિન્દુસ્તાન ફિલ્મ કંપની હરિફાઇ કરે છે. અફસોસ—ભકત પ્રહલાદ કાઢી મહારાષ્ટ્રની સામે મુકે છે તે કેવી શોચનીય વાત છે. આ કલાને કંઇક રૂપ જો આપ્યું હોય અને હીંદ ચિત્રપટ કલાથી વખણાયું હોય તો હમો કહીશું કે તે મહારાષ્ટ્ર ફિલ્મ કંપનીથીજ તો તેને મદદ અને ઉત્તેજન આપવાને બદલે તેને કાપવાને લોકો તૈયાર થાય એ આ કલાનું બુરૂં ભાગ્ય નહિ તો બીજું શું ? પ્રભુ લાગતા વળગતાઓને સદબુધ્ધિ આપે.

"ફરિયાદ સીરિયલ—" જ્યારે દેશી સીનેમા પ્રોડયુસરો સીરિયલ કાઢતા નથી ત્યારે રા. દેલવાડાકરે "ફરિયાદ સીરિયલ" કાઢવી શરૂ કરી છે જેમાંના સરસ્વતી અને સ્ટારના બે હફતા બહાર પડી ગયા છે અને સાંભળવા પ્રમાણે થોડા વખતમાં એક ત્રીજો હફતો પણ બહાર પાડવાનો છે.

ફાલતુ કંપનીઓ—

આઇડીયલ પીકચર્સ કારપોરેશનનો આઇડીયલ સીધ્ધાંત હાલ શોધાય છે.

સુદર્શન ફિલ્મનું નવીન નામ હાલ બહાર આવ્યું છે. વધુમાં હવે પછી પણ કામ ચાલુ છે.

સરસ્વતી-દુલારી પુર્ણ થઇ છે અને પરદેશી સૈયાંની શોધમાં મી. જોશી રોકાયેલા છે.

અશોક પીકચર્સ—નું કાર્યક્રમ વરસાદ પછી પુનઃ શરૂ થશે.

* * *

"પ્રોપી" એ ન્યુ યોર્કના મુખ્ય થીએટરમાં એક અઠવાડીયામાં ૭૪,૨૪૧ ડાલરની કમાણી કરીને રેકર્ડ કરેલ છે.

વીલીયમ ફોકસની કૃતી "વોટ્ટ પ્રાઇસ ગ્લોરી"ના પ્રોડકશનમાં એડમન લોને ચુંટી કાઢવામાં આવેલો છે જેમાં વીકટર મેકલેમનનો પાર્ટ ક્રેટન ફ્લેમ ભજવે છે.

જેક હોલ્ટનો કરાર તા. ૨૦ માર્ચ ૧૯૨૬ ના દીને યુનીવર્સલ સાથે પુરો થયો છે અને ભવિષ્યમાં તે શું કરવા માગે છે તે હજી જણાયું નથી.

મેટ્રો ગોલ્ડવીને ન્યુયોર્કના સીનેમાના તખતા-પર ફતેહમંદ ઉતરેલી ફીલ્મ " ટવેલ્વ માઈલ્સ આઉટ " ૪૦,૦૦૦ ડાલરની કીંમતે ખરીદ કરી છે.

સેસીલ ડ મીલે બધા હબસીઓની સીફતોને સ્ક્રીનપર લાવવા ઇચ્છે છે. કદાચ તે "ડેવીડ બેલાસ્કો"ની "લુલુ બેલે" ફીલ્મની ફતેહમંદીના પરીણામે લલચાયલો હોવો જોઈએ.

" ધી થીફ ઓફ ડ્રીમ્સ " નામની ફીલ્મ એમીલ જેનીંગ્સ તરફથી ડીમીટ્રી બુચવેટસ્કી ડાયરેકટ કરવા ધારે છે જે ચિત્રપટ રીચર્ડ કોનલ્લના " એ ફ્રેન્ડ ઓફ નેપોલીયન " નામના પુસ્તક પરથી ઉપજાવી કાઢેલ છે. જેનીંગ્સનું તે ચિત્રપટ સપ્ટેમ્બર માસમાં તૈયાર થઈ જશે.

—•:•—

"વાળ ન વાંકો થાય,
જો એક પ્રભુ કોપે નહીં."

મારનાર કરતાં જીવાડનાર ઘણો જોરાવર હોય છે.

જેના એક પછી એક સજ્જડ પુરાવા

આ ફીલમમાં જુવો અને અજબ થાઓ.

મહારાષ્ટ્ર ફીલમ
કંપનીની નવી
ફીલમ.

મી૦ બાબુરાવ
ની કળાનો
આબાદ નમુનો.




ભ
ક્ત
પ્ર
હ્
લા
દ.

દરેક દરેક કુટુંબે આ ફીલમ અવશ્ય જોવીજ જોઇયે.

શનીવાર તારીખ ૩ ૭ થી શરૂ છે.

વખત તથા ભાવ હંમેશના ચાલુ

# સીનેમા મેજેસ્ટીક ગીરગામ

આવે છે　　આવે છે　　આવે છે

રોયલ આર્ટ સ્ટુડીઓનું શૃંગાર, અને ભક્તિ રસથી છલકાતું ચિત્ર.

રાધા—માધવ..

Reg. No B.

# શનીવારથી શરૂ થઇ ગઈ છે

ટુંક વખતમાંજ પોતાની નવીન પદ્ધતીથી પ્રજાના હૃદયમાં ઉંચુ સ્થાન લઇ બેઠેલી

# શારદા ફીલ્મની નવીન ફીલ્મ

નવા યુગની આગાહી આપે છે નવીન ભાવનાથી નીતરે છે.

# ગુણીયલ ગુલાબ

## યાને પતિઘાતિની સતિ

રાજાના રાજ્યમાં પોતાનીજ બેનને રખાત તરીકે રાખી અંધેર કારભાર ચલાવનાર નીચ દીવાન–અધ્ધર ખોખા ઉડાવી શાંતીમય ચળવળ કરનારને ડાબનાર અત્યાચારી સત્તાધીશ–ત્યારે સ્વદેશ વાત્સલ્યથી ઉભરાતો સ્વયંસેવક બનેલો માથુ ફેરવનાર પ્રજા નાયક–પ્રેમ અને ફરજ–સ્નેહ અને સ્વાર્થના રમણીય પ્રશ્નોમાં મુઝાયલી ગુલાબ–પવિત્ર દેવિ–સાચી સતી શુ શું કરે છે–હરામખોરોના દોર કેમ તોડે છે–પોતાનાજ પતીને કેમ સુધારે છે આખરે આખા દશને બચાવે છે

## તે જોવા–

દુબાશ થીયેટર **કૃષ્ણ સીનેમામાં**

એક લટાર મારી આવજો.

---

અમારાં ચિત્રપટોની બુકીંગ માટે લખો—**મેસર્સ મયાશંકર ઠક્કર એન્ડ કું.**
૪૭, એ. એપોલો સ્ટ્રીટ--કોટ મુંબાઇ

આ પત્ર તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુબઇ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમા મોજ–મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે

વર્ષ ૩ જું અંક ૧૫ છુટક નકલ એક આનો

# મોજ-મજાહ





પ્રમત પ્રેમદાઓ

ચિત્રકાર મી. પોલ થુમેન



# પેલા પ્રસિધ્ધ અને અથંગ ખેલાડીની રૂખમત

જેણે

આજે પાંચ પાંચ અઠવાડીઆંથી તમને એક સરખી મોજ ચખાડી છે

છેલ્લું અઠવાડીઉં **અફલાતૂન** છેલ્લું અઠવાડીઉં ૬ ભાગ

કોમિક સાથે

જીમનો એકરાર! એડવિનની હાર!! લુસીનો પ્યાર! જીતનો બહાર

## સ્પીડનો હમલાના આરોપમાંથી છુટકારો!

આખરે તે હુમલો કરનાર કોઈજ નહિ પણ સ્પીડના કાકાનો સગો છોકરો

એડવિન પુરવાર થાય છે. વેરાના આનંદદાયક જુઠાં સ્વપ્ના!

## આવતા શનીવાર માટે ખાસ

એક અતિ પાવર ફુલ ચિત્રપટ **THE MARK OF ZORRO** જોઇને તમો આશ્ચર્ય પામશે

યાને કમાલે શમશીર

વખત—પા, ૭, ૮ાા, ૧૦ાા, શની રવિ ખાસ ખેલ ૩ાા વાગે

ભાવઃ—રો. ૨, ૧, ૦ાા. ૦ા. ૦, ૦)૭ ટેક્ષ સાથે

## ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ



આષાઢ શુદ ૨.) રવિવાર તારીખ ૧૧ મી જુલાઇ ૧૯૨૬ (વર્ષ ૩ જુ. અંક ૧૫



# યમ સાવિત્રી સંવાદ

લખનાર–રા. ભગવાનરાય ટી. દવે.

યમ — ઉપેન્દ્ર વજ્રા.

મધુર ત્હારા વચનો સુણીને,
પ્રસન્ન હું આજ થયોજ દિલે;
ઇચ્છિત યાચી વરદું સુતા ! લે,
ત્હારા પતિ જીવનનાં વનાજે.—૧૩

સાવિત્રી — શાર્દૂલ વિક્રીડિત

સાસુ ને સસરા ભલા મુજતણાં, છે વૃધ્ધ ચક્ષુ હિણા,
દુઃખો ભોગવતા સદા વન મહીં, તે નેત્ર પામે રૂડા;
માગ્યું છે વિભુ ! એજ મેં તમ કને, ઇચ્છિત તો આપજો,
ને ધરી અમિ દ્રષ્ટિએ ઉભયનાં, દુઃખો બધાં કાપજો.—૧૪

યમ તથાસ્તુ ! — માલિની

તુજ પતિ પિતુ, માતા, નેત્ર રત્નોજ પામે,
રવિ શશિ કર જેવાં તેજ તેમાંજ આવે;
દુઃખ સહુ પળ માંહી, તેહનાં પુત્રી ! જાશે,
વરવર સતિ ! દીધો, તે ફલીભુત થાશે.—૧૫

માટે હવે—

વસંત તિલકા.

કાયા સુકોમળ અતિ સતિ ! તુંજ આ જે,
શાને પીડે અતિ દઇ શ્રમ પુત્રી તેને;
દુઃખે ભર્યો વિકટ માર્ગ બહુજ છે આ,
તેથી હવે શ્રમ તજી વળ પાછી, તું જા,—૧૬

સાવિત્રી — ઉપેન્દ્ર વજ્રા.

શરીર સાથે જ્યમ રેંવ છાયા,
તે રીત હું નાથજ સાથ રાયા !
રે'તાં પતિ સંગ હું સુખ પામું,
પતિ સમીપે મુંજ દુઃખ વામું.—૧૭

હે યમરાજ !

સુનો વદે સજ્જન સાથ મૈત્રી,
ક્ષણિક ત્હોયે સુખ આપનારી;
થયો તમારો પ્રભુ ! આજ સંગ,
મૈત્રી સમો છે વિભુ ! આ પ્રસંગ.—૧૮

ગયો મળે ના કદી હો પ્રસંગ,
યદિ તજી જાઉં હું આપ સંગ;
મુર્ખાંઇ મોટી મુજની ગણાય,
સદાય મ્હારી જગ હાંસી થાય.—૧૯

યમ હે પવિત્ર પુત્રી !

અમી સમી છે તુંજ મિષ્ટ વાણી,
સુણી રિઝયો હું દિલમાંહી શાણી !
ઇચ્છિત યાચી વરદું સુતા ! લે
ત્હારા પતિ જીવનનાં વનાજે.—૨૦

સાવિત્રી — શાર્દૂલ વિક્રીડિત

મ્હારા એ સસરા તણું અરિ દળે, જીતી લીધું રાજ છે,
તેથી આવી અમે સહુ વન મહીં, વાસો વસ્યા રાજ હે !
પાછું રાજ મળે રિપુ નિશ્ચે અને શાન્તિ સદા સુખથી
રિઝયા દેવ ! કૃપા કરી મુજ તણી, વાંચ્છા પુરો સ્નેહથી.—૨૧

યમ—તથાસ્તુ !

અપૂર્ણ.

# જુબેદા

અથવા

## રહસ્યમયી રમણી

### પ્રકરણ ૨૨ મું.

આ ભયંકર ખૂનામરકીની ગરબડ થોડા વખતમાંજ શાંત થઇ ગઇ, હું ભયભીત ચિતે મારા વાસસ્થાને આવી પહોંચ્યો. સુલતાનની પાસે ઉપસ્થિત થઇ તેને મેં જે વાત કરી હતી, તેની ખબર સરદાર ખોજાને પડી નહોતી. પુર્વવત હું તેની આજ્ઞાનું પાલન કરવા લાગ્યો. આ બધા વખતમાં જુબેદાની સ્મૃતિ મારા હૃદયપટપર રાત-દિવસ જાગ્રત રહ્યા કરતી હતી. પ્રેમની સ્મૃતિ વાલુકારાશિપર લખાયેલી હોતી નથી, તે તો પત્થરપર કોતરેલી હોય છે-તેના ડાઘ ક્યારેય ભૂંસાતા નથી.

મારા વાસગૃહ માહેલો દારૂગોળો મેં ઉડાવી દીધો હતો, એવી કોઇના મનમાં શંકા પણ આવી નહોતી. બધા તેને દૈવ દુર્ઘટના માનતા હતા. મારૂં વાસસ્થાન બળી જવાથી મને રહેવા માટે બીજી જગ્યા આપવામાં આવી હતી.

સુલતાનના મૃત્યુ બાદ રાજ્યમાં કોઇ જાતની ઉથલપાથલ થઇ નહિ! કેવું અદ્દભૂત રાજ્ય! પ્રજાએ જાણ્યું કે, શિકારે જતાં જંગલી પશુના તેઓ ભોગ થઇ પડ્યા! બાકી જેઓ ખરી હકીકત જાણતા હતા, તેઓને તો સુલતાનની સાથે ખુદાના દરબારમાં પહોંચાડી દેવામાં આવ્યા હતા, જ્યારે બીજાઓ વજીર પક્ષના હોવાથી સ્વાર્થને ખાતર મૌન ધારણ કરીને બેઠા હતા.

પરંતુ જે દિવસે સુલતાનની બે મુખ્ય બેગમોનો ખોજાઓને હાથે વધ કરવામાં આવ્યો, તે દિવસથી જનાનખાનાની બીજી બેગમો તથા માણસોના મનમાં સંદેહ ઉત્પન્ન થઇ ગયો હતો, અને હવે કોના પ્રાણ ક્યારે જશે એવા ડરથી દરેકનાં મન રાત દિવસ ધડકતાં હતાં.

વસ્તુત: સુલતાનના મૃત્યુ બાદ અનેકના પ્રાણ તેના દેહથી વિચ્છિન્ન કરી નાખવામાં આવ્યા. એક પછી એક બેગમોના શબો મારી દૃષ્ટિ સમીપથી ચુપચુપ જવા લાગ્યાં. હું અવાક થઇને તે દિશા તરફ મંત્ર મુગ્ધની માફક જોઇ રહેવા લાગ્યો. પડદા પાછળ જે વિચિત્ર ભયંકર હત્યાકાંડ ચાલી રહ્યો હતો; તે જોઇ મારૂં હૃદય ફાટી જતું હતું.

આખરે સુલતાનનો પુત્ર અબદુલ કરીમ, ગાદીએ બેઠો, આખા નગરમાં ઉત્સવ ઉજવવાનો હુકમ ફરમાવવામાં આવ્યો. રાજ્યને ઉત્તમ રીતે પત્ર, પુષ્પ, પતાકા, આદિથી રીતે શણુગારવામાં આવ્યો અને રાત્રિના વખતે દિપમાલાઓ સમસ્ત શહેર ઝગમગી ઉઠ્યું, તે દિવસે ગુલામોને પણ મોજ-મજાહ કરવાની છુટી આપવામાં આવી.

આ ઉત્સવના દિવસે મને પણ છુટી મળેલી હોવાથી [ ] મને હું વિશ્રાંતિ લેતો હતો એટલામાં મને કહેથી મૃદુસ્વરે બોલાયલા શબ્દો મારે કાને પડ્યા:- અય પરદેશી! ચેતીને ચાલજે. તારા શત્રુઓના હાથમાં સપડાતો નહિ."

આ કોણ બોલ્યું? હું વિસ્મિત બની ચારે બાજુએ જોવા લાગ્યો. એક ભીમના જેવા શરીરવાળો કદાકાર બલીષ્ટ હબસી મારી દૃષ્ટિએ પડ્યો. તેને જોઇ હું ચમકી ઉઠ્યો હું પરદેસી છું એમ તેણે શા પરથી જાણ્યું? મારો ભેદ જો જણાઇ જાય તો ધડ પર માથું રહે એમ નહોતું એટલે હું વિશેષ ભયભીત બન્યો.

મારી આવી સ્થિતિ જોઇ આશ્વાસન આપતો હોય તેમ તે બોલ્યો:-" ગભરાશો નહિ હું તમારો શત્રુ નથી, મરૂભૂમિને પાર કરી તમે અહિં આવ્યા છો અને સુલતાનના સંસારમાં દાસ થઇ દિવસો વીતાવો છો. એટલુંજ નહિ પણ વચ્ચે વચ્ચે તમે તમારી ભાગ્યદેવીની નિંદા કરો છો, તે બધું મારાથી અજાણ્યું નથી. છતાં મને શત્રુ નહિ માનતાં મિત્ર માનજો. જુઓ, તમારાપર એક પત્ર છે!"

"પત્ર? મારા નામે? કોણે મોકલ્યો?" મેં અજાયબ થઇ પુછ્યું.

"સાહેબ; એક સાથે ત્રણ પ્રશ્ન પુછો છો? આટલા બધા વ્યગ્ર કેમ બની ગયા છો? તમારા એક પણ પ્રશ્નનો હું જવાબ આપીશ નહિ. લ્યો આ પત્ર અને હું ચાલ્યો જાઉં પછી ખોલજો. તમારા શત્રુઓ ચારે દિશાએ ફરી વળ્યા છે આજે શહેરમાં ઉત્સવ હોવાથી તમારી પાસે આવી શક્યો છું અલ્લા તમારૂં ભલું કરશે ચાલો, સલામાલેકમ!"

ધણુંજ મૃદુસ્વરે ઉપરોક્ત શબ્દો ઉચ્ચારી હબસી ચાલ્યો મેં કૌતુક, ભય અને વિસ્મયની કેટલીક લાગણીઓ અનુભવતાં પત્રને ફોડી જોયો. આ પત્ર અરબ્બી ભાષામાં લખેલો હતો—

"હે પરદેશી જુબેદાના જીવનસર્વસ્વ! આજે એક મિત્રની સલાહ માન્ય રાખજે. આજે તને એક ખુશખબર આપું છું. આજે રાત્રિના પ્રથમ પ્રહરે તને છુટો કરવાનો પ્રયત્ન કરવામાં આવશે તે વખતે સાવચેત રહેજે. તારો એક અપરિચિત મિત્ર તને મળશે અને 'બિલામુ' શબ્દનો ઉચ્ચાર કરશે. આ શબ્દ સાંભળી તું તેનું અનુસરણ કરજે. તેને કોઇ જાતનો પ્રશ્ન પુછીશ નહિ પોલ્ત પહેરેગીરો આજે આનંદ ઉત્સવમાં ઉન્મત્ત બની ગયા છે એટલે તારો મિત્ર તને વગર હરકતે છુટો કરવાને શક્તિવાન થશે તું ભય પામતો નહિ. અલ્લા તારૂં ભલું કરશે."

પત્ર મારા હાથમાંથી સરી પડ્યો! શું આ ક્લેશકર દાસત્વમાંથી મારો ઉધ્ધાર થશે? કોની મહેરબાનીથી? અયાચિત ભાવે આ શત્રુપુરીમાં મારા પર અમૃતબુંદ વર્ષાવનાર કોણ હશે?

જુબેદા સાથેના મારા ઘનિષ્ટ સંબંધ વિષે પત્ર લેખકે કેમ જાણ્યું ? શું અહિંના પ્રધાન હાજી ઈમામે મારી વિપદની કથા જાણી મદદ કરવા ઇચ્છ્યું હશે ? જુબેદા શું હજી પણ જીવતી છે ? ત્યારે પેલો હાથ કોનો જોવામાં આવ્યો ?–આવી રીતે સંદેહના વમળમાં વિંટળાઈ મારૂં મન ઉન્મત્તની માફક ભમવા લાગ્યું.

યથા સમયે સૂર્યાસ્ત થયો અને રાત્રિ પડી. આકાશમાં ચંદ્રનો ઉદય થયો. તેનાં કિરણોએ પશ્ચિમ દિશાના છેડે એક પ્રકારની અવર્ણનીય છટાનો વિકાસ કર્યો, રાતના લગભગ નવ વાગે હું દીવા પાસે બેસી એક તલવારની ધારને તેજ કરતો હતો, એવામાં સફેદ પોષાકમાં સજ્જ થયેલો, વચેટ ઉમરનો દીર્ઘ દેહવાળો પુરૂષ ચુપકીદીથી મારી સામે આવી ઉભો રહ્યો. તથા ધીમા અવાજે બોલ્યો:–"સલામ સાહેબ! બત્તીને બુઝાવી નાખો. આપણને અહિંથી બહાર નીકળી જતા કોઈ જોઈ ન શકે, એની સંભાળ રાખવાની જરૂર છે."

એકજ ફૂંકથી મેં બત્તીને બુઝાવી નાખી. બત્તી બુઝાઈ ગઈ એટલે મારા સોબતીએ પોતાનાં અંગવસ્ત્રનાં આવરણમાંથી એક પોષાક બહાર કહાડયો. એ પોષાક એણે ધારણ કરેલા પોષાક જેવોજ હતો, એમ હું ચંદ્રના સ્નિગ્ધ પ્રકાશમાં જોઈ શકયો. મારા સાથીએ માથાપરનો ફેંટો ઉતારી તેનો એક ભાગ મને આપ્યો. પછી તેણે કહ્યું—"દોસ્ત! તમે મારા ઉપર વિશ્વાસ રાખી શકો છો. આ પોષાક પહેરી લઈ મારી સાથે ચાલો."

વિના વિલંબે મેં તેની સૂચનાને અમલમાં મૂકી. ગુલામનો વેષ છોડી દઈ મેં ગૃહસ્થનો વેષ ધારણ કર્યો. પછી મારા સાથીએ તેજ ધારવાળી એક કટાર મને આપતાં કહ્યું:– "આ હથિયાર તમારી પાસે રાખો. ભવિષ્યમાં તેની જરૂર પડવાનો સંભવ છે."

મેં કટાર હાથમાં લઈ કમર સાથે કટિબંધમાં મિયાન કરી. પછી અમે બંને જણા બહાર નીકળી પડયા.

સાથીએ હસીને કહ્યું:– "હવે તમે ગુલામ નથી. નિર્ભયતાથી ચાલો. દરવાજાપરના પહેરેગીરો આપણને જોઈ શકે નહિ એવી સંભાળ રાખજો સંકટ સમયે ગભરાઈ જવું ઉચિત નથી 'હિમ્મતે મરદા તો મદદે ખુદા' એ તમે કયાં નથી જાણતા?"

ફરતા ફરતા અમે દરવાજા આગળ ગયા. આખો દિવસ તડકીફ ઉઠાવી રાતના મોજ–મજાહ કરી મસ્ત બનેલા પહેરેગીરોએ એક વખત તીરછી નજરથી અમારા તરફ જોયું. અમે ઓળખાઈ ન જઈએ એટલા માટે તેમના તરફ નહિ જોતાં આગળ વધ્યા. નવા પોષાકમાં હું તદન બદલાઈ ગયો હતો. દરવાજાનાં બારણાં બંધ હતાં. તે એક પહેરેગીરે દોડી આવી ઉઘાડયાં. અમે દેવડી વટાવી પસાર થઈ ગયા.

આવી રીતે ઘણો માર્ગ વટાવી ઘણા પહેરેગીરોની નજર ચુકવી અમે મુખ્ય દરવાજે ખડા થયા. હવેજ કટાકટીનો મામલો હતો! એક સુદાની પહેરેગીર સચેત સ્થિતિમાં એ દરવાજાનું રક્ષણ કરતો હતો. એ માણસ શેરમર્દ હતો. તેનો ચહેરો ઘણો ભયંકર હતો.

અમને નજીક આવેલા જોઈ તેણે ઓળખાણ પૂછી. તથા ભેદી દૃષ્ટિથી તે અમારા તરફ જોઈ રહ્યો. ભયની ભાવનાથી અમારાં મ્હોં સફેદ પૂણી જેવાં થઈ ગયાં. જીગર જોરથી ધબકવા લાગ્યું, અને કપાળ પસીનાથી ભીંજાઈ ગયું. છતાં મારો સાથી વિલક્ષણ ચતુર હતો. સમય સૂચકતા વાપરી તે બોલી ઉઠયો:– "કેમ છો દોસ્ત! તમારી આંખોનું નુર પણ ઘટી ગયું છે કે શું ? હજી તો તમે ફાંકડા જવાન છો. જોઈ શકતા નથી કે હું આઝમાનનો કાજી અબ્દર રહેમાન છું, અને આ મારા સાથીદાર કાલે કોહાનના મુખ્ય મૌલવી હાજી બશીર છે. જો તમે અમને ઓળખી ન શકતા હો, તો નોકરી છોડી ઘેર જાવ. તમારી સાથે લાંબી વાતચિત કરવા જેટલો અમને વખત નથી. અમારા નવા સુલતાન અબ્દુલ કરીમખાં બહાદુરને જરૂરી બાતમી પહોંચાડવાનું કામ બજાવવા અમે જઈએ છીએ."

કાળા હબસી જેવો દેખાતો એ દૈત્ય મારા સોબતીની ચતુરાઈથી ભુલાવામાં પડયો. ઝડપથી તેણે મુખ્ય દરવાજાનાં દ્વાર ખુલ્લાં કર્યાં રીવાજ એવો હતો કે, સૂર્યાસ્ત થયા પછી મુખ્યત્વે કરી એ દ્વાર બંધજ રાખવામાં આવતાં; પરંતુ સુલતાનને પહોંચાડવાના જરૂરી સમાચારમાં રોકાણ કરવાનું એ પહેરેગીરને સલામતી ભરેલું લાગ્યું નહિ. ખુલ્લાં દ્વારમાંથી બહાર નીકળી અમે નિશ્વાસ મૂકયો એવામાં એક સિપાહી બોલી ઉઠયો:– "આ માણસોએ ખોટી ઓળખાણ આપી છે. એ બનાવટી કાજી છે એનું અસલ નામ હમ્મા છે. એ મરૂભૂમિનો લુંટારો છે. એની ભયંકરતાનો પાર નથી. એ આપણો કટ્ટો દુશ્મન છે. વળી તેનો સાથેનો માણસ આપણા સરકારનો ગુલામ છે. ખોજા સરદારના તાબામાં એને રાખવામાં આવ્યો હતો."

ચો તરફથી ઘણા માણસો દોડી આવી એ સ્થળે જમા થયા યુવક સિપાહીનાં ઉપરોક્ત વચન સાંભળી જબરો કોલાહલ મચી રહ્યો મુખ્ય પહેરેગીર જોરશોરથી બોલી ઉઠયો:– "પકડો, જલદી પકડો! બદમાસ ફરેબીઓને હમણાંને હમણાં મારી પાસે લાવો."

આંખની પલક પડે એટલામાં તો દસબાર તેજ ધારવાળી તલવારો અમારા બંનેના સરપર ઝીઝુમી રહી. મારા સોબતીએ પાસે ઉભેલા એક પહેરેગીરને તલવારના એકજ વારથી જમીનદોસ્ત કર્યો. તથા બીજા એકને એટલા જોરથી લાત મારી કે, તે આઠ દસ ડગલાં દૂર જઈ ધુળ ચાટવા લાગ્યો. એ સમય દરમિયાન મારી કટારને મિયાનમાંથી બહાર ખેંચી કહાડી શત્રુઓના સિકંજામાંથી મારો બચાવ કરી હું નગરને માર્ગે આગળ વધ્યો. પરંતુ કાર્યમાં હું સફળ થયો નહિ. જબરા હુમલાનો આરંભ થયો. બે માણસો મારાપર તૂટી પડવાની તૈયારી કરવા લાગ્યા; પરંતુ ચાલાકી વાપરી જે માણસે મારો જમણો હાથ પકડી લીધો હતો તેના હાથમાંથી હાથ છોડાવી મેં તેના ગળાને કટારની ધારથી ચીરી નાખ્યું. આમ છતાં હું પલાયન કરી શકયો નહિ. એક

હબસી ભૂખ્યા વાઘની માફક મારા પર તૂટી પડયો. છુટા થવાની આશા મારા મનમાંથી દૂર થઇ ગઇ. અફસોસ! મારે પાછું અહિં કેદી થવું પડશે કે? ન્હાસી જવાના અપરાધ માટે કદાચ મારા શરને છેદી નાખવામાં આવશે! ક્ષણકાળની અંદર આખી જહાન મારી નજરે જાણે કે, ભમરડાની માફક ચકર ચકર ફરવા લાગી

છતાં ખુદા મારો મદદગાર હતો. વિના વિલંબે મારા સાથીદારે દોડી આવી, જે હબસી મારા પર હુમલો કરવા તૈયાર થયો હતો, તેને કટારની ધારથી જમીનપર સુવાડી દીધો. કટારની ધારે તેના મસ્તકને છેદી નાખ્યું હતું.

જોત જોતામાં બીજા એક સિપાહીએ દોડી આવી મારા સાથીપર હુમલો કરી તેને પૃથ્વી પર પછાડયો. મારી આસપાસ કોઇ જોવામાં નહિ આવવાથી હું ઉંચા શ્વાસે નીરવેગે દોડયો. કઇ તરફ દોડયો. તેની મને ખબર નહોતી. કેમકે મારૂં ભાનસાન ગુમ થયું હતું.

મને ન્હાસી જતો જોઇ ૭ સાત સિપાહીઓ મારી પાછળ દોડયા. તેઓ મોટા અવાજે બુમો પાડવા લાગ્યા:- "એ બદમાસને મારી નાખો તેને ન્હાસી જવા દેશો નહિ. પકડો-પકડો! પકડી ન ન શકાય તો ગોળીબાર કરો."

મારાં સદ્ભાગ્યે એ વખતે કોઇની પાસે બંદુક નહોતી!

(અપૂર્ણ)

"ઇશ્વર કરે તે તેમ થાવ, પણ મને જ્યારે તમારા મિત્રનો જવાબ યાદ આવે છે; ત્યારે મારૂં હૈયું તુટીને કકડા થઇ જાય છે. તે ઉપરાંત આ બધી બીના, તમારા મિત્રનું ખૂન, તમારી રિવોલ્વરનું ત્યાં મળી આવવું, તેણે જે નાણાં મંગાવ્યા હતા તેમાંની નોટો તમારી પાસે નીકળવી, એ બધાંનું શું પરિણામ આવશે ? ઓ દયાળુ દેવ !" એટલું તેણે ધ્રુસકો મુક્યો, અને ધબ લઇ જમીન પર પડી.

આ દયાજનક દેખાવથી લેશ પણ અસર ન થઇ હોય તેમ જડજે શાંતપણે સવાલ પુછવાનું ચાલું રાખ્યું.

"ત્યારે તમારા મિત્રે તમને કાગળ લખ્યો હતો ?"

"હા" જડભારતની પેઠે ઇવાનોફે જવાબ આપ્યો.

અપૂર્ણ.



# "કેવળ પ્રેમ માટે—"

લખનાર-રા. ઉમીલ મહેતા.

એક ઓરડામાં દીવો ધીમે ધીમે સળગતો હતો, ઓરડાનું બારણું ઉઘાડું હતું. બહારથી જોનારને, બહારનો ગાઢ અંધકાર બારણામાંથી આવતા નિર્જીવ પ્રકાશને કેમ જાણે ગળી જતો હોય તેવું લાગતું હતું. આવી સ્થિતિમાં ઓરડામાં રહેલા તરૂણની હાલચાલ માલુમ પડતી ન્હોતી. તે તરૂણ કોઈ વખત પલંગપર તો કોઈ વખત બારણામાં ઉભો રહી વિચારમગ્ન મુદ્રાથી બહાર આકાશ તરફ એકીટશે જોઈ રહેતો. જાણે કેમ તેના પ્રશ્નનો ઉત્તર આકાશમાંથી નિરક્ષણ કરતી ચમકતી "ચાંદની" દેતી હોય! એકંદર તેની બાહ્ય ચળવળથી તેના મનમાં ચાલેલી ચિંતાની કલ્પના થવી શક્ય હતી, સિવાય તરૂણના વિચાર તેને સ્વસ્થ સ્થિતિમાં રહેવા દે તેવા ન હતા કે પણ વિશેષ મહત્વના વિચારથી તેનું મન આજ અસ્વસ્થ થયું. તેના મનમાં વિચારોની પરંપરા ચાલતી હતી. છેવટે "પ્રભુ! મારી આયુષ્યની ઝુલતી નૌકાને તારા સુંદર કીનારે સુરક્ષિત ખેંચી લાવવામાં મદદ કરવા તારી કૃપાળુ નજરનો પ્રકાશ મારા માર્ગપર ફેંક, આ મારી પ્રાર્થના તું ભૂલી નથી ગયોને?" આવા વિચારમાં તેને નિદ્રા આવી ગઈ.

સવારે સાત વાગે મધુકર નિદ્રામાંથી જાગ્યો. સ્નાન વિગેરે આટોપી જમવાનું પણ પતાવ્યું મધુકરનું મન અસ્વસ્થ હતું—પાર્વતીબાઈએ (મધુકરની માતા) આવતા સમારંભમાં અવશ્ય લાગતી વસ્તુની તૈયારી કરી. દેવપ્રસાદ સાથે સંબંધ એટલે તેના વૈભવને છાજે તેવો ઠાઠ કરવાની જરૂર હતી. મધુકરે આ સંબંધે જવાબ આપતાં પોતાની ઉદાસીનતા તેણીને જણાવા દીધી નહી; પાંચ વાગ્યા, મધુકર ક્યાંક ફરવા જવા બહાર પડ્યો; પરંતુ તેના પગ તેને "સુમન બાગ" તરફ લઈ ગયા. આ બાગ ઘણો વિસ્તીર્ણ હોવાથી તેમાં ઝાડી અતીશય ગાઢ હતી. બાગના મધ્ય ભાગમાં એક સુંદર તળાવ હતું, અને તેમાં સર્વકાળ પાણી ભરપુર હોવાથી કમળની ગીરદી હતી. પોતાની પુત્રીના નામપરથી દેવપ્રસાદે તેનું નામ "સુમન બાગ" રાખ્યું હતું. આ કારણથી તે બનતેજ સુંદર બાગના નામમાં એક પ્રકારની વિશેષ મોહકતા પ્રાપ્ત થઈ હતી. બાગમાં આવતાંજ મધુકરનું હૃદય થરથરવા લાગ્યું. પોતાના આયુષ્ય પ્રવાહને વળણ દેનારી, સંસારના વિકટ પ્રસંગમાં યોજન કરનારી, પુરૂષાર્થનું પરાક્રમ બતાવવામાં સ્ફુર્તિ દેનારી, રોજના વ્યવહારમાં કર્તવ્યનો અમલ કરનારી,—આવા નાના પ્રકારના જોખમી કામ પોતાની પ્રેમ શક્તિથી પાર પાડનારી, દ્રષ્ટિપર પ્રસરની ચાલતી-બોલતી પ્રતિનિધીનું આજ દર્શન થયું તો—મારી બાગ દેવતાનું દર્શન થયું. તો—અપરઃ તેનાથી ઉલટું; આ વ્યવહારી જગતમાં નંદનવનની આશા રાખનારા મારા અજાણ હૃદયને હથેલીમાં લાવવા માટે—મારી ભૂલનું ઉઘાડાપણું દેખાડવા માટે—મારા સુંદર પણ ખોટા સ્વપ્નમાંથી મને જગાડવા ખરાખોટાને અનુભવ કરી બતાવવા—જો તે મુર્તિ અહિંયા દેખાય તો—આવા બે વિરોધી પ્રકારના તર્કના તોફાનમાં તેનું મન ગુંચવાયું હતું. એકદમ તેનો વિચાર બંધ પડ્યો. બે સુંદર તરૂણી તેની આગળ હસી મશ્કરી કરતી ચાલતી હતી. તેમાંથી એક સુમન છે તે મધુકરે તુરત જાણી લીધું; અને બીજી તેની સખી હશે એવો તેણે તર્ક કર્યો બેઉ તરૂણી એક બાંકડાપર બેઠી, મધુકર પણ તેમનાથી થોડેજ દુર પછવાડે બેઠો. બન્ને વચ્ચે નીચે પ્રમાણે સંવાદ ચાલતો હતો.

"કેમ કુસુમ, તું કહેતી હતી તે "કેવળ પ્રેમ માટે" વાર્તા મેં પુરી વાંચી—તે લેખકનો અનુભવ આપણા જેટલોજ લાગે છે; "કેવળ પ્રેમ માટે" તે આપણા ઉપરથીજ કલ્પના છે તેમ તને નથી લાગતું? તે પ્રેમ કલ્પનામાં અપૂર્ન છે પણ તે આપણે માટે અસાધ્ય."

"એમ કેમ કહે છે સુમન" કુસુમ બોલી "પ્રેમ માટે સ્વાર્થ ત્યાગ અશક્ય કેમ હશે! નીર્જીવ સુમનિની તો વાત શું? પણ પ્રેમ માટે જીવ આપનારી માણસ જાતમાં તે નિમંત્રુ કેમ નહી થયું!"

"મને આ કલ્પનાનો ખેલ લાગે છે. બીજું શું!"

"હમણાં કલ્પનાનો ખેલ લાગે છે" કુસુમ બોલી. "પણ મધુકરના પ્રેમ સંગીતમાં તલ્લીન થઈશ એટલે આ સત્યનો તને અનુભવ થશે."

"તને પોતાને કંઈ થયું તો મુળ વાત પરજ આવવાની—આ કમળ કેટલું સુંદર દેખાય છે!"

"જો મધુકર સિવાય કમળની શોભા ક્યાં છે!" કુસુમ હસતી બોલી "તને મધુકર અહિંયા ફરવા આવે તો કેટલી મઝા પડે! જ્યાં ત્યાં સૌંદર્યની બહાર આવશે નહી કે!"

ઉપરનો બધો સંવાદ મધુકરને સ્પષ્ટપણે સંભળાયો તેના અંતઃકરણમાં અધિક જોરથી ચળવળ શરૂ થઈ. પોતે લખેલી "કેવળ પ્રેમ માટે" વાર્તાની પોતાની નાયિકા કલ્પના સૃષ્ટિમાંજ રહેશે અને પોતે સંસારમાં ફસાશે એવી બીની લાગતા થકી તે મનમાં બોલ્યો "પ્રભુ! માનવી આશાનો શું એજ શું તારાપર પૂર્ણ વિશ્વાસનું ફળ! મધુકરનું મન એકદમ અસ્વસ્થ થયું. તેના આયુષ્યનું નાનકડું વહાણ આટલા મોટા તોફાનમાં કોઈ દિવસ સાંપડ્યું ન્હોતું. તેનો માર્ગ તેને સ્પષ્ટપણે દેખાયો નહી, તે તેમજ ઘેર આવ્યો અને વિચાર કરતો આરામ ખુરસીપર પડ્યો. તેની દ્રષ્ટિ સામે બે સુંદર ચિત્રો રમવા લાગ્યા; એક તેની ભાવી પત્ની સુમનનું અને બીજું કુસુમનું તેનું મન. "આ ચિત્ર જો અને આ ચિત્ર જો." એમ કહેતું હતું. બેઉ ચિત્રો તેના નેત્રને સરખાજ સુંદર દેખાયાં; પણ હૃદયને બેઉ ચિત્રોમાં ખરો તફાવત

દેખાયો. સુમન આંખને આનંદ દેતી તો કુસુમ નેત્રવાટે હૃદયમાં પેસી પોતાની સુગંધીથી હૃદયને આનંદ સાગરમાં સ્નાન કરાવતી, સુમન સંબંધે તે જેમ જેમ અધિક વિચાર કરવા લાગ્યો તેમ તેમ કુસુમની સર્વાંગ સુંદર મુર્તિ તેની સામે ઉભી રહેતી. કલ્પનાએ દોરેલું સુંદર મૂર્તિનું મૂર્તિમંન સ્વરૂપનું દર્શન આજે થયું એમ તેને લાગ્યું આ પ્રમાણે તેના હૃદયની સ્થિતિ હતી. કે પણ થાય તો માતાની ઇચ્છા વિરૂધ્ધ જવું નહી, એ નિશ્ચય તેણે મન સાથે નક્કી કર્યો. મનમાં ચાલતી આ પ્રચંડ ચિંતની તેણે પોતાની મુદ્રાપર બિલકુલ છાયા પડવા દીધી નહી અને તેથીજ પાર્વતીબાઇના લક્ષમાં આ પ્રકાર બીલકુલ આવ્યો નહી. ખાઇ પી સર્વ સુઇ ગય. માત્ર બીચારા મધુકરનું મન આ પ્રકારના વાદળાથી ઘેરાયલું હોવાથી તેને નિદ્રા આવવી શકય ન્હોતી. પાછલા પ્હોરે તેને જરા નિદ્રા આવી અને એટલામાં તેને એક સ્વપ્ન આવ્યું સ્વપ્નમાં કોઇ વિકાળ પુરૂષ તેને લઇ જાય છે એમ તેને દેખાયું મધુકર ગભરાયેલી મુદ્રાએ ચારે બાજુ મદદ માટે જોવા લાગ્યો. ઘણે દૂરથી એક સૌંદર્યવાન યુવતી પોતાની તરફ આવતી દેખાઈ. તે પાસે આવી અને બોલી " મધુકર ગભરાઇશ નહી " મધુકરે પુછ્યુ " દેવી તુ કોણ છે અને અહીંયા મને બચાવવા માટે કેમ આવી ? ' યુવતી બોલી " બરાબર નજર કર હું કોણ છું ?" મધુકરે જોયું કુસુમની હસતી મુદ્રા તેણે ઓળખી, મધુકર બોલ્યો " કુસુમ આટલું જોખમ તેં મારા માટે કેમ ખેડ્યું ? " કુસુમના ચહેરા પર પ્રેમની લજ્જાયુકત લાલ છટા પ્રસરવા માંડી, તે બોલી " કેવળ પ્રેમ માટે " તે વિકાળ પુરૂષ એકાએક ન્હસી ગયો. એટલામાં તારવાળો સીપાઇ બારણામાં આવી ઉભો રહ્યો પાર્વતીબાઇએ મધુકરને જગાડ્યો અને તારની ખબર આપી. મધુકરે તારના ફોર્મપર સહી કરી અને તાર વાંચવા લાગ્યો. પાર્વતીબાઇ મધુકરના મુખ તરફ ચિંતાતુર દૃષ્ટિથી જોતી હતી. મધુકરે તાર વાચ્યો. બેંક ભાંગી, રૂપીયાના ચાર આના મળવા મુકરેલ છે. એઉના હૃદયને ધકકો લાગ્યો.

મધુકરના નામપર તેના પિતાએ વીસ હજાર રૂપીયા બેંકમાં મુકયા હતા. આ પૈસાપર તેનો આધાર હતો. આ આધાર એકાએક તુટવાથી મધુકર જો કે ગંભીર બનેલો હતો. તો પણ તેને લાગી આવ્યું. એઉએ વિચાર કર્યો કે આ વાત દેવપ્રસાદના કાન પર નાખવી અને તે કહે તે પ્રમાણે કરવુ એમ તેઓએ ઠરાવ્યું. આનું પરીણામ લગ્ન તોડવા જેવું આવે તો પણ બહેત્તર પણ પોતાની સાંપત્તિક સ્થિતિની દેવપ્રસાદને કલ્પના કરવા ન દેવી એટલે તેની સાથે લુચ્ચાઇ કરવી એમ તેની મનોદેવતા તેને કહેવા લાગી નકકી થયા પ્રમાણે એ વાગે દેવપ્રસાદને ઘેર જવા મધુકર બહાર નીકળ્યો. જતા જતાં તેને પોતાનું ચમત્કારિક સ્વપ્ન યાદ આવ્યુ, અને કુદરતી રીતે કુસુમની મનોહર મૂર્તિ આંખ સામે ખડી થઇ. તે મનમા વિચાર કરવા લાગ્યો. ખરેખર ! આ સ્વપ્નને મારા છવીત સાથે કે સંબંધ હોય તો ? તેને કે સમજ પડી નહીં આવી સ્થિતિમાં તે દેવપ્રસાદના દિવાનખાનામાં જઇ ઉભો રહ્યો. દિવાનખાનામાં કોઇ ન હતું એકજ એક આરામખુરસી પર " મોજ-મજાહ "નો અંક લઇને હતી. મધુકર સામે આવી ઉભો રહ્યો તો પણ તેણીનું તેનાપર પડ્યું નહી. તેણી પોતાના વાંચવામાં ગર્ક હતી; તેણીની સામે તટસ્થ ઉભો રહ્યો. તેણીના સૌંદર્ય તેજથી અંજાઇ ગયો. પોતા પર એકાએક આવેલી આપત્તીનું પણ વિસ્મરણ થયું. તેને સૌંદર્ય દેવતાના દર્શન થયા જેવું મુખમાંથી શબ્દ બહાર પડે નહી. સર્વ અવયવની શકિત આવી હતી રાત્રિના સ્વપ્ન પ્રમાણે આ પણ સ્વપ્ન છે કે એમ તેને કિંચિત્કાળ લાગ્યું.

અહિંયા કુસુમનું વાંચન પુરૂં થયું. " કેવળ પ્રેમ માટે આ મનોરંજન વાર્તા તેણીએ એક વખત વાંચી હતી છતાં બીજી વખત વાંચતી બેઠી હતી. વાર્તા પુરી થતાં આંખ મીચાઇ. હાથમાંથી પુસ્તક જમીનપર પડ્યું. આંખ મીચી વાર્તાની નાયિકા સંબંધે વિચાર કરવા લાગી, તેણી પોતાના મનમાં બોલતી હતી." હૃદયેશ્વર માટે કુસુમ પણ પોતાના પ્રાણુ કુસુમ અર્પણ કરશે પણ તે હૃદયેશ્વર કયાં ?" આંખ એકાએક ઉઘડી, સામે મધુકરની મોહક મૂર્તિ ઉભી હતી. તેણીના હૃદયમાં તનમનાટ શરૂ થયો. તેણીની શાંત મનોહર મુદ્રા ગભરાયેલા દેખાવા લાગી. મધુકર બોલ્યો કુસુમ મ્હને ક્ષમા કર. તારા સમાધી સુખમાં હું અડચણ રૂપ થયો પણ દેવપ્રસાદનું મહત્વનું કામ હોવાથી અત્યારે આવ્યો છું.

" દેવપ્રસાદ સુતા છે. જાગવાનો વખત થયો છે. તમે થોડો વખત—હરકત ન હોય તો—આ ખુરસીપર બેસો. દેવપ્રસાદ હમણાં ઉઠશે, સુમન તેની એક સખીને મળવા ગઇ છે." છેવટનું વાકય બોલતાં કુસુમ કિંચિત હસી; મધુકર સામેની ખુરસીપર બેઠો. તેણી આગળ બોલી:— તમારીજ મારે ક્ષમા માગવી જોઇએ કારણ કે તમે આવી આટલો વખત ઉભા રહ્યા છતાં પણ તે વાર્તાના નાદમાં—"

" કઇ વાર્તા તે."

"કુસુમના ગાલપર લજ્જાની લાલી ઝળકીઉઠી. તેણી બોલી." તમે વાંચી હશે મોજ-મજાહ માં આવેલી " કેવળ પ્રેમ માટે " એ વાર્તા મેં તે બે વખત વાંચી પણ ફરી ફરી વાંચવાનું મન થાય છે. એ લેખકની બધી વાર્તા ચટક લાવનારી છે, પણ આ વાર્તામાં તેણે આર્ય સ્ત્રીના ઉદાર અંતઃકરણની ઓળખ વાંચકોને કુશળતાથી કરાવી દીધી છે, પણ આ શું મેં માંડ્યું છે ? દેવપ્રસાદ હજુ કેમ ઉઠયા નહી ? તમે કંટાળ્યા હશો, નહી ?" કુસુમનું સ્વભાવીકપણું બહાર પાડતાં ઉદ્ગારો સાંભળી મધુકર પોતાનું કામ ભુલી ગયાં. આગળ કોઇ દિવસ નહી અનુભવેલો આનંદે તેને શરીરમાં ઝમઝમાટ પેદા કર્યો. સ્ત્રી હૃદયની ખરેખરી ઓળખાણ તેને આજ થયા જેવું લાગ્યું. કલ્પનાને મૂર્તિમંત કરવા સૌંદર્ય દેવતા આજે પૃથ્વી પર આવતા હતા એમ તેની આજ પુર્ણ ખાત્રી થઇ.

ઉપરનો સંવાદ પુરો થયો નહીં ત્યાં તો પગનો અવાજ સંભળાયો; તુરતજ દેવપ્રસાદ આવી ઉભા રહ્યા. તે બોલ્યા, "મધુકર, આ વખતે તું અહીંયા ?" મધુકરે કંઈ ન બોલતાં ગજવામાંથી તારનો કાગળ દેવપ્રસાદના હાથમાં મુકયો. દેવપ્રસાદ તે વાંચતા હતા ત્યાં મધુકર બોલ્યો "તમારી આ સંબંધે સલાહ લેવા હું અહીંયા આવ્યો છું." દેવપ્રસાદે થોડો વિચાર કરી જવાબ આપ્યો "મધુકર, પ્રથમ તું મુંબઈ જા, અને ખરેખર બેંકની શું સ્થિતિ છે તે જાતે જોઈ આવ. પછી આપણે આગળ વિચાર કરીશું." મધુકર આ શબ્દોનો આંતરિક અર્થ સમજ્યો નહિ. તેને આ સલાહ પસંદ પડી અને તે પ્રમાણે બીજે દિવસે મુંબઈ જવાનો વિચાર કરી બતાવ્યો, અને દેવપ્રસાદની નમ્રતાથી રજા લીધી.

મધુકર ગયો. જતાં જતાં જ્યારે તેણે પાછું જોયું તો તેને કુસુમ પોતાની તરફ એકીટસે જોતી દેખાઈ પોતનો હૃદયેશ્વર કોણ ?" આ સવાલ જ્યારે કર્યો હશે ત્યારે મધુકરની મનોહર મૂર્તિ આંખ સામે દેખાડી પરમેશ્વરે તે સવાલનો જવાબ તો કુસુમને નહી આપ્યો હોય ? આવું તેના બાલીશ, નિષ્કંટક, સરળ મનને લાગ્યું, અને આશાની સુંદર કલ્પનાથી તેનું શરીર ક્ષણભર આનંદથી પુલકિત થયું. કુસુમને જ્યાં ત્યાં મધુકરની મૂર્તિ દેખાવા લાગી, પણ જ્યારે સુમનની મૂર્તિ તેની અને મધુકરની વચ્ચે આવી ઉભી રહી ત્યારે તે ભાનમાં આવી અને પોતાના મતલબીપણાની તેણીને શરમ લાગવા માંડી મધુકર કયા મહત્વના કામ માટે આવ્યો હતો તે જાણ્યા પછી મધુકર માટે તેણીની હૃદયમાં માન ઉપજ્યું. તેણીના બાલીશ, આનંદી ચ્હેરા પર વિચારના ગંભીરપણાની છાંયા દેખાવા લાગી અને મનોવૃત્તીમાં પણ એક જાતનું પરિવર્તન જણાયું. આ પરિવર્તનનું કારણ તેણીને સ્પષ્ટપણે દેખાયું નહી.

અહિંયા મધુકર નક્કી થયા પ્રમાણે મુંબઈ ગયો. દેવપ્રસાદે "આવી પરિસ્થિતીમાં લગ્ન બંધ રાખવા સારા છે" આવું પાર્વતીબાઈને કહ્યું. પાર્વતીબાઈના લક્ષમાં ઉપરના શબ્દોનો અર્થ પુર્ણપણે આવ્યો; અને તેણીને દેવપ્રસાદની મોટાઈની વર્તણુંકથી લાગી આવ્યું. તેણીએ આ વાત તુરતજ મધુકરને લખી મોકલી મધુકરને આ પત્ર વાંચી આશ્ચર્ય અને દુઃખ સિવાય કંઈ થયું નહિ. દિવસે દિવસ તેના હૃદયની માલિકી કુસુમ તરફ જતી હતી

* સુમનના લગ્ન થયા પછી કુસુમે મુંબઈ જવાનું ઠરાવ્યું. તેણીએ સર્વની-દેવપ્રસાદની, સુમનની, અને પાર્વતીબાઈની પ્રેમથી રજા લીધી. પાર્વતીબાઈને મળી આવી તેણીએ મધુકરનું મુંબઈનું ઠેકાણું જાણી લીધું.

બીજે દિવસે સવારે આઠ વાગે એક પચીસ વર્ષનો તરૂણ ગાડીની રાહ જોઈ ગ્રાંટરોડ સ્ટેશનના પ્લેટફોર્મપર ફરતો હતો. ગાડી આઠને પાંચ મીનીટે સ્ટેશનપર આવી. ડબ્બાના ડબા પાસે આવી તે જોવા લાગ્યો એટલામાં તો "ભાઈ" એવી બુમ કાને પડી. કુસુમ બહાર આવી અને તે બેઉ જણા બહાર આવી પોતાની ગાડીમાં બેઠાં. ગાડીમાં વિનાયકે (કુસુમના ભાઈએ) લગ્ન તોડવાનું કારણ પુછયું. કુસુમે ઇત્યંભુત સર્વ હકીકત વિનાયકને કહી. મધુકરના ગુણની સ્તુતિ વિનાયકે સાંભળી. આ હકીકત સાંભળી વિનાયકને દેવપ્રસાદ તરફ ગુસ્સો આવ્યો. મધુકરને માટે તેને માન ઉપજ્યું. તે બોલ્યો "આ સર્વ પ્રકારથી મધુકરની સ્થિતિ એકદમ ચમત્કારિક થઈ હશે નહીં ? કંઈ કહેવાય નહી. હજુ તે મુંબઈમાંજ છે. ગાડીથી થોડા અંતરે મધુકર કંઈ કામ પ્રસંગે કવીન્સ રોડપર ચાલતો હતો. "જો ભાઈ આ મધુકર રહ્યા !" વિનાયકે જોયું અને મધુકરને ગાડીમાં આવવાની વિનંતી કરી. કુસુમે મધુકરને પોતાના ભાઈની ઓળખાણ કરાવી દીધી, અને પોતાની સાથે ઘેર આવવા આગ્રહ કર્યો. મધુકરે આનંદથી આમંત્રણનો સ્વીકાર કર્યો. ત્રણે જણે વાલકેશ્વર સરસ્વતી ભૂવન સામે ઉતર્યા. આજ કુસુમનું ઘર હતું. સરસ્વતી ભૂવનનો ઠાઠ જોઈ મધુકરને આ કુટુંબની સાંપત્તિક સ્થિતિની સાધારણ કલ્પના થઈ. મધુકરે જમવાનું પણ ત્યાં રાખ્યું પોતાના વિનોદી માર્મિક ભાષણથી તેણે સર્વનું હૃદય જીતી લીધું. કુસુમને તો મધુકરના પ્રત્યેક શબ્દમાં કૌતુક લાગ્યું. જમ્યા પછી મધુકરે સર્વની રજા લીધી. તેને રજા આપતાં વિનાયકે બીજે દિવસે આવવાની વિનંતી કરી. કુસુમ બોલી "મધુકર તમારે આવવુંજ જોઈશે. ચાર વાગે તૈયાર રહેજો. બરાબર ચાર વાગે મારી ગાડી તમારે ત્યાં આવશે. ભૂલશો નહિ." તે હસતો હસતો "સારૂં" કહી નીચે ઉતર્યો અને ગાડીમાં બેસી રવાના થયો. તેને કંઈક સૂચના થઈ. જ્યાં ત્યાં કુસુમની લાવણ્યમય મૂર્તિ તેને દેખાવા લાગી. તે ઘેર પહોંચ્યો. આંખમાં કુસુમની હસની મુદ્રા શબ્દોનો ગણગણાટ થવા માંડયો. તેનું હૃદય કુસુમના સહવાસના લાભની ઉત્કંઠાથી ગાઢ જેવું હતું. રાત્રે તેને નિદ્રા આવી નહી.

બીજે દીવસે ત્રણ વાગ્યાથી મધુકર ગાડીની રાહ જોવા લાગ્યો. થોડા વખતમાં પોતાને કુસુમના પ્રેમ-સંગીતનો લાભ મળશે આ વિચારથી તેનું હૃદય આનંદથી નાચવા લાગ્યું. ચારમાં પાંચ મીનીટે ગાડી આવી. પોતાનો પોશાક વ્યવસ્થિત કરી ગાડીમાં બેઠો. અહિંયા બારણામાં ગાડીની રાહ જોઈ ઉભી રહી હતી. ગાડી આવી. ગાડીમાં મધુકર પણ દેખાયો. બંનેને આનંદ થયો. કુસુમ મધુકરનો આદર સત્કાર કરવા આગળ આવી. આજે મહત્વનું કામ હોવાથી સાત વાગ્યા પહેલાં પોતાથી ઘેર આવી શકાશે નહિ આવું વિનાયકે ઓફીસમાંથી કહેવરાવ્યું અને તેજ માણસ સાથે મધુકરને જમવા રોકવા માટે અને પોતે ન આવે ત્યાં સુધી રોકવા માટે કહેવરાવ્યું હતું. નોકરને મધુકર કોણ ! એ ખબર ન હોવાથી તે સદેશ મધુકરની સમક્ષ કહી સંભળાવ્યો. મધુકરને પોતાને માટે અહીંની ઉપજેલા માન માટે આનંદ થયો. થોડું જમ્યા પછી સરસ્વતીનો (વિનાયકના પત્નીની) રજા લઈ કુસુમ મધુકર સાથે બાગનતર ફરવા ગઈ. તેણીના સંગીતના આનંદથી મધુકરને કંઈ ન સમજાય એવે.

## "મોજ-મજાહ" નો મુરબ્બો.

છોકરો—મા'રા બાપા પુછાવે છે કે તમારી ઘડીઆળમાં "કેટલા વાગ્યા?"

પાડોશી—ચારને વીસ.

છોકરો—ત્યારે મા'રા મહેરબાન ચાર ને વીસ એટલે ચોવીશજ કહોની?

* * *

મા—દીકરા? લલ્લુ? છગન ઘણો બદમાશ છે, તેથી તું તેનાથી "દુરજ રહેજે?"

દીકરો—હા? મા? હું એનાથી "દુરજ રહું છું," એ પહેલા બાંકપર બેસે છે ને હું પછી બેસું છું?

* * *

મગન—સાચું કહે દોસ્ત ચીમન, લોકોનું મા'રે સારૂં શું રત છે?

ચીમન—અને તે કહી તા'રી સાથે જીંદગી સુધીની દુશ્મનાઇ કરૂ? તે તો નહી બને.

માસ્તર—ચાલ જોઉં છગન, પૃથ્વી ગોળ છે તેની પુરાવા સાથ સાબીતી આપ?

છગન—હા? છ? એક તો આ ચોપડીમાં લખ્યું તે,-બીજું તમે કહો છો તે, ને ત્રીજું તમોએ સમજાવ્યું તે મારા મગજમાં ઉતરી ગયું છે-તે હું પોતેથી તેમજ કહું છું.

* * *

મા—(પોતાના દીકરાને શીખામણ આપતાં)-એક નાના છોકરા સાથ મારામારી કરવી તે શરમ ભરેલું છે, ને તે શું તું કંઇ જાણતો નથી?

દીકરો—હા? મા, પણ તે જાણતો નથી કે હું-એને શીખવું છું?

* * *

એક વખત એક કાંણા માણસે બીજો માણસ કે જે બેઉ આંખે જોઇ શકતો હતો, તેની સાથ સરત મારી કે "કોણ વધુ જોઇ શકે." તેઓ બંનેએ, એ, સરત કબુલ રાખી. થોડીવાર થઇ એટલે કાંણો બોલ્યો "તમે હાર્યા?" પેલો બીજો બોલ્યો "કેમ તેનું કારણ?" તે કાંણો બોલ્યો-"સાહેબ? તમો તો મારી એકજ આંખ જોઇ શકો છો પણ હું તો તમારી બંને આંખો જોઇ શકું છું વાસ્તે કોણ હાર્યું?

"મનમોટ."

પેરેમાઉ ટ ચલચિત્ર સંઘના પ્રસિધ્ધ અભિનેતા શ્રી૦ થીઓડોર રોબર્ટસે એક્સો સત્તર કરતા પણ વિશેષ ફિલ્મોમા કામ કર્યું છે હાલમા બિમારીને લીધે લાંબો વખત વિશ્રાંતિ લીધા બાદ તેણે પાછુ ફિલમ ઉદ્યોગમાં ઝંપલાવ્યુ છે અને નવી ફિલમ માં તેણે કામ કર્યું છે તે સિવાય તેની સાથે બીજી બે પ્રખ્યાત વ્યકિતઓએ પણ તે ફિલમમા કામ કર્યું છે બેટી બ્રોનસન અને શ્રીયુત રિકાર્ડોકોર્ટેજ

* * *

નામની ચલચ્છબીમાં મિસ માર્જોરી ધુમ અને મી ગડફ્રેટાલે નાયિકા અને નાયકની ભુમિકા ભજવી છે

\+ \+ \+

બસ્ટર કીટન પોતાની જનરલ" નામની સીવીલ વોર કોમીડી તૈયાર કરે છે

'ધી ટ્રાયલ ઓફ ૯૮ "ની ફીલમમા હાઉસપીટર અમ ભાગ ભજવવાનો છે અને મીગે ગોલ્ડવીનની આ મોટી સ્પેશી યલ ફીલ્મ ક્લેરેન્સ બ્રાઉન મારફત તૈયાર કરવામા આવે છે

લુઇસ સ્ટોન અને અન્ના ક્યુ નીલશન જુન માથીની નવી કૃતી 'સીનર ઇન પેરેડાઇઝમા' મુખ્ય ભાગ ભજવનાર છે જે કૃતી-"નઝરથ" નામની નવલકથા પરથી ઉપજાવી કાઢેલછે અને ચાર્લ્સ મમરી પણ એમાં ભાગ લે એવુ જણુ ય છે



# જેમ રસ્તાઓ પાણીથી ભરાઈ ગયા

તેમ

ગયા વીકમાં—**મેજેસ્ટીક સીનેમા**—ગીરગામ

લોકોથી—આખું અઠવાડીઉં—ચીકાર હતું

અને તેથીજ—ખાસ આગ્રહથી—

## મહારાષ્ટ્ર ફીલમ કંપનીની એક અવાજે

વખણાયલી તદન નવી ફીલમ




કાલથી બીજું અઠવાડીઉં ચાલુ છે

મી. બાબુરાવની કળા માટે સીનેમા આલમને માન છે અને તેથીજ કદર થાય છે

જરૂર આ અઠવાડીયે રહી ન જતા તે ધ્યાનમાં લેજો

## સીનેમા મેજેસ્ટીક ગીરગામ

વખત તથા ભાવ હંમેશના ચાલુ

---

આવે છે આવે છે આવે છે

હિંદુસ્તાન ફીલમ કંપનીની—ખાસ અષાઢી એકાદશી માટે તૈયાર કરેલી

## એક નાથ

Reg. No B.



આ પત્ર તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઇ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમાં મોજ–મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે.

# એક હસમુખ રમતિઆળ બહાદુર!

આ જુના વખતમાં કુદરતી છે કે, સીપાઇઓ અને લડવૈયાઓ તીખા સ્વભાવના હોય છે!

પરંતુ અમારા સ્ક્રીન ઉપર ગઇ કાલથી શરૂ થએલો ડ્રામા

# કમાલે શમશીર

તમો જોશો તો તમારો આ અભિપ્રાય બદલાઇ જશે.

આ ૮ ભાગના ડ્રામાનો નાયક માર્ક ઓફ ઝોરો પોતાના હરીફોને હસતા હસતા મારે છે અને તાબે કરે છે. શમશીરબાઝી સાથે ખુશ મિઝાજી તમે જવલ્લેજ જોઈ હશે. પણ આ દાખલામાં તો તમે તે જોશો.

પ્રસિદ્ધ એકટર

"ડગ્લાસ ફેર બેંકસ"

જે અમેરીકન નટોમાં એક આગેવાની દરજ્જો ભોગવે છે એટલુંજ નહિ પણ ડ્રામાના ખરા ગુરૂઓ એટલે અંગ્રેજો પણ તેની પ્રસંશા કરે છે આ ડ્રામામાં માર્ક ઓફ ઝોરોનો પાર્ટ તે ફતેહમંદી સાથે ભજવી બતાવે છે




ગરીબોનો સહાયક!

લડવૈયાઓનો નાયક!

ખચિત્તજ જોવાલાયક

જુલમી સત્તાવાલાઓનો શત્રુ!

દેશને મુકિત અપાવનાર

માર્ક ઝોરોના તલવાર બાજીના સાહસો જોવા ચુકશો નહિ!

એક હાસ્યરસ કોમિક-ભાત લોકપ્રિય-વખત હમેશ મુજબ

બુધવાર તા. ૨૧ મીએ ખાસ "એકાદશી મોહીની" ચાલુ "કમાલે શમશીર" બંધ રાખી ફક્ત એકજ દિવસ બતાવીશું!

આવતા શનીવારે આવે છે.

"ઝોરોનો છોકરો."

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ



આષાઢ શુદ ૮ )   રવિવાર તારીખ ૧૮ મી જુલાઇ ૧૯૨૬   ( વર્ષ ૩ જું. અંક ૧૬



# યમ સાવિત્રી સંવાદ

લખનાર-રા. ભગવતરાય ટી. દવે.

—:o:—

વૈતાલિય

સસરા તુજ રાજ પામશે,
રિપુનાં તેજ હણી વિરામશે;
દુઃખનાં દિન આ હવે જશે,
દિવસો એ સુખનાં બધા થશે.—૨૨

હે દૃઢ નિશ્ચયવાળી પુત્રી !—

ઉપજાતિ

ઇચ્છિત આપી વરદાન આજે
ત્હારી શુભેચ્છા કરી પૂર્ણ આજે;
મારે તજી આ શ્રમ આશ્રમે શું,
જા ને સુખી થા બસ એજ ઇચ્છું.—૨૩

સાવિત્રી—પરન્તુ હે દયાથી ભરપૂર દેવ !

વસંત તિલકા

ઇચ્છું નહિ પતિ વિયોગથી સુખ હું તો,
ઇચ્છું નહિ પતિ વિયોગથી સ્વર્ગ હું તો;
ઇચ્છું નહિ પતિ વિયોગથી સદિમ હું તો,
જીવી શકું પતિ વિના જગમાં ન હું તો.—૨૪

તેમજ—

માલિની

મુજ પ્રિય પતિ પાછો જોઇ દેખું હું આજે,
સફળ જીવન આશા જાણે દેખું હું આજે;
પરમ ધરમ આજ્ઞા સ્વામિ શું પાળવી છે,
અચલ સતિ કદિના સુખ વા દુઃખ માંહે.—૨૫

હે મૃત્યુનાથ યમદેવ ! તમે ધર્મદેવ પણ કહેવાઓ છો. કારણ કે,

સકળ જગત રાખો, નિયમે આપ વિભુ !
કરમ ફળ સહુને, આપતા યોગ્ય વિભુ !
નરપતિ રિપુ મિત્રો રંકને એક માનો
સુરજન કહુ તેથી, ધર્મ કે આપને રે.—૨૬

અને હે દેવ ! ધર્મવાન તો હમેશાં—

ઉપજાતિ

દુઃખિ તણાં દુઃખ સદા વિદારે,
દયા ધરે દિલ ન માન ધારે;
આશ્રિત જીવો પતિ પાળતા જે,
સુધર્મ રૂડો જન પાળતા જે.—૨૭

ઉપેન્દ્ર વજ્રા

યમ   ત્હમારાં રીઝે જલપાનથી રે,
રીઝયો સતિ ! હું મધુવાણીથી રે;
ઇચ્છિત માગી વર લ્યો સુતા ! લે
ત્હારા પતિ જીવનનાં વિના જે.—૨૮

સાવિત્રી   શાર્દૂલ વિક્રીડિત

પામ્યા રાજ્ય વિશાળ આ અવનિમાં, રિપુ વિનાનું પ્રભુ !,
આહ્લાદિત સુમિત્રો સમયિમાં, સુખી પ્રજાથી ભદ્રઃ
હિન્દુએ પિતૃનું રહ્યું ધર સદા, સંતાન વિના અરે,
'આપો છો શુભદાન પુત્ર પિતૃને ! શાંતિ નથી ત્યાં રે.'—૨૯

યમ—તથાસ્તુ !   અપૂર્ણ.

# જુબેદા

અથવા

## રહસ્યમયી રમણી

### પ્રકરણ ૨૨ મું.

સ્વાધીનતા મેળવવા અને પ્રાણ બચાવવાના ઇરાદાથી મારામાં તે વખતે કલ્પનાતિત બળ આવ્યું. બંને ચક્ષુઓ જે દિશા તરફ લઇ જવા લાગ્યાં તે તરફ એક સરખો હું જીવ બચાવવા દોડવા લાગ્યો.

કેટલેક દૂર જવા બાદ હાંફતો હાંફતો હું ઉંટ બજારમાં જઇ પહોંચ્યો. મારી પછવાડે સિપાહીઓ પણ દોડતા આવતા હતા. તેઓની નજર ચુકાવવા હું એક ભગ્ન મસજીદની આડમાં છુપાવા પ્રયત્ન કરવા લાગ્યો. ત્યાં એક અરબ અશ્વારોહી યુવકને પોતાની સાથે બીજો ઘોડો લઇને જતાં મેં જોયો

મને ભયભિત ચિત્તે દેડતો જોઇ તે યુવકે અશ્વની ગતિ મંદ કરી. ત્યાર પછી મારી નજીકમાં આવી તે બોલ્યોઃ-"તમને ઘણો શ્રમ પડયો હોય એમ જણાય છે. આવો, મારી સાથેના ઘોડા-પર બેસ જાર—"છિલામુ."

"છિલામુ" શબ્દ સાંભળતાંજ મને મજેલા પત્રની યાદ આવી. મેં વિચાર્યું કે, શત્રુપુરીમાંથી જેણે મારો ઉધ્ધાર કર્યો, તેનાંજ ટોળાનો આ માણસ હોવો જોઇએ. એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં હું ઘોડાપર ચઢી બેઠો અને અમો બંનેએ ઘોડાને મારી મૂકયા.

કેટલોક રસ્તો વટાવ્યા બાદ અમો એક ઉચ્ચ ભૂમિની નજીકમાં આવી પહોંચ્યા. અમોએ અશ્વની ગતિ મંદ કરી અને આસ્તે આસ્તે તે ઉંચાણવાળી જગ્યા ચઢવા લાગ્યા. મારી જીંદગીનો આજનો દિવસ-યાદગાર દિવસ હતો.

રસ્તે ચાલતાં મારા સાથીએ કહ્યુંઃ-" આપના પ્રાણની રક્ષા કરવા જતાં સાહસીક હામ્માએ પોતાનો પ્રાણ ગુમાવ્યો છે એ ઘણું શોચનિય છે, આવી રીતે તેનું મૃત્યુ થશે, એવો મને સ્વપ્નમાં પણ ખ્યાલ આવ્યો નહોતો."

મેં કહ્યુંઃ-" હા, તેણે વીરની માફક પરાક્રમ બતાવી યુધ્ધ કર્યું છે. તેના મૃત્યુનું કારણ હુંજ છું; પરંતુ આપે કેવી રીતે જાણ્યું કે, તેનું મૃત્યુ થયું છે ?"

"મુખ્ય દરવાજાથી થોડે દૂર બે અશ્વોને લઇ હું આપની પ્રતીક્ષા કરતો ઉભો હતો. એક અશ્વ આપના માટે અને હામ્મા માટે. શત્રુના ફટકાથી તેને મેં ભૂમિ પર પડી જતાં જોયો છે. આપ પલાયન કરી નહાસવા લાગ્યા તે પણ મેં જોયું. એટલે આપને સહાય કરવા એક ગુપ્ત રસ્તાથી આપની પહેલાંજ હું આ રસ્તે આવી પહોંચ્યો. ઇશ્વરનો ઉપકાર માનો કે, એક મહા ભયંકર શત્રુના હાથમાંથી હામ્માએ આપને જીવનદાન આપ્યું છે."

"હા. હામ્મા અને આપનાં અનુગ્રહથીજ હું આજે જીવિત રહ્યો છું; પરંતુ એક જટીલ રહસ્યનો ભેદ હું ખોલી શકતો નથી. મને મુક્તિ અપાવવા માટે તમે શા માટે આટલો બધો જોખમ માથે ઉઠાવ્યો છે ? આપ કોણ છો ? આપનો અને મારો સંબંધ શું ? આ બધાની મને કાંઇ સુજ પડતી નથી !"

"તે વિષે હું કાંઇ-જાણતો નથી. મને તો માત્ર એટલીજ ખબર છે કે, હર પ્રયત્ને તમારા જીવનની રક્ષા કરવી."

"શા માટે ?"

"તે હું કહી શકીશ નહિ."

"હું કોણ છું તે આપ જાણો છો ?"

"હા, જાણું છું. આપનું નામ આમિન છે !"

"બીજું શું જાણો છો ?"

"આપ કોઇ ગુપ્ત કાર્યની સિધ્ધિ માટે આ દેશમાં આવ્યા છો. રસ્તામાં તમે લુંટારાના હાથમાં સપડાયા અને તેઓએ તમને અહિં ગુલામ તરીકે વેચી નાખ્યા !"

"કયા ગુપ્ત કાર્ય માટે હું અહિં આવ્યો છું તે પણ આપ કદાચિત્ જાણતા હશો !"

"તે જાણવાથી આપને શું ફાયદો ?"

મેં જીજ્ઞાસા દર્શાવી પૂછ્યુંઃ-' આપ અહિંની મુખ્ય મસ્જિદના પ્રધાન ઇમામ હાજી મહમદ બિન ઇસાકને ઓળખતા હશો ?"

"હા, ઓળખું છું. તેઓ મહાજ્ઞાની અને ધાર્મિક પુરૂષ હતા."

"હતા એટલે ? શું તેમનું હમણાં મૃત્યુ થયું છે !"

"ના—ના. તેઓ કેટલોક વખત થયાં તિર્થ યાત્રા કરવા ચાલ્યા ગયા છે."

"તિર્થ યાત્રા માટે ? કયારે આવશે ?"

"તેની મને ખબર નથી"

જોત જોતામાં તે પહાડ જેવી ઉચ્ચ ભૂમિ પાર કરી ગયા પછી અમોએ એક ખજૂરીના વનમાં પ્રવેશ કર્યો. મારા સાથીએ તે સ્થળે વિશ્રાંતિ લેવાનો ઇરાદો જણાવ્યો. અમો બન્ને ઘોડા-પરથી ઉતર્યાં અને જીનને માથા નીચે રાખી સુઇ ગયા. અતિશય પથ-શ્રમ કરવાથી તાત્કાલિકજ અમોને નિદ્રા આવી ગઇ.

સવારે જાગીને જોયું તો સૂર્યનો ઉદય થયો હતો અને ચારે તરફ સૂર્યનાં કિરણો જાણે કે હાસ્ય કરી રહ્યાં હતાં. વળી મારા સાથીને ઘણી આતુરતાની સાથે મેં બીજા વેશમાં જોયો-

એ પુરુષ મટી હમણાં તે એક નાજનીન જેવો દેખાતો હતો, અને ખરી રીતે એ હતી પણ એક નવોઢા નાર! હું એકાગ્ર દૃષ્ટિથી તેના મુખ તરફ જોઈ રહ્યો.

મારા આશ્ચર્યને કળી જઈ તેણે પૂછ્યું:–"મેં વેષ બદલેલો હોવાથી તમને નવાઈ લાગે છે કેમ?"

આમ કહી યુવતીએ અટ્ટહાસ્ય કર્યું, મ્હોં ઉપરનો બુરખો કહાડી નાખી તેણે કહ્યું:–"દિવસે મને પુરુષનો વેષ શોભે તેમ નહિ હોવાથી મેં આ વેષ બદલ્યો છે."

મેં પૂછ્યું:–"આપે આવી રીતે મને શા માટે છેતર્યો?"

"એમ કરવાની જરૂર હતી. પુરુષ વેષમાં આપને મદદ કરી, માર્ગ બતાવી, નિર્ભય સ્થળે લઈ જવાની મને આજ્ઞા મળેલી હતી."

"આપનો હું ઘણો અહેસાનમંદ છું. આપનું નામ હું જાણી શકીશ કે?"

"મારું નામ સાંભળી આપ શું કરશો? એ સાંભળવાથી આપને કાંઈ લાભ નથી. ના છૂટકે એ વાત મારે આપનાથી છુપાવવી પડે છે."

સૂર્ય પ્રભાથી ઉજ્જ્વળ બનેલા એ પ્રભાતકાળે ખજૂરીનાં કુંજમાં મારી એ જીવનદાયિની નજીક બેસી મેં ફળ-મૂળનો આહાર કર્યો અને ચર્મની થેલીમાં જળ ભરેલું હતું. તેનાથી તૃષાની તૃપ્તિ કરી.

ખાનપાનને ઇન્સાફ આપી રહ્યા પછી રમણીએ પોતાના કેશકલાપને બરાબર બાંધી ઘોડાપર સવાર થઈ મને પોતાનું અનુસરણ કરવાનો સંકેત કર્યો. રસ્તો જંગલમાંથી આગળ વધેલો હતો. સહરાની મરૂભૂમિમાં આવું ગાઢ વન અને લતાપત્રપૂર્ણ સ્થાન બીજું જોવામાં આવ્યું ન હતું. અરણ્યને બેદી આગળ વધવામાં અમને ઘણી અગવડ પડવા લાગી.

ચાલતાં ચાલતાં મેં પૂછ્યું:–"આપે જુબેદાનું નામ સાંભળ્યું છે કે?"

યુવતીએ મૃદુ હાસ્ય કરી ઉત્તર આપ્યો:–"સહરાના રણની એ રાણી કિંવા મરૂભૂમિની મોહિનીનું નામ કોનાથી અજાણ્યું હોય?"

"તેમને કદાપી આપે જોયાં છે કે?"

"આ પ્રશ્નનો ચોક્કસ ઉત્તર હું આપી શકતી નથી."

"આલ્જીયર્સમાં તેમનું મૃત્યુ થયાની વાત સાંભળી હતી, એ વાત ખરી છે?"

યુવતીએ ઉત્તર આપ્યો:–"મેં પણ એ વાત સાંભળી છે. આલ્જીયર ગયા પછી તેમનો પત્તો નથી, માટે એ વાતને ખોટી પણ કેમ માની શકાય!"

ચિંતાતુર ચિત્તે મેં કહ્યું:–"તેઓ ભવિષ્યવાદિની હતાં. માનવના અંતરની વાત જોઈ શકતાં હતાં."

મારી સંગીનીએ કહ્યું:–"આપનું અનુમાન યથાર્થ છે. અમારી ટોળીના માણસો જે સ્થળે તેમને લઈ જતાં તે સ્થળેથી તેઓને લૂંટફાટમાં પુષ્કળ ધન-દોલત મળી આવતી હતી. તેઓ સાચા જીગરથી ચાહી શકતાં હતાં. તેજ પ્રમાણે તેમનો તિરસ્કાર કાયરના કાળજાને કંપાવે તેવો ભયંકર હતો."

"હવે હું સમજ્યો. આપ હાજી અબુ સલામની ટોળીના માણસ છો. લૂંટારાઓના એ સરદાર હમણાં ક્યાં છે એ કહી શકો છો?"

"હું કાંઈ જાણતી નથી. હું કેવળ માર્ગદર્શની દાસી છું. જે વાત હું જાણતી નથી, તે વાત આપ કૃપા કરી મને પૂછશો નહિ."

આ વાક્યો સાંભળી હું એ ચતુર ચપળાના મુખમાંથી ઉપયોગની કાંઈ વિશેષ બાતમી બહાર કઢાવી શક્યો નહિ. મધ્યકાળે વિશ્રામ મેળવી પુનઃ મેં મારી સંગિનીનું અનુસરણ કર્યું. લીલી હરિયાળી ઉપર અપરા પ્રકૃતિ દેવીએ બિછાવેલા મનોહર લીલા ગાલીચા પર ચાલતાં મારા મનમાં એવો વિચાર આવ્યો કે, સહરાની અંદર આવું રૂપકડું તેમજ રસાળ સ્થાન આવેલું હોવાની અગાઉ કોને ખબર હતી?

નમતા પહોરે મારી સંગિની ચાલતાં ચાલતાં પ્રફુલ્લ ચિત્તે મારી સાથે વાત કરવા લાગી. મેં તેને મુખે એમ સાંભળ્યું કે, હાજી અબુ સલામ જેવા સર્પના હાથમાંથી મેં છુટકારો મેળવેલો હોવાથી એ દસ્યુરાજે ક્રોધથી અંધ થઈ મારો નાશ કરવાની પ્રતિજ્ઞા કરી હતી અને મારું ખૂન કરવા માટે એક ટોળીને મોકલી હતી. ફ્રેંચ સિપાઈઓને હાથે એ ટોળીના માણસો પરાજીત થઈ માર્યા ગયા હતા.

મેં પૂછ્યું:–"આપ અરણ્યવાસને ત્યાગ કરી અત્રે કેમ આવ્યાં છો?"

"હું કેવળ શત્રુઓના પંજામાંથી આપનો ઉદ્ધાર કરવાના હેતુથી હમ્માની સાથે આગારેજમાં આવી હતી. અલ્લાની મહેરબાની છે. કે સેંકડો આફતમાંથી દિન દુનિયાના એ માલિકે આપને બચાવી લીધા છે. પરંતુ દિલગીરી સાથે કહેવું પડે છે કે, હમ્મા આપને છોડાવવા જતાં સુલતાનના દ્વારરક્ષકને હાથે માર્યો ગયો છે."

"અલ્લા તેમના આત્માનું કલ્યાણ કરો. આપનો મારા ઉપર મોટો અહેસાન થયો છે. મને બચાવવા માટે આપે જે કષ્ટ વેઠ્યું છે, જે જે સંકટોની સામે આપ ઝઝુમ્યાં છો, તેનું બીજું કોઈ હિતૈષી માણસ કરી શકે એવી સંભાવના નથી."

રમણીએ ઉત્સાહ સહીત કહ્યું:–"હું મરૂભૂમિમાં ભટકતી આરબ અબળા છું. અરબ રમણી ભય કોને કહે છે, એ સમજતી નથી. ખુદાની મહેરબાનીથી આફતોનાં વાદળાં અદૃશ્ય થઈ ગયાં છે"

મેં કહ્યું:–"તમારો સ્વભાવ ઘણો અદ્ભુત અને રહસ્યજનક છે. તમારે મુખેથી મુદ્દાની એક પણ વાત હું સાંભળી શક્યો નથી. જે વાત સાંભળી છે, તેથી રહસ્યનું કોકડું વધુ ગુંચવાયું છે."

યુવતીએ કહ્યું:-"પરંતુ જેથી આપનું અનિષ્ટ થઇ શકે તેમ છે, એવી એક પણ વાત મેં આપને કહી નથી. આપનું સાહસ અને સહનશિલતા આ સંકટપૂર્ણ સ્થાનમાં આપનું સંરક્ષણ કરશે."

યથા સમયે સંધ્યાની છાયાથી તરલતાપૂર્ણ એ પહાડી વન ભૂમિ સમાચ્છન્ન થઇ. ફરતાં ફરતાં અમે એક પહાડી નદીના તટ ઉપર ઉપસ્થિત થયાં. ત્યાં મેં મારા ઘોડાને પાણી પાયું. પછી આહારની ગોઠવણ કરી. આહારની સમાપ્તિ થતાં મારી સંગિની પોતાના દેહને વસ્ત્રમાં છુપાવી પાષાણ શિલા ઉપર સુઇ ગઇ. બેદુઇન રમણીઓને આવી ટેવ પડેલી હોય છે. નક્ષત્રોથી પ્રકાશી રહેલા અનંત આસમાની આકાશનાં છત્ર નીચે પ્રકૃતિના ખોળામાં સુઇ રહી તેઓ-માતાના ખોળામાં સુઇ રહી બાળક જેવી રીતે નિર્ભયતાથી નિદ્રા લે-તેવી નિર્ભયતાથી નિદ્રા લઇ શકે છે.

આવી રીતે બીજા બે દિવસ વીતી ગયા. પછી અમે એક સરાઇ નજીક ઉપસ્થિત થયાં. સરાઇની અંદર ઘોડાને પુષ્કળ પ્રમાણમાં આહાર કરાવી પાછાં અમે મરૂમાર્ગમાં અગ્રગામી થયાં. મારો ઘોડો વાયુવેગે દોડવા લાગ્યો. અશ્વારોહણની વિદ્યામાં મારી સંગિની પણ ઘણી ચાલાક હતી. રસ્તે અમને સહજ પણ કંટાળાનો અનુભવ થયો નહિ. બેદુઇન જાતિનાં સાહસ અને વીરતાની વાતો કરી યુવતી મને મુગ્ધ બનાવી દેતી હતી. રાત્રે અમે મરૂભૂમિમાં વિશ્રામ કરી ત્રીજે દિવસે એક બીજી સરાઇ નજીક જઇ પહોંચ્યા. થોડા અંતરે તાડ અને ખજુરીનાં ઝાડનાં જુથ આવેલાં અમારી નજરે પડ્યાં. મરૂભૂમિની આંખને બાળી નાખે એવી પ્રખરતામાં એ મનોહર દેખાવથી અમારી આંખો ઠરી. મારી સંગિનીએ ઘોડાની લગામ કાબુ કરી કહ્યું:-"જેને મળવાની આતુરતામાં આપણે છીએ, તેજ આવે છે."

પ્રથમ હું કાંઇ જોઇ શક્યો નહિ. ઘણા સમય સુધી દૃષ્ટિ દોડાવ્યા પછી સફેદ પોષાકમાં સજ્જ થયેલો એક ઘોડેસ્વાર વાયુ વેગથી અમારા તરફ આવતો નજરે પડ્યો.

અડધા કલાકમાં તો એ માણસ અમારી નજીકમાં આવ્યો, તથા પ્રથમ નજરેજ એ મુખ અજાણ્યું નથી, એ હું સમજી શક્યો. એ માણસને ક્યાં જોયો હતો, તેનો હું વિચાર કરવા લાગ્યો.

થોડા વખત પછી મને એમ યાદ આવ્યું કે, જે માણસે પૂર્વોક્ત મુસાફરખાનામાંથી મારી પેટી ચોરી લીધી હતી, તેજ એ હતો. જરીથી ભરેલી જે પેટીમાં લખેલાનો છિન્ન દસ્ત હતો, તે પેટી આ માણસેજ ચોર હતી એ સંબંધી મારા મનમાં સહજ પણ સંદેહ રહ્યો નહિ. મારો વધ કરવા માટે એણે ઘણો પ્રયત્ન કર્યો હતો. મારા પરમ હિતૈષી મિત્રને લાંચ આપી વશીભૂત કરવાની તેણે કોશિશ પણ કરી હતી. મારો નાશ કરવા માટે તેણે શું ન હોતું કર્યું! તે દિવસે સંધ્યાકાળે નિર્જન રણમાં એ હથિયારબંધ દસ્યુને જોઇ મારૂં મન શંકાશીલ અને સંદિગ્ધ બની ગયું. જો ગાર્ડનરની વાત ખરી હોય તો જગત્‌માં આના જેવો ભયંકર મારે બીજો દુશ્મન ન હોતો. મને એમ વિચાર આવ્યો કે, સાથેની યુવતી જે મારી હિતૈષીણી હોવાનો દેખાવ કરતી હતી, તે વિશ્વાસઘાતિની તો નહિ હોય? મારા પ્રાણનો નાશ કરવા માટે તેણે પૈશાચિક જાળનો વિસ્તાર તો નહિ કર્યો હોય? કાંઇ સમજી નહિ શકવાથી દિગ્મૂઢ બની હું ચુપજ રહ્યો. વખતે સવારે સહજ હસી-સ્વસ્થ હસતો મસ્તકે સ્પર્શ કરી મને અભિવાદન કર્યું. તેના સિંહ જેવા ક્રૂર અને સર્પ જેવાં ખલતાપૂર્ણ બન્ને નેત્રો જાણે વેર લેવાની ... સળગી ઉઠ્યાં. (અપૂર્ણ)

# મધુરી!!!

લખનારઃ-રા. ગિરજાપ્રસાદ ભોળાનાથ ભટ્ટ

એનું નામ મધુરી હતું ! મધુરી નામ પ્રમાણેજ મધુરી હતી. મસ્ત યૌવનનું મધુરું હાસ્ય તેના ચ્હેરા ઉપર ચમકતું હતું. તેના ગુલાબી બદનમાં વસંતની બહાર, મોહની તથા મીઠી સૌરભ ભર્યાં હતાં.

મધુરી યુવાવસ્થાને હીંડોળે ઝુલતી હતી. તેના યૌવનમાં ચંદ્રમાની વધતી ગતિનો વિકાસ તથા માધુર્ય ભર્યું હતું. પૈસો તેને મન કોઈ ચીજ નહોતી. તેના પગલે પગલે રૂપીઆના ઢગલા થતા. તેની પાસે અખૂટ ધન, અલંકાર અને ઝવેરાત હતું. છતાં પણ તેની પાસે કંઈ ન હતું-તે વેશ્યા હતી.

કાનપુરમાં એ વસતી હતી. મૂલગંજના એક છેડાથી બીજા છેડા સુધી મધુરીનુંજ સામ્રાજ્ય પ્રવર્તતું સાંજ પડતાં આખા શહેરના ધનીકોની સંખ્યાબંધ મોટરો તેને બારણે જમા થતી. તેના એક કટાક્ષ માત્રના તરસ્યા ધનિકો તેના ચરણોમાં પોતાની માલમીલકત તારાજ કરતાં અટકતા નહિ તેનું મધુરું સંગીત સારી કાનપુરની વસ્તીને ગાંડી કરી મુકતું. તેની પાસે સત્તા હતી. ચાહે તેને પાયમાલ કરવાની તેના મધુરાં નયન કટાક્ષમાં તાકાત હતી. જેવી રીતે અમી વરસતું તેવીજ રીતે તેમાંથી કાતિલ ઝેર પણ ઝરતું.

દરરોજ સવારે ગંગા તીરે એ સ્નાન કરવા જતી. સાથે તેનું માનીતું સખી વૃંદ પણ જતું.

× × +

એક દિવસે ગંગા કિનારે કોઈ યોગી આવ્યો. તેનું વય આશરે પચ્ચીસ વર્ષનું હતું. તેના મુખમંડળની કાન્તિ ભલભલાને આંજી નાખતી. તેનું નામ મુનિકુમાર હતું. શરીર ગૌરવર્ણનું તથા ઘાટીલું હતું. તેની પાસે ન્હોતું રહેવાનું મકાન, ન્હોતો પૈસો કે ન્હોતું કંઈ, પરંતુ તેની પાસે મોહક શરીર સંપત્તિ, ચિત્તની સ્થિરતા અને શાન્તિનું સામ્રાજ્ય હતું. તેનામાં માનસિક નિર્બળતાની છાંટ સરખી પણ ન્હોતી. એક બાજુ જ્યારે મધુરી પોતાના શીલ વિક્રયથી પાપનું સામ્રાજ્ય ચલાવતી હતી ત્યારે મુનીકુમાર પોતાના બંધુ વર્ગની શોચનીય દશા ઉપર આંસુ સારતો હતો. છતાં એક બીજાને કોઈનું પિછાન નહોતું, મુનિકુમારે મધુરીની ખ્યાતિ સાંભળી હતી. તેને તેના માટે દિલમાં દયા ઉત્પન્ન થઈ. હજુ તેને મળવાનો પ્રસંગ સાંપડ્યો નહોતો

એક દિવસે દૈવયોગે બન્નેનું મિલન થયું. બન્ને સ્તબ્ધ થઈ ગયાં. મુનિકુમારે પાપની પુત્રી મધુરી સામે પળવાર જોયું. દયા ઉત્પન્ન થતાં આંખ ફેરવી લીધી. મધુરીએ મોહક નયનો અને પવિત્રતાનું અનેરું તેજ જોયું. તેનું હૃદય ગુલામ બન્યું. તેનું ચિત્ત અસ્વસ્થ થયું. અત્યાર સુધીમાં તેને પ્રેમનો સાક્ષાત્કાર થયો નહોતો. તેના હમેશના વિશ્વમાં પ્રેમને સ્થાન નહોતું. તેમાં યૌવન અને ધન લાલસા હતી. મદના કાંક્ષાનેજ તેમાં પ્રાધાન્ય પદ હતું; પરંતુ મુનિકુમારની પ્રથમ દૃષ્ટિએ તેના વિચારોમાં પરિવર્તન કર્યું. તે પોતાની જાતને હલકી ગણવા લાગી. સામે આવી કોયલના સંગીન સ્વરે ટૌકતી પછી હાથ જોડી તે બોલીઃ—

" પ્રભુ ! આપ આવા સ્થાનમાં ક્યાં વસો છો ? અહીં નથી રહેવાનું ઠેકાણું કે નથી કાંઈ બેસવાનું આસન. મ્હારી સાથે ચાલો હું મ્હારા હૃદયના અનેરા આસન ઉપર આપને સ્થાન આપીશ. આપની પુજા તેવા સ્થાનમાં જ વધુ શોભે."

મુનિકુમારના હૃદય ઉપર આ સૌંદર્યતાએ બહુ જોરથી આક્રમણ કર્યું. કારણ મધુરી કંઈ જેવી તેવી સ્ત્રી નહોતી. તેનામાં અનુપમ લાવણ્ય અને રૂપ રૂપના અંબાર પ્રકટતા પરંતુ મુનિકુમારનું હૃદય તેટલું નિર્બળ ન્હોતું. તેનામાં માનસિક દૃઢતા તો હતીજ. તેણે ક્ષણભર મધુરી સામું જોયું. હસ્યો અને નીચું જોઈ બોલ્યો. " તે સમયને હજુ વાર છે. આપણું મિલન જરૂર થશે નિશ્ચિંત રહો. કોઈ વાર હું તમને જરૂર મળીશ. "

* * *

ઉપરોક્ત ઘટનાને બે વર્ષ વીતિ ગયાં. છતાં મધુરીના હૃદયમાં ફક્ત એકજ ચિંતા-એકજ અભિલાષા હતી કે, " તે પ્રણય રાત્રી ક્યારે આવશે ? ".

તે ઘણી વાર મુનિકુમાર પાસે ગઈ. ઘણું સમજાવ્યો પરંતુ દરેક વખતે તેને તે જવાબ મળતો કે, "હજુ તે રાત્રીને વાર છે. " આમ થવાથી અને અન્ય પ્રવૃત્તિઓમાં પડવાથી મધુરી તે વાત ભૂલી ગઈ. ગત સંસ્મરણોના સ્મૃતિ પટ ઉપર કાળના થર ચઢ્યા, પરંતુ મુનિકુમારના હૃદયમાં હજુ તે સ્મૃતિ તાજી હતી. તે ભૂલ્યો નહતો. તે સમયનીજ રાહ જોતો હતો. આમ એક પછી એક વર્ષો જવા માંડ્યાં.

* * *

શહેરમાં એક સ્ત્રી હતી. તે કુરૂપ હતી. તેના શરીરમાંથી દુર્ગંધ ઉડતી હતી. તેનું શરીર ઘણું જીર્ણ થઈ ગયું હતું. તેનાં કેટલાંક અંગો ખીરા પડી સડી ગયાં હતાં રોટીના ટુકડે ટુકડા માંગતી તે ગલીએ ગલીએ ફરતી હતી લોકોની દયા માંગતી હતી. છતાં તેને માટે આજ દયા પણ નહોતી

ને સ્ત્રી બીજી કોઈ નહિ પણ એક વખતની કામરાગી, સત્તાધારી, યૌવન મદમાં મ્હાલતી મધુરી હતી. એક વખતે આખો જન સમાજ તેના નયન કટાક્ષ ઉપર મરી ફીટતો, તેની

સૌંદર્યતા ઉપર ભલભલા આફ્રીન થતા. આજ તેની દરકાર કોઇને ન્હોતી.

મુનિકુમારને તેની હકીકત મળી. તેના યૌવન વિનાશનો અહેવાલ સાંભળી તેને દુઃખ થયું. તે પોતાનું તપ છોડી મધુરી પાસે ગયો.

તે બોલી. "કોણ છે ?"

"મુનિકુમાર."

"ચાલ્યા જાઓ, તે સમય હવે વ્યતિત થયો છે."

"નહિ! નહિ! મધુરી! આજેજ. એ પ્રણય રાત્રિ છે." મધુરી ચકીત થઇ. મુનિકુમાર સામું મૂઢની માફક જોઇ રહી. તે બોલી, "તમે શું બોલો છો! મ્હને સમજ પડતી નથી." મુનિકુમાર બોલ્યો. "જ્યારે સૌંદર્ય, યૌવન અને વૈભવનું સામ્રાજ્ય હતું ત્યારે ત્હને મારી ખપ નહોતી. મ્હારાં ધર્મનાં બંધન પણ મ્હને તે વખતે ત્હારા યૌવન તરફ દૃષ્ટિપાત કરવા સરખી પણ મના કરતાં હતાં; પરંતુ હવે એ યૌવન વૃધ્ધ થયું છે, ત્હારી કાન્તિ હવે મ્લાન થઇ છે, ત્હારા નયનોમાં હવે એ ચેતન નથી, ત્હારી અમીરી હવે એક પૈસો અને રોટીના ટુકડા ટુકડાનો પોકાર કરી રહી છે. તેજ સમય મ્હારે માટે યોગ્ય છે. આજેજ મ્હારી ઘણા વખતથી ઇચ્છેલ પ્રણય રાત્રિ છે. હવે હું ત્હને છોડી જનાર નથી."

મધુરીનું હૃદય ઉપકારથી ઉભરાઇ ગયું. તેની આંખો અશ્રુની ધારાઓ વહેવા માંડી. તે મુનિકુમારના ખોળામાં ગઇ. તેનાથી કાંઇ બોલાયું નહિ. ફક્ત એકજ વાર તેણે આંખો ઉઘાડી ભીની આંખે મુનિકુમાર સામું જોયું. અને પછી હંમેશ માટે તે એક વખતનાં મોહક નયનો મીંચાયાં.

મુનિકુમારે સપ્રેમ પોતાના કમંડળમાંથી પાણી લઇ મધુરીના ગળામાં રેડ્યું. પરંતુ મધુરી ક્યાં હતી?

પોતાના ખોળામાં પડેલી મધુરીને જોઇ મુનિકુમારના ચક્ષુમાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ વહેવા માંડ્યો. (સંપૂર્ણ)

## "શ્રી રોગવર્ધક હિંદુ લોજ"

( એક પ્રહસન )

લખનાર:-શા. રામદાસ જે. રૂપારેલ

**માનવંતા ગ્રહસ્થો.**

ત્વરા કરો ! ઝડપ કરો ! દોડતા આવો !

" કાળી ચૌદશથી દુર્બળ પ્રજાના લાભ માટેજ જેઓ, ભીમ જેવા પહાડી પહેલવાન હોય તેને મુંજેનો પાપડ ભાંગી શકે તેવા બનાવવા માટે "શ્રી રોગવર્ધક, હિન્દુ લોજ"ની સ્થાપના થઇ છે.

હવા ઉજાસ માટે પૂછવુંજ નહિ. દીવસ અને રાત્રિ ઘાસતેલ તેલના દીવા બળતાંજ રહેશે. અને હવા માટે એક પૂનાનો ઉમદા ચાદી. એક મ્હોટો પંખો લઇ સર્વે ગ્રાહકોને હવાનો અમૃતસમો લાભ આપશે. 'ફર્સ્ટક્લાસ" "ડીનર રૂમ" ખાસ ગટરની બાજુના ભાગમાં રાખવામાં આવ્યો છે. જેથી કરી સુવાસિત શિતળ વાયુની લહેરમાં અનાજ તરતજ હજમ થશે.

ગ્રાહકોના ઓર્ડર માટે તરતજના અનુભવી જુના અને જાણીતા તથા અમારા માનિતા રા. રા. ભાઇ મેરાંદાસ અંધદાસને રોકવામાં આવ્યા છે જે પોતાની અપૂર્વ કળા કૌશલ્યથી સર્વ ગ્રાહકને આનંદ આપશે અને ગ્રાહકોને નકામા ધુમખરાડા પાડવાની તસ્દી લેવી પડશે નહિ

ગ્રાહકોની સગવડ ઉત્તમ રીતે સાચવીશું. દુધ માગતાં, પાણી હાજર કરશું તેમજ ખાસ આરોગ્ય શાસ્ત્ર તથા દેહની હવાને પ્રતિકુળ હોય તેવું અનાજ પુરૂં પાડવામાં આવશે.

"લોજના નિયમો"

(૧) દર મહીને અગાઉથી રોકડા ૨૨) રૂા આપવા પડશે.
(૨) ૨૫ વર્ષના યુવાનથી ૫ વર્ષનાં બાળકનો એકજ ભાવ.
(૩) ઘરડાં તેમજ યુવાન પુરૂષોના દાંત ચાલુ જમાનામાં ઘણાજ નબળા હોય છે તેને મજબુત કરવા કસરતની ખાસ જરૂર છે તેથી કરી "લોજ"માં વગર વિણેલા ઘઉં તથા બાજરીની રોટલી તથા રોટલા તેમજ ભાત આપવામાં આવશે. ( વધારે મ્હોટા કાંકરાવાળા અનાજ વધારે ખરીદ કરીશું. )
(૪) ગરમ પદાર્થ ખાવાથી શક્તિ ક્ષીણ થાય છે તેથી ખાસ માલેકની ઉમદા નજર હેઠળ ત્રણ દિવસના વાસી અનાજને ખુશીથી ઉપયોગમાં લેવાશે.
(૫) તીખો મસાલો તથા તેલ ખાવાથી તામસી વૃત્તિ વધવાની ધાસ્તી રહે છે તેથી મસાલો તથા તેલનો ઉપયોગ કરવો કે કેમ ? તેનો વિચાર માલેકને સ્વાધીન છે.
(૬) પ્રાચીન પુરૂષો કાચુ અનાજ તરતજ હજમ કરતા હતા એમ કહેવાય છે, માટે તે ક્રમ ચાલુ રાખવા માટે દર રવીવારે કાચી રોટલી, ભાત વગેરે આપવામાં આવશે.
(૭) પ્રાચીન ઋષીઓ તપ કરતી વખતે ઝાડપાન ખાતા હતા, માટે આપણે તપ કરવા માટે ટેવ પાડીએ તેટલાજ માટે દર શનિવારે વડનાં પાન તથા પિંપળા તેમજ આંબાનાં પાનમાં શાક તથા રાઇતાં આપવામાં આવશે.

અમારા કાર્યમાં તમે અવધિ અને અવધિજ ભાળશો. ત્વરા કરો. આવો લાભ ફરીથી નહિ મળે કારણ આ લોજનાં અસ્તિત્વ માટે માલેકોને ઘણી કાળજી રહે છે માટે ઝડપ કરો.

અમારૂં ઠેકાણું નોંધી લેશોજી

માલેક ગગનદાસ વિજળીદાસ રોરી સોડાવાળા

આસમાની સુલતાની બીલ્ડીંગ
ઉંધકુવા રોડ, નંબર ૦૦૦૦૧

સંપૂર્ણ.

---

## પલાણુ કોણુ ઉપાડશે ?

ચારણુ નામે જઇતો અને વરહો બન્ને ભાઇઓ કાંઇ કામ પ્રસગે બહાર ગામ જવાને નીકળ્યા. સાથે એક ઘોડો લીધો. ચાલતાં ચાલતાં એક ગામ નજીક. આવતાં સુર્યાસ્ત થયો તેથી બન્ને જણ્યા તે ગામના ચોરામાં રાત રહ્યા. ચોરાની બાજુમાં ખીલો હોવાથી ઘોડાને ત્યાં બાંધ્યો. બન્ને જણ્યા ચોરા ઉપર પથારી કરી સુતા. તે દિવસ કૃષ્ણુ પક્ષ અમાવસ્યાનો હતો. લગભગ મધ્ય રાત્રિનો અમલ થવા આવ્યો હતો. સર્વત્ર જગ્યાએ શાન્તિનું સામ્રાજ્ય પ્રવર્ત્યું હતું ત્યારે બન્ને જણા અર્ધ નિદ્રમાં સુતા હતા, કારણુ કે ભોંય પથારી એ દુનિયાંમાં વિકટ પ્રસંગ છે.

જઇ તે બાજુમાં સુતેલા વરહાને પુછ્યું કે ભણે ભાઇ વરહા ! કમણુ કરતો ચાં ? ત્યારે વરહો બોલ્યો કે, ભણે ભાઇ જઇતા ! એક વિહાર કરતો ચાં ! ત્યારે જઇતે પુછ્યું કે ભાઇ વરહા જાણે વિહાર કાણ્યુનો ? ત્યારે વરહો બોલ્યો કે, જાણે ભાઇ જઇતા બકરીના પેટમાં ગોળ લીંડીઉં કોણ્યુ કરતું હોહે ? ત્યારે જઇતે ઉત્તર આપ્યો કે જાણે ભાઇ વરહા એ તો પરમેશ્વરની અકળ લીલા છે નકામા વિહાર કીમેં કરતો ચાં ? જાણે ભાઇ વરહા સુઇજા. આથી બન્ને જણ પાછા સુઇ જાય છે. થોડો વખત બન્નેની આંખો ઘેરાય છે વળી જઇતો પાછો વરહાને પુછે છે કે ભણે ભાઇ વરહા, કમણુ કરતો ચાં ? ત્યારે વરહો બોલ્યો કે, ભણે ભાઇ જઇતા, એક વિહાર કરતો ચાં ! ત્યારે જઇતે પુછ્યું કે ભણે ભાઈ વરહા, વિહાર કાણ્યુનો ? ત્યારે વરહો બોલ્યો કે ભણે ભાઇ જઇતા સમદર ગાળ્યો ત્યારે તેનો ગાળ કીસેં નાખ્યો હોહે ! ત્યારે જઇતે ઉત્તર આપ્યો કે, જાણે ભાઇ વરહા સમદર ગાળ્યા ગળાતા નથી એ તો પરમેશ્વરની અકળલીલા છે !. ભણે ભાઇ વરહા નકામા વિહાર કીસેં કરતો ચા ? રાત ઘણી ગઈ છે ભણે સુઇ જા તેથી બન્ને જણ્યા પાછા સુઇ જાય છે થોડો વખત બન્ને જણ્યા જંપી જાય છે વળી જઇતાને ઉંઘ ઉડી જતાં પાછો વરહાને પુછે છે કે ભણે ભાઇ વરહા, કમણુ કરતો ચાં ? ત્યારે વરહો બોલ્યો કે ભણે ભાઇ જઇતા એક વિહાર કરતો ચાં ! ત્યારે જઇતે પુછ્યું કે ભણે ભાઇ વરહા, વિહાર કાણ્યુનો ? ત્યારે વરહો બોલ્યો કે ભણે ભાઇ જઇતા ! કોઇ ઘોડો ઉપાડી જાહે તો પલાણ્યુ કોણ્યુ ઉપાડહે ? ત્યારે જઇતે ઉત્તર આપ્યો કે, ભણે ભાઇ વરહા, ન કરે નારાણ્યુ અને કદી ઘોડો કોઇ ઉપાડી ગયું તો સામાન હું ઉપાડહ, પણ ભણે ભાઇ વરહા પરમેશ્વરને ખાતર હવે તો જંપી જા ! પાછા બન્ને જણ્યા સુઇ જાય છે. આ વખતે નિદ્રા દેવીનો તેમના સખ્ત હુમલો થાય છે પાછલી રાત્રિનો ચાર વાગ્યાનો અમલ થાય છે તે વખતે એ ચોરો આવી ઘોડાને ઉપાડી જાય છે સવારમાં જઇતો તથા વરહો બન્ને જણ્યા આંખો ચોળતા ઉઠે છે ચોરા પાસે તપાસ કરે છે તો ઘોડો જણ્યાતો નથી ગામની આજુબાજુમાં તપાસ કરે છે પણ કશો પત્તો લાગતો નથી તેથી ... રાત્રિએ થયેલા ઠરાવ મુજબ જઇતો પલાણ્યુ ઉપાડે છે અને બન્ને જણ્યા પોતાની મુસાફરીમાં આગળ વધે છે.

પ્રેષક મોહન ઠાકુર.

તાલ દેખકર ઉસકે મન મેં માનો છુટી ઉમંગ નઇ!
ધ્યાન કિયા દુર્ગા કા—"માતા, કન્યા સરન તુમ્હારી હૈ;
લજ્જા રખ લે, છત્રી-કુલ કી સદા તુહી રખવારી હૈ!"
કિયા આચમન દો ચૂલ્લૂ સે બુર્જ પર ચટ હુઇ ખડી!
"જય દુર્ગા" કહ ઇક છલાઁગ મેં ગહરે જલ મેં કૂદ પડી!
સૂઝી નહીં ચાલ કન્યા કી-મિરજા સાહબ અંધે હો;
દાસ છલિયો કે ક્યા જાનેં સત્ય-ધર્મ કે ધંધે કો!
ધાડ મારકર રોયા મિરજા—"ક્યા તૂને યહ હાય કિયા;
હાય, કરૂઁ ક્યા, મુઝકો દિલવર, તૂને ધોકા બડા દિયા!"
ધીમર બુલવાકર મિરજા ને જાલ તાલ મેં ડલવાયા;
ધોંધેં ઔર સિવાર છોડકર ઔર ન કુછ ઉસમેં આયા!
રાજા હોરિલ સમાચાર સુન પાન ખાય હઁસતે આએ;
જાલ ડાલને કો તુરંત હી અપને સેવક બુલવાએ!
જ્યોં હી જાલ પડા હૈ જલ મેં કુઁઅરિ ભગવતી ખિંચ આઇ;
પ્રાન નહીં હૈં તન મેં, તો ભી જ્યોતિ વહી મુખ પર છાઇ!
"ધન્ય-ધન્ય" બોલો હોરિલસિંહ "ધન તૂ બહન હમારી હૈ;
તીન પીઢિયાઁ તારી તૂને, સચ્ચી રાજકુમારી હૈ!"

(માધુરી) શ્રી અવધવાસી સીતારામ



# "सौन्दर्यसुधाशतकम्"

યાને

## આનંદ લહરી

नीतं नव नवनीतं कियदिति पृष्टो यशोदया कृष्णः ॥
इयदिति गुरुजनसंसदि करधृतराधापयोधिरः पातु ॥ १ ॥

એક દિવસે યશોદાજીએ માખણની ચોરી કરનાર કૃષ્ણને પકડીને ધમકી આપતાં પૂછ્યું કે કૃષ્ણ! તેં કેટલુંએક માખણ ચોર્યું, તે કહે જોઇએ. તે વખતે વડીલ જનોની સમક્ષમાં રાધિકાનું માખણ જેવું સફેદ અને ગોળ પીડાકાર સ્તન હાથમાં ઝટ લઇને કહી દીધું કે આટલું માખણ મેં ચોર્યું..

वक्षोजांबर कर्षणोद्यतकरः कृष्ण स पुष्णातु नः ॥ २ ॥
व्यत्यस्तं विधिशिक्षितं ननु तयेत्युक्तो मुरारिर्हसन् ।
रथ्यायाँ कथमाहृतवकुचद्वन्द्वं मदीयं मनः ॥
युक्तं किं तव शर्वरीशमुख मद्वेणीसमाकर्षणं ? ।

"એક વખતે રસ્તામાં રાધિકા ચાલતી હતી તેવામાં કૃષ્ણે આવી તેની વેણી ખેંચી ત્યારે રાધા કહેવા લાગી કે હે ચંદ્રાનન કૃષ્ણ! તું મારી વેણી ખેંચે છે તે તને શું સારૂં દેખાય છે?

કૃષ્ણ—હું રસ્તામાં ચાલતો હતો ત્યારે તારા કુચ (સ્તન) દ્વયે મારૂં મન કેમ ખેંચ્યું? તેથી મેં તારી વેણી ખેંચી.

રાધા—ત્યારે તો આ અજબ તરેહનો ઇન્સાફ કહેવાય! અપરાધ એક જણ કરે અને શિક્ષા બીજાને થાય (જેમકે ગુપ્તેન્દ્રિયના સંગ દોષે નાક કપાય છે) એ શું? આ પ્રમાણે રાધાનું મધુર ભાષણ સાંભળી મુરારી શ્રી કૃષ્ણને હર્ષ થયો અને તેના વક્ષ સ્થળ ઉપરનો છેડો કાઢવાને પોતાનો હાથ આગળ કર્યો.

अर्थो गिरामपिहितः पिहितश्चकास्ति ।
रम्यसमेति मरहट्टवधूस्तनामः ॥
नो गुर्जरीस्तन इवातितरां निगूढो ।
नांध्रीपयोधर इवातिविघीट्टतामः ॥ ३ ॥

ગીરા નામ ભાષા કેવી લખવી. કે તેનો અર્થ કેવો હેવો જોઇએ? તો કહેવો કે જેમ આંધ્ર દેશની સ્ત્રીઓ પોતાના સ્તન ઉઘાડાં રાખે છે તેમ નહિ વળી ગુજરાત દેશની સ્ત્રીઓ ઢાંકેલા રાખે છે તેમ પણ નહિ. પરંતુ મહારાષ્ટ્ર દેશની સ્ત્રીઓ જેમ તેમના કુચને અર્ધા ઢાંકેલા અને અર્ધા ઉઘાડા રાખે છે તેમ ભાષાનો અર્થ અર્ધો ઉઘાડો અને અર્ધો ઢાંકેલો હોય તો રમ્યતા આવે છે.

શાસ્ત્રી દેવાશંકર મેઘજી

# તકદીરની તાસિર

લખનાર-રા. રમણિક અ મ્હેતા

" ક્યાં છે તે કાગળ ? "

" મારી સાથે આવો. હુ તમને તે કાઢી આપું. "

જડજે સિપાઈઓને ઇસારત કરી ઇવાનોફની જમણી પડખે એક સિપાઈ અને ડાબી પડખે બીજો સિપાઇ ઉભો રહ્યો. આ પ્રમાણે તેઓ ઇવાનોફની સાથે તેના દિવાનખાનામા ગયા. ઇવાનોફે કબાટ ઉઘાડી ખાનામાથી રીસ્કોફનો લખેલો કાગળ કાઢયો અને જડજના હાથમા મૂક્યો. એ કાગળ આ વાર્તાના વાચનારાઓએ જોયો છે જડજે તે કાગળ વાચ્યો અને વાંચી રહ્યા પછી કહ્યુંઃ

" આ કાગળનો મજકુર તો તમારી વિરૂધ્ધ જાય છે. કહોની કે તમારા વિરૂધ્ધ આ સચોટ પુરાવો છે વાત છુપાવવામા હવે માલ નથી જે હોય તે સાચે સાચું કહી નાખો. "

' મેં જાુદું કહ્યુજ નથી. ઈશ્વર સાક્ષી છે, હું નિર્દોષ છુ."

" બધા ગુન્હેગારો પહેલવહેલા તો એમજ કહે છે. પોતાને નિર્દોષ માને છે પણ પાછળથી સઘળું કબુલ કરે છે તમે પણ પાછળથી તેમ કરશો ગમે તેમ મારે મારી ફરજ બજાવવી જોઇએ. હું તમને રીસ્કોફના ખૂનના તહોમત માટે કેદ કરૂ છુ. સિપાઇઓ, એને હાથકડી નાખો અને લઇ ચાલો "

સિપાઇઓએ ઇવાનોફને હાથકડી નાખી ઇવાનોફે બે ત્રણ કાગળ લખવા દેવા માટે માગણી કરી પણ તેની માગણીનો સ્વીકાર થયો નહિ. તેની સ્રીને પણ મળવા દીધા વગર તેને જેલમા લઈ ગયા. જ્યાં તેને ફરીથી પ્રશ્નો પુછવામા આવ્યા જેલના અધિકારીને જડજે પોતાનો Proces verbal તપાસનો રીપોર્ટ આપ્યો બાદમા ઇવાનોફને કાચી જેલમા એકાત કોટડીમા પુરવામાં આવ્યો રૂશિયામા કેદીને પોલીસ તપાસ કરી રહે ત્યા સુધી કેદ રાખવામા આવે છે કેટલીક વાર તો કેદીને કે તહોમતવાળા આસામીને એવી અધારી કોટડીમા ગોંધી રાખવામા આવે છે કે તે ત્રાસીને પોતાનો ગુન્હો કબુલ કરે છે

ઇવાનોફની વિરૂધ્ધ પુરાવો મજબુત હતો લોકવાયકા પણ તેની વિરૂધ્ધજ હતી રીસ્કોફે પોતાના કાગળમા નાણાં આપવા ના પાડી હતી. તે કાગળ લખ્યાને ૩૬ કલાક નહિ થયા હોય તેટલામા તેનું ખૂન થયુ હતું. જે દિવસે ખૂન થયું, તે દિવસે [illegible] તેની બેન્કમાથી નાણાની મોટી રકમ મંગાવી હતી. જે [illegible]રા તેણે બેન્કમાથી મંગાવી હતી. તેમાની કેટલીક નોટો [illegible]વાનોફ પાસેથી મળી આવી હતી. તેજ દિવસે ઇવાનોફ તેને [illegible] હતો. અને ઇવાનોફની રિવોલ્વરથીજ તેનુ ખૂન થયું હતું. આથી એમ અનુમાન સહેજ થઇ શકતું હતું કે [illegible]નોફને રીસ્કોફે નાણાં આપવાના ના પાડી હશે અને તેથી આવેશમા તેનુ ખૂન કર્યું હોવું જોઇએ ખૂન કર્યા પછી નોટો લઇ ઘેર ભાગી આવ્યો હોવો જોઇએ.

લોકોમા ઘણા પ્રકારની ગપ ચાલતી હતી. ઇવાનોફ રીસ્કોફની મૈત્રિ, બન્ને વચ્ચે અણબનાવનું કારણ, ઇવા[નોફનો] કલ્પનાપ્રિય સ્વભાવ, તેની કળા પ્રત્યે મમતા મેરીઆ સ્વરૂપવાન સુંદરી સાથે લગ્ન, બન્નેની પ્રણયલીલા, વગેરે વાતો ચર્ચાતી હતી અને લોકો તરેહ તરેહના અનુમાન કરતા હતા.

ઇવાનોફની પત્નીની સ્થિતિ પણ ઘણી વિચિત્ર હતી. કેટલાક તો તેનોજ દોષ કાઢતા હતા. તેઓ એમ કહેતા હતા કે તેને એવા ફકડણ માણસ સાથે પરણવું જોઇતું ન હતું ઇવાનોફ ભલે કળાકાર હો પણ વ્યવહાર જ્ઞાન તો તેનામાં ન હતું. એવાને પરણીને એણે શું લ્હાણુ કાઢયું? એમ સર્વ જણ તેનો દોષ કાઢતા હતા

ગમે તેમ પણ મેરીઆ સુશિક્ષિત સ્રી હતી. તે રૂપવાન હતી એટલુંજ નહિ પણ ગુણવાન હતી અને તેને પોતાના સ્વામીના નિર્દોષપણા માટે વિશ્વાસ હતો. તે સારી રીતે સમજતી હતી કેઃ *

મૈં વટ નહીં કે ' કમ હો કહીં ઓર કહી હૂં મૈં '
મૈં હૂ ' તુમ્હારા સાયા જહા તુમ વહી હૂ મૈં '

તેનુ પ્રથમ કર્તવ્ય તેના સ્વામીને સહાય કરવાનું હતું આને માટે તેણે તૈયારી કરવા માંડી. લોકોની નિંદાની તેણે પરવા કરી નહિ પ્રથમ તો તેણે પોતાના સ્વામીને મળી જોવાનો નિશ્ચય કર્યો આને માટે જેલના વડા અધિકારીની નહિ, પણ દેશના મત્રીની મજૂરીની જરૂર હતી મંત્રી અને તે પણ રૂશિયા જેવા દેશનો એટલે પુછવુ શુ ? તે અધિકારીએ પહેલા તો તેની અરજ મજુર કરી નહિ તેણે આખરે તેને મળી ઘુંટણે પડી પ્રાર્થના કરી, જોઇતી રજા મેળવી રજા માત્ર અડધા કલાક સુધી મળવા દેવાની હતી

પોતાના સ્વામીને મળવાની રજા ચીઠી લઈ તે જેલમા ગઇ. સિપાઈ તેને તેના સ્વામીની કોટડી પાસે લઇ ગયા. ત્યા જઇ તેણે જે દેખાવ જોયો તે જોતાંજ તે છળી પડી

ઇવાનોફનો ચ્હેરો ઓળખાય તેવો નહતો. મેલાં ગંદા કપડાં, હાથમા બેડી, માથાના વધી ગયેલા વાળ અને દાઢી ફિકટ અને સનાતણીથી લેવાઈ ગયેલું મ્હોં. ફાટી બેબાકળી આંખો જોઈ તેનુ હૈયુ ફાટી પડયું ખરેખર તે સ્થાન પણ તેવુજ હતું. રૂશિયાના જેલખાના કમકમાટી ઉપજાવે તેવાં હતા તે કોણ જાણતુ નથી ? અધારી કોટડી, જ્યાં સૂર્યના કિરણને પેસવાને પણ સ્થાન ન મળે. તે ઉપરાંત દુર્ગંધ અને ભેજવાળી

* હું તમારાથી જુદી રહેવાવાળી નથી. તમે કહી અને હુ કહી એવીનથી હું તો તમારી છાયાની માફક સાથે રહેવાવાળી છું.

જ્યાં, વંઠા કંસારીનો વાસ, જ્યાં કેવળ નિરવતા, એવી એકાંત કોટડીમાં રહી ભલભલાનાં દિલ તૂટી જાય તો એક કેળવાયલા માણસનું શું ગજું? ઇવાનોફ એક અઠવાડિયામાં એવો તો બદલાઇ ગયો હતો કે દશ વર્ષનો તેની ઉંમરમાં વધારો જણાતો હતો. વાળ પણ સફેદ થઇ ગયા હતા. તેને પોતાના સ્વામીની સ્થિતિ જોઈ રડવું આવ્યું. જો લોઢાના સળીઆ ન હોત તો તે પોતાના સ્વામીને ભેટી પડી હોત. ઇવાનોફ થોડી વાર તો તેની સ્હામું ગાંડાની માફક જોઇ રહ્યો. પછી જ્યારે તેણે પોતાની પ્રિયતમાને ઓળખી ત્યારે બબડવા લાગ્યો કેઃ "હું તદન નિર્દોષ છું. મેં કોઇનું ખૂન કર્યું નથી. હું પરમાત્માના સોગન ખાઇને કહું છું કે મેં મારા હાથ લોહીથી ખરડીઆ નથી. વ્હાલી! તું ગમે તેમ કરી મને બચાવજે. જો આમાંથી મારો છુટકારો નહિ થાય તો હું ગાંડો થઇ જઇશ."

ઇવાનોફની સ્ત્રીની સ્થિતિ ઘણીજ વિચિત્ર હતી. શું કરવું, તેની તેને સુઝ પડતી નહિ. તેને પોતાના સ્વામીનો બોલ સાચો છે એમ લાગતું હતું, પરંતુ, તેની નિર્દોષતા સાબીત કરવાને માટે પ્રમાણ નહતું. તેની માનસિક યાતના એટલી હદ સુધી વધી ગઈ કે તેને પોતાને એમ લાગવા માંડ્યું કે હું પણ દિવાની બની જઇશ. જેને જઈ તે પોતાના વિતકોની વાત કહેતી હતી તેઓ સર્વ એમ કહેતા હતા કે; "હવે પ્રયત્ન કરવો નકામો છે. એને નિર્દોષ સાબીત કરવો, એ બને એમ નથી." આટલું છતાં તે નિરાશ ન થઇ. તેણે બીજા કોઇની પાસે જઇ શું કરવું તે તે સંબંધી સલાહ માંગી. તે માણસે કહ્યું. "તમારું કામ તો કોઇ અશક્ય વાતને શક્ય કરી બતાવવા જેવું છે. એવા અશક્ય કામને શક્ય કરી બતાવે તેવો તો એકજ માણસ રૂશિયામાં છે. અને તે માઇકલ ડેનીવીચ. તેની પાસે જઇ તેની સલાહ લ્યો. જો કંઇ બની શકે તો તેનાથીજ બની શકશે બીજાથી નહિ."

કહેનારે ભાગ્યેજ ધાર્યું હતું કે મેરીઆ ડેનીવીચની સલાહ લેવા જશે, પણ બન્યું એવું કે તે ડેનીવીચની પાસે દોડી ગઈ. તેણે પોતાના ધણી પર ગુજરેલી સર્વ હકિકત અથેતિ વાર ડેનીવીચને કહી સંભળાવી. તે બાઇને પોતાના સ્વામીપ્રત્યેનો ભક્તિભાવ, તેની લાગણી, વિનય અને સૌંદર્યથી મુગ્ધ થઇ, ડેનીવીચે તે કેસ પર વિચાર કરી જોવા કબુલ કર્યું, અને એક અઠવાડિયા પછી મળવા જણાવ્યું. એક અઠવાડિયા બાદ મેરીઆ તેને મળવા ગઇ. ડેનીવીચે તેને આવકાર આપી એક ખુરશી પર બેસવા કહ્યું. મેરીઆ ખુરશી પર બેઠી, બાદમાં તેણે કહ્યુંઃ

"કેસમાં એ બાબત એવી છે કે જેથી ગુન્હેગારની સામે મુકાયલા સર્વ આરોપ નબળાં પડી જાય છે; પણ તે તરફ કોઇનું લક્ષ ગયું નથી." એ એક અજાયબ જેવી વાત છે.

"તે કયી બાબત?" આશા અને હર્ષના આવેશમાં મેરીઆએ પ્રુછ્યું.

"જે દિવસે રીસ્કોફનું ખૂન થયું તે દિવસે તેણે પોતાની બેન્કમાંથી ૫૦૦૦ હજાર રૂપિયા મંગાવ્યા હતા. આમાંથી તમારા સ્વામી પાસે બે હજારની રકમ આવી. ઘરની ઝડતી લેતાં પણ એથી વધારે પાઇ પણ નીકળી નહિ, એ શું?"

"હેં! ખરી વાત, પણ પછી?"

"એજ કે ત્યારે બાકીના ત્રણ હજારની રકમ ગઇ કયાં? એ રકમનું શું થયું, તે હું જાણવા માગું છું."

જાણે કોઇએ તેના મૃત પ્રાણમાં અમૃત સીંચ્યું હોય તેમ મેરીઆને થયું. તે શાંતવૃત્તિથી ડેનીવીચની ભણી જોઇ રહી. ડેનીવીચ વિચારમાં હોય તેમ બેસી રહ્યો. તેની અવસ્થા કોઇ સ્વમવત માણસના જેવી હતી. મેરીઆથી આ જોઇ રહેવાયું નહિ. તેણે પુછ્યું.

"આપ એ પરથી શું અનુમાન કરો છો?"

"એજ અનુમાન કે તમારા સ્વામી કહે છે તેમ તેઓ તદન નિર્દોષ લાગે છે."

મેરીઆની આંખોમાં હર્ષનાં આંસુ આવ્યાં. તેણે બે હાથવડે પોતાનું મ્હોં ઢાંકી દીધું અને ઇશ્વરનો આભાર માન્યો પછી તેણે વિનયનમ્ર સ્વરે પોતાના ધણીને આ આફતમાંથી ઉગારી લેવા ડેનીવીચને આજીજી કરી. ડેનીવીચે તેને ધીરજ આપી કહ્યુંઃ

"મારાથી બનતો પ્રયત્ન હું કરીશ. જય આપણો એ ઇશ્વરના હાથમાં છે."

મેરીઆ તેનો ઉપકાર માની ત્યાંથી ચાલી ગઇ. એ ઘણી નવાઈની વાત હતી કે તપાસ કરનાર જડજને પણ ખ્યાલ આવ્યો નહિ કે બાકીનાં નાણાંની રકમનું શું થયું? પોલીસ તો એમજ માનતી હતી કે ઇવાનોફનો ગુન્હો સાબીત કરવા માટે મજબૂત પુરાવો છે, અને શક જેવું કંઇ છેજ નહિ. થોડા દિવસ પછી ડેનીવીચે ઇવાનોફની પાસે બીજા નાણાં કે રીસ્કોફના નાણામાંની નોટો હતી કે નહિ તેની તપાસ કરી. તપાસમાં તેને જણાયું કે બે હજાર જે તેણે રીસ્કોફ પાસેથી લીધા હતા તેથી એક પાઇ પણ વધારે નહતી. આ નાણાંનો મોટો ભાગ તો તેણે તેના માગનારાઓને આપી દીધો હતો.

જ્યારે લોકોને એમ ખબર પડી કે ડેનીવીચે કેસ હાથમાં લીધો છે, અને બાકીની ત્રણ હજારની રકમ કયાં ગઇ, તેની તે શોધમાં છે, ત્યારે લોક લાગણી ઇવાનોફની તરફેણમાં ફેરવાઇ. ઘણાક એમ પણ કહેવા લાગ્યા કે "જો ઇવાનોફે પૈસાને માટેજ ખૂન કર્યું હોય તો તે બે હજારની રકમ લે અને ત્રણ હજાર રહેવા દે એમ કેમ બને?"

જ્યારે પોલીસને આ વાતની ખબર પડી ત્યારે, ઇવાનોફ તેમના સપાટામાંથી છટકે નહિ તેને માટે યત્ન કરવા લાગ્યા. ડેનીવીચની ખ્યાતિથી તેઓ વાકેફગાર હતા. તેથી તેઓએ ઇવાનોફ પાસેથી યકરારનામું બળજોરથી કરાવવા નિશ્ચય કર્યો. કારણ કે પોલિસને અત્યાર સુધી બ્હાર આવ્યો હતો તેથી વધુ પુરાવો મળવો શક્ય નહોતો.

અપૂર્ણ.

જોઇશું કે તે કલા કેટલી આદર્નીય નિકળે છે.

ઓરીએંટલ પીકચરની—ભાગ્ય પરીક્ષા બરાબર કોઇ કરતું હોય તેમ દેખાતું નથી. પણ પરિક્ષા તો જરૂર થવાનીજ.

સરસ્વતી ફિલ્મ કાં.—દુલારીનો આખિર મોત અપાઈ ગયો છે હવે રસહિન મી૦ જેથી પરદેશી સૈયાને રંગિંગ કેમ કરવી તેના વિચારમાં પડયા હોય એમ લાગે છે.

રોયલ આર્ટ સ્ટુડીયો.—મંદમંદ ચાલે છે. જ્યારે અલાઉદ્દીનનું જાદુઇ ફાનસ લાઇન કલીયર બતાવે છે.

સુદર્શન ફિલ્મ કાં. ના બાહોશ કલાધરો કોઇ કલ્પિત કથામાં રોકાયા છે. અને ઇતિહાસના પાનામાં રમી ગયેલા રણવીરોને પુનઃ સજીવન કરવા મથે છે.

સૌરાષ્ટ્ર ફિલ્મ કાં. લીમીટેડ—નો 'કળાબાજ આશક' મેજેસ્ટીકમાં તા. ૨૪ મીથી દેખાવ દેવાની ખાત્રી આપતો હવામાં ઉડી રહ્યો છે. અને તેને પકડીને મેજેસ્ટીકના પરિશ્રામાં બેસાડવા તેના એજન્ટો મ્હેનત કરી રહ્યા છે.

મોહન થીયેટર્સ લી. ની નવીન ચિત્રપટ હાલમાં બ્હાર આવવાની ખબર નથી. પરંતુ પાયા નાખેલા લગભગ ડઝનેક ચિત્રપટો કદાચ વરસની આખેરીએ સામટાં બ્હાર પડશે. કારણ તેમાં પાર્ટ કરતાં નટ અને નટીઓ હાલ હિન્દના જુદા જુદા મથકોની યાત્રા કરે છે અને તા. ૧૫ મી ઓગસ્ટથી મુંબઇમાં પણ તેઓ રીપન થીયેટરમાં દેખાવ દેશે

કાતમા કેસ—હમો ગયા અંકમાં જણાવી ગયા પ્રમાણે આ કેસની કેટલીક ચોંકાવનારી વિગતો હમારી પાસે આવી છે પણ કેસનો નિકાલ આવે ત્યાં સુધી એ વિગતો વાંચનાર સમક્ષ રજુ કરવા દુરસ્ત ધારતા નથી.

વરસાદ—વરસાદની લીલા લ્હેર છે તે મુજબ સીનેમાના સ્ટુડીયોમાં કામકાજ વગર નટ અને નટીઓને પણ લીલા લ્હેર છે. માત્ર આખો દહાડો મેકઅપ કરી બેસી રહેવાનોજ કંટાળો છે.

## કંઈક નવું

સૌથી પહેલુ ટાઇપ રાઇટરનુ યત્ર ૧૮૫૭ની સાલમા તૈયાર કરવામા આવ્યુ હતુ

* * *

હાલમાં ' એક્સરેઝ ' ના ઉપયોગથી માલની ગાડીમા કાઇ જકાળ જેવો માલ છે કે નહિ, તે શોધી કહાડવામાં આવે છે

* * *

દક્ષિણ કેન્સિગ્ટનમા આવેલાં "નેચરલ હિસ્ટરી ઓફ મ્યુ ઝીયમ"માં વીસથી ચાલીસ લાખ કીટકો છે

* * *

હાલમા એક નવી જાતનુ વિજળીનુ યત્ર શોધી કહાડવામાં આવ્યુ છે તેની સહાયતાથી રોગથી બિમાર થયેલા માણસનો રોગ, પુરૂષ કિવા સ્ત્રી તેનો દેશ વગેરે તેના એક રતીના બિદુ પરથી જાણી શકાય છે

* * *

જગતની અદર સૌથી મોટી સોનાની ખાણ ટિમિયરા ( કાનડા ) મા આવેલી છે તેણે લગભગ સો એકર જગ્યા રોકેલી છે અને આશરે ત્રીશ લાખ રૂપિયાની કિમતના સોનાની લગડી દર અઠવાડીયે ત્યા તૈયાર કરવામા આવે છે

* * *

ફ્રાન્સની અદર ' સભ્યતા " પર ચૈદમી સદીની અદર એક પુસ્તક પ્રસિધ્ધ કરવામાં આવ્યુ છે જેની અદર દરેક સભ્ય ગૃહસ્થે પોતાના હાથ અને મ્હોઢુ દરરોજ ધોવુ એવો ઉપદેશ કરવામા આવ્યો છે

* * *

કેટલાક દેશોમા દેડકાનો ઉપયોગ ' બેરોમીટર " તરીકે કરવામા આવે છે એક મોટી કાચની બરણીની અદર સીડીની માફક સોટીઓને ગોઠવવામાં આવે છે તેની અદર લીલા રગના દેડકાને મૂકવામા આવે છે દેડકો જો સીડીના ટોચ પર ચડીને બેસે તો તેને સારી હવાનુ અને નીચે ઉતરે તો ખરાબ હવાનુ ચિહ્ન સમજવામાં આવે છે

* * *

એક જાતના ખાસ તૈયાર કરવામાં આવેલા કેમેરાથી સમુદ્રની છોળોની લબાઇ અને ઉચાઇ કેટલી છે તે બરાબર કહી શકાય છે છોળો ૭ થી બાર ફુટ ઉચી હોય છે દરિયો જો સાધારણ ઉછળેલો હોય તો તે સત્તાવીસ ફુટ સુધી ચડે છે ભયકર તોફાની પવન વાય તો તેની ઉચાઇ છત્રીસ ફુટ થાય છે સૌથી મોટામાં મોટી છોળ ૯૦૦ ફુટ લાબી હોય એમ કહેવામાં આવે છે એક છોળ પછી બીજી છોળ વીસ મીનીટ લાગે છે



Reg. No B.

# આવે છે આવે છે આવે છે

# શારદા ફિલ્મ કું.ની અદભૂત કૃતિઓ

[ ૧ ]

અવન્તીની રાજકુમારીની એક અદભુત કથા જેનો શૃંગાર તમારાં રોમાંચ ઉભાં કરશે.
માતૃ ભકતી-પીતૃ ભકતી-પતિ ભકતી વિ. થી ઉભરાતી ફીલ્મ

## મદન કલા

પુરૂષ માત્રને ધીક્કારનાર રાજબાલા કેમ ઠેકાણે આવે છે તે આ ફીલ્મ જોવાથીજ સમજાશે.

[ ૨ ]

આખાય હીન્દુસ્તાનમાં લોકોને મોઢે ચઢી રહેલ અદભુત શૃંગારીક કીસ્સો.

## જાને આલમ—અન્જુમન આરા

યાને

ફીસાને અજાયબ

[ ૩ ]

ભાવીકો ખાસ તૈયાર થતું ધાર્મિક ચીત્રપટ—

## પ્રધુમ્ન કુમાર

[ ૪ ]

આઠ રીલની અદભુત કોમીક—

## વિલાસી વાંઢો

## તારીખ માટે જોતા રહો—

અમારાં ચિત્રપટોની બુકીંગ માટે લખો—મેસર્સ મયાશંકર ઠક્કર એન્ડ કું.
૪૭, એ. એપોલો સ્ટ્રીટ--કોટ મુંબાઇ

આ પત્ર તંત્રી જયશંકર ભોળીદાસ દ્વિવેદીએ મુંબઇ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમાં મોજ-મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે.

## ડગ્લાસ ફેરબૅંકસની ઓળખાણની જરૂર નથી!

આ પ્રસિદ્ધ નટને તમે કમાલે શમશીરમાં જોઇ ચુકયા છો હવે

# ઝોરો ના બેટો

૧૧ ભાગ ૧૧ ભાગ

બનીને તે એક ચાબુક સાથે પોતાનો હુન્નર દેખાડે છે.

## આસ્ટ્રીઅન શાહઝાદાનું ખુન! દોષિતનો પત્તો નથી! નિર્દોષ સંડોવાયો!

ઝોરોનો બેટો ડાનકયુ કેવળ એક ચાબુક સાથે બહાર પડે છે અને પોતાના દરેક હરીફને નીચું દેખાડે છે ને ચાબુકથી કેવા કેવા અદ્‌ભુત કામો કરે છે તે જોઇને તમે આશ્ચર્ય પામવા વિના રહેશો નહિ. હુન્નર અને કળાનો આ એક નાદાર નમુનો છે!



પોતાના બેટાને આફતમાં સંડોવાયલો સાંભળી ડાનકયુનો પિતા ઝોરો પોતાની તલવાર ત્રીસ વરસ પછી મ્યાનમાંથી ખેંચી સ્પેનની ભુમીપર આવી લાગે છે. ખુનીનો પત્તો મળે છે અને ડાનકયુના સુંદર માહજબીન ડોલારેસ સાથે લગ્ન થાય છે.

આવતા શનીવારે અમારા સ્ક્રીન ઉપર **શી યાને ઓરત** દેખાવ દેશે. લેખક સર રાઇડરહેગર્ડ

૨ કલાકનો જંગી શો ૫, ૭, ૯, ૧૧ શની રવિ ખાસ ખેલ ૩ વાગે

ભાવ—રૂ. ૨, ૧, ૦ાા, ૦ા, ૦।, ≈ ટેક્ષ સાથે

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ



આષાઢ શુદ ૧૫ )      રવિવાર તારીખ ૨૫ મી જુલાઇ ૧૯૨૬      ( વર્ષ ૩ જું, અંક ૧૭



# યમ સાવિત્રી સંવાદ

લખનાર-રા. ભગવતરાય ટી. દવે

—:—

પુષ્પિતાગ્રા.

તુજ પિતુશ્ર્વ પુત્ર પામશેરે,
વિમળ સુકીર્તિજ પક્ષ વાધશેરે,
મુનિવર રૂડલાં પ્રિતે તે લીધા,
ઉભય સુકુળજ પુત્રી ! તારી દીધાં —૩૦

ભુજંગી.

અહો પુત્રી ! તું દૂર આવી ઘણુંરે,
હવે પાછી જા, પાછી જાને ઘરે રે,
યદિ દૂર આવીશ તું તો સતિરે !
થશે કષ્ટ ત્હારા વપુ કુમળાને —૩૧

સાવિત્રી—હે પ્રભુ !—

ઇંદ્રવિજય

દૂર નથી રતિ, નાથજ સાથ સદા
વસતુ સતિ ધર્મ વદે છે,
છાય ન કાય કદી તજી જાય સતિ
પતિ શું રિત એ નિત રે' છે,

મીન નહિ જળ યોગ તજે, અસુ જેમ
વપુ મહીં વાસ વસે છે,
દિન યદિ સુખ દુઃખ તણા સતિ
રહેય સદા પતિ પાસ વસે છે —૩૨

વળી

પુષ્પિતાગ્રા

રવિ શશિ કરના પ્રકાશ જ્યાહી
વિભુ ! ભયના તમનો[1] રહે જ ત્યાંહી,
વન પતિ સમિપે ન મૃગ આવે,
પ્રિય પતિ પાસ વસ્યે ન દુઃખ આવે —૩૩

યમ

ભુજંગી

સુરો રિઝતા સ્વર્ગમા અમૃતેથી,
રિઝયો હું સતિ ! તુજના સુગુણેથી.
મધુ વાણી તારી અતિ બિંદુ જેવી
ખરે જગતમા પુત્રી ! તું એક દેવી—૩૪

ઉપેન્દ્ર વજ્રા

જોઇ સુનિષ્ઠા સતિ ! તુજ આજે,
હૃદે દયા સ્નેહ અતુજ જાગે,
ઇચ્છિત યાચી વરદ સુતા ! લે.
ત્હારા પતિ જીવનનાં વનાજે—૩૫

શાર્દૂલ વિક્રીડિત.

સાવિત્રી—

આપે વૃદ્ધ વયે પ્રભુ ! મુજતણી, રક્ષા સદા જે કરે,
જેનાથી મુજ સ્વામિના કુળતણી, જગે સુભ્રા રહે,
'એવા પુત્ર સુલક્ષણા શતમને, એ સ્વામિથી આપજો,'
યાચી એ સતિ ત્યાં ઉભીનત શિરે, લજ્જા ધરી મૌનજો.—૩૬

અપૂર્ણ.

---

1. તમને-અંધકારનો

# જુબેદા

અથવા

## રહસ્યમયી રમણી

### પ્રકરણ ૨૩ મું.

—:•—

થોડેરવાર થઇ અમે ત્રણે જણાં આગળ વધવા લાગ્યાં. થોડે દૂર ગયા પછી વિશ્રામ માટે અમે એક તાલકુંજ પસંદ કર્યો. એવામાં ભયંકર દેખાવના અરબોની એક ટોળી એ સ્થળે આવી પહોંચી. તેમણે બંધુભાવથી અમને અભિવાદન કર્યું. નજીકમાં જ આરામ લેવા માટે તેમણે છાવણી નાખી. તેઓ મિત્ર હતા કે શત્રુ એ વિષયનો પુષ્કળ વિચાર કરવા છતાં હું કાંઇ નિર્ણય કરી શક્યો નહિ. ગમે તેમ હો, તેમના તરફ સૌજન્ય દર્શાવવા માટે ઘોડાં પરથી ઉતરી પડી હું લાવાકાનની સાથે એ નવા આવેલા માણસના મુખ્ય તંબુ તરફ અગ્રેસર થયો. એ તંબુના દ્વાર આગળ એક બુઢ્ઢો અરબ ચિંતાતુર ચિત્તે બેસી બીડી ફૂંકતો હતો, માણસ ઘણો ઘરડો હતો. તેની દાઢી પાતળી હતી, તથા બન્ને નેત્રો અમુક કાળ પહેલાં ઘણાં તીક્ષ્ણ હશે એમ હમણાંના તેના તેજ પરથી જણાઈ આવતું હતું. એ વૃધ્ધ સ્થિર દૃષ્ટિથી મારા મ્હો તરફ જોઇ રહ્યો.

લાવાકાને મને પુછ્યું:—"આ બુઢ્ઢાને તમે જોયો છે કે?"

હું કાંઇ ઉત્તર આપું તે પહેલાં એ બુઢ્ઢાએ કહ્યું:—"હે વિદેશી! અમારા શિબિરમાં હું તમારી અભ્યર્થના કરૂં છું." આમ કહી બીડી ફેંકી દઇ તે પોતાની બરફ જેવી સુફેદ દાઢી પસવારવા લાગ્યો.

મેં કહ્યું:—"શેખજી, તમારી દાઢીનું કલ્યાણ થાવ. આવા અજાણ્યા સ્થળે તમારૂં આતિથ્ય કેટલું કીમતી છે, એ મારાથી અજાણ્યું નથી; પરંતુ હું કોનું આતિથ્ય મેળવી શક્યો છું, તેનું નામ સુધ્ધાં હજી સુધી જાણી શક્યો નથી."

બુઢ્ઢાએ કહ્યું—:"પ્રવાસના કષ્ટથી તમે થાકી ગયા હો એમ લાગે છે. તમે રણનો લાંબો અને અંગવડ ભરેલો માર્ગ પસાર કર્યો છે. તેથી પ્રથમ તમારે આરામ લેવાની જરૂર છે."

આમ કહી બુઢ્ઢાએ મને પોતાની પાસે ચટાઇ ઉપર બેસવાનો સંકેત કર્યો. હું બેઠો એટલે ગુલામ બુઢ્ઢાના હુકમ મુજબ મારે માટે ખાનપાનની સામગ્રી લઇ આવ્યો.

એ બુઢ્ઢો હું ન સમજી શકું એવી ભાષામાં લાવાકાન સાથે કાંઇ વાતચિત કરવા લાગ્યો જેમાંનો એક શબ્દનો સાર હું સમજી શક્યો નહિ. વિવિધ પ્રકારનો સંદેહ મારા ઉપજ્યો. પરંતુ એ માણસનો મારા તરફનો સદ્ વ્યવહાર તથા ખાનપાનની ઉત્કૃષ્ટતા અનુભવી મારો સંદેહ શિથિલ મને આપવામાં આવેલા ખોરાકમાં જહર તો નહિ હોય? ના, ના, એ અસભ્ય જાતિનો માણસ હતો. આજકાલ જમાનામાં કહેવાતા શિષ્ટ અને સભ્ય માણસોજ આશ્રય લઇ દગાથી દુશ્મનને સાફ કરે છે. અસભ્ય મા કપટતાને જાણતા નથી. ઉપરથી દોસ્તી બતાવી બેવફા કોઇની ગરદન પર છુરી ફેરવતા નથી. ચુપકીદીથી મેં ખા ઇન્સાફ આપ્યો. એવામાં સંદિગ્ધ મુખમુદ્રાવાળો એક મ મારી નજીક આવી બેઠો. ગજેરીને લાંચથી વશ કરી મારા પ્રાણનો નાશ કરવાનો સંકલ્પ કર્યો હતો, તેને આ હાજર થયેલો જોઇ હું કોઇ પણ પ્રકારે પ્રફુલ્લ ભાવ ધારણ શક્યો નહિ.

વૃધ્ધે માથું હલાવી કહ્યું:—"દોસ્તો સાથે ભલાઇ અને દુશ્મનો તરફ દયા દર્શાવવી એ અમારો જાતિ ધર્મ છે તમારું કપાળ જોઇ તમે પુષ્કળ દુઃખ વેઠ્યું હોય એમ લા છે. બનતાં સુધી તમારા દુઃખ શોકને અમે કાંઇક ઓછો કરી શકીશું તમે ભિન્ન દેશના અને ભિન્ન ધર્મના હોવા માણસ છો તથા તમને મદદ કરવી એ અમારું અ. કર્તવ્ય છે."

બુઢ્ઢા મુસલમનને મૂખે પ્રભુ ઇસુ ખ્રિસ્તના જેવો ધર્મોપદેશ સાંભળી મારૂં મન ઘણા અંશે સ્વસ્થ થયું. છતાં સાથે એવો સંદેહ ઉપજ્યો કે, એ વૃધ્ધ મને બનાવતો તો હોય! મનનો ભાવ છુપાવી મેં કહ્યું:—"બંધુ, તમારા ચારથી હું અત્યંત પ્રસન્ન થયો છું. તમારો વ્યવહાર ઉદાર છે. આ મરૂભૂમિની અંદર એક દિવસે આવા સાધુ હૃદય મહાત્માની મુલાકાત થશે એવો વિચાર સુધ્ધાં પ્રથમ મારા મનમાં આવ્યો નહોતો. હું ઘણી આફતો સાથે સામનો કરી અલ્લાની મહેરબાનીથી અહિં આવી શક્યો છું. જે સ્થિતિમાં અલ્લાએ રાખ્યો છે, એ સ્થિતિ માટે અફસોસ કરવો એ તેના મહિમા કલંકિત કરવા જેવું છે-પાપ છે."

વૃધ્ધે પૂછ્યું:—"આવા સંકટજનક સ્થળે તમે શા ફરવા આવ્યા છો? તમારા દેશમાં જોવા લાયક સ્થળોની છે કે શું?"

મેં કહ્યું:—"એક છુપો હેતુ પાર પાડવા માટે હું તરફ આવ્યો છું. હું ઘણો દુર્ભાગી છું; કિંચિત સૌભાગ્ય પ્રાપ્ત કરવાની વાસના મારા અંતરમાં ઉપજી છે."

વૃધ્ધે કહ્યું:—"હજી તમે ઉગતી જવાનીમાં છો. પ્રયત્ન કરવાથી અસાધ્ય સાધી શકાય છે એવો વિચાર કમઉમ્રને લીધે તમારા મનમાં ઉપજ્યો છે. પ્રયત્નદ્વારા શયતાનને વશ કરવું અશક્ય નથી, એમ તમને લાગે છે. તમારા ઉતાવળા વિચારોએ

જે રસ્તો તમને બતાવ્યો છે, તેને તમે સરળ સમજી બેઠા છો; પરંતુ ભાઇ, તમે તમારા દિલની વાત કહી નથી. તમારી બન્ને આંખો જોઇ હું સમજી શકું છું કે, એ નયનોમાં નિરાશ પ્રેમની છાયા છવાઇ રહી છે. શું સિંદબાદ ખલાસીની વાત વાંચી વિદેશમાં રખડી આફતો સહી, છેવટે દોલતમંદ થઇ શકાય છે, એમ તમે સમજી બેઠા છો કે?"

એ વૃધ્ધ માણસ અંતરને પણ ઉકેલી શકે છે? મારા દિલની વાત એ બુઝર્ગ કેવી રીતે જાણી શકયો?

વૃધ્ધે ફરીથી કહ્યું:-"તમારી કોશિશ અફળ થનાર છે. નખરાંબાજ નાઝનીનના નયનબાણથી જેનું હૃદય ચીરાઇ ગયું હોય છે, તેનો ઘા કોઇ પણ પ્રકારના મરહમથી રૂઝાતો નથી."

મેં કહ્યું:-"પરંતુ ખરો પ્રેમ અનેક મુશ્કિલ કાર્યોને આસાન કરી શકે છે. એને તમે ઇશ્કનો મોહ કહી શકો છો; પરંતુ જે ખરો આશક છે, તે દિવાનો મટી ડાહ્યો થવા ઇચ્છતો નથી."

વૃધ્ધે કહ્યું:-"તમે એ મોહમાંથી છુટવાને ઇચ્છતા નથી એમજ લાગે છે. સંસારનો નિયમજ એવો છે. તુચ્છ પતંગ જ્યારે દીપકની જ્યોતિ ઉપર આત્મસમર્પણ કરે છે ત્યારે પરિણામની ચિંતા તેને હોતી નથી. પ્રેમની જ્યોતિ પાસે મનુષ્ય પતંગ છે. તમે જ્ઞાની છો. જ્ઞાનની એકાદ વાત તમારા મુખે સાંભળી છે; પરંતુ તમે તેટલા જ્ઞાની હોવા છતાં તમારૂં જ્ઞાન પોપટની માફક કેવળ મુખમાંજ સમાયેલું હોય છે. તમે વિદેશીઓ એ જ્ઞાનનો જીવનના આદર્શ તરીકે સ્વીકાર કરી શકો તેમ નથી. અહજીરીયામાં જે સઘળા ફેર્યો છે, તેમની સ્થિતિ હું કહું છું તેવીજ છે. કેવળ મ્હોડે મોટી મોટી વાતો કરવામાં આવે છે, ત્યારે કાર્યમાં ભમરડા જેવું મીંડુ હોય છે. મ્હોડેથી ભાઇબંધનો ઉપદેશ આપવામાં આવે છે, ત્યારે હાથ લોહીથી ભીંજાવવામાં આવે છે. આમ હોવાથીજ યુરોપની પ્રજાના કપટી માણસોને અમે જોઇ શકતા નથી. તમારી સ્ત્રીઓ ખોટા વિલાસ-સમુદ્રમાં કેટલી બધી ડુબી ગઇ છે! પુરૂષ સાથેના તેમના વ્યવહારમાં કેટલી કૃત્રિમતા અને નફટાઇ ભરેલી છે! પુરૂષના મનને માયામાં ફસાવવા તેઓ કેવો અગાધ પરિશ્રમ કરે છે તથા કોઇ ઉલ્લુ માયામાં ફસતાં તેના હૃદય સાથે કેવી નિષ્ઠુર રમત રમવામાં આવે છે! તમારા દેશનાં માણસો ઘણાં નીચ અને સ્વાર્થી છે."

મેં કહ્યું:—"શેખજી! આપનું કહેવું યથાર્થ છે. પરંતુ વિચાર કરી જુઓ કે; પુરૂષની મૂર્ખતા વિના અસહાય અબળા પોતાની મોજને કયા ઉપાયથી પુરી કરી શકે?"

શેખજીએ માથું હલાવી કહ્યું:-"તમે સાચી વાત કહી છે. સત્ય એ જગતની કીમતી સામગ્રી છે. અસત્યનો વચ્ચે વચ્ચે ક્વચિત જય થતો જોવામાં આવે છે; પરંતુ સત્યનું ગૌરવ અસીમ છે. સત્યનું દાન પવિત્ર છે. તે માણસને ધનવાન ન કરી શકે, પણ ધાર્મિક તો કરી શકે છે. ધર્મ તેમજ અર્થ વચ્ચે સેરડહેરડ થઇ શકતી નથી."

આવી વાતચિતમાં સંધ્યાકાળ પસાર થઇ ગયો. પછી કેટલીક હબસી બાળાઓ એ વૃધ્ધના તંબુ આગળ નાચ કરવા આવી. નૃત્ય ગીતનો ઉત્સવ ચાલવા લાગ્યો. ગીત વાદ્યથી એ એકાંત તાલકું જે બેહસ્તનું સ્વરૂપ ધારણ કર્યું. વચ્ચે વચ્ચે હું કોઇના એકાદ પ્રશ્નનો ઉત્તર આપતો હતો; પરંતુ મારૂં મન એ વખતે અપ્રસન્ન હતું. લાવાકાન થોડે છેટે બેસી બીડી ફુંકતો હતો તથા વચ્ચે વચ્ચે તીક્ષ્ણ દૃષ્ટિથી મારા તરફ જોતો હતો. તેનાં નયનોમાં તિરસ્કાર અને ધુર્તતા સાફ દેખાતી હતી. વચ્ચે વચ્ચે ગાન સાંભળી તે જ્યારે પોતાના સુફેદ દાંત બહાર કહાડી હસતો હતો ત્યારે બદમાશ શિયાળના મુખનું મને સ્મરણ થઇ આવતું હતું.

રાત્રિ વિશેષ વીતી ગઇ. સંગીતના સૂર બંધ પડયા અને તેના પડઘા વાયુમાં પ્રતિધ્વનિત થવા લાગ્યા. મોજીલાં નરનારીઓ પોતપોતાના શિબિરમાં ચાલ્યાં ગયાં. હું પણ મારા નાના તંબુમાં જઇ સુઇ રહ્યો છતાં નિદ્રા ન આવી. વિવિધ પ્રકારની ચિંતાઓમાં નિશાકાળ પસાર થઇ જવા લાગ્યો એવામાં વંટોળીયાનું તોફાન ચાલુ થયું. રેતીના રણના પ્રચંડ વંટોળીયાની કલ્પના અનુભવી સિવાય બીજું કોઇ કરી શકે તેમ નથી. સમસમ અવાજ કરતો વાયુ ફુંકાતો હતો. ચારે દિશાએ ગાઢ અંધકારનો વિસ્તાર થઇ ગયો હતો અને તાલવૃક્ષો વાયુના જોરથી ફફડાટ કરી રહ્યાં હતાં. પ્રલયકાળ ઉપસ્થિત થયો હોય એવો ભાસ થતો હતો! મને એમ લાગ્યું કે, મનુષ્ય તથા પ્રકૃતિ બન્નેએ મળી મારા નાના તંબુને ઘેરી લઇ મૃત્યુનો ભૈરવ નાદ કરવો માંડયો હતો. ભયની ભાવનાથી મારૂં નાનું હૃદય ધબકતું હતું. જાણે કે એ સ્થળે મેં મૃત્યુના બરફ જેવા શીતળ હાથનો સ્પર્શ અનુભવ્યો. કોઇ જોરથી મારા હૃદયને પકડી દબાવતું હોય, એમ મને લાગ્યું. છતાં હું વિહ્વળ બની ગયો નહિ. જે રહસ્યને જાણવા માટે હું અહિં આવ્યો હતો એ કાંઇ સામાન્ય નહોતું. જીવલેણ આફતોનો સામનો કર્યા સિવાય એ રહસ્યનો ભેદ કળી શકવાનું કાર્ય અશક્ય હતું. એ પ્રચંડ વંટોળીયાની અંદર કોઇ બે માણસોની છાયામૂર્તિને મેં મારા તંબુ પાસેથી છુપકીદીથી ચાલી જતી જોઇ. તેઓ કોણ હશે? તેઓનો પોષાક જોઇ એક જણ પુરૂષ અને એક જણ સ્ત્રી હોવાનું હું જાણી શકયો. એ મારી સંગિની સુંદરી અને લાવાકાનજ હોવાં જોઇએ. શા હેતુથી ચોરની માફક તેઓ મારા તંબુની આસપાસ ફરતાં હશે? મારી ચોતરફ સંકટનાં વાદળાં ઘેરાઇ ગયાં. હું જાણે કે, આફતના દરિયામાં ડૂબી ગયો. એ સમુદ્રનું પ્રત્યેક મોજું અજગરસ્પર્શી દેહને ધારણ કરી જાણે કે, મને ગળી જવા દોડી આવતું હતું. મારો આનંદ ઉડી ગયો હતો. સુખ ગુમ થયું હતું અને આશાના અંશનું અસ્તિત્વ પણ રહ્યું નહોતું. કેવળ જીવનની જ્વાળામયી નિરાશા આ મહા સ્મશાનની અંદર કુતરાની માફક પોતાની લાંબી જીભ બહાર કહાડી, મારી ચોતરફ ફરતી હતી. જ્યાં એક નામર્દ ભિખારીની માફક મરવાને હું તૈયાર નહોતો. તંબુમાં હું ઉઠી બેઠો થયો. મજબુત હાથે તલ-

વારને હાથમાં પકડી શત્રુઓ તરફથી હુમલો થવાની રાહ હું જોવા લાગ્યો. કોને હાથે મારા આ માનવી જીવનનો અંત આવશે તેની કલ્પના હું કરી શક્યો નહિ. છતાં મારો વિશ્વાસ હતો કે, આ શત્રુ રાજ્યમાં કોઇ મારૂં હિતૈષી નથી. બિછાનામાં બેસી રહી આખી રાત આ શંકાઓ સાથે યુધ્ધ કરવામાં મેં પસાર કરી.

યથા સમયે વટોળીયાનો વેગ ઘટ્યો અને નિશાનો અંધકાર અદ્રશ્ય થયો. પૂર્વાકાશે પીતજ્યોતિ ધારણ કરી અને જોતજોતામાં જ્યોતિર્મય સૂર્યકિરણોએ પુર્વાકાશને પ્રકાશિત કર્યું. અંતરના ઉંડાણમાંથી એક હૃદયભેદી શ્વાસ મૂકી હુ તંબુની બહાર નીકળ્યો. કેમકે, આજના પ્રભાત સૂર્યનું દર્શન થવાની મારી આશા અદ્રશ્ય થઇ ગઇ હતી.

તથાપિ તંબુની બહાર નીકળી જે દેખાવ મેં જોયો, તેથી મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. નજીકમાં તેમજ દૂર-કોઇ પણ સ્થળે એકકે તંબુ કે માણસનું અસ્તિત્વ નહેતું. બેદુઇન લોકોની ટોળી આ રેતીના રણમાં મને એકલો રાખી વટોળીયાના તોફાનમાં રાતોરાત વંજો માપી ગઇ હતી. એ નિષ્ઠુર માણસો આ ભયંકર સ્થળે મને નિરાધાર હાલતમાં મૂકી ગુમ થઇ ગયા હતા. હવે મારે શું કરવું ? આમ તેમ તપાસ કરતાં એક તાડના ઝાડ સાથે એક ઉંટ બાંધી રાખવામાં આવેલું મારી નજરે પડ્યું. નજીકમાં કોઇ માણસ છે કે કેમ એ વિષયની શોધ કરવા જતાં થોડે છેટે કોઇનો સફેદ પોષાક મારી નજરે પડ્યો.

આશા પૂર્ણ હૃદયે હું સહજ આગળ વધ્યો એટલે લાવાકાને એક ઝાડના થડ પાછળથી આગળ આવી મને સલામ કરી હસ્તાં હસ્તાં કહ્યું:-"તમને એકલા રાખી તમારૂં મિત્રમંડળ ચાલ્યું ગયું છે."

મેં વિરક્ત ભાવથી કહ્યું:-"તેમણે મારી સાથે સારૂં વર્તન ચલાવ્યું ! મેં તમારો કાંઇ અપકાર કર્યો નથી છતાં મારી સાથે આવું વિષમ વર્તન કેમ ચલાવવામાં આવે છે ! આવી રીતે ચાલ્યા જવાની તેમને શી જરૂર હતી ?"

લાવાકાને કહ્યું:-" ઘણા જરૂરી કામને લીધે આપણી ટોળીના માણસોને બીજા સ્થળે ચાલ્યા જવાની જરૂર પડી છે."

મેં પૂછ્યું:-"શત્રુઓ તરફની કાંઇ બીક હતી કે ?"

લાવાકાને ઉત્તર આપ્યો:-"અલ્લાના અભિશાપ સિવાય જગતના કોઇ પણ માણસનો અમે ડર રાખતા નથી."

વિશેષ કાંઇ નહિ બોલતાં લાવાકાને મારા તંબુના ખુંટા ખેંચી નાખ્યા. પછી તંબુ વીંટાળી બાંધી લઇ તેણે ઉંટની પીઠ ઉપર લાદ્યો.

મેં કહ્યું:-"અમે એક વખત જેની સાથે નમક ખાઇએ છીએ તેની સાથે કદાપિ શત્રુતા કરતા નથી; પરંતુ તમે એક ... આશ્રય આપી છેવટે વિદેશી માણસને અજાણ્યા સ્થળે કાગનો કોળીયો થવા રાખી અકોય સિવાય ચાલ્યા જઇ શકો છો !"

લાવાકાને કહ્યું:-"તમે મારાપર ખોટો દોષ મૂકો છો. અધિકાર નહિ હોવાથીજ ટોળીના માણસો ગંતવ્ય સ્થળે ... લઈ ગયા નથી. તમારે નિરાધાર બની; ભૂખતરસના દુ... મરવું ન પડે એટલા માટે તમને નિર્ભય સ્થળે લઇ જવા હું અહિં રોકાયો છું."

લાવાકાન જેવા પશુ સ્વભાવના માણસની સાથે અન્ય કોઇ પણ નિર્ભય સ્થળે જવા હું રાજી થાત નહિ; પરંતુ મરૂભૂમિમાં ભુખતરસથી મરી જવા કરતાં દુશ્મન પર ઇમાન રાખી તેનું અનુસરણ કરવું મને પ્રસંગોચિત લાગ્યું. સંદિગ્ધ ચિતે હું અપ્રસન્ન ભાવથી તેની સાથે જવા લાગ્યો.

(અપૂર્ણ).

---

# ભુલનો ભોગ

લખનારઃ-એમ. મહબુબ.

હું કાઠીઆવાડના એક મોજશોખીલા શહેરનો વતની છું, અમારા કુટુંબની આમમાં સારી પ્રતિષ્ઠા હોવા સાથ રાજની સાથે સારો સંબંધ છે. મારૂં નામ નુરદીન, હું જે વિષય મારા વ્હાલા વાંચકો પાસે મુકવા ઇચ્છું છું તે ખરેખર એક હૃદયભેદક અને કરૂણાથી ભરેલો છે, અને જેણે મારી જીંદગીના બાકી રહેલા દિવસોમાં આંસુઓ સારવા અને આહોઝારી સીવાય બીજું કંઇ રાખ્યુંજ નથી. આ શોકજનક વાર્તા વાંચતા મારા વહાલા વાંચકો પણ બે અશ્રુબિંદુઓ પાડશે, હું દિનભાગીને મુસ્તફા કરીને બચપણનો સુશીલ, જ્ઞાની, અને ગુણીઅલ મિત્ર હતો, મારે તેની સાથે ઘણા લાંબા વખતથી નિસ્વાર્થી મિત્રતા હતી જો એક દહાડો હું તેનો ચ્હેરો ન જોઊં તો મને ક્યાંએ ચેન પડતું નહિ અને માણસ સાથે તેની ખબર પુછાવતો, ઇશ્વર ઇચ્છા બળવાન છે એક કાળ ચોઘડીએ હું અને તે બંને મારા રૂમમાં બેઠા હતા. થોડી ઘણી વાતચીત કરી રજા લઇ તે ઘેર ગયો, તે વાતચીતના પ્રસંગે મેં મારી હીરાની વીંટી સાફ કરવા આંગળીથી ઊતારી અને ભૂલથી ગાલીચા નીચે મુકી દીધી. થોડીવાર પછી મને યાદ આવતાં આમ તેમ ખોળવા લાગ્યો પણ કંઇ પત્તો લાગ્યો નહિ આ એક નજીવી વસ્તુએ બે પ્રેમી આત્માઓના બલીદાન લીધાં, આ દૃશ્ય મારી નજરે પડતાં મને મારી નિષ્ઠુર લાગણીઓ, કઠોર દીલ, અને મિથ્યાભિમાનને માટે મારૂં દિલ ડંખે છે? અને પશ્ચાતાપ થાય છે, વિંટી ખોવાવાથી ઘરમાં હોહાકાર થવા લાગ્યો, અને પોલીસ ઓફીસરને આ બાબત જાણ કરવામાં આવી. તે બિચારો હજી ઘેર નહોતો પહોંચ્યો. ત્યાં પોલીસો તેને પોલીસ ચોકીપર લઇ ગયા, ચોરી કબુલ કરાવવા ખાતર તેનાપર અત્યંત સખ્તાઇ કરવામાં આવી. આખરે કેસ કોર્ટમાં ગયો. માજીસ્ટ્રેટ ભલા દયાળુ અને અને સજ્જન પુરૂષ હોય તેમ અમારી રાજમાં સારી લાગવગ હોવાથી અમારી શર્મની ખાતર તેને પુરાવા વગર આઠ દિવસની સજા કરી કોર્ટમાં અપાએલી તેની જુબાની અમે તેવા કઠણ વજ્રહૃદયને પીગળાવી નાખવા બસ હતી. આઠ દિવસો પસાર થયા, અને તે છુટી તેને ઘેર ગયો. ઘેર જતાં તેણે નિચે મુજબ બે પત્રો લખ્યા.

તા. ૨૬-૫-૨૬

મુરબ્બી વહાલા પિતાશ્રી,

આ પત્ર મળતાં આ આપના નાચીજ કમીના ગુલામનો આત્મા મુલ્કેઅદમતી સફર કરવા ચાલ્યો જશે. આપ તો ગરીબ હતા પણ તે છતાં ઇશ્વર કૃપાથી આખું શહેર મને એક સીધા સાદા માણસ તરીકે ઓળખતું હતું. પણ આ બનાવ બન્યા પછી દુનીઆ મને નીમકહરામ, વિશ્વસઘાતી, અને એવા બીજા કેટલાએ શબ્દોમાં ધીક્કાર આપતી હશે. તો તેવી સ્થિતિમાં જીવવા કરતાં મરવું હજાર દરજ્જા બહેતર, અને તેથી મને આ રસ્તો ગ્રહણ કરવાની ફરજ પડી છે. હું ખુદા પાસે કરગરી એટલી આજીજી કરૂં છું કે ખુદા મારી મોત પછી મને દુનીઆના ધીક્કારોથી બચાવે, અને મારા ગરીબ હાલ પર રહેમ કરી મારા નેક, ઉદાર, અને રહેમદિલ દોસ્તની ખોવાએલી ચીજ તેને પાછી મેળવી આપે, મારા વહાલા મિત્રને કંઇ ઇલ્જામ આપતા નહિ. તેનો કંઇ કસુર નથી પણ આમાં કુદરતનો કંઇ ભેદ છે. મિત્ર તો મર્મ બીના રૂપ છે. મિત્રની નજરમાં ગુન્હેગાર તરીકે જીવવા કરતાં આ મોતજ સારૂં. ખુદા તેની દિનપ્રતિદિન તરક્કી કરે. એટલીજ આ કમતરીનની ખુદા પાસે અર્જ છે, તે કદાચ તમને કંઇ મદદ કરવા આવે, તો તે સ્વીકારતા નહિ. એજ મારી આપ મુરબ્બીના પાકકદમોમાં વસીહત છે. મારા વહાલા માતા, ભાઇ, બ્હેનો અને સર્વ સગા સ્નેહીઓને મારા આખરી સલામ ખુદા મારી પરનું આ કલંક દુર કરે.

લી•

આપના કમનસીબ ફરજંદ

મુસ્તફાના છેલ્લા સલામ

* * *

પૂજ્ય વડિલ શ્રી,

આપના પાકકદમોમાં લખવા વિનંતિ જે હું આપના કુટુંબ સાથે સારી રીતે હળીમળી ગયો હતો. પણ તે છતાં મેં એક વાત આપ વડીલથી છુપાવી રાખી હતી. તે બીના આજ આપના પાકકદમોમાં ખુલી કરવા રજા લઉં છું. હું સમજી શકું છું કે તે તમે જ્યારે સાંભળશો ત્યારે મારા પર લાનત અને ગાળોના વરસાદ વરસાવશો. ખેર, ભલે, મારે લખવા વિના ચાલતું નથી. હું આપની વ્હાલી નુરે નજર તાજને શુધ્ધ અને સાચા સ્નેહથી ચાહતો હતો. તમારી વ્હાલી પુત્રી પણ આ નાચીજને તેવાજ સ્નેહથી ચાહતી હતી. આપ એક સત્તાધારી જ્યારે હું એક મીસ્કીન જો હું તમને આ વિષે અરજ કરત તો તે અરજ આપ સાંભળત પણ નહિ અને મને ધુતકારી કાઢી મુકત, મારા પર આવેલ આરોપ વિષે, તમે સારી રીતે જાણતા હશો, અને તમે પણ દુનીઆની માન્યતાને માનતા હશો. હા, ખરૂં છે. મારી બેગુનાહીનો સાક્ષી માત્ર ખુદા છે. અને મને તે આ કલંકમાંથી બચાવશે. આ પત્ર આપને મળશે તે પહેલાં હું આ દુનીઆ છોડી ચાલ્યો જઇશ આ ગુલામની આપના ચરણોમાં એટલીજ પ્રાર્થના કે મારા હાલ પર દયા કરી ઇશ્વર અર્થે તમારી પુત્રી તાજને સાથે લઇ તે સ્વર્ગ સુંદરીના હાથથી માત્ર થોડાજ ફુલ મારી કબ્ર પર ચડાવી મારા દુખી અને દર્દી હૃદયને શાન્તી

અર્પવા તકલીફ લેજો. મારી હૃદયેશ્વરીને આ તેના બેગુનાહ આશકના છેલ્લા સલામ કહેજો.

— સી૦

દુખી આત્મા

મુસ્તફાના છેલ્લા સલામ

વાહ, કુદરત વાહ, જે દિવસે વિંટી ખોવાએલી, તે દિવસે બહુ શોધ કરી પણ કંઇ પત્તો લાગ્યો નહિ. કયાંથી લાગે મારા પર સંસારમાં આ સંસ્કાર થવા બાકી હશે, અને હું બદનામ થઇ મારા વ્હાલા જાનીસાર મિત્ર અને તેની વ્હાલી તાજનો હત્યારો થવા નિર્માણ થયો હોઇશ. ઇશ્વરની લીલા ગહન છે તેનો કોઈ પાર પામી શક્યુંજ નથી. જે દિવસે મારા મિત્રને આ ફાની દુનિઆ છોડી ચાલ્યા જવું તેજ દિવસે મારા નોકરને જે રૂમમાં વિંટી ખોવાએલ તે રૂમ સાફ કરવું અને સાફ કરતાં ગાલીચા નીચેથી વિંટી મળવી તે લઇ તેનું મારી પાસે આવવું. વિંટી જોતાં મારૂં મોં પડી ગયું. અને મારૂં શરીર ઠંડુ પડવા લાગ્યું, મેં તરતજ મારા નોકરને મારા મિત્રની ખરા દિલથી માફી યાચવા બોલાવવા મોકલ્યો, તે ગયો અને ત્યાં જઇ જુએ છે તો સો એક માણસો, પોલીસ અફસર તથા ઘરમાંથી નિકળતો રૂદનનો ધ્વની તે બધાએ મારા નોકરને ગભરાવી મુક્યો, તે બીચારાએ બહારથી કોઇને આ બીના વિષે પુછી તરત ગભરાતો મારી પાસે આવ્યો, અને સર્વ હકીકત તે જાણતો હતો તે વિષે મને કહ્યું. આ સાંભળતા મારા હોંસકોસ ઉડી ગયા અને મારૂં દીલ બેચેન થવા લાગ્યું. મહામેનતે હું મારા મિત્રને ત્યાં ગયો, દુનીઆ મારી તરફ ધિક્કાર વરસાવતી એકી નજરે જોઇ રહી. હું મારા દિલપરનો કાબુ ગુમાવી ત્યાં જમીનપર બેસી ગયો. ત્યાં મારા મિત્રના પિતા મારી પાસે આવ્યા અને મને આશ્વાસન આપી ઘરમાં મારા મિત્રનું મૃતદેહ જ્યાં પડ્યું હતું ત્યાં બોલાવી ગયા, થોડીવાર પછી મારા મિત્રનો લખેલો કાગળ મને વાંચવા દેવામાં આવ્યો, કાગળ વાંચતાં હું દિવાનાની માફક મારા દેહનું ભાન ખોઇ એકી ટસે મારા મિત્રના મૃતદેહને જોવા લાગ્યો, અત્યારે તેના મોંહપર હાસ્યની રેખાઓ અને ચ્હેરાપર નિર્દોષતાની છાપ ખુલ્લી રીતે દેખાતી હતી. મારા મિત્રના પવિત્ર મૃતદેહની સાથે હું મારા માણસોની મદદથી મહામેનતે કબ્રસ્તાન સુધી પહોંચ્યો. તેની આખરની ક્રિયા કરવામાં આવી. આ વખતે આ ફાની જગત અને તે માંહેની દરેક વસ્તુઓ, આકાશમાં ઉડતાં પંખીઓ અને કબ્રસ્તાનમાં ઉગેલાં વૃક્ષો દરેક મારી તરફ તિરસ્કાર દર્શાવતા દિસતા હતા. ધર્મની સર્વ ક્રિયાઓ કર્યા પછી સર્વ કબ્રસ્તાનમાંથી ચાલવા લાગ્યા, માત્ર એક હું બચ્ચાની માફક તેની કબ્રપર રડવા લાગ્યો, ત્યારે લોકો મને આશ્વાસન આપતા સમજાવવા લાગ્યા આ વખતે મારાથી બોલી જવાયું. વ્હાલા મિત્ર મને માફ કર, તારા મોતનું કારણ હુંજ છું મને ખુદાએ કેવી કબુદ્ધિ આપી કે મેં તારાપર એક નજીવી વસ્તુની ચોરીનું આળ ચડાવ્યું. અહા, અહિં તારે મુલ્ક તરફ રવાના થવું અને ત્યાં મને તે ગોઝારી વિંટીનું વ્હાલા દોસ્ત આ તારા ગુન્હેગાર મિત્ર તથા તારા કુટુંબનું એટલી પણ દયા ન કરી શક્યો, અને એકદમ તારૂં વરસાવી મને ગુન્હેગાર બનાવ્યો, હવે હું ખુદાને શું આપીશ, મને પણ એ દોસ્ત તારી પાસે બોલાવીલે આશ્વાસન આપવા વાળાઓએ વિંટી વિષે સાંભળ્યું ત્યારે આશ્ચર્ય મુદ્રાથી મારી તરફ જોઇ રહ્યા, અને જ્યારે મેં બતાવી ત્યારે દરેક આત્માએ એકી અવાજે કહ્યું. શું બેગુનાહ ? બસ થયું. હવે તે લોકો તેમની ઇચ્છા પ્રમાણે પુષ્કળ ગાળો તથા કટુ વચનો કહેવા લાગ્યા અને થોડી પછી તેઓ એક પછી એક વીખરાઇ સૌ સૌને ત્યાં ચાલ્યા મારા માણસોએ મને ઘેર આવવા કહ્યું, પણ મેં તેમને ત્યાં ચાલ્યા જવાનો હુકમ કર્યો, થોડી વાર થતાં એક બીજો જના (મૃતદેહ) કબ્રસ્તાનમાં આવ્યો, તે પવિત્ર મૃતદેહનું નામ સાંભળતાં હું બેભાન થઇ મારા મિત્રની કબર પર ઢળી પડ્યો, હું જ્યારે શુધ્ધીમાં આવ્યો ત્યારે દરેક માણસો ત્યાંથી ચાલ્યા ગયા હતા, હું આમ કેટલા દિવસ કબ્રસ્તાનમાં મારા મિત્ર અને વફાદાર માશુકની માફી માગતો અને તેમને આજીજી અને કરતો પડ્યો રહ્યો તેની મને ખબર નથી, મારા મુરબ્બીઓ બહુજ સમજાવતા પણ તે નિશંક જ્યારે મારા માણસો મ દુર બેસી મારી ખબર રાખતાં આમ એક સાંજરે જે પાછળથી ખબર પડી કે ગુરૂવારની સાંજ હતી તે સાંજરે મારા કર્ણેંદ્રિયમાં કોઇનાં મીઠા શબ્દોનો ગુંજારવ થવા લાગ્યો. હે નુરદીન તમે ઘેર જાવ ખુદાએ ... થએલા પશ્ચાતાપથી અને આહોજારીથી તમારા ગુનાહોની માફી બક્ષી છે, તમે મુસ્તફાના મિત્ર હતા અને કેયામત સુધી રહેશો. તમે તો દુનીઆમાં માત્ર બાના રૂપ બન્યા. બાકી ખુદાનો ભેદ તો ખુદા જાણે છે. ખુદા તમારી નેક ઉમેદો પુરી કરે અને તમારી મુશ્કેલી દુર કરે આમીન આટલુ કહેતાં તે અવાજ બંધ થઈ ગયો. તે પ્યારો અને સુરીલો મીઠો અવાજ બીજા કોઇનો નહિં પણ મારા વ્હાલા દોસ્ત અને તેની હૃદય દેવી તાજનો હતો, મારૂં દિવાનાપણું ધીમે ધીમે દુર થવા લાગ્યું અને હું આસ્તે આસ્તે શુધ્ધિમાં આવવા લાગ્યો. અને હું મારા માણસોને ઓળખવા લાગ્યો. અને તેમની સાથ ઘેર ગયો. આજ પાછો ઘેર આવ્યો તેને પાંચ દિવસ થયા હતા. મારી સારવાર કરવામાં આવી ત્યારે બે એક દિવસે મારી તબીયત કંઇ સારી થઇ ત્યાર પછી તપાસ કરતા માલુમ પડ્યું કે, મ્હારા વાહલા દોસ્તે તેના ગુજરવા પહેલા બે પત્રો લખ્યા હતા. એક પોતાના વ્હાલા પીતા પર અને બીજો પત્ર તાજના પિતા પર, તાજના પિતાને પત્ર મળતાં તેઓ તાજ પર બહુજ ગુસ્સે થયા અને મારા મિત્રને ન કહેવાતું કહેવા લાગ્યા. તાજે પોતાના રૂમમાં જઇ એક ચીઠ્ઠી લખી.

મ્હારા વ્હાલા પિતા.

હું આપની નાદાન બાળકી આપના પવિત્ર ચરણોમાં લખવા રજા લઉં છું કે જેને તમે ધિક્કારો છો, તે મુસ્તફા મારો હૃદય દેવતા હતો, હું હૃદયથી કયારની પરણવા બંધાઇ ચુકી હતી પણ તમને અથવા-મારા માતુશ્રીને કહેવા જેટલી મારામાં હિંમત ન હોઇને, હું ચુપ બેઠી હતી. ભલેને તે ગરીબ હતો પણ તેનામાં ખાનદાનીનો ઓંહતી, વિરતા, શુશીલતા, વિદ્વતા તેનામાં જન્મથી હતી, મારૂં દીલ તે આવું હલકું કામ કરે તેમ કબુલ થતું નથી હું તેને નિર્દોષ માનું છું. મારે હવે તેની સાથે જવુંજ જોઇએ. મને તેના પહેલુમાં દફનાવજો માતા ભાઇ બહેન અને સર્વ સગા વહાલાને છેલ્લા સલામ.

લી. આપની અભાગણી.

આટલું કામ કરી તેણીએ પત્રને પોતાના રૂમમાં ટેબલપર મુક્યું અને મુસ્તફાનું નામ લઇ પોતાના રૂમની બારી-માંથી નીચે જમીનપર ભુસકો માર્યો તાજની કોમળ સૌંદર્યશાળી દેહ થોડી પળોમાં નીચે કાળી શીલાઓ પર પડી લોહીલોહાણ થઇ થોડીવારમાં દેહની કોમળ કાન્તી નષ્ટ થઇ ગઇ, અને તેનો પ્રેમી આત્મા તેના વ્હાલા મુસ્તફાના પસંદ કરેલા રસ્તે પાછળ ચાલી નીકળ્યો આખરે તાજના પિતાએ તાજનો પત્ર વાંચ્યો. જરા ક્રોધ, ક્ષોભ અને ગ્લાની પછી દરે-કના સમજાવવા બાદ તેણે તાજને તેના જાનીસાર આશકની બાજુમાં દફનાવાની હા પાડી હવે બાકી રહ્યો. હું તે મારા જીંદગીના દિવસો દુનીઆની ઘૃણા વચ્ચે પસાર કરૂં છું મારા વ્હાલા દીલની શાન્તીની ખાતર ખુદાના નામે આરાથી બનતું કરૂં છું અને મોજશોખ શું તેનો મને ખ્યાલ સુધ્ધાં પણ નથી પ્રેમી હૃદયોની કબ્ર પર જઇ ફુલ ચડાવી અને આરાથી બનતી કુરાનની તીલાવત કરી. તે પ્રેમી યુગલની ખરા દિલથીમાફી માંગી ઘેર આવું છું. ખુદા મને માફ કરે. બાકી દુનીઆ થોડીજ મને છોડવાની હતી.

સંપૂર્ણ.

---



# વિદેશી નટ-નટીઓની આર્થિક સ્થિતિ

હિન્દુસ્તાનનો સિનેમા ઉદ્યોગ બચપણની સ્થિતિમાં છે. અને અત્રેના ફિલ્મ પ્રોડ્યુસરો પોતાની બની શકતી મહેનતથી આ ઉદ્યોગને આગળ વધારવા પ્રયત્ન કરી રહ્યા છે તે સાથે અત્રેના નટ-નટીઓની પણ સારી જેવી કદર થવા લાગી છે. અને કેટ-લાકની 'સ્ટાર' તરીકે ગણાત્રી થવા લાગી છે. આવા વિદેશી "સ્ટાર" તરીકે ગણાતાં નટનટીઓએ પોતાની આર્થિક ઉન્નતિ કેવી કરી છે, તેનું થો, કે બ્યાન અહિં રજુ કરવામાં આવે છે,

આ લેખ લખતાં ઘણીજ અજાયબી લાગે છે કે, વિદેશી ફિલ્મ કંપનીઓ, નટોના પગાર તેમજ સીનો તથા સ્ટુડીઓના ખર્ચો વિગેરે મળી દર અઠવાડીએ ૭૫,૦૦,૦૦,૦૦૦ ડોલર (પંચોતેર કરોડ) નો લખલૂટ ખર્ચ કરે છે અને તે ખર્ચ આગળના વર-સોના ખર્ચો સાથે સરખાવતાં વિશેષ છે, જેથી સાબીત થાય છે કે, ફીલ્મોના ધંધામાં અમેરીકાની કંપનીઓની આબાદી થતી જાય છે જેથી તેઓ આવી રીતે કાંકરાની માફક ફીલ્મોની પાછળ પૈસા ઉડાડે છે.

ત્યાંના નટ-નટીઓની કમાણી દર વર્ષે કેટલી છે તેનો ખ્યાલ કરીશું તો નીચેના લખેલા નામો તથા આંકડાથી જણાશે.

| નામ | ડોલર |
|---|---|
| ૧ હેરોલ્ડ લોઇડ | ૨૦,૦૦,૦૦૦ (વીસ લાખ) |
| ૨ ચાર્લી ચેપલીન | ૧૫,૦૦,૦૦૦ (પંદર લાખ) |
| ૩ ડગલાસ ફેરબેંક્સ | ૧૨,૦૦,૦૦૦ (બાર લાખ) |
| ૪ ગ્લોરીઆ સ્વેનસન | ૧૦,૦૦,૦૦૦ (દશ લાખ) |
| ૫ મેરી પીકફર્ડ | ૧૦,૦૦,૦૦૦ (દશ લાખ) |
| ૬ નોરમા ટાલમેડ્જ | ૧૦,૦૦,૦૦૦ (દશ લાખ) |
| ૭ ટામ મીક્સ | ૭,૮૦,૦૦૦ (સાત લાખ એંસી હજાર) |
| ૮ થોમ્સ મેહધન | ૬,૭૫,૦૦૦ . (૭ લાખ પંચોતેર હજાર) |
| ૯ લીલીઅન ગીશ | ૫,૦૦,૦૦૦ (પાંચ લાખ) |
| ૧૦ જોહન બેરીમુર | ૪,૦૦,૦૦૦ (ચાર લાખ) |

ઉપર જણાવેલા દશ નટ નટીઓના પગારથી જણાશે કે હાલમાં સૌથી વધારે કમાણી હેરોલ્ડ લોઇડની છે અને બીજે નંબરે ચાર્લી ચેપલીન આવે છે. ગયે વર્ષે વિલાયતના પત્રોએ હેરોલ્ડ લોઇડની આવક અઠવાડીયની ૩૦,૦૦૦ ડોલરની એટલે વારસીક આસરે ૧૫,૦૦,૦૦૦ (પંદર લાખ ડોલરની ગણાતી હતી, અને હવે તેની અઠવાડીક આવક ત્રીસ હજાર ડોલરથી વધીને ૪૦,૦૦૦ ડોલરની થવા જાય છે. અને જણાવવાની જરૂર છે કે હેરોલ્ડ લોઇડે એક શીખાઉની પંક્તીમાંથી ટુંક સમયમાં વર્ષિક વીસ લાખ ડોલરની કમાણી કરીને એક અપૂર્વ દાખલો બેસાડયો છે કે સીનેમાની લાઇનમાં તે કેટલું કમાઇ શકે છે.

હેરોલ્ડ લોઈડ આ બધી બાદશાહી કમાણી પોતાની મુડીથીજ પેદા કરે છે અને તે પોતાનો ભાગ પણ ભજવે છે અને આ બધી કમાણી માત્ર તેણે પોતાની કોમીડી ફીલ્મોથીજ પેદા કરી છે. હાલ તેની જુની ફીલ્મોની કમાણી તો ચાલુ છે તેમજ નવીનનો ઉમેરો થતો ચાલ્યો છે જેથી દીનપ્રતીદીન તેની કમાણીમાં બાદશાહી ઉમેરો થતો જાય છે.

ચાલુ વરસ એટલે કે માર્ચની આખરીએ પુરૂ થયું છે તે વરસનાં સરવાયાની ચાર્લી ચેપલીનની કમાણી આપણે જો જોવા જઈએ તો એકંદરે સારી થઇ છે અને બધી ફીલ્મોની ચાલુ આવક ઉમેરતાં તેની છેલ્લી કૃતી "ગોલ્ડ રશ"ની આવક લગભગ સાડા બાર લાખ ડોલરની ઉપર થવા જાય છે.

ત્રીજા નંબરની કમાણી કરનાર ગયા વર્ષના લીસ્ટમાં ડોગલાસ ફેર બીંકસનું નામ આવે છે અને તે એક સીનેમાની લાઇનના નટોમાંની પહેલી પંક્તીના નટોમાં સુપરસો મેન ગણાય છે અને એવી રીતે ગયું વર્ષ એને બહુજ નફાકારક નીવડેલ છે. તેણે પોતાની "ડોન ક્યુ"ની ફીલ્મમાં મોટી ફતેહ ન્યુ યોર્કમાં અને બીજે ઠેકાણે મેળવી છે. બ્લેક પાઇરેટમાં પણ સૌથી મોટી ફતેહ મેળવી છે. અને તે એવી રીતે ૨૦ થી ૨૫ હજાર ડોલર એક અઠવાડીઆમાં ઘણીજ સહેલાઇથી પેદા કરી શકે છે.

ગ્લોરીયા સ્વેનસન જો યુનાઇટેડ આર્ટીસ્ટોની ફીલ્મ કંપની નીકળી જઇ બીજા ઠેકાણે પોતાની કીસ્મતનો પાસો ફેંકે તેણી ઉપરના લખેલા દશ નટ નટીઓની કમાણીની સરખામણીમાં પહેલે નંબરે આવે એમ છે પણ મીસ સ્વેનસનના કરાર પૂર્ણ થતી વખતે તેણીને "ફેમસ પ્લેયર્સ" માંથી દર અઠવાડીએ ૮૦૦૦ ડોલરનો દરમાયો મળતો હતો. અને હજુ એમ કહેવાય છે કે તેણીને ૨૦,૦૦૦ ડોલરના અઠવાડીક દરમાએ એક ફીલ્મ કંપનીએ બોલાવવાનું આમંત્રણ મોકલાવ્યું હતું છતાં પણ તેણીએ ૧૦,૦૦૦ ડોલરના અઠવાડીક પગારે યુનાઇટેડ આર્ટીસ્ટની કંપનીમાં રહેવા કબુલ્યું છે, પણ તેણીને તે પગાર ઉપરાંત નફાની અંદર અમુક ટકાનો હિસ્સો આપવાનું કબુલાયું છે, અને તેથી એમ અનુમાન થાય છે કે તેણીને ૨૦,૦૦૦ ના અઠવાડીક પગાર જે ફેમસ કંપની આપતી હતી તેના કરતાં વિશેષ કમાણી થવા સંભવ છે. અને તેણી યુનાઇટેડ આર્ટીસ્ટની અંદર અગ્ર ગણ્ય કહેવાય છે

મેરી પીકફર્ડની કમાઇ ગયા વરસમાં દશ લાખ ડોલર સુધીની થવા જાય છે અને તેણીની "લીટલ એની રૂની" નામની કૃતી ઘણીજ સારી નીવડેલી છે અને ઘણો સારો નફો અમેરીકામાં મેળવે છે. અને તેની બીજી કૃતી "સ્પેરો" તે પણ સારી કમાણી કરી આપે છે. ખરેખર મેરી પીકફર્ડ અને ડોગ્લાસ ફેર બેંકની જોડી પોતાની ફીલ્મોની અંદર વ્યવસ્થા ઘણીજ સારી રીતે કરે છે અને ખરેખર તેમની એક મગરૂરી છે.

થોમસ મહેગન પણ પોતાની કમાણીની હદ વધારતો રહ્યો છે અને ગયે વર્ષે તે પણ લાખો ડોલર કમાવનારની ટી સમાઇ જાય છે. તેને તે વખતે અઠવાડીક પગાર ૮૦૦૦ ? મળતા હતા. મેહગનને નવા કરારથી શરૂ છે અને તેથી એક ફીલ્મમાં નોરમા ટાલમેજ સાથે ભાગ ભજવવાનું ધારેલું છે. વળી મેહગનને ૭ ફીલ્મોના સારૂ ફેમસ પ્લેયરે દશ લાખ મહેનતાણું આપવાની માગણી કરી છે અને તેણે તે કરાર સહી કરીને નોરમા ટાલમેજ સાથે કામ કરવાનું ધાર્યું છે. ઉપરોક્ત છ ફીલ્મોમાંથી ચાર ફીલ્મો બાર માસમાં તૈયાર કરી આપવા કબુલેલું છે અને તેથી તેની આવક અઠવાડીયાની ૧૨૦૦૦ ડોલરની થવા જાય છે.

લીલીયન ગીશ પણ દશ મોટી કમાણી કરનાર નટ નટીઓમાંની એક નટી છે. મેટ્રોગોલ્ડવીન સાથે તેણે જુદી જુદી ફીલ્મોમાં ભાગ લેવા કંટ્રાક્ટ કરેલ છે, તેની અઠવાડીક આવક ૮૦૦૦ થી ૧૦૦૦૦ ડોલર સુધીની થવા જાય છે, પણ ગયું વરસ લીલીયન ગીશના માટે ખરાબ ગયું હતું એમ કહેવાય છે કારણ કે તેણીની "લાબો હેમી"ની ફીલ્મ સારી નથી નીવડી અને તેણી ભવિષ્યના વરસમાં સારૂં કામ આપી દશ સારી કમાઇ કરનારની પંક્તીમાં ઉભી રહેવાની કોશીશ કરશે.

સીનેમા સ્ટાર નોરમા ટાલમેજ અને કોમીનમુર પણ પતિઓની મદદથી મોટી બાદશાહી કમાણી કરી રહી છે નોરમા ટાલમેજને તેણીના ધણી જોસફ શેંક તરફથી તાલીમ આપવામાં આવે છે અને દુનીઆમાં તેની ફીલ્મોમાં પોતાની હોશીયારી પ્રખ્યાત નટ-નટીઓ 'કનિસ્ટન્સ' ટાલમેજ "બસ્ટર કીટન" અને "રૉડાલ્ફ વેલીટીનો"ને ડાયરેક્ટ કરી છે અને પોતાની કંપનીમાં જોહન બેરોમુરને પણ ઉમેર્યો છે.

મીસ્ટર શેંક પોતાની સ્ટારને યુનાઇટેડ આર્ટીસ્ટમાં લઇ જવા માગે છે અને તેથી નોરમા ટાલમેજની વારસીક આવક દશ લાખ ડોલર કરતાં ઉપર થવા જાય છે અને કોન્સ્ટન્સ ટાલમેજ અઠવાડીઆના ૩૦૦૦ ડોલર કમાઇ શકે છે. બસ્ટર કીટન પણ અઠવાડીયાના ૪૦૦ ડોલર પેદા કરી શકે છે, અને તે બધું શેંકના ડાયરેક્શનની હુશીયારીથી થાય છે, અને શેંક વેલીનટીનોને એક ફીલ્મના પીક્ચર સારૂ ૧૦૦૦૦૦ ડોલર આપે છે એમ કહેવાય છે, આ પ્રમાણેના કરારથી તેનું છેલ્લુ પીક્ચર "સન ઓફ ધી શેખ" છે, બેશક આથી રડીને પોતાનો ભવિષ્યનો કરાર વેલેનટીનો સાથે કેવી રીતે કરવો તે વિચારવો પડશે; બોહીમની વાતચીતમાં "ઇગલ"ની કૃતિની અંદર વેલીનટીનોની ફતેહ થયેલી કહેવાય છે અને હજુ જાહેરમાં કંઇ તેનું પરીણામ આવ્યું નથી. રડીના "સન ઓફ ધી શેખની" કૃતીથી તેને વેલીનટીનોને ચાલુ દર પીક્ચર દીઠ ૧૦૦,૦૦૦ ડોલર આપવાની સગવડ કરવી પડશે. અને શેંક બેરામુરને પણ એવો નામચીન નર બનાવી ૧૦૦૦૦૦ ડોલરની કમાણી દર પીક્ચર દીઠ કરાવવાને મથી રહ્યો છે. "ધી સી બીસ્ટ"માં વોરનર બ્રધર્સ સાથે કોન્ટ્રાક્ટ કરી જે કમાણી તેણે કરી દેખાડેલી છે તેથી ખરેખર શેંકનું મન તેના તરફ ખેંચાયેલુ છે. અપૂર્ણ.

# " सौन्दर्यसुधाशतकम् "

## યાને

## આનંદ લહરી

सुभाषितेन गीतेन युवतीनाच लाल्या ॥
मनो न भिद्यते यस्य स योगी अथवा पशु ॥ ४ ॥

સારા સાહિત્યના મધુર વચનોથી અને સ્ત્રીઓની શૃંગારિક ચેષ્ટા હાવભાવ વીગેરેથી અને મધુર ભાવવાહિ ગીતોથી જેએનુ મન વિધાતુ નથી યાને પીગળતુ નથી તેને ક્યાક તો જીતેન્દ્રિય યોગી પુરૂષ જાણવો અથવા શિંગડા પુંછડા વગરનો સાક્ષાત્ પશુ જેવો જાણવો તે પુરૂષરૂપી પશુ ઘાસ નથી ખાતો અને જીવે છે તે પશુઓનુ ભાગ્ય નસીબ જાણવુ, નહીતર ઘાસ ખાનારાએ પશુને ન મળત, એથી મનુષ્યએ સાહિત્ય સંગીત અને કળાનુ જ્ઞાન જરૂર મેળવવુ શીખવુ જોઇએ

स्मर्तव्योऽहं त्वया कान्ते न स्मरिष्याम्यहं तव ॥
स्मरणं चेतसो धर्मस्तच्चेतो भवता हृतम् ॥ ५ ॥

કોઇ પુરૂષે પોતાની પ્રિયાથી દૂર થતી વખતે કહેલુ માર્મિક વચન –

"હે પ્રિયા! તુ મારૂ હમેશાં સ્મરણ કર્યા કરજે, મને તારૂ સ્મરણ થવાનુ નથી, કારણ કે સ્મરણ એ ચિતનો ધર્મ છે અને તે ચિત્ત તો તે સમૂળગુ હરણ કરી લીધુ છે

हस्ताम्भोजे वदनमलकान्यायतान् बाहुमूले ।
द्वारे स्वैरं नयन मधरे तर्जनीं सन्निधाय ॥
दीर्घोच्छ्वास विरतविषयास्वादमुत्कण्ठितेयं ।
मय्यासक्ता त्वा हृदि विदधती वाष्पमाविष्करोति ॥ ६ ॥

વિરહિણી સ્ત્રીનુ વર્ણન-એક સ્ત્રી પોતાની સખીના સ્વામીને જઇ તેવી વિરહિણી સ્ત્રીનુ વર્ણન કરતાં કહે છે કે, "હાથ ઉપર મોઢુ ટેકવી, વાળ ખભા ઉપર છુટા મૂકી અધરોષ્ટ ઉપર તર્જની (અંગુઠાની બાજુની) મૂકી તમોને મળવા ઉત્કંઠીત હોવાથી દીર્ઘ અને ઉષ્ણ વિશ્વાસ મૂકતી, અને વિરકત થયેલી એવી તે સુંદર સ્ત્રી કેવળ તારૂજ ધ્યાન ધરી આંસુ સારતી વારવારબારણા સામુ તમારી આવવાની રાહ જોયા કરે છે

प्राणेश ! विज्ञप्ति रियं मदीय ॥
तत्रैव नेया दिवसा कियन्त ॥
सम्प्रत्ययोग्य स्थिति रेष देश ।
करा हिमांशोरपि तापयन्ति ॥ ७ ॥

કોઇ એક સ્ત્રિએ તેના પ્રિય પતિને પોતાને થતા વિરહ દુખ સબંધને લગતો એક પત્ર લખી મોકલ્યો—"પ્રાણેશ ! મારી એટલી વિનન્તિ છે કે તમારે ત્યાં હજુ કેટલાક દિવસ કાઢવાનો વિચાર છે? કારણ હાલ અહી તો હવામાન વાતાવરણ

છેજ બગડી ગયુ છે એટલે ચન્દ્રની ચાદની પણ ઉન્હાળે દિવસો જેવો સતાપ કરે છે!!"

સમશ્લોકી

પ્રભુજી! વિજ્ઞપ્તિજ મારી આ છે,
ત્યા કેટલાક હો દિન ગાળવા છે
છે દેશ આ હાલ અયોગ્ય રહેવા
આપે હિમાંશુ (ચંદ્ર) કર (કિરણ) તાપ એવા ૧"

આ પત્ર ઉપરથી તે સ્ત્રીના પ્રિય પતિએ નીચે લખ્યા પ્રમાણે ઉત્તર મોકલ્યો,

कल्याणि ? चन्दनरसै परिषिच्य गात्रं ।
द्वित्र्यहानि कथमप्यति वाहयेथा ॥
अङ्के निधाय भवता परिरभ्य दोर्भ्यां ।
नेष्यामि सूर्यकिरणानपि शीतलत्वम् ॥ ८ ॥

કલ્યાણિ! ચન્દનના શીતળ રસથી તારા શરીરના અવયવોને છાંટી કરી સુખે દુખે તુ બે ત્રણ દિવસો ગાળી નાખજે ત્યા તો હુ તારી પાસે આવી પહોચીશ, અને ત્યા આવી મારા ખોળામા લઇ બે બાહુથી બાથ બીડી ચંદ્રના તો શુ પણ સૂર્યના ગરમી આપના કીરણોને પણ ઠડા કરિ નાખીશ

સમશ્લોકી

કલ્યાણિ! ચંદનરસે કરી ગાત્ર સીંચી
તુ ગાળ બે ત્રણ દિનો સુખ કે દુખેથી ॥
ખોળે તને લઇ કરી પછી બીડી બાથે
ઠડા કરીશ કિરણો પણ સૂર્યના તે ॥ ૨ ॥

"વળી તેની સ્ત્રી તેનો પાછો જવાબ મોકલે છે"

अन्तर्गता मदन वह्नि शिखावलिया ।
सा वाह्यतेन किमिह चन्दनपङ्कलेपै ॥
यत्कुम्भकार पचनोपरिषिक्त लेप ॥
स्तापाय केवलममौ नव ताप शान्त्यै ॥ ९ ॥

હૃદયના અંદરમા બળતી કામદેવના અગ્નિની જે ઝાળ તે શુ બાહરના ઉપર ટપકોયા ચદન કાદવના લેપે લેપો (ચપેડા) ચોપડવાથી બુઝવાની હતી? જે કુભાર કાર્યા માટના વાસણો પકાવા લીભાડો (છાણાં લાકડા ઘાસથી ઢાંકી) કરી તેની ઉપર કાદવનો લેપ કરે છે તે વાસણોને ઠડક આપવા કરે છે? કદિ નહિ પણ ઉલ્ટો તે તાપ બાહર ન જાય અને અંદરજ રહી ગરમી આપ્યા કરે તેને માટે તે કાદવ ચોપડે

સમશ્લોકી

અન્તર બળી મદન અગ્નિની આર્દ્ર પીડે
ત્યા શુ કરૂ હુ કરી ચદનલેપ દેહે ॥
જે તપ્ત કુભ પર કાદવ લેપ લાગે
ના તાપ શાન્તિ પણ તે બળતોજ આગે ॥ ૩ ॥

ત્યારે તેના પતિ વળી બીજુ તેના મનનુ સમાધાન કરે છે

बरा हिमांशोरपि तापयन्ती ।
त्वन्मित्रे ! चेतसि नैव शंकया ॥
वियोग तप्ते हृदये मदीये ।
तत्र स्थितां त्वां समुपैति तापः ॥ १० ॥

ચંદ્રમાના શીતળ કિરણો પણ ઉન્હાળાના જેવો તુને સંતાપ ઉત્પન્ન કરે છે એવું જો હે પ્રિય સખી! તારા મનને લાગે છે, તે વિષે મને કાંઈ પણ સંદેહ ઉત્પન્ન થતો નથી; કારણ જે મારૂં હૃદય પણ વિરહથી તપી ગયેલું છે, ને તે હૃદયમાં તું વાસ કરે છે તો તેથીજ તને તે સંતાપ ઉત્પન્ન થાય છે!!

(આ ઉત્તર ઘણો માર્મિક પણાનો છે, પ્રિયપતિનો જેવી રીતે આપણા ઉપર પ્રેમ છે તેવીજ રીતે તેના ઉપર એનો છે એટલુંજ નહિ પણ તે તેને હંમેશાં પોતાના હૃદયમાં રાખે છે એવું જણાવી તેનું સમાધાન કરવાને વાપરેલું ચાતુર્ય ઘણું ચતુરાઈ ભરેલું છે.)

શાસ્ત્રી દેવાશંકર મેઘજી

## કંઈક નવું

જર્મનીના બરલીન શહેરમાં દીન પ્રતિદિન કપડાની હોડીઓ વાપરવાનો રિવાજ વધતો જાય છે. ત્યાંના મ્હોટાં મ્હોટાં તળાવો, કિંવા નદીઓમાં ફરવા માટે એક વિચિત્ર પ્રકારની કપડાની હોડી બનાવવામાં આવી છે. એ મોટા મીણુ કાપડના થાંભા પડોળા કોથળામાં પંપથી હવા ભરી પાણી માંહોડી દેવામાં આવે છે તેનાથી ડુબવાની જરા પણ ભીતિ રહેતી નથી. પાણીમાંથી બહાર લાવી હવા કહાડી નાખવાથી આસાનીથી એક માણસ તેને ખાંધ પર ઉપાડી લઈ જઈ શકે છે.

* * *

સમુદ્રમાં વ્હેલ નામની માછલી થાય છે, એ તો સહુ કોઈ જાણે છે તેનું તેલ ઘણા કામમાં આવે છે. વ્હેલની લંબાઈ લગભગ સાઠ ફીટની હોય છે અને વજન પણ તેટલુંજ હોય છે. વ્હેલ કલાકના ૨૨૪ માઈલના હિસાબે ઝડપથી તરી શકે છે. પહેલાં તેનો શિકાર કરવા લોકો હોડીઓમાં જતા હતા, પરંતુ હાલમાં તેના શિકાર માટે એક ખાસ પ્રકારનું વહાણ બનાવવામાં આવ્યું. એક વ્હેલની કિંમત બારથી સોળ હજાર રૂપિયા હોય છે.

* * *

# સીનેમાના સમાચાર

લખનાર-રા. ચિત્રપટ

નવીન ફિલ્મો—

એકનાથ—હિન્દુસ્તાન ફિલ્મ કું॰

વસ્તુ—ધાર્મિક અષાડી એકાદશી માટે ખાસ તૈયાર કરવામાં આવી છે.

ફોટોગ્રાફી—સુંદર છે. અભિનય માટે તો હિન્દુસ્તાન ફિલ્મ કંપની માટે હમો હવે લખવા માંગતાજ નથી. આ કંપની સર્વ બાબતમાં આગળ વધી છે માત્ર એકટીંગ એ એક મોટો કાળો ડાઘ છે. કોઈ સારા ડાયરેકટરને રોકશે કે ?

બોલતું બુલબુલ—કૃષ્ણ ફિલ્મ કું. લેખક વેદ વ્યાસ ફોટોગ્રાફર મી॰ ચતુરભાઈ પટેલ અને ડાયરેકટર કાનજીભાઈ રાઠોડ.

વસ્તુ—કૃષ્ણ ફિલ્મ કું. ના આગલાં ચિત્રપટોની માફકજ આ એક સીરીયો ટાઈપ વસ્તુ છે. સંકલના ક્યાંક તુટતી માલમ પડે છે. હમો જાણીએ છીએ તેમ જંગલની જડીબુટ્ટીના લેખકના અક્ષરો કેમ ઉટલા થઈ ગયા તે સમજાતું નથી. હશે આજકાલ તખ્ખલુસના નામથી ઓળખાવાનો લેખકોને ઘણો શોખ થતો દેખાય છે.

ફોટોગ્રાફી—મી॰ ચતુરભાઈ પટેલની ફોટોગ્રાફીને ચોમાસના વાદળાંની અસર થઈ છે એટલે જેવી થાપ જોઈએ તેવી દેખાતી નથી.

અભીનય—મીસ ગ્રોમીલી, ગુલાબ, પહેલવાન વિગેરે ઠીક કામ કરે છે. જ્યારે મીસ ગુલાબને ઘણુંજ ઓછું કામ આપવામાં આવ્યું જણાય છે.

એકંદરે ફિલ્મ ઘણીજ સારી પ્રતિની છે.

નવી ખબરો.

કોહીનુર—મી॰ હોમી માસ્તર કરકસર કરતા. ચીમોઠના ઘોડા છોડી, કલ્યાણીમાં મુમતાજ મહાલનો મ્હેલ શોધવા નિકળી પડયાનું સંભળાય છે. જ્યારે મી॰ દવે, ગુલ॰ સનોવરને મુંબઈની મોહીની બનાવવાની જાહેરાત કરતા માલમ પડયા છે. અને શીરીન તેના વ્હાલા ફરહાદના વિયોગમાં હવા ખાય છે, અને જયદેવ જગન્નાથના દેશમાં તપશ્ચર્યા કરી. પુથ્વી પુત્ર થાય તો નવાઈ નથી.

રૂબી—ખુબસુરત બલા ઘણીજ ખુબસુરત બની લોકોને ઘેલુ લગાડી પૈસા એકાવે તો નવાઈ નથી જ્યારે મી કેશવકાન્ત બી. એ. ની પરિક્ષા આપી રજાના સમાચાર મળ્યા છે.

પાયોનિયર—પંચ મહાભુતના સ્વપ્નનો વિજય થઈ ગયો છે હવે ડો. અલવારો મહાકાળીનું ત્રીશુળ પકડી સરળ માર્ગ કરી રહ્યા દેખાય છે.

શારદા—મદનકળાની કળા કદાચ મેજેસ્ટીકમાં દેખાવ દેવાનું જણાય છે જ્યારે તેવાજ કોઈ નવીન આદર્શની વસ્તુ મી॰ નાનાભાઈ યા તો મી॰ ભાવે શરૂ કરશે.

આઈડીયલ—જુગજુગથી ભાગ્યપરીક્ષામાં જુગમાં બળ લેવા તેના લેખક પાસે હાલ તો ગઈ છે. તે આવ્યેથી તેની ભાગ્યપરીક્ષા થશે.

સરસ્વતી—દુલારી દેશનો ઉધ્ધાર કરવા મેજેસ્ટીકમાં થોડા દીવસમાં આવી પહોંચશે.



DOUGLAS FAIRBANKS in 'DON Q. SON OF ZORRO' ગ્લોબમાં ચાલતી ફીલ્મનું દૃશ્ય

રોયલ આર્ટ—કાતરીયું ગેપ કરી રહ્યા છે, અને કાતરીયામાં શ્રી કૃષ્ણ ભગવાનનો પણ હાથ હોય તેમ જણાય છે.

સુદર્શન—ફિલ્મનું ચક્ર કંઈ મંદ ગતી દેખાડે છે.

સૌરાષ્ટ્ર—કલાબાજ આશક મેજેસ્ટીકમાં આશક કેમ થવું તે શિખાડવા મોટી કોલેજ ખોલીને બેઠા છે, અને ઉમેદવારોની ઉપરાઉપરી અરજીઓ આવે છે.

ફિલ્મ્લૅ—સીનેમાનું એક નવીન હિન્દી પેપર અંગ્રેજી લીપીમાં પ્રગટ થયેલું હમોએ જોયું છે. પહેલેથી છેલ્લે સુધી વાંચી જતાં તેના લેખકો અપરિચીત લાગે છે. ચિત્રો ઠીક આપવામાં આવ્યાં છે. આશા છે કે ભવિષ્યમાં તે ઠીક કામ કરશે, પણ ખેદ એટલોજ થાય છે કે કોઈ એક અગ્રેજી કંપની માટે બજાવવા કાઢયું આ પત્ર માલમ પડયું છે મી॰ ફાલકે અને મી॰ ગાવલીને મોટું નુકશાન સહન કર્યું હોય તેમ લાગે છે. જો આ વાત સત્ય હોય તો એનો આખો ઇતિહાસ બેદમરમો કાં બહાર નથી આવતા ? કુતો સહન કરનારમાં સ્વપ્નનો ચેકઅપ કરવાની હીમત લાગતી નથી. આ પત્રમાં કોઈ જાણીતા સંઘાકારીઓના લેખો જોવા હમો ઉત્સુક છીએ.

નવું અંતેરૂ—આજકાલ કેટલીક નામચીન એકટ્રેસો અને એકટરો, ડાયરેકટરો વિગેરેના સમુહો રેશ્મીઓમાં રાતના મોડે સુધી મોજ ઉડાવતા જણાય છે. સાથે સાથે આંખોમાં ઘેન કંઈ અજબ પ્રકારનું જણાતું માલમ પડતું છે. નિર્દોષ મોજ-મજાહમાં વાંધો નથી પણ આ અંતેર વધી પડવાથી

આ પત્ર તંત્રી જયશંકર પોટીટારા દ્વિવેદીએ મુંબઇ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમાં મોજ-મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી
તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે.

વર્ષ ૩ જું અંક ૧૮ તા. ૧-૮-૨૬
છુટક ૧ આનો બહારગામે ૧। આના

વાર્ષિક લવાજમ રૂ. ચાર
બહારગામ રૂ। સવાચાર.

# મોજ-મજાહ





મીસરદેશની ગુલામબાળા



પ્રસિદ્ધ લેખક **સર રાઈડર હેગર્ડ** કૃત 'શી' ઉપરથી લેવાયેલો

૮ ભાગનો બેહદ આકર્ષક ડ્રામા કોમિક સાથે

# "રૂહે લયલા"

જેમાં અદ્‌ભુત બનાવોની એક હાર લાગી છે કોમિક સાથે

## જેમાં પ્રખ્યાત બેટી બ્લાઈથ કામ કરે છે !

આ તેવીઓ નટીકાઓમાંની નથી જેઓ રાપ રેપડીને રૂ. ૨૫) (બેશક ભાથા સાથે) ના પગારે રોજનું સત્યાનાશ વાળે છે. પણ એને રોજના રૂ. ૬૦૦) મળે છે, પણ કંઇ મફત મળતા નથી. તમે તેનાં કામ જોશો તો કહેશો કે, આ પગારે પણ આ સૌંદર્યની રાણી કંઇ ઝાઝી મોંઘી તો નજ કહેવાય

રૂ હે લ ય લા



BETTY BLYTHE IN "SHE"

રૂ હે લ ય લા

બેટી બ્લાઇથને અમે અમારા સ્ક્રીન માટે બે અઠવાડીયાં માટે રોકી છે

આવત શનીવારથી એક બીજું ચિત્રપટ **"દરબારે સુલેમાન"** શરૂ થશે—જેમાં પણ તેણીએ કમાલ કરી છે

વખત—પા, ૭. ૮ાા, ૧૦ાા શની રવિ ૩ાા વાગે

ભાવ—રૂા. ૨, ૧, ૦ાા, ૦ા, ૦ા, ≈ ટેક્ષ સાથે

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ



આષાઢ વદ ૮ ) રવિવાર તારીખ ૧ લી ઓગસ્ટ ૧૯૨૬ ( વર્ષ ૩ જુ. અંક ૧૮



# યમ સાવિત્રી સંવાદ

લખનાર-શા. ભગવતરાય ટી. દવે.

—:—

( ગયા અંકથી સંપૂર્ણ )

યમ — તથાસ્તુ-પુષ્પિતાગ્રા

શત સુત તુજને સતિ થશે રે
તુજ પતિ વંશ સુવૃધ્ધિ પામશે રે;
અમર જગતમાં સુ કીર્તિ રે'શે,
સકળ દુઃખો તુજનાં વહી જશે રે—૩૭
સુવર* રૂડલાં સતિ ! તું પામી
તુજ સુખમાં ન રહીજ કંઇ ખામી;
સફળ શ્રમ તજી હવે તું જાને,
પ્રિય સતિ ! આશ્રમ માંહી સુખી થાજે—૩૮

સાવિત્રી — માલિની

વનપતિ રિપુ કેરા, દંત જે એક ખોસ્યા,
પુનર ન મુખ માંહી, વાક્ય જે સંત બોલ્યા;
વચન વિભુ ! દીધું છે, સ્વામિથી પુત્ર થાવા,
તદપિ પતિ લઇ ક્યાં, દેવ તૈયાર જવા ?—૩૯

વિભુ ! પ્રિય પતિ મ્હારો, લે જશો સંગમાં જો,
શત સુત પ્રભુ ! કહોને કેમ થાશે મ્હને તો !
વચન મધુર બોલી, ઉભી બાળા પ્રશાન્ત,
અતિશય શ્રમ વેઠી, તે થઇ'તી ક્લાન્ત.—૪૦

ઇંદ્રવિજય

યમ—

જોઈ વિવેકજ એક સતિ; તુજ ટેક વળી; દિલ રાજી થયો છું,
બોલી વિવેક ભરી મૃદુવાણીજ તું જ સતિ ! જીતી, હારી ગયો છું;
તેથી સુતા ! તુજ નાથ તણો લઇ પાશ પ્રિતે દઉં આજ હું મુક્તિ,
યુગ રૂડાં શત વર્ષ લગી સુખ ભોગવજો ધરી ધર્મ સુભક્તિ.૪૧

હર્ષોદ્ગાર — શાર્દૂલવિક્રીડિત

અંતર્ધાન થયા વદી વચન એ ખેંચી લઇ પાશને,
સાવિત્રી નિજ નેનથી નિરખતી, જીવનની એ આશને;
સ્વર્ગે નોબત દુંદુભિ ગગડ્યાં વૃષ્ટિ થઇ પુષ્પની,
સ્વામિ, આશીષને ભુમિવર* લઇ, સ્નેહે સતિ સંચરી.

સંપૂર્ણ.

* સુવર—ચાર વરદાન.

* ભુમિવર—ત્રણ વરદાન.

# જુબેદા

અથવા

## રહસ્યમયી રમણી

### પ્રકરણ ૨૪ મું.

લાવાકાન મારી સાથે ઘણા પ્રફુલ્લ ભાવથી વાતચિત કરવા લાગ્યો. તેણે મારૂં અનિષ્ટ કરવાનો કદાપિ પ્રયત્ન કર્યો હોય તથા હું તેને ઓળખી શકયો હોઉં એવો ભાવ તેણે દર્શાવ્યો નહિ.

સત પાંચ કલાક સુધી અમે મરૂભૂમિનો માર્ગ કાપ્યો. પછી અમે એક જરાજીર્ણ જૂના જમાનાના કિલ્લા નજીક જઇ પહોંચ્યા. એ સ્થળે કોઇ જનમાનવ નહોતું તથા ઘણા કાળથી કોઇનાં પગલાં એ સ્થળે પડેલાં નહોતાં. ફરતા ફરતા અમે એક સાંકડા દ્વારમાંથી એ કિલ્લામાં આવેલી એક મોટી અંધકારમય ભાંગી-તૂટી અટ્ટાલિકામાં જઇ ચડયા.

લાવાકાને કહ્યું:-"આ અટ્ટાલિકાનું નામ મૃત્યુ-મંદિર છે. અરબ દેશમાં એવી દંતકથા ચાલે છે કે, ઘણા કાળ પૂર્વે અત્રે એક યુરોપીય સુલતાન રાજ્ય કરતો હતો. તે દિગ્વિજયી રાજા હતો. દિગ્વિજય માટે બહાર નીકળી પડી એક વખત તેણે સુલતાનના રાજ્ય ઉપર હુમલો કરી યુધ્ધમાં તેને હરાવી તેની દૌલત અને નૂરેનજર કન્યાને લૂંટી લઈ પોતાના પ્રાસાદમાં પુનરાગમન કર્યું હતું. પરાજિત સુલતાને છુપી રીતે તેનું અનુસરણ કર્યું તથા જાદુગરનો ગુપ્ત વેષ ધારણ કરી તેની સાથે મુલાકાત કરી પોતાની કન્યાની ભિક્ષા યાચના કરી. વિજયી સુલતાને તેને હુકમ કર્યો કે "તમે હમણાંજ અહિંથી ચાલ્યા જાવ, નહિ તો જંજીરથી પકડી તમને કેદખાનામાં નાખવામાં આવશે."

પરાજીત સુલતાને વિજયી સુલતાનના પ્રાસાદનો ત્યાગ કર્યો. તેણે વિદાય થતી વખતે કહ્યું:-"કાફર! બે માસમાંજ તારા રાજ્યમાં ભીષણ મરકી ઉત્પન્ન થશે અને તેથી તારા સર્વસ્વનો નાશ થશે." એ માસની અંદરજ અભિશાપવાણી સફળ થઇ અને પરિણામે સુલતાનની રાજધાનીએ સ્મશાનનું સ્વરૂપ ધારણ કર્યું. તેના કુટુંબના સઘળા માણસો મરણ પામ્યા, કેવળ પરાજીત સુલતાનની કન્યા એકલી જીવતી રહી. યુરોપીય સુલતાનના મૃત્યુ પછી પિતાની લૂંટી લેવામાં આવેલી દૌલત લઇ એ કન્યા પુનઃ પોતાની પાસે ગઇ, એ વખતથીજ આ સ્થાને સ્મશાનનું રૂપ ધારણ કર્યું છે. અલ્લાના અભિશાપથી વિધર્મી કાફરોનું એક પણ ચહિન અહિં કાયમ રહ્યું નથી."

હું એ ગૃહદ્વારની પરીક્ષા કરવા લાગ્યો. પૂર્વે એક કાળે રોમન જાતિએ આ સ્થળે રાજ્ય કર્યું હોય, એવાં અનેક ચિહ્ન પ્રાસાદના ભિન્ન ભિન્ન સ્થળે જોવામાં આવતાં હતાં. ધ્યાનમગ્ન બની હું સઘળું જોતો હતો, એવામાં કોઇની છાયા નજરે પડતાં ચમકીને મેં પાછળ જોયું. લાવાકાન તત્કાળ એક તેજદાર કટાર હાથમાં લઇ મારા ઉપર તૂટી પડયો તથા બળપૂર્વક મારો કંઠ દાબી મને જમીનદોસ્ત કરવાને યત્ન આદરવા લાગ્યો. હું તેના પંજામાંથી છુટો થવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ સફળ ન થયો. તેણે કહ્યું:-"આટલા દિવસે તમે મૃત્યુ-મંદિરમાં આવી ચડયા છો. આ સ્થળે નાસ્તિક માણસના પ્રાણનો નાશ કરવામાં આવે છે. આજે હું તમારા પ્રાણનો સંહાર કરીશ."

મેં કહ્યું:-"હે વિશ્વાસઘાતક! આવી રીતે તું તારા આતિથ્યનો પરિચય કરાવે છે કે! મેં તારૂં શું અનિષ્ટ કર્યું છે કે, જેથી તું મારા-પ્રાણનો નાશ કરવા તત્પર થયો છે?"

લાવાકાન બોલી ઉઠયો:-"નરકના કીડા! હું તને બરાબર ઓળખું છું. તું અમારા તંબુમાંથી નાસી ગયેલો હોવાથી અમારે વિપદ વેઠવી પડી હતી અને અપમાન સહન કરવું પડયું હતું. તેંજ અમારા લોહ અર્ધચન્દ્રનું અપહરણ કરી અમારા સર્વસ્વનો નાશ કરવા માંડયો હતો. તુંજ આગાદેજમાં હાજી મહમદ બિન ઇસાક પાસે ગુપ્ત પત્ર લઇ જતો હતો,-હજી પણ એ પત્ર તારી પાસે છે. લોહ અર્ધચન્દ્ર કયાં છે તે કહે; નહિ તો ત્હારૂં મૃત્યુ નિશ્ચય છે!" તેણે મને ઘા કરવાને કટાર ઉંચકી ક્રોધની ઉત્તેજનાથી તેનો હાથ કંપી ઉઠયો. એ કટાર દેહમાં વિંધાતાં પળ માત્રમાંજ મારા પ્રાણનો નાશ થશે એમ મને લાગ્યું. પ્રયત્ન કરવા છતાં હું તેના પંજામાંથી છુટો થઇ શકયો નહિ. મેં કહ્યું:-"હે બદમાશ! તું જે વાત જાણવા માગે છે, એ સંબંધી મારે મુખે કાંઇ પણ જાણી શકીશ નહિ. તું તારી મરજી પડે તે કર."

"નહિ જાણી શકું? અવશ્ય જાણી શકીશ. ઇમામ તરફ તું ગુપ્ત પત્ર લઇ જતો હતો એ વાતનો ઇનકાર કરે છે?"

મેં કહ્યું:-"હું કોઇ પણ વાતનો સ્વીકાર કે ઇનકાર કરતો નથી. તું ચોર છે. અલજીરિયાના મુસાફરખાનામાંથી તુંજ મારી પેટી ચોરી ગયો હતો. મારા પ્રાણનો નાશ કરવા માટે સોનામહોરોની એક થેલી આપી તેંજ ગાઝેરીને ફોડવાનો પ્રયત્ન કર્યો હતો. તારૂં નામ લાવાકાન છે. યાદ રાખજે કે જો તું મારા જીવનો નાશ કરીશ તો વિના વિલંબે તારે તેનું ફળ ભોગવવું પડશે."

આ વખતે લાવાકાને ભયંકર હાસ્ય કર્યું. તેણે કહ્યું:-"હાજી અબુ સલામ આ મરૂભૂમિના સુલતાન છે, અને હું લાવાકાન તેમનો વજીર છું. કાફરનો સહજ પણ ડર અમે રાખતા નથી. તેં એ-અર્ધચન્દ્ર કયાં છુપાવી રાખ્યો છે, તે જલદી કહે અને વિના વિલંબે પેલો ગુપ્ત પત્ર મને આપ."

મેં કહ્યું:-"એ આશા છોડી દે."

"શયતાન! વાતમાં ને વાતમાં તેં મારો ઘણો વખત ગુમાવ્યો છે. હવે હું તારી સઘળી આશાનો અંત લાવું છું."

આમ કહી લાવાકાને મારા ગળાને જોરથી દબાવ્યું. મારો શ્વાસ રૂંધાઈ જવા લાગ્યો. અસ્પષ્ટ સ્વરે મેં કહ્યું:-"દોજખના દૈત્ય! આટલા માટેજ તું મને અહિં લઈ આવ્યો હતો કે! ઠીક છે, હું તને અર્ધચન્દ્રની બાતમી આપી શકું છું; પરંતુ જલ્દી કહે કે, જુબેદાનું શું થયું છે?"

લાવાકાને ભવાં ચડાવી કહ્યું:-"જુબેદા! એ શયતાનીને તું ઓળખે છે? જો એમ હોય તો મારી કલ્પના કાંઈ ખોટી નથી. તારી વાસનાલોલુપ દષ્ટિએ તેના મુખ ઊપર પડી તેના સુન્દર મુખને અપવિત્ર કર્યું છે. તેને વશ કરવા માટેજ અમારો લોહ અર્ધચન્દ્ર તેની પાસેથી તેં મેળવ્યો છે. આવી ભયંકર વિશ્વાસઘાતકતાની સજા શી છે, તે તું સમજે છે!"

મેં કહ્યું:-"હું એમાંનું કાંઈ જાણતો નથી. સઘળો ભેદ જાણવા માટે એ લોહ અર્ધચન્દ્રના રહસ્યને ઉકેલવા માટે મેં લાંબો અરણ્યમાર્ગ વટાવ્યો છે. હજારો આફતો વેઠવા છતાં હું કાંઈ જાણી શક્યો નથી."

લાવાકાને કહ્યું:-"પરંતુ તેણે તને પોતાનું મ્હોં બનાવ્યું છે. તારી સાથે કપટ કારસ્થાન રચી લોહ અર્ધચન્દ્રને ગુમ કર્યો છે. અમને આફતમાં ફસાવવાનો પ્રયત્ન કર્યો છે. એ સઘળા ગુન્હાઓના બદલામાં તેને જે સજા થવી જોઈએ, તે થઈ ચૂકી છે."

મેં પૂછ્યું:-"નિષ્ઠુર લુંટારાઓએ તેને શી સજા કરી છે? તે જીવે છે કે મૃત્યુ પામી છે?"

લાવાકાને કહ્યું:-"તેણે જે હાથથી ભયંકર વિશ્વાસઘાતકતા કરી છે તે હાથ કાપી નાખી પેટીમાં પૂરી તને મોકલવામાં આવ્યો હતો, એ વાત તું ભૂલી ગયો છે કે?"

મેં કહ્યું:-"એ બિભત્સ દેખાવની વાત મને બરાબર યાદ છે. તેં એ પેટીની ચોરી કરી હતી તેથીજ હું ઓળખી શક્યો હતો."

લાવાકાને ગંભીર સ્વરે કહ્યું:-"એ પાપિણીએ પોતાની જાતના માણસોનો વિશ્વાસઘાત કરી ઘરના સમાચાર બીજાઓને જણાવ્યા છે એના કુકર્મની યોગ્ય સજા એને થઈ ચુકી છે."

"યોગ્ય સજા એટલે શું મૃત્યુ થયું છે!"

"તેના પ્રત્યેક અંગના કટકા કરી રેતીમાં ફેંકી દેવામાં આવ્યા છે. તેના પ્રાણનાશના ચિહ્ન તરીકે-તેના અવિચારના ઇનામ તરીકે-કેવળ તેનો છિન્ન હસ્ત તારા તરફ મોકલવામાં આવ્યો હતો."

મેં કહ્યું:-"મારો કાંઈ અપરાધ નથી. મેં કાંઈ કુકર્મ કર્યું નથી. અલ્લા જાણે છે કે—"

વચ્ચેજ ગર્જના કરી લાવાકાન બોલી ઉઠ્યો:-"શયતાનના બચ્ચા! તારા અપવિત્ર મુખે અલ્લાનું નેક નામ ઉચ્ચારી તું તેને કલંકિત ન કર. તારે લીધેજ અમારો લોહઅર્ધચંદ્ર અસત પામવા આવ્યો છે, તારે લીધેજ કમશે અને ધમશે અમે પરાજીત અને દુઃખિત થયા છીએ, તારે લીધેજ હાજી અબુ સલામની રોણી આજે વિખરાઈ ગઈ છે. તારા મોતની ઘડી આજે આવી પહોંચી છે. તારો ચ્હેરો જોઈ હવસની પુતળી બનેલી જુબેદા અનંગબાણથી વિંધાઈ અમારો નાશ કરવાને તૈયાર થઈ હતી. એ માયાવિની જાદુગરીની સઘળી શક્તિ તારા હાથમાં છે. આજે જો એ અર્ધચન્દ્ર અને ઇમામના નામનો પત્ર પાછો નહિ આપે તો આવતી કાલનો સૂર્ય તું જોઈ શકીશ નહિ."

મેં કહ્યું:-"નિર્દોષપર જુલમ ગુજારવાથી તમને શું લાભ થવાનો છે?"

"તારા જેવા વિદેશી-નાસ્તિકના પ્રાણનો નાશ કરવાથી પુન્યની પ્રાપ્તિ થાય તેમ છે."

"હે નરપિશાચ! મને જલ્દી ઘણો કર. એક નામર્દની માફક તું મારા ઉપર હુમલો કરે છે. જો શેરે જવાંમર્દની માફક દ્વંદ્વ યુધ્ધમાં ઉતરતો હોય તો મારી બહાદુરીનો અનુભવ તને થઈ શકે તેમ છે."

"તારો વધ કરવા માટે હું તને અહિં લઈ આવ્યો છું. તું જો અર્ધચન્દ્ર પાછો નહિ આપે તો તારૂં ભલું થનાર નથી"

પછી એ નરપશુએ મને માટી ઉપર પછાડ્યો. મેં ફરી બેઠા થવાનો પ્રયત્ન કર્યો; પરંતુ બેઠો થઈ શક્યો નહિ. લાવાકાન મારૂં ગળું દબાવી મારી છાતી ઉપર ચડી બેઠો તથા વાઘના જેવી સળગતી આંખોથી મારા મ્હોં તરફ જોઈ રહ્યો. મારો દમ બંધ થઈ જવા લાગ્યો. મારી અંતરેન્દ્રિયની સર્વ શક્તિ અદૃશ્ય થઈ ગઈ. શ્રવણ માર્ગમાં જાણે કે તમરાંનો અવાજ સંભળાવા લાગ્યો. આંખે અંધકાર જણાવા લાગ્યો અને આખું જગત ફરતું જણાયું. દુઃખ કષ્ટની તિવ્રતાથી મારૂં ભાન લુપ્ત થયું અને ચોતરફ કેવળ કાળરાત્રિના અંધકારનો વિસ્તાર થયો.- હું બેહોશ બની ગયો.




(આ નવલકથાનો બીજો ઘણો રસિક ખંડ આવતા અંકથી ચાલુજ છે.)

# વેદીયાં ઢોર

## અથવા

## વિદ્વતા કે ભયંકરતા ?

લખનારઃ—શ્રીયુત વ્રજલાલ જાદવજી ઠક્કર

(૧)

સેન્ડહર્સ્ટ રોડ ઉપર આવેલા સરસ્વતી ભવનના એક મનોહર બ્લોકમાં જે ચાર મિત્રો રહેતા હતા તેઓમાં વિનય હતો વૈજ્ઞાનિક, પ્રાણલાલ પ્રત્નતાત્વિક, ચંપકલાલ ચિત્રકાર તથા રજનીકાન્ત કવિ તેમજ ક્રીટિક. ચારે જણાના સ્વભાવ ભિન્ન ભિન્ન પ્રકારના હોવા છતાં તેઓમાં ઘણું ઐક્ય હતું. પોત પોતાના સ્વભાવને અનુકૂળ વિષયની ચર્ચા કરવામાં રહનાર રહોજ તેઓ ચ્હાના પ્યાલાઓ ઉપર પ્યાલાઓ ગટગટાવી જતા હતા.

વિનયે ચ્હાની કીટલી સ્ટવ ઉપર ચઢાવી તેને નીચે ઉતારતાં પૂર્વે ગરમ થઇ ઉકળતું પાણી બરાબર ૨૭૨ ડિગ્રી ફારેનહાઇટ થયું છે કે નહિ એ વિષયની થર્મોમીટરદ્વારા પરીક્ષા કરી. (કારણ ચ્હાની જાહિર ખબરમાં સ્પષ્ટ લખેલું હતું કે, પાણી બરાબર ઉકળ્યા સિવાય સારી ચ્હા તૈયાર થતી નથી.) વળી પ્રત્યેક પ્રસંગે વિનય ઘડીઆળ હાથમાં રાખી પાંચ મિનીટ સુધી ચ્હાને ગરમ પાણીમાં ઉકાળવા દેતો હતો. એ વખતે ચંદ્રગુપ્તના વખતમાં ભારતવર્ષમાં ચ્હાની ઉપજ થતી હતી કે કેમ એ વિષયની પ્રાણલાલ આલોચના કરતો હતો તથા જો એ વખતે ચ્હા ઉત્પન્ન ન થતી હોય તો ચંદ્રગુપ્તે હેલન સાથે કરેલા વિવાહમાં તેને કાંઇ સાર્થકતા લાગતી નહોતી. ચંપકલાલ સ્ટવની ગરમીથી લાલચોળ બનેલા વિનયના મુખને કાગળ ઉપર પેન્સિલથી ચીતરવાનો પ્રયત્ન કરતો હતો અને કહેતો હતો કે, દાઢીની અંદર સ્વાભાવિક સૌન્દર્ય વિશેષ છુપાઇ રહેતું હોવાથી આ જાતના મુખ ઉપર દાઢી મુછો ઉગતી નથી. એ વિષયનો વિચાર કરી જોતાં ઇશ્વર ઉસ્તાદ આર્ટિસ્ટ હોવા જોઇએ એ સંદેહ વિનાની વાત છે. બીજી તરફથી કવિ રજનીકાન્ત એમ કહેતો કે, કરકંકણના મૃદુ મધુર ગુંજન સિવાય ચ્હાની સઘળી વ્યવસ્થા નીરસ બની છે; કારણ કે, ભોજન કરતી વખતે કરકંકણના ધ્વનિ તેમજ નુપૂરના ઝંકાર સિવાય Appetite વધતી નથી. આમ હોવા છતાં ભોજન કરતી વખતે બધા સાથે બેસી મતમતાંતર ભૂલી ભુખ્યા બનેલા વરૂઓની માફક ઉદરભાત બની જતા હતા.



વિનય કેમ્પ કંપનીનો કેમિસ્ટ હતો, પ્રાણલાલ મ્યૂઝીઅમના પ્રત્નતત્વ વિભાગનો Curator હતો, ચંપકલાલ ચિત્રકાર હતો અને રજનીકાન્ત એક માસિક પત્રિકાનો સંપાદક હતો. વિદેશી કંપનીમાં કામ કરી વિનયની રૂચિ પણ તેવી થઇ હતી. તેણે પોતાની લાકડી, ઘડીઆળ, જોડા વગેરે ઉપર લેબલો લગાવી તેની કિંમત સુધ્ધાં લખી રાખી હતી, તથા એક બાંધેલી ચોપડીમાં એ સઘળી વસ્તુઓનું Chronological લીસ્ટ હતું. દિવાલની એક બાજુએ થર્મોમીટર, બીજી બાજુએ બેરોમીટર હોઇ બન્નેના નીચેના ભાગમાં સ્પષ્ટ અક્ષરોમાં લખ્યું હતું કે, Handle with care. તે ઉપરાંત હાથથી લખેલી કેટલીક જાહિર ખબરો હતી; જેવી કે, 'ઘરમાં થુંકવાની મનાઇ છે, કેમ કે થુંકમાં બેસિલાસ હોય છે,' 'જોરથી ઉધરસ ખાવાથી જીવનશક્તિ ઓછી થાય છે,' નૃત્યથી અમર કુદાકુદ કરવાથી શરીરમાં ઉત્તમ પ્રકારે લોહી ફરી શકે છે.' વગેરે. વિનય ઘરમાં હાજર હોય ત્યારે દ્વાર ઉપર 'In' અને બહાર ગયો હોય ત્યારે Out ની સૂચના સાઇનબોર્ડ ઉપર જોવામાં આવતી હતી; પરંતુ કામકાજની ભીડને લીધે ઘણી ખરી વખતે એ સૂચના ઉલટું રૂપ ધારણ કરતી હતી. ખાટી જે શાકભાજી તથા ખોરાકની બીજી વસ્તુઓ લઇ આવતો તેનો Chemical test કરતો હતો તથા Hydrometer દ્વારા દૂધનું Specific weight નક્કી કરી દૂધવાળા ભૈયા સાથે કાયદા મુજબ મધુર વાર્તાલાપ કરતો હતો.

પ્રાણલાલ ભારતવર્ષનાં ભિન્ન ભિન્ન પ્રાચીન સ્થળોએથી પુષ્કળ શિલાઓનો સંગ્રહ કરી તેના ઉપરના લખાણનો પાઠોદ્ધાર કરવાનો પુષ્કળ પ્રયત્ન કરતો હતો; એક વખતે નર્મદા તટેથી મ્હોટો પાંચ મણનો પત્થર મુંબઇ લઇ જઇ એના ઉપર શાહઆલમનું ઉર્દૂ નિદર્શન મળતાં તે એટલો બધો ઉત્તેજિત બની ગયો હતો કે, સીડી ઉપરથી પગ સરકી જવાથી તેના આગલા બે દાંત ભાંગી ગયા હતા. પાછળથી એમ માલુમ પડ્યું હતું કે, એ ભરૂચમાં અત્તર વેચનાર શાહઆલમ નામના સાહુકારના મકાનના દરવાજાનું સાઇન બોર્ડ હતું!

ચંપકલાલ ઘરમાં બેસી વિવિધ ચિત્રો આંકતો હતો, ગામમાં

ઉપર જતો માણસ, ઘાડી, ઘોડો, મોટર, આકાશની મેઘમાળા અને સૌંદર્યવતી સ્ત્રીનું મુખ એ એના ચિત્રના વિષયો હતા; છતાં એમાં માણસ કયો હતો અને ઘોડો કયો હતો એ સમજી શકાતું નહિ; વળી ચિત્રને ઓળખવાની દર્શકની એ મુંઝવણ જેમ જેમ વધી જતી તેમ તેમ ચંપકને વિશેષ હર્ષ થતો હતો. સમજી ન શકાય એજ કળાનું અગર આર્ટનું Mysticism છે એમ તેનું માનવું હતું!

રજની પહેલાં એક વેપારીને ત્યાં ગુમાસ્તો હતો તથા કવિતાના નશામાં દુઃખી મહિનાની અંદર પચીસ દિવસ ભૂખ્યો રહી નોકરી કરતો હતો; નામાના ચોપડામાં કવિતા લખી તે શેઠની ગાળો સાંભળતો હતો; એ ગાળો સાંભળવામાં આવતાં તેની ભૂખ દૂર થઇ જતી હતી. પછી રવીન્દ્રનાથને 'નોબલ પ્રાઇઝ મળ્યું એટલે એ પ્રાઇઝ મેળવવાની ઉદ્દામ લાલસાથી નોકરીને રાજીનામું આપી તેણે માસિકપત્રિકા ચલાવવાનું શરૂ કર્યું હતું. તેના માથા ઉપર કવિ જેવા વાંકા ગુચ્છાદાર લાંબા વાળ હતા, આંખો ઉપર ફ્રેમ વિનાનાં ચસમાં હતાં. કોમળાંગી સ્ત્રી જાતનું અનુકરણ કરી તે ઘણા મૃદુસ્વરે વાત કરતો હતો તથા નજીવી વાત સાંભળવામાં આવતાં તેનું કપાળ તેમજ ભવાં સંકુચિત થઇ જતાં હતાં. સ્ત્રીજાતિ તરફ વિશેષ સન્માન દર્શાવવું એ પોતાની ફરજ છે સમજી તે પોતાના બ્લોકની રસોઇઅણ સાથે 'આપ' સંબોધન વાપરી વાત કરતો હતો. જમતી તથા સૂઇ રહેતી વખતે પણ તેની પાસે એક નોટબૂક અને પેન્સિલ રહેતાં હતાં; એની કાવ્યકલ્પનાનું દ્વાર ખુલી જઇ સાક્ષાત સરસ્વતી ક્યારે બ્હારે નીકળી પડશે એ અચોક્કસ હતું.

(૨)

મહિનો પૂરો થતાં ચારે મિત્રોએ બધો હિસાબ ગણી જોયો તો માથા દીઠ ચાળીસ રૂપિયાનું ખર્ચ આવેલું જણાયું. પ્રાણલાલે સંદિગ્ધ ચિત્તે હિસાબ તપાસવાની ઇચ્છા દર્શાવી એટલે વિનયે કહ્યું, "વિજ્ઞાનનો એવો સિધ્ધાંત છે કે મન જો સુખી હોય છે તો ક્ષુધા અવશ્ય વધે છે." પછી તેણે થર્મોમીટરની મદદથી પ્રાણલાલને પાકસ્થળી (હોજરી)ની સ્થિતિ સમજાવી. ચંપકે દુઃખિત ભાવથી કહ્યું, "જો કોઇ પણ રીતે હોજરી બ્હાર કાઢી શકાય તો અંતર્જગતનું એક નવીન ચિત્ર આંકી શકાય." રજનીએ કહ્યું, "કદાચ હોજરીની અંદર બસરાનાં સેંકડો ગુલાબ ખીલેલાં જોવામાં આવત!"

પ્રાણલાલે કહ્યું, "કુંભકર્ણની આર્થિક સ્થિતિ સારી હોવાથીજ તેની હજમ શક્તિ અસાધારણ હતી; પરંતુ તેનું મૃત્યુ થયા પછી તેની પાકસ્થળીને મ્યૂઝીઅમમાં રાખવાની બુધ્ધિ કોઇ રાક્ષસના ભેજામાં ન આવી. આપણી પાકસ્થળીની હમણાંની સ્થિતિ કુંભકર્ણના જેવી છે; આમ હોવાથી કુંભકર્ણની પાકસ્થળી સંબંધી મૌલિક ચર્ચા ચાલી શકે તેમ છે."

આ વખતે લાંબી કાંસકીથી માથાના વાળ ઓળતાં રજનીએ કહ્યું, "કવિનો નશો અભિસારિકા કરતાં પણ જબરો હોય છે; આજે છેલ્લી તારીખ હોવાથી નવીન અંક પ્રસિધ્ધ કરી નાખવાનો છે." આમ કહી મૃદુ ગતિથી તે કપડાં પહેરવા જવા લાગ્યો.

ચંપક બોલી ઉઠયો, —"કવિરાજ! શિલ્પદૃષ્ટિથી વિચાર કરી જોતાં તમારી અત્યારની ગતિ અતિ મનોરમ છે; અજંટાની ગુહાનાં ચિત્રોની ગતિનું લાલિત્ય તમારી આગળ કાંઇ હિસાબમાં નથી."

(૩)

મા મરી ગયાનું નિમિત્ત દર્શાવી થોડા મહિના પૂર્વે ઘાટીએ રજા લીધી હતી. ફરીથી એજ નિમિત્ત દર્શાવી તેણે રજાની અરજી કરી એટલે વિનયે તેની અરજી નામંજુર કરી કહ્યું, "વિજ્ઞાનનો સિધ્ધાંત એવો છે કે, એક વ્યક્તિનું મરણ બે વખત થતું નથી."

ઘાટીએ નિરૂપાય બની કહ્યું, કે, તેમની જાતમાં એવું થાય છે એટલે વિનયે ગુસ્સે ભરાઇ કહ્યું, "સમસ્ત માનવજાતિનાં શારીરિક યંત્ર સમાન છે તેથી જાતિભેદથી મૃત્યુ પ્રણાલી બદલાય એ અશક્ય છે."

રજનીએ કહ્યું, "ભાષાશાસ્ત્રની અજ્ઞાનતાને લીધે અભણ ઘાટી, પોતાના મનનો ભાવ ઇચ્છા પ્રમાણે દર્શાવી નહિ શકતો હોય!"

પ્રાણલાલે કહ્યું, "ખરી વાત છે. ક્ષત્રિયના અને કુલીન બ્રાહ્મણના બહુ વિવાહનાં પ્રમાણ છે. એનો બાપ ક્ષત્રિય અગર કુલીન બ્રાહ્મણ હોવો જોઇએ!"

ઘાટીએ માથું હલાવી હકારમાં સંમતિ દર્શાવી તથા તેની રજા મંજૂર થઇ. હવે રસોઇઅણ એકલી પડી. તેનું નામ દ્રૌપદી હતું અને ઉમ્મર હતી નવજવાન. વિનયે પોતાના મિત્રોને સમજાવી દીધું કે, પુરૂષ તથા રમણીમાં ભિન્ન ભિન્ન પ્રકારની વિજળી હોય છે; તેથી પુરૂષ અને રમણી વચ્ચે અંતરાય નથી રહેતો તો વજ્ર અવશ્ય પડે છે. એ વાત જાણવામાં આવી એટલે ચારે મિત્રો ઘણી સંભાળથી ચાલવા લાગ્યા તથા ઘાટીના પાછા ફરવાના દિવસ ગણવા લાગ્યા.

દ્રૌપદીથી દૂર રહેવાનો પ્રયત્ન કરવા જતાં ચારે મિત્રો પોત પોતાનું કામ પોતાને હાથે કરી થોડા દિવસમાં ઘણા હયરાન થઇ ગયા, પછી તેમણે એવો નિશ્ચય કર્યો કે, સ્હવારે અને સ્હાંજે તેઓ એ ખીલ્હીમની અગાશીમાં ફરવા જાય. ત્હારે દ્રૌપદીએ તેમના બેઠકખાનાને સ્વચ્છ તેમજ સુસજ્જિત કરવું.

દ્રૌપદીના કામકાજમાં ઘણી ચતુરાઇ દેખાવા લાગી તથા ચા પીતાં પીતાં ચારે મિત્રોએ એક દિવસે એ વાત કબૂલ પણ કરી.

દ્રૌપદીનું આગમન થયા પછી રસોઇ તેજ બનાવતી હતી. આમ હોવાથી પાકશાળામાં વિભિન્ન વિજળીનું સંઘર્ષણ થઇ જાય એવી આશંકા હોવાથી ચારે મિત્રોએ બેઠકખાનાની અંદર જમવાની ગોઠવણ કરી હતી. યથા સમયે આસન તથા ભોજન સામગ્રી યથાસ્થળે ગોઠવી દ્રૌપદી દૂર ખસી જતી હતી. આમ હોવાથી ચારે મિત્રો પેટ પૂરતું ભોજન કરી શકતા નહિ

ઉપરાંત તેઓ જ્યારે ભોજન કરતા હોય ત્યારે દ્રૌપદીએ બેઠકખાનાનાં દ્વાર પાસે હાજર રહેવું એવી તેને સૂચના મળી. એ સૂચના દ્રૌપદીએ અમલમાં મૂકી, એટલે કવિરાજ ભાતમાં દાળ નાખવાને બદલે શાક ભેળવી દેવા લાગ્યા, ચિત્રકાર ચંપકલાલ દ્રૌપદીની મુખ છબી ચીતરવાની કામનાથી આહારનું વિસ્મરણ કરી વારંવાર દ્રૌપદીના મુખ તરફ જોવા લાગ્યો, પ્રશ્નતાત્વિક પ્રાણલાલ વાનરજાતિમાંથી માનવજાતિની ઉત્પત્તિ થઈ હશે કે કેમ એ ગહન પ્રશ્ન દ્રૌપદીના મુખ તરફ જોઈ ઉકેલવાનો પ્રયત્ન કરવા લાગ્યો તથા કયી વૈજ્ઞાનિક પ્રણાલિકાથી રમણીના સૌંદર્યમાં વૃધ્ધિ થઈ શકે છે એ બારીક પ્રશ્નનો વિનય વિચાર કરવા લાગ્યો; પરંતુ તે સાથે ભિન્ન પ્રકૃતિની વિજળીનો સ્પર્શ થવાથી વજ્રનું પતન થવાની આશંકાનો તેનો સિધ્ધાંત વિશેષ દૃઢ થવાથી તેણે કહ્યું, *Opposite kinds of electricity attract* એટરી આંખોમાંજ હોય છે; માટે આપણે સહિસલામત રહેવું હોય તો આંખો મીંચી ભોજન કરવું જોઈએ."

(૪)

યથા સમયે ચંપકલાલ અને રજનીકાન્તનો જઠરાગ્ન મંદ પડી ગયો તથા તેઓ પોતાના રોગનું ખરું કારણ તેમજ ઔષધ ઝડપથી જાણી શકયા. બન્ને જણાને એ વાતની ખાત્રી થઈ કે, અંતરનો આહાર સૌંદર્ય છે તથા તેના અભાવથીજ તેમને અગ્નિમાંધનો વિકાર લાગુ પડ્યો છે. ઔષધ પસંદ કરવામાં તેમને વિશેષ મુશ્કેલી વેઠવી પડી નહિ. દ્રૌપદીના રૂપથી બન્ને જણા ચિત્રકાર અને કવિ–પોતાના વિકારને દૂર કરવાનો નિશ્ચય કરી બેઠા. દ્રૌપદી સાથે તેમનું જે અંતર હતું તે એકાએક દૂર થઈ ગયું. તેનું કેન્દ્ર કરી ચંપકે વિવિધ પ્રકારનાં ચિત્ર આંકયાં તથા રજનીએ 'સનમ સરકાર' નાં સૌંદર્ય વિષયક કાવ્યોથી–ગઝલોથી નોટબૂક ભરી કાઢી.

અગીઆર વાગતાં પૂર્વે વિનય તથા પ્રાણલાલ કર્મસ્થળે ચાલ્યા જતા હતા; ચંપક અને રજનીનો કોઈ પણ ચોક્કસ વખત નહોતો. નિયમના બંધનમાં રહેવાનું રજનીને કવિ પ્રકૃતિથી વિરૂધ્ધ લાગતું હતું ત્યારે લલિતકળાના ઉપાસક ચંપકથી લાગણીમય દ્રૌપદીનાં ચિત્રો ચીતરવાનો મોહ છોડી શકાતો નહિ.

દ્રૌપદીનાં ચિત્રમાં નવીન રંગ પૂરવાની જરૂર જણાવાથી ચંપક બાર વાગ્યા પહેલાં બ્હાર નીકળી પડ્યો હતો; કલાકેક પછી પાછા ફરી એકાંતમાં એકાગ્ર ચિત્તે એ કળાના ઉત્તમ નમુનાને સારી રીતે ચીતરી શકાશે એવી તેના મનમાં આશા હતી. ઝડપમાં ને ઝડપમાં તે બેઠકખાનું બંધ કરવું ભૂલી ગયો હતો.

ચંપકને બ્હાર ગયાને દશેક મિનીટ નહિ થઈ હોય એવામાં રજની ઘેર આવી પહોંચ્યો. તેનાં કપડાં પસીનાથી ભીંજાઈ ગયેલાં હોવાથી કપડાં ઉતારી, સ્નાન કરી, સુગંધિત તેલ નાખી કેશ વ્યવસ્થિત કરી તે બેઠકખાનામાં જઈ એક આરામ ખુરસીમાં બેસી સિગારેટ પીવા લાગ્યો. એવામાં દ્રૌપદીએ તેની નજીક આવી પૂછયું, "થાળી પીરસી લાવું કે?"

"ના, દ્રૌપદી, બ્હારનો આહાર કેવળ દેહ સાથે આત્માને ટકાવી રાખવા માટે છે; કવિ આંતરિક આહાર મેળવવા ઉત્સુક હોય છે." લોલુપ દૃષ્ટિથી દ્રૌપદીના મુખ તરફ જોઈ રહી રજનીએ કહ્યું.

વીણાના ઝંકાર જેવા મધુર કંઠે દ્રૌપદીએ પૂછ્યું, "આપ કવિ હો એમ લાગે છે!"

ગદ્ગદ કંઠે રજનીએ કહ્યું, "આ તુચ્છ સરસ્વતી ભકતનાં કાવ્યો આપે વાંચ્યા છે કે? મ્હારૂં કયું કાવ્ય આપને વિશેષ સુંદર લાગ્યું છે? મ્હને લાગે છે કે, 'મુગ્ધા' અને 'અભિસારિકા' નામનાં મ્હારાં બન્ને કાવ્ય આપને સુંદર લાગ્યાં હશે!"

લજ્જિત ભાવથી નીચું જોઈ રહી દ્રૌપદીએ કહ્યું, "મ્હને આપનું સઘળું સુંદર લાગે છે! આપ બપોરે બેઠકખાનાને તાળુ વાસી બ્હાર જતા હોવાથી આપનાં કાવ્યોનો અભ્યાસ કરવા જેટલો વખત મ્હને મળતો નથી."

રજનીએ દ્રૌપદીના કોમળ કંઠનું અનુકરણ કરી કહ્યું. "એ ખરી વાત છે. આપની અગવડતા દૂર થાય એવી વ્યવસ્થા વિના વિલંબે હું કરીશ; વળી આ પ્રસંગે મ્હારે આપને નમ્રતાપૂર્વક કહેવું જોઈએ કે, મ્હારાં કાવ્યોનો અભ્યાસ કરવાથી તેમાં મૌલિકતા છે એમ આપનું અંતર કબૂલ કરશે. આજકાલના ચોરેચૌટે ફૂટી નીકળેલા કવિ નામને કલંકિત કરતા ભાષાંતરીઆ કવિઓમાં ને મ્હારામાં ઘણો પ્રભેદ છે. હિંદી કવિ મૈથિલીશરણ કે બંગકવિ દ્વિજેન્દ્રના કાવ્યોનો તરજુમો કરી કવિ તરીકે પોતાની જાતને ઓળખાવવાનો મહાભારત પ્રયત્ન કરતા આજકાલના ઉછરતા છોકરાઓનાં તુચ્છ કાવ્યોની હું મ્હારી માસિક પત્રિકામાં કડક સમાલોચના કરું છું. કલ્પનાની મૌલિકતા સિવાય કવિ થવાનો પ્રયત્ન કરવો એ વામન થઈ ચંદ્રને પકડવાનો પ્રયત્ન કરવા જેવું છે. મ્હારી માસિક પત્રિકા આપે જોઈ છે કે? એ ઉત્તમ કોટીની પત્રિકા છે; એની ઉંમર કેવળ ત્રણ માસની હોવા છતાં હજાર ઉપરાંત ગ્રાહકો થઈ ગયાં છે."

દ્રૌપદીએ કહ્યું, "ત્યારે તો આપ ઘણા પૈસા કમાતા હશો!"

ધીમે ધીમે રજનીનો ઉત્સાહ વધતો હતો; તેણે કહ્યું, "એમાં શો શક! ત્રણ રૂપિયા લેખે એક હજાર ગ્રાહકોનું લવાજમ ત્રણ હજાર રૂપિયા થયું; ખરચ બાદ કરતાં બે હજાર રૂપિયા જેટલો નફો રહેશે. આટલા ટૂંક વખતમાં આટલી બધી નામના બીજી કોઈ પત્રિકાએ મેળવી નથી. હરેક કાર્યમાં પ્રયત્નથી વિજય થઈ શકાય છે કર્મપ્રભાવની આશામાં બેસી રહી, સંસારનૌકાને વિશ્વસમુદ્રમાં જ્યાં ત્યાં ફરવા દેવાથી પ્રતિષ્ઠાસ્થળે જઈ શકાતું નથી. એવા માણસોને પારકી ખુશામદ કરી પેટ ભરવાનો પ્રસંગ ટેવ પડે છે. ઠીક છે; દ્રૌપદી દેવી, તમે કાંઈ લખી શકો છો કે?"

મૃદુહાસ્ય કરી દ્રૌપદીએ ઉત્તર આપ્યો. "ના; છતાં વાંચવું મ્હને પણ ગમે છે."

"હું આપને કેમ લખવું તે ઘડીના છઠા ભાગમાં શીખવાડી દઇશ; સ્ત્રીજાતિનું હૃદય સ્વભાવિક રીતે ભાવપ્રવિણ હોય છે. કોઇ પણ વિષય ઉપર તે સહેલાઇથી કલ્પનાઓ દોડાવી શકે છે. પુરૂષ જાતિની ઉત્પત્તિ સ્ત્રીથી થતી હોવાથી પુરૂષની કલ્પનાશક્તિનું ઉત્પત્તિ સ્થાન સ્ત્રી છે એમ કહેવામાં સહજ પણ પ્રત્યવાય નથી. વળી આજકાલ સર્જનશક્તિનો યુગ શરૂ થયો છે. ધીમે ધીમે આપણા સાહિત્યાકાશમાં સ્ત્રી લેખિકાઓ ઉજ્જવળ નક્ષત્રોની માફક પ્રકાશવા લાગી છે. તમે સૌભાગ્યવતી લીલાબ્હેનનાં લખાણો વાંચ્યાં છે કે? તેમની સાહિત્યસેવાનો આરંભ 'અવસાન-દિલનાં અને દેહનાં' એ સુંદર વાર્તાથી થયો હતો. પોતે સભ્યા અને સુશિક્ષિતા મહિલા હોવાથી જૂદી જૂદી જાતના તથા જુદા જૂદા દેશના મહાપુરૂષોના પરિચય અને સહવાસમાં આવ્યાં હતાં. હરેક વિષયનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવાની તેમની અદ્‌ભુત શક્તિને લીધે તથા બંડખોર સ્વભાવને લીધે તેમનાં લખાણોએ નવયુગ ઉત્પન્ન કર્યો છે એમ મ્હારે કહેવું જોઇએ; છતાં પ્રેરક સિવાય પ્રેરણાશક્તિનો સંપૂર્ણ વિકાસ થતો નથી; ગુજરાતે અને સ૦ સા૦ સં. ના સભ્યોએ લીલાવતી બ્હેનની સ્વાભાવિક પ્રેરણા સમજી જઇ તેમને અપનાવ્યાં, કથાસાહિત્ય ધુરંધર મુનસીએ તેમની દૃષ્ટિ સમક્ષ મીનળદેવી અને સુકન્યાનો વીસમી સદીનો આદર્શ ઉપસ્થિત કર્યો. પરિણામે લીલાબ્હેનનાં લખાણોમાં પણ નવીન જુસ્સાને પ્રેરણા મળી. ઉસ્તાદ કવિઓ તથા નવલકથાકારો માણસનું મ્હોં જોતાંની સાથે તેનામાં કેટલી પ્રતિભા છે એ સમજી શકે છે. મ્હારે મુક્ત કંઠે કબૂલ કરવું જોઇએ કે આપનામાં પણ પ્રતિભાનો અભાવ નથી."

"મ્હારા જેવી એક દાસી અગર રસોઇઅણ લેખિકા થઇ શકે એ અશક્ય છે.' દ્રૌપદીએ મહામુશ્કેલીએ હાસ્યના વેગને રોકી રાખી કહ્યું.

સરળ ભાવથી હસીને રજનીકાન્તે કહ્યું, "એમાં અશક્ય જેવું કાંઇ નથી. વિદેશની સામાન્યમાં સામાન્ય સ્ત્રીઓ ઉત્તમ લેખિકાઓ અને કવયિત્રીઓ થયાનાં ઘણાં ઉદાહરણો છે. આપણા હતભાગ્ય દેશમાંજ સ્ત્રી જાતિ તરફ અશ્રધ્ધાની દૃષ્ટિથી જોવામાં આવે છે. વળી કાદવમાં કમળ ઉત્પન્ન નથી થતું કે? કંટકમાં ગુલાબ નથી ખીલતું કે? હું આપની મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ સમજી શકું છે કે, આપ ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયાં છો; પરંતુ કેવળ ભાગ્યદોષથી આપને રસોઇ બનાવવાનું કામ કરવું પડે છે."

દ્રૌપદીએ ગંભીર ભાવ ધારણ કરી કહ્યું, "આપની કૃપા હશે તો જે કાર્ય મ્હારે માટે અશક્ય છે તે શક્ય થશે. જો હરકત ન હોય તો હવેથી આપના રૂમની ચાવી મ્હને આપતા જજો. અવકાશે હું આપે રચેલી કવિતાઓ મુખસ્થ કરીશ."

"મ્હારી પાસે બે ચાવી છે; આ લ્યો, એક આપની પાસે રાખો." આમ કહી રજનીએ એક ચાવી દ્રૌપદીના હાથમાં મૂકી.

ચાવી લીધા પછી દ્રૌપદીએ મૃદુ હાસ્ય કરી કહ્યું, "મ્હેં એમ સાંભળ્યું છે કે, કવિઓને કુસુમ ઘણાં પ્રિય હોય છે; હું હમ્મેશાં તાજાં ફૂલ લઇ આવી આપના ટેબલ ઉપર ગોઠવીશ."

રજનીએ ઉત્સાહિત બની જઇ કહ્યું, "આપના તરફથી મ્હારી કાવ્યકલ્પનાને ગગનગામિની પ્રેરણા પ્રાપ્ત થશે એવી મ્હારી નમ્ર માન્યતા છે." આમ કહી રજનીએ ઉઠી કેશ બોક્ષ ઉઘાડી તેમાંથી એક દશ રૂપિયાની નોટ બ્હાર કાઢી દ્રૌપદીના હાથમાં મૂકી. પછી કપડાં પહેરી લાલસાપૂર્ણ દૃષ્ટિથી દ્રૌપદીના મુખનું દર્શન કરી બ્હાર ચાલ્યો ગયો.

એકલી પડયા પછી થોડા સમય સુધી દ્રૌપદી પોતાનું હાસ્ય રોકી શકી નહિ. હાસ્યનો વેગ શિથિલ થતાં તેણે પોતાનાં મન સાથે કહ્યું; "કવિરાજ બરાબર પાગલ બન્યા છે! હવે મ્હારે વિલંબ કરવો ઉચિત નથી."

સ્વગત આમ કહી દ્રૌપદીએ ઝડપથી રજનીની કેસ બોક્ષ ખોલી નાખી તથા તેમાંની સઘળી રોકડ સિલ્લક અને કિંમતી વસ્તુઓ લઇ એ સ્થાનનો ત્યાગ કરી જતી વખતે પોતાના મન સાથે કહ્યું, "કવિરાજ અને ચિત્રકાર એક બીજા સાથે બરાબર લઢી મરે એવી વ્યવસ્થા પણ હું કરતી જાઉં છું."

( આ વાર્તા આવતા અંકમાં સંપૂર્ણ પ્રકટ થશે. )

# વિદેશી નટ-નટીઓની આર્થિક સ્થિતિ

—:•—

(ગયા અંકથી સંપૂર્ણ.)

ટોમ મીકસને હજુ પણ બાદશાહી પગાર ચાલુ અઠવાડીએ મળવાનો ચાલુ છે. બીજા એકટરો અને એકટ્રેસીસની કમાણી ઉપર જણાવી ગયા તે તેમને મળતા પગાર તેમજ અમુક ટકા નફામાંથી આપવામાં આવે છે તે મળીને તેમની આવક એટલી થાય છે પણ મીકસને નફામાંથી કંઇ હિસ્સો મળતો ન હોવા છતાં ૧૫૦૦૦ ડોલર દર અઠવાડીએ વીલીયમ ફોક્સની કંપની-માંથી મળે છે.

મેટ્રો ગોલ્ડવીનની ગોઠવણ મુજબ મેરીઅન ડેવીસનને દરે અઠવાડીએ ૧૦,૦૦૦ ડોલર મળે છે.

એવી રીતે અમેરીકાની મોટી કમાણી કરનારા નટોની પાછળ તેમજ બરાબરીઆ પણ બીજા નટ-નટીઓ મોટી કમાણી કરનારા ઘણા છે. કોલીન મુર "ફ્લેમીંગ યુથ"ની અંદર પોતાની ફતેહમંદી દેખાડીને જાહેરમાં ઘણી આવી છે અને તેણીના પતિ જોહન મેક કોમીક એક ફીલ્મની અંદર ઘોડેસ્વારી કરવાની પણ કેળવણી આપી છે અને ફર્સ્ટ નેશનલની કંપનીમાં તે મુખ્ય કર્તા હર્તા છે. જ્યારે "ફ્લેમીંગ યુથ"ની અંદર મીસ મુરે કામ કરેલું ત્યારે તેણી ૮૦૦ ડોલરજ કમાવનારની પંક્તીમાં હતી. હવે તેણી અઠવાડીક ૮૦૦૦ ડોલરની લગભગ કમાણી કરે છે.

પોલા નીગ્રી દર અઠવાડીએ ૪૦૦૦ ડોલર મેળવે છે અને હમણાં તેણે નવો કરાર કરેલ છે.

નસીબદેવી કેમ અને કેવી રીતે વરે છે તે ફીલ્મના ધંધામાં ખાલી કેરેકટર આપનારા ચાર મુખ્ય જણાઓથી જણાશે જેઓ હાલમાં સારી સારી કેરેકટર આપી રહ્યા છે. રીચર્ડ ડીક્સ જોહન ગીલબર્ટ, રેમન નોવારો, અને રોનેલ્ડ કોલમન જેઓ અગ્રગણ્ય નટોને કેરેકટર આપી શકે છે અને દરેક જણ પાસે અર્ધા ડઝન કરતાં વધારે નટો કેરેકટરનું શિક્ષણ લે છે. ડીક્સને દર અઠવા-ડીએ ૨૦૦૦ ડોલરના દરમાયે દોઢ વરસનો કરાર ફીલ્મ કંપની સાથે કરેલ છે, અને ફેમસ પ્લેયર્સે તેની એના કરતાં વધારે આપવાની માગણી કરી છે પણ લાંબા વખતનો કરાર કરે છે તેથી તેની સાથે કરવા ના પાડે છે.

જોહન ગીલબર્ટને મેટ્રો ગોલ્ડવીન પાસેથી ૨૦૦૦ ડોલર દર અઠવાડીએ મળે છે અને રેમન નોવારોને તેજ કંપનીમાંથી તેટલોજ પગાર મળે છે અને એવું કહેવાય છે કે રોનાલ્ડ કોલ-મેનને ૧૭૦૦ ડોલર દર અઠવાડીએ સેમ્યુઅલ ગોલ્ડવીન પાસેથી મળે છે. કોનવે ટીઅર્લ અને યુજીઅન ઓ' બ્રેનને ૩૦૦૦ ડોલર મળે છે, વોલેસ બેરીને ૩૦૦૦ ડોલર મળે છે અને બીજી તરફ જોનાં વીલ્લીયમ બોઇડને માત્ર ૩૦૦ ડોલર મળે છે અને તે પણ એક નામચીન કેરેકટર આપનારાઓમાંનો એક છે.

આવી રીતે જુના અને નવા કેરેકટર આપનારાની કમાણીમાં આવો લાંબો ફેરફાર હોવાનાં કારણો ઘણા છે. કારણ ડીક્સે લાંબી મુદતનો કરાર કરેલ છે. તે ગીલબર્ટ, કોલમન અને નોવારો કરતા ઘણું મેળવી શકે એવો હુશીયાર છે અને આ ત્રણ જુવાનીઆઓ આટલા થોડા પગારે (એટલે જે આગળ જણા-વેલા કેરેકટરો શીખવનાર જે ૩૦૦૦ ડોલર મેળવે છે તેના કરતાં ઓછા) કામ કરે છે તેનું કારણ એટલુંજ કે તે રહીન આર્ટીક કેમ બનાવવી તેની કળા સારી જાણે છે અને ટુંક વખતમાં મોટું કામ કરી દેખાડે છે અને સીનેમા સ્ટાર જેટલા મોટા પગારો લે છે. હજુ પણ તેઓની ઇચ્છા એવી છે કે દામ ભલે મધ્યમ મળે પણ કામ સારૂં થાય તે જોવા ઇચ્છે છે.

અને બીજા કેરેકટર પ્લેઅરના વીશે લખવાનું કે જીન હરશોલ્ટને ૧૫૦૦ ડોલર અઠવાડીએ મળે છે પણ કોઇ કોઇ વખતે યુનીવર્સલવાલાઓ ૨૫૦૦ ડોલરના અઠવાડીક પગારે પણ બોલાવે છે. નોહબેરીને ૧૫૦૦ ડોલર દર અઠવાડીએ મળે છે અને એવીજ રીતે અર્નેસ્ટ ટોરેન્સને ૧૭૫૦, જ્યોર્જ સીગ્મેન ૧૦૦૦ અને લોન ચેનીને ૩૦૦૦ ડોલર અઠવાડીએ મળે છે.

ફ્રાંસીસ એકસ બુશમેન જે જુના કમાણી કરનારાની પંક્તીમાં લેખાય છે પણ તેને અઠવાડીક ૨૦૦૦, ડોલર મળે છે અને તેને જે મલે છે. તેની ખરેખર આ "બેન હર"ની કૃતીના નથી અને તેથી તેણે વળી પાછી સખત મહેનત લઇને એટલી આવક મેળવવાને શક્તીમાન થયો છે. હેનરી. બી. વોલ થોલને ૧૫૦૦ ડોલર થ્યુઅન્ટ વોશ્બર્નને ૭૫૦ અને ચાર્લ્સ રેને ૧૫૦૦ ડોલર અઠવાડીક મળે છે

હવે આપણે તેઓ કોમીડીની કેરેકટર આપે છે તેને કેટલું મલે છે તે જોઇશું તેથી સમજાય છે કે અમેરીકન ફીલ્મ કંપ-નીઓ ઉદાર હાથે કામ કરાવે છે અને સારૂં વખાણવા લાયક કામ લઇ શકે છે. હેરી લેંગડનને દર કોમીડીના ૫૦,૦૦૦ ડોલર ફર્સ્ટ નેશનલ પાસેથી મલે છે, રેમંડ ગ્રીફીથને ફેમસ પ્લેયર્સમાંથી ૩૦૦૦ ડોલર અઠવાડીક એક કોમીડીઅન કેરેકટર શીખનાર તરીકે મળે છે. ચીકની ચેપલીનને ૨૦૦૦ ડોલર અઠવાડીક મળે છે. અંહી જણાવવાની જરૂર છે કે તેની "ચાર્લીસ આંટ"ની કૃતી ગયે વર્ષે તૈયાર કરી હતી તેની મ્હોટી ફતેહ હતી અને તે ફીલ્મની પેદાસ ૧૫,૦૦,૦૦૦ (પંદર લાખ) ડોલરની થઇ હતી. મેકરવીનને ૭૫૦ ડોલર આર્થીન્જરી, અને ચેસ્ટ કોન્કલીની ૮૦૦ થી ૧૦૦૦ ડોલર અને લુઇસ ફેઝેંડાને ૧૨૫૦ ડોલર દર અઠવાડીએ કોમાડી કેરેકટરના મળે છે.

બરબેરા લામારની કમનસીબીનો આપણે દાખલો લઇએ તો એક અજબ થવા જેવું છે કે તેણી બીમારીમાંથી તંદુરસ્ત થયા પછી તેણીને દર અઠવાડીએ ૨૦૦૦ ડોલરની કમાણી મળતી હતી પણ તેણી જ્યારે મરી ગઇ ત્યારે પોતાની આખી

જીંદગીની કમાણીમાં માત્ર ૬૦૦૦ ડોલરજ બચાવી શકી.

ડાર્ને ગ્રીફીથને ૩૦૦૦ કરતા વધારે ડોલરની અઠવાડીએ આવક છે અને એવીજ રીતે બીજા નટોને અઠવાડીક પગાર મળે છે મીલટન સીલ્સ ૨૦૦૦ ડોલર મીસ ફ્લોરન્સ વીડોર ૨૦૦૦ ડોલરને બેબ ડેનીઅલ ૨૦૦૦ ડોલર મલે છે જેઓ સ્ટાર નટ નટીઓની પંક્તીના ગણાય છે અને તેટલાજ પગારો ઓનમુર, એનટોનીઓ મોરીનો નીટાનાલ્ડીઆ અને અન્ના કયુ નીલસનને મલે છે.

હજુ બીજા કેટલા નટ-નટીઓ જેઓને મોટા પગારો મળે છે તે આ પરથી જણાશે. પોલીન ફ્રેડરીક ૩૫૦૦ થી ૪૦૦૦ ડોલર લીયનલ બેરીમુર ૨૫૦૦ ડોલર મીમરી ૩૦૦૦ ડોલર બેટી હોમસન ૪૦૦૦ ડોલર દર અઠવાડીએ મેળવે છે. બીટી કોંપસન એક નામાંકીત ડાયરેક્ટરની બૈરી છે અને તેણીની બેંકમાં સારી જેવી થાપણ છે. મીસ સેસીલ ડમીલેને ૫૦૦૦૦ ડોલરે એક ફીલ્મમાં કરાર કરેલ છે મીસ મરેટા નીસન જેની શરૂઆત ૭૫ થી થઇ હતી તે આજે ૫૦૦ ડોલર અઠવાડીએ મેળવે છે જે તેણે ફેમસ પ્લેયર્સ સાથે કરાર કરેલ હતો જેવી તેના કરારની મુદત ખલાસ થઇ તેવીજ યુનીવર્સલે તેણીને પોતાની કંપનીમાં ૭૫૦ ડોલરના અઠવાડીક પગારે રાખી છે.

હવે ડાયરેક્ટરોને કેટલું મળે છે તે આપણે જોઇએ. કોઇને ચોક્કસ ખબર નથી કે ડી. ડબલ્યુ ગ્રીફીથને કેટલું મળે છે પણ અંદાજે ખબર પડે છે કે દર પીક્ચર દીઠ તેને ૧૦૦૦૦૦ (એક લાખ) ડોલર મળે છે હેનરી કીંગને પણ દરેક પીક્ચરના એક લાખ ડોલર મળે છે જ્યોર્જ ફીઝ મોરીસને ૭૫૦૦૦ ડોલર, અર્નેસ્ટ લ્યુબીચને ૬૦૦૦૦ ડોલર દર પીક્ચરના મળે છે અને અર્નેસ્ટ લ્યુબીચને વાર્નર બ્રધર્સ લોન પર (અંગઉધાર) ૧૦૦૦૦૦ ડોલર આપવાને રાજી પણ છે. ધરીક વોન સ્ટ્રોહીમ જેને આગળ ૧૫૦૦૦ ડોલર એક પીક્ચરના મળતા હતા તેની કમાણી હવે વધી છે અને હવે તે દર પીક્ચર દીઠ ૫૦૦૦૦ ડોલર મેળવી શકે છે.

અને અઠવાડીક મેળવનારા ડાયરેક્ટરોને પણ સારૂ મળે છે. કીંગ વીડોરને ૨૫૦૦ ડોલર અઠવાડીક મળે છે અને તેણે બીગ પેરેડમાં સરૂં કામ કરેલું છે. જેમ્સ ક્રુઝે 'કવર્ડ વેગન''માં સારૂં કામ કરવાથી તેની કમાણી હમણાં વધીને અઠવાડીયાની ૮૦૦૦ ડોલર સુધીની થઇ છે. સીડની ઓલકોટને ફેમસ પ્લેયર્સ પાસેથી ૩૭૦૦ ડોલર અને ઇન્સ્પાયરેશન પીક્ચરવાળા પાસેથી ૨૫૦૦ ડોલર દર અઠવાડીએ મળે છે. અને રોબર્ટ વીગનોલા મોંટા બેલ અને માલકમ સેંટ કલેઅર એ દરેકને અઠવાડીઆના ૨૫૦૦ ડોલર મલે છે હેરી પોલાર્ડ ૨૦૦૦ ડોલર વીલીયમ સીટર ૧૫૦૦ ડોલર અઠવાડીએ મેળવે છે. અલાન ડવાનને દર પીક્ચરે દીઠ ૬૦૦૦૦ ડોલર મળે છે તે છતાં બોનસ વીગેરે 'બીજું' જુદું મળે છે. ડીમીત્રી બુકોવેટઝકીને પીક્ચર દીઠ ૩૦૦૦૦ ડોલર મળે છે.

એક વર્ષ પહેલા જ્યારે સેસીલ ડમીલે ફેમસ પ્લેયર્સ લાસ્કીમાંથી જુદો પડ્યો ત્યારે આગળ જણાવેલા દશ નટ-નટીઓ જે બાદશાહી કમાણી કરી રહ્યા છે તેની પંક્તીમાંનો એક હતો. હવે ડાયરેક્ટર જનરલને શક છે કે તે પોતાની પોતાના ખરચે ફીલ્મ કું. ઉભી કરશે. જેનો ખરચ ઘણો થતા જાય છે કારણ કે બધું નવું સવું વસાવવાનું છે.

સંપુર્ણ

# "મોજ-મજાહ" નો મુરબ્બો.

એક ગામમાં રેલ્વેનાં એનજીન નીચે આવી એક માણસ મરી ગયો એટલે ફોજદાર સાહેબે તેનાપર જુરી ભરી. જે માણસે તે અકસ્માત પ્રત્યક્ષ જોયો હતો, તેની સાક્ષી જુરી સમક્ષ લેવાની હોવાથી તેને પણ બોલાવવામાં આવ્યો; પરંતુ તે મદ્રાસ તરફનો રહેવાસી હોવાથી તેલગુ સિવાય તે બીજી કોઇ ભાષા જાણતો નહોતો.

ફોજદાર સાહેબે તેને પૂછ્યું. "તમને ગુજરાતી આવડે છે?"

સાક્ષીએ માથું હલાવી કહ્યું:-"ના."

"મરાઠી?"

"ના."

"હિંદી?"

"ના."

"બંગાળી?"

સાક્ષીએ પહેલાના ઉત્તરનીજ પુનરાવૃત્તિ કરી. એટલે ફોજદારે જુરીના ગૃહસ્થોને કહ્યું:-"સભ્યો, જ્યુરીનું કામ આપણાથી આગળ ચલાવી શકારી નહિ. આ ગૃહસ્થને મેં જૂદી જૂદી ચાર ભાષામાં પૂછ્યું; પરંતુ તેને એક પણ ભાષામાં મારું ભાષણ સમજાયું નથી, માટે નિરૂપાય છું!

* * *

પોસ્ટ માસ્તર—આ પત્રનું વજન વધારે છે માટે એક ટીકીટ વધારે લગાવો.

લોભીલાલ—પણ ટીકીટ લગાડતાં વજનવધી જશે તેનું શું!

* * *

"તે બન્ને તમારા મિત્ર હતા, તો તેઓની મારામારી તમે કેમ અટકાવી નહિ?

કેમ અટકાવું! કારણ હું એક વર્તમાનપત્રનો ખબરપત્રી છું.

* * *

દરબાર શેઠાણી—(પરોણાને) જુઓને મારો બાબુ બરાબર તેમના જેવોજ દેખાય છે નહિ?

પરોણો—હા, દેખાય છે ખરો. પણ તે વિષે ખરાબ લગાડવાનું કાંઇ કારણ ભવિષ્યમાં તેના સ્વરૂપ ફેરબદલ થવાનો સંભવ છે.

* * *

શેઠાણી—(ભીખારીને) કેમ રે! તરું લગ્ન થયું છે કે!

ભીખારી—માફ કરો બાઇ સાહેબ! મારે જો સ્ત્રી હોત તો તમારા જેવા અજાણ્યા માણસો પર પેટ ભરવા માટે હું અવલંબીને રહેત કે!

* * *

એક રોગીનો પગ કાપ્યા પછી ડોક્ટરે તેને પૂછ્યું:-"કેમ, શસ્ત્ર પ્રયોગ તમારા મન મુજબ થયો ને!"

રોગી—બરાબર મન મુજબ, પણ થોડી ભુલ થઇ ગઇ!

ડોક્ટર—કેમ? શેની ભુલ થઇ!

રોગી—મારો ડાબો પગ કાપી નાખવો જોઇતો હતો, તેને બદલે તમે જમણો કાપી નાખ્યો!

* * *

લીલા—આજે મારું માથું બહુ દુખે છે.

વસંત—મેં એક સ્થળે વાંચ્યું છે કે, ચાબન લગાવવાથી માથું દુઃખતું મટી જાય છે. એકાદ ન્હાનું ચાબન લાઉ!

લીલા—ના, ના. આટલો બધો ઉગ્રતનો ઉપાય યોજવા જેટલું કાંઇ મારું માથું દુઃખતું નથી!

* * *

"સ્ત્રી એટલે શું!"

"સ્ત્રી એટલે પોકેટ ડાયરી. તેને ખીસામાં રાખવામાં હરકત નથી."

"પડોસણ એટલે શું?"

"ભીંત પરનું કેલેન્ડર! માત્ર તેને આવતાં જતાંજ જોઇ શકાય છે!"

"સુન્દર સ્ત્રી અને ઘડીયાળમાં અંતર શું!"

"ઘડીયાળને પોતાને કાંટા હોય છે અને સુન્દર સ્ત્રી જોતાંજ જોનારને કાંટા ભરાય છે!"

* * *

ઘડીયાળને હાથ લગાડતાંજ તેનો કાંટો બંધ પડી જાય છે. અને સ્ત્રીને સ્પર્શ કરતાંજ શરીર પર કાંટા ઉભા થાય છે!

* * *

"તમે રોજ દુધમાં પાણી નાખો છો!"

"નહિ, આજે મેં પાણીમાં દુધ નાખ્યું છે!"

\+ × ×

શિક્ષક-(તપાસ માટે આવેલા ડેપ્યુટી બહાર ગયા પછી) લલ્લુ, ડેપ્યુટીએ પ્રશ્ન પુછ્યા ત્યારે મુંગો થઇને કેમ ઉભો રહ્યો!

લલ્લુ—સાહેબ, મેં મહાત્મા ગાંધીનું મૌનવ્રત લીધું છે. હું સોમવારે બોલતો નથી!

* * *

હસમુખ-જોષીરાજ! એક કુંડળી લઇ આવ્યો છું.

જોષી-જોવાની છે શું!

હસમુખ-ના, જોવાની નથી-ફેરવવાની છે!

જોષી-શા માટે!

હસમુખ-તે એક બીજવરની છે-તેમને ન્હાના દેખાવું છે!

# " सौन्दर्यसुधाशतकम् "

યાને

## આનંદ લહરી

तव कृते खञ्जनमञ्जुलाक्षी
शिरो मदीयं यदि जातु गच्छतु ॥
दत्तानि पूर्वं जनकात्मजायै
दशाननेनापि दशाननानि ॥ ११ ॥

અર્થ—હે ખંજન પક્ષીના જેવી સુંદર આંખોવાળી સ્ત્રી ! તારા માટે કરી કદાચ મારૂં આ માથું ચાલ્યું જાય તો બહેતર છે કે તે ભલે ધડથી જૂદું થાય. આ સાહસ હું પહેલોજ કરૂં છું એમ નથી. પૂર્વે સીતાજીને માટે રાવણે પણ દશ માથાં આપ્યાં હતાં, ખરેખર સ્ત્રિયાસકત મનુષ્ય શું નથી કરતો ? ॥૧૧॥

रमणीयः स हि पुरुषो रमणी यत्रैव रज्यति विदग्धा ।
श्लोकः स एव सुगमश्रितं सक्तं हि यत्र रसिकस्य ॥ १२ ॥

અર્થ—તેજ પુરૂષ સ્વરૂપવાન જાણવો કે જેના ઉપર ચતુર સુંદર સ્ત્રીયો લુબ્ધ હોય છે, અને શ્લોક પણ એજ ઉત્તમ જાણવો કે જેના ઉપર રસિકોનું ચિત્ત આસકત થાય છે. ॥૧૨॥

शून्यं वासगृहं विलोक्य शयनादुत्थाय किंचिच्छनै
निद्रा व्याजमुपागतस्य सुचिरं निर्वण्य पत्युर्मुखम् ।
विस्रब्धं परिचुम्ब्य जातपुलकामालोक्य गंडस्थलीं
लज्जा नम्रमुखी प्रियेण हंसता बाला चिरं चुंबिता ॥ १३ ॥

રહેવાનું ઘર શૂન્ય જોઇને અજ્ઞાત યૌવના બાળા એકાંતનો લાભ લઇ પલંગપરથી હળવે હળવે ઉઠીને સુવાનો ઢોંગ કરીને સુઇ રહેલા પોતાના સ્વામીના સુંદર મુખારવિન્દને ખૂબ નીરખીને વિશ્વાસથી અત્યંત ચુમીને જુવે છે તો કપોળ પ્રદેશપર રોમાંચ જોયાં અને તે જાગે છે એમ સમજી નીચું મુખ કરી શરમાઇ ગઇ, એ વખતે મનમાં ગોળ ગોળ થતા તેના વાહલા પ્રિય પતિએ ઉભા થઇ ગાઢ આલીંગન પૂર્વક ચુંબન લઇ લીધું. ॥ ૧૩ ॥

तवैष विद्रुमच्छायो मरुमार्ग इवाधरः
करोति कस्यनो बाले पिपासाकुलितं मनः ॥ १४ ॥

અર્થ—હે કુમારિકા ! તારા અધરોષ્ટ મારવાડ દેશના માર્ગ પ્રમાણે વિદ્રુમચ્છાય (એટલે જેના ઉપર ઝાડની છાયા નથી એવા) છે, તેથી તેના યોગે કરી કોને પાન કરવાની ઇચ્છા થતી નથી ? પક્ષે, વિદ્રુમચ્છાય એટલે પરવાળાના જેવી લાલી જેના ઉપર મારી રહી છે એવા જે તારા અધરોષ્ટ છે, ત્યારે તે કોને પાન કરવાને ઉત્કંઠિત કરતા નથી ? અર્થાત્ સર્વે સહૃદય જનને ઉત્સુક કરે છે. ॥ ૧૪ ॥

किमिह बहुभिरुक्तैर्युक्तिशून्यः प्रलापै
र्द्वयमिहं पुरुषाणां सर्वदा सेवनीयम् ॥
अभिनवमदलीलालालस सुंदरीणां
स्तनभरपरिखिन्नं यौवनं वा वनं वा ॥ १५ ॥

અર્થ—યુકિત વગરની ઘણીએ ગરબડ બડબડ કરી તો પણ તેથી કંઇ અર્થ પ્રાપ્ત થતો નથી, તેથી હું નિશ્ચયાત્મક કહું છું, કે આ દુનીયામાં પુરૂષોએ બેનુંજ સેવન કરવું જરૂરનું છે. એક તો અપૂર્વ મદયુકત લીલાએ કરી ઉત્સુક અને સ્તન ભારે કરી નમ્ર એવું સુંદરી એવી તરૂણી સ્ત્રીઓનું યૌવન, અથવા બીજું અરણ્યસેવન.

कृत्वा विग्रहमश्रुपातकलुषं शय्यासनादुत्थिता ।
*क्रोधात्ताऽपि विरुद्ध गर्भभवनाद्वारं रुषा प्रस्थिता ॥*
द्रष्ट्वा चन्द्रमसं प्रभाविरहितं प्रत्यूषवाताहता ।
हा रात्रिस्त्वरिता गतेति पतिता कांता प्रियस्योरसि ॥ १६ ॥

અર્થ—" કોઇ એક સ્ત્રી પોતાના પતિ સાથે વઢી, રડી, રીસાઇ, બળાપા કરી ગુસ્સામાં ને ગુસ્સામાં પલંગ ઉપરથી ઉતરી અને તેવીજ રીસમાં ને રીસમાં રંગ મહેલના બારણા તરફ જવા લાગી, પણ એટલામાં કાંતિ વગરનો થયેલો ચંદ્ર તેની દષ્ટિએ પડયો, અને પ્રભાતના શીતળ વાયુનો તેના શરીરે સ્પર્શ થયો, ત્યારે તો ઉલટી ખેદયુક્ત થઇ, પસ્તાણી અને પોતાની મેળેજ પાછી ફરી, અને રાત્રિ પણ કેટલી વહેલી જતી રહી" એવું કહી પોતાના પ્રાણપ્રિયને આલિંગન કરવા લાગી ! ॥ ૧૬ ॥

सुरतं तदेव सुरतं यत्नाह्लब्धं यदन्यनारीषु ॥
संतत्यै दाररतिः कण्डूशमनाय घोटिकागमनम् ॥ १७ ॥

ભા. ખરૂં રતિક્રીડાનું આનંદ દેનારૂં સુખ તેજ કે જે રતિ સુખ ઘણી મહેનતે અન્ય સ્ત્રીઓમાં મેળવી શકાયું હોય, સ્વસ્ત્રીમાં જે રતિ (ક્રીડા) તે સંતાન પેદા કરવા પુરતી હોય છે, અને હવસ શાન્ત કરવા માટે વેશ્યા ગમન કરવું આમ વિલાસી જનોનું કહેવું છે. ॥ ૧૭ ॥

पंडितास्तु कलत्रेण रमन्ते महिषा इव ॥
पुत्रस्योत्पादने दक्षा अदक्षा मुक्तिसाधने ॥ १८ ॥

ભા. ભાગવતના માહાત્મ્યમાં લખ્યું છે કે, આ કલિયુગમાં પંડિતો ગણાતા આગેવાનો "પાડા પાડીઓ"ની માફક સ્ત્રીઓ સાથે રમણ કરનારા અને છોકરાં પેદા કરવામાં ચતુર થશે. પણ મોક્ષ-મુકિત સાધનમાં ચતુર થશે નહી.

શાસ્ત્રી રેવાશંકર મેઘજી

# સીનેમાના સમાચાર

લખનાર–રા. ચિત્રપટ

નવીન ફિલ્મો.

પંચ મહાભૂત—પાયોનિયર ફિલ્મ કું. લેખક મી. આલવારો ડાયરેક્ટર અને કેમેરામેન મી૦ પાટણકર.

વસ્તુ—સામાજીક સાથે જાદુના અવનવા પ્રયોગો ખાસ દેખાડવામાં આવે છે. વસ્તુને કથા ઠીક છે.

ફોટોગ્રાફી–ઉત્તમ તો કહી શકાયજ નહિ પણ ઠીક. પરંતુ જે જાદુના પ્રયોગો ડા. આલવારો સ્ટેજ ઉપર કરી દેખાડી લોકોને હેરત કરતા હતા તે પ્રયોગો જો મી. પાટણકર એકજ ફિલ્ડ અને શોટમાં કેમેરા રાખી મી. આલવારો જો જાદુઇ અસર કરત તો ઠીક થાત બાકી જાદુની ટ્રીકસો ગમે તેવા જાદુગરને એક સીનેમા કેમેરા પાસું બેસાડે છે એટલે સીનેમા કેમેરાથી જાદુઇ ટ્રીકસો ભલભલા જાદુગરોને પણ ખ્યાલમાં નહિ હોય તેવી કરી શકાય છે. એટલે પોતાના ધંધાવાળા જાદુઇ ટ્રીકસો ફિલ્મમાં દેખાડવી એ ખ્યાલ કેવળ નિર્થક છે. તે ઉપરાંત મી. પાટણકર જેવા જુના કેમેરામેન તદન જુદા ફિલ્ડમાં ક્લોઝઅપમાંજ ટ્રીકસો દેખાડે અને તે પણ આંખનામાં ડબલ એક્સ્પોઝ કરવાને બદલે આખી સ્ક્રીનમાં ઇનને આઉટ કરી બીજન બતાવે તે તો નજ જોઇ શકાય.

અભિનય—મી. આલવારોને પડી ગયેલી ટેવ પ્રમાણે હાથ જાદુ કરતી વખતે જેમ હલવાય તેવી પ્રકારની છે.

કલાબાજ આશક–સૌરાષ્ટ્ર ફિનમેટોગ્રાફ રાજકોટ.

વસ્તુ—આનંદ પર્યવસાયિ વાર્તા છે. આજકાલ સીનેમાની ફિલ્મોનો વિષય બહુધા ઐતિહાસિક, ધાર્મિક, એ અદ્ભુત રચના અને મારફાડનો હોય છે. સામાજીક ચિત્રપટો અને તેમાં પણ હાસ્યરસિક ચિત્રપટો ઘણા જૂજ જોવામાં આવે છે. સૌરાષ્ટ્ર ફિલ્મ કંપનીની આ કોમેડી એ દિશામાં માર્ગ સૂચક થઈ પડશે. આસખત ફિલ્મમાં કેટલાક પ્રસંગો અનેરૂ થવા જેવા છે પરંતુ ઘણા પ્રસંગો હાસ્યોત્પાદક છે અને કલ્પના એકંદરે પ્રશંસનીય છે.

ફોટોગ્રાફી—વખાણવા લાયક માલમ પડી છે. ટ્રીકસીનો મુંબઇની ફજાને ભુલાવે તેવા છે અને કંઈ મગજ વાપરી નવીનતા કરી દેખાડી છે. તે માટે ફોટોગ્રાફરને હમો શાબાશી આપીએ છીએ.

અભિનય—હાસ્યરસની ફિલ્મ હોવાથી હાસ્ય ઉત્પન્ન કરવામાં કેટલેક ઠેકાણે હદ બહારથી અભ્યેતાની ચીકચાસ થતી માલમ પડી છે. બાકી ઠીક.

એકંદરે ફિલ્મ લોકાદરને માન પામેલી માલમ પડી છે.



નવી ખબરો—

કોહીનૂર—સ્થિતિ તેજ છે. મુમતાજ મહાલ ધમધોકાર ચાલુ છે. જ્યારે સાંભળવા પ્રમાણે મીસ ગોહરે રાજીનામું આપ્યું છે અને મીસ સુલોચનાને મુંબઇની હવા નહિ માફક આવવાથી નાશીક જવાર છે. એવી અફવા છે. આશા રખાય કે હિન્દુસ્તાનનો અભિનય સુધરે.

કૃષ્ણ ફિલ્મ કું—દરેક માણસ પાસેથી એગ્રીમેન્ટ કરવાનો રીવાજ આ કંપનીએ ચાલુ કર્યો છે. આ એક નાટકી રીવાજ છે પણ હાલના ખરાબ સંજોગો જોતાં કંપની અને કામદારો બન્નેને માટે સારો છે. સાંભળવા પ્રમાણે કંપનીના દરેક માણસે એગ્રીમેન્ટો ઉપર સહી કરી છે. એકાદ બે કોઇએ નહિ કરી હોય તો તે બનવા યોગ્ય છે.

કંપનીના માલેક મી. માણેકલાલ આ ધંધાને કંઇ નવીન રૂપ આપવાને અને એક આદર્શ સ્ટુડીઓ તથા કંપની કરવાને પ્રયત્નો કરી રહ્યા છે. નટ અને નટીઓ આ લાઇનની કંઇ નવીન ખબરો, રીતીઓ, સમજ મેળવે તે માટે એક લાયબ્રેરી તથા કલબ પણ કંપનીમાં ખોલવામાં આવી છે. હવે મુંબઇની અસ્વચ્છ હવામાં નહિ રહેતાં કંપનીના માણસો અને કંપનીનું કાર્યક્રમ સ્વચ્છ નિરાળા એકાંત જગ્યામાં મુંબઇની મોહજાળથી લાંબે થાય તે જોવા મી. માણેકલાલ મુંબઇના પરામાં એક મહાન સ્ટુડીઓ બાંધવાને માટે સારી સુંદર, ઝાડપાન, નદી નાળા ડુંગર વિગેરેથી ભરપુર એવી કોઇ નિસર્ગ ભરી જગ્યાની શોધમાં છે તેવી ખબર હમોને મળી છે. મી. માણેક-લાલના આ વિચાર અને ખંત માટે હમો તેને ધન્યવાદ આપીએ છીએ અને તેમની ઉમેદ ઇશ્વર પાર પાડે અને ટુંકમાં એ "કૃષ્ણ નગર" જોવા હમો ઇશ્વરની પ્રાર્થના કરીએ છીએ.

શારદા—મદન કળા પૂર્ણ થઇ ગઇ છે. મેજેસ્ટીક સીનેમા તેની જાહેર થયા છતાં તે કૃષ્ણ સીનેમામાં દેખાડવાનું શ્રાવણ માસ માટે પ્રદ્યુમ્ન કુમારની તૈયારી સંભળે છે.

પાયોનિયર—મહાકાળીનું ત્રીશુળ-ના રીહર્સલો ચાલુ છે.

સુદર્શન—દુર્ગેશ નન્દિનીનું કામ ચાલુ છે. જ્યારે તેમાં મીસ જોન્સ, દ્વારકાબાઇ અને સખુ કામ કરી રહ્યાં છે.

રોયલ આર્ટ—કાતરીયું ગેપ લગભગ પુરૂં થયું છે અને "લાખો ફુલાણી" શરૂ થયો છે. પુનાની કોઇ નાટક કમ્પની આ કંપની પાસે પોતાના માણસોથી એક ફિલ્મ પડાવવા માંગે છે. એને માટે મી. અરદેશર ઇરાની-તેના માલિકમાંથી કોઇ થોડા રોજમાં પુને ઉપડી જશે એમ સંભળાય છે.

સરસ્વતી—શ્રાવણ માસમાં દુલારી દષ્ય થશે જ્યારે મી. જોશી પરદેશી સૈયાને પરદેશ મોકલી હાલ ધુંઘટવાળી હાથમાં લેશે એમ સંભળાય છે.

મહારાષ્ટ્ર—મોરલીવાળા પુર બહારમાં મોરલી બજાવી રહ્યા છે. આશા છે કે તેનો નાદ જલદીથી મેજેસ્ટીકમાં સંભળાવશે

* * *

એક ખુલાસો

અમારા તા. ૧૮ મી જુલાઇના અંકમાં તેમજ તા. ૨૫ મી જુલાઇના અંકમાં પ્રસિધ્ધ થયેલા સમાચાર વિષે શ્રી કૃષ્ણ ફિલ્મ કંપનીના માલેક રા. રા. માણેકલાલ બી. પટેલે ખુલાસો લખી મોકલ્યો છે જે અમો ખુશીથી નીચે પ્રકટ કરીએ છીએ.

રા. રા. તંત્રી મહાશય મોજ મજાહ

ખટાઉ મેન્શન ગીરગામ મુંબઇ.

(૧) આપના તા. ૧૮ મી જુલાઇના અંકમાં સીનેમા સમાચારમાં અમારી હું વીશેની ખબરોમાં છેલ્લે—જ્યારે મી. માણેકલાલ નવીન વસ્તુની શોધમાં વીચરતા ફરે છે. 'કોઇ કોઠીતુરના કળાવાન લેખકનો આશરો લે તો બનવા જોગ છે—એમ છપાયલું છે.

(૨) તે ઉપરાંત આપના તા. ૨૫ ના અંકમાં સીનેમા સમાચારમાં હમો જાણીએ છીએ તેમ જંગલની જડીબુટ્ટીના લેખકનાં અક્ષરો કેમ ઉલટા થઇ ગયા તે સમજાતું નથી—તેવું લખાણુ છે.

હવે પ્રથમ બાબદમાં જણાવવાનું જે મ. માણેકલાલ પટેલ નવીન શોધમાં વીચરતા ફરે છે તે તો કુદરતે બનવા જોગ છે. પણ કોઠીતુરના કળાવાન લેખકનો આશરો લે તે બનવા જોગ નથી કૃષ્ણ કંપની અત્યાર સુધી કોઇનો આશરો લેવા શીખી

નથી. આશરાગતીયાઓને આશરો આપવાજ શીખી છે. ભલે બીજાને મન કળાવાન હોય; પરંતુ અમારી કંપની કળાવાનને વગાવવા કરતાં કળાવાન ઉત્પન્ન કરી શકે છે. વધુમાં જ્યાં સુધી અમારી કંપનીના " કૃષ્ણકુમાર " છે ત્યાં સુધી નવા કળાકારો ઉત્પન્ન થતાજ રહેશે માટે તેનો યોગ્ય ખુલાસો તમારા આવતા અંકમાં પ્રગટ કરશો.

બીજા નંબરની બાબતમાં જણાવવાનું જે લેખક મી. વેદવ્યાસ જુદી વ્યક્તી છે ને તેઓ અમદાવાદના વતનીઓ છે કાઠીયાવાડી અને ગુજરાતી પંડીતજીઓ છે. જરૂર પડે તો ઠેકાણું મળી શકશે. માટે તેનો પણ ખુલાસો છાપશો.

માણેકલાલ બી. પટેલ

શ્રી કૃષ્ણ ફીલ્મ કંપની

નોંધ—રા. પટેલ પોતેજ સ્વીકાર કરે છે કે તેઓ નવીન શોધમાં વિચરતા ફરે છે એટલે તે સંબંધે લખવાની કંઇ અગત્ય નથી; વધુમાં રા. પટેલ જણાવે છે કે 'કોહીનુરના કળાવાન લેખકનો આશરો લે તે બનવા જોગ નથી.' તે વાત અમે સ્વીકાર કરીએ છીએ. અમને જાણીને આનંદ થાય છે કે એ રત્નપ્રસુ કંપની કળાવાન ઉત્પન્ન કરી શકે છે, એ ખરેખર કંપનીનાં અહો ભાગ્ય છે કે, "કૃષ્ણ કુમાર" જેવા વિદ્વાન પુરૂષો કંપનીમાં છે કે જેની સહાયથી " નવા કળાકારો ઉત્પન્ન થતાજ રહેશે, એવું આશ્વાસન રા. પટેલ આપે છે. આ આશ્વાસન ભવિષ્યને માટે છે અને ઇશ્વરે ભવિષ્યનું જ્ઞાન આપ્યું નથી એટલે તે પરત્વે કહેવું શક્ય નથી. કંપની જ્યારે સુસંયોગથી કળાવાનોને બહાર લાવશે ત્યારે એ કળાવાનોને જોઇ, સીનેમનો ઉત્કર્ષ અમે ઇચ્છતા હોવાથી અમને આનંદ થશે.

(૨) તા. ૨૫ જુલાઇના અંકમાં છપાયેલ. સમાચાર માટે. જંગલની જડીબુટીના લેખકના અક્ષરો કેમ ઉલટા થઇ ગયા. આ બાબતમાં જણાવવાનું એટલુંજ કે જંગલની જડીબુટીના લેખક મી. રામશંકર દવે છે, અને હમો ભુલતા ન હોઇએ તો તેઓએજ હમારી ઓફીસમાં એક વખત એસીનેજ ખુલાસો કર્યો હતો કે કૃષ્ણ ફિલ્મ કંપનીમાં લેવાયું "બોલતું બુલબુલ" તેઓનીજ વસ્તુ છે અને તેમાં થોડો ફેરફાર રા. "કૃષ્ણકુમારે" કર્યો છે જો કે તેઓએ આપેલું નામ કંઇ બીજુંજ હતું અને આથીજ જ્યારે હમોએ સ્ક્રીન ઉપર લેખકનું નામ વેદવ્યાસ વાંચ્યું ત્યારે હવેને બદલે વેદ થયેલા અક્ષરો ઉલટા થઇ ગયા જોઇ અમોએ ઉપલી શંકા કરી હતી. પાછી અમે તે ખરો લેખક કોઇ કાઠીયાવાડી કે ગુજરાતી પંડીતજીઓ હોય તે અમારે જાણવાની જરૂર નથી.

( ૩ ) રા. પટેલ અંતમાં કેટલીક ચર્ચા સમાચાર વિષે કહે છે. પણ એ ચર્ચા પત્રકારના ધર્મ સાથે વિશેષ સંબંધ રાખે છે. જેથી એ ચર્ચા અસ્થાને છે.

અ. મો. મ.

# "પકડતાં જાળમાં ઉંદર, ફસાયો સર્પ તે અંદર"

મી. લાલજી લટકાળાએ પોતાના હરીફ મી. માવજીને ફસાવવા
પેરવી કરી પણ અંતે પોતેજ ફસી પડયો

સૌરાષ્ટ્ર
લીમીટેડની
પ્હેલ વ્હેલી
કોમેડી ડ્રામા
ધુમ હસાવનાર



ક
લા
બા
જ
આ
શ
ક

લોકોના અસાધારણ ખેંચાણને લીધે બીજું અઠવાડીઉં આ આખી ફીલમમાં હુન્નર મંદી
તથા કલા તેમજ એક્ટીંગ વિગેરે વિદેશી ફીલમનો હરીફાઈમાં હંફાવે તેવાં છે

## સીનેમા મેજેસ્ટીક ગીરગામ

વખત તથા ભાવ હમેશના ચાલુ છે તે

---

આવે છે   આવે છે   આવે છે

યુનાઈટેડ પીકચર્સ સીન્ડીકેટનું નવું ચિત્ર

## દાનો દિવાન યાને તોત્યાંનું બંડ

Reg. No B.

# શારદા ફિલ્મ કુંનું મનમોહક ચિત્રપટ

આવે છે ! તમારા લોકપ્રિય સીનેમામાં તારીખ જુઓ ?

મુખથી સુધાને રાખીને હૃદયે હળાહળ રાખતી,

રમણી નથી એ રાક્ષસી છે ! મદનમાં એની મતી !

પુરૂષ માત્રના મનને માયાની જાળમાં ફસાવી ઉલ્લુ બનાવી નિષ્ઠુર રમત ખેલતી

અવન્તીની રાજકુમારી રંભા !

સ્વર્ગોદ્યાનનુ ચુટાએલુ પુષ્પ ! ભવિષ્યવેત્તાની ભવિષ્યવાણીનુ રહસ્ય શુ ?



# મદન કલા

સર્વાંગ સુંદર નાઝનીનોનાં સામ્રાજ્યમાંથી હદપાર થયેલ દાસી ? પાતળ કુવામાંથી

અજન્ત રીતે તેનો ઉદ્ધાર !

ઊંધા માથાનો માનવી સ્વર્ગની સોહામણી વાડીમા શી રીતે દાખલ થયો ?

પુરૂષ માત્રને ધિક્કારનાર રમણી પુરૂષના કદમોપ- કેમ ઝુકી પડી ?

તેલ ચોળી અગ્નીમાં નાખવા છતાં કેમ ના બળ્યો ?

તેનો દેવ તરીકે શા માટે સ્વીકાર કર્યો ?

ભવાનીને ભૂલાવે તેવી સ્વર્ગની ચમત્કારીક તલવાર શું ! શું ! કામ કરે છે ?

રંભાના રૂપમાં અજાન, કુતગના હાલ ભોગવતા તળીયા ચાટતા રાજકુમારોનો કોણ તારણહાર ?

પિતૃ ભક્તિ, માતૃ ભક્તિ, પતિભક્તિ વગેરે ઉભરાતી ફીલ્મ જોવા ચુકશો નહિ

---

અમારાં ચિત્રપટોની બુકીંગ માટે લખો—મેસર્સ મયાશંકર ઠક્કર એન્ડ કું.

૪૭, એ. એપોલો સ્ટ્રીટ--કોટ મુંબાઇ

આ પત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઇ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમા મોજ-મજાહ પ્રિન્ટીંગ પ્રેસમા છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે

વર્ષ ૩ જું અંક ૧૯ તા. ૯-૯-૨૬
છુટક ૧ આનો બહારગામ ૨ા આનો

વાર્ષિક લવાજમ રૂા. ચાર
બહારગામ રૂા. સવાચાર

# મોજ-મજાહ



મનુષ્ય અને પ્રેમની નાદાની





## હુન્નર કળાના કદરદાનોને ખાસ આમંત્રણ

૧૦ ભાગનું વિલ્યમ ફોક્ષનું ચિત્રપટ

# દરબારે સુલેમાન

પ્રસિદ્ધ નટીકા બેટી બ્લાઇથના કામો

હઝારો વરસની વાત ઉપર દુન્યાની પ્રાચીન ભુમી જેરૂસાલમાં બનેલો એક ખરો બનાવ. દેવીડ સોલોમન અને રાણી શેબાનો કિસ્સો–

૧૨૦૦૦ નટો એ જે ડ્રામમાં ભાગ લીધો હોય તેની મહત્વતાનો ખ્યાલ જોવાથીજ આવી શકે છે. એક અવાજે વખણાયેલું આ ચિત્રપટ છે.



૨૦૦૦૦૦૦ રૂપિઆનો ખર્ચ કંઇ વધારે નથી તમે આ ડ્રામા તમારી નજરે જોશો તો તમને ઉપલા અભિપ્રાય ઉપર આવવા શીવાય છુટકો રહેશે નહિ ત્યારે જુઓ

## એક ન્યાયી રાજકર્તા ! એક ખુબસુરત રાણી ! એક કપટી ભાઈ

સોલોમાનને ન્યાયાસન ઉપર બીરાજી ઇન્સાફ કરતો જોઇ તમને તેમાંથી ઘણું શીખવાનું મળશે. રાણી શેબા ખુબસુરત હોવા ઉપરાંત કેવી બહાદુર છે. તે જોઈ તમે અંજાયા વિના રહેશો નહિ

આવતા શનીવારે ભુલતા નહિ **દાના પહેલવાન** એક નિડર જવાનના અદભુત પ્રાક્રમ

વખત–૫, ૭, ૮–૪૫, ૧૦–૩૦ શની રવિ ૩–૧૫ વાગે ભાવ–રૂ. ૨, ૧, ૦ાા, ૦ાા, ૦।, ≈

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ



આષાઢ વદ ૧૧ ) રવિવાર તારીખ ૮ મી ઓગસ્ટ ૧૯૨૬ ( વર્ષ ૩ જુ. અંક ૧૯

આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે. કોઇ જીવંત વ્યક્તિ પરથી ઉપજાવી કાઢેલાં નથી. અ મો. મ.

# વ્હાલો ભૂરકીમાં !

( ફેશન યુગમાં પ્રવેશતી પ્રૌઢાના ઉદ્‌ગાર )

"વ્હાલો ભૂરકીમાં ! થઇ ગયો રાજીરે !"
ન કરે પ્રતિશ્રુતા કોઇ પ્યારીરે !
"વ્હાલો ભૂરકીમાં ! થઇ ગયો રાજીરે !"

* * *

વિસમી સદીનો ચાલુ જમાનો,
સદ્‌ગુણનો નહિ રાગી;
છલબલઃ છળબલઃ હો ભલે કૂબ્જા,
તોય પુરૂષની ખેંચતી નાડીરે.
વ્હાલો ભૂરકીમાં ! થઇ ગયો રાજીરે !

* * *

અકકડ—ફેકકડ છેલ્લી ઢબમાં,
ફેશન જ્યોત જગાવી;
ઘરઘરે ઝરમર ઝબુકે વિજળી,
તોય વારી જતો એ પાજીરે.
વ્હાલો ભૂરકીમાં ! થઇ ગયો રાજીરે !

"મસ્તાન" કડલાલ.

# જુબેદા

અથવા

## રહસ્યમયી રમણી

( ખંડ બીજો )

### પ્રકરણ ૧ લું.

—•—

હું કેવી રીતે બેહોશ બની ગયો હતો તથા મારૂં જીવન મરણના તારપર કેવી રીતે ઝુલી રહ્યું હતું એ વાત વાંચકોથી અજાણી નથી. શુધ્ધિમાં આવતાં આંખો ઉઘાડી તોપણ હું કાંઇ જોઇ શકયો નહિ. મારી વાક્‌શકિત ગુમ થઇ હતી. માથું ગરમ થયું હતું. હૃદયમાં વેદના થતી હતી.

આવી અર્ધચેતન અવસ્થામાં હું કયાં સુધી હતો એ ચોક્કસ કહી શકતો નથી. એ હાલતમાં કોઇ જાણે કે ઉશિકા પાસે બેસી વેદનાથી વ્યાકુળ બનેલી દૃષ્ટિથી જોઇ રહ્યું હતું એ જુબેદા હતી કે ? જુબેદાની સુન્દર મૂર્તિને, તેની કુસમથી પણ કોમળ દેહલતાને હું મારા મનમાં યાદ કરવા લાગ્યો. જુબેદાના કોમળ કરસ્પર્શને મેં મારા હૃદયપર સ્પષ્ટ અનુભવ્યો. તેના અંગ તેમજ વસ્ત્રના સૌરભે મદિરાની માફક મને વિહ્‌વળ બનાવી દીધો.

તેની સાથે પ્રણય સંભાષણ કરવાની મને ઘણી ઇચ્છા થઈ આવી; પરંતુ હું કાંઇ બોલી શકયો નહિ. આંખો મીચી હું મારી આરાધ્યા દેવી જુબેદાના નામનો ઉચ્ચાર કરવા લાગ્યો; પરંતુ સ્પષ્ટ ઉચ્ચારને બદલે કંઠમાંથી કેવળ અસ્પષ્ટ આર્તનાદ

થવા લાગ્યો, ત્યારે શું હું બોબડો બન્યો હતો? દીનદષ્ટિથી મારા તરફ જોઇ જુબેદાએ કાંઇક કહ્યું; પરંતુ શું કહ્યું એ હું સમજી શક્યો નહિ. મારી શ્રવણ શકિત બધીર થઇ ગઇ હતી કે શું! સઘળું ગયું હતું-કેવળ કષ્ટને સમજવાની શક્તિ કાયમ હતી. મહા મુસિબતે દૃષ્ટિ શકિતને કેંદ્રિભૂત કરી જુબેદાના અંગ તરફ જોતાં મારૂં સર્વાંગ રોમાંચિત થયું. તેનો એક હાથ ખભામાંથી ખરેખર છિન્ન થઇ ગયો હતો. કયા નિષ્ઠુરે કુસુમકલિકા પર આવો વજ્રાઘાત કર્યો હશે! મારા નયનોમાંથી અશ્રુધારા વહી જવા લાગી એ જોઇ જુબેદાએ પોતાનું સુન્દર મુખ નીચું કરી કૃતજ્ઞ ભાવથી મારા મુખ ઉપર ચુંબન કર્યું.

એ ચુંબનના સ્પર્શથી મારા દેહમાં જાણે કે નવજીવનનો સંચાર થયો. તથા મારી સઘળી વેદના અકલ્પનીય ભાવથી ધીમે ધીમે અદૃશ્ય થઇ ગઇ! હવે મારી ખાત્રી થઇ કે એ જુબેદાજ હતી! પરંતુ સુખસ્વપ્નની સ્મૃતિની માફક જુબેદા એકાએક અદૃશ્ય થઇ ગઇ. જાણે કે વસંતના મૃદુ મધુર વાયુની માફક, નમતા પ્રહરના પ્રભાકરના નમ્ર કિરણોની માફક, દુર્ભાગ્યથી અંધકારમય બનેલા ચિત્તમાં ક્ષણિક સુખસ્વપ્નની માફક એ મારી માનસી પ્રતિમા ગુમ થઇ ગઇ! ગુમ થઇ જવું હતું તો શા માટે આવી હતી? મારી વેદનામાં સહાનુભૂતિ દર્શાવવા આવી નિષ્ઠુર હૃદયથી તે નાસી કેમ ગઇ? તેના એ પ્રેમમય ચુંબનની મધુરતા હજી સુધી હું અનુભવતો હતો. એ મોહ નહોતો-સ્વપ્ન નહોતું-ચિત્તનો ભ્રમ નહોતો; પરંતુ સનાતન સત્ય હતું. ધીમે ધીમે મેં આંખો ઉઘાડી.

લાવાકાને જે વખતે મારા પર હુમલો કર્યો હતો, અને હું બેહોશ બની ગયો હતો, એ વખતે દિવસ આથમવા આવ્યો હતો અને હમણાં મધ્યાન્હ કાળ હતો. ત્યારે શું વીશ કલાક સુધી હું બેહોશ હતો? ના-ના. બેહોશ હાલતમાં પસાર થઇ ગયેલા કાળનું માપ હું કેવી રીતે કળી શકું! દેહની દુર્બળતા પરથી ઓછામાં ઓછા બે ત્રણ દિવસ સુધી હું બેશુધ્ધ હાલતમાં રહ્યો હોઉં એમ મને લાગ્યું.

એકાએક હૃદય પર હાથ પડયો. શરીરપરની મિરઝાઇ છિન્ન થયેલી હોઇ નરપિશાચ લાવાકાને કટારનો ઘા કરેલો હોવાથી હૃદયમાં અસહ્ય વેદના થતી હતી. થયેલો ઘા મારા જોવામાં આવ્યો નહિ. કેમકે, કોઇએ ઘણી સાવધાનતાથી ઘા ઉપર પાટો બાંધી દીધો હતો. દયાને વશ થઇ કોઇ દયાળુ દેવતાએ એ કામ કર્યું હોય એમ મને લાગ્યું. પાટાના કપડામાં નજાકત કારીગિરી જોઇ મારી સારવાર કરનાર કોઇ કરૂણામયી રમણી હોય એમ મને લાગ્યું.

કયા સ્થળે લાવાકાને મારા ઉપર હુમલો કર્યો હતો એ હું જાણતો હતો. પરંતુ હમણાં હું એ સ્થળે નહોતો. હમણાંનું સ્થળ પત્થરોથી બંધાયેલું એક લાંબુ મકાન હતું. ચારે તરફ દિવાલ હતી અને ઉપરનો ભાગ ખુલ્લો હોવાથી સૂર્યનો પ્રકાશ એ સ્થળે સંચાર કરતો હતો. એ પ્રકાશમાં મકાન ઘણું પુરાતન જણાયું. કાળની સાથે યુધ્ધ કરી મકાનની પત્થરોથી બનેલી દિવાલ કાળી પડી ગઇ હતી.

હું પત્થરથી બનેલા આસનપર સુતો હતો. તથા મારા દેહને દુઃખ ન થાય એવા વિચારથી મારી રક્ષણકારિણીએ એ પત્થરના આસનપર મુલાયમ બિછાનું બિછાવ્યું હતું, મખમલ અને રેશમના વસ્ત્રોથી બિછાનું બન્યું હતું તથા એ વસ્ત્રો કોઇ કુળવંત કુટુંબની કામિનીનાં પોષાક જેવાં દેખાતાં હતાં. બિછાનાની પાસે ચામડાની નાની થેલીમાં સુપેય જળ તથા તેની નજીક થોડી ખાધ સામગ્રી નજરે પડી. આ અનાથપર આટલી બધી દયા કોણે કરી હશે! કાળના કરાળ મુખમાંથી મારો જીવ બચાવવા આટલું બધું આયોજન કોણે શા માટે કર્યું હશે! હજુ જગતમાંથી દયાનો નાશ થયો નથી તથા જેનો કોઇ આધાર નથી તેનો આધાર શ્રી કીરતાર છે એ સનાતન સત્યની આ પ્રસંગે મને સંપૂર્ણ પ્રતીતિ થઇ.

શરીરની વેદના ઓછી થતાં ધીમે ધીમે હું ઉઠી બેઠો થયો. મારૂં કૌતૂહલ એટલું બધું વધી ગયું હતું કે એ સ્થાન કેવું તેમજ કયાં હતું એ જોવાનો પ્રયત્ન કર્યા સિવાય હું સ્થિર રહી શકયો નહિ. તપાસ કરતાં ચામડાની પાણીની થેલી પાસેથી એક કાગળ મળી આવ્યો. તેમાં અસ્પષ્ટ અરબી અક્ષરોમાં જે હકીકત લખેલી હતી, તે મહા મુસીબતે હું વાંચી શકયો.

"...ખુદાનું પવિત્ર નામ ધન્ય થાવ. હે દરીયાપારના અજાણ્યા મુસાફર તારૂં કલ્યાણ થાવ. તું સંકટો આફતોમાં સપડાયેલો હોવા છતાં દયાળુ ખુદા તને ભૂલી ગયા નથી. તેમણેજ તને મદદ કરવા એક મિત્રને મોકલ્યો છે. એ મિત્ર તારા સુખનો સાથી અને દુઃખનો દોસ્ત છે, એવો તું દૃઢ વિશ્વાસ રાખજે. તારે નિરાશ થવાની જરૂર નથી. દુશ્મનોનાં કપટ કારસ્થાનને હજી પણ તું વયા કરી શકે તેમ છે. અહિં ઘણા અદ્ભુત અને ભેદ ભરેલા ભયંકર દેખાવ જોવામાં આવશે, છતાં તે જોઇ તું ગભરાઇશ નહિ. સંસારમાં જેઓ કઠીન કાર્યને સાધ્ય કરવા ઇચ્છે છે તેઓને જીવ સટોસટની આફતો સાથે સામનો કરવો પડે છે, એ સિધ્ધાંત ભૂલીશ નહિ. જે નરપિશાચો તારો નાશ કરવા વિવિધ છળકપટોની યોજના કરે છે-અતિથીનું અપમાન કરે છે અને નિત્ય નિષ્ઠુરતાનો પરિચય કરાવે છે, તેમનો નાશ અલ્લા અવશ્ય કરશે."

શરીર પુનઃ અવસન્ન બની ગયું. ઉપરોક્ત પત્ર હાથમાંથી પડી ગયો અને વિના વિલંબે હું બેહોશ બની ગયો.

બેહોશ હાલતમાં કેટલો કાળ પસાર થઇ ગયો, તે હું કહી શકતો નથી. શુધ્ધિમાં આવતાં સૂર્યકિરણના પ્રકાશનો એ સ્થળે સંચાર થયેલો જોયો. મારૂં શરીર પણ અંશે સ્વસ્થ થયું હતું. ઉપરોક્ત પત્રને મેં ફરીથી વાંચી જોયો. પછી એ સ્થળે હું કેદી થઇ પડયો છું કે કેમ, એ વિષયની ખાત્રી કરવા થોડું પાણી પી હું ઉઠી ઉભો થયો. મકાનની દીવાલ જોતાં

દૈત્યોની ટોળીએ જમીનના ગર્ભમાં આવેલા પર્વતને ભેદી આ પાષાણપૂરી નિર્માણ કરી હોય, એમ મને લાગ્યું. સર્વત્ર શિતળતા પરિવ્યાપ્ત-થયેલી હોવા છતાં વાયુ અને પ્રકાશનો યોગ્ય બંદોબસ્ત નહોતો-પાષાણપૂરીનું નિર્માણ કાર્ય જોતાં તે એક બીષણ કારાગૃહ હોય, એવો સંદેહ ઉપજ્યો. સૂર્ય પ્રકાશમાં જ્યાં સુધી સામાન્ય અસ્તિત્વ હતું, ત્યાં સુધી હું એ પાતાળપૂરીના ભિન્ન ભિન્ન અંશોમાં ભૂત-પ્રેતની માફક ભમ્યો. પરંતુ એ સ્થાનમાંથી બહાર નીકળવાનો કોઇ પણ માર્ગ મારી નજરે પડયો નહિ. શ્રમની વિશેષતાથી ક્ષુધાનો અનુભવ થયો. રોટી, મેવો વગેરે ખાઇ શિતળ જળથી પ્રાણને પરિતૃપ્ત કરી પાષાણના આસન પર બિછાવેલા બિછાનામાં હું સુઇ ગયો. યથા સમયે ભગવાન પ્રભાકર પશ્ચિમાકાશમાં ઉતરી પડી અદૃશ્ય થયા અને ચારે દિશાએ બીષણ અંધકારનો વિસ્તાર થયો. થોડા વખતમાંજ હું નિદ્રાવશ થઇ ગયો.

બીજે દિવસે પ્રભાતમાં જાગ્યા પછી થોડો નાસ્તો કરી પાતાળપુરીના જે સ્થાનમાં સંચાર થયો નહોતો એ સ્થળે ઉપસ્થિત થતાં ઘણા કાળથી જમા થયેલા માટી તથા ધૂળના ઢગલામાં મારા પગ પડવા લાગ્યા. ફરતો ફરતો હું એક ઓરડામાં ગયો. ઓરડામાં અંધકાર હોઇ છાદમાંના કોઇ છિદ્રમાંથી ક્ષીણ પ્રકાશ પ્રવેશ કરતો હતો. હાથથી તપાસ કરતાં એ ઓરડાની દિવાલ સાથે આવેલું એક નવું દ્વાર જણાયું. એ દ્વારમાંથી આગલા ખંડમાં જતાં મારા પગ સાથે કોઇ વજનદાર વસ્તુ અથડાવાથી શરીરનું સમતોલપણું ગુમાવી હું પડી જવાની તૈયારીમાં હતો, એવામાં મ્હોં-તથા હૃદયને આઘાતથી બચાવી લેવા બન્ને હાથ મેં લંબાવ્યા અને હાથના ટેકાથી હું નીચે પડયો તેથીજ મારૂં કપાળ ફુટયું નહિ, અને હૃદયના ભાગમાં વેદના થઇ નહિ. હાથ નીચે પડતાં તે કોઇ વસ્તુને વળગ્યા હોય એમ લાગ્યું. એ વસ્તુપર હાથ ફેરવી તપાસ કરતાં ભયભીત બની એક અસ્પષ્ટ કારમી ચીચીયારી પાડી બંને હાથ મેં પાછા ખેંચી લીધા. હું સમજી શકયો કે હાડકાના ઢગલા સાથે મારા હસ્તનો સ્પર્શ થયો હતો. એ હાડકાં માનવ જાતિનાં હતાં! ક્ષીણ પ્રકાશમાં હું એ સ્થળે આવેલી સામગ્રીની પરીક્ષા કરવા લાગ્યો. એ ઓરડાની છાદમાંથી તીરની માફક એક સૂર્ય કિરણ પ્રવેશ કરતું હતું. તેના પ્રકાશની સહાયતાથી જે દેખાવ મેં જોયો તેથી-આશ્ચર્ય, ભય, અને વ્યાકુળતાથી હું વિમૂઢ બની ગયો.. ઓરડામાં પત્થરનાં બનેલાં પુષ્કળ આસનો પડયાં હતાં અને તેના ઉપર માનવદેહનાં હાડપીંજરોનો ઢગલો જોવામાં આવતો હતો, મૃદુ અંધકારમાં એ ભયંકર દેખાવના હાડપીંજરો જાણે કે, પ્રેત પિશાચની માફક દૃષ્ટિહીન નેત્રોથી મારા તરફ જોઇ રહ્યા. તેમના વિકટ દાંત મારા દેહનું માંસ ચાવવાને લોલુપ બન્યા હોય એમ લાગ્યું કોઇ હાડપીંજરનો હાથ નહોતો, તો કોઇનો પગ ખરી ગયો હતો, કોઇનું મ્હોં બહાર નીકળી ગયું હતું, તો કોઇનો ડોળો ઉપસી આવ્યો હતો કોઇ કોઇ હાડપીંજરો ઉપર હજી પણ નિસ્તેજ શ્યામ વર્ણ ચર્માધાર દેખાતો હતો. કોઇના અંગપર હજી સુધી સોના રૂપાના અલંકાર કાયમ હતા. પાષાણના એક આસન ઉપર એક સ્ત્રીનું હાડપીંજર હતું. તેના બન્ને શિથિલ-નિસ્તેજ-પાંડુ વર્ણ હાથ ઉપર હજી પણ સુવર્ણ કંકણ પ્રકાશતાં હતાં એ રમણીનો લાંબો કેશ કલાપ વિખરાઇ જઇ આમ તેમ પડયો હતો. તેના કંઠમાં લોખંડી સાંકળ હતી. તથા એ સાંકળને કાળના વહેવા સાથે કાટ ચડી ગયો હતો. થોડા અંતરે બીજી એક રમણીનું હાડપીંજર હતું. જમીન ઉપર અસંખ્ય સાંધ્યાં-તુટયાં હાડકાંઓનો ઢગલો થયેલો હતો. એ બધો દેખાવ જોઇ એ સ્થાન કારાગાર હોવું જોઇએ એમ મને લાગ્યું. જેમને ભૂખ તરસથી રીબાવી મારી નાખવામાં આવતાં હતાં તેમનાં નિર્જીવ શરીરનાં અવશિષ્ટ ચિહ્નો આ સ્થળે રાખવામાં આવતાં હતાં. આવી પાતાળપુરીમાં-આવા ભયંકર બેદી કબ્રસ્તાનમાં હમણાં હું રાત દિવસ પસાર કરતો હતો, એવા વિચારથી મારૂં આખું શરીર પસીનાથી ભીંજાઇ ગયું. જેમ બને તેમ ઝડપથી આ કબ્રસ્તાનનો ત્યાગ કરવા હું અધીર બની ગયો.

દ્વારની શોધ કરતાં કરતાં એક સ્થળે બે થેલા પડેલા મેં જોયા. તેમાંની વસ્તુઓ જોવાની ઇચ્છા નહિ થવાથી દિવાલ પર હાથ ફેરવી હુ દ્વાર શોધવા લાગ્યો. બે કલાક સુધી પરિશ્રમ કરવા છતાં દ્વારનો પત્તો લાગ્યો નહિ. શરીર વેદનાથી અવસન્ન બની ગયું. આત્મરક્ષણની આશા અંતરમાંથી અદૃશ્ય થઇ.

પત્થરના એક ખાલી આસન ઉપર બેસી હવે શું કરવું એ વિષયનો હું વિચાર કરવા લાગ્યો. જેઓ મને અહિં રાખી ગયા હતા, તેમની મને મારી નાખવાની ઇચ્છા હોય તો પછી તેઓ પીવાનાં પાણી, ખોરાક અને મુલાયમ બિછાનાની વ્યવસ્થા શા માટે કરે! આ ભેદ ભરેલા પ્રશ્નનો કાંઇ ઉત્તર મારો અંતરાત્મા આપી શકયો નહિ. આ રહસ્ય ઉકેલવાની મારામાં શક્તિ નહોતી. વળી બંધુભાવ દર્શાવનાર પેલો પત્ર લખનાર કોણ હશે! તેની સાથે મુલાકાત થવાનો કાંઇ સંભવ હશે કે કેમ? એ સમજમાં નહિ આવવાથી હું નિરાશાના સમુદ્રમા ડૂબી ગયો.

સંધ્યાકાળ થઇ ગયો અને શરીરની દુર્બળતાથી હું પત્થરના આસન પર મારા ભાગ્યની ભયંકરતા કિંવા કિસ્મતની ક્રૂરતાના વિચારો કરતો કરતો ઉંઘી ગયો.

બીજે દિવસે એ સ્થળે પ્રકાશનો પ્રવેશ થતાં ઉઠી બેઠા થઇ અવશિષ્ટ રહેલા થોડા ખોરાકમાંથી નાસ્તો કરી લઇ આગલે દિવસે જે બે થેલા મારા જોવામાં આવ્યા હતા, તેમાંનો એક નજીક ખેંચી લાવી તેમાંની વસ્તુઓ જોવાની તૈયારી કરી. એ થેલામાંની સઘળી વસ્તુઓ કીમતી અને યૂરોપિય હોવાથી મારૂં કૌતુક વધી ગયું. એમાં બે ઘડીયાળો હોઇ તેમાં બનાવનાર તરીકે લંડનની એક વિખ્યાત વોચમેકર કંપનીનું નામ હતું. કેટલીક ઇંગ્લીશ પિસ્તોલો હતી અને એક ઉત્તમ "મનીબેગ" હતી. હતભાગ્ય મુસાફરને લૂંટી એ વસ્તુઓ મેળવવામાં આવી હોવી જોઇએ એમ મને લાગ્યું.

બીજા થેલાને પણ પાસે ખેંચી લાવી તેમાંની ચીજોનો નીચે જમીન પર ઢગલો કર્યો. પછી એ થેલામાં હાથ નાખતાં ડબી જેવી કોઇ વસ્તુનો સ્પર્શ થતાં મેં તે બહાર ખેંચી કહાડી.

જે કાંઇ મારા જોવામાં આવ્યું, તેથી મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હું મારી દ્દષ્ટિ શકિત પર વિશ્વાસ મૂકી શકયો-નહિ; પરંતુ પાઠક ! એ સ્વપ્ન નહોતું-ચિત્તનો વિકાર નહોતો પણ સત્યનો સાક્ષાત્કાર હતો. એ પેન્ની લોહચન્દ્રની ચામડાની ડબી હતી. કંપતા હાથે મેં ડબી ખોલી જોઇ તો તેમાં હું લોહચન્દ્રનું દર્શન કરી શકયો. મારા આનંદનો પાર રહ્યો નહિ.હર્ષથી મારૂં હ્રદય ફુલી ઉઠયું. આજે મારા સકળ પ્રયત્ન અને સકળ કષ્ટની સાર્થકતા થઇ જે ભવિષ્યમાં કદાપિ પ્રાપ્ત થવાની સંભવના નહોતી, તે વસ્તુ અનાયાસે-દૈવયોગે આજે મને પ્રાપ્ત થઇ. હું મારો સકળ દુર્ભાગ્યને ભૂલી ગયો.

( અપૂર્ણ. )

---






લખનાર-શા. ગુપ્તદૂત

પાંચ વાગ્યા હતા અને હું સફાળી જાગી ઉઠી કારણ કે દુધવાળા ભૈયાએ મ્હારી નિદ્રાનો ભંગ કર્યો હતો. ખરૂં કહું તો મ્હને નિદ્રા આવીજ નહોતી; કારણ એક બાજુએ દમના દર્દથી રીબાતો સાઠ વર્ષની ઉમરે પહોંચેલો શરીરે શુકાયેલો સોહીથી તપાએલો મ્હારો કહેવાતો વર સુતો હતો અને બીજી બાજુએ જુવાનીના પુર બ્હારમાં આવેલી રંગેઅંગે રાતીમાતી થયેલી હું સુઇ રહી હતી. માબાપ લોભનો શીકાર થઇ પડી શેર બજારમાં, રૂ બજારમાં અને ચાંદી બજારમાં વખણાતા વિઠ્ઠલદાસ શેઠની હું વધુ બની હતી.

ભુલેશ્વર મારકીટ સ્હામે આવેલી ફૂલવાડીમાં અમારૂં મકાન હતું તથા પતિ વૃધ્ધ હોવા છતાં લક્ષ્મીની કૃપા હોવાથી અને આગલી સ્ત્રીઓ વગર સંતાને ગુજરી ગયેલી હોવાથી મ્હારા વૃધ્ધ પતિનું હું એક વ્હાલું રમકડું હતી. મ્હારી બધી હોંશો તે પુરતા અને બાપ દિકરીને જેમ રમાડે તેમ આંખમાં આંસુ લાવીને કહેતા કે, "મ્હારી ભૂલ ભૂલી જા. જોને આ બુઢાપામાં મ્હારી સેવા ચાકરી ત્હારા વિના બીજું કોણ કરવાનું છે ?' આ પૈસો ત્હારે માટે છે. અરેરે મ્હને બહુ લાગી આવે છે. જો આપણને એક દીકરો હોત તો કેવું સારૂં ? ગાંડી, મ્હારા મરણ પછી ત્હારૂં શું થશે એ વિચાર આવતાં હું ઘણો દુઃખી થાઉં છું."

આ શબ્દો સાંભળી મ્હારૂં હૃદય હાહાકાર કરી બોલી ઉઠતું હતું કે, 'ઓ ઘરડા ઘુવડ ! મ્હને પરણવાનો તને શો અધિકાર હતો ? જીંદગીથી બાતલ થયેલા, પુરૂષાતનથી પતી ગયેલા પામર પુરૂષ ! ત્હને મ્હારા જેવી જોબનને ઝુલે ઝુલનારી સંસારમાં સ્નેહ સુખ મેળવવા ઇચ્છતી એક અણુવિકસી કુસુમ કળીનો હાથ પકડવાનો શો અધિકાર હતો ?'

પરંતુ હીંદુ ધર્મ અને લજ્જાએ મ્હને નીચું જોવડાવ્યું, હું મનુસ્મૃતિ ભણી નહોતી, મ્હેં વેદ વાંચ્યા નહોતા; પરંતુ મ્હારા હૃદયમાં અને મનમાં આજકાલમાં જોવામાં આવેલાં પૌરાણિક નાટકોનો ખ્યાલ ભમતો હતો. પતિ વૃધ્ધ હોવા છતાં મ્હને સીનેમામાં જવાની (ઘાટી સાથે) છુટ હતી, નાટક જોવાની રજા હતી.

પતિના પ્રશ્નના ઉત્તરમાં હું શું કહું !

હું ઉત્તરમાં કહેતી કે "પ્રભુને જે ગમ્યું તે ખરૂં; અફસોસ કરવો નકામો છે; પરંતુ મ્હારા નાથ, તમારી આંખ મીંચાઇ ગયા પછી મ્હારી શી દશા થશે તેનો કાંઇ વિચાર કર્યો છે ?"

"ગાંડી ગભરાઈશ નહિ; પથરા ત્હારા નામ ઉપર ચઢાવ્યા અને કેલીકોના હજાર શેર આજેજ ત્હારા નામ ઉપર ખરીદ કર્યાં છે. પણ મ્હને ધારતી રહે છે કે, ત્હારા હાથમાં બહુ પૈસા હોય અને મ્હારો આ ઘરડો દેહ કદાચ પડી જાય તો—"

વાંચનાર! જેણે મ્હારા સ્ત્રી જીવનનો નાશ કરી નાખ્યો તેને હું ઉતરું તેમાં ખોટું શું હતું?

એ બુઢ્ઢાએ મ્હારા જીવનનો નાશ કર્યો તો પછી હું બદલો કેમ ન લઉં? સ્ત્રી જાતનો ક્રોધ કેવો ભયંકર હોય છે?

અનુરાગ જયારે નારનો વિકારમાં પલટાય છે,
નારી નહિ એ નાગિણી બસ દંશ દેવા ન્હાય છે;
છે. કોમળાંગી જાત પણ પળમાંહી પલટી જાય છે,
કુળા હૃદયથી ના કદિ ઝાઝા સહન ઘા થાય છે.

સંસારમાં સુખ ન મળ્યું અને મંદિરના પુરોહિતે સનમ સરકારના ઉપર ગેબી નજરનો ગોળો બહાર કર્યો. ગરીબ બીચારી અબળા સંસાર ભુલી, ધર્મ ભુલી, એ કૃષ્ણભકત પુરોહિતની પ્રેમઘેલી બની. મ્હારા પ્યારનો સ્વીકાર એ કરશે? મ્હારા હૃદયમાં સળગી રહેલા કામાગ્નિના દાવાનળને એ સ્નેહસુધાન અમૃત સ્પર્શથી શાન્ત કરશે? ગમે તેમ હો, છેવટ કાંઇ નહિ બને તો આ ભુજબળમાં એને બાંધી મ્હારી ભાગ્યપરીક્ષા હું અજમાવીશ.

મંદિરમાં બિરાજતી પુરોહિતની મનમોહન મૂર્તિને મ્હેં જ્યારથી જોઇ છે ત્યારથી હું સમજી શકતી નથી કે કોણ જાણે હૃદયમાં શુંનું શુંય થાય છે. કથા કહેતી વખતે એની વાકયછટા જોઇ તે કોઇ મહાન કવિ અગર લોકપ્રિય વકતા થવા સરજાયો હોય એમ લાગે છે. એની આંખના ઇશારા અને એનાં ભવાંની કમાનો જાણે મ્હારા હૃદયમાં આરપાર ઉતરી જતી હતી અને એના મુખે જ્યારે કૃષ્ણની રાસલીલાના રહસ્યનું સ્પષ્ટિકરણ થતું હતું ત્યારે મ્હારૂં હૃદય તનમનાટ કરતું હતું. પાઠક! મ્હારા જેવી સેંકડો, હજારો મુંબાઇની શેઠાણીઓ મંદિરમાં આવતી હતી. તેમને મ્હારા જેવું થતું હતું કે કેમ તે હું કહી શકતી નથી; છતાં મ્હારા મનમાં એવા વિચાર આવતા હતા કે, ઘરડા ઘુવડ જેવા અને પૈસાના પુજારી જેવા એક નાલાયક, નિર્વીય પતિ કરતાં મ્હને પુરોહિત જેવો કોઇ રસીયો રસવિહારી પતિ મળ્યો હોત તો કેવું સારૂં થાત?! પરંતુ અફસોસ કે બુઢ્ઢાના થરથરતા હાથને પકડતી વખતે મ્હારા દિલનાં અને દેહનાં અવસાન થઇ ગયાં હતાં. એ વખતે મ્હારામાં જો બુધ્ધિનો સંચાર થયો હોત તો માબાપના લોભનો શિકાર થવા કરતાં બંડખોર બની મ્હેં મ્હારૂં ધાર્યું કર્યું હોત; પરંતુ એ વખતે હું ખીલતી કુસુમ કલી હતી, આ માયાવી સંસારના છળકપટ અને પ્રપંચના ભેદોથી અપરિચિત હતી, એમ કહું કે હું એક રાંકડી ગાય હતી તો પણ ખોટું નથી.

વાંચનારાઓ, વિચારનારાઓ, અને સુધરેલા સભ્ય સમાજમાં શિષ્ટ ગણાનારાઓ મ્હને પપિણી કહેશે; પરવાહ નથી, એક માત્ર જીવનદાતા પ્રભુ અને બીજાં માબાપ એ બેમાંથી એકે જન્મ આપ્યો અને બીજાં કસાઇ બન્યાં તો કોનો વાંક? ગાંજે બકરી પાળી ઉછેરી અને કાલે પૈસાના લોભ ખાતર વાંદરાના કસાઇખાનામાં વેચી તો તેમાં કોનો વાંક? દિકરીનો જન્મ થતાંની સાથે ખીરસામાં જાણે કે હુંડી આવી હોય એવું સમજનાર માબાપનો વાંક કોણ જુએ છે? ધર્મમાર્ગે ચાલવાથી કલ્યાણ થાય છે અને અધર્મથી વિનાશ થાય છે એવું શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યુ છે છતાં ધર્મ અને અધર્મ ભુલી સ્વાર્થ પર ઝઝુમતાં સગાં સંબંધી સ્વાર્થને જુએ તો કોનો વાંક?

માનવ શરીર ઉત્પન્ન કરવાની સાથેજ પ્રભુએ તેને ઇંદ્રિયો પણ આપી છે અને યોગ્ય વસ્તુ યોગ્ય સાધન મેળવવા સ્વાભાવિક રીતેજ તલપે છે એ કોણ નથી જાણતું? દેવાધિદેવ ઇંદ્ર અહલ્યા ઉપર આશક પડયા એમાં કોનો વાંક?

મ્હને તો લાગે છે કે કોઇનો વાંક નહિ; વિધાતાનો નહિ અને માનવનો પણ નહિ. જો કદાચ વાંક હોય તો ઇશ્વરે ઉત્પન્ન કરેલા માનવ ચિત્તનોજ છે. હું પણ સ્વર્ગની સતી કે કલ્પનાની પુતળી નહોતી કે મ્હારામાં સ્વાભાવિક વિકારો ઉત્પન્ન ન થાય.

લૈયો આવ્યો એટલે ઘાટી પાસે દૂધ લેવડાવી અડધો શેર દૂધ પી કહેવાતા ધણીને સુતો રાખી હું કેવળ પુરોહિતનું દર્શન કરવાની લાલસાથી મંદિર તરફ ગઇ.

કલાકેક સુધી કૃષ્ણકથાનું પ્રવચન ચાલ્યું. પ્રસાદ અપાયો અને ધીમે ધીમે એકઠું થયેલું મહિલામંડળ વેરાવા લાગ્યું. પ્રસાદ લેતી વખતે પુરોહિતના હાથને સફાઇથી દબાવેલો હોવાથી તે વચ્ચે વચ્ચે મ્હારા તરફ જોતો હતો. હું પણ એકાંત શોધતી એક બાજુએ બેસી રહી હતી.

પા કલાકમાં બધાં માણસો ચાલ્યાં ગયાં એટલે હું શર્માતી શર્માતી પૂજારી નજીક ગઇ અને નીચું જોઇ બોલી, "પ્રભુ આપનાં દર્શનથી અને આપની અમૃતવાણીના શ્રવણથી મ્હારી સ્ત્રી જાતની સાર્થકતા થઇ છે."

પુરોહિતે મ્હારા માથા પર હાથ મૂકી કહ્યું, અખંડ સૌભાગ્યવતી થા. ગુરૂસેવા એજ પ્રભુસેવા છે માટે તન મન અને ધનથી ગુરૂની સેવા કરી આ ભવસાગરને તરી જા."

"પણ આપની કૃપા વિના એ કેમ બને?"

"ઇચ્છા હોય તો કાંઇ અશકય નથી."

"એટલે? પ્રભુ સમજાવશો! હું આ તનમન અને જીવન સ્વામીને સમર્પણ કરવા ઇચ્છું છું."

આ તન મન ને, જીવન હું, શરણે સોંપુ નાથ,
હેત ધરીને નાથજી, ઝાલો મ્હારો હાથ;
ગુરૂ માન્યા મ્હેં મન થકી તેમજ મ્હારા દેવ,
આ ભવને પરભવ મહીં ઇચ્છું હું તમ સેવ.

પ્રભુ! આથી વિશેષ હું શું કહૃ? આપના ચિત્તની પ્રસન્નતાને માટે હું મ્હારો આ તુચ્છ પ્રાણ પાથરવાને તૈયાર છું."

"તમારી ગુરૂભક્તિથી હું અત્યંત પ્રસન્ન થયો છું; પરમ પુરૂષોત્તમ શ્રી કૃષ્ણના પ્રેમપ્રભાવથી જ તમારા હૃદયમાં ધર્મભાવનાનો ઉદય થયો છે. હે કૃષ્ણ! હે કૃષ્ણ! નારાયણ! નારાયણ! તમને સદ્‌બોધ આપી આ ભવસાગરના ફેરામાંથી ઉગારવાં એજ અમારા સાધુજીવનનો સાચો મંત્ર છે. શ્રી કૃષ્ણની કૃપા થકી અને ગુરૂની આશીષથી તમારા નારીદેહનું કલ્યાણ થઈ જશે. આવો, આજે હું આરામ લેવાને બદલે મ્હારા વિશ્રામગૃહમાં તમોને બે ઘડી મ્હારા એ નટવરશ્યામના ગુણગાન સંભળાવું. સંસાર જુઠો છે, માયા જુઠી છે; કેવળ મ્હારો શ્રીકૃષ્ણ કનૈયોજ સાચો છે."

આમ કહી એ કલાબાજ બાવાએ મ્હારા તરફ એક એવી આંખ મારી કે હું પાણી પાણીજ થઈ ગઈ. પણ અફસોસ, આજે એ વખતને યાદ કરતાં કાળજું કંપી જાય છે. જીવનમાં કરેલી એ એક જ ભૂલ માટે પશ્ચાત્તાપની આગથી હૃદય સળગી જાય છે. માણસ જુવાનીમાં વિચાર નહિ કરતાં દિવાનું બની જયારે ભૂલનો ભોગ થાય છે ત્યારે કોનો વાંક એમ પોતાને પૂછે છે અને તે નથી સુઝતો ત્યારે સાચો સંન્યાસ લેવા નીકળે તેમ મ્હારૂં રાંડયા પછીનું ડહાપણ શું કામનું ?

હું એમની સાથે એકાન્ત વિશ્રામગૃહમાં ગઈ. એ વિશ્રામગૃહ નહિ પણ બુલબુલે પરસ્તાન હતું, ઇંદ્રનું નંદનકાનન હતું. આરામ અને વિલાસનાં સઘળાં સાધનો ત્યાં મોજુદ હતાં. બારી બારણાં ઉપર ઇંગ્લીશ કટના સુંદર લાલ મખમલના ફેન્સી પડદાં ઝુલી રહ્યા હતા. વિશ્રામગૃહના મધ્ય ભાગમાં પડેલા એક ટેબલ ઉપર ચંપો, ચમેલી, ગુલાબ મોગરો, બોરસલ્લી વગેરે ભિન્ન ભિન્ન પ્રકારનાં પુષ્પોના ગુચ્છ એક ચાંદીના વાસણમાં પડેલા હતા. સ્હામે એક કબાટ હતું અને તેનાં કાચનાં બારણાંમાંથી પુસ્તકોનાં સોનેરી અક્ષરોમાં પ્રકાશતાં નામ ધાર્મિક પૌરાણિક સાહિત્યનો પરિચય કરાવતાં હતાં. કૃષ્ણલીલામૃત, શ્રીમદ્ ભાગવત, ગોપિકાખ્યાન, રાસમહિમા વગેરે પુસ્તકોનાં નામ સાફ દેખાઈ આવતાં હતાં અને બીજી તરફ ચાંદીના ઝુલા ઉપર બીછાવેલી ગાદી ઉપર રતિશાસ્ત્ર, નપુંસકાનંદમંદાર, અનંગરંગ વગેરે પુસ્તકો પડયાં હતાં. અમે અંદર ગયાં એટલે પુરોહિત મહારાજે એક આરામ ખુરસી ઉપર બેસી મ્હને કહ્યું "ઝુલે બેસો."

જોઈ મનોહર રૂપ ને દિલ આ દિવાનું થઈ ગયું,
પરીજાદી ઓ પ્યારી તમે કાંઈ અજબ કામણ છે કર્યું.
ભક્તિતણાં છે નામ ને ધર્મો તણાં ધતીંગ છે;
કૃષ્ણનો વ્યવસાય ને લવ ઇઝ એવરીથીંગ છે.

આમ કહી પુરોહિત મહારાજે પોતાના ભુજબંધમાં થોડા સમય સુધી દબાવી રાખી. અમારા ઉભયના અધરોષ્ઠનું સંમિલન થયું તથા બન્ને જણાંના શરીરમાં વિજળીનો સં[ચાર] થયો હોય એવી અમારી સ્થિતિ થઈ ગઈ. મ્હારા માથા ઉપરનું વસ્ત્ર સરકી ગયું તથા મ્હારા કંઠમાંની મોતીની માળા જોઈ પુરોહિત મહારાજે કહ્યું, "સુંદરિ! ગુરૂદક્ષિણા આપ્યા સિવાય શિષ્યાની સ્વામીભક્તિ સફળ થતી નથી. તમારા કંઠની માળા એટલી બધી સુંદર છે કે, તે શ્રી કૃષ્ણના કંઠમાં જ શોભે તેમ છે."

હું દિવાની બની હતી. હાથનું રમકડું બનેલા વૃધ્ધ પતિને કોઈ પણ રીતે સમજાવી લેવાશે એમ વિચારી મ્હેં મોતીની માળા કંઠમાંથી કાઢી પુરોહિતને આપી દીધી. એ વખતે જો મ્હને એવી ખબર પડી હોત કે, પુરોહિત મ્હારા પ્યારનો નહિ પૈસાનો પૂજારી છે તો હું તેના સંસર્ગમાં આવત નહિ; પરંતુ લલાટના લેખને કોણ મિથ્યા કરી શકે !

બે કલાક સુધી અમે એકાંતમાં રહ્યાં. પછી હું ઘેર ચાલી ગઈ. પછી દરરોજ હું મંદિરમાં જઈ ચોક્કસ સમય સુધી રોકાવા લાગી, અને મ્હારો પુરોહિત સાથેનો ગુપ્ત સંબંધ દિનપ્રતિદિન દૃઢ થવા લાગ્યો. પુરોહિતને પ્રસન્ન રાખવા હું તેઓ માગે તે ચીજ તેમને આપતી હતી.

મ્હારી અને પુરોહિતની વચ્ચે ધીમે ધીમે પ્રેમપત્રોનો વ્યવહાર પણ ચાલૂ થયો. એ પત્રો ચોક્કસ માણસ મારફત બંદોબસ્ત થયેલો હોવાથી તેમાંનો ભેદ ફુટવા સંભવ નહોતો.

કોઈ પણ પાપ વધુ સમય સુધી ગુપ્ત રહેતું નથી એવું જે કહેવામાં આવે છે તે કાંઈ ખોટું નથી. એક દિવસે સ્હાંજે હું જયારે બ્હારથી ઘેર પાછી ફરી ત્યારે મ્હેં મ્હારા ઘરડા પતિને ઘણા ગુસ્સામાં મ્હારા શયનગૃહમાં બેસી રહેલા જોયા. તેમનો ભાવ જોતાં કાંઈ નવાજુની થઈ હોઈ એમ હું ચોક્કસ સમજી શકી.

"છેવટે આવો ધંધો સુઝયો ને !" પતિ ધુરકી ઉઠયા.

હું ચુપ રહી. પતિએ ભાષણ આગળ ચલાવતાં કહ્યું, "હું નહોતો ધારતો કે તું આવી રીતે કુલટા નીવડીશ. હવે ત્હારી ભક્તિનો ઢોંગ ચાલવાનો નથી. આજે હું ત્હારા અસલ સ્વરૂપને સમજી શકયો છું. ત્હારા જેવી જુવાન સ્ત્રીઓ પોતાને મળેલી કેળવણીનો ઉપયોગ પ્રેમપત્રો લખવામાં કરે છે એમ જે માનવામાં આવે છે તે કાંઈ ખોટું નથી. આજ સુધીમાં ત્હારે હાથે કેટલી રકમના દાગીના ગૂમ થઈ ગયા છે તેનો તને ખ્યાલ છે! એ બધા દાગીના કોની પાસે ગયા છે તે પણ હું હવે વિચારી શકું છું. બોલ, તું શો જવાબ આપે છે?"

"પણ મ્હારો શો વાંક જોવામાં આવ્યો છે કે, આમ

છેડાઇ ગયા છો?" મ્હેં કહ્યું.

"ત્હારો તો કાંઇ વાંક નથી; વાંક મ્હારા કિસ્મતનો છે."

"એટલે?"

"હું ત્હારી સાથે વિવાદ કરવા ઇચ્છતો નથી. ત્હારૂં પાપ હું જાણી શક્યો છું. ત્હેં પેલા લંપટ પુજારીને લખેલા પત્રોના ઉત્તરો ત્હારી પેટીમાંથી મ્હારા વાંચવામાં આવ્યા છે. હવે હું ત્હારી-માયાથી છેતરાવાનો નથી. મ્હારી મિલકતમાંથી તને એક પાઇ પણ મળવાની નથી. મ્હેં ત્હારા બાપને તાર કરી બોલાવ્યો છે તે આવશે એટલે તેને બધી હકીકત કહી તને હમ્મેશાને માટે મ્હારા ઘરમાંથી હાંકી કાઢીશ આજથી તું મ્હારી સ્ત્રી નથી અને હું ત્હારો ધણી નથી."

હું સમય સમજી ઘણું કરગરી; મ્હેં મ્હારી ભૂલની માફી માગી, અશ્રુજળથી પતિના પગ ભીંજાવી દીધા; પરંતુ તેમનું હૃદય જરાય પીગળ્યું. એ રાત્રે અમે ધણીધણીઆણી એક બીજા સાથે કાંઇ બોલ્યાં ચાલ્યાં નહિ. મ્હને ખાવાનો ભાવ પણ પુછવામાં આવ્યો નહિ, ભુખી તરસી હું જમીન ઉપર આખી રાત પડી રહી.

બીજે દિવસે મ્હારા પિતા આવી પહોંચ્યા. સઘળી વાત તેમના જાણવામાં આવતાં તેમણે મ્હારો ઘણો તિરસ્કાર કર્યો પરંતુ મ્હારા પિતામાં વ્યાવહારિક બુદ્ધિની વિશેષતા હોવાથી તેમણે એજ દિવસે રસોઇઆને મ્હારી મદદથી ફોડ્યો. તેને બે હજાર રૂપિયાની લાલચ આપી તેની મારફત મ્હારા ધણીને એજ રાત્રે રસોઇમાં ઝેર આપવામાં આવ્યું.

સવારે છ વાગ્યે મ્હારા ધણીએ દેહ ત્યાગ્યો.

મ્હારા ધણીના પીતરાઇ ભાઇનો એક દીકરો પણ બીમારીની ખબર અમે મોકલેલી હોવાથી આવ્યો હતો. કાકાના મરણ માટે તેના મનમાં સંદેહ ઉપજ્યો હતો તેથી તેણે પોલિસને ખબર આપ્યા સિવાય મૃતદેહનો સત્કાર કરવા દેવાની સાફ ના પાડી.

પોલિસે આની ખાત્રી કરવા માટે ડોકટરી તપાસ કરાવી. એ તપાસમાં સંદેહનું કારણ જણાવાથી મરનારની હોજરી ચીરી તપાસ માટે મોકલવામાં આવી. તપાસને અંતે ઝેર અપાયાની વાત ફૂટી. મ્હને તથા મ્હારા પિતાને પોલિસે ખૂન કરવાના ગુન્હા બદલ ગિરફતાર કર્યાં.

સેસન્સ કોર્ટમાં કેસ ચાલ્યો, તથા અમારા ઉપર ગુન્હો સાબિત થવાથી ન્યાયાધીશે મ્હને આ જન્મ કેદની તથા મ્હારા પિતાને ફાંસીની સજા કરી. છેવટે મ્હારે મ્હારા પાપનું ફળ ભોગવવું પડ્યું. મ્હારા પતિની સઘળી મિલકત તેમના ભત્રિજાને વારસામાં મળી. (સંપૂર્ણ.)

---



# આના મે વૉંગ

(થીફ ઑફ બગદાદ નામની પ્રખ્યાત ફિલ્મમાં મુખ્ય પરિચારિકાનું કામ કરનાર મિસ આના મે વૉંગની જીવનકથા.)

જે વખતે ડગલાસ ફેરબેંકનું 'થીફ ઑફ બગદાદ' નામક પ્રોડકશન તૈયાર થતું હતું તે વખતે તેમાં અગ્રેસર ગણાતી જ્યુલેન જ્હોન્સ્ટન સાથે મ્હને પ્રસંગ પડવાથી હું ત્યાં હતો. અમે બંને ડ્રેસીંગ-રૂમમાં વાતો કરતાં હતાં, તેટલામાં 'જુઓ જ્યુલેન!' કહી એક સૌંદર્યવતી યુવતિ અંદર આવી. ત્હેનું નામ આના મે વૉંગ હતું.

ત્હેનું સાધારણ ઉંચું શરીર, નાજુક બાંધો ચપટું નાક તેમજ અતુલ સૌંદર્ય જોઇ હું મંત્રમુગ્ધ બન્યો હતો.

'જ્યુલેન? જુઓ આ કોટ, મ્હેં સેલમાંથી લીધો છે.' એમ બોલી, 'પ્રભુ જાણે મ્હને તે ગમશે નહિ? પણ ભલા તમને ગમે છે?' કહી ઉંચી ઉમદા પોષાકમાં શોભતી અપ્સરાની માફક ધીમેથી પાછું જોયું. તે સ્વર્ગમાંથી શાપભ્રષ્ટા સુંદરી પૃથ્વીપર ઉતરે તેમ તે શોભવા લાગી. પોતાને આ કોટ બહુજ પસંદ છે એમ જ્યુલેને કહ્યું અને તે પણ બગદાદ જવા પહેલાં કરેલી આ ખરીદીથી સંતોષ પામી અને ચાલી ગઇ.

જ્યુલેન હસી. 'તે પૂર્વદેશીય સૌંદર્યે તમને અજાયબીમાં ગરકાવ કર્યા ખરું કે નહિ?' તે બોલી.

'શું તે એશીઆનું રત્ન છે?' મ્હેં પુછ્યું.

"હા એટલુંજ નહિ પણ તે ચાઇનીઝ અબળા છે.' જ્યુલેને કહ્યું.

'શું ચાઇનીઝ? તેના દેખાવપરથી ચાઇનીઝ હોય તેમ જણાતું નથી.' મ્હેં કહ્યું.

"સત્ય છે. પરંતુ જો તમે તેની સાથે ફક્ત પાંચજ મિનીટ વાત કરો તો સમજાય." તેણીએ પુનઃ કહ્યું અને તે સત્ય હતું. અમેરિકાના વસવાટથી, અમેરિકનોના દીર્ઘ પરિચયમાં આવ્યા પછી તેની રહેણીમાં ઘણોજ ફેર પડ્યો હતો. વધુમાં તે એકટ્રેસ હતી. તેથી અભિનય કળાની જ્ઞાતા હોવાથી ગમે તે અભિનય કરી શકતી.

શું તેની કળાથી ચાઇનીઝ અબળાઓનાં વૃંદમાં હવે આના શોભે ખરી કે?

ભલે તે ફીલ્મમાં નૃત્ય કરતી, આમ તેમ ભમતી પણ દરેક વખતે ફત્તેહ તેનીજ હતી અર્થાત્ પ્રેક્ષકોનાં દિલ જીતતી હતી, તેનો સાક્ષિ 'લિલિ ઓફ ધી ફીલ્ડ' નામક ફીલ્મ આપે છે જેમાં તેણે આકર્ષક રીતે કામ કર્યું છે.

તે આના મે વૉંગ કોણ? ચાઇનીઝ અબળા કે અમેરિકન? બહુજ ટુંકા સમયમાં આ પ્રશ્નનો જવાબ મેળવવા મ્હેં તેને પુનઃ

શોધી કહાડી.

કેનેડીયન રોકીઝ કે જ્યાં થોમસ મેઇગન, એરનેસ્ટ ટેલર અને બીજા જાણીતા એકટરો સાથે તેણીએ સિનેમાનાં શોકીનોને પોતાની અભિનય કળાનો અનેરો સ્વાદ ચખાડીને ત્યાંથી પાછી આવી મારી મુલાકાત લીધી હતી.

'જ્યારે આપણે ડ્રેસીંગ-રૂમમાં મળ્યાં હતાં ત્યારે હું શરમાતી હતી પણ હવે—' તે બોલી, અને અટકી. 'મ્હને મ્હારી ઉંચાઇની લાગણી થઇ હશે, વારૂ પણ કહો.

: તેણીએ પૂછ્યું.'

" પ્રસંગોપાત" મ્હેં કહ્યું.

" કોઇ વખતે આજીવિકા માટે સહન કરવાનું થતાં જીંદગી બિનજરૂરી હોય તેમ જણાય છે.' તેણીએ પોતાનાં સફેદ સ્લીપરનાં ટો પર નજર ફેંકતા ઉદાસીનતા અને લજ્જામિશ્રિત સ્વરથી કહ્યું.

" શા માટે અફસોસ કરો છો ?"

" ઓહ ! હું નથી જાણતી." એણે ઉન્હો નિશ્વાસ નાખતાં કહ્યું.

" હું ચાઇનીઝ કુમારિકાઓમાં ઉંચી અને સ્વરૂપવાન કુમારી છું, સમજ્યા ?' તેણીએ ઉમેર્યું.

'જ્યારે ડાયરેકટર મ્હને દિવસમાં પહેલીજ વખત મળે છે ત્યારે તેની સાથે હસ્તધુનન કરવા જતાં મ્હારા દિલને આંચકો લાગે છે. હું પાંચ ચાર ફીટ ઉંચી હોઉં એમ તેઓ ઇચ્છે છે. ધારૂં છું કે, ઉત્તર ચિનમાં વસતા માણસો ન્હાના નથી હોતા, એ તે જાણતા નથી, તેણીએ કહ્યું.

તે પ્રદેશમાંથીજ મ્હારાં માબાપ અમેરિકામાં આવીને વસ્યાં હતાં. મ્હારો જન્મ લોસ એન્જેલ્સમાં થયો હતો. પણ ચાઇના ટાઉનમાં નહિ. હું ત્યાં ભાગ્યેજ સુખમાં રહેતી હતી. મ્હારા પિતાની એક લોન્ડ્રી હતી જે તેમણે એક વખત વેચીને પુનઃ વેચાતી લીધી હતી. 'જો હું નિરૂદ્યમી રહીશ તો ટુંક સમયમાંજ મૃત્યુ પામીશ' એમ તે વારંવાર કહેતા અને તેથીજ લોન્ડ્રી પછી મેળવી હોય એમ હું ધારૂં છું.

'તમે આ સ્ટુડીઓમાં કામ કરો છો તે તમારાં મા બાપને ગમેછે ?' મ્હેં પ્રશ્ન પૂછ્યો.

'હં પ્રથમ તો ન રૂચતું. પણહવે મ્હારા પિતાએ મ્હારા પર દોર ચલાવવાનું મુકી દીધું છે. તમે જાણો છો કે એક ચીનો પોતાના કુટુંબમાં પોતાની સત્તા આબાદ જમાવે છે. મ્હારી માતા પણ નિરૂપાય વશાત મ્હારા પિતાને અનુસરી મ્હને કંઇ કહેતી નહિ.'

' ફકત શોખને માટેજ ફિલ્મની લાઇન મેં પસંદ કરી છે. હું જ્યારે ન્હાની હતી ત્યારથીજ તે તરફ મ્હારૂં મન વળ્યું હતું, હું તેની પાછળ દિવાની થઇ હતી. જો શિક્ષકો મ્હને પિકચર સ્ટુડીયોમાં જુએ તો તુરત મને શિક્ષા કરવાનું મ્હારા પિતાએ તેમને ફરમાન કર્યું હતું. આ રીતે તેઓ મ્હારા તરફ સખ્ત હતા, શિક્ષા કરતા પણ તેથી કંઇ મ્હને મ્હારા માર્ગમાં અટકાયત કરી શકતા નહિ. ઘણા વખત પહેલાં જ્યારે હું રૂથ રોલેન્ડની સીરીયલ જોવા જતી, જોઇને ઘેર જતી ત્યારે મ્હને ચાબુકથી માર મારવામાં આવતો હતો, તે મ્હને યાદ છે.'

એણે કહ્યું. અલ્પ સમય વિશ્રામ લઇ આગળ ચલાવ્યું "એક દિવસ એક મિત્રની સાથે હું એક સ્ટુડીઓમાં ગઇ, જ્યાં મી. માર્શલ નીલેન ' ડીન્ટી કરતા હતા. મ્હારી ચાલાકી અને મ્હારૂં સૌંદર્ય જોઇ તેમણે મ્હને કહ્યું ' કાલથી અહીં કામ કરવા આવજો.' કહો મહાશય ! માની શકશો આ સત્ય હકીકત ! તે વાર્તા જેવુંજ હોવાથી તે ફિલ્મોમાં મ્હેં કામ કર્યું છે.'

' અમેરીકાની વચ્ચે આ સ્ટુડીઓમાં રહી તમે હરેક વાતે સુખી છો ? ' મ્હેં પૂછ્યું. ' એક ચાઇનીઝ અબળાની માફક જીંદગી ગુજારવી એમજ જો તમારા કહેવાનો ભાવાર્થ હોય તો હું મ્હારૂં આ કાર્ય છોડી શકીશ નહિ. મ્હને આમાંજ સુખ છે. જો કોઇ મ્હને મ્હારૂં પ્રિય કાર્ય છોડવાની ફરજ પાડે તો તેવાની સાથે લગ્ન કરી હું કદાપિ સુખી ન થાઉં. થોડા વખત પહેલાં મ્હેં મ્હારા ચાઇનીઝ મિત્રોની સેન ફ્રાન્સીસ્કોમાં મુલાકાત લીધી હતી. જ્યાં સ્ત્રીઓ કંઇ કામ કરતી નથી. ' ચાર મળે ચોટલા તો વાળે ઓટલા ' એ મુજબ બે ચાર સ્ત્રીઓ ભેગી મળી પોતાનાં પતિની, બાળ બચ્ચાંની કે તેવીજ બીજી પરચુરણ વાતો કરી પોતાની જીંદગી પસાર કરે છે. મ્હને જીવન જીવવું અપ્રિય છે. મ્હારા શોખની વૃત્તિને પોષણ આપી ત્હેને જીવંત રાખવા હું ઇચ્છું છું. દયાળુ દેવ મ્હારી ઇચ્છા પૂર્ણ કરો.' તેણીએ પૂરૂં કર્યું. પછી અમે છુટાં પડયાં.

* * *

કોસ્મોપોલીટન કંપની પોતાનું ચલચિત્ર બીટ્રીશ ફેર ફાકસની " એડવાઇસ ટુ ધી લવલોર્ન " નામની નવલકથાપરથી ઉપજાવી કાઢવાની તૈયારી કરી રહી છે.

* * *

સેસીલ ડમીલેને "સાઇલેન્સ" નામની કૃતિમાં એચ. બી. વોર્નરની એકટીંગ એટલી પસંદ આવી ગઇ છે કે તેણે વોર્નરને ત્રણ વરસના કરારે પોતાને ત્યાં રાખવાને ફરી નિશ્ચય કરેલ છે.

* * *

" ધી મેન હુ લાફસ"ની કૃતિમાં મેરી ફીલબીને સ્ત્રી પાત્રોની અંદર મુખ્ય ભાગ ભજવવાનું નક્કી થયું જે કૃતિ વીકટર હ્યુગોની લ'હોમી ક્વી રીટ'ની વાર્તા પરથી ઉપજાવી કાઢવામાં આવી છે.

* * *

લીલીયન ગીશની માતાની તબીયત હમણાં સુધરી ગઇ છે એટલે તેણી ઇગ્લંડથી અમેરીકા આવીને ફરી સીનેમા સ્ટાર તરીકે "એનીલોરીની કૃતિમાં દેખાવ દેશે, જે હોલી વુડમાં બનાવવામાં આવશે. અને જોહન રોબર્ટ ડાયરેકટ કરશે. ઓવનમુર લીલીયન સાથે પુરૂષપાત્રમાં મુખ્ય ભાગ ભજવશે એવું સંભળે છે.

---

# તકદીરની તાસિર

લખનાર-શા. રમણિક અ. મ્હેતા

તા. ૧૮-૬-૨૧થી ચાલુ

બહાર વાત ફેલાઈ કે ઇવાનોફે પોતાના ગુન્હાનો એકરાર કર્યો છે, પછી પુછવું શું? આખરે કોર્ટમાં તેનો કેસ આવ્યો. જે દિવસે કેસની સુનાવણી હતી, તે દિવસે કોર્ટમાં ભારે ઠઠ જામી હતી. કોર્ટમાં બેસવા સઘળા લોકોને પૂરતી જગા પણ નહતી. જ્યારે ઇવાનોફને બેડી ઘાલેલી હાલતમાં કોર્ટમાં લાવવામાં આવ્યો, ત્યારે સઘળાની નજર તેના પર હતી. તેના લાંબા વધી ગયેલા કેશ, સુકાઈ ગયેલું શરીર, બેસી ગયેલા ગાલ દિવાના જેવી મનની હાલત જોઇ, ઘણાને તેની દયા આવી. જ્યારે કેટલાકને એમ પણ લાગ્યું કે, જે માણસે તેના એક મિત્રનું ખૂન કર્યું છે અને તે પણ નજીવી પૈસાની રકમને માટે, તેના આ હાલ થાય એમાં નવાઈ શી છે? ફરિયાદપક્ષનું કામ ઘણું સરળ હતું. સરકારી વકિલ ઉભો થયો. તેણે ધામધુમથી ઇવાનોફે રીરોફ પર લખેલો કાગળ વાંચ્યો. કાગળના મજકુર પર ન્યાયાધિશનું ધ્યાન ખેંચ્યું. પૈસા આપવાની ના કહેવા છતાં ઇવાનોફનું ત્યાં જવું, અને તે પણ ભરેલી પીસ્તોલ સાથે એ શા માટે હતું? તેમાં કંઇ હેતુ હતો કે નહિ? એમ શંકા કરી.

"જે નોટો રીરોફે બેન્કમાંથી મંગાવી હતી તે નોટોમાંથી થોડી નોટો ઇવાનોફ પાસેથી મળી આવી છે. ગૃહસ્થો, આ બધું શું બતાવે છે? એજ કે ઇવાનોફ પૈસા લેવા ગયો. તેના મિત્રે ના કહી અને આવેશમાં તેણે તેને ઠાર કર્યા બાદ પૈસા લઇ ઘેર ચાલી ગયો. પણ ઇશ્વરનું કરવું કે જે હથિયાર વડે તેણે તેનું ખુન કર્યું તે ત્યાંજ રાખીને આવ્યો."

બેરીસ્ટરે પોતાના કથનની પુષ્ટિમાં જણાવ્યું કે, "ઇવાનોફ કેળવાયલો માણસ છે ખરો, પરંતુ, તેના વિચાર સમાજને હાનીકારક નિહિલિસ્ટોના જેવા છે. તેણે તે વિચારોને જાહેરમાં જણાવવામાં આંચકો ખાધો નથી. આવા વિચારનો માણસ આવું કામ કરે તેમાં નવાઇ શી છે? તેણેજ એક વખતે કહ્યું હતું કે, 'જ્યારે ગરીબો ભુખે મરે છે ત્યારે શ્રીમંતો નકામા નાણાંનો અસદ્વ્યય કરી એશઆરામ ઉડાવે છે. હું એ શ્રીમંતોનું લોહી પીશ.'"

આ પ્રમાણે બેરીસ્ટરનું ભાષણ થયું અને સઘળાના મન પર એમ બેસી ગયું કે ઇવાનોફે પૈસા માટે ખુન કર્યું હશે. એ ભાષણ પુરું થયા પછી બચાવપક્ષ તરફનો બેરીસ્ટર ઉભો થયો. તેણે પોતાનો ઝભ્ભો ઠીક કરી કહ્યું: "હું મારા કુળને માટે આપ નામદાર પાસે અરજ ગુજારું છું કે આપ નામદાર મારા કુળને છોડી મુકો અથવા તો આ કેસની મુદત નાખો. એમ અરજ કરતાં મારે આપ નામદારને જણાવવું જોઇએ કે મારા કુળ વિરૂધ્ધ પૂરતો પૂરાવો મળ્યો નથી. મરનાર મી. રીરોફે પોતાની બેન્કમાંથી પાંચ હજાર રૂપિયા મંગાવ્યા હતા અને આમાંના બે હજાર રૂપિયાજ ફક્ત મારા કુળ પાસેથી મળી આવ્યા છે. બાકીના ત્રણ હજાર રૂપિયા ગયા ક્યાં? આ ત્રણ હજાર રૂપિયામાંથી થોડી રકમ તો અમને એક શકમંદ માણસ પાસેથી મળી આવી છે અને પછી પોલીસનો બાહોશ અમલદાર બીજાની તપાસ કરી આપની સમક્ષ હકીકત રજૂ કરશે."

બચાવ પક્ષના વકિલના ભાષણે કોર્ટમાં ભારે સનસનાટી ઉત્પન્ન કર્યો. બાકીના નાણાનો મળેલો પત્તો, વધુ નિમત મળવાની ખાત્રી, ખુની બીજો હોવાનો સંભવ, એ જાણી પણ ખરા વિસ્મય પામ્યા. ભાષણની અસર માત્ર ઇવાનોફ પર થઇ નહિ, કારણ કે તેનું મગજ ઠેકાણે નહતું. ન્યાયાધિશે જ્યુરીની સાથે મસલત કરી. જડજે પૂછ્યું કે, "ડેનીસીચે આ કેસ હાથમાં લીધો છે, એ શું ખરી વાત છે?" ન્યાયાધિશને જણાવવામાં આવ્યું કે તે પ્રખ્યાત ડીટેકટીવેજ બાકીની થોડી નોટોનો પત્તો મેળવ્યો છે. આપરથી ન્યાયાધિશે તે દહાડે કેસને મુલતવી રાખ્યો અને પખવાડિયાની મુદત નાંખી.

જ્યારે ઇવાનોફનો કેસ કોર્ટમાં નીકળ્યો ત્યારે ઇવાનોફની પત્ની કોર્ટમાં હાજર થઈ નહતી. તેની તબિયત એટલી બધી લેવાઇ ગઇ હતી કે કોર્ટમાં જવું તેનાથી બની શકે તેમ નહતું. કેસ નીકળવાની અગાઉ બે દિવસ પહેલાં ડેનીસીચ તેને ત્યાં ગયો હતો અને આશ્વાસન આપ્યું હતું કે ઇવાનોફ ઇશ્વર કૃપાથી નિરાંત કરી છુટી જશે. ઇવાનોફની સ્ત્રીએ કહ્યું: "પણ લોકો કહે છે કે એમણે ગુન્હો કબુલ કર્યો છે ને."

"કેદીએ પોલીસ પાસે કરેલો એકરાર કોર્ટ ખ્યાલ રાખે નહિ. ઘણી વાર પોલીસ જોર જુલમથી ગુન્હાની કબુલાત કરાવે છે, એ કોણ નથી જાણતું!"

"ઇશ્વર કરે ને તમારું કહેવું ખરું પડે." મેરીઆ બોલી.

પછી ઇવાનોફે ટુંકમાં કેસની થોડી હકિકત જણાવી. "જ્યારે મેં તમારી વાત સાંભળી અને કેસ હાથમાં લીધો ત્યારે ત્રણ હજારની રકમ ક્યાં ગઇ તેને માટે શંકા થઈ. વાત એમ બનેલી કે રીરોફે ગુસ્સામાં આવી મદદ આપવાની ના પાડી અને તેથી તેણે મનસબનો કાગળ લખ્યો, પણ જ્યારે તમારો ધણી તેને ત્યાં જઇને મળ્યો ત્યારે તેનો ગુસ્સો ઉતરી ગયો. તેને મદદ કરવાનો વિચાર પાછળથી થયો હતો અને બે હજાર રૂપિયા મોકલાવત પણ ઇવાનોફ ત્યાં જઇ ચડ્યો એટલે તેણે તે રકમ તેને આપી. ઇવાનોફે તેની પહોંચ પણ લખી આપી. પછી રીરોફ બંદુક વેચનારને ત્યાં જવા નીકળ્યો. પણ સારા ભાગ્યે કે બેદરકારીએ ઇવાનોફ પાસે તેની પોતાની રિવોલ્વર હતી તે તેણે રીરોફને આપી અને ઘેર ચાલી આવ્યો. બાદ શું બન્યું તે હું થોડા વખતમાં શોધી કાઢીશ. તમારે હિંમત હારવી નહિ."

મેરીઆએ તેનો આભાર માન્યો. ડેનીવીય ત્યાંથી ચાલી નીકળ્યો.

ડેનીવીયે વિચાર કર્યો કે જો ધ્વાનોફનું કથન સત્ય હોય તો, નાણાંની બાબત, એ બન્ને મિત્રો સિવાય ત્રીજા કોઇને ખબર હોવી જોઇએ અને તેણે તકનો લાભ લઇ, બાકીની રકમ માટે રીસ્કોફનું ખૂન કર્યું હોવું જોઇએ. આ સિધ્ધાંતપર ડેનીવીયે પોતાની તપાસ શરૂ કરી. રીસ્કોફ પરણેલો માણસ નહતો. તે કુંવારી જીંદગી ગુજારતો હતો. ઘરનું કામકાજ બે દાસીઓ અને એક નોકર સંભાળતાં હતાં. જે દિવસે ખૂન થયું તે દિવસે નોકર કામકાજ માટે ચાલી ગયો હતો. ઘરમાં બે નોકડીરઓ હતી. તેમાં એક તો ઘણી જૂની હતી. તેણે રીસ્કોફને નાનપણથી ઉછેરી મોટો કર્યો હતો. તે ઘરના માણસ જેવી હતી. બીજી હતી તે અરાઢ વર્ષની જુવાન છોકરી હતી. તેનું નામ ઓલ્ગા હતું. જે દિવસે ખૂન થયું તે દિવસે વૃધ્ધ દાસી બિમાર હતી. પગે કાંઇ વાગ્યો હતો અને તેનાથી ચલાતું નહતું. ઓલ્ગાને માથે કામનો બોજો તે દિવસે હતો. ઓલ્ગાનું કહેવું નીચે મુજબનું હતું.

"પ્રથમ ધ્વાનોફ આવ્યો. તેની સાથે મારા શેઠ બ્હાર ગયા. જતાં જતાં કહેતા ગયા કે "હું બેન્કમાં પૈસા લેવા જાઉં છું.' કલાકેક પછી પાછા આવ્યા. પાછા આવ્યા પછી અડધો કલાક થયો હશેને મી૦ ધ્વાનોફ ચાલી ગયા. ખૂન થયાની હકિકત તો નોકર બજારથી સામાન લઇને આવ્યો; ત્યારે હું શેઠને પુછવા ગઇ કે, 'રસોઇ કેટલા જણની કરવી છે?' ત્યારે ઓરડીમાં જઇને જોઉં તો શેઠને મુએલા જોયા."

ઓલ્ગાની આ હકિકત જાણ્યા પછી ડેનીવીય એકવાર તે વૃધ્ધા દાસીને મળ્યો. અને ઓલ્ગા સંબંધી ચોકસી કરી. તેણે પુછ્યું કે, "ઓલ્ગા ચાલ ચલગતની કેવી છે?"

"અમને તો તેને માટે કદિ ફરિયાદ કરવાનું કારણ મળ્યું નથી."

"તે પરણવાની છે કે? તેનો ભાવિ ભરથાર કોઇવાર તેને મળવા માટે આવે છે ખરો?"

"ના, ભાઈ. અમારી જાણેલોમાં તો તેવો કોઇ માણસ આવતો જતો નથી."

"બીજું કોઇ તેને મળવા કરવા આવે છે ખરૂ?"

"હા. ખૂનના પહેલે દહાડે તેનો ભાઇ તેને મળવા આવ્યો હતો. તેનું નામ આંદ્રે છે. તે લશ્કરી ખાતામાં નોકર છે. ક્રોન્સ્ટાન્ડમાં લશ્કરી થાણામાં રહે છે. તે સિપાઇ છે. રજાપર હોવાથી સેંટપીટર્સબર્ગ જતો હતો. ત્યાંથી તે તેના માબાપને મળવા ગયો. તેના માબાપ લેનોડાનીમાં રહે છે. લેનોડાની કહે છે કે સેંટપીટર્સબર્ગની ઉત્તરમાં છે. લાડોગાનું સરોવર છે ત્યાં રસ્તામાં તે ગામ છે."

"અહીં કેટલા દિવસ રહ્યો હતો?"

"તે ખબર નથી. ખૂનને પહેલે દિવસે અહીં હતો."

"ખૂનને દહાડે તે હતો કે નહિ?"

"તે શી રીતે કહેવાય? હોય પણ ખરો અને ન પણ હોય!"

(અપૂર્ણ)

# "મોજ-મજાહ" નો મુરબ્બો.

કેટલીક વખત કોર્ટની અંદર સાક્ષીઓ મીઠું મરચું ભભરાવી અતિશયોક્તિથી એવી તો જુબાની આપે છે, કે, તરતજ તે જુઠ્ઠા પડી જાય છે અને તેમના તરફ લોકો હસ્યા કરે છે.

"બાપ અને છોકરો ઘણા વખતથી જુદા રહે છે એટલે છોકરો બાપના કર્જનો જવાબદાર નથી." એમ કહેવા માટે એક સાક્ષીદાર નીચે પ્રમાણે વકીલને જવાબ આપ્યો.

વકીલ—આ બન્ને બાપ દીકરા કેટલા વર્ષથી જુદા રહે છે?

સાક્ષી—મને યાદ છે. ત્યાં સુધી તેઓ જુદાજ રહે છે. એટલુંજ નહિ પણ તેઓ બે ત્રણ પેઢીથી જુદા રહે છે એમ મેં સાંભળ્યું છે!

* * *

પત્ની—(ગુસ્સાથી) આજે હીરાની ચુંક નહિ લાવો તો હું જીવ દઇશ!

પતિ—(શાંતિથી) ખુશીથી દે. ચુંક લાવવાના ત્રાસમાંથી હું છુટીશ.

* * *

બાપ—"સંતાપીને હવેથી તારા ઉડાઉ ખરચના બીલો ચુકવવાને હું બંધાયલો નથી. તું પોતેજ તારા બીલો ચુકવી આપજે."

છોકરો—"(શાંતીથી) ખરી વાત બાપા, હુંજ બીલો ચુકવી આપીશ, પણ માત્ર તેટલી રકમ તમે મારી પાસે મોકલી આપવાની વ્યવસ્થા કરજો એટલે બસ."

* * *

જંગલ ખાતાનો અધીકારી (ઘણે દીવસે પોતાની પતિને મળ્યા પછી)—"શું કરૂં" તે કેવી જાતના માંકડાની મેં ઘણી તપાસ કરી પણ કયંઇ પણ મળ્યો નહિ."

પત્ની—"જાવા દો ને? તેને માટે આટલી બધી ચીન્તા શી કરવાની? તમે હમેશા મારી પાસે રહો એટલે મને બીજું કાંઇ પણ જોઇતું નથી?"

* * *

ફોટોગ્રાફર—(મફતલાલને) "બરાબર બેઠા કે?" હા.

ફોટોગ્રાફર—"હવે જરા જમણી તરફ નજર કરો અને જરા ચ્હેરાને હસતો રાખો જોઉં."

* * *

મફતલાલે જમણી બાજુ જોયું તો તેની દ્રષ્ટીએ બમણ પૈસા લીધા શીવાય ફોટોગ્રાફ લેવામાં આવશે નહીં. એવું પાટીયું દ્રષ્ટિયે પડ્યું. ફોટોગ્રાફમાં મફતલાલનો ચ્હેરો રડતો કેમ આવ્યો! કારણ તે સમજી શક્યો નહી.

* * *

એક મોટર ડ્રાઇવર મોટર હાંકતો રસ્તાપરના એક વળાંક પાસે આવી પહોંચ્યો વળાંકની પાસે, એક વૃધ્ધ ગામડીયો ઉભો હતો તેને જરા મોટરનો ધક્કો લાગી ગયો એટલે મોટર ડ્રાઇવરે તે વૃધ્ધ ગામડીયા પાસે જઇને શાંતાપથી કેહ્યું–"શું કરું, તમારા જેવા ગામડીઆઓને સીધી રીતે ચાલતાં પણ આવડતું નથી! આજ આઠ આઠ વરસથી હું મોટર હાંકું છું, પણ હજી સુધી મારા હાથે એક પણ અપઘાત થયો હોય એવી મને ખબર નથી."

વૃધ્ધ ગામડીયાએ મોટર હાંકનારને જવાબમાં કહ્યું:–"ખરી વાત છે બાપ! હું પણ લગભગ પચાસ વરસથી આ રસ્તાપરથી ચાલું છું, પરંતુ એક પણ અપઘાત મને નડયો નથી."





વાર્તા, નાટક અને સિનેમાના શોખીનો માટે

દર રવિવારે પ્રગટ થતું પત્ર

# મોજ–મજાહ

વાર્ષિક લવાજમ રૂ. ૪

બ્હારગામ ૪–૪–૦ દેશાવર રૂા. ૫–૦–૦

તે સિવાય દીવાળી અંક, સિનેમા અંક અને એક વાર્તાનું પુસ્તક ભેટ આપવામાં આવે છે આજેજ ગ્રાહક થઇ ભેટનું પુસ્તક મંગાવી લ્યો.

લખો:—મોજ–મજાહ કાર્યાલય

ખટાવ બીલડીંગ ગીરગામ મુંબાઇ નં. ૪

# સીનેમાના સમાચાર

લખનાર—શ. ચિત્રપટ

નવીન ફિલ્મો કોઇ નહિ હોવાથી આ વખતે રીવ્યુ નથી.

**નવીન ખબરો—**

**કોહીનૂર ફિલ્મ કું૦—**

આ કંપની તાઢ અને તડકો સહન કરતી સાજી થતી ઇશ્વર-કૃપાથી આગળ વધતી જાય છે. ધન્ય છે એ કંપનીના કાર્યવાહકોને અને સ્ટાફને કે લાંબા સમય સુધી કંપનો ચલાવી. અને કંપનીને ટકાવી રાખવા મહાન મદદ કરી હતી. અન્તે તેનું સુખી પરિણામ આવેલું જોઇ હમો ઘણા ખુશી થયા છીએ. "કોહીનુર"નો ઝગઝગાટ ખુદ મુંબઇમાં તેમજ બ્હાર ગામમાં હજી જેવોને તેવોજ છે. તે તેજ ઝાંખું કરવાને કોહીનુરનાં દુશ્મનોએ હજારો પ્રયત્ન કર્યાં હતાં પણ અંધેરા વાદળામાં છુપાતું પ્રકાશનું કોહીનુરનું તેજ હજી જેવુંને તેવુંજ ઝળકી રહ્યું છે, અને હવે નવી મેનેજમેન્ટથી હમોને આશા બંધાય છે કે કોહીનુરનો પ્રતાપ વધશે. મુંબઇના એક ધનાઢ્ય શેઠીયાએ કોહીનુરને મદદ કરી છે અને કોહીનુર ફિલ્મ કુ૦ લીમીટેડ થશે. એમ સાંભળવામાં આવ્યું છે : ડીરેક્ટરોમાં જાણીતા કાર્યવાહકો ઉપરાંત કોહીનુરના બાળપણથી સંભાળ લેનારા અને એક મિત્ર મી૦ અમરચંદ સોલીસીટર પણ છે, જેઓની અગાધ ખંત અને મહેનત આર્થીક કાયદાની અને વ્યવ્હારીક મદદથી કોહીનુર હજી જેવી ને તેવીજ ટકી રહી છે. આ ગૃહસ્થ કોહીનુરને એક આદર્શ કંપની કરે તો તેમાં નવાઇ નથી. પોતાને હાથે પળાયેલું-ઉછરેલું એક બચ્ચું મોટું થઇ નામના મેળવે તે જોઇ કોને આનંદ ન થાય ?

મીસ સુલોચના અને મીસ ગોહર હજુ કોહીનુરમાંજ છે તે જાણી હમો ખુશી થયા છીએ. મમતાજ મ્હાલ તા૦ ૧૪ મીએ તૈયાર થઇ જશે.

**કૃષ્ણ ફિલ્મ કું.**—દરેક માણસો પાસેથી એગ્રીમેન્ટ કરાવવાનું ચાલુ છે. જાણીતા નટ મી૦ ગંગારામ છુટા થઇને શારદામાં રહી ગયા છે. મી૦ માણેકલાલની તબીયત નબળી રહ્યા કરે છે આથી માણેકલાલને હમો વિનંતી કરીશું કે હજુ તેઓ થોડાં માસ બહારગામ જઇ આવે.

ખુબસુરત બલાનું કામ ચાલુ છે જ્યારે મીસ ગુલાબ બલાનું કામ દીપાવશે.

**શારદા ફિલ્મ કું.**—મી. નાનુભાઇ દેસાઇની લખેલી અને તેઓએ મી. દીવાનાની મદદથી તૈયાર કરેલી મદન કળા કુંડળમાં ચાલુ થઇ ગઇ છે. કંપનીનું કામ પૂર ઝપાટામાં ચાલે છે મી૦ ભાવેએ પોતાનાં નવાં ચીત્રપટ નામે 'સુવર્ણ કમળ' અને કાલિકા મૂર્તિની શરૂઆત કરી દીધી છે, અને થોડા સમયમાં રા. નાનુભાઇની બીજી સ્ટોરીની પણ શરૂઆત થાય એમ સંભળાય છે.

**રોયલ આર્ટ સ્ટુડીયો**—લાખો રૂપીઆ મી૦ ઝવેરીના હાથમાં સપડાયો છે. અને હાલતો જુના લઇ રાખેલાં ચિત્રપટોના ટાઇટલો અને જોઇનીંગ થાય છે. કંપનીના એક ડાયરેક્ટર અને લેખક મી. મજુમદારને હાલ છુટા કરવામાં આવ્યા છે, એમ સંભળાય છે.



સરસ્વતી ફિલ્મ કું૦ દુલારીનું દશ્ય

**સુદર્શન**—દુર્ગેશ નન્દીની પૂર ઝડપથી ચાલુ છે.

**યુનાઇટેડ પિક્ચર્સ**—ખડકીથી ખાલી કરી પોતાના સ્ટુડીયોમાં કાકળીથી એક માઇલ દૂર ગયા છે.

**વાર્ષિક અંક-માટે**—મુખ્ય ચિત્ર અત્રેના એક સ્થાનિક દૈનિકના વાર્ષિક અંક માટે એક ચિત્રનો પોઝ લેવાને કેટલાક સ્ટુડીયોની જાણીતી એક્ટ્રેસોને બોલાવવામાં આવી હતી. આ કાર્ય રેગ્રેન્ટ સ્ટુડીયોએ માથે ઉપાડી લીધું હતું અને કવિ કાળીદાસના શાકુન્તલનું એક દશ્ય ખડું કરવામાં આવ્યું હતું.

શાકુન્તલ તરીકે જાણીતી નટી મીસ ગુલાબ થઈ હતી અને તેની સખીઓ તરીકે "રોયલ આર્ટ" સ્ટુડીયોની કેટલીક એકટ્રેસો ગઈ હતી. તેઓને ડ્રેસ દક્ષિણા આપવામાં આવ્યો હતો. અને સાંભળવા પ્રમાણે આ ચિત્રપટ નિવડશે એમ મનાય છે.

પાયોનિયર—સત્ય વિજય તૈયાર થઈ ગઈ છે અને તે નોવેલ્ટી સીનેમામાં લાગશે જ્યારે મી૦ અસવારોનું મહાકાળીનું ત્રીશુલ હાલ બાજુ રાખી મી૦ પાટણકર તેમના કોઈ સ્નેહીનો "કમ્પીટ"નું કામ ચાલુ કર્યું છે.

## જુના સાક્ષરો સીનેમાની લાઈનમાં

સાંભળવા પ્રમાણે પ્રસિદ્ધ લેખક મી૦ નારાયણ ઠકુરે અત્રેની બે કંપનીઓને પોતાની સ્ટોરીઓ આપી છે. તેમજ બીજા પ્રખ્યાત લેખક મી૦ વૃજલાલ ઠકુરે પણ સ્ટોરી લખવાને કબુલ કર્યું છે. મી૦ કનૈયાલાલ મુનશીએ તો આ લાઈનમાં સારો પ્રવેશ કર્યો છે, જ્યારે મી૦ રમણીક અ. મ્હેતા આ લાઈનમાં કંઈ નવા નથી. આશા રાખીશું કે મી૦ નાનાલાલ, વિગેરે પણ આ લાઈનને ઉન્નતીમાં લાવવા સારો ફાળો આપે.

**એક જાદુ—**

કોઈ અત્રેની કંપનીઓ પોતાનાં ચિત્રપટો ઉપર લેખક ડાયરેકટર અને ફોટોગ્રાફરના નામ મુકે છે. તે જ્યાં સુધી મુંબાઈમાં ચાલે છે ત્યાં સુધી પણ ખબર પડીછે કે તે નામો કોઈ જાદુથી એક બે દહાડા થયા કે તરતજ ગુમ થઈ જાય છે. અને બ્હાર ગામમાં તો તે હોતાંજ નથી. શું આ નામો કોઈ જાદુથી ગુમ થઈ જાય છે અથવા તો કંપનીના માલેકોને તે નામો રાખવાથી "હલકું" દેખાય છે? આનો કોઈ ખુલાસો કરશે?



કૃષ્ણ કૃત બે દિનની બાદશાહી

**ગયા વખતની ચર્ચા—**

રા. રા. શ્રી માણેકલાલના ખુલાસા વિશે અમને બીજા કેટલાક ચર્ચા પત્રો મળ્યા છે પરંતુ એ ચર્ચા અમે લંબાવવા નહિ ઇચ્છતા હોવાથી છાપવા ઇષ્ટ ધારતા નથી.

અ. મોજ-મજાહ.

* * *

મે મેકએવોય "ધી ફ્રસ્ટ ઓફ" ની કૃતિમાં નાયિકા વિરૂધ્ધ પાર્ટ ભજવવાનો કરાર કરેલ છે. તે કૃતિ મેટ્રોની છે જેમાં આગના બંબાવાળાની જીંદગીનો ચિતાર આવ્યો છે. મિચ. બી. ફેનરે પણ તે કૃતિમાં દેખાવ દેશે.

* * *

નોર્મા શીઅરરનું બીજું સ્ટારીંગ પીકચર "અપરેજ" નામનું છે.

* * *

ઇટાલીયન પ્રધાન મુસોલીને ડગલાસ ફેર બેંક્સ અને પીકફોર્ડને રોમ શહેરમાંના પોતાના મોગીપેલેસમાં આમંત્રણ હતું અને ત્યાં તેઓએ ચલચિત્ર અને તેમાં રહેલી વીગેરેનું બ્યાન અર્ધા કલાક સુધી ત્યાંના ઓડીયન્સ આ. કાપ્યું હતું.

* * *

વીલીયમ હેઇન્સ "ઇટ ટુ મરીન્સ" નામની કૃતિમાં નવાઇ નારા કામો ક. મુખ્ય પાર્ટ કરાર કરેલ છે લેન એની સ્ટાર તરીકે દેખાવ દેશે.

---

# પેશ્વાઈ માટે મચાવી મુકેલો ખળભાટ



એક ઢોંગીની ધમાલ-દાના દિવાનની ચતુરાઇ

ભોપાળું કેમ ખુલ્યું ? ?

ભેદ કેમ ઉકેલાયો ? ?

—તે—

યુનાઈટેડ પીકચર્સ સીન્ડીકેટનું

ઐતિહાસિક નવું ચિત્ર.

મહારાષ્ટ્રના મશહુર લેખક

નરકેસરી એન સી. કેલકરનાં લોકપ્રિય નાટકપરથી

# દાનો દિવાન

ચાને

## તોત્યાનું બંડ.

જેમાં

મહારાષ્ટ્ર વીર સદાસીવરાવ ભાઉના નામે એક કનોજ

બ્રાહ્મણ કેવી ધાંધલ ઉભી કરે છે—અને તેમાં

જાણીતા નાના ફડનવીસ-દક્ષણનો બીરબલ

પોતાની કુનેહ વાપરે છે તે જુઓ

# સીનેમા મેજેસ્ટીક ગીરગામ

વખત તથા ભાવ હમેશના ચાલુ

---

આવે છે — સરસ્વતિ ફીલમ કંપનીનુ સુપર પ્રોડકશન — આવે છે

## દુલારી

Reg. No. B.

# હજારો રાજકુમારો કુતરા થઈ ગયા

કારણ

પુરૂષ માત્રને ધિક્કારનાર અજીત અબળાને હાથ કરતાં તેઓજ ઘવાયા અને ગાંધર્વ લોકની જાદુઈ મોહનીમાં ફસાયા અને તે મદમાતી યૌવનની કલીને ચુંટતાં પોતેજ ગુંચવાણા તેનું રહ.

## શારદા ફીલ્મ કું૦ કૃત



# મદન કલા

જોતાંજ સમજાશે—પ્રેમનાં અંધાપામાં અંધ બનેલ રાજા—મહત્

રાણી—આદર્શ પુત્ર—ઉપકાર નીચે દબાયલા ચોરની ઉદારતા—

ઉંટવૈદ્યના કાવાદાવા અને પથ્થરના કટકા કરતી તે અજીત

તલવાર—દૈવી બખ્તરને માટે મચેલું ઘમસાણ સાથે

શૃંગાર—વીર અને હાસ્ય રસની ઉંચી લ્હાણ લેવી હોય તો

## કૃષ્ણ સીનેમામાં

ગઈ કાલથી શરૂ થઈ ગઈ છે

અમારાં ચિત્રપટોની બુકીંગ માટે લખો—મેસર્સ મયાશંકર ઠક્કર એન્ડ કું.

૪૭, એ. એપોલો સ્ત્રીટ—કોટ મુંબાઈ

આ પત્ર તંત્રી જયશંકર ભોગીદાસ દ્વિવેદીએ મુંબઈ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમાં મોજ-મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે.

વર્ષ ૩ જુ અંક ૨૦ તા ૧૫-૮-૨૬
છુટક નકલ ૧ આનો બહારગામ ૧। આનો

વાર્ષિક લવાજમ રૂ. ચાર
બહારગામ રૂ. સાડાચાર

# મોજ-મજાહ





રજની

એ ક કોર્તનના ચિત્રપરથી



| આવતા શનીવારે | આવતા શનીવારે | આવતા શનીવાર | આવતા શનીવારે |
| --- | --- | --- | --- |
| **ધર્મપત્ની** | **ધર્મપત્ની** | **ધર્મપત્ની** | **ધર્મપત્ની** |
| માદન થીએટર્સનું આકર્ષક ચિત્રપટ | નીતિ ભક્તિના ચિતારથી ભરપૂર ડ્રામા | પ્રેમ રસના પ્યાલાઓથી છળકાતો ડ્રામા | કુકર્મીઓને ધર્મમાર્ગ દેખાડનારૂં ચિત્રપટ |

## ગઈ કાલથી અમારા સીનેમાપર જબરો દરોડો છે.

પ્રસિદ્ધ સ્વદેશાભિમાન બળવાન **દાના પહેલવાન** ઉર્ફે મારકોના સાહસો ચાલુ છે.

### સાથે બે ભાગની કોમિક

| સુંદર ઈથલનું સ્વદેશાભિમાન | એક નિર્ભય જવાન પહેલવાન ! |
| --- | --- |
| સુંદર અબળા તે મારકોની માશુક પાસે એક નાશકારક દારૂગોળાનો નુસ્ખો છે જે તેણી પાસેથી જાપાનીઝો હાથ કરવા માંગે છે. પરંતુ તેઓ શું ફાવી જશે? તમેજ આવીને જુઓ | જે જાણતોજ નથી કે ભય છે શું ? જે સેંકડો માણસોને માંખો કરતાં વધારે સમજતો નથી જે લોખંડી સાંકળો કાચા દોરડાની માફક તોડી નાંખે છે જેને કુદરતે અજબ તાકત આપી છે ! |

## એક ચંચળ, બહાદુર, વફાદાર બાળક !

જે ખરૂં-પૂછો તો ખુબસુરત ઇથલ અને બહાદુર બળવાન મારકોનો ખરો પ્રાણરક્ષક છે જેની મદદ વગર આ બંનેના શું હાલ થતે તેનો ફેંસલો તમે પોતેજ આ ડ્રામા પહેલાથી છેવટ સુધી જોઇને કરી લેશો !

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

વખત-પ્રા, ૭, ૯૫ા, ૧૦ા શની રવિ ૩ાા વાગે ભાવ-રૂ. ૨, ૧, ૦ાા, ૦ા, ૦।,≈

આવે છે સીરીયલ શાહુચોર જેમાં ફ્રાનસીસ ફોર્ડ, જેક ચેરથી ત્થા પેગીઓ દેનુ મુખ્ય કામ.




શ્રાવણ સુદ ૭ | રવિવાર તારીખ ૧૫ મી ઓગસ્ટ ૧૯૨૬ | વર્ષ ૩ જું. અંક ૨૦

આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે કોઈ જીવત વ્યક્તિ પરથી ઉપજાવી કાઢેલાં નથી મ. મો. મ.

## તારૂં જગત તુંજ રચે છે!

નિજ નાભિમા સગી કસ્તુરી, મૃગ ! ક્યહાં બ્હારે ભમે છે!
બાઇ તું ! બાળકને શીદ શોધે? ત્હારી કેડ રમે છે!!
ગોકુલ-મથુરા-કાશી ધામ! મનડા! ક્યહાં ક્યહાં વસે છે?!
નથી કંઇ બ્હારે જગનો નાથ એ તુજ હૈયે હિંચે છે!
જેવા ધારે આંખે કાચો, રંગો તેવા દિસે છે!
વિવિધરંગી વિશ્વવિરાટ, ત્હારી આંખે વસે છે!
આ પરના ને આ પોતાના, એ તો તુજ સર્જે છે!
નિજજન-પરજન-શત્રુ-મિત્રો, સૌને તુજ સંભજે છે!
સુખ-દુ:ખ તડકા-છાયા ચિત્રો,-ત્હારા ચિત્તમા ચિતરે છે!
આ તર-વૃત્તિ ભેદ વિલાસે, હસી રડી લીલા કરે છે!
મનવૃત્તિના ક્ષણિક વિકારે તું ઉંચે ચ્હડે-પડે છે!
સુરતા દોરી પર પ્રહ્લાદ, નિશદિન ફેરતું ફરે છે!
ખેંચી રાખે જો તું કમાન, તો સહુ શાંતિ ધરે છે!
છુટાં છોડી મૂકે બાણ, તો તું પ્રાણ હરે છે!
ત્હારો મોક્ષ કે તુજ મૃત્યુ, ત્હારે હાથે કરે છે!
ત્હરા સ્વર્ગ અગર નરકને, ત્હારે હાથે ઘડે છે!
કરણી તેવી તરણી, દોષ પરનો શાને વરે છે?
વસંત-આવે ને વહી જાય, અનાદિ ફરતી ફરે છે!

વસંત

## જુબેદા

અથવા

## રહસ્યમયી રમણી

(ખંડ બીજો)

### પ્રકરણ ૨ જું.

મારા હર્ષનો આવેશ કાંઇક અંશે શાંત થતાં મેં એ અર્ધ ચન્દ્રની બરાબર પરીક્ષા કરી એ જુબેદાએ આપેલીજ વસ્તુ હતી, એ સબંધી કાંઇ સદેહ રહ્યો નહિ, પરંતુ એ અર્ધચન્દ્ર અહિં કેવી રીતે આવ્યો તેનો કાંઇ નિર્ણય હું કરી શકયો નહિ એટલી વાત ખરી હતી કે, પેલા અહિં સંભાળથી છુપાવી રાખવામાં આવ્યા હતાં ત્યારે જે દસ્યુઓએ મારા ઉપર હુમલો કરી મારૂં સર્વસ્વ લુટી લીધું હતું, તેમનો આ ગુપ્ત પાતાળ પુરી સાથે કાંઇ સબંધ હશે કે શું? એ બધાજ ગંભીર રહસ્યને હું ઉકેલી શકયો નહિ

એક તરફથી અર્ધચન્દ્રની પ્રાપ્તિ થવાથી મને આનંદ થયો હતો, તેવીજ રીતે બીજી તરફથી આ સ્થાનમાંથી મુકત થવાની ચિંતામાં હું ગમગીન બની ગયો હતો

કોઇ પણ સ્થળે ગુપ્તદ્વાર છે કે કેમ, તેની તપાસ કરવામાં હું ગુંથાયો તપાસ કરતા કરતાં ભંડારખાને પાસે આવેલા એક ઓરડામાં પ્રવેશ હું જાણું કે કોઇનો કદરવ સંભળી શક્યો કાન માંડી જોતા એ મારી કલ્પનનો વિકાર હશે, એમ મને

લાગ્યું. એ એકાંત જનશૂન્ય અંધકારમય, પાતાળગૃહમાં મનુષ્યનો કંઠસ્વર ક્યાંથી આવી શકે ? નીચે બેસી પડી હું આકાશ પાતળના વિચાર કરવા લાગ્યો.

ઉપરના છિદ્ર માર્ગમાંથી આવતા મધ્યાહ્નના પ્રકાશમાં હું એક વસ્તુ સ્પષ્ટ જોઇ શક્યો કે જે પહેલાં કદાપિ મારા જોવામાં આવી નહોતી. મારાથી થોડા અંતરે બેંચ જેવા એક આસનના મધ્ય ભાગમાં એક લોખંડી કડું જડેલું હતું. કડું એ ઓરડાની જમીનથી એક ફુટ જેટલી ઉંચાઇએ હતું, તથા બે હાથ જેટલી તેની આસપાસની જગ્યામાં સહજ પણ ધુળ નહોતી એટલું સ્થાન સ્વચ્છ હતું. ત્યારે બીજું સઘળું સ્થાન ધુળ ઢેફાંથી ભરાઇ ગયું હતું. વિશેષ અજાયબીની વાત એ હતી કે એ લોખંડી કડાને થોડું લોહી લાગેલું હતું. એ દેખાવ જોઇ એ સ્થળે જ ગુપ્તદ્વાર હોવું જોઇએ એમ મને લાગ્યું.

કડું ખેંચવા મેં ઘણી મહેનત કરી, પરંતુ તે બિલકુલ હાલ્યું નહિ. કેદીઓને બાંધી રાખવા માટે એવી રીતે તેને જડી રાખવામાં આવ્યું હોય એ બનવા જોગ હતું. પરંતુ તેના પરનું લોહી અને આસપાસની સ્વચ્છતા એ સ્થળે કાંઇ ભેદ હોવાની સાક્ષી પૂરતાં હતાં.

નિરાશ બની નહિ જતાં છરી બહાર કહાડી કડાંની ચોતરફના પત્થર ઉપર મેં ઘા કર્યા. પોલાણવાળી જગ્યા ઉપર ઘા કરવાથી જેવો અવાજ થાય તેવો બોખરો અવાજ થવાથી પુનઃ કડું પકડી જોરથી હું ખેંચતાણ કરવા લાગ્યો.

થોડા કાળના પરિશ્રમથી મારૂં આખું શરીર પસીનાથી તરબોળ થઇ ગયું. કપાળ પરનો પસીનો લૂછી હું સહજ વિશ્રામ લેતો હતો એવામાં એક તીવ્ર સ્વરે મારા કાનમાં પ્રવેશ કર્યો. એ માણસનો કંઠસ્વર હતો કે પ્રવેશ માર્ગમાં સંચાર કરતા વાયુનો શબ્દ હતો, એ વિષે હું કાંઇ નિર્ણય કરી શક્યો નહિ.

ફરીથી પેલા કડાને સઘળું બળ અજમાવી ખેંચવામાં આવતાં તેની સાથે જોડાયેલો પત્થર સહજ હાલી ઉઠયો. અધીર અને ઉત્સાહિત બની જઇ મેં મારી સઘળી શક્તિનો ઉપયોગ કર્યો. આ વખતે પત્થરનું એક દ્વાર જમીનથી પાંચ ૭ ઇંચ જેટલી ઉંચાઇ પર સરકી આવ્યું.

હું હાંફવા લાગ્યો. પરંતુ ઉધ્ધારનો માર્ગ સાફ થયેલો સમજી મારા આનંદનો પાર રહ્યો નહિ.

દ્વારના જેવો જે પાષાણ ખંડ મારી ખેંચતાણથી બહાર આવ્યો હતો તે એક સ્નાનાગારના જેવો હતો. અંદર કેવળ એક માણસ પ્રવેશ કરી શકે તેમ હતું.

એ દ્વાર ચાર ફીટ બહાર આવ્યું એટલે લોખંડી અર્ધચન્દ્ર થઇ મેં તેમાં પ્રવેશ કર્યો. ક્યાં સુધી જવું પડશે એ અચોક્કસ હોવાથી થોડી ખાદ્ય સામગ્રી પણ મેં સાથે લીધી. મહાકષ્ટે આગળ જતો ફુટાનો હું એક જમીનના ગર્ભમાં આવેલી સુરંગમાં ગયો એ સુરંગમાં જાણે કે પથ્થરાળના અંધકારનો વિસ્તાર થયો હતો. માથું નીચું નમાવી બન્ને હાથ ઉંચા રાખી માળીયેર ફૂટી ન જાય એવી કાળજીથી હું એ સુરંગનો માર્ગ કાપવા લાગ્યો. થોડે દૂર ગયા પછી હું મનુષ્યનો કંઠસ્વર સાંભળી શક્યો.

કેટલાક માણસો એકી સાથે અવાજ કરી કાંઇ બોલતા હોય એમ મને લાગ્યું. ક્યાં આવ્યો હતો, એ કોનો કંઠસ્વર હતો, એ સંબંધી કાંઇ નિશ્ચય કરી નહિ શકવાથી પત્થરના પુતળાંની માફક જડ ભાવથી હું ઉભો રહ્યો. પછી પાછો ધીમે પગલે આગળ વધ્યો એટલે ઉજ્વળ પ્રકાશથી પૃથ્વીના પેટમાં આવેલો એક ઓરડો પ્રકાશી રહેલો મેં જોયો. એ ઓરડા આગળ ગુફામાંથી એકઠા થયેલા મનુષ્યોનો કંઠધ્વનિ સંભળાતો હતો; પરંતુ મારી સામે એક પરદો ઝુલી રહેલો હોવાથી એ ભેદી સ્થળની કોઇ પણ વસ્તુ હું જોઇ શક્યો નહિ.

કૌતુહલનું દમન નહિ કરી શકવાથી ધીમે ધીમે પરદાનો એક છેડો ખસેડી મેં એ ગુપ્ત સ્થાનમાં જોયું. સ્થાન, કાળ તથા ભયને ભૂલી મંત્રમુગ્ધ બની જઇ આશ્ચર્યચકિત દૃષ્ટિથી હું કેવળ જોઇ રહ્યો.

મારી સામેનું એ સ્થાન લગભગ ચાળીસ ફીટ લાંબું અને પંદર ફીટ પહોળું હતું. તેની ઉંચાઇ નવ દસ ફીટ જેટલી હતી. એ સ્થાનના એક ખુણામાં એક ઉચ્ચાસન હતું. મધ્યસ્થળે એક મોટા કુંડમાં અગ્નિ સળગતો હોય, તેની શિખાઓ ધમધમ ધ્વનિ કરતી જાણે કે ઉંચે ચડવાની હરીફાઇ કરતી હતી. એ અગ્નિ કુંડનું ચોતરફ પાષાણના આસન ઉપર વૃધ્ધ અરબો બેઠેલા હતા. તેમની બધાની દાઢી સુફેદ, પોષાક દમામદાર અને વેષ મુલ્લાંઓ જેવો હતો. તેમના પગો પાસે એટલે કે નીચેની હારમાં ઘણા અરબ યુવકો બેઠેલા હોઇ તેઓ દરેકને માથે શાહમૃગ પંખીના પીંછાંની ટોપીઓ શોભતી હતી. એ દરેકની કમર પર એક એક તલવાર લટકી રહી હતી.

અરબો વારંવાર એક સાથે માથાં હલાવી કોઇ મંત્ર પઢતા હતા આવી રીતે મંત્રો ઉચ્ચારવાનું કાર્ય થોડો વખત ચાલ્યા પછી લાલ રંગના પોષાકવાળો એક અરબ આસન ઉપરથી ઉતરી નીચે આવ્યો. તેના હાથમાં એક નાનો સાપ હતો. સાપ એ અરબના ક્ષીણ હાથ ઉપર પુછડું વીંટાળી છુટવાનો પ્રયત્ન કરતો હતો. એ સાપનું મોઢું વૃધ્ધ અરબની મુઠ્ઠીમાં હતું. વૃધ્ધે અગ્નિ કુંડની છેક નજીક જઇ સાપને એ કુંડમાં નાખ્યો. સાપ સળગી જવા લાગ્યો અને સાથે સાથે એ બધા માણસો પાછા માથાં ધુણાવી કાંઇ બોલવા લાગ્યા. કાન માંડી આ વખતે હું તેમનું બોલવું સાફ સાંભળી શક્યો. તેઓ બોલતા હતા કે, "આ દુનિયાના માલિક એક માત્ર અલ્લા છે. અલ્લા અવિનાશી છે. તેમને જન્મ અને મૃત્યુ નથી. તથા તેઓ પુત્રની ઉત્પત્તિ પણ કરતા નથી, તેમની તુલનાજ નથી. હે ભાઇઓ! આવો, આપણે બધા એ દીન દુનિયાના માલેક અલ્લાના નામને યાદ કરી આપણા દુશ્મનો વિરૂધ્ધ જેહાદ જાહેર કરીએ કે જેથી દુશ્મનોને અલ્લા આપણી પ્રિય જન્મ ભૂમીમાંથી દુર હાંકી કહાડે-

દયાળુ અલ્લા! તમે અમારા તરફ દયા કરો. વિદેશી ક્રિશ્ચિયનોનો અમે નાશ કરી શકીએ, એ કાર્યમાં તમે અમને મદદ કરો.”

લાલ પોશાકવાળો બુઢ્ઢો એ ટોળાનો સરદાર હોય એમ લાગ્યું તેણે વેદીની સામે આવી એક હાથતાળી વગાડી એટલે નજીક આવેલો એક પરદો ક્ષણ કાળમાં સરકી ગયો. પરદાની પાછળ એક નાની ઝુંપડી આવેલી મેં જોઈ. એ ઝુંપડી તાડનાં લાંબાં પાંદડાંથી બનેલી હતી. ટોળાનાં માણસો કોઈ અજાણી આ શંકાથી વ્યાકુળ બની ગયા. પેલા વૃધ્ધે મંત્રોચ્ચાર કરી તેમને શાંત કર્યાં. બરાબર એજ વખતે અગિયાર હથિયાર બંધી પુરુષો ખુલ્લા પગે અને નગ્ન શરીરે એ ઝુંપડી તરફ આગળ વધ્યાં. પેલો વૃધ્ધ પોતાની ટોળીના માણસો ઝુંપડી નજીક ઉપસ્થિત થયા એટલે શહામૃગનો એક પગ છેદી તેમાંથી વહેતું લોહી એક પાત્રમાં ઝીલી લઇ પોતાના અનુચરોના અંગ ઉપર છાંટયું. પછી પેલા અગિયાર માણસો વૃધ્ધ તરફ મ્હોં ફેરવી નમાજ પઢતા હોય એવી રીતે ઉઠબેસ કરવા લાગ્યા અને વિચિત્ર કંઠે કાંઇ બોલવા લાગ્યા

થોડા વખત પછી એ અગિયાર અનુચરો એક બીજા સાથે ગોઠવાઇ જઇ સામે જવા લાગ્યા. સૌથી પહેલાં એક દસ-અગિયાર વર્ષના છોકરાએ એ ઝુંપડીમાં પ્રવેશ કર્યો, તથા એક ખાડામાં હાથ નાખી વિકટ અવાજથી તે કાંઇ બોલવા લાગ્યો. બીજા માણસો પણ તેના વાક્યનો પ્રતિધ્વનિ કરી વિકટ આર્તનાદ કરવા લાગ્યા. પછી એ છોકરાએ પેલા ખાડામાંથી લાંબા હાથ જેવો એક મોટો અજગર સાપ બહાર ખેંચી કહાડયો. અજગરને ઉંચકી તેણે તેની ફેણથી ચાર પાંચ ઇંચ નીચેથી મુખમાં પકડી રાખ્યો. અજગરના પુંછડાને એ છોકરાએ ડાબા હાથે ઉંચું પકડી રાખ્યું. આવી રીતે એ છોકરો વેદી તરફ અગ્રેસર થયો. તેના સોબતીઓએ નાચ અને ગાન શરૂ કરી દીધાં. અજગર મ્હોં ઉંચું કરવાનો પ્રયત્નો કરતો એટલે બાળક પાસે ઉભેલો માણસ શહામૃગનાં પીછાંથી તેના મ્હોં ઉપર આઘાત કરતો હતો. એ વિચિત્ર રીતભાત વાળા માણસોની અંદરના આઠ માણસો ઉપરોક્ત ખાડામાંથી એક એક સાપ ખેંચી કહાડી એ છોકરાની પાછળ પાછળ વેદીની આસપાસ ઘુમવા લાગ્યા. છોકરાએ થોડાં ચક્કર મારી અજગરને મેજ ઉપર મૂક્યો. મરી ગયો હોય એવી રીતે અજગર પડી રહ્યો. તેનામાં જાણે કે, હાલવાની શક્તિ પણ નહોતી. પછી છોકરાએ ફરી પેલા ખાડા પાસે જઇ બીજો એક મોટો સાપ ઉંચકી લાવી ટેબલ ઉપર મૂકી દીધો, તથા તેના સોબતીઓ ન્હાના સાપ હાથમાં લઇ ચર, ખેંચી કોઇ મંત્ર ઉચ્ચારવા લાગ્યા.

થોડા સમય સુધી આવી ક્રિયા કર્યા પછી એ માણસો એક બાજુએ ચાલ્યા ગયા એટલે મેં સ્ત્રીઓની એક ટોળીને રંગભૂમિ પર ઉતરતી જોઇ. એ મહિલા મંડળના શરીર તેમજ મસ્તક કપડાંથી ઢંકાયેલાં હતાં. દરેક સ્ત્રીના મુખ ઉપર લાંબો બુરખો હતો અને બુરખાની અંદરથી જોઇ શકાય એવી રીતે આંખો આગળ નાની જાળી ગુંથવામાં આવી હતી.

ગજગામિની જેવી ગતિથી આવી ગંભીર ભાવથી એ સ્ત્રીઓ ધીમે ધીમે વેદી ઉપર બેઠી. પછી સૂર કહાડી માથાં હલાવી ઉચ્ચ કંઠે તેઓ કાંઇ બોલવા લાગી. પછી વૃધ્ધ સરદારના હુકમથી તેમણે દરેકે પોતાના ખીસામાંથી એક એક નાનું કુરાન બહાર કહાડયું, અને તેઓ કુરાનના એક ભાગને સૂર કહાડી વાંચવા લાગી. આ વખતે પુરુષો પણ આવી તેમની સાથે જોડાયા. સ્તબ્ધ બની જઇ હું આ સઘળો અદ્ભુત દેખાવ જોવા લાગ્યો. કોઇ અદ્ભુત માયાપુરીમાં હું ઉપસ્થિત થયો છું એમ મને લાગ્યું. આ માણસોએજ અલજીરીયા, ટ્યુનીસ અને મિસરમાં ક્રિશ્ચિયનો વિરુધ્ધ યુધ્ધની આગ સળગાવી હતી. તથા વિદેશીઓને દુઃખી કરી હાંકી કહાડવા માટે તેઓ અહિં કારસ્તાન કરતા હતા અને વિચિત્ર સાધનો શોધતા હતા.

તેઓ હવે શું કરશે એ જાણવા માટે મારું કૌતુહલ ઘણું વધી ગયું હતું. સ્થાનકાળ ભૂલી હું જે પરદા પાસે ઉભો રહ્યો હતો, તેને વધુ ખસેડી બરાબર જોવાની ખટપટ કરવા લાગ્યો.

સરદાર વૃધ્ધે એકાએક હાથતાળી વગાડી એટલે સઘળું શાંત થયું. એક સાથે બધા માણસો ચુપ થઇ ગયા. વૃધ્ધ ગંભીર કંઠે બોલ્યો:-“હે વત્સો! આપણા ઉપર ગુપ્તદૂતની નજર પડી છે. તેથી આપણું કાર્ય ગુપ્ત રહી શકવાનું નથી.”

વૃધ્ધના અનુચરોએ ધીમા અવાજે પૂછ્યું:-“આપના કથનનો સારાંશ અમે સમજી શકતા નથી.”

“આ પરદાની પાછળ એક અજાણ્યો માણસ છે! આપણી છુપી હકીકત આટલા દિવસે જાહેર થઇ ગઇ છે.”

મારી ગભરામણનો પાર રહ્યો નહિ. દસબાર માણસોને મારા તરફ દોડી આવતા જોઇ હું પાછળના ભાગમાં આવેલી અંધારી સુરંગમાં ઝડપથી ચાલવા લાગ્યો. આરબોએ મારી પૂંઠ પકડી. ઘોર અંધકારમાં ઘણી વખત હું ગબડી પડયો તથા ઉઠી જે તરફ રસ્તો મળ્યો, તે તરફ દોડવા લાગ્યો. એક સુરંગમાંથી વાંકો મેં બીજી સુરંગમાં પ્રવેશ કર્યો, પરંતુ દુશ્મનોએ મારો પીછો છોડયો નહિ. વિદેશી હોવાથી તેમના હાથમાં સપડાતાં મારા જીવનનો અંત આવશે એમ સાફ સમજી શક્યો.

ઉન્મત્ત બનેલા આરબોની ટોળી હાથમાં નાગી તલવારો લઇ મારી પાછળ પડી હતી. એ અંધકારમય સુરંગમાં શત્રુઓના હાથમાંથી પ્રાણનું કેવી રીતે રક્ષણ કરવું એ હું નક્કી કરી શક્યો નહિ. સેંકડો વખત મૃત્યુના પંજામાંથી મારું રક્ષણ થયેલું હોવાથી બળહીન બની જઇ હું નિરાશ થયો નહિ પરંતુ આશાના અનેરાથી દોડવા લાગ્યો. છેવટે જે ઓરડીમાંથી લેશ અર્ધમંદ મળ્યો હતો તે ઓરડામાં હું જઇ ચડયો. પાછળ આવતા આરબોની વિકટ ગર્જના હું સાંભળી શકતો હતો.

મેં ઝડપથી પેલું [illegible] જેવું પથરથી બનેલું દ્વાર સુરંગના મ્હોં પાસે હડસેલી મૂક્યું. પછી બને હાથથી તેને કેવી

હું બેસી રહ્યો. પુષ્કળ પરિશ્રમથી હું હાંફવા લાગ્યો હતો. છતાં મેં એ પાષાણદ્વારને છોડયું નહિ.

ક્ષણકાળ પછી સુરંગની અંદર શત્રુઓનાં પગલાંનો અવાજ મેં સાંભળ્યો તથા તેમના કંઠધ્વનિએ મારા કાનમાં પ્રવેશ કર્યો તેઓ ગર્જના કરી કહેતા હતા કે, એ છુપા દૂતનું ખુન કરો. તેને પકડી અગ્નિકુંડમાં ફેંકી દો. કોઇ પણ રીતે એ નાસી છુટવો જોઇએ નહિ. પાષાણ દ્વારની પેલી બાજુએ નજીક આવ્યા પછી તેઓ દ્વાર શોધવા લાગ્યા; પરંતુ મેં અગાઉથીજ માર્ગ બંધ કરી દીધો હતો. દુશ્મનો દ્વારનું એક પણ ચિહ્ન જોઇ શકયા નહિ. થોડા સમય સુધી વૃથા પ્રયત્ન કરી તેઓ દૂર ચાલ્યા ગયા છતાં હું નિશ્ચિત થયો નહિ. થોડા સમય પછી તેમનાં પગલાંનો અવાજ સંભળાતો બંધ થયો. હવેજ મારા મરણ તોલ દેહમાં પુનઃ નવજવાન આવ્યું. મારા આનંદનો પાર રહ્યો નહિ. નિશ્ચિંત ચિત્તે હું આરામ લેવા લાગ્યો. એ આરબોની ટોળી જે પાતાળ ગૃહમાં હું હતો તેના અસ્તિત્વથી અજ્ઞાત હોવી જોઇએ. નહિ તો આવી રીતે આત્મરક્ષણ કરવાનું કામ મારે અશક્ય થઇ પડયું હોત જો પેલા પાષાણ દ્વારની તેમને માહિતી હોત તો દસ બાર માણસો મહેનત કરી તેને જરૂર હડસેલી શકત તથા તેમની એકત્રિત શકિત આગળ મારે પરાજિત થવું પડત. પરમેશ્વરની કૃપાથી હું આવી રીતે આવી પડેલી આફતમાંથી બચી ગયો; પરંતુ એ જમીનના ગર્ભમાં આવેલા ભેદી ભોંયરામાંથી બહાર નીકળવાનો કોઇ પણ માર્ગ મને સુઝ્યો નહિ. વળી ભોંયરામાં વધુ દિવસ જીવંત રહી શકાય એવી આશા નહોતી. અવસની ભાવથી હું સુઇ ગયો. ઉત્તેજના પછી અવસાદ આવી મને અવસન્ન બનાવી દીધો.

( અપૂર્ણ )



---

# છુપી પોલીસ

વાર્ષિક લવાજમ રૂ. ૩ વી. પી. સાથે રૂ. ૩-૪-૦

હિંદ બહાર રૂ. ૫

મોજ-મજાહ કાર્યાલય

ગીરગામ ખટાઉ બીલ્ડીંગ મુંબાઇ ૪

સિવાય લેવી એ ચોરી કરવા બરાબર છે.' એવાં વાક્યો હું લખી રાખત."

ચ્હા પીધા પછી બધા પોલિસ સ્ટેશને ગયા. રજનીએ પોતાની જપ્પાની ગઝલ કબ્જાશીમાં લખાવી તથા ચંપકે પોતાની રૂમનો નકશો ચીતરી રજૂ કર્યો.

બધા રસ્તેથી ઘર તરફ પાછા ફરતા હતા એવામાં એક મકાનના પહેલા માળના છજામાં નજર પડતાં ચંપક બોલી ઉઠ્યો, "મ્હારી કળાનું કેંદ્ર અહીં ક્યાંથી ? !"

છજા તરફ જોઈ રજની બોલી ઉઠ્યો, "મ્હારી માનસી પ્રતિમા આ રહી !"

ઉપરથી દ્રૌપદી બોલી ઉઠી, "તમે કોણ છો ? હું તમને ઓળખતી નથી !"

વિસ્મિત બની રજની અને ચંપક દ્રૌપદી તરફ જોઈ રહ્યા. પ્રાણુલાલે કહ્યું, "લવ અને કુશના ચહેરામાં આવી જ સમાનતા હતી. આકૃતિની સમાનતા જોઈ વિસ્મિત બનવું જોઈએ નહિ."

ચંપકે મલિન મુખે કહ્યું, "મ્હેં ચોરી કરી છે એ અપરાધ હું ભૂલી જઈશ. ખેદની વાત એટલીજ છે કે, મેંડલ ગૂમ થવાથી ચિત્ર ચીતરવાનું કામ હવે થઈ શકશે નહિ."

રજનીએ બંને હાથ લંબાવી કહ્યું, "અને માનસી પ્રતિમા સિવાય યથાર્થ કાવ્ય મ્હારાથી રચી શકાશે નહિ. હે સરસ્વતિ ! આપ મ્હારી સાથે ચાલો.

દ્રૌપદીએ કહ્યું, "બેવડો હોવી તદ્દન પાગલ બની ગયા હો એમ લાગે છે. જલદી તમારે રસ્તે પડો; નહિ તો પોલિસને બોલાવી પકડાવીશ."

વિનયે કહ્યું, "આ ઉત્તમ વૈજ્ઞાનિક ઉત્તર છે; એમાં પૂરતી વિજળીનો સમાવેશ થયેલો છે."

પ્રાણુલાલે કહ્યું, "એ રજપૂત, મરાઠા કે અરબ રમણી હોવી જોઈએ. એ રમણીના દાંત સાથે આના દાંત મેળવી જોવાથી મ્હારી વાતની સત્યતા સમજી શકાય તેમ છે.

રજનીએ કહ્યું, "જો આપના કેશકલાપની એક લટ આપશો તો તેના ઉપર હું એક સુંદર કાવ્ય લખીશ. રમણીના ચોટલામાં આખી દુનિયાનાં કાવ્ય સમાયલાં છે."

'ચોર-ચોર' કહી દ્રૌપદીએ બૂમો પાડવા માંડી એટલે ચારે ચતુર મિત્રો ઝાપથી નાશી ગયા.

ઘેર ગયા પછી થોડો દમ લઈ વિનયે કહ્યું, "જો Power house dynamo ને બદલે સ્ત્રી રાખવામાં આવે તો ખર્ચ ઘણું ઓછું થઈ જાય; કેમ કે સ્ત્રી જાતિની વિજળી તીવ્ર અને શક્તિશાળી છે"

પ્રાણુલાલે કહ્યું, "આપણી સુર્પણખા કિંવા હેડંબાનું લોહી એની નસોમાં છે; પરંતુ લક્ષ્મણ અગર વૃકોદરના જેવી શક્તિ આપણામાં નથી; એવી શક્તિ હોત તો આપણો પરાજય થાત નહિ."

આહાર કરવાથી આપણી શક્તિમાં વધારો થાય તેમ છે."

પ્રાણુલાલે કહ્યું, "રામાયણ અને મહાભારતના યુગમાં આપણા દેશમાં કોડલીવર ઑઈલ વિશેષ પ્રમાણમાં વપરાતું હતું એ ચોક્કસ છે."

રજનીકાન્ત અને ચંપકલાલ શ્રાવણના આકાશ જેવાં મ્હોં કરી બેઠા હતા. વિનયે તેમના તરફ જોઈ ગંભીર ભાવથી કહ્યું, "તમારે ઘણા વખત સુધી વૈદ્યુતિક ચિકિત્સા કરાવવાની જરૂર છે. Frenzy લેતા રહેવાથી તમારા શરીરની વિજળી સાથે મનની વિજળી પણ ઓછી થઈ ગઈ છે. એથીજ તમે દ્વારને તાળું વાસવું ભૂલી જાઓ છો. અને બારણાં ઉઘાડાં જોઈ ચોર ચોરી કરે છે. મ્હારી રૂમને બે તાળાં હોવા છતાં ચોર પકડવાની ટ્રૅપ trap માટે અમેરિકા ઓર્ડર લખવાનો હું વિચાર કરૂં છું."

પ્રાણુલાલે કહ્યું "Frenzy વસ્તુજ ખરાબ છે, સમુદ્રમંથનમાંથી પ્રકટ થયેલો પદ્મિનીનો ઇતિહાસ એનું પ્રમાણ છે."

વિનય બોલ્યો, "બરાબર છે. મિજાન નહિ જાણવાથી માણસ ઘણા ભ્રમ કરે છે."

પ્રાણુલાલે ઉમેર્યું, "પ્રશ્નતત્ત્વની અજ્ઞાનતાથી આવું જ પરિણામ આવે છે."

વિનયે કાંઈ વિચાર કરી કહ્યું, "કલ્પના એ એક પ્રકારનો ઉત્કટ વ્યાધિ છે તથા એ વ્યાધિ બીજાણુ સ્પર્શાક્રમક નહિ હોવા છતાં ક્ષય કરતાં ઓછો ભયંકર નથી. એ બીજાણુઓ મનુષ્યના મસ્તકને મૂઢ બનાવી દે છે તથા યથાક્રમે મસ્તક વિકાર ઉત્પન્ન પડે છે. આમ હોવાથીજ કોઈ એક કલ્પનાપ્રિય વ્યક્તિએ પશ્ચાતાપ કરતાં કહ્યું છે કે,

"The lover, the philosopher, and the poet
Are by imagination all compact—".

પ્રાણુલાલે કહ્યું, "તદ્દન ખરી વાત છે. થોડા ફેરફાર કરી તેની શિલાલિપિ તૈયાર કરવી જોઈએ.

"The lover, the artist, and the poet
Are by imagination, all compact—"

વિનયે કહ્યું, "હું જર્મનીથી એક Nerve cell મંગાવી આ બીજાણુઓનો experiment કરીશ જો શરીરમાં પુષ્કળ પ્રમાણમાં વિજળી હોય તો આ સઘળા વ્યાધિઓ સહેલાઈથી મટી જાય છે, એ વાત હું સાબિત કરી બતાવીશ"

એ યંત્ર આવે ત્યાં સુધી વિનયે ચંપક અને રજની માટે ચોખા, ડુંગળી તથા કોડલીવર ઓઈલની વ્યવસ્થા કરી, વિનયનો ઘણો આગ્રહ હોવા છતાં તેમણે માછલાંનો ઉપયોગ કરવાની સાફ ના પાડી.

ચંપક અને રજનીના મનની હાલત પ્રતિવાદ કરવા જેવી નહોતી. હાલ તરત તેમણે વિનયની વ્યવસ્થા સ્વીકારી લીધી, અને નોકરી મેળવવા માટે જાહેર ખબર આપી દીધી.

સંપૂર્ણ.

# તકદીરની તાસિર

લખનાર—રા. રમણિક અ. મ્હેતા

(ગયા અંકથી સંપૂર્ણ).

ડેનીવીચને તપાસ કરતાં માલમ પડયું કે ઓસ્માનો સિપાઇ ભાઈ, જે દિવસે ખૂન થયું હતું તે ગતે પોતાની બ્હેનને ત્યાંથી પોતાને ગામ જવા નીકળ્યો હતો. ડેનીવીચ તેને ગામ ગયો. ત્યાં જઈ તપાસ કરતાં માલમ પડયું કે સિપાઇ ભરચા તો પોતાની રજા પુરી થવાથી કોન્સ્ટાન્ડ ચાલી ગયા હતા. પણ ડેનીવીચને ત્યાં બીજી કેટલીક હકિકત જાણવાને મળી. તે જુવાનના માબાપ ખેડુત હતાં. ગરીબ સ્થિતિનાં હતાં. અજાયબીની વાત એ હતી કે તેઓની પાસે પૈસા આવ્યા હોય એમ જણાતું હતું. તેઓએ નજીકના ગામના મેળામાં જઇ બે સારી ગાયો અને એક ઘોડો ખરીદ કર્યો હતો. એક નાના ગામમાં એક ખેડુત બે ગાયો અને એક ઘોડો ખરીદ કરે અને એ ઘણાને નવાઇ લાગે તેવું હતું આ પૈસા આવ્યા કયાંથી? લોકવાયકા એવી હતી કે ખેડુતના છોકરાએ નાણાંની જોગવાઈ કરી આપી હતી. ડેનીવીચને તપાસ કરતાં એમ માલમ પડી આવ્યું કે આ ઉપરાંત આન્દ્રેનો પિતા, વાઈઝમેન નામના એક ખેડૂત પાસેથી ખેતર વેચાતું લેવાની ગોઠવણ કરતો હતો. વાઇઝમેન અસ્સલ જર્મન હતો. રૂસિયામાં આવી વસ્યો હતો અને ત્યાંનોજ વતની બની ગયો હતો. તે નાણાંની ભીડમાં હતો અને ખેતર ગીરો મકયું હતું. આ ખેતર આન્દ્રેનો પિતા ખરીદ કરવાની ઇચ્છા ધરાવતો હતો, અને એ ખેતરને માટે તેણે ૮૦૦ રૂપિયા બાના તરીકે આપ્યા હતા. આ નાણાં રીરકોફવાળાં હતાં, કારણ કે જે નોટો તેણે આપી હતી તે નોટોનો નંબર ડેનીવીચે મેળવ્યો. અને તેનો ભેદ માલમ પડયો. ડેનીવીચ તરતજ બે સિપાઇને લઇને તે ખેડુતને ત્યાં ગયો અને પુછપરછ કરી. ડેનીવીચે પુછયું કેઃ "આ રકમ કયાંથી મળી?"

"મારા છોકરાને નોટો જડી હતી અને તેણે તે મને આપી!"

"રસ્તામાં જડેલી વસ્તુ પોલિસને સ્વાધીન કરવી પડે છે એ ખબર નથી?"

"સાહેબ, ઇશ્વરે જ્યારે દયા કરી અમારૂં દુઃખ કાપ્યું ત્યારે અમારા જેવા રંક માણસો હાથમાં આવેલી સિપાઇને લક્ષ્મી પાછી ઠેલે નહિ એ બનવા જોગ છે?"

"એમાંની બીજી રકમ તમારી પાસે છે કે?"

"જી, હા." એટલું કહી પેટારામાંથી બાકીની નોટો કાઢી બતાવી. બાકીની રકમ થોડી ઘણી ખર્ચાઇ ગઇ હતી. છતાં રૂ. ૧૫૦૦ ની નોટો હતી.

આ નોટો લઈ ડેનીવીચ સેંટપીટર્સબર્ગ આવ્યો હતો અને તે નોટો તેણે બચાવપક્ષના વકિલને આપી હતી, જેણે તે પરથી કેસને અગત્યતામાં નાખી દીધી હતી. હવે ડેનીવીચનું કામ ઓસ્મા અને આન્દ્રેને પકડવાનું હતું. સમન્સ લઇ તમને પકડ-વામાં આવ્યાં. ઓસ્મા ગમરાઇ પણ તેણે ગુન્હાનો સ્વીકાર કર્યો નહિ. આન્દ્રેએ નોટો ચોરી હતી તે કબુલ કર્યું પણ ખુનની વાત માની નહિ. તે તો એમજ કહેવા લાગ્યો કે હું નિર્દોષ છું.

"ત્યારે રીરકોફનું ખુન કોણે કર્યું?"

"હું ધારૂં છું કે ખુન ઇવાનોફે કર્યું હોવું જોઇએ. મને મારી ભાવી પત્નીએ કહ્યું કે 'શેઠનું કોઇએ ખુન કર્યું છે. તે બિચારાને જમીન પર પડેલા છે. માથામાં ગોળીનો જખ્મ છે. ટેબલપર નોટોનો ચોકો છે.' આ નોટો તેણે મને લઇ લેવા કહ્યું અને નોટો લઇ હું ચાલી ગયો."

ડેનીવીચને આ વાત ખરી લાગી નહિ, કારણ કે જો ઇવાનોફે પૈસાને માટે ખુન કર્યું હોય તો બાકીની નોટો રહેવા દઇને ચાલી જાય નહિ બંને જણાને જેલમાં નાંખવામાં આવ્યાં. જેલમાં તેમનાપર સખ્તાઈ ગુજારવામાં આવતી હતી. કારણ કે રૂશિયાની જૂની જેલની વ્યવસ્થા ઘણી ખરાબ હતી. જેલની સખ્તાઇએ તેમના મનપર જાદુઇ અસર કરી. ઓસ્માએ નીચે મુજબ હકિકત ન્યાયાધિશ આગળ કબૂલ કરી.

'રિરકોફનું ખૂન થયું તે પહેલાં બે દિવસથી આન્દ્રે આવીને ઘરમાં રહેલ હતો. જે દિવસે ખુન થયું તે દિવસે મારા શેઠ અને ઇવાનોફ બેંકમાં જઈ પાછા આવ્યા. ત્યારે ભોજનની વ્યવસ્થા માટે શું કરવું, તે પુછવા માટે હું તે ઓરડામાં ગઇ. ટેબલપર નોટોનાં બંડલ પડયાં હતાં મેં રીવોલ્વર સંબંધી થતી વાત સાંભળી અને ઇવાનોફને રીવોલ્વર આપતાં જોયો. આ પરથી મારા મનમાં એમ થઇ આવ્યું કે શેઠનું ખુન કરી, પૈસા લઈ લેવા અને ખુનનો આરોપ ઇવાનોફપર ઢોળી દેવો એ રમત છે. ઘરમાં મુરોલી નડે એવું કંઇ નહતું. હું મારા ભાવી પતિ પાસે ગઈ અને તેને બધી હકિકત સમજાવી. આવી મોટી રકમ આપણા હાથમાં આવશે તો ભવિષ્યની ચિંતા ટળશે અને આપણે સુખેથી રહીશું. એમ કહ્યું તેણે મારૂં કહેવું માન્યું. હું ફરીથી મારા શેઠના ઓરડામાં ગઇ. શેઠ કાગળ લખતા હતા. મેં ટેબલ પરથી પ્યાલા અને રકાબી ઉપાડી લીધાં. તેની સાથે છાનીમાની રિવોલ્વર પણ લઇ લીધી. તે લઇને મેં આન્દ્રેને આપી. પછી તરતજ અમે બન્ને જણા પાછા ગયાં. મેં ધીમેથી બારણું ઉઘાડયું. આન્દ્રે વાંકો વળી ચુપચુપ હાથ અને ગુંટણ ટેકવી અંદર દાખલ થયો અને શેઠને ઠાર કર્યો. બાદમાં નોટો લઇ તરતજ આન્દ્રે નાસી ગયો અમે ધારતા હતા કે ઇવાનોફને માથે ખુનનો આરોપ આવશે, અને પુરાવો નહિ હોવાથી સપડાશે."

જો ડેનીવીચે આ કેસ હાથમાં ન લીધો હોત તો ગરીબ બિચારો ઇવાનોફ ફસાઇ જાત. બદમાશો પોતાની નેમમાં ફાવી જાત અને અમન ચમનમાં દિવસ ગુજારત. કોર્ટમાં કેસ ચાલ્યો ત્યારે ઓસ્માએ બધી વાત વિગતવાર કબૂલ કરી. ઇવાનોફે જે રીસીટ લખી આપી હતી તે આન્દ્રે પાસેથી મળી આવી. ઇવાનોફ નિર્દોષ ઠર્યો. આન્દ્રે અને ઓસ્માને સાઇબિરીયામાં દેશ નિકાલની સજા મળી. સત્ય છે કેઃ

કલજુગ નહિ કરજુગ હય, યહાં દિનકો દેવ રાત લે
કયા ખુબ સોદા નકદ હય ઇસ હાથ દે ઇસ હાથ લે.

(સંપૂર્ણ).

# ગાલિચો

લેખકઃ-રા. મિસ્કીન

મોહનપુર ગામને પાદરે ખળખળ, વહેતી નદીને કાંઠે એક નાનું પણ મનમોહક ઝુંપડું હતું. એમાં આજ દશબાર વર્ષથી એક વણકર રહેતો હતો. એનું નામ આનંદ હતું સૂરજ ઉગે ત્યાંથી આથમે ત્યાં સુધી એ પોતાના સ્થાનકે બેસી ગાલિચા વણતો. આ સિવાય એને બીજું એકે કામ નહોતું. ઉનાળામાં માથું ફાડી નાખે એવો સૂરજ તપતો હોય કે, ભર ચોમાસે ઝડીમાર વરસાદ વરસતો હોય કે, શીયાળાની કડકડતી ટાઢ હોય પણ એણે એક પણ દિવસ ગાલિચા વણવાનું બંધ રાખ્યું હોય એવું ગામમાં કોઇને પણ યાદ નહોતું, એ અહીં ક્યાંથી આવી વસ્યો હતો એ પણ ગામનાં લોકો નહોતાં જાણતાં, કોઇ એ માટે એને પુછે તો એ જવાબ પણ નહોતો આપતો એ પોતાના ધંધામાંથી પરવારે ત્યારે બીજાઓ સાથે વાત કરે નાં ! કોઇ એને ત્યાં આવે તોય ઠીક ને ન આવે તોય ઠીક એતો પોતાનું કામ હમેશ આનંદ ચિત્તે એક પળનો પણ વખત ન ગુમાવતાં કરેજ જતો હતો.

ગામમાં પ્રતિષ્ઠિત ગણાતા પણ કામમાં માત્ર ગપાજ મારનાર સજ્જનો તો ત્યાં ફેરી પણ નહોતા ખેતા.

હા ! કોઇ કોઇ દિવસ ગામના નાના નાના છોકરાઓ આનંદના રંગબેરંગી ભાતવાળા ગાલિચા જોવા જતા, ને તેને જોઇ આનંદ પણ પોતાના મનમાં પ્રસન્ન થતો, છોકરાઓ એને જુદા જુદા પ્રશ્નો પુછે ને તે હર્ષથી એ બાળકોને એવાજ જવાબ આપે.

સવાર સાંજ આનંદના ઝુંપડા પાસે અનેક બાઇઓ પાણી ભરવા આવતી પણ આટલાં વર્ષોમાં એણે એક દિવસ પણ બાઇઓ સામું ઉંચી નજરે નહોતું જોયું. કોઇ એના કામના વખાણ કરે તો તે લગીર પણ ખુશી નહોતો થતો. તેમ કોઇક વખોડે તો કરાંજી પણ નહોતો થતો.

ગાલિચો પુરો થયે, એ એકજ વેપારીને આપતો ને વેપારી જેટલા પૈસા આપે એટલા લઇ ચુપચુપ એ પોતાને ઝુંપડે આવતો.

જેમ બાળકો ઉપર તેમ પશુપક્ષીઓ ઉપર પણ તેને અનહદ પ્રેમ હતો. એ હમેશ સવારે વહેલાં ઉઠી રાંધી મુકેલ રોટલા બપોરે ખાવા બેસતો ત્યારે તેની સામે પશુપક્ષીઓની પંગત બેસતી. એ બેઠેલી પંગતને સંતોષી વધેલા અન્નમાંથી પોતે ખાતો ને પછી પ્રસન્ન ચિત્તે પાછો પોતાને કામે બેસતો.

એ જ્યારે ગાલિચા વણતો ત્યારે એના અંતરમાં અનેક ભાતો અને રંગો ઉભરાતા એવીજ ભાતો અને રંગો એ પોતાની પ્રત્યક્ષ કૃતિમાં ઉતારતો.

કામ કરતાં કલાકો સુધી આંખનું મટકું માર્યા વગર એ નદીને કાંઠે લીલાછમ ઝાડોના છોડોની સામે જોઇજ રહેતો જ્યાં તેના હાથો તો અનેક ભાતીગળ ભાતો ગાલિચામાં ગુંથેજ જતા હતા.

તૈયાર થયેલો ગાલિચો કોઇ વેપારી તેને ત્યાં લેવા આવે ત્યારે, માતા પોતાના બાળકને પ્રેમભરી નજરે જોઇ રહે તેમ એ પણ વેપારીના હાથમાં ગાલિચાને મુકતા જોઈ રહેતો ને પોતાના મનમાં બોલતો-"આ સુંદર ગાલિચો કોઇ દુઃખી જીવનું જરૂર સમાધાન કરશે."

આમ 'આનંદ' હમેશ પોતાના ધંધામાં મશગુલ અને આનંદીજ રહેતો. જ્યાં એકજ દિવસ એકજ પ્રસંગે એના એ અનંત આનંદનો નાશ કર્યો.

એ વસંતની સંધ્યા હતી. આનંદના ઝુંપડા પાછળ આંબાના ઝાડ ઉપર કોયલ ટહુકતી હતી, સૂરજનાં શાંત કીરણો નદીના વહેતા પ્રવાહમાં પડી નદીને સોનેરી રંગે રંગતા હતાં. આવું અપુર્વ સૃષ્ટિ સૌંદર્ય 'આનંદ' આનંદભરી નજરે જોતો અને પુરા કરેલા ગાલિચાના છેડાના છેલા તારો એક પછી એક બીજા તારો સાથે વીજળીની ઝડપે ગુંથતો હતો આજ એની ચિત્તવૃતી બહુજ પ્રસન્ન હતી.

આજે એને ત્યાં ત્રણ મહેમાનો આવ્યાં હતાં. તેમાં એક તો જેને પોતે પોતાના ગાલિચા આપતો હતો તે વેપારી ને બીજા બે મહેમાન એ વેપારીની સાથેજ શ્રી નગર-કાશ્મીરથી આવેલ હતાં શ્રી નગરથી આવેલ સજ્જનનું નામ ગોપીનાથ હતું. ને સાથે તેની બ્હેન કમલી હતી. આ આવેલ મહેમાનોને એક વખત ઉંચી નજરે નિહાળી આનંદ પાછો પોતાના કામમાં તદ્રુપ બન્યો.

આનંદનો આ સ્વભાવ આનંદના ગાલિચા લેનાર વેપારી જાણતો હોવાથી માત્ર એ એટલુંજ બોલ્યો-"કેમ આનંદ કેમ છે !"

આનંદ પાસે તો જવાબ આપવા જેટલો પણ વખત નહોતો એ તો પ્રસન્ન ચિત્તે પોતાના કામમાંજ મશગુલ બન્યો હતો.

"આજ એ વણકર કે જેની વણવાની કળાએ આપ કાશ્મીરથી અહીં ખેંચાઇ આવ્યા. આ કળાબાજ વણકરને એકજ ભાત કે એકજ જાતના રંગોના ગાલિચા વણવા પસંદ નથી પણ નિત્ય નવી નવી ભાતો અને નવા નવા રંગોની વાનગીઓ ભરી ગાલિચાઓ વણે છે. આજે જે ભાત કે રંગ એના હૃદયમાં તૈયાર થાય એજ ભાત અને રંગ ગાલિચામાં ઉતારશે. વળી આવતી કાલે કોઇ જુદીજ ભાત અને જુદાજ રંગ એના ગાલિચામાં તરવરતા હશે. વળી હું જે બીજા વણકરોને કામો માપ આપુ છઉં એજ માલ હું આને આપું છું. પણ બીજા વણકરો જે નથી કરી શકતા તે આ એજ કાચા માલમાંથી બનાવે છે ને એથીજ બીજા વણકરોના ગાલિચા કરતાં આના ગાલિચા સર્વોત્તમ બને છે."

આમ ગોપીનાથ સાથે વાત કરી વેપારી આનંદ સામે જોઈ બોલ્યો, "આનંદ, આ સરદાર ગોપીનાથ અને આ એનાં બ્હેન કમળા તારા ગાલિચા જોઈ શ્રીનગરથી તને જોવા આવ્યાં છે. કમળા બ્હેન ગાલિચા વણવાની કળાને બહુ રસ ભરી રીતે નીરખે છે. 'એમ કહે છે કે આવા સુંદર ગાલિચા મેં અત્યાર સુધી ક્યાંય જોયા નથી. શ્રીનગર કે જે ગાલિચા વણવાનું મુખ્ય મથક ત્યાં પણ આવા ગાલિચા તૈયાર નથી થતા માટેજ આવું સુંદર કામ કોણ અને કેમ તૈયાર કરે છે એ નજરે જોવાં અહીં આવ્યાં છે."

આનંદ અત્યારે પોતાના કામમાંથી પરવાર્યો હતો. ને આ જાત્મિલયક ભાષણ એ હસતે મુખે સાંભળતો હતો. ભાષણ પુરૂં થતાં નીચીજ નજરે એ બોલ્યો. "મારામાં જોવા જેવું શું છે! બીજા વણકરો જેવોજ હું છઉં. પણ બીજા વણકરોની વણવાની કળાથી મારી કળા કાંઈ જુદી નથી એ તો તમે જાણો છો તો પછી આ સજ્જનોને અહીં સુધી લાવવાની શા માટે તસ્દી લીધી? એમને મારા વણેલા ગાલિચા જોઈ આનંદ થયો એટલુંજ મારે માટે પુરતું છે"

આનંદના મુખની આવી વાત સાંભળી સરદાર ગોપીનાથ બોલ્યા "તમે સાદાને શ્રમજીવી છો એ સાચું છે પણ તમારૂં કામ સાદું છે એવું અમને નથી ભાસતું. તમારા ગાલિચા જોઈ મનેમાં બહુ આનંદ થયો એ ખરૂં પણ એથી વધારે તો આશ્ચર્ય થયું તેમાં એ વળી અમારી નાની બ્હેન કમળા એ કળામાં બહુ રસ લેનારી છે. માટે એણે તો બહુજ આગ્રહ ધર્યો કે તમને તેમજ તમારા કામને નજરેજ જોવાં એટલેજ અમો અહીં આવ્યાં છીએ! તમને જો હરકત ન હોય તો એમને તમે ગાલિચા કેમ વણો છો એ બતાવો. હું અથવા તો મારી બ્હેન કમળા તમારી એ કળા જાણી લઈ ધંધો શરૂ કરશું એવું મનમાં આણશો નહિ."

અત્યાર સુધી આનંદે ઉંચી નજરે જોયું જ ન હોતું તેણે ગોપીનાથની વાત સાંભળી ઉંચી નજર કરી તો ગોપીનાથની બાજુમાંજ તેની બ્હેન કમલા ઉભી હતી. ઉંચી નજર કરતાંજ કમલાની નજર સાથે તેની નજર એક થઈ એક પળ એ નજર એમજ રહી. પણ પાછી તરતજ આનંદે પોતાની નજર નીચે કરી શાંત ચિત્તે બોલ્યો. "શેઠ, મારી પાસે વધારે જાણવા જેવી કંઈ વાત છે એ હું જાણતો નથી. છુપું રાખું એવું તો મારી પાસે કાંઈ નથીજ. બીજા વણકરો જેમ કામ કરે છે તેમજ હું કામ કરૂં છું મારા મનમાંજ અનેક નમુના કલ્પુંછું ને તે પ્રમાણે વણું છું. આથી વધારે એમાં હું કાંઈ કરતો નથી. તમે પુછશો કે ત્યારે આવા સુંદર ગાલિચા કેમ તૈયાર થાય છે? એનો જવાબ શું? અને કેમ આપવો એ મને સમજાતું નથી. ને સમજાશે પણ નહિ. બીજા વણકરોના કામમાં ને મારા કામમાં ફેરફ માત્ર આટલોજ છે કે હું પોતે મારૂં કામ પૂર્ણ ઉત્સાહથી કરૂં છું ને બીજાઓ તે પ્રમાણે કરતા નથી. આમ હું એમનો દોષ કાઢું છું એમ નથી. પણ મે માત્ર ફરક શું છે એ વાતે માટેજ આપને આટલું કહ્યું. જેમ ઈશ્વર આ શૃંગારવામાં તદરૂપ છે એમ અમો સંવે કારિગરોનું પણ સુંદર ઘરનું નિર્માણ કરવી અને પ્રભુની દયા ભીખવી એજ અમારી ઈચ્છા. એજ ઈચ્છામા તદરૂપ બની કામ કરવું ને શ્રમ પછી મન માન્યું કામ થાય એજ અમારો પૂર્ણ આનંદને એજ અમારૂં સુખ!"

આનંદનું બોલવું પૂર્ણપણે સાંભળી લીધા પછી ગોપીનાથ બોલ્યો, "તમે આવા શ્રમમા આનંદ કેમ સમજાવો છો એજ હું નથી સમજી શકતો."

આનંદ ધીમુ હાસ્ય કરી બોલ્યો. "તમને મારૂં બોલવું ન સમજાય એમાં આશ્ચર્ય જેવું નથી. કેમકે એ અનુભવ સિવાય સમજાય તેમ નથી. ઈશ્વરને પણ આખી સૃષ્ટિ નિર્માણ કરવામાં શું આનંદ આવે છે એ આપણામાં નવીઓને સમજાય છે!! આથી વધારે કહેવું એ મારે માટે અશક્ય છે."

આનંદની વાતને અંતે સૂરજ પણ સમુદ્રના પેટમાં સમાણો એટલે ગોપીનાથે આનંદના વેપારીને ઘર તરફ ચાલવાને કહ્યું. ચાલતાં ચાલતાં એણે આનંદને કહ્યું.

"આનંદ! તમે અમારી સાથે શ્રીનગર આવશો?" આનંદે જવાબમાં માત્ર પોતાનું માથું ધુણાવી ના પાડી.

વધારે આગ્રહનું પરિણામ માઠું છે, માની ગોપીનાથ, કમળા, તથા આનંદનો વેપારી પોતાના ઘર તરફ વિદાય થયા.

જતાં જતાં કમળાએ આડી નજરે આનંદ સામે જોયું. આનંદે પણ ઉંચુ જોઈ કમળાની નજર સાથે પોતાની નજર એક કરી. એક પળમાં બંનેની નજર નીચે ઢળી. કમળા પોતાના અંતરમાંજ એક ઉંડો નિશ્વાસ નાખી ગોપીનાથ સાથે આનંદનું ઝુંપડું છોડી ચાલી.

તેઓ નજર આડ થયાં ત્યાં સુધી આનંદ આંખનું મટકું માર્યા સિવાય એ તરફ સામું જોઈ રહ્યો. નજર આડ થતાં હતાશ હૈયે એ ઝુંપડીમાં આવ્યો.

આનંદ અંદર આવી ત્યાં પડેલી ગોદડી ઉપર પડ્યો. એની નજર સામે વર્ષો પહેલાનું જીવન ખડું થયું. અંતરના ઉભરા એક પછી એક મુખં વાટે બહારં પડવા લાગ્યા. "પ્રભો! મને શાંતિથી ક્યાંઇ જંપી બેસવાજં નથી દેવો? મેં તારો એવો કયો મોટો અપરાધ કર્યો છે? મારા જેવા પામર જીવને બળના મોતને શું મજા આવે છે?! નહિ! નહિ! એમાં તારો દોષ નથી. હુંજ મારા મનને વારી શકતો નથી. હુંજ અધુરો છઉં... શું એ હજુ કુંવારી હશે? ના, એ મનાયજ નહિ. પણ એ વિચાર હવે મારે શા માટે કરવા જોઈએ? એના વિચાર કરવાનો મને શો અધિકાર? આ બધીએ સ્મૃતિ અંતરમાંથી ઉડી જાય તો કેવો આનંદ થાય? હા, પણ તે બનવુંજ અશક્ય! બાર બાર વર્ષનું કરેલું તપ આજ એક ઘડીમાં ધુળ ભેગું થયું! હવે તો અહીંથી કોઈ બીજે સ્થળે જાવું એજ ઉત્તમ." આમ

કે ડાબલીને લીધે મારૂં મોત થશે સનજ્યોને માજી હ્યો હું શોધવા લાગું ચોપડીઓ અને ટોપી એકદમ ગમે તેમ ફેંકી દઈને માજીને ડાબલી શોધવા લાગ્યો. થોડીકવાર આડો અવળો ફર્યો છેવટે કંટાળીને માજીને કહ્યું માજી તમારી ડાબલીને તો કોઈ ઉસ્તાદ ચોર ઉપાડી ગયો હોય તેમ લાગે છે નહિ વળી ઘરમાંથી કયાં જાય?—હશે એ એ તો જડશે તું એક વાર ખાઈ લે પછી શોધાવજે—ના, માજી તમારી ડાબલી જ્યાં સુધી મળે નહિ ત્યાં સુધી મારે ખાવુંજ નથી—બહુ ડાહ્યો વળી. રમા ચાલ આને જમવાનું કાઢી આપ. જા એ તો અમે ઘરડાં થયાં તે ગમે તેમ બોલાઈ જવાય. ગાંડા બેસી જા ખાવા. શબ્દો કહેતાં કહેતાં તો માજી ગળગળાં થઈ ગયાં. ઇંદુ જમવા બેઠો જરા જમીને પછી તુરતજ ઉભો થયો. વળી પાછો શોધાવા લાગ્યો.

માજી તમારી ડાબલીને માટે જાહેર ખબર આપીએ તો એ લોકો શોધી કાઢશે. હમણાં એમને બહુ ફાવે છે—આજે પેલ પેપરને જાહેર ખબર આપું. કે જે અમારી ડાબલી શોધી આપે તેને એક તમાચો ઇનામ. જા, જા, મારા પીટયા એક તમાચો તે વળી લખાતો હશે કંઈ ભાનખાન છે કે નહિ? વળી પેલને શા માટે! કયાં બીજાં ઓછાં પેપરો બળ્યાં છે તારા બાપ કહેતા હતા કે પેલમાં તો એકલું ધર્મનું ભોપાળું બહાર પડે છે ના, ના, ત્યારે તો સૌરાષ્ટ્રમાં આપીએ. ઇંદુ બોલ્યો હા એ બહુ સારૂં છે—કાઠીઆવાડનું છે વળી ખુણે ખોચરેથી શોધી લાવે છે બહુ રસ છે. વળી મહેનત લઈને શોધ પણ ચલાવે અને માજી ભાવ તો જાણે કે સાકરનાજ ગાંગડા પણ એન. જાહેર ખબરોના ભાવ સાંભળ્યા છે? બહુ મોંઘા છે, અને એની જાહેર ખબરો ભેગી આપણી તો કયાંઈ સંતાઈ જાય...ઠીક છે તોય એને આપણે આપીએ ઇંદુ બોલ્યો હા એનેજ આપ બોલો ત્યારે માજી પત્ર લખોખાખુને? જુઓ નીચે પ્રમાણે લખ્યો છે.

અમારાં ૭૦ વર્ષનાં વૃધ્ધ માતુશ્રીની ૪૦ વરસની જુની ડાબલી નામે સ્ત્રી ફક્ત છીંકણી ભરવાનાજ કામમાં વપરાએલી આજ રોજ સવારના સાડાઆઠને પાંચ મિનિટે ગુમ થઈ છે. જોષિઓ, તત્વવેત્તાઓ, જ્ઞાનીઓ, બાળકો, વૃધ્ધો સ્ત્રીઓ પુરૂષો સર્વને હું જાહેર કરૂં છું કે તે ડાબલી જે શોધી આપશે તેને ફક્ત ૦-૧-૩.પાઈ નગદ રોકડા મુંબઈમરા મળશે મળો યા લખો.

મુ. ફુંમરાળા.
પો. ઓ. નં. +

તા. ક.—ડાબલીની તાકીદે જરૂર છે વહેલો તે પહેલો.

માજી, શીના પૈસા આપો માજી બિચારાં ભલાં તે ઉઠીને ત્રણેક લીટીને ૧-૮-૦ કાઢી આપ્યો કાલજ આવી જશે ને? હા માજી હવે ફિકર નહિ અરે નસીબમાં હશે તો આજે ને આજેજ ખીસામાં કાગળ નાંખી ઇંદુ ઘરની બહાર નીકળ્યો. સાંજ સુધી ગામમાં રખડીને આવ્યો દોઢ રૂપિઓ હતો તે નિરાંતે ભાઈબંધોની સાથે બેસીને ઉડાવ્યો.

માજી જોયુંને છાપામાં ખબર આપ્યા એટલે તો તુરતજ ચીજ મળી જાય છે પણ એક ફારસ થયું તે સાંભળી હ્યો. એક છાપામાં તો બબલી છે ત્યારે બીજામાં બબલી કોઈ હિંદુની કન્યા મુસલેમાનના ઘરમાં ગઈ. કેટલાએ ગપગોળા ઉડયા છે અને સાથે આપણો પણ જવાબ આવી ગયો છે લાવો પાંચ પૈસા એટલે હું છોડાવી લાવું. માજીએ પાંચ પૈસા ઇંદુના હાથમાં આપ્યા તે બહાર જવા જતો હતો એટલામાં તો એનો નાનો ભાઈ રમેશ સાથે થયો બહાર જઈ પાંચ પૈસાનું ચવાણું ઉડાવી તે ઘેર આવ્યો હ્યો માજી તમારી ડાબલી

હા......શ માજી તો ખુબ ખુશી થયાં:—

હવે મારી ડાબલી કોઈ લેશે નહિ જોને. બિચારા છાપાં-વાળા કેવા કેવા સારા કે તેમણે મારી ડાબલીના સારૂં કેવી મહેનત ઉઠાવીને શોધી આપી બિચારાં ડોસીનેમ.ને કયાં ખબર હતી કે આ બધા કામા ઇંદુભાઈના હતા.

માજી હવે આ પ્રમાણે કોઈ દિવસ રઝળતી ન મૂકશો. નહિતર હવે વધારે પૈસા આપવા પડશે. પછી તો તમે જાણો. આ વખતે ઇંદુનો નાનો ભાઈ રમેશ બધું સાંભળતો હતો તેણે માજીને કહી દીધું.

માજી...તમને ઇંદુભાઈએ છેતર્યાં તેણે બધાજ પૈસા લઈ લીધા છે તે આજે બહાર જઈને ચવાણું લઈને ખાતા હતો... હાથમાં લાકડી લઈને માજી ધીમે ધીમે પગને ઇંદુ તરફ ફર્યાં મારા રોયા. પૈસા જોઈતા હોય તો તારે મારી પાસેથી માગી લેવા હતા, પણ તને આવો ગઝબ કરવો ક્યાંથી સુઝ્યો આવવા દે તારા—બાપને. રમા વહુ આ છોકરાને બહુજ મોંએ ચડાવ્યો છે-એના બાપને બધું કહી દેજે નહિ તો વંઠી જશે—

અને વહુ આપણા ગામની પાડોશમાં રામદે પીરની જગા છે ને ત્યાં મેં ધુપ માન્યો છે અને હનુમાનને સવાપાશેર તેલ માન્યું છે તે ચઢાવી આવજો. ધન્ય હો અમારા ઇંડિઆનાં ઓલ્ડ માજીઓને— સંપૂર્ણ.

# સીનેમાના સમાચાર

વખનાર—રા. ચિત્રપટ

નવીન ફિલ્મો—

મદન કળા—શારદા ફિલ્મ કૃત—લેખક મી. નાનાભાઇ દેસાઇ, ડાયરેક્ટર મી. દીવાના, ફોટોગ્રાફર મી. નવલ ભટ.

વસ્તુ—રત્નમંજરી વખણાયા પછી મી નાનાભાઇ દેસાઇએ લોકોની ટેસ્ટ સમજી આ એવીજ બીજી વસ્તુ તૈયાર કરી છે. અને કે રત્નમંજરી જેવી તો નહિ પણ લોકોને આકર્ષિત લાગે છે ક્યાંક ક્યાંક સંકલના તૂટે છે પણ એકંદરે ઠીક છે. મી. ન.નાભાઇનો દેસાઇનો મુદ્દા લેખ હમેશાં કામમજ થતો જાય છે.

ફોટોગ્રાફી—શારદાની અત્યાર સુધી થયેલી ફોટોગ્રાફીમાં આ ચિત્રપટની ફોટોગ્રાફી ઠીક કહેવાય. રા. નવલ ભટ્ટ હવે કંઇ ખંતથી કામ કરતા માલમ પડયા છે અને મી. ભોગીલાલ દવે પોતાની જાતી દેખરેખથી કંપનીની ફોટોગ્રાફી સુધારતા માલમ પડયા છે.

અભિનય—એકાદ બે નવીન એક્ટરોએ કામ ઠીક કર્યું છે. મીસ મેરીની હમેશના માફક એકટીંગ છે, જ્યારે મીસ તારાની એકટીંગ ઘણીજ અકુદરતી માલમ પડે છે. અન્ય પાત્રો ઠીક કામ કરી જાય છે. અને મારામારીમાં તો શારદાના માણસો બીબાંઢાળ બનેલાં માલમ પડે છે.

એકંદરે—નાચ અને સુંદર વસ્તુથી ફિલ્મ ઠીક ઉપકારક છે.

નોતર્યાંરે બંદ—યુનાઇટેડ પીક્ચર્સ સી-ડીકેટ કરશી કૃત લેખક અને ડાયરેક્ટર મી. અરપીતદાર, ફોટોગ્રાફર મી. પાંડુરંગ તીસગીરી.

વસ્તુ—મેહાગાપૂના નર કેસરી લેખક રા. કેશવ સાહેબના પ્રખ્યાત નાટક ઉપરથી લેવામાં આવી છે અને તેમાં બીલકુલ ફેરફાર કરવામાં આવ્યો નથી.

ફોટોગ્રાફી—આગળના પીક્ચરો કરતાં રા. તીસગીરી હવે સુધરતા જણાય છે. અને આશા છે કે ભવિષ્યમાં તેઓ સારા ફોટોગ્રાફર નિવડે.

અભિનય—નાના કેરેક્ટરનું કામ કરનાર પુરુષ કંઇ સચોટ છાપ પાડે છે. એક મહાન નરની ગંભીરતા તે પહેલેથી છેવટ સુધી સાચવી રાખે છે. રાજ ખટપટ અને કાવાદાવામાં મનને સ્વસ્થ રાખી શકે છે. અન્ય નટ અને નટીઓનું ઠીક કામ છે. એકંદરે જો કે પીક્ચર ટૂંકું જાય છે છતાં વસ્તુની રચના બરાબર સચવાય છે.

નવીન ખબરે.—

કોહીનુર—મુમતાજ મહાલ તથા સનિચર તૈયાર થઇ રહી નથી. વરસાદની અનિયમિત ઋતુને આ આભારી છે.



સરસ્વતી ફિલ્મ કૃતદુલારીનું એક દૃશ્ય

ક્રેન્ક—ખુબસુરત બલાને ઠીક ખુબસુરત બનાવી રહ્યા છે જ્યારે બીજી રાય બરોસેની માળા શરુ થાય છે.

શારદા—રા. ભાવે સુવર્ણ કમળને ઓપ આપે છે. જ્યારે મી. દીવાના કોઇ નવીન વસ્તુ સમજવામાં રોકાયા છે.

પાયોનિયર—સત્ય વિજય નોવેલ્ટીમાં લાગશે અને કર્મયોગના કર્મ તેને ક્યાં ઘસડી જાય છે તે જોવાનું છે. જ્યારે મી. અલવારો મહાકાળીનું ત્રીશુળ હાથમાં લઇ કોઇ મહાન જાદુગર માફક ફરતા જણાય છે.

રોયલ—મી. ભાવેએ ચંદ્રદત્તના આધારે બનાવેલી ભમતા ઝુંડાની ફિલ્મ મેજેસ્ટીકમાં લાગશે અને અશોક તૈયાર થઇ ગયો છે.

આઇડીયલ પીક્ચર્સ—આ કંપનીના કામનો જુસ્સો કંઇ નરમ પડી ગયો હોય તેમ જણાય છે નવજુવાન પ્રાંઇ ધનજીભાઇ જેઓ સીનેમા લાઇનના નવીન બાહોશ મેનેજર હોય, બસબસ કાર્યવાહકોની ભૂલો કાઢે તો પછી પોતાનું ચિત્ર કેમ ત્વરાથી કાઢતા નથી કદાચ ઋતુને લીધે મંદતા આવી હશે.

સુદર્શન—દુર્ગેશ નન્દીની લગભગ પૂરી થઇ ગઇ છે. અને ટુંક સમયમાં તેના અગત્યના નમાર રા. મીશ્ર અને ચૌધરી આર્ટીસ્ટોના હાથથી દોરાયેલાં પોસ્ટરો તથા રા. ટાનોનો આકર્ષિત જાહેર ખબરોદ્વારા વાગશે.

સરસ્વતી—દુલારી મેજેસ્ટીકમાં આવવા તૈયાર થઇ ગઇ છે. અને હવે ઘુંઘટવાળી ઘુંઘટમાંથી મોઢું બતાવવાને અતી આતુર બની છે.

આ પત્ર તંત્રી જયશંકર ભોગીલાસ દ્વિવેદીએ મુંબઇ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમાં મોજ-મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી
તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે

| એક જંગી ડ્રામા! | વખત નોંધી લો! | ભલાઈ અને ભૂંડાઈ | રંગીન દેખાવો! |
| --- | --- | --- | --- |
| સવા બે કલાકનો જબરદસ્ત અને ખેંચાણકારક પ્રોગ્રામ | શનીરવિઃ-સાડાત્રણ છ. સવા આઠ અને સાડાદસ રોજ ત્રણ ખેલ ૬-૮ા, ૧૦ાા | વચ્ચે ચાલેલું જબરૂં યુદ્ધ, ભલભલાઓની ઉપર ભુંડાઓએ ગુજારેલાં અસહ્ય સંકટો. | આ ડ્રામામાં રંગીન ચિત્ર ચિત્રો ઘણાજ મનહર અને આકર્ષક છે! |

૧૧ ભાગનો નીતિ ભક્તિથી ભરપૂર બોધદાયક ડ્રામા

# ખુદાઇ ફરમાન

જેમાં આજથી ૩ હજાર વરસ પહેલો બોધદાયક કીસ્સો છે!

મહાત્મા મુસાનું પોતાના અનુયાયીઓને ભલાઈ ધારણ કરવા માટે સંબોધવું, ફિરઓન મીસરના ઘાતકી બાદશાહનું તેમની સામે થવું, ઇશ્વરી દાવો કરી, ખુદાના બંદાઓને પોતાનેજ નમવાની ફરજ પાડવી, મુસાના અનુયાયીઓ (ઇસિરાઇલીઓ)ની નાસભાગ

## રાતા સમુદ્રમાં એક ખૂની બનાવ!

ભલાઓનું દરયામાંથી સહીસલામત પસાર થવું અને ફીરઓનનું પોતાના સઘળા લશ્કરની સાથે સમુદ્રમાં ડુબીને મરણ પામવાનો હૃદયભેદક દેખાવ

### ચાલુ જમાનો!

ચાલુ સમયના કહેવાતા ભણેલા ગણેલા લોકો ધર્મ કેવી રીતે પાળે છે, તેનો આબેહૂબ ચિતાર-ઇશ્વરાજ્ઞાઓનો ખુલ્લોઅ નાદર માત પિતાના હુકમોનો ભંગ અપમા- [illegible] ણિકપણાનું પરિણામ!

### એક પ્રેમ કથા!

એક સુંદરીનો એક અધર્મી નાસ્તીક જવાન્યા સાથે પ્રેમ-તે જવાનીઆનું એક બીજી સ્ત્રી જે બીજાની પરણેતર છે તેની સાથે પ્રેમમાં પડવું. ધર્મના કામોમાંએ કરેલી ચોરીઓ! અંતે પાપના ઘડાનું ફુટવું.

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

## આવતા શનીવારે અમારી જંગી સીરીયલ

જેમાં **એડીપોલો** પેલા પ્રખ્યાત **મુક્કાબાજ** નું સંગીન કામ

સોમવારે નારીયેળી પુનમનો તહેવાર હોવાથી ખાસ ખેલ સાડા ત્રણ કલાકે



શ્રાવણ સુદ ૧૪ રવિવાર તારીખ ૨૨ મી ઓગસ્ટ ૧૯૨૬ વર્ષ ૩ જુ. અંક ૨૧

આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે. કોઈ જીવંત વ્યક્તિ પરથી ઉપજાવી કાઢેલાં નથી. મ. મો. મ.

## માટે જરા સંભાળજો.

કહેવું ઘણું કરવું નહિ, એ રીત ભુંડી ટાળજો;
વિશ્વાસ કો કરશે નહિ, માટે જરા સંભાળજો—૧
છે મતલબી દુનિયા બધી, હરરખ્ત ચેતી ચાલજો;
પરિણામે મૂરખમાં ખપો, માટે જરા સંભાળજો—૨
પ્રારંભ પરીત્યાગો નહિ, આવે વિઘ્ન તે ટાળજો;
તો ઝેર પણ અમૃત બને, માટે જરા સંભાળજો—૩
આળસ પ્રમાદે આપના, એળે દિવસ નાં ગાળજો;
છે જુવાની તો દિવાની, માટે જરા સંભાળજો—૪
આ પ્રપંચી માયા વીશે, વેગે જતું મન વાળજો;
પાછળથી પસ્તાવો થશે, માટે જરા સંભાળજો—૫
માતા પિતા સુત ભ્રાત ભગિનિ, સ્નેહિ સૌને પાળજો;
છે વસુધૈવકુટુમ્બકં, માટે જરા સંભાળજો—૬
વળી સ્વપ્ન સમ સંસારમાં, વિપત્તીપયને ભાળજો;
આદ્યંત નહિ પણ મધ્યમાં, માટે જરા સંભાળજો—૭
આવે તરંગો રંગના, બરદાસથી નવ પાળજો;
પછી સુકનો મુશ્કેલ છે, માટે જરા સંભાળજો—૮
સુખ દુઃખ આવે જાય છે, તેથી નહિ કંટાળજો;
મેવા ન છુટીશ ન્હાસતા, માટે જરા સંભાળજો—૯

રવજી શીવજી જોશી.

# જુબેદા

અથવા

## રહસ્યમયી રમણી

(ખંડ બીજો)

### પ્રકરણ ૩જું.

થોડા કલાક પછી હું ઉઠી આસનપર બેઠો થયો તથા પ્રકાશનું દર્શન કરી વિશેષ વખત રહેવા નથી, એમ સમજી ફરીથી એક વખત આજ સ્થળેથી મુક્તિ મેળવવાના પ્રયત્નમાં ગુંથાયો. નાસ્તાની સામગ્રી તથા લેહ અર્ધચન્દ્ર મેં સાથે રાખ્યાં હતાં. પેલું પત્થરનું દ્વાર મેં પાછું ફરીથી ખેંચી ખોલી નાખ્યું અને ધીમે ધીમે પેલી અંધકારમય સુરંગમાં પ્રવેશ કર્યો.

થોડે દૂર ગયા પછી બીજી એક નાની સાંકડી સુરંગ મળી આવી. તેનો અંત ક્યાં આવ્યો હતો એ હું જાણતો નહોતો. પરંતુ પ્રથમના રસ્તે જવાથી આરબોના પંજામાં સપડાવાનો ભય હોવાથી મેં આ સાંકડી સુરંગમાં પ્રવેશ કર્યો. એ સુરંગ જમીનની અંદર વિશેષ ઉંડી ઉતરેલી હોય એમ લાગ્યું. વાયુના અભાવથી જાણે કે મારો દમ બંધ થઇ જવા લાગ્યો. ક્યાં જવાશે એ હું જાણતો નહોતો. પરંતુ ભૂખ તરસથી નિશ્ચેષ્ટ પડી રહી મરણને શરણ થવા કરતાં પ્રયત્ન કરવામાંજ પુરૂષાર્થ હતો. આશા અને આકાંક્ષાથી મારૂં હૃદય ધબકતું હતું. જતાં જતાં સીડી જેવાં કેટલાંક પગથીયાં આગળ હું ઉપસ્થિત

થયો. હું અંધકારમાં એ પગથીયાં ઉતરવા જતાં બે ચાર વખત ગબડી પડયો. કેમકે વચ્ચે વચ્ચે કોઇ પગથીયું ભાંગી ગયું હતું. આવી રીતે આગળ વધતાં યથાક્રમે વાયુનો પ્રવાહ નિર્મળ થતો હોય એમ મને લાગ્યું અને વિના વિઘ્ને લોખંડના એક બંધ બારણાં પાસે હું ખડો થયો. હાથ ફેરવી બારણાંના બધા ભાગને મેં તપાસી જોયા. એક બાજુએ નાની સાંકળ જણાવાથી મેં તે ખોલી નાખી. બારણું ઉઘડતાં નજીક આવેલા એક પરદા પાસે હું ગયો. પરદાની પેલી તરફ એક મનોહર ખંડ આવેલો હતો. એ ખંડમાં ગુલાબની મધુર સુવાસ ફેલાઇ રહી હતી. ચારે તરફ રેશમી વસ્ત્રાચ્છાદિત સુખાસનો અને વિરામાસનો હતાં. એ ખંડની સામગ્રી જોતાં તે કોઇ વૈભવસંપન્ન સુંદરીનું શયનગૃહમાં હોય એમ લાગતું હતું. કેવું દુર્ભાગ્ય! રઝળતો રખડતો છેવટે હું એક સુંદરીના શયનગૃહમાં દાખલ થયો.

એ સ્થળે એક પુરૂષ ઘણા ઉત્તેજીત કંઠથી કોઇને કાંઇ કહેતો હતો. બરાબર નજર ફેરવતાં એક ફીક્કી અરબ રમણીને એક કીંમતી આસન ઉપર બેઠેલી મેં જોઇ. તેનો કૃષ્ણકેશકલાપ પીઠ ઉપર ઝુલી રહ્યો હતો. તેના મ્હોં ઉપર બુરખો નહોતો. માનવને મુગ્ધ બનાવે એવું એનું રૂપ હતું. જુમેલાના મુખ જેવી સરળતા અને પવિત્રતા આ અરબ અંગનાના મુખ ઉપર દેખાતી હતી; પરંતુ તેમાં એક પ્રકારની અસ્પષ્ટ વેદના અને નિરાશાની છાયા મિશ્રિત થયેલી લાગતી હતી. આટલા બધા સુખ-વિલાસ અને ગૌરવમાં રહેવા છતાં આ યુવતીનું મન ચિંતાતુર હતું. તેના સર્વાંગ ઉપર રત્નજડીત સુવર્ણાલંકાર હતા તથા માથા ઉપર સુવર્ણ મુકુટ ઝળકી રહ્યો હતો અને તેની મધ્ય ભાગમાં આવેલો સુફેદ હીરો ઝગઝગાટ કરી રહ્યો હતો. તેણે રેશમી અને મખમલનાં વસ્ત્રો પહેરેલાં હતાં. તેનો વર્ણ ગૌર હતો અને દેહનું ગઠન જાણે કે સંચામાં ઘડી કહાડેલ પુતળી કેમ ન હોય, તેવું દેખાતું હતું. યુવતીના વક્ષસ્થળપર બહુમૂલ્ય હીરાના હાર આવેલા હતા. પરંતુ તેના આ ઉન્નત વક્ષસ્થળમાંથી એક પછી એક નિશ્વાસો નીકળતા જતા હતા. આ યુવતી આ શયનગૃહમાં એકલીજ નહોતી, પણ તેનાથી થોડે દૂર એક બળવાન પુરૂષ ઉભો હતો.

યુવતી અને પુરૂષની ઉમ્રમાં ઘણો અંતર જણાઇ આવતો હતો. પ્રથમ નજરે જોતાંજ મેં જાણ્યું કે તે એક અરબ હતો. તેની ઉમ્ર પચાસ કરતાં પણ વધારે જણાતી હતી. મ્હોડા પર પશુત્વના ભાવો સ્પષ્ટ દેખાઇ આવતા હતા. તેનું શરીર સુદૃઢ હતું. મ્હોડું ક્રોધથી લાલચોળ થઇ ગયેલું હતું. તેના પોષાક પરથી તે કોઇ ખાનદાન કુટુંબનો હોય એવો ભાસ થતો હતો. ત્યારે શું તે સ્ત્રી આ વિકટ નર પુરૂષની પત્ની હશે?

હું ધીમે ધીમે એક પડદાની પછવાડે આવીને ઉભો રહ્યો. અને મારી પછવાડેનું બારણું જરા પણ શબ્દ કર્યા વિના વાસી દીધું કે સુરંગમાંથી કોઇ આવ્યું છે એમ તે બેમાંથી કોઇને ખબર પડી નહિ. અને ખબર પડે તેમ પણ નહોતું. કારણ કે, બન્ને વ્યક્તિઓનાં અંતઃકરણ એવાં તીવ્ર અગ્નિદહનમાં ગુંચાઇ ગયાં હતાં કે, તેમની આસપાસ શું બને છે, તેનું તેમને ભાન પણ નહોતું.

પુરૂષ ઉભો થયો અને છાતી પાસે બન્ને હાથ લાવી ગુસ્સાથી હથેળી ચોળતો અવનત દૃષ્ટિએ અને અપ્રસન્ન મને તે શયનગૃહમાં આમતેમ ચાલવા લાગ્યો.

યુવતી પણ તે પુરૂષના તરફ તીવ્ર દૃષ્ટિથી જોઇ રહી હતી. બેચાર ક્ષણ આમ મૂક નાટક ભજવાયા બાદ યુવતી બોલી ઉઠીઃ– "તમારા લત્તા પ્રહારથી મને જેટલું દુઃખ ન થાય તેટલું તમારા કટુ વાક્ પ્રહારથી થાય છે. તમારા શબ્દો એક નિષ્ઠુર શખ્સના જેવા છે."

પુરૂષે ચાલતાં ચાલતાં સ્થંભી જઇ કઠોર દૃષ્ટિએ તેના તરફ જોઇ કર્કશ સ્વરે કહ્યુંઃ-" શયતાની! મારી પાસે કોમળ શબ્દોની અપેક્ષા તું કેવી રીતે રાખી શકે છે? તારા હૃદયમાં હળાહળ ઝેર ભરેલું છે. તે શું હું જાણતો નથી? તારી ગુપ્ત કથા જાણવા માટે મેં તને કેટલી બધી વિનંતિ કરી છે, પ્રયત્નો કર્યા છે, પણ તું એકની બે થતી નથી! મેં ઘણો વખત સહન કર્યું છે હવે સહન કરી શકીશ નહિ. હું તને એક લોંડીની પણ લોંડી બનાવીશ ત્યારે જ મારા મનને શાંતિ થશે. તું સુંદરી હોવાથીજ આહિરના સુલતાનના મહેલમાં તને સ્થાન મળ્યું છે, પરંતુ તારૂં રૂપ—"

યુવતી તેને અટકાવી તિરસ્કારપૂર્વક બોલીઃ–" તમારી તો સાઠી બુધ્ધિ નાઠી છે!" તમે માણસના–તેમાંય વળી સ્ત્રીજાતિના મનના ભાવો મ્હોડેથી પ્રતિફલિત થતા કયારેય સાંભળ્યા છે?

પુરૂષ ગર્જના કરી બોલ્યોઃ–" દુરાચારિણી-વિશ્વાસઘાતિની! તારાં બધાં કારસ્તાન હું જાણી ગયો છું. સ્ત્રીઓના મૌખિક આદરની પછવાડે જે ભયંકર તીવ્ર વિષ છુપાયેલું હોય છે, વિષધર સર્પ કરતાં પણ અધીક તીવ્ર-તે હવે બરાબર સમજ્યો છું." ક્રોધથી પુરૂષની આંખો લાલ થઇ ગઇ અને જાણે કે તેમાંથી અંગાર વરસતા હોય તેવી દેખાવા લાગી; પરંતુ યુવતી તેનું આ અભિમાન અને કટુ ઉક્તિ સાંભળવા છતાં ભય નહિ પામતાં સરળ ભાવે ઉન્નત મસ્તક રાખી પોતાનાં આસન પર બેસી રહી મૃદુ હાસ્ય કરવા લાગી.

તેનું આવું કંઠ વર્તન જોઇ પુરૂષનો ક્રોધ વિશેષ પ્રજ્વલીત થયો. તે બોલ્યોઃ–" હતભાગિની કુલટા! શું તું એમ સમજે કે તારાં આવાં હાસ્યથી હું હારી જઇશ? ના–ના, તારાં ચક્ષુનાં આ કૌતુકમય હાસ્યનો અર્થ હું બરાબર સમજું છું. મારી આંખમાં તું ધૂળ નાખવા માગે છે, એ હું શું નથી જાણતો? નમકહરામ! તું એટલો પણ વિચાર કરતી નથી, કે આજે જે ઐશ્વર્યનો તું ઉપભોગ કરી રહી છે. તે મારી મહેરબાનીથી છે! મારી મહેરબાની ન હોત તો મરૂભૂમિના એકાદ લૂંટારાની કિંવા ઉંટવાળાની ઐારત બની રખડી રઝળી તને દિવસો પૂરા કરવા પડત અને—"

"બસ કરો. તમારા ઘરમાં–તમારા જનાનામાં-સોનેરી પીંજ-

શમાં પુરાયેલા પંખીની માફક કેદ પડી રહી સડવા કરતાં તે જીંદગી લાખ દરજ્જે ઉત્તમ છે. દારિદ્રય કષ્ટકર હોય છે, પણ તેમાં કાંઇ પાપ નથી. તેજ દારિદ્રયને આલિંગનવા હજી પણ હું તૈયાર છું. હા, તમારા અનુગ્રહના ચિહ્ન સ્વરૂપ અનેક ધનરત્નોની હું માલેક થઇ છું-ઉત્તમ વસ્ત્રાલંકાર મને પ્રાપ્ત થયા છે, તેનો હું અસ્વીકાર કરતી નથી અને તેના બદલામાં મેં તમને મારો પ્રેમ આપ્યો છે. તમે મને તમારી માનીતી બેગમ બનાવી છે. બીજા કરતાં મારા તરફ તમારો કેવો અનુરાગ અને આસક્તિ છે, તે બતાવતાં તમે મને વારંવાર સન્માનનાં શિખરે ચડાવી છે; પરંતુ એ બધું શાને માટે? તેનું કારણ શું? કારણ એજ કે, મારૂં સુંદર મુખ તમને બહુ ગમે છે. બીજી રૂપસુંદરીના રૂપ કરતાં મારાં રૂપે તમારા પર વિશેષ જાદુ કર્યું છે અને તેને લીધેજ તમે મને ચાહો છો. ગમે તે હોય, તમારો અનુરાગ કિંવા આસક્તિની હું અવજ્ઞા કરતી નથી. પણ એટલું યાદ રાખજો કે, તમારી સાથે હું વિશ્વાસઘાતિની બની નથી-જે ગુપ્ત રહસ્ય હું જાણી શકી છું-તે પણ મારા મનમાંજ છુપાયેલું છે."

"નહિ, અમારી ગુપ્ત કથા તેં શત્રુને કહી દીધી છે."

"જુઠ્ઠી વાત. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, મેં કોઇની પણ કોઇ વાત કહી નથી."

"તેં નહિ તો તારા લીધેજ અમારી ગુપ્ત વાત પ્રગટ થઇ ગઇ છે. તારા આ અપરાધ હું ક્ષમા આપી શકીશ નહિ. ખુદાનો શ્રાપ તારા પર પડયા વિના રહેશે નહિ-તારા બાપનો વંશ નિર્વંશ થઇ જશે."

"પણ તમારા આટલા બધા ક્રોધનું મૂળ કારણ હું સમજી શકતી નથી કે તે શું છે?"

"પિશાચીની! દીવા જેવું સ્પષ્ટ દેખાતું હોવા છતાં મારી આંખમાં ધૂળ નાખવા ઇચ્છે છે! ખાત્રી રાખજે કે, તારી આ કપટ ચાતુરીમાં હું ફસાઇશ નહિ. કહે, મૃત્યુમંદિમાં તેં એક જખમી શખ્સને જોયો નથી?"

તેના આવા પ્રશ્નથી યુવતી એકાએક ચમકી ઉઠી. તેનો ચહેરો ફિક્કો પડી ગયો.

યુવતીનો હાથ પકડી શેખ કહેવા લાગ્યોઃ-"હું બધી ખબર રાખું છું. હું જાણી શક્યો છું કે, તે વિદેશીનું રૂપ જોઇ તું મોહાંધ બની ગઇ છે. તેના જખમ ઉપર તેંજ પાટો બાંધ્યો હતો. અને મૃત્યુમંદિરમાંથી લઇ આવી તેનાં ખાનપાનની વ્યવસ્થા કરી તેં તેને એકાદ ગુપ્તસ્થાને સંતાડયો છે. કહે, તેને કયાં રાખ્યો છે?"

યુવતી ક્રોધથી એકદમ ઉભી થઇ બોલીઃ-"નરપિશાચ! મારો હાથ છોડી દે! શું તું એમ ધારે છે કે, હમેશને માટે તારો આવો જુલમ સહન કરી હું અહિં રહીશ? ના, હું તો મારા ખરા અંતઃકરણથી તને ધિક્કારૂં છું. નર્કના કુત્તરા! તારા મ્હોડામાં જોડા મારી હું હમણાંજ મારા દેશમાં ચાલી જાઉં છું! તારી મરજીમાં આવે તેને તારી વહી બેગમ બનાવજે. હું કોઇ વાતની દરકાર કરતી નથી અને તારા ઘરનાં સુખની આશા રાખતી નથી."

"તું મારા હાથમાં કેદ છે. મેં પૂછ્યું તેનો બરાબર જવાબ આપ. ત્યાર પછી તને શી શિક્ષા કરવી તેનો વિચાર કરીશ."

"મને અસતિ-વ્યભિચારિણી કહેનાર શખ્સ જુઠ્ઠો અને મિથ્યાવાદી હોવો જોઇએ. પરમ દયાળુ અલ્લાના સોગંદ ખાઇને કહું છું કે, મારા મનના કોઇ પણ ખુણામાં પરપુરૂષને સ્થાન આપ્યું નથી. માટે તું જે કાંઇ પૂછે છે, તેનો જવાબ આપીશ નહિ. તારી મરજીમાં આવે તેમ કર."

"શયતાની! અમારો નાશ કરવાને તૈયાર થઇ છે અને ઉપરથી આટલી બધી સફાઇ! તારો પ્રિયકર-પરદેશી પરદાને આડે છુપાઇ અમારો ગુપ્ત પરામર્શ સાંભળી ગયો છે. ત્યાર પછી ગુપ્ત ગુહામાં કયાં પસાર થઇ ગયો તે અમે જાણી શકયા નથી. તે વખતે જો પકડાયો હોત તો તેની જીભના ટુકડે ટુકડા કરી નાખત કે કોઇની આગળ તે એક શબ્દ પણ બોલી શકત નહિ. તેના બન્ને હાથો ખડગથી કાપી નાખત કે જેથી તે કોઇને લખીને પણ જણાવી શકત નહિ. અફસોસ! અમે તેને પકડી શકયા નહિ-અમારા ઘરના માણસોએજ ઘાત કર્યો તે હવે અમારા હાથમાંથી પલાયન કરી જઇ અલજીરીયા જશે અને ફ્રેન્ચોને અમારા ગુપ્ત પરામર્શની વાત કહી દેશે. આ બધું તારા લીધેજ બન્યું છે માટે તેનું ફળ તારે ભોગવવુંજ પડશે."

"કોઇ ફીકર નહિ. મારી મરજીમાં આવ્યું તેમ મેં કર્યું છે. તારા જેવા હૃદયહીન અત્યાચારીના ઘરમાં એક પળ પણ હું રહેવા ઇચ્છતી નથી. સુર્યોદય થયા પહેલાંજ હું મરજીમાં આવશે ત્યાં ચાલી જઇશ."

યુવતીનો હાથ પકડી તેને ખેંચતાં શેખ બોલ્યોઃ-"શું તું મારા જનાનખાનામાંથી જીવતી બહાર જવા માગે છે? નહિ. તેં જે અપરાધ કર્યો છે-અપકાર કર્યો છે-તેના બદલામાં તને પ્રાણદંડનીજ સજા કરવી જોઇએ. ચાલ, મોતની સજા ભોગવવા તૈયાર થા."

યુવતી ગુસ્સાથી લાલચોળ બની તિરસ્કારપૂર્વક બોલીઃ-"નરપશુ! શું તું એમ માને છે કે, હું અસહાય દુર્બળ રમણી છું? નહિ. મારો જરા પણ વાંકો વાળ થતાં યાદ રાખજે કે, મારા પિતૃવંશીઓ આ અપમાનનો બદલો લીધા વિના રહેશે નહિ-તારા હૃદયના શોણિતથી તેઓ પોતાનો ક્રોધાનલ શાંત કરશે."

શેખ ગર્જના કરતા બોલ્યોઃ-"પાપિણી! એક ઔરત જાત થઇ મને દમ ભરાવે છે! લે આ તારા ગુમાનનું ફળ-" એટલું કહી શેખે પોતાના કટીદેશમાંથી તીક્ષ્ણ ધારવાળી કટાર બહાર કહાડી, રમણીને નીચે પાડી નાખી તેની છાતી પર ચડી, કટાર ઉગામી.

મેં જોયું કે એક પળ માત્રમાં યુવતીનું મસ્તક દેહથી વિચ્છિન્ન થઇ જશે. હું ધૈર્ય ધારણ કરી શકયો નહિ નસીબમાં લખ્યું હોય તેમ થાય, મનુષ્યનું જે કર્તવ્ય છે–કતર્વ્યનું જે કર્તવ્ય છે–તે પૂર્ણ કરવુંજ જોઇએ. આ નરપિશાચના હાથમાંથી યુવતીનો પ્રાણ બચાવવા જતાં મારો પ્રાણ જાય તો હરકત નહિ એમ માની એક કુદકો મારી હું આરબની પીઠપર કુદી પડયો અને તેના હાથમાંથી કટાર ઝુંટવી લીધી.

શેખનો મનોરથ વિફળ જતાં મારા તરફ દ્દષ્ટિપાત કરી ક્રોધકંપિત કર્કશ સ્વરે તે બોલી ઉઠયો:–"મારા રંગ મહેલમાં આવી મારા કાર્યમાં અટકાવનાર તું કોણ છે?"

મેં કહ્યું:–"તમારી સ્ત્રીએ મારા પ્રાણની રક્ષા કરી છે-આ વખતે તેના પ્રાણ બચાવવા–મારા કર્તવ્યનું પાલન કરવા આવ્યો છું!"

"કર્તવ્ય પાલન? ચોરની માફક બીજાના ઘરમાં ઘુસી જવું એ કર્તવ્ય પાલન! સબુર તારું કર્તવ્ય પાલન તને આ શસ્ત્રથી બરાબર બતાવું છું. શિયાળવું થઇ સિંહની ગુફામાં આવવાની તેં હિંમત કરી છે!" ત્યાર પછી તેનો સ્ત્રીના તરફ જોઇ તે બોલ્યો:–"કમજાત કુલટા! જો આ તારો યાર! તારું રક્ષણ કરવા આવ્યો છે."

"જુઠ્ઠી વાત, આ સ્ત્રીને અત્યાર પહેલાં મેં કયારેય જોઇ નથી."

"બદમાશ–પાજી! ચોરની માફક ઘુસી અમારું ગુપ્ત રહસ્ય તું જાણી ગયો છે. અમોને નિરાપદ રહેવા માટે તારો પ્રાણ વધ કરવોજ જોઇએ. આવો સુયોગ હું હવે વૃથા જવા દેવાનો નથી." એટલું કહી શેખે પોતાની કમરમાંથી એક તીક્ષ્ણ ધારવાળી છુરી કહાડી મારી સામે ઉગામી. મારા હાથમાં શેખની કટાર મૌજુદ હતી. અમો ઉભય જીવ સટોસટની લડાઇ લડવા લાગ્યા. શેખની પત્ની આ રહસ્ય જોઇ થોડો વખત હતબુધ્ધ બની સ્તબ્ધ ઉભી રહી. ત્યાર પછી તેણે સહાયતા માટે બુમો પાડવા માંડી.

શેખ પત્નીની મદદ માટેની બુમો સાંભળી બે કાળા હબસીઓ હાથમાં નાગી તલવાર લઇ ત્યાં દાખલ થયા. તેઓના યમદુત જેવા ચ્હેરા જોઇ હું ભયભીત બની ગયો અને વિચાર્યું કે, હવે મારું આવી બન્યું. પરંતુ મારો આ ભય વધારે વખત રહ્યો નહિ. એક પળમાત્રમાં–વિજળી ચમકે તેમ તે સ્ત્રીના એક નેત્રસંકેતે કામ પાર પાડી દીધું. બંને હબસીઓએ શેખને પકડી લીધો અને તેના હાથમાંથી છુરી ઝુંટાવી લઇ બંને હાથ પીઠ પછવાડે લઇ જઇ મુસકેટાટ બાંધી દીધો. અને તે બુમ મારી કાંઇ કહે તે પહેલાં તો તેના મ્હોંડામાં ડુચો મારી તેઓ તેને એક કાળા પડદાની પછવાડે લઇ ગયા. તરતજ એક બારણું બંધ થવાનો અવાજ આવ્યો.

આ બનાવથી વિસ્મિત બની મેં તે સુંદરીને પૂછયું:–"તમારા પતિને તમારા અનુચરો કયાં લઇ ગયા?"

"જે ગુપ્તસ્થાનમાં તમને રાખવામાં આવ્યા હતા ત્યાં." રમણીએ નિડરતાથી મને જવાબ આપ્યો. સ્વામી તરફ તે પ્રમાણે વર્તતી હતી, તે માટે તેના દિલમાં અનુતાપ કિંવા ચિંતા દેખાતી નહોતી. મુક્તિલાભની આશાથી તેનું મુખ પ્રફુલ્લ દેખાતું હતું.

મેં તેને પૂછયું:–"સુન્દરી! તમારી સાથે મારે કોઇ જાતનો પરિચય નથી–હું અપરિચિત વિદેશી મુસાફર છું–મારા તરફ આટલી બધી દયા–માયા દર્શાવવાનું કાંઇ કારણ?"

"તેનાં કારણો અનેક છે, તમે કયા ઉદ્દેશથી આ મરૂપ્રદેશમાં ફરો છો એ બધી વાત હું જાણું છું, અને તેટલા માટેજ મૃત્યુમંદિરમાંથી તમારો ઉધ્ધાર કરી હું તમોને અહિં લઇ આવી છું. થોડા વખત પહેલાં હું મારી બે સખીઓની સાથે આસુ તરફથી મુસાફરી કરી આવતી હતી. રસ્તામાં મૃત્યુમંદિર આવ્યું એટલે અમોએ વિશ્રાંતિ લેવા વિચાર કર્યો. ત્યાં તમારા પર એક દાસીની નજર પડી. ત્યાર પછી શું બન્યું છે તે વિષે વધારે ખુલાસો કરવાની હું જરૂર જોતી નથી."

મેં વિસ્મિત બની પૂછયું:–"મારી પ્રિયતમા રમણી કોણ છે? તેને તમે ઓળખો છો?"

"વાહ! કેવો વિચિત્ર સવાલ! જુબેદા–રૂપ લાવણ્યવતી એ મરૂભુમિની મોહિનીને કોણ નથી ઓળખતું! સૂર્યકન્યાના નામથી તે સમસ્ત મરૂપ્રદેશમાં પ્રખ્યાત છે."

"સૂર્યકન્યા! તેના શા સમાચાર છે! તેના વિષે મેં ઘણી અશુભ વાતો સાંભળેલી છે."

"હા, મારા સાંભળવામાં પણ આવી છે. અમારા શેખોના કારાગારમાંથી જુદી જુદી જાતની વિચિત્ર અને અસંલગ્ન વાતો બહાર પડે છે. તે જેટલી અદ્દભુત હોય છે, તેટલોજ તેમાં વિશ્વાસ પણ મુકી શકાતો નથી. એક સોદાગર પાસેથી મેં સાંભળ્યું છે કે વિશ્વાસઘાતકતાનો આરોપ મુકી તેને મારી નાખવામાં આવી છે. જ્યારે બીજી ખબર એવી આવી છે કે, ઉંટ ચલાવનારનો ગુપ્ત વેષ ધારણ કરી તમારી પછવાડે તે આગાદેજ તરફ ગઇ છે. ત્યાર પછીના સમાચાર તો ઘણાજ વિચિત્ર છે. અમારા સુલતાન હાજી અબુસલામે તેને કેદમાં રાખી છે. તેનાથી કયાંઇ પણ જઇ શકાતું નથી–જીવન ભર તેને ત્યાંજ સડયા કરવું પડશે."

"શું આ વાતો સત્ય હોય એમ તમે માનો છો?"

"ના. તે વિષે વિશ્વાસપૂર્વક કાંઇ કહી શકાય નહિ. જુબેદા એક રહસ્યમયી રમણી છે. તેનામાં અસાધારણ શક્તિ છે. તેનું રૂપ અસામાન્ય છે; પરંતુ તેના જીવનનાં વિચિત્ર રહસ્યનો પાર હજી સુધી કોઇ પામી શકયું નથી."

અપૂર્ણ

# "મોજ-મજાહ" નો મુરબ્બો.

મા (દીકરીને) બચુ, તૈયાર થા. આજે બેનની અધરણી છે તે તારી વેણી ગુંથીશું ના ?

દીકરી બચુ (બેહદ વાંધા કાઢવા માટે પ્રખ્યાત) અં અં- (શરૂ કરતાં) તું તારી અધરણીમાં તો ન તેડી ગઇ અને હવે બેનની અધરણીમાં તો હું નહિ આવવાની !—(શાબાશ)—

* * *

માસ્તર (એક વિદ્યાર્થીને) જો તું સ્ત્રી તરીકે જન્મ્યો હોત તો અત્યારે બે છોકરાની મા થઇ કોઇ બિચારા વાંઢાનું ઘર માંડ્યું હોત—

છોકરો (ઉમર વર્ષ ૧૮) એમાં શું ? જો તમે સ્ત્રી તરીકે જન્મ્યા હોત તો અત્યારે તમે એક ડોશીમા કહેવાત ! વળી નાનાં છોકરાંને રમાડવાની પણ કેવી મજા પડત તથા તપખીરના સપાટા લેતાં તેમજ દીકરાની વહુનું લોહી પીવાની પણ કેવી મજા પડત ! (માસ્તર ચુપ)

* * *

માસ્તર (૧૩ વર્ષના છોકરાને) તારા જેવડો મહાન કવિ લોંગફેલો હતો ત્યારે છુપી રીતે છાપાંમાં કવિતા મોકલાવી આખા દેશના વાંચકોમાં ખળભળાટ મચાવી રહ્યો હતો !

છોકરો—(૨૫ વરસની ઉમરના માસ્તરને) ને તે જ્યારે તમારા જેવડો થયો હતો ત્યારે જનસમાજનો એક નેતા હતો. તેની એક છબી માટે છાપાવાળા તુટી પડતા હતા ને કેટલાંક પુસ્તકો પણ બહાર પડ્યાં.

(બેહદ હસાહસ અને ધરતી કંપ)

* * *

માસ્તર-(૧૬ વર્ષના છોકરાને) તારા ઉમરની છોકરીઓ તો સાસરે જઇ કેટલું કામ કરે છે. તથા કેટલાં ગીત મહોડે કરે છે અને—

છોકરો-(૪૦ વર્ષના માસ્તરને) તેજ પ્રમાણે મહારાણી વિક્ટોરીયા આખા અંગ્રેજી સામ્રાજ્યનાં રાજ્ય કર્તા હતાં ને કેટલીક ભાષા જાણવા ઉપરાંત બાહોશ—

(માસ્તર ભુલી ગયા)

માસ્તર (છોકરાને) ધારો કે તારા બાપને એક વાણીઆએ બે રૂપીઆનું—

છોકરો (રડતાં રડતાં) મારા બાપ તો બિચારા ગુજરી ગયા છે.

(માસ્તરને છોકરાનું દુઃખ જોઇ એટલો બધો લાગ્યો કે પુછવાનું મોકુફ રાખ્યું.)

* * *

ન્યાયાધિશ—(બંધવાને ૧૫ વરસની સજા કરી) તારે તારા કોઇ હિતેચ્છુ માટે કંઇ કહેવું ?

બંધવો—(રડીને) તમારી પુત્રીને આ ખબર પડવા ન દેતા નહિતર તેણીનું મગજ ખસી જશે. તેણીને દિલાસો દેજો કે આજથી બે એક વરસ પછી હું નાસીનેય તેણીને ઉપાડી જઇશ.

* * *

વિદ્દરત્ન રા. રા. (ચંડીશંકના) (ભાષણ આપીને) અહો ભાષણ મારા ધાર્યા કરતાં વહેલું પુરૂં થયું. તો હવે મારા ભાષણના-વિષય બાબદ કોઇને પુછવાનું હોય તો દરેકને વિનંતી કરૂં છું કે મને હવે પુછવું હોય તે પુછે. હું તેનો જવાબ કંટાળ્યા વગર આપીશ.

ચુનીલાલ સટોરીયા—એમજ હોય તો મારે પૂછવાનું કે હમણાં વહાણ કાપ માટે કયો દાકતર સારો છે ?

* * *

ભાષણકર્તા બેંસભાઇ—અત્યારે કોણ એવો છે જે ગતિદિન માટે પોતાનો પ્રાણ ન આપે ?

પછવાડેથી એક અવાજ-(રસોયો) સાહેબ હું નાતીઠીત માટે મરવા કરતાં જીવવું હજાર દરજ્જે સારૂં ગણું છું.

* * *

કહાપણ ભારી પડી ગયું—લાઉડલી એટલે જરા જોરથી તથા એવું અંગ્રેજીમાં વિશેષ નામ પણ હોય છે.)

(આ અંગ્રેજી નામવાળાની વાત છે)

વકીલ—તમારૂં નામ શું ? સાક્ષી—(ઇંગ્લીશ સ્ટાઇલથી) લાઉડલી (સાક્ષીનું નામ) સર.

વકીલ—(તેને તે જોરથી બોલવાનું કહે છે એમ સમજી) વધારે જોસથી અવાજ કાઢી પુછે છે તમરૂં નામ શું ? સાક્ષી (વકીલ સમજ્યો નથી એમ જાણી) વધારે જોસથી-લાઉડલી.

વકીલ (બરાડ મારી) તમારૂં નામ શું ?

પ્લીઝ ?

સાક્ષી—(બુમ મારી) લાઉડલી, કેટલીવાર કહેવું ?

વકીલ—(સમજ્યો નથી એમ જાણી) સાંભળો છો તમ રૂં નામ શું (હસીને) બહેરા છો ! સાક્ષી (દેવાજ જોરથી) તમે એવા લાગો છો કેટલીવાર કહ્યું કે મારૂં નામ લાઉડલી, સાહેબ લાઉડલી ! (કોર્ટની હસાહસ વચ્ચે)

મુસાફર બી. એ.



## ચર્ચાપત્ર

### અમદાવાદની સાહિત્ય સભામાં રા. શયદાનું નાટક !

**મોજ મજાહના અધિપતિ સાહેબ,**

નીચેનું ચર્ચાપત્ર સાહિત્યવિષયક હોવાથી તેને આપના લોકપ્રિય પત્રમાં સ્થાન આપી ઉપકૃત કરશો એવી આશા છે.

તા. ૮ મી ઑગસ્ટને રવિવારે ગુજરાત સાહિત્ય સભા તરફથી એક મેળાવડો ભરવામાં આવ્યો હતો. એ મેળાવડો રા. શયદાની ગુર્જર સાહિત્યની સમાલોચનાને અનુસરતો હતો. સાહિત્યસભાના લગભગ અસોથી અઢીસો મેમ્બરોમાંથી કેવળ પચીસેક મેમ્બરોએ હાજરી આપી હતી તથા જો સાંભળવામાં આવેલી વાત ખોટી ન હોય તો એ મેમ્બરોમાંથી આઠ દશ જણને શયદાએ પોતાના નવીન નાટક 'કુમળી કળી'ના ખેલમાં પહેલીજ નાઇટે આમંત્રણ આપ્યાં હતાં. એ મેમ્બરો ઉપરોક્ત મેળાવડામાં હાજરી આપે એ સર્વથા સ્વાભાવિક હતું. સભા એકઠી થઇ ત્યાં સુધી પ્રમુખપદ કોને આપવું એ અનિશ્ચિત હતું. એવામાં એકાએક એક સભ્યે રા. ચુનીલાલ વર્ધમાન શાહને પ્રમુખસ્થાન આપવાની દરખાસ્ત મૂકી. રા. ચુનીલાલ ડૉ. હરિપ્રસાદ દેસાઇ પાસે બેઠા હતા. તેઓ દરખાસ્ત સાંભળી વિમાસણમાં પડ્યા અને સાશંક દૃષ્ટિથી ડૉ॰ દેસાઇ તરફ જોઇ રહ્યા. બન્ને વચ્ચે થોડી ગુપ્ત ગોષ્ટિ ચાલી અને જો હું ભૂલતો ન હોઉં અગર મ્હારી સમજ ફેર ન થતી હોય તો રા. હરિપ્રસાદ દેસાઇના આગ્રહથીજ દરખાસ્તને માન આપી રા. ચુનીલાલે પ્રમુખસ્થાન સ્વીકાર્યું. એ પ્રમુખસ્થળેથી રા. ચુનીલાલે જે ભાષણ કર્યું અગર બે બોલ કહ્યા તે 'वचने को दरिद्रः' ને લગતા હોવા છતાં તેમાં અજબ ભાંગડો વટાયો હતો. તેમણે કહ્યું હતું કે, 'અમીઝરણાં' નામનું તેમનું કાવ્યનું પુસ્તક તેમની ભાષાને માટે મન ઉપર એવી છાપ પાડે છે કે તે એક ખોજા કે ઇસલામી લેખક નહિ હોય.' અમીઝરણાં કાવ્યનું પુસ્તક નહિ પરંતુ ટૂંકી વાર્તાઓનું પુસ્તક હોવા છતાં પ્રમુખ સ્થળેથી રા. શાહે આ શબ્દો શા માટે ઉચ્ચાર્યા હશે? આટલા દીર્ઘ-જ્ઞાનસહ પ્રમુખ થવા કરતાં તેમણે એ માનનો સવિનય અસ્વીકાર કર્યો હોત તો ઠીક એમ મ્હારૂં માનવું છે. એ વાક્ય ઉપરાંત રા. શાહે જે વાક્યો ઉચ્ચાર્યાં છે તે બધાં હાસ્યજનક છે. 'મ્હારા મિત્રના કહેવાથી હું આમ કરૂં છું;' 'શયદાનાં પુસ્તકો સંબંધી મ્હારૂં જ્ઞાન થોડું છે.' વગેરે વાક્યો ઉચ્ચારી છેવટે ઉપસંહાર વખતે તેમણે વ્યાજબી વાત કહી હતી કે, 'શયદા ઠેર ઠેર એક સાથે લખાણો લખવા કરતાં કોઇ દીર્ઘકાળ સુધી ટકી રહે એવું કાર્ય કરે એમ આપણે ઇચ્છીએ છીએ.' બીજી તરફથી ડૉક્ટર મચ્છરે નાટક સંબંધી કાંઇક માર્ગદર્શક વિવેચન કર્યું હતું. એ વિવેચનનો સારાંશ સ્વીકારવાને બદલે રા. શયદાના લાગતા વળગતાઓ છંછેડાઇ ગયા હતા તથા તેમણે ડૉ. મચ્છરને ઉતારી પાડવાનો—સાહિત્ય સભાના એક મંત્રીના પદ ઉપરથી તેમને ભ્રષ્ટ કરવાનો બાલીશતા દર્શાવનારો પ્રયત્ન શયદા સાદિકના જ અઠવાડિકમાં કર્યો છે ! આ ઉપરથી એ કાર્યમાં શયદા-સાદિકની અનુમતિ હોય એમ કોઇ અનુમાન કરે તો ખોટું નથી. તંત્રીએ જાણવું જરૂરનું છે કે, 'युक्तियुक्तमुपादेयं वचनं बालकादपि' અર્થાત્ યોગ્ય હોય તો બાળકની સલાહ પણ સ્વીકારવી જોઇએ. જે 'સાહિત્ય પ્રિયને 'બે ઘડી મોજ'ના કનૈયાએ ચુનીલાલ વર્ધમાન શાહ તરીકે ઓળખાવ્યા છે તે ગૃહસ્થ પ્રજાબંધુના તા. ૧૫ મી ઑગષ્ટના અંકમાં શયદા-સદિક માટે વ્યાજબી જ લખે છે કેઃ— 'મિ॰ શયદાને મળવા સાહિત્યસભાએ મેળાવડો કર્યો તે તો ઠીક; પરંતુ સાહિત્યસભાના મેળાવડામાં મિ॰ શયદાએ પોતાની એક નવલકથાના પુસ્તક ઉપરના કોઇ પત્રકારના અવલોકન સંબંધી જણાવ્યું હતું કે, પોતાના વિરોધીઓ પોતાની નવલકથાની વિરૂધ્ધ લખે છે. આ ઉપરથી એમ માલૂમ પડતું હતું કે, એ ઇસ્લામી લેખક કદાચ બહુ સુંવાળી ચામડીના (નિર્બળ મનના) હશે અને તે તેમના પત્રનો છેલ્લો અંક જોવાથી સાચું જણાયું. એ અંકમાં સાદિક ઉપર તેમના કોઇ મિત્ર જે. પી. પંડ્યાએ લખેલો પત્ર પ્રસિધ્ધ કરવામાં આવ્યો છે. એ પત્રમાં જણાવ્યું છે કે, 'સાહિત્યસભાના એક મંત્રી ડૉ. મચ્છરે મિ॰ શયદાના નાટ્યલેખન સંબંધી કેટલીક સૂચનાઓ કરી હતી. તે એક વણનોતર્યા માસ્તર કે ઉપદેશક તરીકે કરી હતી. અને એવા અધિકારીઓ પસંદ કરવાથીજ સાહિત્ય સભા બધા સાહિત્ય રસિકોનો સહકાર મેળવી શકતી નથી !'. આ શબ્દો ઉપર ટીકા કરતાં "પ્રજાબંધુ" પત્રના સાહિત્ય સમીક્ષક રા. સાહિત્ય પ્રિય લખે છે કે; 'મી॰ જે. પી. પંડ્યા કોણ હશે તથા સાહિત્ય સભામાં તેઓ હાજર હશે કે નહિ તે જુદી વાત છે; પણ એક ઉપતંત્રીપરનો ખાનગી પત્ર "બે ઘડી મોજ"માં છપાય તેમાંથીજ તંત્રીની મનોદશાનો ખ્યાલ આવી જાય છે. મુંબઇની ગુજરાતી સાહિત્ય પરિષદમાં બીજા ઇસ્લામી લેખકોને અભાવે મી॰ શયદા અને સાદીકને માન મળે તેથી જો તેઓ એમ માનતા હોય કે, તેઓ હવે સાક્ષરની કોટીમાં આવી ગયા અને તેઓ કોઇની સૂચના કે સમાલોચનાથી પણ 'પર' બની ગયા તો તેમને કહેવાની જરૂર છે કે, 'દિલ્હી હજી બહુ દૂર છે.'

હવે અત્રે કહેવું જોઇએ કે અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાના કાર્યવાહકો આટલી ઠોકર ખાઇ જેને માટે મેળાવડો કરે તે વ્યક્તિની યોગ્યતાનો નિષ્પક્ષપાત બુધ્ધિથી પ્રથમથી વિચાર કરે તો સારૂં. સાહિત્ય સભા આવા મેળાવડા કોઇ વિશિષ્ટ હેતુથી કરે છે કે કેમ ? જો સાહિત્ય રસિક વિદ્વાનોની કદરને માટે આવા મેળાવડા થતા હોય તો સાહિત્ય સભાએ ગંભીર ભૂલ કરી છે. કારણ કે અત્યાર અગાઉ જેઓએ પોતાની ઉત્તમ કૃતિઓથી ગુર્જર સાહિત્યની સેવા કરી છે તેને તદ્દન વિસારી મુક્યા છે. 'ઇન્દુ કુમાર'ની યશસ્વી કૃતિ માટે તેના લેખકને અભિનંદન કે સત્કાર કરવામાં સાહિત્ય સભાએ મેળાવડો કર્યો એવું હોય હજી સુધી સાંભળવામાં આવ્યું નથી.

ઉપરોકત સભામાં 'તમે મહા વિદ્વાન છો; અમે વિદ્વાન્ લોક હોવાથી તમારી વિદ્વાની કદર કરીએ છીએ.' એવા આશયનાં વચન સંભળાવ્યાં હોત તો કીર્તિને પરછનારાઓની છાતી દોઢ દોઢ ગજ ફૂલત! પરંતુ આ મેળાવડામાં તો તેઓની સ્થિતિ "લેને ગઇ પુત ઓર ખો આઇ ખસમ" જેવી થઇ હોય એમ લાગે છે. આજ કાલના લેખકોએ યાદ રાખવું જોઇએ કે એકાદ નાટક લખવાથી, એકાદ નવલકથા લખવાથી કે, 'હિંદી કાવ્યોના અનુવાદો કરવાથી' સાહિત્ય સમ્રાટ્ થઇ જવાતું નથી. જે ખરા સાહિત્ય વિલાસી હોય છે તેઓ કીર્તિની શોધમાં રખડતા નથી; ઉલટી કીર્તિ તેમની શોધમાં ફરે છે. કવીન્દ્ર રવીન્દ્રે કીર્તિ તરફ અણુમાનાં જે વાકયો ઇટલીમાં ઉચ્ચાર્યાં છે તે આ બન્ને ઉછરતા લેખકોએ ધ્યાનમાં રાખવાની જરૂર છે. સલાહ આપનારનો ઉપકાર માનવાનું ભૂલી તેને ઉતારી પાડવાનો પ્રયત્ન કરવો એ ઉપકાર કરનાર તરફ અપકાર કર્યા જેવું નિંદ્ય અને કૃતઘ્ની કાર્ય છે. જાહિર સેવા કરવાની ઇચ્છા રાખનારે પોતાની પીઠ મજબૂત રાખવી જોઇએ.

સાહેબ! વિસ્તારભયથી આ ચર્ચાપત્ર આટલેથી સમાપ્ત કરું છું.

અમદાવાદ તા. ૧૬-૮-૨૬ "અમદાવાદી"

## સનમની રાહપર

લખનાર-રા. ગિરજાપ્રસાદ ભોળાનાથ ભટ્ટ

હું, ઇન્દુ અને બિન્દુ જ્યારે કોલેજમાં ભણતા ત્યારે ખાસ કરીને મ્હને નવલકથાઓ વાંચવાનો ઘણોજ શોખ હતો. અને તેમાં પણ પ્રણયકથાવાળી નવલિકા હું વધુ પસંદ કરતો. મ્હને દિલમાં એમજ થતું અને રોજ હું ઇશ્વરને પ્રાર્થના કરતો કે તે મને તેવા પ્યારનો અનુભવ જલ્દી કરાવે. કોલેજ કેરીઅર પુરી થઈ રહ્યા પછી પણ મ્હને તો એમજ થતું કે હું ક્યારે કોઇ નાજનીને ડુબતી બચાવી, કોઇ કુમળી કળીને બદમાશોના હાથમાંથી ઉગારી, આગથી ભભૂકતા ઘરમાંથી કોઇ સૌંદર્યવતીને જીવના જોખમે પણ બચાવી તેનો પ્રેમ પાત્ર બનું? પણ કમનશીબે ઇશ્વરે મને એવો એક ચાન્સ હજુ સુધી આપ્યો નહી અને મ્હારી જીંદગીના દિવસો ધીમે ધીમે નિરસ રીતે પસાર થવા માંડયા.

નોકરી માટે મ્હેં ઘણાં વળખાં માર્યાં પણ મુંબઇ જેવા શહેરમાં હું ગ્રેજ્યુએટ હોવા છતાં પણ મને કોઇ ઉભું રાખતું નહીં જે જે ઓફીસોમાં જાઉં તે તે ઓફીસોનાં બારણાં આગળ 'નો વેકેન્સી' નું ભાટકાવી મારે તેવું બોર્ડજ કમનશીબે મ્હારા સામું મળે તે છતાં પણ દરકાર રાખ્યા વગર અંદર જાઉં તો ઓફીસનો પ્યુન બ્હાર લાવી મ્હારૂં ધ્યાન તે કમનશીબ કાળા અક્ષરો તરફ ખેંચે. 'ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ' નું 'વેકેન્સીઝ' વાળું કોલમ હું દરરોજ અક્ષરે અક્ષર ધ્યાનથી વાંચતો, પણ તેમાં મ્હારાં નશીબનાં દ્વાર ખોલે તેવું કાંઇ મ્હને મળતું નહીં. મને ઘણીવાર વિચાર આવતો કે શું ઇશ્વરે મને ભૂખે મારવાજ સરજાવેલો હશે? આ પ્રમાણે વિચાર કરતો કલાકોના કલાક જ્યારે હું મ્હારી આરામચેરમાં પડી રહેતો ત્યારે આખી દુનીઆમાં મ્હને અંધકાર શીવાય કંઇ નજરે આવતું નહીં.

વાંચક! મ્હારામાં એક ખાસ શક્તિ ઇશ્વરી પ્રેરણાથી મોજુદ છે તેની નોંધ લેતાં મ્હને અતિ હર્ષ થાય છે. તે એ કે સેવકમાં થોડી ઘણી કવીત્વ શક્તિનું અસ્તિત્વ છે. જ્યારે અતિશય નિરાશામાં હું ચોતરફથી ઘેરાયલો હોઉં-જ્યારે મરણનો ભય મારી સમક્ષ ખડો હોય, જ્યારે ગરીબાઇમાં હું ગરકાવ થઇ જાઉં-એટલે ટ્રામમાં બેસવાનો એક-આનો હશે એમ ધારી ટ્રામમાં બેસતાં, ખીસ્સામાં હાથ નાખતાં, ફક્ત બે પૈસા નીકળે અને તેથી કમને નીચે ઉતરી. ટાંટીઆ તોડતા કોટમાંથી ભૂલેશ્વર જવું પડે, ત્યારે સેવકના મ્હોમાંથી કુદરતી રીતેજ કવિતાનો પ્રવાહ વહેવા માંડે! અત્યારે પૂરેપુરી નિરાશામાં હું ડુબેલો હોઈ મને કવિતા કરવાનું આત્મ સ્ફુરણ થઇ આવ્યું, અને ખીસ્સામાંથી કાગળ પેન્સીલ કહાડી કવિતાની ચાર પાંચ લીટીઓ લખી નાખી. આવી ઉત્તમ કવીત્વશક્તિથી લખાએલું આ કાવ્ય જ્યારે મ્હેં મારા મિત્ર વર્ગ સમક્ષ મુક્યું ત્યારે તે સઘળા હસવા લાગ્યા. ખરેખર! તે લોકોને સાહીત્યની રસીકતાનું શું ભાન હોય? આથી તે કાવ્ય મ્હેં અડધો એક ડઝન પત્રો ઉપર મોકલી આપ્યું. પરંતુ દરેક વખતે તંત્રીના આભાર સાથે તે પાછું ફર્યું. આથી મ્હારી કુદરતી બક્ષીસમાં પણ કંઇ ન્યુનતા હોય તેમ મ્હને ન લાગ્યું અને હું નિરાશ થયો. મિત્રો સઘળા મારી મશ્કરી કરવા લાગ્યા અને તેમાંના એક જણે તો મારા માટે તે કાવ્ય પ્રસિધ્ધ કરાવવાને એક સરસ યુક્તિ શોધી કહાડી. તેણે કહ્યું-"ભાઇ! આ કાવ્ય પ્રસિધ્ધ કરવાનો એકજ રસ્તો છે, અને તે એ કે રૂમનાં બારી બારણાં બરાબર બંધ કરી, એક વિષની પ્યાલી તૈયાર કરી, ગટગટાવી, ખાલી પ્યાલી તે કાવ્ય ઉપર મુકી નિરાંતે સુઇ જવું. એટલે બીજેજ દિવસે લગભગ દરેક સારાં સારાં દૈનિક પત્રોમાં ત્હારી કવિતા એની મેળે છપાશે." પણ આ રસ્તો વધુ જોખમ ભર્યો હોવાથી આવું જોખમ વ્હોરવા કરતાં જન સમાજ આગળ કવિતાની પ્રસાદી ધરવાનું હાલ તુરતને માટે મોકુફ રાખવાનો મ્હેં મારા મન સાથે પાકો નિશ્ચય કર્યો.

હવે મ્હારામાં કુદરતી સાહીત્ય રસીકતા હોવાથી તે વધુ રીતે ખીલી નીકળે તેવી નોકરી શોધી કહાડવા માટે હું ફરીથી બ્હાર પડયો. પહેલાં તો મુંબાઇનાં ઘણાંખરાં દૈનિક પત્રોનાં નામ અને સરનામાં મ્હેં ઉતારી લીધાં અને પછી તેમની મુલાકાતે નીકળવાનો એક દિવસ શુભ ચોઘડીઆમાં ઠરાવ કર્યો. સાંજ વર્તમાન, મુંબાઇ સમાચાર, જામે જમશેદ વિગેરે પત્રોની ઓફીસોમાં નોકરી માટે એક લેખકને શોભે તેવી ઢબથી મ્હેં અરજી કરી. પણ અફસોસ! કોઇએ મ્હારી ઉચ્ચ કોટીની કવીત્વશક્તિની કદર ન કરી. આથી હતાશ થઇ એક દિવસ હું મુંબાઇ સમાચાર પત્રની ઓફીસમાંથી જેવો ઉતરી વિદાયગીરી લેતો હતો, તેવો તે દિવસના મુંબાઇ સમાચારના 'વોન્ટેડ' કોલમમાં નીચેની જાહેર ખબર તરફ મ્હારૂં ધ્યાન ખેંચાયું—

જોઇએ છે-સાન્તાક્રુઝમાંથી પ્રસીધ્ધ થતા એક દૈનિક પત્ર માટે સહકારી તંત્રી. અરજદારે પ્રમાણ પત્રો સહીત રૂબરૂમાં મળવું-વિગેરે.

વાચક! માનશો કે આંધળાને આંખો મળે ને જેટલો આનંદ થાય, ભૂખ્યાને ભોજન મળે ને જેટલો હર્ષ થાય તેટલોજ આનંદ મ્હને ઉપરની જાહેર ખબર વાંચીને થયો. સેવકે ખીસ્સામાંથી ૧૯૨૭ ની સાલની ડાયરી કહાડી તેની અંદર તંત્રીનું સરનામું અને જાહેર ખબર અક્ષરે અક્ષર ઉતારી લીધી. અને બીજેજ દિવસે બરાબર સાન્તાક્રુઝ ઉપડી જવાનો નિશ્ચય ત્યાં ને ત્યાંજ ટ્રામના પાટા ઉપર ઉભા રહી કરી નાખ્યો. પરંતુ પ્રમાણ પત્રોમાં શું લઈ જવું? તે એક મોટો સવાલ થઇ પડયો. મ્હારૂં બી. એ.નું મોટું સર્ટીફીકેટ કંઇ અસર કરશે તેમ ધારી તે લઇ જવાનો મ્હેં વિચાર રાખ્યો.

\+ × +

બીજે દિવસે ગ્રાન્ટ રોડ આવી સાન્તાક્રુઝ જતી અંધેરી લોકલમાં હું મ્હારી નવી નોકરી મેળવવાની આશામાં ઉપડયો. સાન્ટાક્રુઝ ઉતરી મ્હેં તે પત્રની ઑફીસની શોધમાં ફરવા માંડયું. જેને હું પુછું તે મ્હારા સામું આશ્ચર્યથી જુવે. છેવટે ખુણા ઉપરના એક નાનકડા ડહેલા ઉપર મ્હેં તે પત્રનું પાટીઉં વાંચ્યું. મકાન અર્ધું જીર્ણાવસ્થામાં હતું. તેની ઈંટો અરધી ખરવાઈ ગયેલી હતી. હું ગયો અને તે પત્રના માલીકની મુલાકાત લીધી. તે પત્રની ઑફીસ એક નાનકડી ઓરડીમાં આવેલી હતી. ટેબલ સત્તરમા સૈકામાં બનેલું હશે એમ જોનારને લાગતું તે ઉપરં અંખ્યાબંધ જુનાં ચોપાનીઆંનો ઢગલો પડેલો હતો અને તે ઉપર અડધો ઈંચ તો ધૂળ ચઢી ગયેલી હતી. છાજલી ઉપર ચોપડીઓ ગોઠવેલી હતી અને તે ઉપર પણ ધુળના પોપડે પોપડા વળ્યા હતા. પરંતુ તે સાફ કરવા જેટલી ફુરસદ પણ કોઈને મળતી નહોતી. નીચે ડહેલામાં એક ઑઈલ એન્જીનથી ચાલતું એક જુનું પ્રેસ હતું. તેની અંદર અડધોએક ડઝન માણસો કામ કરતા હતા.

તે પત્રના માલીકે મ્હને પચાસ રૂપીઆના મોટા પગારે રાખી લીધો. સ્ટાફમાં ગણો, રીપોર્ટરોમાં ગણો, એડીટરમાં ગણો કે સબ એડીટરમાં ગણો બધામાં હું એકલો હતો. તે પત્રના માલીકે મ્હને સ્વતંત્ર ચાર્જ સોંપી દીધો. હું હું ગભરાયો. કારણ ન્હોતી મારામાં પત્રકાર તરીકેની લાયકાત, કે ન્હોતી મ્હારામાં લેખક તરીકેની કાંઈ પણ આવડત. તેમાં શું લખવું, કેવી રીતે લખવું વિગેરે અનેક પ્રશ્નોએ મને ગુંચવી મુકયો.. મ્હારૂં કૉલેજનું બી. એ. સુધીનું શિક્ષણ પણ મ્હારી મુશ્કેલીઓ ઓછી કરવાને નાલાયક હતું મ્હને તો મનમાં એમજ થયું કે જો પત્રકારો અને લેખકોની નીશાળ હોત તોયે સારૂં. પરંતુ ક્યાંઈએ તેવી સંસ્થાનું અસ્તિત્વ હોય તેવું મારી જાણમાં હજુ સુધી આવ્યું નહોતું. આથી હું નિરાશ થઈ, 'આ નોકરી કરવાને હું અશક્ત છું' એમ કહેવા જતો હતો તેવામાં મ્હારૂં લક્ષ મ્હારા ખીસ્સામાંના ત્રણ આના ત્રણ પાઈના બેલેન્સ તરફ ગયું અને તેથી ભૂખે મરવા કરતાં આ આ નોકરી હિંમતથી મેં હાથ ધરી.

તે આખો દિવસ મ્હેં જેમ તેમ કરી પસાર કર્યો. મુંબાઈની મ્હારી સ્વામીનારાયણની ચાલીમાંની અંધારી કોટડીનો ત્યાગ કરી હું સાન્તાક્રુઝ રહેવા આવ્યો. સેવકની પાસે કંઈ ઝાઝો સામાન ન હતો. તેથી કંઈ અડચણ નડી નહિ. સાન્તાક્રુઝમાં એક ઓળીયું ભાડે રાખ્યું અને તેમાં મ્હારો સઘળો અસબાબ ગોઠવ્યો. આ પ્રવૃત્તિમાં મ્હારો આખો દિવસ પસાર થઈ ગયો. રાત્રી પડી. આવતી કાલે મ્હારે મ્હારા પત્રનો મુખ્ય લેખ લખવાનો હતો. આ મ્હારો પહેલોજ લેખ હોવાથી વિષયની પસંદગી માટે મ્હેં વિચાર કરવા માંડયો. ઘણી માથાકુટ કરી પણ એકે વિષય મ્હારા ભેજામાં ઉતર્યો નહિ હું અકળાયો. રાત્રીના બાર વાગ્યા હતા. મ્હારૂં મગજ વિચાર કરવાથી ભમી જતું હતું. દિવામાંથી કેરોસીન પણ ખુટી જવાની તૈયારીમાં હતું. છતાં પણ મ્હને એક પણ વિષય હજુ જડયો નહિ. છેવટે હું હું કંટાળીને ઉઠયો અને ઓરડીમાં પડેલી પાણીની બાલ્ટીમાંથી લગભગ અડધી બાલ્ટી મ્હેં મારા તપી ગયેલા મગજ ઉપર ઠાલવી હવે મ્હને કંઈ શાન્તિ થઈ અને ફરીથી પાછો વિચાર કરવા બેઠો. કોઈ પણ વિષય જડતો અને તે ઉપર હું લખવા બેસતો તો દશ લીટીથી વધારે મ્હારાથી લખી શકાતું નહિ. મ્હારા દિલમાં પુરેપુરી ગુંચવણી થઈ. આમ કરતાં કરતાં સ્હવાર થયું. રાત્રીમાં એક કલાક પણ હું ઉંઘ્યો નહોતો. સવારમાં દાતણ પાણી કરી, ચ્હા પી, હું મારા શેઠના મકાન તરફ ગયો, તેમની મુલાકાત દરમ્યાન કંઈ વિષય હાથ લાગી જાય તો હું ફાવી જાઉં એ મ્હારો તેમની મુલાકાતનો ઉદ્દેશ હતો. શેઠ ઉઠીને ચ્હા લેતા બેઠા હતા તેવામાં હું ત્યાં પહોંચ્યો. શેઠે મ્હારા માટે ચ્હા મંગાવી અને બોલ્યા "હો! ઠીક થયું કે તમે આવ્યા. હું તમારીજ રાહ જોતો હતો. તમે આજનો લીડર તૈયાર કર્યો?"

"કંઈક—અડધો." મ્હેં ગુંચવાતાં જવાબ વાળ્યો.

"તે ઠીક થયું. આજે આપણે આગામી મ્યુનીસીપલ ચુંટણી ઉપર લખવાનું છે. તેમાં આપણા અહીંના બે માણસોએ ઉમેદવારી નોંધાવી છે. તેમાં એક નેશનાલીસ્ટ અને બીજો સરકાર પક્ષનો, આપણે પ્રજાને નેશનાલીસ્ટને મત આપવાનો આગ્રહ કરવાનો છે. સમજ્યા?" શેઠ બોલ્યા.

મ્હેં ડોકું હલાવ્યું અને થોડી ઘણી વાતચીત કરી વિદાય લીધી. ઑફીસમાં આવી હું લાગલોજ કાગળ પેન્સીલ લઈ લખવા મંડી પડયો અને આ રીતે મ્હારો પહેલવહેલો મુખ્ય લેખ મ્હેં તૈયાર કર્યો. મ્હારો આ લેખ તે મ્હારૂં સાહીત્ય ક્ષેત્રમાં પહેલુંજ પગથીયું હતું. સાંજના ૭ વાગે પેપર છપાઈ ગયું અને તેની કૉપીઓ વ્હેંચાઈ ગઈ. શેઠ તો તે પેપરની કૉપી બીજે દિવસે સ્હવાર પહેલાં વાંચવાની તસ્દી કદી લેતાજ નહીં. કોણ જાણે શાથી પણ બીજેજ દિવસે સ્હવારનાં સઘળાં પત્રોમાં મ્હારા લેખ ઉપર પાનાંને પાનાં ભરી વિવેચન છપાયેલાં માલુમ પડયાં. મને સમજ ન પડી કે મ્હેં શું કર્યું હતું. સ્હવારમાં હજુ તો હું ચ્હા પીતો હતો ત્યાં તો શેઠ હાંફળા ફાંફળા દોડતા મ્હારી પાસે આવ્યા અને બોમ્બના ગોળાની પેઠે મ્હારા ઉપર ગાળોનો વરસાદ વરસાવવા માંડયો 'અરે તમારામાં તો અક્કલ છે કે નહીં? કયા સાલાએ તમને ગ્રેજ્યુએટ બનાવ્યા." વિગેરે વિગેરે સૂત્રોથી મને આવતાંજ વધાવી લીધો. હું તો આભોજ બની ગયો. શેઠની ગાળોથી મ્હારૂં પણ લોહી ઉકળી આવ્યું. પરંતુ જ્યારે શેઠે ખુલાસો કર્યો ત્યારે તો મ્હારા હોંશજ ગગડી ગયા. મ્હેં ઉંધુંજ વેતરડયું હતું. મ્હારા લેખ લખવાના હર્ષમાં ને હર્ષમાં મ્હેં નેશનાલીસ્ટ ને બદલે સરકારપક્ષવાળાને પસંદગી આપવાને માટે છાપી માર્યું હતું. આતો પ્રથમ ગ્રાસે મક્ષિકા જેવો ઘાટ થયો. શેઠને મ્હારી ભુલ કબુલ કરી શાન્ત પાડયા. 'જો ફરીથી આવું કરશો તો ઘેરજ મોકલી દઈશ' વિગેરે શબ્દો સંભળાવી તેમણે વિદાય લીધી. વાંચક! સાહીત્ય ક્ષેત્રમાં પગલું

મુકતાંજ મારા ઉપર આ આફત! જોઇ મારી કરમની કઠણાઇ?

આ પછી મ્હારૂં ગાડું કંઇ રસ્તે ચઢ્યું, અને ધીમે ધીમે બીજાં પેપરો વાંચી તફડંચી કરીને પણ હું મારાં પત્ર માટે મશાલો એકઠો કરવા માંડયો, પણ હજુ સુધી મ્હારા હૃદયમાંથી નવલકથાઓમાં જે પ્યારનું અસ્તિત્વ હોય છે તે પ્યાર Romantic Love મેળવવાની ભ્રમણા ગઇ નહીં અને તે મેળવવા માટે મારૂં હૃદય અસ્થિર બન્યું.

એક દિવસે રાત્રીના વખતે કંઇ વિષયની શોધમાં બહુ વિચાર કરેલો હોવાથી મ્હારૂં માથું સખત દુઃખતું હતું. તેથી મ્હને ચાંદનીમાં દરીઆ ઉપરની ઠંડી લ્હેરો ખાવા જવાનો વિચાર થયો. સાન્ટાક્રુઝ દરીઆ ઉપરની તાડ અને નાળીએરીઓના ઝાડની ઘેરી ઘટા ઓળંગી હું જુહુના દરીઆ કીનારે આવ્યો...અને પડેલા તાડના થડ ઉપર બેસી ઉછળતાં મોજાંને નીરખવા માંડયો. આમ એકાદ કલાક કુદરતી સૌંદર્યતા નિહાળતો બેઠો હોઇશ તેવામાં કોઇ બાઇનો ઉધરસ ખાવાનો અવાજ મ્હારી કર્ણેન્દ્રીય ઉપર પડયો. હું ચમક્યો. મને એમજ લાગ્યું કે જે ચીજની હું આટલા વખતથી રાહ જોતો હતો તે મ્હારી સન્મુખજ છે. હું ફરતો ફરતો જે બાજુએથી અવાજ આવ્યો હતો તે બાજુ તરફ ગયો તો રેતીમાં નીચું માથું રાખી એક નવયૌવનાને બેઠેલી મ્હેં જોઇ. મ્હારૂં હૃદય આથી બહુજ પ્રફુલ્લીત બન્યું. અને આમ રાત્રીને સમયે આવી રમણીને આવે સ્થાને એકલી જોઇ તેને મદદ કરવાની તીવ્ર આકાંક્ષા થવાથી હું તેની સમીપ ગયો. તે બાઇનું ધ્યાન એટલું બધું લાગી રહ્યું હતું કે હું પાસે ઉભો હોવા છતાં પણ તેનું લક્ષ મ્હારાં તરફ ન્હોતું. મેં બોલવાનું શરૂ કર્યું " અહો! સુંદરી! આપ કોણ છો? અને આવે રાત્રીને વખતે આવા સ્થાનમાં આપ એકલાં કયાંથી? આપ કોઇ કારણથી મકાનથી ભૂલાં પડયાં હો તો આ સેવકને આપના સ્થળે પહોંચાડવાની રજા આપવામાં આવશે તો ઉપકાર થશે."

મારૂં આવું ચરકેલ જેવું ભાષણ સાંભળી તે બાઇ ચમકી અને મ્હને ભૂત ધારી એક જબરી ચીસ નાખી. ચીસ નાખતાની સાથેજ મ્હને અવાજ અને મ્હોં પરીચીત લાગ્યાં. પરંતુ હું આ બધું વિચારૂં છું ત્યાં તો પાછળથી આવી મ્હને કોઇએ એક સજ્જડ ધક્કો માર્યો. હું નીચે પડી ગયો અને દરીઆની રેતીનો સ્વાદ ચાખ્યો ન ચાખ્યો એટલામાં આત્મરક્ષણના કાયદાને અમલમાં મૂકી મ્હારાથી જેટલી ઝડપથી દોડાય તેટલી ઝડપથી દોડી હું મારા જરી પુરાણા માળીઆમાં પહોંચી ગયો. દરીઆ ઉપર મ્હને મળેલાં તે બાઇ બીજાં કોઇ નહિ પણ મ્હારાં ખુદ શેઠાણી જ હતાં. પણ સારા નસીબે તેમણે મને ઓળખ્યો નહોતો. તે દિવસથી વાંચક! તેવા પ્યારની શોધ કરવાની હું ભેઠ ભૂલી ગયો છું. અને કલમ અને ખડીઓ લઇ મારા અર્ધ મૃત અવસ્થામાં જીવતા પત્ર માટે તથા રોટલા માટે હું તનતોડ મહેનત અત્યારે કરી રહ્યો છું. આશા છે કે એવો અનુભવ બીજા ન કરે.

(સંપૂર્ણ.)

# આજકાલનાં નાટકો

## કુમળી કળી.

મોજ-મજાહ માટે ખાસ

અવલોકનકારઃ-રા. દેવીકાન્ત.

રા. શયદાનું લખેલું ઉપરોક્ત નાટક મુંબઇ ગુજરાતી નાટક મંડળીએ અમદાવાદમાં તા. ૨૯ જુલાઇ ૧૯૨૬ ના રોજ અમદાવાદની જાહેર પ્રજા સમક્ષ પહેલવહેલું ભજવી બતાવ્યું છે. નાટક ભજવવાનું હતું તે અગાઉથી રા. શયદાના લાગતાવળગતાઓએ રા. શયદાનાજ 'બે ઘડી મોજ' નામક સાપ્તાહિકમાં અહોરૂપં અહોધ્વનિના ન્યાયે એ નાટકનું ભવિષ્ય ભાખી શયદાને આસમાનમાં ચઢાવવાનો હાસ્યાસ્પદ પ્રયત્ન કર્યો હતો. વળી પહેલીજ નાઇટે કેટલાક પત્રકારો, લેખકો, સાક્ષરો (!) સંબંધીઓ વગેરેને પણ બોલાવવાની ગોઠવણ ઉદાર દિલથી કરી રા. શયદાએ શિષ્ટવર્ગ તરફથી શાબ્બાશી મેળવવાનો ભગીરથ પ્રયત્ન કર્યો હતો એવી વાત પણ સાંભળવામાં આવી છે.

વળી અમદાવાદની સાહિત્ય સભાની એક બેઠક સાહિત્યપ્રિય રા. ચુનીલાલ વર્ધમાન શાહના પ્રમુખપદ નીચે મળી હતી અને તેમાં શયદાની કૃતિઓ સંબંધી ઉડતાં વિવેચનો થયા ઉપરાંત કેટલાક સભ્યોએ શયદાને સદુપદેશ આપવાની હિમ્મત પણ કરી હતી. સાક્ષરથી રમણભાઇનો હાસ્યમંદિરમાં માનપત્ર સંબંધીનો જે રસિક લેખ છે તેનેજ અનુસરતી આ બેઠક હતી કે કેમ એ તો એકઠા થયેલા સભ્યોજ જાણે. રા. ચુનીલાલ શાહે તો સ્પષ્ટ ખુલાસો કર્યો હતો કે, 'શયદાની' કૃતિઓ સંબંધી હું વિશેષ જાણીતો નથી; છતાં મ્હારા એક મિત્રના કહેવાથી હું જાણું છું કે, એ મિત્રે રાતના બે વાગતા સુધી ઉજાગરો કરી તેમનું 'રાજબા' નામક પુસ્તક વાંચ્યું હતું!' આ વખતે આજકાલ બીજા વિદ્વાનોને કરગરી પ્રસ્તાવના લખાવવાનો જે મેનીઆ ગુજરાતમાં ફાટી નીકળ્યો છે, તેનું અમને સ્મરણ થઇ આવે છે. રા. ચુનીલાલે બીજાઓની માફક એકમાર્ગી નહિ બની જતાં પ્રમુખ સ્થળેથી જે સ્પષ્ટ કથન કર્યું છે એ માટે તેમને ધન્યવાદ ઘટે છે. વળી શયદાના સહતંત્રી સાહિદે તો 'શયદા એટલે ગુજરાતનું એક ઢંકાયલું રત્ન છે' એવું કથન ઉચ્ચારી 'બ્હેનના લગ્નમાં ભાઇ પીરસે' એ ઉક્તિ ખરી કરી બતાવી છે. ખેર, એ બધી બાબતોમાં વિશેષ ઊંડા ઉતરવાની અમને જરૂર જણાતી નથી-'રાજબા' માટે અભિપ્રાય આપતાં "સૌરાષ્ટ્ર" સાફ લખી

નાખ્યું છે કે, 'આવા પુસ્તકને પ્રસિધ્ધ કરવાની જરૂરજ નહોતી. ગુજરાતીએ પણ 'રાજબા' માટે ઠીકઠીક અભિપ્રાય આપ્યો છે.

'કુમળી કળી'ના વિસ્તૃત અવલોકનનો આરંભ કરતાં પૂર્વે તેના લેખકના વ્યક્તિત્વનો વાંચકોને પરિચય કરાવવાની અગત્ય જણાવાથી આ હકિકત પ્રગટ કરવામાં આવે છે. હસ્તકંકણને આરસીની અગત્ય હોતી નથી.

'કુમળી કળી' જો કુસુમ કલિકા જેવી પવિત્ર હોત તો તેનો પરિચય કરાવવા માટે રા. શયદાને ભાગીરથ પ્રયાસ નજ ઉઠાવવો પડત; પરંતુ એ કુમળી કળી જાણે મુંબઇના જે લત્તામાં જવાને પણ માણસોને ક્ષોભ થાય અને જવું પડે તો નૈતિક દુર્ગંધને માટે નાકે રૂમાલ ધરવાની જરૂર પડે તેવા વાતાવરણમાં ઉછરેલી અને વિલાસી જનોના હવસને ઉશ્કેરે એવી તીવ્ર દુર્ગંધ પ્રસરાવનાર હોવાથી શિષ્ટતાનો દંભ ચાલવી રાખવા માટે પ્રથમ-બીજ બની શકે એટલી ખટપટ થઇ હતી, તે ૨૫-૭-૨૬ ના 'બે ઘડી મોજ'ના નીચેના પેરા ઉપરથી સમજાશેઃ—

'ગુજરાતને સંસ્કારી અભિનય અને સંસ્કારી શિષ્ટ લેખવાળા દૃશ્ય નાટકની જરૂર હતી અને છે; કુમળી કળી ગુજરાત માટે સંસ્કારી નાટક ગણાશે.'

તે પછીના અઠવાડીઆમાં પોતાનાજ પત્રમાં પોતાનો ફોટો છાપી પોતે નાટકકાર છે એમ જાહિર કરે છે!

જે. સીતારામ નામના કોઇ ભાઇ શયદાનાજ પત્રમાં શયદાને આસમાનમાં ચઢાવી 'કુમળી કળી'ને વિશેષ જાહિરમાં લાવવા બીજું કોણ પ્રયત્ન કરનાર છે એ વાત અગાઉથી જાહિર કરે છે!

આ સઘળો મફતીઆ નાટક જોવાનો અને બદલામાં મસ્કા લગાડવાનો ધંધો ન હોય તો સારૂં!

યોગ્ય માણસોને—તટસ્થ વ્યક્તિઓને—નિષ્પક્ષપાત સમાલોચકોને પાસ મોકલી આમંત્રણ કરવામાં આવે એ વિષયથી અમે વિરૂધ્ધ નથી; પરંતુ એવાં આમંત્રણો ખેલ જાહિર પ્રજા સમક્ષ મૂકતાં પૂર્વે ડ્રેસ રીહર્સલમાં કરવાં જોઇએ તથા વિદ્વાન સમાલોચકોના યોગ્ય વિચાર જાણી નાટકમાં ઉચિત સુધારા કર્યા પછી તેને પ્રજા સમક્ષ રજુ કરવું જોઇએ.

'કુમળી કળી' નાટકમાં કેવળ વેશ્યાના નરકાગારનું નગ્નચિત્ર અસંબધ્ધ અને ત્રુટક સંકલનામાં રજુ કરવાનો અશિષ્ટ પ્રયાસ નિર્દોષ અને નીતિમાન સાહિત્યનો પ્રચાર કરનાર અઠવાડીકના તંત્રીએ આદર્યો છે. પુરૂષ પાત્રોમાં એક પણ આદર્શ પાત્ર નથી. ત્યારે સ્ત્રી પાત્રોમાં કેવળ એકજ પાત્રને આદર્શ પાત્ર ચીતરવાનો ગૌણ પ્રયત્ન કરવામાં આવેલો હોવા છતાં લેખકનું અનીતિ તરફનું વલણ સાફ દેખાઇ આવે છે. કાળી બાજુ ચીતરવામાં તેઓ મર્યાદા ઓળંગી ગયા છે; વસ્તુ સંકલનાનું ઠેકાણું પણ ઠેકાણું નથી, એક બે મુદ્દાના વિષયને યથાક્રમે ખીલવવાને બદલે 'સબ બંદર કે વેપારી'ની માફક 'વેશ્યાવિલાસથી લઇ ગાંધીજીના મનોનિગ્રહ સુધી' લેખકે કેવળ બખાળા બ્હાર પાડયા છે. કોઇ પણ પ્રશ્નનો ઉકેલ કરવાને બદલે બધા પ્રશ્નો, અધ્ધર ઉડતા રાખવામાં તુલનાત્મક કે નિર્ણયાત્મક શક્તિની ખામી જોવામાં આવે છે. પોતાના 'બેઘડી મોજ' પત્રના નામનો જ લેખકે એવા પ્રસંગે ઉપયોગ કર્યો છે કે, જેથી તેમની બુધ્ધિ ઉપર પ્રેક્ષકને સ્વાભાવિક રીતે હસવું આવે. આવા વેશ્યાવિલાસી નાટકમાં ગાંધીજી, તિલક આદિ મહાપુરૂષોનાં નામ રજૂ કરવાં એ તેમને ઘોર અન્યાય કરવા જેવું છે કેવળ એ નામો ઉચ્ચારવવા માટે એ મિનીટ માટે લેખક એક ભંગીઆનું પાત્ર રંગભૂમિ ઉપર લાવે છે!

વસ્તુ સંકલના કેવી અસંબધ્ધ, અશ્લીલ અને બિભત્સ છે તે દર્શાવવા માટે નાટકનો ટૂંકે સાર બની શકે એટલો સંક્ષેપમાં અમે અત્રે રજુ કરવો પ્રાસંગિક ધારીએ છીએ.

પ્રાણજીવન નામના લક્ષાધિપતિને સેવકલાલ અને કેશવલાલ નામના શરીફ બદમાશો રસમંજરી નામની વેશ્યાને ત્યાં લઇ જઇ તેની જાળમાં ફસાવે છે. રસમંજરી ઉપર પ્રાણજીવન મોહિત થાય છે. વેશ્યાને ત્યાંથી પ્રાણજીવન ઘેર જાય છે એટલે તેની સ્ત્રી મંગળા તેને વેશ્યાનો સંગ તજી દેવા સમજાવે છે. સેવકરામ આવી હુંડી ભરવાને બ્હાને મંગળાના દાગીના કઢાવવાની યુક્તિ રચે છે. મંગળા પતિ પાસે 'જો હું વેશ્યાને ત્યાં જાઉં તો મ્હારી દીકરી (કનકાવતી)ની પણ એવીજ દશા થાય' એવા સોગન ખવડાવી દાગીના આપે છે.

પ્રવેશ ત્રીજામાં રસમંજરી પાછળ ખુવાર થઇ ગયેલો અરવિંદ નામનો આશક આવે છે, વેશ્યા તેને માર મારી કાઢી મૂકાવે છે અરવિંદ વેર લેવાની ધમકી બતાવી જાય છે. પછી પ્રાણજીવન સંબંધમાંથી છુટવા આવતો હોવા છતાં વેશ્યાના ચરિત્રમાં ફસાઇ પ્રતિજ્ઞા ભૂલી પાપાચારમાં લીન બને છે. પ્રાણજીવનને નાણાંની જરૂર હોવાથી રસમંજરી મંગળાના સવાલાખના દાગીના લઇ લાખ રૂપિયાનો ચેક આપે છે.

ચોથા પ્રવેશમાં વેશ્યાવાડાનું બાઝાર સરગરમ થતું જાય છે. વેશ્યાના ઘરમાં ઉછરેલી—વેશ્યા જેવીજ કાશીને એક લૈયો ભાંગ પીવડાવી લલચાવે છે. બંને જણાં પ્રેક્ષકોને ઉલ્લુ સમજી બિભત્સ ચેષ્ટા કરે છે. શરીફ બદમાશ સેવકરામ આવી પાંચ હજાર રૂપિઆના બદલામાં જેઠીસન નામના વૃધ્ધ ગૃહસ્થ સાથે કાશીને પરણાવે છે.

પ્રાણજીવન રસમંજરીને પોતાને ઘેર લઇ જઇ મંગળાને તેના ચરણોમાં નમાવે છે. સેવકરામ મંગળાની દાસી માર્ફત પ્રાણજીવનને ઝેર આપવાની ગોઠવણ કરી આરોપ મંગળા ઉપર ઓઢાડે છે. મંગળાને તેની પેટની દીકરીથી વિખુટી પાડી હાંકી કાઢવામાં આવે છે. રસ્તામાં તે મોટર નીચે ચગદાય છે. મોટરમાં બેઠેલો બળભદ્ર નામનો શ્રીમંત મંગળાને હોસ્પિટલમાં લઇ જાય છે, તથા પ્રથમ અંક પૂર્ણ થાય છે.

બીજા અંકમાં રસમંજરી સેવકરામ સાથે મળી બનાવટથી પ્રાણજીવનનો બંગલો વેચાણ ખરીદ કરી લે છે. રસમંજરી અને પ્રાણજીવન શ્રૃંગારમાં રમમાણ થાય છે એ વખતેજ પ્રાણજીવનની

પુત્રી આવી રસમંજરીનો તિરસ્કાર કરે છે. કનકાવતી સંગીત શીખવા તરફ પ્રીતિ દર્શાવે છે એટલે તેના પિતાની હાજરીમાં જ રસમંજરી તેને પ્રભાવતી નામની વેશ્યાને ત્યાં મોકલી આપે છે. પછી વેર લેવા માટે અરવિંદ આવે છે અને સેવકરામ તેને જખમી કરે છે.

બીજા પ્રવેશમાં પ્રભાવતી નામની વેશ્યા-કુટ્ટનીને ત્યાં પ્રાણજીવનની પુત્રી કનકાવતીને લાવી રાખવામાં આવે છે ત્યાં આગળ વેશ્યાનું જીવન ગુજારતી બીજી સ્ત્રીઓને જોઇ કનકાવતી દુઃખી થાય છે. પ્રભાવતીને ત્યાંના જલસામાં આવેલા અમીધર નામના સંસ્કારી યુવકનો કનકાવતી સાથે મેળો થતાં તેને બચાવી લેવાની ઇચ્છા અમીધર પ્રકટ કરે છે.

બીજી તરફ મોટર નીચે ચગદાયલી મંગળાની હોસ્પિટલમાં શોચનીય સ્થિતિ દર્શાવવામાં આવે છે.

કાશી અને લૈયાનો પ્યાર ભાંગના કટોરા સાથે પૂરો ખીલી 'ભવાઇનું' દર્શન કરાવે છે. કાશી બુઢ્ઢા ધણીના ઘરમાં હાથ મારી લૈયાની સાથે પલાયન કરી જાય છે. કાશીએ સાવકી વિધવા દીકરીને પહેરાવેલી પોતાની સાડીથી છુટ્ટો તેને કાશી સમજી કાનમાં આંગળીઓ ઘાલવી પડે એવા શબ્દો જુવાન વિધવા દીકરી પાસે ઉચ્ચારે છે અને ભેદ ખુલ્લો થતાં અફસોસ કરે છે.

રસમંજરી માટે પ્રાણજીવને ખરીદેલા હારના રૂપિયાની ઉઘરાણી માટે ઝવેરી આવે છે. પ્રાણજીવન મંજરી પાસે રૂપિયા લેવા જાય છે. અરવિંદ પોલિસને સાથે લઇ રસમંજરીને ત્યાં જાય છે.

રસમંજરીને પાસે બેઠેલી ચંડાળણ પગાર લેવા આવે છે. બન્ને વચ્ચે ધાર્મિક વિવાદ થાય છે. પ્રાણજીવન પૈસા લેવા આવે છે એટલે રસમંજરી તેનો તિરસ્કાર કરે છે અને ધક્કા મારી બહાર કાઢી કહે છે. અરવિંદ આવે છે એટલે સેવકરામ તેનું ખૂન કરે છે. પોલિસ આવી સહુને પકડે છે અને બીજા અંકનો ડ્રૉપ પડે છે.

ત્રીજા અંકમાં ખુવાર થઇ ગયેલો પ્રાણજીવન આપઘાતની કોશીષ કરે છે પરંતુ ફરવા આવેલો બળભદ્ર તેને સમજાવી પોતાને ઘેર લઇ જાય છે.

બીજા પ્રવેશમાં કાશી અને તેનો યાર લૈયો પોલિસના હાથમાં પકડાય છે.

પ્રાણજીવનનો બંગલો બળભદ્રે વેચાણ લીધેલો હોવાથી ત્યાં રંડીનો જલસો થાય છે. પ્રાણજીવનની પુત્રી કનકા ગાનારીના વેશમાં આવે છે.

બળભદ્રના આશ્રયમાં રહેલો પ્રાણજીવન જલસામાં હાજર હોય છે. કનકા પિતાની હાજરીમાં જ એક રાંડ તરીકે ગાય છે. બંગલાની વાત નીકળતાં જુનો ઇતિહાસ ખુલ્લો થાય છે. પિતા પુત્રીનો મેળાપ થાય છે અમીધર કનકા સાથે પરણવાની વાત કરે છે એટલે જ્ઞાતિના આગેવાનો ઉહાપોહ કરે છે.

વિધુર બળભદ્ર મંગળાને ચાહતો હોવાથી પુનર્લગ્નની માગણી કરે છે. મંગળા તેની માગણીનો અસ્વીકાર કરે છે. એ દરમ્યાન પ્રાણજીવન આવી મંગળાને બળભદ્ર સાથે પુનર્લગ્ન કરવા સમજાવે છે. પતિ પત્ની એક બીજાને ઓળખી જાય છે. સજામાંથી છુટી થયેલી રસમંજરી રક્તપીતથી પીડાતી આવી ચડે છે, અને ભીખ માગે છે. મંગળા ઉદારતા દર્શાવે છે.

નાટકના છેલ્લા પ્રવેશમાં અમીધર કનકા સાથે પરણવાની તૈયારી કરે છે. જ્ઞાતિના અગ્રેસરો વાંધો લેય છે. કનકા ઝેર પીવા તૈયાર થાય છે. બેરીસ્ટર આવી અટકાવ કરે છે ઢોંગી તથા કાશીને હાજર કરી વૃદ્ધ જેઠીરામદાસનું પોગળ ખુલ્લું કરવામાં આવે છે. જ્ઞાતિજનો લગ્ન માટે સંમતિ આપે છે. કનકા તથા અમીધરનું લગ્ન થાય છે અને નાટક ખતમ થાય છે.

આવતા અંકમાં આ વસ્તુસંકલના સંબંધીનું વિવેચન રજુ કરવામાં આવશે.

સંપૂર્ણ

---

# ઉને પાણીએ ન્હાઈ નાખો

વ્હાલા વાંચક! અત્યારે મારી ઉમર તો જો કે બાર વરસની ગણાય છે, પણ ઉસ્તાદ માબાપને પેટે જન્મેલો હોવાથી મારી બુધ્ધિનો પાર નથી. મારા માબાપ તો જો કે મને માત્ર છ જ વરસનો મુકી મરી ગયાં હતાં, પણ મેં બુધ્ધિનો પાક તો ગર્ભમાંજ તૈયાર કરી રાખેલ હતો! માબાપના મૃત્યુ પછી હું મારા કાકાને આશરે રહ્યો, પણ મારા નસીબે તે બીચારા સારી હાલતના નહોતા તેથી છ વરસની નાની વયમાં-મને ટાંગા ટોળી કરી નીશાળે નાખી આવ્યા અને ત્યાં રામશંકર મહેતાજીએ બાળપોથીને એકડાના મસાલા વાટીકુટી મારી ખોપરીમાં ભરવા શરૂ કરી દીધા, ને ચાર ચોપડીનો પાઠ દશ વરસની ઉમર થતાં સુધીમાં ભણાવી મને નોકરીએ જોડી દીધો.

મારા શેઠનું નામ કાનદાસ હતું અને શેઠાણીનું નામ ગોમતી હતું. બન્નેની મારા પર નજર તો ઠીક હતી. શેઠની મુંબઈ ઉપરાંત બીજે દેશ દેશાવર-જંગબાર, મોમ્બાસા, મસકત વગેરે સ્થળેમાં પણ દુકાનો હતી.

એક વખતે મસકતની દુકાને કોઈ એવા બનાવ બન્યો કે શેઠને ત્યાં જવાની જરૂર પડે તેમ હતી. નસીબજોગે શેઠાણીએ એકલા ન રહેવાની હઠ લીધી. આખર શેઠ કંટાળ્યા ને મારે શેઠને અને શેઠાણીને જવાનું નક્કી થયું. અમો મુંબઈથી વહાણમાં નીકળ્યા કારણ કે તે જમાનામાં સ્ટીમરો તો નહોતી. તે દર કોસ-દર મજલ કરતે પાંચ દિવસ તો આરામમાં કાઢ્યા છઠે દિવસે જરા દરીઓ તોફાની થયો પણ સારા નસીબે વહાણ તો બચ્યું અને મુસાફરી આગળ ચાલુ થઇ.

રોજ શેઠ તો મોડા ઉઠતા. હું અને શેઠાણી વહેલાં ઉઠતાં. તેમાં પણ હું જલદી નાહિ, સગડી પેટાવી ચા મુકતો અને કોઇ વખત શેઠાણી ન નાહ્યાં હોય તો દાળ પણ ઓરી દેતો. આજે મેં મારી સગડી પર ચાહ મુકયો, હજી શેઠાણી દાતણ કરતાં હતાં, તેથી હું મગની દાળ લઇ ધોવા વહાણને કીનારે ગયો. દાળમાં મીઠું ન નાખવું પડે તે માટે હું દાળ ખારા પાણીથી ધોઇ લેતો, દાળની થાળીમાં પાણી લેવા વહાણમાંથી થાળી નીચી કરી પણ નસીબ જોગે મોજાનો ઝાટકો લાગતાં થાળી હાથમાંથી છુટી ગઇ. તરતાં તો કાંઇ આવડતું નહોતું કે થાળી પાછી કાઢવાની હીમત કરી શકું. ત્યારે મનમાં વિચાર કીધો કે બેટમજી હવે અક્કલ દોડવો, તોજ બચશો, નહિ તો સવારના પહોરમાં ખાસેક ખોપરી મળશે.

હું સગડી પાસે ગયો અને ચા થઇ ગઇ હતી તેના બે કોપ ભર્યાં ને દાળનું આંધણ મુક્યું.

શેઠાણી તરફ જોઇ હું બોલ્યો:-"લ્યો ચા પી લ્યો."

શેઠાણી:-"નાહીને પીઉં તો કેમ?"

મેં કહ્યું:-"ના, તેટલીવારમાં તો ઠંડી થઇ જશે."

શેઠાણી:-"ઠીક લાવ ત્યારે."

હું તથા શેઠાણી સામસામા ચા પીવા બેઠા. મશ્કરી કરતો હોઉં તેવો ડોળ કરી હું બોલ્યો:-

"બાઇ, ધારો કે ન કરે નારાયણને કદાચ કોઇ કાળે કોઇ દીવસ કોઇ સંજોગોને લઇને દાળ ધોતાં હું ને થાળી દરીયામાં પડી જઇએ તો શું કરો?"

શેઠાણી—ગાંડા, આવડા મોટા તું તે કેમ પડી જશે! કાંઈ ફેતરૂં થોડોજ છે કે હવાથી ઉડી જશે!"

મેં કહ્યું—"એમ બને તો નહિ, પણ થોડા વખત માટે ધારી લ્યો કે હું કે દાળની થાળી પડી ગયાં તો શું કરો?"

શેઠાણી—"જો તું પડી જાય તો તને પાછો કઢાવીએ અને થાળી પડી જાય તો ઉને પાણીએ નાહી નાખીએ!"

મેં કહ્યું—"શું થાળીની તપાસ ન કરાવો?"

શેઠાણી—આવડા મોટા દરીઆમાં તે થાળીનો પત્તો લાગે કાંઈ!"

મે કહ્યું—"તો શું મને વઢો પણ નહિ?"

શેઠાણી—"ગાંડીઆ, માથું ન પકાવ. એમાં લઢવાનું શું હતું? અચાનક પડે તેને તું કે હું શું કરીએ?"

શેઠાણી ચા પી રહ્યાં. તે સોપારીનો કટકો મોમાં નાખી નહાવા ગયાં. હું પણ મનમાં રાજી થયો.

શેઠાણી નાહિને આવ્યાં એટલે મેં પૂછ્યું-"શું તમે નાહિ લીધું? આ ઉનું પાણી તૈયાર છે. ફરી નાહિ લ્યો ને?"

શેઠાણી—"ફરી શા માટે નાહું?"

મેં કહ્યું—"શા માટે શું? તમે કહેતાં હતાં ને કે જો થાળી પડી જાય તો ઉને પાણીએ નાહિ નાખીએ! તો થાળી પડી ગઇ છે માટે!"

શેઠાણી—"હેં! થાળી પડી ગઇ! ક્યારે પડી?"

મેં કહ્યું—"આપણે ચા પીતાં હતાં તે પહેલાં!"

શેઠાણી—"મુર્ખા, તને તે શું કહેવું! આટલી વારથી પાછો બોલતો કેમ નથી?"

મેં કહ્યું—"મુર્ખાને હવે કાંઇજ કહેવું નહિ. ન બોલ્યો તે એટલા માટે કે તમે શું કરો તે મારે જાણવું હતું અને તમેજ કહ્યું કે જો થાળી અચાનક પડી જાય તો તને વઢું નહિ પણ ઉને પાણીએ નાહિ નાખું!" માટે હવે મને વઢતા નહિ અને ન્હાવું હોય તો ઉનું પાણી તૈયાર છે. થાળી અચાનકજ પડી છે કાંઇ જાણી જોઇને નથી નાખી."

શેઠાણી ખડખડ હસી પડયાં, મારો ગુન્હો માફ થઇ ગયો, અને બધું શાંતિથી પતી ગયું.

કહો-મારા મહેરબાન, હું કેવો હોશીઆર મારૂં નામ શું, મોડો કે ડાહ્યો?

હરીદાસ બી. વૈદ

રહસ્યમયી અદ્ભુત ડીટેકટીવ વાર્તાઓના શૉકીન

## લાખો વાંચકોનું માનીતું પત્ર

# છુપી પોલીસ

દર બુધવારે મફત વાંચવું હોય તો નીચે જણાવેલાં પુસ્તકોમાંથી તમોને ગમે તેટલાં પુસ્તકો મંગાવો—જેટલા રૂપિયાનાં પુસ્તકો થશે એટલા મહિના **છુપી પોલીસ** મફત મોકલવામાં આવશે.

## મુંબાઈનું રાત્રિરહસ્ય

મોહમયી મુંબાઈના ભેદભરમથી ભરપુર.
અદ્ભુત, ઘટનાયુકત વાર્તા
કિંમત રૂા. ૧–૪–૦

## આશકની આત્મકથા

અદ્ભુત, રોમાંચકર પ્રેમકથા
જેમાં એક પ્રેમીએ પોતાની આખી જીંદગીનો પ્રણય વૃત્તાંત વર્ણવ્યો છે.
કિં. રૂા. ૧–૮–૦

## વૈષ્ણવ ધર્મનો ઇતિહાસ

દરેક વૈષ્ણવ બંધુએ અભ્યાસ કરવા લાયક—ચાર ચિત્રો સાથે.
કિં. રૂા. ૩–૦–૦

## બોલતો કાગળ

ભાષણ તથા ગાયન સાથે સંપુર્ણ નાટક.
(લે;–હરિહર દિવાના)
મૂલ્ય આઠ આના

રા. હરિહર (દિવાના) કૃત નાટક

## સૌન્દર્ય વિજય

ભાષણ તથા ગાયન સાથે
આ નાટક ભુવનમોહિની–નુરજહાના પ્રેમ પ્રસંગો તથા ઇતિહાસને અનુલક્ષી ગુજરાતના મસ્ત કવિએ રચ્યું છે.
મૂલ્ય માત્ર આઠ આના.

## દેવદાસ

સ્ત્રી; પુરૂષ આબાલ વૃદ્ધ દરેકને ઉપયોગી
સાત્વિક નવલકથા
શરત બાબુની આ વાર્તા બંગાળમાં ઘેરઘેર વંચાય છે.
એજ તેની ઉત્તમતાની સાબીતી પુરી પાડે છે
ચાર ચિત્રો સાથે કિં. રૂા. ૧–૮–૦

# સીનેમાના સમાચાર

લખનાર-રા. ચિત્રપટ

## નવીન ફિલ્મો.

ભગવો ઝુંડો-રૉયલ આર્ટ સ્ટુડીઓનું ચિત્રપટ. લેખક ડાયરેક્ટર મી. ભાવે, ફોટોગ્રાફર મી. રુસ્તમ ઇરાની.

વસ્તુ—શિવાજીના પુત્ર સંભાજી પોતાના પિતાની અંતીમ વખતની રહેલી ઇચ્છા પાર પાડવા બાબત મૂળ મરાઠી પ્લે ઉપરથી વસ્તુ લેવાયેલી છે. થોડો ફેરફાર કરવામાં આવ્યો છે, પણ નિરસ માલમ પડે છે. છેવટ બરાબર લાવવામાં આવ્યું નથી. મી. ભાવેનો ગૌડબંગાલ શિવાયની બધી બ્હાર પડેલી વસ્તુઓ નિરસ માલુમ પડી છે. મી. ભાવે કંઇ નવી દીશામાં ઝંપલાવે તો ઠીક.

ફોટોગ્રાફી—મોર્ડાજ દે ખાતાં નથી. આઉટડોર લોકેશનો વડોદરા શહેરનાં ઠીક પસંદ કરવામાં આવ્યાં છે.

અભિનય—વસ્તુનાં પાત્રોજ બરાબર ઠીક ગોઠવાયેલાં દેખાતાંજ નથી અને તેથી સારા અભિનયની શી આશા રાખી શકાય!

એકંદરે ફિલ્મ ઘણીજ ઠંડી જતી માલુમ પડી છે.

સત્ય વિજય—પાયોનિયર ફિલ્મ કં.ની કૃતિ. લેખક, ડાયરેક્ટર અને કેમેરામેન મી. પાટણકર.

વસ્તુ—આ ફિલ્મને મળતા ગુજરાતી-ઉર્દુ ખેલો 'જયરાજ' અને 'નૂરાની મોતી' પરથી રંજનની કંપનીએ "દાન પ્રતાપ" વસ્તુ તૈયાર કરી હતી અને તે નોવેલ્ટી સિનેમામાં બતાવવામાં આવી હતી. આ નાટક મરાઠીમાં પણ સુપ્રસિધ્ધ પાટણકર કંપની "સત્ય વિજય"ના નામથી ભજવતી હતી. પ્રસ્તુત વસ્તુ એ મરાઠી ખેલ પરથી લેવામાં આવી છે અને ઠીક છે.

ફોટોગ્રાફી—મી. પાટણકરની ફોટોગ્રાફી સ્ટેન્ડર્ડ છે.

અભિનય—આમાં પણ રીહર્સલો કરાવ્યા છતાં લેતી વખ-



તેજ લોકો કેમ ખુશી કરતાં હશે એ સમજ પડતી નથી.

## નવીન ખબરો.

કોહીનૂર—મુમતાજ મહાલ પાસ થઇ ગઇ છે અને કંપનીના સ્ટાફને ગયે ગુરૂવારે ખાસ શો કરીને ઇમ્પીરીયલમાં બતાવવામાં આવી હતી. કહેવાય છે કે આ ફિલ્મ પાડવાને પરવાનગી લેવામાં આવી હતી. પણ અમે વિચારમાં પડયા છીએ કે "પરવાનગી કોની લીધી અને શા માટે?" જો આ વિષય ઉપર કંઇ અજવાળું પડે તો સિનેમા આલમ ઉપર ઉપકાર માનશે.

કંપની હવે લીમીટેડના રૂપમાં આવવા લાગી છે. સર્વેના હૃદયો શાંત થઇ આનંદીત બન્યાં છે. કોહિનૂરના એજન્ટો આવતી તા. ૧ લીથી છુટા થઇ જશે અને ખુદ્દ કોહિનૂર લીમીટેડજ કરશે એમ સંભળાય છે.

કૃષ્ણ—ખુબસુરત બલા એકંદર પંદર ભાગની ફિલ્મ થશે અને તેને લીધે પાડવામાં વધુ વખત લાગશે એટલે "વેદીનાં ઢોર"ની શરૂઆત થશે. સાંભળવા પ્રમાણે કંપનીનાં માણસોના પગારોમાં વધારો કરવામાં આવ્યો છે.

શારદા-મદન કળા અતિ આદરને પાત્ર થઇ ત્રણ અઠવાડીયાં ચાલવાથી સુવર્ણ કમલને તેવાજ આદર્શમાં મુકવા જીવતોડ મ્હેનત થાય છે. સાથે આઇડીયલની ભાગ્ય પરિક્ષા પણ થાતી જાય છે.

મહારાષ્ટ્ર-કોલ્હાપુરથી કાગળદ્વારા ખબર મળી છે કે અતિ વરસાદને લીધે ગોકુળ અષ્ટમીને માટે તૈયાર થતો "મોરલીવાળો" મેજેસ્ટીકમાં તે દીવસે દેખાવ દઇ શકશે નહિ.

રૉયલ આર્ટ સ્ટુડીયો-મી. સાઠે પ્રોફેસરે લખેલી એક ક્લાસીકલ વાર્તા નામે "પ્યારી મમતા"ને એક અચ્છા ક્લાસીકલ પીકચરમાં ફેરવી નાખવાને ખાસ મી. મીશ્રને રોકવામાં આવ્યા છે અને તેની મોટી તૈયારીઓ ચાલી રહી છે. જ્યારે "મૌર્યવંશનો અંત" નામની ફિલ્મ મી. ચૌધરી પણ રૉયલ આર્ટ માટે પાડી રહ્યા છે. મી. ઝવેરી વચમાં વચમાં લોખા ફુલાવીને ફુલાવતા જાય છે, અને સુદર્શનનું ચક્ર ક્યારેક ક્યારેક ફરતું દેખાય છે.

એક ચેતવણી—કોઇ ધનાઢ્ય રીલીયાએન્ત ધનનો વ્યય

આ લાઇનમાં કરવાનો હોવાથી ઘણા ફાલતુ–તેમજ અન્ય કંપની-વાળાઓ પોતાની બડાઈ અને આવડતનાં બ્યૂગલો વગાડતા ફરે છે અને મરકો પણ પુષ્કળ વપરાય છે. અમારે સવેળા એજ ચેતવણી આપવાની છે કે આ લાઇનમાં પોતાને મહાન્ કહેવાડનાર પણ આવડતમાં શૂન્ય–એવા નરો બહુ છે. તો તેવા લેખકો, ડાયરેકટરો કેમેરામેનો અને કંપનીના માલીકોથી તે ધનાઢ્ય શેઠીયાઓને ચેતતા રહેવાને ભલામણ કરીએ છીએ.

ફાતમા ફિલ્મ કું.—મિસ ફાતમા અને જુબેદા કરાંચીની સફરેથી આવી પહોંચ્યાં છે અને ભવિષ્યમાં તેઓ કોઇ એક બીજી સારી ફિલ્મ પાડનાર છે. ક્યાં પાડશે તે જણાયું નથી. પણ સાંભળવા પ્રમાણે તેઓ પોતાનો સ્ટુડીયો કરે તેવો સંભવ છે.

કૃષ્ણ સીનેમા—આ સીનેમાને ગઇ તા૦ ૧૭ મીએ એક વર્ષ પુરૂ થયું છે. શરૂઆતમાં આ સીનેમા લક્ષ્મી પીકચર્સથી ખુલ્લુ થયું હતું અને વચમાં અનેક મુશ્કેલીઓ પસાર કરીને હાલ એક વર્ષ પુરૂં કર્યું છે. હાલ આ સીનેમાને એક સ્થાપિત થયેલા સીનેમા તરીકે જોઇ અમો ખુશી થયા છીએ. અને આ સીનેમા ભવિષ્યને માટે સારી આશા આપે છે. આ બધું માલેકોની જાતી દેખરેખ, ખંત, અને ઉમંગી પ્રમાણીક સ્ટાફને આભારી છે. તેથીજ આ પ્રસંગે ખાસ ૭ થી ૯ નો એક શો કરી તેની આવક સીનેમાના હાલના સ્ટાફને બોનસ તરીકે આપવામાં આવી હતી. સીનેમાના મેનેજરોની અતિ ખંતથી પ્રોડયુસરો અને મિત્રો તરફથી એક પણ સારી જેવી રકમ ભેગી કરવામાં હતી, અને શોની આવક સાથે તે રકમ લગભગ દોઢ હજારની થવા જતી હતી. ખરેખર સ્ટાફની કદર કરવા માટે માલીકો–મિત્રોને ધન્યવાદ ઘટે છે.

સરસ્વતી—સાંભળવા પ્રમાણે સરસ્વતીની ફિલ્મ દુલારી સેન્સરના સપાટામાંથી પસાર થઇ રખાતની રાણી થઇ ગઇ છે અને આવતા શનિવારથી સીનેમા મેજેસ્ટીકમાં પુર બહારમાં દેખાડવામાં આવશે.

કોહીનૂરમાં મી. દવેનો લખેલો "પૃથ્વીપુત્ર" મી. દવારેએ પોતાનાજ કોઇ ડાયરેક્ટરથી ડાયરેક્ટ કરાવી કોહીનૂરને આવતી તા. ૪ થી સુધીમાં પાડી આપવા કોન્ટ્રેક્ટ કરેલો છે. માણસો કોહીનૂરનાજ રહેશે અને પીકચર કોહીનૂરનુંજ થશે.

* * *

પેરામાઉંટ ઇસ્ટર્ન સ્ટુડીઓમાં મેર સેન્ટ કલેરનાં ડાયરેકશનની નીચે "શો ઓફ"ની કૃતિ ગ્રેગરી કેલીના નાટકપરથી તેજ નામથી તૈયાર કરવામાં આવે છે. જેમાં ફોર્ડ સ્ટર્લીંગ દેખાવ દેશે. ગ્રેગરી કેલી કે જેણે ઘણી કૃતિઓમાં ફતેહ મેળવેલ છે, તે પોતે પણ તેમાં દેખાવ દઇ પોતાની વધુ ફતેહનો પુરાવો રજુ કરશે. એવી અફવા સંભળાય છે કે તેનું કામ જો સૌથી વખાણને પાત્ર થશે તો ડ્રાઇઝર થીયોડોરની "એન અમેરીકન ટ્રેજડી" નામની કૃતિમાં ભાગ ભજવશે. વળી તે કૃતિપરથી નવલકથા પણ ઉપજાવી કઢાશે એમ માનવામાં આવે છે.

* * *

સ્વર્ગસ્થ ફ્રેંક બેકનના છોકરા લોઇડ બેકને વોર્નર બ્રધર્સ સાથે ડાયરેક્ટર તરીકે રહેવાનો કરાર કરેલ છે. તેનું પહેલું ચલચિત્ર "બ્રોકન હાર્ટસ ઇન હોલીવુડ" છે. જેમાં લુઇસ ડ્રેસર દેખાવ દેશે, કે જેણીએ ગ્રેઝ વુમનની કૃતિમાં આકર્ષક ભાગ ભજવ્યો હતો. જેમાં ચાલુ જમાનાની સ્ત્રીઓની કેરેક્ટરો વિષે દેખાડવામાં આવેલું હતું.

* * *

ઇરીક પોમર જે અમેરીકન કંપનીમાં એક યુરોપીઅન ડાયરેક્ટર છે તે હોલીવુડમાં પોલા નીગ્રીના પીક્ચરોના કામકાજ સાંભળવા જવાનો છે. પોમરની કૃતિઓ "વારટ લાફ," "સીજ-ફ્રાઇડ," "ધી કેબીનેટ ઓફ ડૉ. કેલીગારી" વિગેરે ઘણી છે. તેના બીજાં ઘણાં પીક્ચરો હજી સુધી અમેરીકામાં દેખાડવામાં આવ્યાં નથી.

* * *

લુઇસ બ્રુક્સને "ગ્લોરીફાઇડ અમેરીકન ગર્લ" નામની કૃતિમાં ઝીગફેલ્ડના પ્રોડકશનોમાં ચુંટી કાઢવામાં આવ્યો છે એડવર્ડ સધરલેંડ તે ચલચિત્ર ડાયરેક્ટ કરશે ને વીલીયમ કોલીયરે તેમાં એડીને દેખાવ દેશે.

* * *

વિદુષક એડી કેન્ટર પોતાની કૃતિ "કીડ બુટસ" થોડા વખતમાં સ્ક્રીન કરશે. તેમાં લોરેન્સ ગ્રે મુખ્ય પાર્ટ ભજવશે સ્ત્રી પાત્રોમાં મુખ્ય કામ કલારા બો અને ઇસ્થર રાલીસ્ટન કરશે.

* * *

ગ્લોરીઆ સ્વેનસન બીમારીમાંથી ઉઠ્યા પછી "ફાઇન મેનર્સ" ચલચિત્રમાં ભાગ લેવાની છે.

* * *

"રોમાન્સ ઓફ એ મીલીયન ડોલર્સ"ની કૃતિમાં ગ્લેન હન્ટર પાછો દેખાવ દેશે.

* * *

હેરીસન ફોર્ડ મેટ્રો પોલીસીઅનની કૃતિઓમાં દેખાવ દેશે અને તેની પહેલી કૃતિ "નર્વસ રેક" નામની તૈયાર થશે જે કૃતિ તેની કૃતેહમંદીની યોગ્યતા પુરવાર કરશે.

* * *

બીટ્રીક જોયની નવી કૃતિનું 'ફોર એસીમની ઓન્લી" નામનું ટાઇટલ છે અને વીલીયમ ડ મીલે તે ડાયરેક્ટ કરશે. જે પોતાના ભાઇ સેસીલ સાથે જોડાઇને પહેલો સ્વતંત્ર પ્રયત્ન કરે છે. ફ્લાઇવ બ્રુક સીનેમા સ્ટારની વિરૂધ્ધ પક્ષનો ભાગ ભજવશે.

---

---



---

# છુપી પોલીસ

વાર્ષિક લવાજમ રૂ. ૩ વી. પી. સાથે રૂ. ૩-૪-૦
હિંદ બહાર રૂ. ૫
મોજ-મજાહ કાર્યાલય

ગીરગામ ખટાઉ બીલ્ડીંગ મુંબાઈ ૪

ચાલુ અઠવાડીયે—ખાસ નાળીયરી પુનેમ માટે

હિંદુસ્થાન ફીલમ કંપનીની
ધાર્મિક વસ્તુ

# ચોથનો ચંદ્ર

દરેક કુટુંબને ખાસ જોવા લાયક ધાર્મિક વસ્તુ
શનીવાર તા. ૨૧ મીથી શરૂ છે

---

# દેશી રાજ્યની પ્રજાને આમંત્રણ

શનીવાર તા. ૨૮ મીથી શરૂ થનારી
જાણીતી સરસ્વતિ ફીલમ કંપનીની ઐતિહાસિક કૃતિ

હુ લા રી



હુ લા રી

જરૂર જોજો—ભુલતા નહિ—ચુકતા નહિ

આ ફીલમમાં—કારભારીઓનાં કારસ્થાન—વિલાસી રાજાના જુલ્મો—પ્રજાનો પોકાર—
વીરાંગનાની બહાદુરી—વિગેરે પ્રસંગો આબેહુબ ચિતારવામાં આવ્યા છે

# સીનેમા મેજેસ્ટીક ગીરગામ

Reg. 1

હજી એક નવિન તક તમારે હાથ છે

પેલુ વીર્યવાન ચિત્રપટ જે સેંકડો જણાએ ત્રણ ચાર વાર જોયુ છે તે

ત્રીજું અઠવાડીયું **મદન કળા** ચાલુ છે

જેનો અનુપમ બોધ આપવા લોકો પોતાના કુટુંબો સાથે ઉલટી પડયા છે તે

## ક્રાઉન સીનેમામાં જઈ જુઓ

---

આવે છે આવે છે

## શારદા ફીલ્મ કું. નું નવીન ચિત્રપટ

જેમાં

સુંદર રાજ ખટપટના કાવાદાવા છે–એક અપ્સરાના અદભુત શૃંગારીક પ્રસગો છે–દૈવી ચમત્કાર અને કાલીકા શકતી અને પૂજાનુ અદભુત રહસ્ય સમાયલું છે–
જેની સુંદર ગુથણી–મજેદાર લખાણ તમને મુગ્ધ કરશે

# સુવર્ણ કમલ

યાને **કાલીકા મૂર્તિ**

જેમાં

પુણ્યભૂમીના સમ્રાટ સમરકેતુના સિંહાસન અને તાજની ચોરી–તે મેળવવા બહાર પડેલા બાયલા તેમજ વીર યુવકો–ચીત્રકુટ પર્વતપરથી સુવર્ણ કમલનુ આણવુ–ઇન્દ્રને છોડી અપ્સરાએ માનવી સાથે બાંધેલો પ્રેમ–નારદની નારદકળા–અપમાનિત મુર્તિનુ ઉંડુ રહસ્ય તમને જોતાંજ સમજાશે

---

અમારાં ચિત્રપટોની બુકીંગ માટે લખો—**મેસર્સ મયાશંકર ઠકકર એન્ડ કું.**
૪૭, એ. એપોલો સ્ટ્રીટ–કોટ મુંબાઇ

આ પત્ર તંત્રી જયશંકર ભોગીદાસ દ્વિવેદીએ મુંબઇ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમા મોજ–મજાહ પ્રિન્ટીંગ પ્રેસમા છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું ૭

૩ જુ અંક ૨૨ તા. ૨૯-૮-૨૬
છૂટક નકલ ૧ આનો બહારગામ ૧।। આનો

વાર્ષિક લવાજમ રૂ. ચાર
બહારગામ રૂ. સવાચાર

# મોજ-મજાહ



માર્ગ-પ્રતીક્ષા





એડી પોલો — એડી પોલો — એડી પોલો — એડી પોલો — એડી પોલો — એડી પોલો

એડી પોલો — એડી પોલો — એડી પોલો — એડી પોલો — એડી પોલો — એડી પોલો

# ગઇ કાલથી આખી મુંબઈ ગાજી રહી છે!

કેમકે, મુંબઇની શોખીન પ્રજાનો માનીતો જાણીતો બહાદુર સ્ક્રીનનો રાજા

'એડી પોલો' મહાન ૩૦ ભાગની સીરિઅલ સાથે આવી લાગ્યો છે.

# ઝોહાકી દૌર

## અમુલ્ય ખજાનો

એક કરોડ રૂપિઆનો ખજાનો આ અઠવાડીએ અમારા પ્રેક્ષકો માટે અમે ખુલ્લો મુક્યો છે. જે જોવાની અમે તમને ખાસ ભલામણ કરીએ છીએ પધારો અને જુઓ

લુટારો કેપટન કિડ— સાથે

ચાંચીઆઓનો સરદાર કેપટન કીડ મુસાફરોના વહાણો ઉપર હલ્લો લઇ જઇ કેવી લુટ ચલાવે છે અને કેવી રીતે તે મુસાફરોને ગુલામ બનાવી તેમની હાલત ઉપર કબજો કરે છે, તે જોઇને તમે કંપી ઉઠશો, સુધરેલા યુરોપનું જંગલીપણું તમને તેની આજની ઉન્નતી માટે આશ્ચર્યજનક બનાવશે.

## ચાંચીઆઓનો દોર

આજે ચારે બાજુએથી સુધરી ગયલા યુરોપમાં ૧૭મા સૈકામાં દરયાઇ લુટારાઓનો કેવો દોર ચાલતો હતો તેનો ખ્યાલ આજકાલના સુલેહ શાંતીના સમયમાં કેવળ જોવાથીજ આવી શકે છે ત્યારે આવીને જુઓ.

કોમિક બહાદુર એડવર્ડ

એડી પોલો જેનું પાત્ર ભજવે છે. તેના પ્રસંશીય સાહસો ખચિતજ તમને દંગ કરી નાખશે. તેની સુંદર પ્રિયા લેડી જેનિસની યાદગાર વફાદારી, એક ઉમરાવનું એડવર્ડ વિરૂધ ભયંકર કાવત્રુ, પ્રેમની હરીફાઇ અને લેડી જેનિસે આપેલો પોતાનો મિલકતનો ભોગ વગેરે બનાવોથી આ સીરીયલ ભરપૂર છે!

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

વખતઃ- ૫॥, ૭, ૮॥, ૧૦॥ શની રવિ ખાસ ખેલ ૩॥ વાગે.

ભાવઃ- રૂ. ૨; ૧; ૦॥; ૦|; ૦; ≡ ટેક્ષ સાથે.

## આ એક ખાસ નોંધ લેજો

કે, આ એડીપોલોની સીરીયલ ખલાસ થતાંજ માદન કું. લી. નો ડ્રામા રેસ કી ઠેસ તે પછી ધર્મપત્ની

## ગોકળ અષ્ટમી માટે ખાસ

સોમવારે એકજ દિવસ માટે ખાસ હિંદુ ભાઇઓના તહેવાર માટે કોહિનુર કૃત કુંજ વિહારી. બતાવવામાં આવશે. સીરીયલ બંધ રાખવામાં આવશે.



શ્રાવણ વદ ૭ રવિવાર તારીખ ૨૯ મી ઓગસ્ટ ૧૯૨૬ વર્ષ ૩ જું. અંક ૨૨

આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓના પાત્રો કલ્પિતજ હોય છે. કોઇ જીવંત વ્યક્તિ પરથી ઉપજાવી કાઢેલાં નથી. અ. મો. મ

## કાનુડા તારી બંસી

કાનુડા તારી બંસી ફરીને બજાવ,
રસહીણ હૃદય સુરેત સુન્તામાં રસની રેલ રેલાવ-કાનુડા
ગીતાના ગાનારા કોઈ ગીત અગીત સુણાવ;
હું નથી પ્રેમ હૃદય ગોપી, છ રસહીણ સાથઅનાવ-કાનુડા
જુજવાં એક, એક જુજવાં, હું, તુ, ઠાં, હું મય સાવ,
સાંકને તન્મય કરનારો એટી મંત્ર ભણાવ-કાનુડા
જલથંભે, જીવથંભે એ વ્રજ જાદુઇ ખેલ જમાવ;
જડ ચૈતન્ નાચે એક તાલે નૃત્ય અનન્ત બતાવ-કાનુડા
સ્વર્ગ ભૂલી, વૈકુંઠ ભૂલી ગોપી, ત્યમ સર્વ ભૂલાવ,
'વ્રજ વ્હાલું વૈકુંઠ નહીં આવું' બોલ ફરી બોલાવ-કાનુડા
વૃંજ વનમાં જો વાંસ ખુટયા તો તેને આગ લગાવ,
રસહીણાં મુજ હૃદયતણી નળિ છેદી છિદ્ર પડાવ-કાનુડા
જ્યાં સુધી સ્વાસ રહે તન બાકી બંસીનાદ સુણાવ,
પળ બે પળ લૂટયો લુંટાયો તે જીવનનો લ્હાવ-કાનુડા

દિવાના.

## જુબેદા
### અથવા
## રહસ્યમયી રમણી
(ખંડ બીજો)

### પ્રકરણ ૪ થું.

એક કલાકમાં અમે મુસાફરીની સર્વ તૈયારીઓ કરી લીધી શેખના મહેલમાંથી બહાર પાડતાં અમોને હરકત પડી નહિ. મારી સંગિનીએ શેખના અનુચરોને જણાવ્યું હતું કે, શેખના આદેશાનુસાર અમે તિર્થયાત્રા કરવા જઇએ છીએ. મહેલમાંથી બહાર નીકળતી વખતે મને બાંદીના જેવી વેશમાં બહાર પડવું પડ્યું હતું મારા આ ગુપ્ત વેશમાં મને કોઇ ઓળખી શક્યું નહિ.

મારી સંગિનીનું નામ હલિમા હતું. શરૂઆતમાં હું અને હલિમા એકજ ઉંટ ઉપર બેઠાં હતા, પરંતુ બે ત્રણ માઇલ દૂર જવા બાદ તેના ઉંટ પરથી હું ઉતરી ગયો અને પૂર્ણ પોશાક ધારણ કરી આદાબઅદિ સામાન સહિત હતો તે ઉંટ પર બેઠો. હલિમા અને મારો ઉંટ પાસે પાસે ચાલવા લાગ્યા.

રસ્તે ચાલતાં મેં અનેક પ્રકારની વાતો હલિમા સાથે કરી, પરંતુ જુબેદા વિષેની વિશ્વસનીય બાતમી હું મેળવી શકયો નહિ. તેણે માત્ર એટલું કહ્યું કે, કાજી સાહેબ સાથેની પ્રસંગે તેને પ્રત્યક્ષ કયારેય જોઇ નથી-માત્ર તેનું નામજ જાણ્યું છે. જુબેદા

જ્યારે ખુલ્લી રીતે બહાર નીકળે છે, ત્યારે તેનાં સર્વાંગ પર બુરખો હોય છે. છતાં બધા જાણે છે કે તે પરી જેવું સૌંદર્ય ધરાવે છે. જુબેદામાં અદ્દભુત ક્ષમતા છે. અનાથ દરિદ્રો પ્રત્યે તે ઘણી દયાળુ છે. એ શિવાય તેનામાં ઘણા અજબ ગુણો સમાયેલા છે. તેણે કેવી રીતે દૈવીશકિત પ્રાપ્ત કરી કિંવા કઇ શકિતના પ્રતાપે આટલી બધી પ્રભાવશાલિની છે, તે કોઇ જાણી શક્યું નથી."

મેં પુછ્યું:-"મને મારી નાખવા શા માટે આટલા બધા પ્રયત્નો કરવામાં આવે છે?"

હલિમાએ કહ્યું:-"તમારા શત્રુઓનો ધ્વંસ કરવાની શકિત તમે જુબેદા પાસેથી પ્રાપ્ત કરી છે, તેને લીધેજ તમારો પ્રાણ-વધ કરવાના પ્રયત્નો કરવામાં આવ્યા છે તમારા શત્રુઓ માને છે કે, તમારા મૃત્યુ સિવાય તે શકિત જુબેદાની પાસે આવશે નહિ."

મેં મનમાં વિચાર્યું કે, લાવાકાન પણ મને તેજ વાત કહેતો હતો. તે સિવાય અર્ધચન્દ્ર ગુપ્ત ગુફામાં કેવી રીતે મને મળ્યો તે વિષે પણ મારા મનમાં ચિંતા રહ્યા કરતી હતી. મેં તેને પૂછ્યું:-'હું જે ગુપ્ત ગુફામાં હાડપિંજરોની અંદર વાસ કરતો હતો, તે સ્થળની તમારા સિવાય બીજા કોઇને ખબર છે કે નહિ?-શું બીજાઓ પણ તે સુરંગ પથમાંથી ગમનાગમન કરી શકે છે?"

હલિમાએ સહજ હસીને કહ્યું:-"તમે શા માટે આવો પ્રશ્ન પૂછો છો? તમે શું એમ માનો છો કે, મારો પતિ તે ગુફામાંથી મુકિત મેળવી આપણું અનુસરણ કરશે?"

"ના, હું એ ચિંતા કરતો નથી, મારી જીજ્ઞાસાનું કારણ જુદું છે"

"શું તમે ત્યાં કોઇ બીજા માણસને જોયો હતો?"

"ના, અન્ય માણસની મુલાકાતની વાત જુદીજ રહી, પણ તે ઓરડાની ભયંકરતા જોઇ હું તો દિગ્મૂઢજ બની ગયો હતો જ્યાં ત્યાં અસ્થિ નિસ્તબ્ધતા અને અંધકાર માણસને ભયભીત કરી દે તેવા હતા."

"પરંતુ હું તો અભયદાનનો પત્ર લખી તમારી પાસે મૂકી આવી હતી!"

"હા, તે હું જાણું છું. પરંતુ તમારા સિવાય બીજું કોઇ ત્યાં આવવા જવાના ગુપ્ત માર્ગથી માહિતગાર છે કે નહિ, એજ હું જાણવા માગું છું."

"જુઓ, આપણી આગળ ચાલતા બે ખોજા ભૃત્યો પણ તે સુરંગ પથ વિષે જાણે છે તમારા માટે ખાદ્યખોરાકી તેઓજ ત્યાં લાવ્યા હતા, એટલુંજ નહિ પણ મારી આજ્ઞા મુજબજ તેઓ તમને ગુપ્ત સ્થાને રાખી આવ્યા હતા.

અમારી આગળ ચાલતા એ બન્ને ચાકરો તરફ મેં બરાબર નીરિક્ષણ દ્રષ્ટિથી જોયું. તેઓમાંના એકને મેં ક્યાંઇ જોયો હોય એવો મને ભાસ થયો. ક્યાં જોયો હતો? એકાએક મને યાદ આવ્યું જે લુંટારાઓની ટોળીએ મને અગાઉ લુંટયો હતો, એ તેઓમાંનોજ એક માણસ હતો. તેણેજ મારી બેગ લુંટી લઇ તેમાંથી ચીજ વસ્તુઓ કઢાડી લીધી હતી! અત્યારે હું તેનીજ સાથે ચાલતો હતો. ભાગ્ય ક્યાં લઇ જતું હતું તેની મને ખબર પડતી નહોતી.

મેં હલિમાને ચિંતિત ભાવે પૂછ્યું:-"તમારા દળના માણસો મારો પ્રાણ લેવા માટે સદા તત્પર હોય છે, છતાં આપણે તેઓ તરફ જઇએ છીએ તેની કાંઇ મને સમજ પડતી નથી!"

હલિમાએ કહ્યું:-"તમે વ્યર્થ ચિંતા કર્યા કરો છો. શત્રુના હાથમાંથી તમે મારો ઉધ્ધાર કર્યો છે. મને પ્રાણદાન આપ્યું છે છતાં અમારા દળના માણસો તમારો વધ કરે એ અસંભવિત છે. જો કે, તેઓ અત્યંત નિષ્ઠુર, હત્યાકારી અને લુટારાઓના સહચર હોય છે તો પણ જેણે તેમના પર ઉપકાર કર્યો હોય તેના પર અપકાર કરી તેની સામે હથિયાર ઉગામે તેવા તેઓ નમકહરામ નથી."

હાજી અબુ સલામની નિષ્ઠુરતા વિષે મેં સાંભળ્યું અને અનુભવ્યું હતું તે બધું મેં તેને કહી સંભળાવ્યું. માત્ર જુબેદાનું નામ ક્યાંઈ આવે નહિ અને તેણેજ મને આસન્ન મૃત્યુ મુખમાંથી બચાવ્યો હતો, તે વાત છુપાવી રાખી.

હલિમાએ કહ્યું:-"દસ્યુપતિ હાજી અબુ સલામ ઘણા કઠોર હૃદયનો છે. કોઇ કોઇ વાર અમારા દળના લોકો સાથે પણ તે એવી દયાહીન રીતે વર્તે છે કે, તેઓ તેના તરફ વિરકત બની જાય છે. તેની નિષ્ઠુરતાનો મને જેટલો પરિચય છે તેના શતાંશની પણ તમને ખબર નથી. તમારી સાથે તે જેવી મુલાયમ રીતે વર્ત્યો છે, તેનો મુકાબલો બીજાઓની સાથે કરી જોતાં તમે ઘણાજ ભાગ્યશાળી હો, એમ જણાય છે. તેનો એકજ દાખલો આપું છું. આબિલ પર્વતની તળેટીમાં એક વાર અમારાં સૈન્યે છાવણી નાખી હતી. તે વખતે એક યુવાન-શત્રુ સૈન્યનો હોય કિંવા ફ્રેંચોનો ગુપ્તદૂત હોય તે કહી શકતી નથી-ફરતો ફરતો દસ્યુપતિની છાવણીમાં આવી પહોંચ્યો. દસ્યુપતિના આદેશાનુસાર તરતજ તેને પકડવામાં આવ્યો. પછી તેના બન્ને કાન કાપી ફ્રેંચ સેનાપતિ પાસે મોકલાવી આપ્યા. બીજા દિવસે તેનું નાક કાપી મોકલાવી આપ્યું. ત્યાર પછી તેના બન્ને હાથ કાપી મોકલી આપ્યા. આવી રીતે તેના નાક, કાન, હાથ કાપી ત્રણ અઠવાડી સુધી રીબાવી મારવા છતાં તેના ક્રોધની શાંતિ થઇ નહિ. તેના કાપી નાખેલા અંગ પર ખજુરનો ગોળ ચોપડી તેને ખજુરનાં વૃક્ષ સાથે બાંધી લેવામાં આવ્યો. લાખો જંગલી કીડીઓ તેના શરીર પર ઉભરાવા લાગી અને તેઓના અસંખ્ય ચટકાની મૃત્યુ વેદનાથી રીબાઇ રીબાઇ તે બિચારો ત્રણ દિવસે મરણને શરણ થયો."

ઉપરોકત વાત સાંભળી મારું હૃદય ધબકવા લાગ્યું. હું ભયભીત સ્વરે બોલી ઉઠયો-"ઓહ, કેવી નિર્દયતા?"

હલિમા બોલી:-"નિર્દયતાની વાત શી કરો છો! આવો અત્યાચાર શત્રુ પક્ષના માણસો પરજ ગુજારવામાં આવે છે એમ આપ સમજતા નહિ. દસ્યુપતિના હાથે સ્વપક્ષનો બાળક, વૃધ્ધ

યુવાન કોઈ છટકી શકતું નથી."

મેં પૂછ્યું:—" ત્યારે આવા હૃદયહીન-નિષ્ઠુરનાં દળ તરફ પાછા ફરવા માટે તમે કેમ આટલાં બધાં વ્યાકુળ થઈ ગયાં છો !"

"કેવળ પ્રેમને માટે. જે પિંજરામાં આબધ્ધ કરી રાખે તેવા પ્રેમીની હું પક્ષપતિની નથી. તેવા કષ્ટદાયક પ્રેમ કરતાં મંત્રણાદાયક મૃત્યુને હું સેંકડો વાર પસંદ કરૂં છું."

"પરંતુ તમોને તો ત્યાં સુખનો બિલકુલ અભાવ નહોતો. જનાનખાનાની વડી બેગમ જેવું માન મળતું હતું. તમારી સેવામાં સેંકડો દાસ-દાસીઓ હાજર હતાં. અખૂટ ખજાનો અને અમૂલ્ય રત્નાગારનાં તમે માલેક હતાં."

"તે વાત સત્ય છે; પરંતુ મનુષ્યના જીવનમાં કોઈકોઈવાર એવી ઘડી આવી જાય છે કે, તેવા કહેવાતા સ્વર્ગ સુખને પણ લાત મારવાનું તેને મન થઈ જાય છે. મારા જીવનમાં જે એક બનાવ બન્યો છે, તે મારા સ્મૃતિપટમાંથી બિલકુલ ભુંસાતો નથી. તેને ભુલવાનો પ્રયત્ન કરૂં છું પણ ભૂલાતો નથી-દિલ તે તરફ ખેંચાયાં કરે છે."

"તે શું બનાવ હતો !"

"જે દિવસે હું શેખના હાથમાં બંદિની થઈ તેના બે દિવસ પહેલાં અમારા દળના એક માણસની સાથે દષ્ટાદષ્ટ મળતાંજ હું ભાન-સાન ગુમાવી બેઠી. અચાનક પવનના સપાટાથી મારા મુખ-પરનો બુરખો ઉપડી ગયો. મારૂં મુખ જોતાંજ તે મુગ્ધ થઈ ગયો. હું પણ તે રૂપવાન યુવાન પુરૂષને જોઈ, તે દિવસથી તેને મનથી વરી ચુકી. તે દિવસથી અમો ઉભયના મનમાં એક બીજા તરફ આસક્તિ વધવા લાગી. મેં મારા પિતાના મુખે સાંભળ્યું કે, તે હાજી અબુ સલામનો એક વિશ્વાસુ સેનાપતિ છે. એ સાહસી વીરનરે અલજીરીયામાં એવો તો અત્યાચાર આરંભ્યો હતો કે, ખ્રીસ્તીઓ તેના જુલમથી ત્રાહ પોકારી ગયા હતા-તેઓએ તેને પકડવાને માટે મોટું ઇનામ પણ કહાડ્યું હતું. તે ગમે તેવો નિષ્ઠુર-અત્યાચારી હોય. હું તેના પ્રેમમાં પાગલ બની ગઈ છું. મૃત્યુકાળ સુધી હું તેનો પ્રેમ છોડી શકીશ નહિ"

"ત્યારે તમારા તે પ્રેમીને મળવા માટેજ તમે શેખની પાસેથી ન્હાસી છુટ્યાં છો એમ ખરૂંને ?"

"હા, તેને મેળવ્યા વિના મારૂં જીવન ક્યારે પણ સુખી થવાનું નથી. તેનું મુખ એક ક્ષણ માટે પણ હું ભૂલી શકતી નથી-ભૂલી શકીશ એવી આશા પણ નથી. ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ ચારે દિશાએ ફરવું પડે તો હરકત નહિ, પણ તેને મેળવ્યા સિવાય હું રહીશ નહિ."

આ પ્રમાણે મુસાફરીમાં ત્રણ દિવસ નીકળી ગયા. ચોથે દિવસે પ્રભાતમાં હલિમા અને હું ઉંટપર બેસી સિગારેટ પીતાં મુખમાં ગપસપ ચલાવતાં મુસાફરી કરી રહ્યાં હતાં એટલામાં અમારા એક પથપ્રદર્શકે સાવધાન થવાની ચીસ પાડી. તેનો ચિત્કાર સાંભળી ટોળીનાં બધાં માણસો ભયભીત થઈ ગયાં. હલિમાએ તરતજ પોતાના મુખ પર બુરખો નાખી દીધો.

દરેક મિનીટમાં પચાસેક સશસ્ત્ર અરબોએ અમને ઘેરી લીધા. અમારા માણસો તરતજ સામે થયા અને લડાઇ જામી. એટલામાં હલિમાની નજરે તે ટોળીના સરદાર પર પડી. તેણે તરતજ તેને પીછાણ્યો અને કરૂણ સ્વરે બોલી ઉઠી:—"ભાઈ-ભાઈ! સબુર કર."

"ભાઈ શબ્દ સાંભળતાંજ સરદાર ચમક્યો. તેણે તે બુરખાવાળી રમણી તરફ જોયું. રમણીએ તરતજ મ્હોં પરનો બુરખો કહાડી નાખ્યો. સરદાર અજાયબીથી બોલી ઉઠ્યો:—"કોણ હલિમા બ્હેન ?"

"હા."

"અહિં ક્યાંથી ?"

"શેખની પાસેથી છુટીને પિતાની પાસે જાઉં છું."

તરતજ તે સરદારે પોતાના માણસોને હથિયારમિયાન કરવાનું કહ્યું પછી પોતાની બ્હેન તરફ ફરીને બોલ્યો:—"બ્હેન! મારા નિષ્ઠુર વર્તનને મને માફ કર. તને ઓળખ્યા વિના અમે તારા માણસોપર હલ્લો કર્યો હતો. ચાલ, આપણા સુલતાન નજીકમાંજ છે ત્યાં જઈએ." સરદારના આ ખુલાસા પછી દરેકે પોતપોતાનાં હથિયાર મિયાન કર્યાં. યુધ્ધનો કોલાહલ આત્મિયતાના નિબિડાનન્દમાં પરિણત થયો. માત્ર હું એકલો એ સંવાદ સાંભળી અસ્વસ્થ થયો. ભયભીત બની મેં ડરતે સરદારને પૂછ્યું:—"તમારા સુલતાન અહિં છે ?"

"હા, તેઓ જ્યાં સુધી અમારી સાથે છે, ત્યાં સુધી કોઈને ભય રાખવાનું કારણ નથી. કારણ કે, અમારા સુલતાન હાજી અબુ સલામ સહરામાં અજેય-અતુલ-પરાક્રમશાળી નરપતિ છે."

અમો ધીમે ધીમે આગળ વધવા લાગ્યા. બરાબર મધ્યાહ્ન વખતે અમો દસ્યુપતિની છાવણીમાં આવી પહોંચ્યા. તે વખતે છાવણીથી થોડે દૂર ત્રણ બુરખાવાળી રમણીઓ મારી નજરે પડી. તેઓમાંની એક મને જોઈ વિસ્મિત બની, ચક્ષુ સામેની વિસ્તૃત જાળીમાંથી કેટલોક વખત સ્થિર દષ્ટિએ મારી સામે જોઈ રહી પછી તરતજ ત્યાંથી ચાલી ગઈ. તે રમણી મને ઓળખતી હોય, એમ લાગ્યું. તે રમણી કોણ હશે જોઈએ! શું તે મારી કોઈ પરિચિતા રમણી હશે! એવી શંકા મારા મનમાં ઉદ્ભવી.

(અપૂર્ણ).

---

વાર્તા, નાટક અને સિનેમાના શોખીનો માટે
દર રવિવારે પ્રગટ થતું પત્ર

# મોજ—મજાહ

વાર્ષિક લવાજમ રૂ. ૪

બહારગામ ૪–૪–૦ દેશાવર રૂા. ૫–૦–૦

તે સિવાય દીવાળી અંક, સિનેમા અંક અને એક વાર્તાનું પુસ્તક ભેટ આપવામાં આવે છે આજેજ ગ્રાહક થઇ ભેટનું પુસ્તક મંગાવી લ્યો.

લખો:—મોજ–મજાહ કાર્યાલય

ખટાવ બીલડીંગ ગીરગામ મુંબાઇ નં. ૪

# આજકાલનાં નાટકો

## કુમળી કળી.

મોજ-મજાહ માટે ખાસ

અવલોકનકારઃ-રા. દેવીકાન્ત.

( ગયા અંકથી ચાલુ )

રા. શયદાના નવીન નાટકની વસ્તુનો પરિચય અમે ગયા અંકમાં કરાવી ચુક્યા છીએ. કૉમિકની વસ્તુ નાટક સાથે જોડી દેવામાં આવેલી હોવા છતાં જેવી રીતે નાટકમાં વેશ્યા વિલાસનો ચીતાર નિરંકુશ ભાવથી ચીતરવામાં આવ્યો છે તેવીજ રીતે કૉમિકમાં પણ એ બિભત્સ ચીતારને વિશેષ ખુલ્લો કરી બતાવવામાં આવ્યો છે. નાટકમાં જે વસ્તુ રજુ કરવામાં આવી છે તે કાંઈ નવીન નથી. આવી વસ્તુ ઉપર આજ સુધીમાં ગુજરાતી રંગભૂમિ ઉપર ઘણાં નાટકો ભજવાયાં છે. 'લક્ષાધિપતિનો રમણ,' 'જુગલ જુગારી' 'એકજ ભૂલ' વગેરે નાટકોની વસ્તુ કાંઈક અંશે આ નાટકને મળતી હોવા છતાં એ વસ્તુ આલેખવામાં બીજા લેખકોએ શયદાની માફક વસ્તુને નાગી ભવાઈનું રૂપ આપ્યું નથી. જનસમાજના હલકા વર્ગની હવસી વૃત્તિઓ પોષવાનોજ હેતુ હોય એમ તેમના આ નાટક ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે. જગતમાં ઉજળું એટલું દૂધ નથી હોતું તથા દરેકને બે બાજૂ હોય છે, એ સિદ્ધાંત અમને માન્ય છે; પરંતુ કમળાવાળી આંખોને આખું જગત્ પીળું દેખાય છે, એ નિયમ પ્રમાણે આ આખા નાટકમાં કેવળ કાળી બાજૂ ચીતરવામાં જ કહેવાતી કળાની સાધના થતી હોય એમ માની લેવામાં આવ્યું છે. વસ્તુને મનોરંજન બનાવવા માટે વિવિધ સ્વભાવનાં પાત્રો રચાવાં જોઈએ. સદાચારી આદર્શ પાત્રો સાથે દુરાચારી અધર્મી પાત્રોનું દ્વંદ્વ જમાવવાથી વસ્તુ વિશેષ ખીલે છે; પરંતુ કુશળ લેખક કે લોકનાયક નાટ્યકાર અનીતિ અને અધર્મ તરફ સહજ પણ પક્ષપાત દર્શાવતો નથી. સદાચારી પાત્રોનો છેવટે વિજય અને દુરાચારીઓની દુર્દશા બતાવવામાં કુશળ લેખક એટલી બધી સાવધાનતા રાખે છે કે, દુરાચારી પાત્રોની શોચનીય સ્થિતિ જોઈ પ્રેક્ષકોનાં અંતરમાં એવાં પાત્રો તેમજ તેમનાં કાર્યો માટે હડહડતો તિરસ્કાર ઉપજે. છેવટ સુધી અધમ પાત્રોને વિલાસ સરિતામાં રચ્યાં પચ્યાં રાખી જવાબદારીમાંથી છુટી જવા લેખક છેવટે પાંચ મિનિટમાં તેમની સામાન્ય દુર્દશા રજૂ કરે એથી જાહેર પ્રજા ઉપર અધમ પાત્રોના દુરાચારની જે દૃઢ છાપ પડે તે દૂર થતી નથી. વળી અધમ પાત્રો સારૂં ચીતરવામાંજ મજાહ છે. જગતની કાળી બાજુ સાવ ખુલ્લી કરી બતાવવી એને જો ચિત્રકળા કહેવામાં આવતી હોય તો એવી કળાના ઉપાસકોથી પ્રભુ ગુજરાતી સાહિત્યને બચાવે. 'ખરી શુચિ આંતર્શુચિ છે. સાહિત્યનું પણ તેમજ છે. માનવનાં ચિત્ત સંસ્કારી, સંયમી અને સારગ્રાહી થઈ શકે એવો પ્રબલ સૌરવારજ આંતર્શુચિનો પ્રચારક છે; બાકી 'સંસારમાં આ નરક છે; હું એ નર્કનો ચીતાર બતાવી તમને સ્વચ્છ બનાવવા ઇચ્છું છું.' એમ કહેવું એ નિરર્થક છે.

સત્ય તથા કળાનો ઉપાસક હોય તેજ ખરો કવિ છે. કવિ એટલે ધર્મોપદેશક કે શાસ્ત્રપ્રચારક નથી; નીતિ તથા ધર્મની જે વાત ધર્મોપદેશક પંડિત લુખ્ખા ઉપદેશ કે સૂત્રોથી સમજાવે છે તેજ વાત કવિ સુંદર સાલંકારિક અને લલિત ઉપમાઓથી સમજાવી શકે છે. ખરો કવિ એજ છે અને કળાનું ખરૂં સ્વરૂપ એજ છે. ખરી રીતે ઉપદેશક અને કવિનું કર્તવ્ય એકજ હોવા છતાં બન્નેની કાર્યપ્રણાલી વચ્ચે ઘણું અંતર છે. કવિ ન્હાનાલાલ, નરસિંહરાવ, ખબરદાર, નાટ્યકવિ ડાહ્યાભાઈ, વ.પછીભાઈ વગેરે જો આજે ગુજરાતના કવિવરો ગણાતા હોય તો તેનું કારણ એજ છે કે, તેમણે સત્ય સનાતન ઉચ્ચ સિધ્ધાંતોને તથા આદર્શોને વિશુધ્ધ ભાવવાહી ભાષામાં રસિકતાથી રજૂ કરેલા છે. શૃંગારને તેમણે સ્પર્શ નથી કર્યો એમ કોણ કહી શકશે? છતાં શૃંગારની મર્યાદા ઓળંગી તેમણે નગ્નતાના ખુલ્લા બાજાર તરફ દૃષ્ટિ સુધ્ધાં કરી નથી. વીર, હાસ્ય, કરૂણા, રૌદ્ર વગેરે રસો આલેખવામાં જેટલી કુશળતાની જરૂર નથી પડતી તેટલી કુશળતાની જરૂર મર્યાદિત શૃંગાર આલેખવામાં પડે છે. નાટ્યગુરૂ ભરતે પોતાના નાટ્યશાસ્ત્રમાં કવિને સ્રષ્ટ-પ્રણેતા કહ્યો છે એમાં સહજ પણ અતિશયોક્તિ નથી. આધુનિક ગુજરાતી રંગભૂમિના નાટ્યલેખકો જો ભરતના નાટ્યશાસ્ત્રનો સારગ્રાહી દૃષ્ટિથી અભ્યાસ કરે તો તેમાંથી તેમને પોતાના કર્તવ્ય સંબંધીનું ઘણું જ્ઞાન પ્રાપ્ત થાય તેમ છે અને તેથી ગુજરાતની વર્તમાન રંગભૂમિની અધોગતિનું કાંઈક અંશે નિવારણ થાય તેમ છે.

પ્રાણજીવન નામનો માણસ આફ્રિકાથી પંદર લાખ રૂપિયા કમાઈ મુંબાઈ આવેલો છે. મુંબાઈ આવતાંજ તે રસ મંજરીની માયાજાળનો શિકાર થઈ પડે છે. અહીં પાત્રાલેખનની દૃષ્ટિથી વિચાર કરતાં લેખક ગોથું ખાધેલું જણાય છે. જે માણસનો સ્વભાવજ વિલાસી, ઐયાશી અને તરંગી છે તે આફ્રિકામાંથી પંદર લાખ રૂપિયાની આપ કમાઈ કરી આવે એ અશક્ય છે. જો એને બાપકમાઈવાળો બનાવ્યો હોત તો કાંઈક સ્વાભાવિક ગણાત; પરિશ્રમી, સંયમી અને ઉદ્યોગી માણસનેજ લક્ષ્મી વરે છે એ સૂત્રનું આ સ્થળે વિસ્મરણ થયું હોય એમ લાગે છે. બાપકમાઈવાળા માણસોજ પૈસાનું મહત્વ સમજતા નથી હોતા અને સમાજમાં મુખ્યત્વે કરીને બાપકમાઈવાળા લાલાઓજ લાડી, વાડી અને ગાડીમાં ગુલતાન રહે છે. જે માણસ સતત પ્રયત્ન કરી, પસીનો ઉતારી પૈસા કમાય છે તે તેની કિમ્મત પણ સમજે છે

બીજા પ્રવેશમાં મુંઝાતી જેવી સતી સ્ત્રી પતિ પાસે એવા

સોગન ખવડાવી ધરેણાં આપે છે કે, 'હું વેશ્યાને ત્યાં જાઉં તો મ્હારી દીકરીની પણ એવીજ દશા થાય.' આ સ્થળે પણ સ્વાભાવિકતાનું ખૂન કરવામાં આવ્યું છે. પુરૂષ પિતા થયા સિવાય અને સ્ત્રી માતા થયા સિવાય અપત્ય કિંવા સંતાન સ્નેહ કેવી સ્વર્ગીય સામગ્રી છે એ સમજી શકે તેમ નથી. અત્યંત દુરાચારી, વિષયી અને લંપટ પુરૂષ પણ પોતાની સ્ત્રીને પવિત્ર ચારિત્ર્યવાળી જોવા ઇચ્છે છે તો પછી એક દીકરીને–વિધાતાએ આપેલી કુમળી નિષ્પાપ–કળીને તે રાંડ થવાનું કહે અગર એવી પ્રતિજ્ઞા કરે અને એક જનેતા એવી પ્રતિજ્ઞા કરાવે એ સખેદાશ્ચર્ય ઉપજાવે એવું છે.

વળી વિશેષ આશ્ચર્યની વાત તો એ છે કે, એ પછીના ત્રીજાજ પ્રવેશમાં પ્રાણજીવન પોતાની પ્રતિજ્ઞા ઉપર પાણી ફેરવે છે. આ વસ્તુ માનવ સ્વભાવથી તદ્દન વિરૂધ્ધ છે એમ દિલગીરી સાથે કહેવાની ફરજ આવી પડે છે.

પ્રવેશ ચોથાથી કુમળી કળીના કૉમિકનો આરંભ થાય છે. એ સંબંધી વિશેષ વિવેચન કરતાં પૂર્વે કહેવું જોઇએ કે, કૉમિકમાં કાંઇ નવી વસ્તુ નથી તથા જુની વસ્તુને નવીન રૂપમાં રજૂ કરવામાં પણ લેખકને સફળતા મળી નથી. આજકાલ મુખ્યત્વે કરીને ગૂજરાતી રંગભૂમિ ઉપર જે કૉમિકો ભજવાય છે તેમાં એક બુઢ્ઢાને ચૌદ પંદર વર્ષની બાળિકા સાથે પરણાવી બુઢ્ઢાની ફજેતી અને નવી સ્ત્રીની વિષયલંપટતાનો ચીતાર રજૂ કરવામાં આવે છે. સંન્યાસીના કૉમિકની નકલ કરવામાં પણ રા. શયદા સફળ નીવડ્યા નથી. હાસ્યરસ કોને કહે છે એ શિષ્ટતાના હિમાયતી રા. શયદા સમજતા હશે કે કેમ એ એક સંદેહયુક્ત પ્રશ્ન છે. જો નગ્ન-બિભત્સ હાવભાવ અને અશ્લિલ શબ્દ પ્રયોગને જ હાસ્યરસ તરીકે રજૂ કરવામાં આવે તો લેખકની બાલીશતાજ માની શકાય. ગુજરાતી રંગભૂમિ ઉપર હાસ્યરસને રજૂ કરવામાં ચાલુ જમાનાના કોઇ પણ નાટકકાર સર્વાંશે સફળતા નથી મેળવી શક્યા એમ દિલગીરી સાથે કહેવું પડે છે. નિર્દોષ હાસ્યરસ રજૂ કરી પ્રેક્ષકોનાં દિલને પ્રસન્ન કરવાનું કામ સહેલું નથી તથા એ કળા કોઇ સિધ્ધહસ્ત નાટકકારજ સારી રીતે સાધી શકે છે. બીજી તરફથી બંગરંગભૂમિ ઉપર દ્વિજેન્દ્ર બાબુ, દીનબંધુ મિત્ર, ગિરીશચંદ્ર ઘોષ જેવા સમર્થ નાટકકારો વિશુધ્ધ હાસ્યરસને રજૂ કરી નામના મેળવી શક્યા છે. મહારાષ્ટ્રીય રંગભૂમિ ઉપર શિષ્ટ હાસ્યરસને સફળતાથી રજૂ કરવાનું કામ કૈ૰ ગડકરી અને શ્રીપાદ કૃષ્ણ કોલ્હટકર ખાટી ગયા છે. તેમની લેખિનીમાં ખાડિલકર જેવું રાજકીય ઓજસ નહિ હોવા છતાં જે વિષયને રા. ગડકરીએ સ્પર્શ કર્યો છે તેમાં તેમણે આબાદ સફળતા મેળવી છે. આપણી ગુર્જર રંગભૂમિ ઉપરથી પણ સ્વ૰ ડાહ્યાભાઇ, વાઘજીભાઇ, નથુરામ વગેરે નાટ્યકારોના અદ્રશ્ય થયા પછી દેવી બરાઇઓ ભજવવા માંડી છે એ વિવેકશીલ કે વિચારશીલ પ્રેક્ષકોથી અજાણ નથી. આપણા આધુનિક નાટ્યકારો નાટ્યશાસ્ત્ર કે રસશાસ્ત્રનું જ્ઞાન મેળવ્યા પછી જો નાટક લખે તો [illegible]સની રંગભૂમિની શોચનીય સ્થિતિમાં કાંઇક આવકારદાયક પરિવર્તન અવશ્ય થાય આ સ્થળે બીજી એક એ વાત નોંધવા જેવી છે કે કોઇપણ નાટક ભજવી બતાવવા માટે કેવળ ચાર કલાકનો વખત હોય છે. એટલા વખતમાં નાટકની અંદર કૉમિકના ચાર પાંચ પ્રવેશ ભેળવી દેવાથી અસલ નાટક જોઇએ એવું ખીલી નીકળતું નથી. હમણાં તો નાટકની વસ્તુ ગમે તે હોય પરંતુ અંદર કૉમિક હોવુંજ જોઇએ એવી માન્યતા દ્રઢ થઇ પડી છે તથા નાટકમાં બળાત્કારે કૉમિક ભેળવી દેવામાં આવે છે એ વાત પણ વિચારવંત પ્રેક્ષકોથી અજાણી નથી. કેટલાક નાટકોમાં તો એવો અજબ ભગિડો વાટવામાં આવે છે કે, અકબર, શિવાજી કે પ્રતાપના વખતનું નાટક ભજવાતું હોવા છતાં ત્રીજા કે ચોથા પ્રવેશમાં વીસમીસદીની મુંબઇની મોહિની કે સુરતની શેઠાણીને કૉમિકની અંદર રજૂ કરવામાં આવે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે, નાટકના કાળ અને વસ્તુથી તદ્દન જૂદું કૉમિક રજૂ કરવાથી મૂળ નાટકની જે છાપ પ્રેક્ષકોનાં મન ઉપર પડવી જોઇએ એ છાપ શ્રાવણના મેઘાડંબરની માફક અલ્પ કાળમાંજ ઉડી જાય છે.

જેવી રીતે 'કુમળી કળી' નાટકનો આરંભ વેશ્યાના ઘરથી થાય છે તેવીજ રીતે કૉમિકનો આરંભ પણ 'વેશ્યાના ઘરમાં ઉછરેલી અને લગભગ વેશ્યા જેવીજ સ્થિતિ ભોગવતી કાશીને ભૈયાજી ભાગ પાઇ લલચાવે છે' એ મુદ્દાથી થાય છે. અર્થાત્ કુમળી કળી નાટકની તથા તેના કૉમિકની વસ્તુમાં કામાટીપુરાની કારમી કુલટાઓનુંજ પ્રદર્શન કરવામાં લેખકને શિષ્ટતા જણાઇ છે. ભૈયા તરીકે અને કાશી તરીકે જે નટો રંગભૂમિ ઉપર રજૂ થાય છે તે પ્રેક્ષકો સાથે એટલી હદ સુધી છૂટ લે છે કે, પ્રેક્ષકોને તેઓ જાણે કે, ઉલ્લુઓજ કેમ ન સમજતા હોય! એ બન્ને નટો રંગભૂમિપર રજૂ થતાંજ ગુર્જર રંગભૂમિનું ઓડીઅન્સ મૂર્ખતાની પરાકાષ્ઠા બતાવે છે, તથા એ મૂર્ખતાનો લાભ લઇ બન્ને નટો રંગભૂમિનું અસ્તિત્વ ભુલી જઇ પ્રેક્ષકોની ઠેકડી કરવા મંડે છે. એક સ્થળે ભૈયો કાશીને કહે છે કે, 'બુઢ્ઢાકે ઘરમેં બે ઘડી મોજ કરેંગે.' જે ભૈયાને હિંદી જબાનના ખાં તરીકે ચીતરવાની કાળજી રાખવામાં આવી છે તેનેજ મુખે 'દો ઘડી'ને બદલે 'બે ઘડી' શબ્દ શા માટે ઉચ્ચારાવવામાં આવ્યો હશે? 'નિર્દોષ અને નીતિમાન અઠવાડિક પ્રસિધ્ધ કરવાનાં બણગાં ફુંકનાર રા. શયદાને શું પોતાના પત્રની જાહિર ખબર કરવાની ઇચ્છા થઇ આવી હશે? તેથીજ તેમણે 'બે ઘડી મોજ' શબ્દોનો ઉપયોગ કર્યો હશે! છતાં આ સ્થળે અંદરનો ભેદ આબાદ ખુલ્લો થઇ જાય છે. 'એના ઘરમાં બે ઘડી મોજ કરેંગે' એ શબ્દો એવા આશયથી વાપરવામાં આવ્યા છે કે, 'બુઢ્ઢાના ઘરમાં આપણે રતિતાંડવ (શ્રી ઠક્કુરનો શબ્દ) કરીશું.' પોતાના પત્રની જાહિર ખબર નીતિમાન સાહિત્યનો પ્રચાર કરનાર તંત્રી આવા આશયથી કરે ત્યારે આપણે તેમના મુદ્રાલેખને કેવો માનવો? માણસ ગમે તેટલો દંભ કરે છતાં અમુક અમુક એવા પ્રસંગો ઉપસ્થિત થાય છે કે જે પ્રસંગોએ તેનું અસલ રૂપ જાણે અજાણ્યે પ્રકટ થઇ જાય છે. જો શયદા માટે એમ ન બન્યું હોય તો એ આનંદની વાત અમે માનશું.

અપૂર્ણ

# "મોજ–મજાહ" નો મુરબ્બો.

## સોનીનું બીલ.

માવજીભાઇ સોની પાસે શેઠ ખીમચંદે થોડાંક દાગીના ઘડાવ્યા. આંકડો રૂપિયા ૩૨-૭-૫ બાકી હતો. બે માસ પૈસાની રાહ જોઇ માવજીભાઇએ પૈસાની માંગણી કરી.

"કૃપા કરી મારૂં બીલ મોકલો."

કાગળ પહોંચતાની સાથેજ વળતી પોસ્ટે માવજીભાઇને પોતાનું બીલ પાછું મળ્યું. તેની ઉપર લખ્યું હતું કેઃ–' કોણ ના કહે છે! આપનું બીલ આ સાથેજ મોકલ્યું છે."

માવજીભાઇને કંઇ બીલની અગત્ય ન્હોતી. એને નાણાંની અગત્ય હતી. તેથી ફરીને બીલ પાછું મોકલ્યું. એક માસ રાહ જોઇ પણ નાણાંનું નામ નિશાન ન્હોતું. એટલે પાછું લખ્યું—

"કૃપા કરી મારો આંકડો મોકલો."

વળતી ટપાલે માવજીભાઇને એક પોસ્ટકાર્ડ મળ્યો. તેમાં લખ્યું હતું કેઃ–"કોણ ના કહે છે? તમારા બીલનો આંકડો રૂપિયા ૩૨-૭ ૫ છે.

માવજીભાઇ આ વાંચી થોડુંક ગાળીપ્રદાન કરી નાખ્યું, હવામાં મૂક્કીઓ પણ ઉગામી. પંદરેક દિવસ પછી પાછું લખ્યુંઃ–

"કૃપા કરી મારી નીકળતી રકમ માટે ચેક મોકલો."

વળતી પોસ્ટે પ્રત્યુત્તર મળ્યો, તે આશ્ચર્યકારક હતો. ચેક આવ્યો હતો. પણ તે કોરો હતો. સહી વગરનો હતો. સાથેની ચિઠ્ઠીમાં લખ્યું હતું કેઃ–"કોણ ના કહે છે! માગણી પ્રમાણે રકમ પેટે ચેક મોકલ્યો છે. રકમ અત્રે તેને બદલે રાખી લીધી છે."

માવજીભાઇ તો ખેંત કૂદયા. કાળજું હાથ ન રહ્યું. આખરનો ઉપાય તેણે અજમાવ્યો. લખ્યું કેઃ—

"હવે મારા બીલના પૈસા મને મળવાજ જોઇએ."

પ્રત્યુત્તર મળ્યો કેઃ–"કોણ ના કહે છે? હું પણ એમજ ધારૂં છું."

તોપણ પૈસા ન્હોતા. માવજીભાઇ ખમાસું ખાતાં ખાતાં વિચારતા કે હવે શું કરૂં?

**વ્યાસ વિનોદી**

* * *

ખાનગી શિક્ષક—(વિદ્યાર્થીને તમાચો મારી) જો સાંભળ (ભીખારણને તથા તેના છોકરાને સાંભળી) આ અભાગ છોકરો ગાયન વાંચતાં નથી શીખ્યો પણ એના જેવા ભિખારી પાસેથી સાંભળીને શીખ્યો છે. ને, તું આવડો મોટો થયો પણ—

છોકરો—(ભોગાઇથી રડતાં રડતાં)—પણ એને જેવો ભિખારી શીખવવા મળ્યો તેવો મને મળ્યો નથી (વધારે રડતો) પણ હવે હું ધારૂં છું કે જલદીથી શીખીશ.

* * *

મોતીચંદ માધવજી—(ચાંપલ કરવાથી સોની ઘડામણ ઓછું લેશે એ હેતુથી) મેં આવો લોટો કરવા કહ્યો તો? ચાલ લાવ મને ચાંદી મારી પાછી આપ. આને હું શું કરૂં (ચાળો હાથ કરે છે.)

સોની (કડે પેટે લોટો લઇ માથે ધમ દઇને હથોડી મારી ગોટો વાળી) લ્યો શેઠ ન પાલવે તો આપની ચાંદી પાછી.

* * *

### શેરને માથે સવાશેર

મોતીચંદ શેઠ ચોવીસ દાણા લઇ સોની પાસે ગયા ને કહ્યુંઃ–ચાર ચારના છ ઝુમખા બનાવજે. કાં પર મુકવા છે.

સોની—(ચાર દાણા સેરવી) શેઠ આ તો વીસ છે તે કેમ?

મોતીચંદ—(સોની પાસેથી ગણવા માટે દાણા લઇ પોતે બીચાર સેરવી) ઠીક છે. હું ભૂલી ગયો. પાંચ બનાવજે. (આપે છે.)

સોનીભાઇ પોતાની હોંશીયારીથી છક્ક થઇ ગયા વગર પેટીમાં મુકે છે. ઝુમખા બનાવતી વખતે ઓછા માલમ પડવાથી તેને ચુપચુપ ચાર કાઢી ઝુમખા બનાવવા પડે છે.

* * *

નાનો છોકરો—સર, મારા બાપે તમારૂં નામ શું છે ને પુછાવ્યું છે.

માસ્તર—નવલશા હીરજી વકિલના. સમજ્યો કે?

છોકરો—હા સાહેબ, માસ્તર–શું કહે જોઉં? છોકરો–નવલશા હીરજી વટાણા. માસ્તર–(હસીને તથા છોકરાનો કાન પકડીને) બધા નવલશા હીરજી વકિલના બોલ જોઉં.

છોકરો—(માસ્તરને હસતા જોઇ હસતો) બધા નવલશા હીરજી વકિલના!

* * *

તે—હું તને એટલો ચહું છું કે તારા સુખ માટે તારી.–

તેણી—ત્યારે તો આજથી એક ભાઇ તરીકે વરતજો ને મને કંટાળો ન આપતા.

× × ×

બડાઇમાર–મને સ્વપ્નું આવ્યું દોસ્ત કે તું મારી પાસે અરધી માગતો ઉભો હતો. મેં ના કહી એટલામાં મને યાદ આવ્યું કે તું મારી પાસે પાંચ રૂપિઆ માગે છે તેથી મેં તરત ગણી આપ્યા.

ભીખમારૂં–હં ત્યારે તો બચ્ચા ગણી આપ મારા પાંચ રૂપીઆ સ્હેજા. નહિતર તેં આપ્યા છે તેની રસીદ બનાવ કારણ કે હું માગું છું તે તું સ્વપ્નાથી કબુલ કરે છે.

બડાઇમાર–પણ તું મારી પાસે માગે છે તેનો દસ્તાવેજ ક્યાં છે?

**મુસાફર બી. એ.**




લખનાર—મિસ ફરવત

"અરે ચંચળ ! ક્યાં મરી ગઇ ! ભાગી ક્યાં ગઇ રાંડ ! આવવા દે આજ રાંડનો ટાંટીઓજ વાઢી નાખું !"

"સાંજના ચાર વાગી ગયા છે. તે વખતે એક મકાનમાંથી દ્વારનો પડદો ઉંચો કરી એક અઢાર વર્ષની સુંદરીએ ઉપરના શબ્દો કહ્યા: તે વખતે એક યુવક કે જેની ઉમ્મર લગભગ વીશ વર્ષની હશે, જેણે આંખપર તડકાના ચશ્મા ધારણ કરેલા છે, હાથની અંદર છત્રી રાખેલી છે તે ઉપરના મકાન આગળ પેલી સુંદરી પાસે આવી બોલ્યો–"શું છે ભાભી ! કોનો ટાંટીઓ વાઢવાની ચિંતામાં પડયાં છો?"

ભાભી ભવાં ચઢાવી બોલી:–"તમારી પેલી માનીતીનો, જેને તમે માથા ઉપર ચઢાવી છે, મારૂં ચાલતું હોય તો હું તેનું મોઢું ન જોઉં ! અરે ગમે તેમ હોય પણ "નીચ તો સદા નીચજ રહેવાના ! સાપને ભલે અમૃત પાવ પણ તેનું ઝેરજ થવાનું ! કોલસાને દૂધથી ધુવો તોપણ કાળાજ રહેવાના ! જો નીચ પોતાની નીચતા છોડે તો નીચ અને ઉંચનો ભેદ ક્યાં રહ્યો ! ખાવા વખતે તો સૌથી પહેલું ભાણું મંડે છે રાંડ ! અને કામ વખતે તો પત્તો નહિ."

યુવકે હસતા હસતા કહ્યું, "એમાં થયું શું ! શું વાત છે ?"

ભાભીએ કહ્યું–"થયું એમ કે જ્યારે હું સુતી હતી ત્યારે રાંડ ને પંખો નાંખવાને બદલે ગુમ થઇ ગઇ. માંડ માંડ શોધ કરી બેસાડી, જ્યાં મને નિંદ્રા આવવાની તૈયારી થઇ ત્યાં પંખો બંધ. અને હું પસીનાથી ભીંજાઇ ગઈ. ઘડીકમાં પાણી પીવાનું બ્હાનું કાઢે, તો ઘડીકમાં પેસાબનું ! માંડ કરી પાછી બેસાડી પણ પાછીએ ગુમ."

યુવકે હસતા કહ્યું–"રાંડે કામ તો ઘણું ખરાબ કર્યું પણ જાવા દો. હજી બચ્ચું છે."

"હા આ આ...બચ્ચું છે કેમ ! ખાવામાં તો સૌથી વધારે ખાય છે. વાતમાં પણ પહેલે નંબર જાણે ઘરડી ડોસી, અને તમે કહી દીધું કે બચ્ચું છે ! આવવા દો આજ રાંડને !" ભાભીએ ક્રોધથી કહ્યું " અને અંદર ચાલી ગઇ. યુવક પાસેના ખંડનું બારણું ખોલી અંદર ગયો. આ ખંડ સાધારણ રીતે શણગારેલો હતો. દીવાલ પર મહાત્મા ગાંધી, લોકમાન્ય તિલક વિગેરે નેતાઓની ત્રણ ચાર મોટી મોટી છબીઓ ટાંગવામાં આવી હતી. એક બાજુ કબાટમાં સુંદર પુસ્તકો દેખાતાં હતાં. એક બાજુ ટેબલ અને ખુર્શી રાખેલાં હતાં અને એક બાજુ પલંગ પડયો હતો. પાસેજ સફેદ ચાદર બીછાવેલ ગાદી તકિયા ગોઠવવામાં આવ્યા હતા. યુવકે છત્રી બાજુ પર મુકી ચશ્મા ઉતારી મેજપર મુકયાં અને ત્યાર બાદ પાટલુન કાઢી ધોતીયું પહેરી લીધું. પલંગ પર બેઠો અને પડખે પડેલા પંખાને લઇ પવન ખાવા લાગ્યો.

થોડીક પળ વીત્યા પછી તુરત એક તેર વર્ષની બાલિકા ખંડની અંદર આવી. તેનો વર્ણ શ્યામ હતો, છતાં તેની આંખો સુન્દર દેખાતી હતી. એની આંખો કાળી અને મોટી હતી. ચ્હેરો ગોળ, મોઢું ન્હાનું, નાક પણ ન્હાનું, સીધા બાંધાની, તેના હોઠ પણ પાતળા હતા આ વખતે તેણે સફેદ વસ્ત્રો ધારણ કર્યાં હતાં. બાલિકા ખંડની અંદર આવી. પગલુંછણાં પર ઉભી રહી. યુવકને જોઇ તેનો ચ્હેરો આનંદમાં આવ્યો. કમાડને બે હાથથી પકડી રાખ્યું શરીરનો સર્વ ભાર કમાડ પર રાખી બોલી–"તમે આવ્યા !" યુવક શિર નિચું કરી પલંગપર બેઠો હતો. બાલિકાના શબ્દ સાંભળી તેણે શિર ઉંચું કર્યું અને તેના સામું એકીટસે કેટલીકવાર જોઇ રહ્યા બાદ બોલ્યો,

"ચંચળ ! આજ તેં પંખો બરોબર ખેંચ્યો નથી કેમ ! ભાભીને ગરમીના લીધે નિદ્રા નહિ આવી તેથી તે આજ તારાપર બહુજ નારાજ છે."

ચંચળના મનમાં ભય પેઠો. તેણી થરથરવા લાગી, અને નજરે બારણાંપર ઠેરવી નાની આંગળીઓથી કમાડને ખોતરતા ખોતરતાં બોલી:–"મેં પંખો નાંખ્યો'તો."

યુવક:–"ભાભીનું કહેવું એમ હતું કે વારંવાર તું પંખો નાંખતા નાંખતા ભાગી જતી હતી."

ચંચળ મૌન રહી.

યુવકે આસ્તેથી કહ્યું–"કેમરે ! બોલતી નથી ?"

ચંચળ આસ્તે રહીને બોલી–"એકવાર પાણી પીવા ગઇ'તી."

યુવકે હસતાં હસતાં કહ્યું–"અને બીજીવાર ?"

યુવકના મોઢાપર હાસ્યનાં ચિન્હો જોઇ ચંચળ પણ આનંદમાં આવી અને સ્હેજ સ્હાજ હસતા મુખડે બોલી, "બીજીવાર મને બહુજ નિદ્રા આવી હતી."

યુવક–"નિદ્રા આવી હતી તો શું સુવા ચાલી ગઇ ?"

ચંચળ–"નહિ સુવા નહિ, પણ મોં ધોવા ગઇ'તી. પંખો ખેંચતા જો હું સુઇ જાઉં તો ભાભીજી મને મારે છે અને તેટલાજ માટે હું મોઢું ધોવા ગઇ'તી કે જેથી ઉંઘ ન આવે."

યુવકને દિલમાં લાગી આવ્યું. શિર નીચું કર્યું ચંચળ તો આગળ પ્રમાણે નખથી કમાડ ખોતરતીજ હતી. કેટલીક વાર પછી યુવકે શિર ઉંચું કર્યું અને કહ્યું–"ભાભી બહુજ નારાજ છે."

ચંચળ–"હું હાથે પગે લાગી મનાવી લઇશ."

યુવક–"એ તને મારવાનું કહેતી હતી ! મારશે તો ?"

ચંચળ–"મારશે તો માર સહન કરીશ."

યુવક–"તને લાગશે નહિ ?"

ચંચળ મૌન રહી.

યુવક–"વળી પાછી ચુપ થઇ ગઇ ? આહિ-આવ !"

ચંચળ ધીરે ધીરે યુવક પાસે પહોંચી ગઇ. યુવકે તેની પીઠ પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું, " બોલ તને નહિ લાગે ?"

ચંચળ—" લાગે-નહિં કેમ ? "

યુવક—" તો પછી ? "

ચંચળ—" પછી શું ? સામરો તો થોડીવાર રોઇ લઇશ !"

યુવક હસી પડયો, અને હસતાં હસતાં ઉઠી બોલ્યો,

" ચાલ ભાભીથી તારો સલાહ સંપ કરાવી દઉં."

( ૨ )

ચંચળ હલકી જાતની હતી. તેનો પિતા શેઠ પ્રાણુલાલનો ગાડી હાંકનાર તો નહિં પણ ઘોડાની બરદાસ-ચાકરી કરનાર સઇસ હતો. ચંચળને માતા નહોતી. એની માતા જન્મ આપીને તુરતજ મરણ પામી હતી અને તેના પિતાએ લાડકોડથી ઉછેરી મોટી કરી હતી. ચંચળ જ્યારથી ચાલવા શીખી ત્યારથી પ્રાણુલાલ શેઠના ઘરે આવતી જતી. ત્યાંથી તેને ખાવાનું અને પહેરવાને વસ્ત્ર મળતાં. પણ જ્યારે ચંચળ છ વર્ષની થઇ ત્યારે તેના સુંદર ચ્હેરાથી શેઠ પ્રાણુલાલના ન્હાના ભાઇ પ્રીતમલાલનું ધ્યાન ખેંચાયું. તે ચંચળને વારંવાર પ્રેમથી બોલાવે. એના કાલા તોતડા શબ્દમાં એને મજા આવતી. એક દિવસ વિચાર આવ્યો કે ચંચળને લખતાં વાંચતાં શિખવવું જોઇએ.

બસ તેજ દિવસથી તેણે ભણાવવાનો પ્રારંભ કરી દીધો. આ આચરણથી પહેલાં તો એના મોટાભાઇએ ઠપકો આપ્યો. તેની ભાભી પણ બહુજ ખીજાઇ અને બોલી–" એની હલકા કુળનીને ભણાવી તમારે તેને સતિ સીતા કે સાવીત્રી બનાવવી છે ? નીચ જાતિને ભણીને કરવું છે શું ? આ ઉપરથી તો સ્પષ્ટ જણાઇ આવે છે કે ઘોર કલિયુગ આવ્યો. વાહરે ! વાહ ! દિયરજી ઠીક ઉલટી ગંગા વહેવરાવો છો ! એ હલકા કુળની તો હવે લખશે વાંચશે કેમ ? અને ઘોડાની ચંદી હવે સારા ઘરની ઓઓ હાંકશે !" પરંતુ પ્રીતમલાલે બધાની વાતો એક કાને સાંભળી બીજે કાને કાઢી નાંખી. અંતમાં સર્વ હારીને ચુપજ રહ્યાં. ચંચળના પિતાએ પણ પ્રીતમલાલને કહ્યું હતું કે– " સાહેબ ! શા માટે મારી છોકરીને ભણાવો છો ! એ ભણિયા પછી મારૂં માનશે નહિ અને ક્યાંઇક ક્રીસ્તાન થઇ જશે તો આ ગરીબનું ઘર ઉજડ થઇ જશે."

પ્રીતમલાલ–" તમે ચિંતા ન કરો: મારૂં શિક્ષણ એવું નથી કે તે ઇસાઇ બની જાય."

ચંચળના પિતાએ કહ્યું, " બહુ સારૂં સાહેબ, જેવી આપની મરજી. જે કરમમાં લખ્યું હશે તે થશે. મારે તો આ ઘરમાંજ મરીને જવું છે. અને એ છોકરીના કરમમાં જે હશે તે થશે. એનાં કરમનાં સાથી મા બાપ નથી."

* * *

પ્રીતમલાલની કૃપાથી ચંચળ ગુજરાતી લખી વાંચી શકે છે. એમ કે, વાંચવા કરતાં લખી ઓછું જાણે છે. કારણ ચંચળને વાંચવાનો શોક વધારે છે. આટલી ન્હાની ઉમ્મરમાં એણે ઘણી સારી સારી ચોપડીઓ વાંચી લીધી છે. પ્રીતમલાલ જે કંઈ નવું પુસ્તક લાવે તે તુરત વાંચી લ્યે છે.

બપોરનો વખત હતો. પ્રીતમલાલ તેની ભાભીના ખંડમાં પલંગમાં પડયો પુસ્તક વાંચતો હતો. પડખેના પલંગપર તેની ભાભી ઘસઘસાટ ઉંઘતી હતી. ચંચળ બારણામાં બેસી પંખો ખેંચતી હતી અને ઢીંચણપર પુસ્તક રાખી વાંચી જતી હતી. પ્રીતમલાલ વાંચવામાં એટલો મશગુલ બન્યો હતો કે કેટલો વખત થયો, તેનું પણ તેને ભાન ન રહ્યું, પરંતુ ગરમી એટલી બધી પડતી હતી કે પ્રીતમલાલનું ધ્યાન બે ધ્યાન થયું ત્યારે તેને માલુમ પડયું કે હું પસીનાથી તરબોળ છું. આટલું થયાં પછી તેણે ચંચળ તરફ નજર કરી તો તે પોતાનું માથું ઢમાડને અઢેલી સુઇ રહી હતી. ખોળામાં પુસ્તક ઉઘાડું પડયું હતું. ડાબો હાથ પંખાની દોરી ખેંચતા બંધ પડી ગયો હતો અને હાથમાંની દોરી ધીરે ધીરે સરકતી જતી હતી. પ્રીતમલાલે આ દશ્ય પસિનો લુછતાં લુછતાં જોયું અને તેને ચંચળ પર ક્રોધ આવ્યો, "નહિ! બરાબર છે ! ભાભી આના પર ગુસ્સે થાય છે તે વ્યાજબી જ છે. કામને વખતે સુઇ જવાય જ કેમ ? અને કદાચ અત્યારે ભાભી જાગે તો માર્યા વગર ન રહે. મેં પુસ્તક વાંચવા આપ્યું છે તે નવરાશના વખતે, કંઇ કામના વખતે નહિ " આટલો મન સાથે વિચાર કરી તેણે પંખાની દોરી લેવા માટે હાથ લંબાવ્યો; પરંતુ વિચાર આવ્યો કે નિંદ્રા આવે એમાં બિચારી એ શું કરે! કોણ જાણે શું એ કુદરત છે કે પંખો ખેંચતા નિંદ્રા આવીજ જાય. ભલે ! થોડીવાર સુઇ રહેવા દો. પ્રીતમલાલનું ધ્યાન પુનઃ પુસ્તકમાં ગોઠવાયું.

થોડીજ વારમાં ચંચળના હાથમાંથી પંખાની દોરી પડી ગઇ અને હાથ ખેંચાતા તેની ઉંઘ ઉડી ગઇ અને તેજ વખતે પ્રીતમલાલની ભાભીની નિંદ્રા પણ તુટી. તેણી પસીનાથી ભીંજાએલી હતી. પડખું ફરી જોયું તો જણાયું કે પ્રીતમલાલના હાથમાં પંખો હતો. તેણીની આંખ લાલચોળ થઇ ગઇ. બેબાકળી ઉઠી અને ચંચળના તરફ જોયું તો આંખો ચોળતી જોઇ. ઝટ પલંગ પરથી ઉતરી કે તરતજ પ્રીતમલાલે કહ્યું, "કેમ ભાભી ?" ઉત્તરજ નહિ. તે તો ચંચળ પાસે પહોંચી અને ત્રણ ચાર લાતો લગાવી દીધી અને બોલી, " રાંડ ! કામ કરવા રાખી છે કે સુવા ! જ્યારે અમો હાથે પંખો નાંખીશું ત્યારે તને રાખી શું કરવા ? શું તારૂં મોઢું નહેતું ભાળ્યું ? ચાલ નિકળ બહાર, જો હવે આહિં આવી તો ટાંટીઓજ વાઢી નાંખીશ સમજી !" ચંચળ બિચારી રોતી રોતી ચાલી ગઇ. પ્રીતમલાલે આ બનાવ જોયો. ભાભી પાછી પલંગ પર આવી બડબડવા લાગી.

પ્રીતમલાલ કેટલોક વખત શાંત રહ્યો. ત્યાર પછી તે બોલ્યો, " ભાભી, તમે બિચારીને આજ બહુ ખરાબ રીતે મારી. તમારે આવું નહોતું કરવું !"

" મારૂં નહિ તો શું કરૂં ? ખાવાના કામની છે રાંડ !

પ્રીતમલાલે હાથ છોડીને કહ્યું, "ઓહ!! એ તો બીજી વાત. તેં મારા પાનદાનને અશુધ્ધ બનાવ્યો, કારણ અંદર ભીના પાન હતાં અને તું પાણીને અડે એ અશુધ્ધ ગણાય!"

ચંચળે પ્રીતમલાલને પગથી માથા સુધી જોયો અને પોતાના શરીરને પણ જોયું. પછી દીર્ઘ નિશ્વાસ નાખી ચુપ રહી.

પ્રીતમ—"શું વિચાર કરે છે ચંચળ?"

"મેં એક દિવસ એક પુસ્તકમાં વાંચ્યું કે જો નીચ જાતી ઇસાઇ બની જાય તો સૌ કોઇ તેના સાથે આનંદથી વર્તે છે અને એના સાથે બેસી ભોજન સુધ્ધાં કરવામાં ડરતા નથી. અંગ્રેજ લોક પણ તેમના સાથે સારી રીતે વર્તે છે."

"અરે! એ તો અંગ્રેજ તો શું પણ મુસલમાન સાથે પણ ખાવા પીવાનો સંબંધ રાખે છે પરંતુ અમો હિન્દુઓ એ જાતિને અડવાથી અભડાઇએ છીએ એમ માનનારા છીએ સમજી?"

"એક વાત મારા સમજવામાં નથી આવતી. મને કેટલીક વાર પુછવાનું મન થયું પણ પૂછતાં અચકાતી. આજે એ વાત—"

"કઇ વાત?"

"હું રોજ ન્હાઉં છું, મારાં કપડાં રોજ ધોઉં છું, ત્રણ ચાર દહાડે કપડાં સાબુથી સાફ કરું છું તો પણ આપને ત્યાંના પાણી વિગેરેને અડવાની મના! મારા શરીરમાં એવો કયો ભાગ છે કે જેને અશુધ્ધ માનવામાં આવે છે? બીજા એવા મેં કેટલાક જોયા છે કે ત્રણ ચાર ચાર દિવસ નહાય નહિં, કપડાં ગંદાં રાખે છતાં તમારા રાંધવાના કામમાં લાગે! આ શું? મને સમજ પડતી નથી કે મારા શરીરમાં એવી કઇ વસ્તુ છે કે મને અસ્પૃશ્ય ગણવામાં આવે છે!"

પ્રીતમલાલ વિચારમાં પડી ગયા. "આનો શું ઉત્તર દઉં? પ્રશ્ન ઘણો વિકટ છે! પણ જો જવાબ નહિં આપું તો એને એમ લાગશે કે આની પાસે જવાબ નથી તેથી તેણે કહ્યું-"વાત એવી છે કે અમારા ધર્મશાસ્ત્રમાં જે જાતિઓને અસ્પૃશ્ય બતાવવામાં આવી છે અને જાતિ ભેદ પાડયા છે તે પ્રમાણે અમો ચાલતા આવીએ છીએ, પરંતુ જે જાતિને અસ્પૃશ્ય ગણી છે તેને કેમ ગણી છે તે જાણવામાં નથી અને મને તો એમ લાગે છે કે તેનાં ગંદા કાર્યથી-ગંદાં રહેવાથી આ વહેવાર ચાલુ કર્યો હશે."

"અને જે ગંદા ન રહે તેનું શું?"

માથું ખંજવાળતા ખંજવાળતા પ્રીતમલાલે કહ્યું,

"હા, ગંદા ન રહે તો ઠીક છે! પણ જેને અમો અસ્પૃશ્ય માનીએ છીએ તેને પવિત્ર કેમ માની શકાયે! હું તો જો કે મારા હૃદયથી એમજ માનું છું કે અસ્પૃશ્ય મનુષ્યો જો ચોખ્ખા રહે તો તેમને અડવામાં કશો પ્રતિબંધ ન હોવો જોઇએ. પરંતુ તેને હું અમલમાં નથી મુકી શકતો. લોકો મને ગાંડો, ઉલ્લુ ધારે. મારા હાથનું એઠેલું પાણી સુધ્ધાં પણ ન પીએ."

ચંચળ ચુપ ચાપ સાંભળતી ઉભી રહી. તેનાં નેત્રો અશ્રુથી છલોછલ ભર્યાં હતાં તે બોલી, "જ્યારે આમજ હતું તો મને શા માટે લખતાં વાંચતાં શીખવ્યું? અમારી જાતિના માટે અભણ રહેવું એજ શ્રેયસ્કર છે"

"તું તો બિલકુલ ગાંડી છે! આજ તને કોણ જાણે શું થઇ ગયું છે!"

"મને કશુંએ થયું નથી. હવે હું લખી વાંચીશ નહિ અને જેટલું શીખી છું તેને ભૂલી જવા પ્રયત્ન કરીશ." આટલું કહી ચંચળ ચાલી ગઇ.

* * *

પાંચ વરસ પછી.

એક ગામડા ગામમાં ઝુપડાં આગળ ચાર છ માણસો તાપણું તાપતા બેઠા છે. એમાંના એક આદમીએ કહ્યું,

"આટલો દિવસ ચડયો પણ આજ હજી સુધી ગાંડી ન નીકળી."

એક વૃધ્ધે દીર્ઘ નિશ્વાસ નાખી કહ્યું, "ભાઇઓ, હજી એનું મગજ સારું નથી થયું. શું કહું! કરમમાં લખ્યું હતું તે થયું. જેને ત્યાં અમે નોકર હતા તેણે પણ દવા દારૂ ઘણાં કર્યાં પણ આરામ ન થયો. મેં લખતાં-વાંચતાં શીખાડવાની ના કહેલી. પણ એ અક્કલબાજે આ મારા જેવા ગમારનું શું કામ માને! ભાઇઓ! કોણ જાણે શું એ થઇ ગયું કે ચોપડી ભાળે છે કે તરતજ તેનું મગજ બગડી જાય છે. અદ્દા તદ્દા બકવા માંડે છે, દાંત કાઢે છે, જેટલી ચોપડી હતી તેટલી બધી તો બાળી નાંખી."

એ વખતે એક યુવતી જેની ઉમર અઢાર, ઓગણીસ વર્ષ લગભગની હતી તે ઝુપડામાંથી નીકળી. સૌ લોક તેના તરફ જોઇ રહ્યા એનાં વસ્ત્રો ગંદાં હતાં, માથાના વાળો અસ્તવ્યસ્ત હતા, મોઢા ઉપર ઉદાસીનતા માલુમ પડતી હતી, ઝુંપડીની નજદીક બાંધેલી બે ભેંસો અને એક ગાયને છોડી હાથમાં લાકડી લઇ તે ઢોરને હાંકી નીકળી. જંગલમાં જઇ તેણે ભેંસોને અને ગાયોને ચરવા મૂકી અને તડકામાં એક પથ્થર પર બેસી ગઇ-સુઇ ગઇ. કેટલીક વખત વિત્યાબાદ તેણે હાથની આંગળીથી ભૂમિ ઉપર "પ્રીતમલાલ" લખી તેના તરફ ઘણીવાર એક ધ્યાનથી જોઇ રહી. રહેજ હસી. અને તુરતજ તેના ચ્હેરાપર ઉદાસીનતા છવાઇ ગઇ, એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો અને નેત્રોમાં અશ્રુ ભરાઇ ગયાં.

આ વખતે એક બાળક તેની પાસે આવ્યો, અને કહ્યું. "ગાંડી આવી ગાંડી...આ...વી! રે! આ સાંભળતાજ ગાંડીએ તરતજ "પ્રીતમલાલ" શબ્દ હાથથી ભૂસી નાંખ્યો અને મોઢું મરડી ત્યાંથી ઉઠી. વળી ત્યાંથી દૂર જઇ બેઠી અને આંગળીથી ભૂમી પર કંઇક લખવા લાગી—અસ્તુ.

(સંપૂર્ણ.)

એકંદરે વસ્તુ કંઈક અંશે કંટાળા ભરેલી તથા તૂટતી માલુમ પડે છે. જો કે, આ ફિલ્મને સારું ઑડીયન્સ મળેલું જણાવવામાં આવે છે, પણ તે માત્ર મીસ ગુલાબના સ્ટેજ ડેન્સનેજ આભારી છે.

ફોટોગ્રાફી—મી૦ લુહાર. બી. એસ. સી. જેઓએ પોતાના આગલાં ચિત્રપટોમાં જે નામના મેળવી છે, તે આ પીક્ચર જોતાં જરા ઝાંખી પડી જાય તો નવાઇ નથી. મી૦ લુહાર જેમ સાહિત્યમાં પોતાનો રસ કાયમ રાખવા મથે છે તેમ જો ફોટોગ્રાફીમાં પણ પોતાનો ઉત્સાહ હલકો ન પડવા દેતાં દહાડે દહાડે મક્કમ રીતે આગળ વધશે, તો ગુજરાત મી૦ લુહાર મ ટે મગરૂર બનશે.

અભિનય—તેવીજ રીતે મી૦ હર્ષદરાય મ્હેતાને પણ અમો ભલામણ કરીશું.

એક વિનંતી—કૃષ્ણ ફિલ્મ કંપનીના મુખ્ય પાત્રોની ગણનામાં મિસ એમીલી, ગુલાબ અને નંદરામ પહેલવાન પ્રથમ પંક્તીમાં આવે છે. દરેક ચિત્રપટોમાં મુખ્ય કામ કરતાં આ પાત્રોને અન્ય ચિત્રોમાં સાઇડ કેરેક્ટરમાં રજુ કરવામાં ન આવે તો વધારે સારું. અમેરીકન ચિત્રપટોમાં આમ કરવામાં આવતું નથી અને તેમ થવા પણ દેવામાં આવતું નથી.

ચોથનો ચંદ્ર—હિન્દુસ્તાન ફિલ્મ કંપનીનું ધાર્મિક ચિત્રપટ. ધાર્મિક વસ્તુનું રૂપ રૂપાન્તર કરનાર આ કંપનીનાં ચિત્રપટો હવે લોકો જોતાં જરા ધરાઇ ગયેલા જણાય છે. અથવા તો ચોથનો ચંદ્ર જોવાથી કંઇ હાની થાય એ લોકમતને લીધે કદાચ આ પિક્ચર જોયું ન હોય તો પણ નવાઇ નથી. બાકી ફોટોગ્રાફી અને સેટીંગ ઉત્તમ. બીજું બધું ઠીક.

નવીન ખબરો—

કોહીનૂર—મી. દેસારે મી. હોમી માસ્તરની મદદથી પૃથ્વીપુત્ર પાડી રહ્યા છે. બીજી બાજુ મી. હોમી માસ્તર શીરીં ફરહાદની પણ તૈયારીઓ કરવામાં રોકાયેલા સંભળાય છે.

કૃષ્ણ—ગોકુળ અષ્ટમીને માટે ખાસ શ્રી કૃષ્ણ ભગવાન અને ગોપીઓનો રાસ નામે "મધુ બંસરી" તૈયાર કરવાની ધમાલમાં સર્વે હતા. ખૂબસુરત બલાનું કામ ચાલુજ છે. જ્યારે મી. કૃષ્ણકુમાર નવીન વસ્તુઓને સીનારીયોમાં મૂકવા રોકાયેલા છે.

શારદા—સુવર્ણ કમલ પૂર્ણ થઇ છે, અને આઇડીયલ પીક્ચર્સ કોરપોરેશન તેઓના જણાવ્યા મુજબ કુંભકર્ણની ઉંઘમાંથી જાગી ભૂલભુલામાં ભરાયેલું આળસ ઉડાડતી માલુમ પડે છે. કદાચ તેની પરીક્ષા સપ્ટેમ્બરની શરૂઆતમાં થઇ જાય, એવો સંભવ દેખાય છે.

પાયોનિયર—કામ ઠંડુ ચાલે છે. મી. ભાલવાળા કંઇ જણાતા નથી.

રોયલ આર્ટ સ્ટુડીયો—બાદશાહી ખર્ચથી ચાલતું આ ખાતું અને જુદી મેનેજમેન્ટમાં જશે એવી અફવા આવી છે. કદાચ કોઇ ખરીદી પણ લે. આશા છે કે નવીન માણસો ડીસીપ્લીન અને સખ્ત મેનેજમેન્ટ કરે તો કામ સારું થયા વિના રહેશે નહિ. કારણ સ્ટાફમાં એક્ટર એક્ટ્રેસોમાં કેટલાક કામ કરી ખ્યાતી પામે તેવા માણસો છે. માત્ર તેઓ પર એક સારા કાબેલદાર નેતાની આવશ્યકતા છે. આશા છે કે નવી મેનેજમેન્ટ તે આવશ્યકતા પૂરી પાડશે.

સરસ્વતી—દુલારી પાસ થઇ ગઇ છે અને મેજેસ્ટીકમાં ગઇ કાલથી ચાલુ થઇ ગઇ છે.

રૂડોલ્ફ વેલેન્ટીનો.—

જગમશહૂર અમેરીકન સ્ટાર એક્ટર રૂડોલ્ફ વેલેન્ટીનો એપેન્ડીસાઇટીસના દર્દથી પીડાતાં તેના ઉપર ઓપરેશન કરતાં મરણ પામ્યો છે. મરહુમ અમેરીકાની સ્ત્રીઓનો ઘણોજ પ્રીય પુરૂષ હતો અને નીટા નાલ્ડીને થોડા વખતમાં પરણનાર હતો.

ગઇ તા. ૨૫ મીએ દેવળમાં મરહુમ મી૦ રૂડોલ્ફ વેલન્ટીનોનું શબ લોકો સેઝદો કરી શકે તે માટે ખુલ્લું મુકવામાં આવ્યું હતું ત્યાં કેટલાક નામોથી ભરેલા તરીકતો અને વિશેષ ભંગના દાખલા બન્યા હતા. દાખલા તરીકે છોકરીઓ મુડદાં આગળ હસતી હસતી આવી હતી અને મુડદાના ચ્હેરાપર પાવડર પફ લગાડયું હતું અને હેઠ લાલ કરવાની સળી ભડકાડી હતી. એક છોકરી આંખે કાંટો લગાડી ડુસ્કે ડુસ્કે રડતી અને આંસુની ધારા વરસાવતી નજરે પડતી હતી. આવી જાતના બનાવોથી વેલેન્ટીનોના મેનેજર મી૦ ઉલમાને શેપર્ડ આરડેન્ટે જ્યાં મરહુમનું રૂવાન મુકવામાં આવ્યું હતું તેનાં બારણાં રાતના બાર વાગે બંધ કરી નાખ્યાં હતાં જે વખતે હજારો માણસો એક માઇલ જેટલી લાંબી લાઇનમાં સેઝદો કરવા આતુર બહાર ઉભેલાં હતાં. લોકોનાં ટોળાએ દેવળનાં બારણાં તોડવા કોશીશ કરી હતી, પણ પોલીસે તેમને વીખેરી નાખ્યાં હતાં.

* * *

## સીનેમાની મોજ-મજાહ.

મેજેસ્ટીક—દુલારી.

કૃષ્ણ—બે દિનની બાદશાહી.

ઇમ્પીરીયલ—કાળો નાગ.

ઓબ—એકાકી દોર.

ક્રાઉન—શંકાની લાડી.

પાથે—ગામડેની ગોરી.

ગેઇટી—ચારલીની આશક અને ડેન્સ.

નોવેલ્ટી—કૃષ્ણ જન્મ.

એમ્પ્રેસ—ધી નાઇટ હૉક.

વેસ્ટ-એન્ડ—મોન્ટે કાર્લો.

"હા, હું સુલોચનાજ છું. ચંદ્રકાન્ત! હું સારી રીતે જાણું છું કે, આવી રીતે હું એકલી અહીં આવી છું એ મ્હેં સારું કર્યું નથી. મ્હારે ના છુટકે તમારી પાસે આવવું પડ્યું છે. હું તમને એક જરૂરી વાત કહેવા ઇચ્છું છું."

ચંદ્રકાન્તે અતિ સ્નેહપૂર્ણ સ્વરે કહ્યું, "તમે અહીં આવ્યાં છો તેથી હું ઘણો આનંદિત થયો છું. હું તમારો સ્નેહી છું; તમને હું મ્હારાં ભગિની જેવાં સમજું છું. બ્હેન ભાઇને ઘેર આવે એમાં ખોટું શું છે? આવો, આ ખુરસી ઉપર બેસો."

સુલોચના પ્રથમ શરમાવા લાગી. એકાદ વખત તેણે દ્વાર તરફ જોયું. એનો ભાવ સમજી જઇ ચંદ્રકાન્તે કહ્યું, "તમે નિર્ભય રહો; અહીં કોઇ આવશે નહિ. તમને મ્હારે ત્યાં આવેલાં જાણી સુંદરલાલ વિરક્ત નહિ થાય એમ હું ખાત્રીપૂર્વક કહી શકું છું. આ ખુરસી ઉપર બેસો."

ચંદ્રકાન્તે સુલોચનાનો હાથ પકડી તેને એક ખુરસી ઉપર બેસાડી. પછી તેને આશ્વાસન આપવાના ઉદ્દેશથી ચંદ્રકાન્તે કહ્યું, "કોઇ મહત્વનો બનાવ બન્યા સિવાય આવી રીતે તમે એકલાં મ્હારી પાસે આવો કે કેમ એ સંદેહયુક્ત પ્રશ્ન છે. સુલોચના! શું બન્યું છે? તમે તમારા મનની વાત કહી મ્હારા ચિત્તની અધીરતા દૂર કરો."

સુલોચના ચુપકીદી ધારણ કરી નીચું જોઇ બેસી રહી. ચંદ્રકાન્તે કહ્યું, "જે કાંઇ બન્યું હોય તે જલદી કહો."

સુલોચનાએ નીચું જોઇ રહી કંપતા કંઠે કહ્યું, "મ્હારી વાત સાંભળી તમે ક્રોધ તો નહિ કરોને?"

"ક્રોધ શા માટે કરૂં? તમારા ઉપર ગમે એવા સંજોગોમાં પણ હું ક્રોધ કરૂં તેમ નથી."

"હું અહીં આવી છું એ વાત તમે કોઇને કહેશો નહિ." સુલોચનાએ ગંભીર ભાવ ધારણ કરી કહ્યું.

"એ માટે તમે નિશ્ચિંત રહો; એ વાત હું કોઇને કહીશ નહિ."

"એક માણસ સંબંધીની વાત હું તમને કહેવા ઇચ્છું છું."

"કયા માણસ સંબંધી?"

"મોહિની સંબંધી."

ચંદ્રકાન્તે અત્યંત આશ્ચર્યચકિત બની કહ્યું, "મોહિની સંબંધી!" આટલું બોલતાં ચંદ્રકાન્તનું મ્હોં ગંભીર બની ગયું. પછી ઘણા ધીમા અવાજે તેણે કહ્યું, "મોહિની સાથે મ્હારો વિવાહ નક્કી થયો એ વાત તમને તથા સુંદરલાલને કહેવાનો હજી મ્હને અવકાશ મળ્યો નથી."

સુલોચના રૂંધાઇ ગયેલા કંઠે બોલી, "વિવાહ નક્કી થઇ ગયો છે!"

કાંઇ સમજી નહિ શકાવાથી ચંદ્રકાન્ત દિઙ્મૂઢ બની ઘણા સમય સુધી સુલોચનાના મુખ તરફ જોઇ રહ્યો. તેના વિવાહમાં સુલોચના આવો ભાવ કેમ દર્શાવતી હશે એ તે વિચારી શક્યો નહિ.

સુલોચના પણ ચુપકીદી ધારણ કરી નીચું જોઇ બેસી રહી હતી. ચંદ્રકાન્તે મૃદુ કંઠે કહ્યું, "મ્હારી સાથે મોહિનીનો વિવાહ થાય એ તમને પસંદ નથી કે? હું વિવાહ કરૂં તેથી તમને સુખ નહિ થાય કે?"

સુલોચનાએ સંકોચાતાં કહ્યું. "પરંતુ તમે સુંદરલાલની વાત સાંભળી નથી—"

વચ્ચેજ ચંદ્રકાન્ત બોલી ઉઠયો,—"મોહિની વિરૂધ્ધ તેણે અમુક હકીકત કહી હતી ખરી; પરંતુ મ્હને એમાં વિશેષ મહત્વ જણાયું નથી."

"હું પણ એટલા માટેજ આવી છું; સુંદરલાલ કહે છે કે–"

સુલોચનાને બોલતી અટકાવી ચંદ્રકાન્તે પૂછયું, "શું કહે છે? જો બીજા કોઇ માણસે મ્હારી આગળ મોહિની વિરૂધ્ધની વાત કાઢી હોત તો હું સાંભળત નહિ; પરંતુ તમારી વાત અલગ છે; સુંદરલાલ શું કહે છે?"

"એ વાત કોઇને નહિ કહેવાની કબૂલત કરો."

"કબૂલત કરૂં છું; પછી કાંઇ?"

"એક દિવસે સુંદરલાલ સાથે મોહિની સંબંધીની વાત થઇ હતી. એ વખતે સુંદરલાલે એમ કહ્યું હતું કે, ચંદ્રકાન્ત જો મોહિની સંબંધીની સઘળી હકીકત જાણતો હોત તો તેને કાળી નાગણ સમજી તેનાથી દૂર ભાગત. જે કોઇ એ જીવતી ચુડેલના ચક્કરમાં અગર તેની ખૂબસૂરતીના ખપ્પરમાં સપડાય છે તેના સર્વસ્વનો નાશ થાય છે!"

ચંદ્રકાન્ત વ્યાકુળતાથી બીજી દિશા તરફ જોઇ ગંભીર ભાવથી બોલ્યો, "સુલોચના! એજ વાત મ્હને કહેવા માટે તમે આવ્યાં છો કે?"

સુલોચનાએ અત્યંત વ્યગ્રભાવથી કહ્યું, "હા, જાણી જોઇ તમે સંકટમાં સપડાઓ એ ઠીક નથી."

ચંદ્રકાન્તે મૃદુ હાસ્ય કરી કહ્યું, "સુલોચના! તમારો ભય અસ્થાને છે. મોહિની સાથે લગ્ન કરવાથી હું સંકટમાં સપડાઉં એવો લેશ પણ સંભવ નથી."

સુલોચનાએ ભાર દઇને કહ્યું, "તમે કાંઇ જાણતા નથી." સુંદરલાલ મોહિનીના જીવનના ગુપ્ત ભેદથી માહિતગાર હોય એમ લાગે છે. કાલે મોહિની અમારે ઘેર આવી હતી."

"મોહિની તમારે ઘેર આવી હતી?" વિચારમાં પડી જઇ ચંદ્રકાન્તે પૂછયું.

"હા, સુંદરલાલ સાથે તેણે બેઠકખાનામાં એકાંતમાં મુલાકાત કરી હતી; એ વખતે બન્ને વચ્ચે કાંઇ તકરાર થઇ હતી. હું પાસેના ખંડમાં હતી."

ચંદ્રકાન્તે આસન ઉપરથી ઉભા થઇ પૂછયું, "મોહિની શા હેતુથી સુંદરલાલને મળવા આવી હતી?"

"એ સંબંધી હું કાંઇ જાણતી નથી. તેમની બન્નેની વચ્ચે કાંઇ તકરાર થઇ હતી. એમની વાતચિત હું બરાબર સાંભળી શકી નહોતી. મોહિની સુંદરલાલને કાંઇ કરવા કહેતી

# પ્રેમને ખાતર ફાંસીની માગણી

પોતાના પ્રેમીને ખાતર પોતે વેચાવા તૈયાર થનાર એક પ્રેમઘેલી અબળા તથા તેને પાછી મેળવવા તેના પ્રેમીએ કરેલા ખુનની દીલ ચોંકાવનારી હકીકત હાઇકોર્ટમાં ચાલેલા એક કેસમાં રજુ થઇ છે. આ કહાણી એટલી તો દીલ ઉશ્કેરનારી છે કે તે નોવેલો તથા વાર્તાને ભુલાવી દે છે.

જે કેસમાં આ હકીકત બહાર આવી છે તે નડીયાદના ફુતા હઠી નામના એક ધારાળાએ સેશન્સ જજે તેને ખુન માટે કરેલી દેશનીકાલની સજા સામે કરેલી અપીલને લગતો છે.

કેસની હકીકત નીચે મુજબ છેઃ—

નડીયાદ તાલુકામાં મણી નામની એક છોકરીને મુકીને તેના માબાપ મરી ગયાં હતાં. તે વખતે તેની ઉમર એટલી નાની હતી કે તેના માબાપ કોણ અને કઇ ન્યાતના હતા તેની તેને યાદ નથી. ત્યાર પછી તેને અમદાવાદ જીલ્લાના ધંધુકા ગામના ચુનીલાલ ઉજમશી નામના એક વાણીઆએ ઉછેરીને મોટી કરી હતી. મણી ૮-૯ વરસની થઇ ત્યારે ચુનીલાલે તેને નડીયાદ તાલુકામાં ગોરધન કશન નામના એક વાણીયા સાથે પરણાવી હતી. મણી ૧૫ વરસની થઇ ત્યારે તેને દુરભાગ્યે તેનો ધણી ગુજરી ગયો અને તે વીધવા થઇ. ત્યાર પછી પણ તે સાસરેજ રહેતી. ત્યાં નાનાલાલ મણીશંકર નામનો યજમાનવૃત્તિ કરનારો ૨૫ વરસનો એક જુવાન બ્રાહ્મણ રોજ આવતો. મણી પણ ૧૬-૧૭ વરસની જુવાનીના જોરમાં એટલે પુછવુંજ શું? તે બન્ને જણા વચ્ચે પ્રેમ બંધાયો, અને તે ગામમાં એટલી બધી જાણીતી થઇ ગઇ કે મણીના જેઠે ધંધુકે ચુનીલાલને ત્યાં કાગળ લખ્યો કે મણીને લઇ જાઓ. તે વખતે ચુનીલાલ ગુજરી ગયા હતા અને તેના ભાઇ પોપટલાલે તેને પોતાને ઘેર તેડાવી લીધી. પોપટલાલે હવે તેને મુંબઇના કોઇ શેઠીઆ સાથે પુર્નલગ્ન કરાવી પૈસા કમાવાનો વિચાર કર્યો. પણ મણીએ તો હઠ લીધી કે પરણવું તો નાનાલાલ સાથેજ. તેથી પોપટલાલે નાનાલાલને બોલાવીને રૂ. ૨૦૦) માં તેની સાથે પરણાવવાનું નક્કી કર્યું. તે મુજબ મણીને તેની મરજી મુજબ નાનાલાલ સાથે પરણાવવામાં આવી.

## પ્રેમીને ખાતર વેચાઇ.

હવે નાનાલાલ તો ગરીબ ભીક્ષુક બ્રાહ્મણ હતો. એટલે તે પ્રેમી જોડાંને ખાવાના સાંસા પડવા લાગ્યા. તેઓ થોડા દીવસ આણંદ તાલુકામાં અજરપુરા ગામમાં નાનાલાલના પીત્રાઇ શીવશંકરને ત્યાં જઇને રહ્યા. પણ પારકે ઘેર કેટલા દીવસ રહેવાય? તેથી પોતાના પ્રેમીને ગરીબાઇના દુઃખમાંથી બચાવવાને મણીએ પોતેજ તેને કહ્યું કે તમને પૈસા મળતા હોય તો મારૂં કોઇની સાથે નાતરૂં કરો. અને પછી હું પાછી તમારે ત્યાં આવવાની તજવીજ કરીશ. નીરાશ થયલા નાનાલાલે આ કબુલ કર્યું, અને વીરમગામ પાસે બકરાણા ગામમાં ભાઇશંકર નામના એક બ્રાહ્મણ સાથે મણીનું નાતરૂં કર્યું અને તેનું નામ ફેરવીને કમળા રાખ્યું. તેમાં તેને ભાઇશંકર પાસેથી રૂ. ૧૫૦૦ મળ્યા.

મણી હવે ભાઇશંકરને ત્યાંથી છુટવાનો પ્રયત્ન કરવા લાગી પણ તે ફાવી નહી. કારણ કે ભાઇશંકર તથા તેનો ભત્રીજો મોહનલાલ તેના ઉપર સખ્ત જાપતો રાખતા હતા, તેથી નાનાલાલે પોતાના પીત્રાઇની સલાહથી બકરાણામાં એક ડેરી ખોલી, કે જેથી લાગ જોઇને મણીને ઉપાડી જવાય, પણ તેવો કોઇ લાગ મળ્યો નહીં. તેથી નાનાલાલે અમદાવાદ જઇને મણીના ધણીના ભત્રીજા મોહનલાલ ઉપર એવો કાગળ લખ્યો કે તમારે પરણવું હોય તો ઉમરેઠમાં એક કન્યા છે, તેની તજવીજ કરૂં. મોહનલાલની બૈરી મરી ગઇ હતી એટલે તે ફરી પરણવા કુદી રહ્યો હતો. તે તરતજ અમદાવાદ ગયો અને નાનાલાલ તેને સમજાવી ફોસલાવીને પોતાના પીત્રાઇને ત્યાં અજરપુરા ગામમાં લઇ ગયો, અને પાસેના એક ખેતરમાં તેનું ખુન કર્યું. મોહનલાલ મણી ઉપર જાપતો રાખતો હોવાથી તેનું કાટલું કાઢવાથી મણીને છુટવાનું સહેલું થઇ પડશે એમ આશા રાખીને તેણે આ કામ કર્યું.

પોલીસને ખુનની ખબર પડતાં તેમણે તપાસ કરવા માંડી અને કેટલીક બાતમી ઉપરથી (૧) નાનાલાલ, (૨) નડીયાદના ધારાળા ફુતા હઠી તથા (૩) નાનાલાલના પીત્રાઇને પકડયા હતા. તેમાં પહેલા બે ઉપર ખુનનો અને ત્રીજા ઉપર તેમાં મદદ કરવાનો આરોપ હતો. નાનાલાલે કબુલ કરી દીધું હતું કે મણીને છોડાવવા આ પ્રમાણે મેં મોહનલાલનું કાટલું કાઢવાનો નીશ્ચય કર્યો હતો. મણીએ પણ પોતાની જુબાનીમાં એજ પ્રમાણે કબુલ કરી દીધું હતું. અને સેશનસ જજ આગળ આજીજી કરીને કહ્યું કે "આ ગુન્હા માટે સજા કરવી હોય તો મને ફાંસીને લાકડે લટકાવો, કારણ કે નાનાલાલે તો આ બધું મારે માટે કર્યું છે, પણ એને બચાવો."

સેશન્સ જજ મી૦ કાદરીએ નાનાલાલને તથા ફુતા હઠીને ખુન માટે ગુન્હેગાર ઠરાવી જન્મદેશ નીકાલની સજા કરી હતી. અને ત્રીજા આરોપીને છોડી દીધો હતો.

આ સજા સામે બીજા આરોપીએ અપીલ દાખલ કરવા હાઇકોર્ટને અરજ કરી હતી. જે નામદાર જજે સર લલ્લુભાઇ શાહ તથા પરસીવલે દાખલ કરી હતી.

વીર્યવાન કહેવડાવનાર પણ બાયલા અને ભીરૂ ભૂપતિઓ અને
તેઓના મસ્કાદાસીઆ કારભારીઓને અર્પણ
દેશી પ્રજાના ઉદ્ધારનો રસ્તો બતાવતી એક આકર્ષિત ફિલ્મ
સતી સરદારબાની કૃતીથી વખણાયલી

# સરસ્વતી ફિલ્મ કું. નું ચિત્રપટ

લેખક અને ડાયરેક્ટર
મી. મણીલાલ દ. જોશી




ફોટોગ્રાફર
મી. કરંદીકર

## ઈતિહાસના અણમોલા અક્ષરોમાં મઢાયેલી એક પ્રેમ શૌર્ય અને કરૂણ કથની

સુંદરીના શોખીન રાજવીથી ત્ય જાયેલી કુમળી કળીઓની થતી દશા અને ત્રાસેલી પ્રજાને છોડાવવા–સ્વતંત્રતાનો ઝુંડો ફરકાવવા–પોતાનો આત્મભોગ આપી શાન્તી આપવા એક રજપુત રમણીએ કંગાળ કણબીને ત્યાં લીધેલો જન્મ.

ખાસ જન્માષ્ઠમીને માટે તૈયાર કરેલી ફિલ્મ

ચાલુ છે | આજ રાત્રે | આ અઠવાડીએ

# સીનેમા મેજેસ્ટીક ગીરગામ મુંબઈ ૪.

ભાવ હમેશ મુજબ
ટાઇમ—૫–૭–૯–૧૧ શનિ રવી અને તહેવારો ખાસ શો ૩ વાગે

---

આવે છે. આવે છે.

શેયલ આર્ટ સ્ટુડીઓનું અદ્ભુત સીનોથી ભરપુર સુપર પ્રોડક્શન

# પાણીમાં આગ

ખાસ સતી સ્ત્રીનો સચોટ દાખલો બેસાડવા ઉત્તમ આદર્શ અને અવનવા બનાવોથી ભરપુર પીક્ચર જરૂર જોવા ચુકતા ના

વર્ષ ૩ જું અંક ૨૩ તા. ૫-૯-૨૬
છુટક નકલ ૧ આનો બાહરગામ ૧। આનો

વાર્ષિક લવાજમ રૂ. ચાર
બહારગામ રૂ. સવાચાર

# મોજ-મજાહ



કેરો નગરની કામિની





| મંગળવાર | બુધવાર | ગુરૂવાર | શની રવિ |
|---|---|---|---|
| તા૦ ૭-૯-૨૬ અમાસ છે ! ખેલ ૩ા વાગાથી શરૂ થશે. | તા૦ ૮-૯-૨૬ પારસી નવરોજ છે ! એડીપોલો ૩ા વાગા થીજ આવી લાગશે. | તા. ૯-૯-૨૬ પતેતી છે ! ૩ા વાગાથી સીનેમા ચાલુ થશે. | આતો તમે જાણો છોજ કે, હુમેશા આ બને દિવસોએ અમે ૩ા વાગે ખેલ ચાલુ કરીએ છીએ |

એડી પોલો | એડી પોલાની બહેન ! | એડી પોલો !

ભલા માણસ તમને ખબર નથી, ભાઇ વિરૂધ બહેન લડવા બહાર પડી છે.
અમારે ત્યાં ગયા અઠવાડીએ ચાલુ થયેલી સીરીયલ

બીજું અઠવાડીયું

# ઝોહાકી દોર

૮ વધુ ભાગ

માં એડીપોલોની બહેન મેરી (માલવીન પોલો) પોતાના ભાઇ સામે ટક્કર ઝીલવા બહાર પડી છે ! આ હફતો ઘણોજ પાવરફુલ છે !

**ખજાનાનો નકશો ! મેરીનાં પ્રાકમો ! ડેવિસના સાહસો**

**નાચ પાર્ટીનો મેળાવડો ! બટલરે આપેલો દગો !!**

સાથે એક ભાગની કોમિક ! હેરોલ્ડ લોઇડ કામ કરે છે

એડી પોલો | એડી પોલો | એડી પોલો | એડી પોલો

એડી પોલો | એડી પોલાની બહેન ! | એડી પોલો !

**યાદ રાખજો**
આ સીરીયલ ખલાસ થતાંજ
**રેસ કી રેસ**
માદન કું. નો રમુજી ફીલ્મ મુકવામાં આવશે !

# ગ્લોબ સીનેમા

**સેન્ડહર્સ્ટ રોડ**

ભાવ:-રૂ. ૨; ૧; ૦ાાા; ૦ાા; ૦; ≡ ટેક્ષ સાથે
વખત:-પા, ૭. ૮ાા, ૧૦ાા
શની રવિ ખાસ ખેલ ૩ા વાગે.

**ભુલશો નહિ !**
રેસકી રેસ પછી તેવુંજ સુંદર ચિત્રપટ
**ધર્મપત્ની**
હિંદી અને ઉરદુ ટાઇટલો સાથે દેખાડવામ આવશે.



ભૂજબળથી ભાગ્ય 'પરીક્ષાનું' દ્રશ્ય
[ આઇડીઅલ પીક્ચર કારપોરેશન ]



શ્રાવણ વદ ૧૪ રવિવાર તારીખ ૫ મી સપ્ટેમ્બર ૧૯૨૬ વર્ષ ૩ જું. અંક ૨૩

**આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે કોઈ જીવંત વ્યક્તિ પરથી ઉપજાવી કાઢેલાં નથી. અ મો. મ**

## કુંડળીયા

### 'વિચાર કર્યા પછીજ ઉચ્ચાર કર.

વિચારપૂર્વક બચન બદ, અથવા ધર લે મૌન;
બિચાર સબ મેં શ્રેષ્ઠ હૈ, અવર બાત હૈ ગૌન;
અવર બાત હૈ ગૌન, છોડ સબ વૃથા વિકલ્પો;
ફલપ્રદ હોગા ફેર, શુધ્ધ તેરા સંકલ્પો,
સત્ય વદે સુત શ્યામ, ઉલ્લંઘન કરની ન હદ,
યદ્વા તદ્વા છોડ, વિચારપૂર્વક બચન વદ

**ભાવાર્થઃ**—જો બોલ તો વિચાર કરીનેજ બોલ અથવા મુંગો રહે. દરેક કાર્ય અને ક્રિયામાં વિચારજ ઉત્તમ પદ ભોગવે છે. વિચાર કર્યા વગરની બધી વાતો ગૌણ (ઉતરતા દરજ્જાનીજ) છે. આમ સમજીને તું તારી ઉલટી (કુતર્કવાળી) કલ્પનાને છોડી દે. જો તારા સંકલ્પો સારા હશે તોજ તને તેનું ઉત્તમ ફળ મળશે. શ્યામ પુત્ર સાચુંજ કહે છે કે, આ જગતમાં જેની અનુભવ સિધ્ધ મર્યાદા બંધાઈ ગઈ છે તેનું ઉલ્લંઘન કરવું નહિ. યદ્વા તદ્વા (જેવું મનમાં ઉગે તેવું) એકદમ બોલી નાંખવું નહિ એવા આંતર વેગને તજી દેવાનોજ અભ્યાસ રાખવો. જે વિચારની મર્યાદા રાખી શકે છે તેજ વાણીની મર્યાદા રાખી શકે છે. વિચાર અને વાણીનો સંબંધ ઘણોજ નિકટ છે. જેવા વિચારો તેવુંજ વર્તન.

વૈદ્યકવિ દુર્લભ શ્યામ ધ્રુવ

## જુબેદા

### અથવા

## રહસ્યમયી રમણી

(ખંડ બીજો)

### પ્રકરણું ૫ મું.

મને એક ન્હાના તબુમાં ઉતારો આપવામાં આવ્યો હતો. રાત્રિ પડતાંજ પહેરેલાં વસ્ત્રો નહિ બદલતાં હું વિશ્રાંતિ લેવા આડો થયો. મારી ચારે બાજુએથી દરસદળના માણસોની આવજાવનો કોલાહલ તથા શસ્ત્રોનો ખણખણાટ સંભળાયા કરતો હતો. કોઈ નિદ્રા લેવાની તૈયારી કરતા હતા ત્યારે કોઈ પોતાના તંબુની આસપાસ ફરતા હતા મને નિદ્રા આવી નહિ. માત્ર ચક્ષુઓ મીચી હું જુદી જુદી જાતની ચિંતામાં પડ્યો. આ બધી ઝંઝટનું મૂળ કારણરૂપ મારી શય્યા નીચેનો અર્ધચન્દ્ર હતો. મારા સાંભળવામાં આવ્યું હતું કે લાવાકાન હાજી અબુ સલામનો મુખ્ય વજીર હતો. અત્યારે હું હાજી અબુ સલામની છાવણીમાં આવી પહોચ્યો હતો–તેની નજરે પડું તો મારા પ્રાણની રક્ષા થઈ શકે તેમ નહોતું. આવી રીતની અનેક ચિંતાએ મારી નિદ્રાને ઉડાડી દીધી ગમે તેમ પણ લાંબા દિવસની મુસાફરીના શ્રમને લીધે લગભગ મધ્ય રાત્રિએ મને નિદ્રા આવી ગઈ

આમ કેટલા વખત સુધી મેં નિદ્રા લીધી એ નિશ્ચિત કરી શક્યો નથી, પરંતુ એટલું તો ખરું કે, મારા ??? ઉપર

કોઈનાં મૃદુ કરનો સ્પર્શ થતાંજ હું જાગી ઉઠયો.

હું ઉઠીને બેઠો થયો કે તરતજ એક રમણી મૃદુ સ્વરે બોલી:–

તમારી ચારે બાજુએ વિપત્તિનું વાદળ ઘેરાઈ ગયું છે; પરંતુ ભય પામશો નહિ. તમારા શુભેચ્છકોની પણ અહિં ખોટ નથી."

મેં વિસ્મિત બની પૂછ્યું.–"તમે કોણ છો?"

"હું એક બાંદી છું. ચુપચુપ મારી સાથે ચાલો."

"કોની બાંદી? ક્યાં જવું છે?"

"તમોને જે મળવા માગે છે, ત્યાં તમોને લઇ જવા છે. તેટલા માટેજ હું અહિં ચુપચુપ આવી છું. મને વધારે પ્રશ્ન પૂછશો નહિ. મારી સાથે આવશો એટલે બધો ખુલાસો થઇ રહેશે."

તેના બોલવાનો ભાવાર્થ હું સમજી શક્યો નહિ. શું હલિમા મને મળવા માગતી હશે? ગમે તેમ હોય પણ તેની સાથે જવાને કર્તવ્ય માની હું તે બાંદીની પછવાડે ચાલવા લાગ્યો.

કેટલાક ન્હાના મોટા તંબુઓ વટાવ્યા બાદ અમે એક વિશાળ તંબુની સમીપ આવી પહોંચ્યા. ચાર સશસ્ત્ર પહેરેગીરો ખુલ્લી તલવારે ત્યાં પહેરો ભરતા હતા. બાંદીએ સંકેત કરતાંજ તેઓ બાજુએ ખસી ગયા અને તંબુમાં દાખલ થવાને અમોને માર્ગ મોકળો કરી આપ્યો. તંબુમાં દાખલ થતાંજ એક પરિચિત સ્વર મારા કાને અથડાયો. તે સાથેજ કેટલાક સશસ્ત્ર માણસો મારી આસપાસ ફરી વળ્યા. હું વિસ્મિત બની આસપાસ જોવા લાગ્યો. બદમાશ લાવાકાન મારી સામે જોઇ હસી રહ્યો હતો.

શત્રુઓના હાથમાં હું પુનઃ બંદીવાન થઇ ગયો હતો. સૈનિકોના પહેરા વચ્ચેજ મને એક સુસજ્જિત ઓરડામાં લઇ જવામાં આવ્યો. તે ઓરડામાં એક મોટો પ્રદીપ બળતો હતો અને તેના પ્રકાશથી આખો ઓરડો ઝળકી રહ્યો હતો. બે ચાર જણા ત્યાં બેસી ધુમ્રપાન કરી રહ્યા હતા. વચમાં જે માણસ બેઠો હતો તેનો રેશમી ચમકિત પોષાક જોઇ મેં તેને ઓળખી લીધો. જીવનમાં મેં તેને એક વાર જોયો હતો, છતાં તે મુખ હું વીસરી શક્યો નહોતો. તે દસ્યુપતિ હાજી અબુ સલામ હતો!

તેનાં ચક્ષુઓ સાથે મારાં ચક્ષુ મળતાંજ મારૂં સમસ્ત શરીર કંપી ઉઠ્યું; પરંતુ ક્ષણ માત્રમાં આત્મસંવરણ કરી હું સ્થિર ઉભો રહ્યો. હાજી અબુ સલામે મને ઓળખ્યો નથી, એમ મને લાગ્યું. મેં હલિમાના પ્રાણની રક્ષા કરી હતી એટલે મારી સાથે સારી ચાલ ચલાવવામાં આવશે એમ માન્યું, અને તેમ બને તો તે નર રાક્ષસના હાથમાંથી મુક્તિ મેળવવાને અડચણ પડશે નહિ એમ મારા મનને ખાત્રી થઇ. પરંતુ લાવાકાન–હાજી અબુ સલામનો વજીર મને બરાબર ઓળખતો હતો. તેની આંખમાં કેવી રીતે ધુળ નાખવી? તે તો મારી સામે જોઇ મનમાં ને મનમાં હરખ કરતો હતો!

હાજી અબુ સલામે હુક્કાની નળી બાજુએ મૂકી તીક્ષ્ણ દૃષ્ટિથી મારી સામે જોયું. તે સાથે તેના બે સાથીઓ પણ કરડી નજરે જોવા લાગ્યા. મધ્ય રાત્રિના ગંભીર વખતે અપરિચિત સ્થાનની અંદર આવા વિચિત્ર સ્થળમાં હું સ્તંભિત ભાવે ઉભો રહ્યો. મારા મ્હોડામાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ.

લાવાકાન આગળ આવ્યો અને મારા તરફ અંગુલી નિર્દેશ કરી હાજી અબુ સલામને કહેવા લાગ્યો:–"હે મહા પ્રતાપશાળી સહરાના સુલતાન! આપના શત્રુને જીવિત દશામાંજ આપની સમક્ષ હાજર કરવામાં આવ્યો છે."

સુલતાને ક્રોધપૂર્ણ સ્વરે કહ્યું:–"આપણાં ગુપ્ત રહસ્યનો ચોર!–શું આ માણસ છે? આટલા દિવસો બાદ પણ પકડાયો તો હવે તેને બરાબર સ્વાદ ચખાડો." પછી મારા સામે જોઇ તે કહેવા લાગ્યો:–"અય કાફર કુત્તા! તેં અમારી પ્રિય જન્મભૂમિને તારાં પગલાંથી અપવિત્ર કરી છે–અમારો સર્વનાશ કરવાને તું ગુપ્ત કપટ કારસ્થાન રચી રહ્યો છે. આજે તને તારા અપરાધનો બરાબર સ્વાદ ચખાડું છું."

મેં કહ્યું:–"હે મરૂપ્રદેશના શાસનકર્તા સુલતાન! હું પુનઃ આપના હાથમાં બંદીવાન થયો છું; પરંતુ આશા રાખું છું કે મારા તરફ અવિચારની દૃષ્ટિથી જોવામાં આવશે નહિ. બેદુઇન જાતિનું હૃદય સખ્ત હોવા છતાં તેઓ વીરપુરૂષ છે. નામર્દની માફક—"

"ખબરદાર, શયતાન! વધારે બોલતો નહિ. કીટકની માફક પગ તળે તને ચગદી નાખવાથીજ તારો ખરો ન્યાય થશે."

"ત્યારે શું નિરાશ્રય પથિકને વિના વાંકે ત્રાસ આપવામાંજ ખરૂં પુરૂષાર્થ અને ન્યાય છે?"

"નમકહરામ કુત્તા! તુંજ અમારા ગુપ્ત રહસ્યની ચોરી કરી ગયો છે. અમારા નાશની તુંજ તૈયારીઓ કરી રહ્યો છે. એકવાર અમારા હાથમાંથી છટકી ગયો–હવે છટકવાની આશા વ્યર્થ છે. તારા અવયવોને છિન્ન વિચ્છિન્ન કરી નાખી તેનાપર મીઠાનું પાણી છંટાવું છું!"

"આપ મારા પર જે આરોપ મુકો છો, તે સંપૂર્ણ મિથ્યા છે. આપની કોઇ પણ ચીજનું મેં અપહરણ કર્યું નથી. ઉલટો મેં તો આપના પર ઉપકાર કર્યો છે, તેનો મને આવો બદલો મળે છે! આજે આપની એક આશ્રિત રમણીનો ઉધ્ધાર કરી અહિં લઇ આવ્યો–તેના પ્રત્યુપકારમાં મારૂં સર્વાંગ છિન્ન વિચ્છિન્ન કરી નાખવાની દંડાજ્ઞા! અફસોસ!–"

"કઇ રમણીનો તેં ઉધ્ધાર કર્યો?"

લાવાકાન વચ્ચેજ બોલી ઉઠયો:–"ખુદાવંદ! તેનું નામ હલિમા છે. હલિમાએ મને કહ્યું છે કે, આ કાફર તેને ફોસલાવીને લઇ આવ્યો છે અને અહિંથી પણ તેવીજ રીતે ઉપાડી જઇ તેની સાથે નિકાહ કરવા માગે છે!"

લાવાકાનની વાત સાંભળી સુલતાન ક્રોધથી ગર્જના કરતો બોલી ઉઠયો:–"અરે નરાધમ! એક વિધર્મી થઇ અમારી રમણી ઉપર નજર નાખે છે! શિયાળ થઇ શેરની ગુફામાં હાથ નાખે છે?"

"નહિ હજૂર! તે જુઠું બોલે છે. મારા જીવને જોખમમાં નાખી મેં તેના પ્રાણની રક્ષા કરી છે. તેની સત્યતાની સાબીતી જોઈતી હોય તો તે રમણીનેજ અહિં બોલાવી પૂછી જુઓ."

"હું તેને પુછવાની કાંઈ જરૂરત જોતો નથી. શું મારો વજીર જુઠું બોલે છે? અમારી રમણીઓ તરફ તું સન્માનની નજરથી જોતો નથી, એનાં પુષ્કળ પ્રમાણો મને મળેલાં છે. તેં તેઓનાં મુખનાં દર્શન કરીને પણ અપમાન કરવામાં બાકી રાખ્યું નથી. અમારા દળની અધિષ્ઠાત્રી રમણી-સૂર્યનન્દિનીના નામથી જે ચરાચર વિશ્વમાં વિખ્યાત છે, તેની સાથે પણ તેં તેવો અસદ્ વ્યવહાર કર્યો છે. એટલુંજ નહિ, પણ તેના ગુપ્ત નિવાસ સ્થાનમાં પ્રવેશ કરી તેં તેની સાથે વાર્તાલાપ પણ કરેલ છે. તારા જેવા વિદેશી પાસે તેણે ગુપ્ત કથા કહી દીધી છે-અમારા ગુપ્ત રહસ્યનો ભેદ ખુલ્લો થઈ ગયો છે અને તેટલાજ માટે તું અમારૂં અનિષ્ટ કરવાના પ્રયત્નો આદરી રહ્યો છે."

"હજૂર, જો કે આપનાં ગુપ્ત રહસ્યનો કેટલોક અંશ હું જાણી ચૂક્યો છું, છતાં હજી સુધી મેં તે ગુપ્ત શક્તિનો પ્રયોગ કરી જોયો નથી. જે વાત ગુપ્ત છે, તે હંમેશને માટે મારી પાસે ગુપ્તજ રહેશે."

હાજી અબુ સલામનો એક સાથીદાર તેના કાનમાં કાંઈક બબડ્યો એટલે તેણે મને પૂછ્યું:-"તેં ગુપ્ત રહસ્યનો ભેદ કેટલો જાણ્યો છે, તે કહે."

"નહિ સાહેબ, જુબેદા પાસે મેં પ્રતિજ્ઞા કરી છે કે, પ્રાણ જાય તો બહેતર, પણ તે ગુપ્ત રહસ્યનો સ્ફોટ હું કોઈની પણ પાસે કરીશ નહિ."

"કદાચિત્ તારાપર રહમ લાવી અમે તને છોડી દઈએ-તારા પ્રાણનું દાન કરીએ તોપણ તું નહિ કહે?"

"ના આસફિયાનો સમસ્ત ધનભંડાર મળે તો પણ હું એ રહસ્ય ભેદનો ઉકેલ નહિ કરૂં."

"આસફિયાનો ધનભંડાર?! તે વિષે તું શું જાણે છે?"

"મરૂભૂમિમાં પ્રવાસ કરતી વખતે આસફિયાનાં અગણ્ય ધનરાશિ વિષેની વાતો મેં સાંભળેલી છે."

"બદમાશ, ત્યારે એમજ કહેને કે ગુપ્ત રહસ્ય વિષે તું કાંઈ જાણતોજ નથી. વારૂ, અમારી જાતિય સંપત્તિરૂપ જે ચીજ તું અપહરણ કરી ગયો છે તે ક્યાં છે? બતાવ નહિ તો—"

હું નીચું માથું રાખી સુલતાનના શબ્દો સાંભળતો હતો એટલામાં મારી આસપાસના પ્રહરીઓ ખસી ગયા. હાજી અબુ સલામનું વાક્ય અર્ધમાંથીજ બંધ રહી ગયું. હાજી અબુસલામનો કોઈ તિરસ્કાર કરતું હોય એવા શબ્દો મારા કર્ણપથપર અથડાયાઃ-"ચુપ રહે જંગલી! જો એક પણ શબ્દ વધારે બોલીશ તો ભીષણ અભિશાપ આપી તારી પાયમાલી કરી નાખીશ."

હાજી અબુ સલામને આવું ભયંકર વાક્ય સંભળાવી થરથરાવી દેનાર કોણ હતું? મરૂભૂમિમાં એવું કોઈ છે શું? એમ વિચારી મ્હોઢું ફેરવતાં મેં શું જોયું! એજ અપૂર્વ રમણી મૂર્તિ! એજ સુન્દરી કે જેની રૂપજ્યોતિથી સમસ્ત વિશ્વ પ્રકાશિત થઈ રહ્યું હતું. તેના સર્વાંગે હીરા-મોતીનાં આભૂષણો ઝળકી રહ્યાં હતાં. રમણી મંદગતિએ સુલતાનની નજીક ઉભી રહી. હાજી અબુ સલામ પવનથી કંપતી વેલની માફક થરથર કંપવા લાગ્યો. તેના દિલમાં સખ્ત આઘાત લાગ્યો હતો અને હમણાંજ પડી જશે કે શું એમ જણાતું હતું. જોત જોતામાં તેનો ક્રોધ શમી ગયો. ભયભીત બની વિસ્મિત દષ્ટિએ તે રમણીની મુખમુદ્રા તરફ જોઈ રહ્યો.

હું દિગ્મૂઢ બની આ બધો બનાવ જોતો નિર્વાક્ ઉભો રહ્યો. વિસ્મય, આનંદ અને ઉદ્દીપનાથી મારૂં હૃદય ઉછળી રહ્યું હતું. આ રમણી મારી હૃદયાન-દવિધાયિની-પ્રોનિમયા-મહિમમયી જુબેદા હતી! જુબેદાની હાજરીથી તે વિશાળ તંબુ રૂપજ્યોતિથી ચમકી રહ્યો.

(અપૂર્ણ).

---

# લોભી ગુરૂ ઔર લાલચુ ચેલા

## ગરદનેકી લાતોંસે ઠેલ ઠેલા.

લખનારઃ—રા. વ્રજલાલ ભગવાનલાલ.

(૧)

કુંડલાના સામા પાદરમાં ચાર લોભી અને લુચ્ચા સાધુએ પાસે પાસે રામજી મંદીર બનાવી રહેતા હતા. તેઓ ચારે જણ રતાંધળા હતા. અને સઘળું કામ દીવસના ભાગમાં આટોપી લેતા હતા.

એક ગરીબ કાઠી પોતાનું દેવું ભરપાઇ કરવા માટે બળદની જોડી વેચીને ઉપજેલા રૂ. ૧૦૦ ગાંઠે બાંધીને પોતાને ગામ જવા નીકળ્યો. સાથે જોખમ એટલે સામા પાદરમાં રાત રહ્યા શિવાય છુટકો નહોતો. રામજી મંદીરના ઓટલા ઉપર સુતો. બાવાજી બારી બંધ કરવા લાકડી ફેરવતા નીકળ્યા. કાઠીને સુતેલો જોઇ પુછ્યું, "કૌન હૈ?" કાઠીએ વાત કરી કે તે વટેમાર્ગુ છે, રાત પડી ગઇ છે અને સાથે જોખમ હોવાથી મુસાફરી કરવાનો વિચાર માંડી વાળી રાત રહેવાને માટે કયાંઇ સ્થળની તપાસમાં છે. જોખમનું નામ સાંભળી બાવાજીના કાન ચમકયા. બોલ્યા, "અચ્છા, રામજી મંદીરમેં ચલે આઓ, હમકુ દે દીજીએ ઔર ફજરમેં ચલતી બખત જોખમ મંગ લેના." કાઠી તો તેમ કરી અંદર સુતો પણ તેને ઉંઘ આવે નહીં. રાત્રે બાવાજીએ ઠાકોરજીને શયન કરાવતી વખતે પ્રાર્થના કરી કે આપકી કૃપાસે, મેરે પાસ રૂ. ૧૦૦ હૈ ઔર યે મુસાફરકા રૂ. ૧૦૦ મીલકે દોસો બન ગયે." એમ કહીને થેલી ઠાકોરજીને દેખાડી. કાઠી તો આ પ્રાર્થના સાંભળી ગભરાયો પણ કરે શું? જેમ તેમ કરીને સવાર પાડી. રસ્તે પડતાં તેણે રૂપીયા માગ્યા. બાવાજી તડુકયા "સાલે કમજાત! રાતકુ તુમકુ સોને દીયા ઔર આસરા દીયા ઇસકા યે ફલ? કયા ગલે પડતા હૈ? ચલા જા નહીં તો માર ખાયગા. કાઠી બિચારો કરે શું? તેનો કોઇ સાક્ષી નહોતો.

(૨)

વીલે મોંએ કાઠી ખડકી બહાર નીકળ્યો. પાદર આવતાં ભરવાડ મળ્યો. ભરવાડે પુછ્યું, "કેમ આપા. મોઢું કેમ ઉતરી ગયું છે?" કાઠીએ પોતાની વીતક વાત કહી સંભળાવી. ભરવાડ બાવાજીને સારી રીતે ઓળખતો હતો. તેની પોક મુકાવવા તાકડો રચ્યો. કાઠાને પોતાને ઘેર મોકલ્યો અને સાંજ સુધી ઘર બહાર નીકળવાની મના કરી. સાંજે જ્યારે ઢોર ચરાવીને ભરવાડ પાછો આવે ત્યારે બાવાજીની ગાય જ્યારે ખડકીમાં જાય ત્યારે ચુપચુપ ગાયની પછવાડે ઘુસી જઇ બાવાજીના રતાંધળા પણાનો લાભ લેવાને સુચના કરી.

સાંજે ભરવાડ ગાય લઇને આવ્યો ત્યારે બાવાજીને સાદ પાડયો. બાવાજીએ ખડકી ઉઘાડી. ચારે બાજુએ હાથ ફેરવવા માંડયા. પણ ગાયની પાછળજ વાંકો વળીને કાઠી અંદર ઘુસી ગયો. ભરવાડ ગાય દોહીને રવાના થયો. બાવાજી દુધનું વાસણ બેઉ હાથે ઉપાડી ઓરડો ઉઘાડી અંદર દાખલ થયા કે પાછળથી કાઠી પણ ઘુસ્યો અને ખુણામાં લપાઇ રહ્યો.

રામજી મંદીરની બધી ચોકસી કરી લીધા પછી છેવટની આરતી કરવા લાગ્યા. ઠાકોરજીને થેલી દેખાડી સ્તુતી કરી કે "આપકી બહોત કૃપા હુઇ કે બટવન મેં સૌ રૂપીએ સેં દો સૌ હો ગયે." કાઠીએ તો છલાંગ મારી અને થેલી ઝુંટવી લીધી અને આઘો ખસી ગયો. બાવાજી સમજ્યા કે ઠાકોરજીએ લઇ લીધી. તેણે કહ્યું કે "કયું, હમારી મશકરી કરતે હૈ, હમારા બટવન પીછે દે દો." પણ ઠાકોરજીને કયાં જીવ હતો કે જવાબ આપે. બાવાજી ફફડવા લાગ્યા અને પોતાના શિષ્ય ચેતનદાસની સલાહ લેવા લાકડી લઇ પાસેની ખડકીમાં ગયા.

(૩)

ચેતનદાસ પણ પોતાના ગુરૂ જેવો રતાંધળો હતો. ખડકી ઉઘડી કે તરતજ કાઠીભાઇ ઘુસી ગયા. બાવાજીએ પ્રથમથી તે ઇતી પર્યંત વાત કહી સંભળાવી. ચેતનદાસે પુછ્યું કે "પૈસે કહાં રખતે થે?

"બટવનમેં."

"ન રખીયે બટવનમેં, પરંતુ રખીયે ટોપનમેં."

ચેતનદાસ પોતાના પૈસા ટોપીમાં શીવી લેતો હતો અને કાયમ માથા ઉપર રાખતો હતો.

"દેખું તેરી ટોપન?"

"લ્યો ગુરૂ મહારાજ."

કાઠીને તો આટલીજવાર હતી. છલાંગ મારીને ટોપી લઇ લીધી. દરમ્યાન ગુરૂ મહારાજઃ—

"કહાં હૈ!"

"અભી તુમને લીયે ઔર ઝુંઠ કયું બોલતા હૈ!"

"નાહીં, હમને નહીં લીઇ."

બેઉ વચ્ચે રકઝક ચાલી. છેવટ ન્યાયને માટે ત્રીજી ખડકીમાં ગયા.

(૪)

રામદાસ તો પોતાના ગુરૂ તેમજ ગુરૂભાઇ જેવોજ હતો, બંને જણાએ ચોરી બાબત વીતક વાત કરી. કાઠીભાઇ પણ ઉભો ઉભો ફારસ જોયા કરે છે. રામદાસ કહેઃ—

"ન રખીયે બટવનમેં, ન રખીયે ટોપનમેં પરંતુ રખીએ ઘોડનમેં." ઘોડો પોલો હતો જેમાં જે પૈસા આવે તે તેમાં

બાવાજી અને ચેતનદાસ બોલ્યા.

"હયો."

જેવો ધોકા આપવા આગળ ધર્યો કે કાઠીભાઇએ ખેંચી લીધો, બાવાજી અને ચેતનદાસ ફાંફાં મારતા રહ્યા.

"કહાં હૈ તેરા ધોકન?"

"ગુરૂ મહારાજ હમને તો દે દીયા. તુમ જુઠ કયું બોલતે હો."

ત્રણે જણને તકરાર થઇ. બેઉ જણાના હાથ તપાસ્યાં હાથમાં કાંઇ નહેતું. હવે ત્રીજા શિષ્ય ગોરખનાથ પાસે ગયા.

(૫)

ગોરખનાથ પણ સેવોજ હતો. તેને વાત કહી. દરેક જણ પોતાની ગુમાવેલ પુંજી માટે વીલાપ કરતા હતા. હવે મધરાત થઇ હતી. સવાર પડે તો બધું સુઝે. ગોરખનાથ કહે.

"ન રખીયે બટવનમેં, ન રખીયે ટોપનમેં, ન રખીયે ધોકનમેં, કિંતુ રખીયે કોપીનમેં."

"દેખું કોપીન!" ત્રણે જણ સાથે બોલી ઉઠયા.

"લીઓ."

કોપીન આપવા હાથ લાંબો કર્યો કે કાઠીભાઇ છલાંગ મારી કોપીન ઝડપી ગયા.

"કહાં હૈ?" ત્રણેએ પુછયું.

"હમને તો નાહીં લી."

ગોરખનાથ ખીજાઇને બોલ્યો "સાલે તુમ સબ બદમાશ હો. જુઠી બાત કરકે હમકુ લુટ ગયે. અબ મેં કયા કરૂં?"

કાઠીભાઇ આ તમાસો જોવો પડતો મુકી ખડકીમાંથી બહાર નીકળી ગયો. ખડકી ઉધડી જોઇને બહારના ભાઢામાં ચરતું ગધેડું અંદર દાખલ થયું. ચારે જણા સમજ્યા કે ચોર આવ્યો ચારે જણાએ ગધેડાને એકેક પગ માર્યો. "સાલા અબ કહાં જાને વાલા હય હમકુ લુટ લીયા!" ગધેડું કયાં કોઇની ઓળખાણ રાખે તેમ હતું. તેણે ઉપરા ઉપર લાત ઝાડવા માંડી. બધાનાં મોઢાં રંગાઇ ગયાં. ગધેડું પોતાને રસ્તે પડયું. ચારે જણાં મનમાં સમજીને રહ્યા. ચોરતીના કોઠીમાં મોં સંતાડીને રૂએ તેમ સૌ સૌને ઠેકાણે પડી ગયા.

કહેવાની જરૂર નથી કે કાઠીભાઇએ યાદગીરી દાખલ બટવન, ટોપન, ધોકન અને કોપન રૂપીઆ એકસોની દક્ષીણા સાથે ભરવાડને અર્પણ કરી બાકીના ચારસો રૂપીઆ લઇ પોતાને ગામ ગયો. (સંપૂર્ણ)






સંગ્રાહકઃ—"પંચોળી"

પુરૂષ એક ગુણવાન, પેટ કે મુખ નહિ જેને,
અચરજ જેવું એક, પાય બે, પુરણ તેને.
આપે છે બે આંખ, શાખ શાણા જન માને,
રહે બોયરે રોજ, કદી ચડી બેસે કાને.
એ બેલી આંખ કાયાતણો, પુરણ છે પરમારથી,
સમસ્યા શાણાને સહેલ છે, મુરખ શીર ફોડે મથી.

(ચસમાં)

* * *

રાતે નર એકલો, દહાડે દસવીસ.
નર ઉપર નારી ચડે, નારી હલાવે શીશ.

(પનઘટ)

* * *

બાંધ્યા સપ્તનર તાંતણે, એવા નર વળી ચાર,
શાસ્ત્ર તણા આધારથી, થઇ તેની એક નાર.

(ચોરી)

* * *

તારી જાતનીએ જે વર્યો તે થાશે તુજ કંથ,
એ બતલાવો માનુની, માને મારૂં મન.

(ચુડો)

* * *

એક નારી આ વિશ્વમાં પાડે સૌને ત્રાસ
આઠ માસ છાની રહે રહે ચારે માસ

(ટાઢ)

* * *

સોપારી જેવડું સમરથ છે કરે ત્રણ ગામમાં તાન
આ ઉખાણું કહે તેને જાણું આકલવાન

(કાલું)

* * *

આવત જાવત કરત પુકારા મુખ નહિ પણ દંતજ સારા
બકરા કી માફક બડબડ ચાવે ઓ નર પંડીત કોન બતાવે?

(કરવત)

## તૈયાર છે! તૈયાર છે!

સિનેમાના લેખકો, પ્રોડયુસરો અને નવીન લેખકોને અતી કીંમતી.

# સિનાર્યો બુક

સિનાર્યો લખવાને માટે તૈયાર કરેલી છાપેલી કોરા પાનાની ચોપડી.

આંકેલા દરેક કોલમ-નંબર-સ્થળ-પાત્રો અને એક્ષન સાથે અનેક સીનેમેટોગ્રાફની બાબતોથી ભરપૂર લગભગ ૨૦૦ બસો સીનોનો સમાવેશ કરી શકાય તેવી હાથમાં રહી શકે તેવી નાજુક બુક.

ખાસ જાણીતા લેખકો અને ડાયરેકટરોના મત લઇને તૈયાર કરવામાં આવી છે.
— કિંમત માત્ર રૂ. ૨) પોસ્ટેજ જુદું.

## તૈયાર થાય છે

# સિનેમાની લેખનકળા

સિનાર્યો એટલે શું, વસ્તુને સીનાર્યોના આકારમાં કેમ મુકવી? સંકલના કેમ સાચવવી તેમજ સિનેમાની કેટલીક અટપટ બાબતો સાથે કેમેરાની કેટલીક ઓળખ આપતી એક અતિ કીંમતી બુક

## નવીન લેખકોને અતી કીંમતી.

આ ઉપરાંત જાણીતા કુશળ લેખકોના સીનાર્યોમાંના કેટલાક દષ્ટાંતરૂપી ઉતારા આપવામાં આવશે.

કીંમત. અગાઉથી ગ્રહાક થનારને માત્ર રૂ. ૧
પાછળથી રૂ. ૧॥

લખો મોજ-મજાહ કાર્યાલય ગીરગામ મુંબઈ નં ૪

---

## આવે છે—

# સીનેમા મેજેસ્ટીક
# સુદર્શન ફિલ્મ કું. કૃત




બંગાળના પ્રસિદ્ધ લેખક
રા. બકીંમ બાબુના મશ્હુર નોવેલ ઉપરથી ઉતારવામાં આવેલી એક મહાન ફીલ્મ

# દુર્ગેશ નન્દિની

શૌર્ય-પ્રેમ રહસ્ય અને પ્રહસનથી ભરપુર એક આકર્ષક વસ્તુ સાથે ઉમદા અભિનય

દેખાડવાની તારીખ જોતા રહો

બોમ્બે પ્રેસીડન્સીના મ્હોટાં શહેરો કરાંચી, અમદાવાદ, સુરત, ભરુચ, વડોદરા વિગેરે શહેરોમાં બુક થઇ ગઇ છે.

લખો:—

## સુદર્શન ફિલ્મ કું૦

ગ્રાન્ટરોડ મુંબઈ ૪.

(વધુ માટે જુઓ પાનુ ૨૨ મુ)

# "મોજ-મજાહ" નો મુરબ્બો.

રા. રા. ગોવીન્દજી નામ ગપાષ્ટકી પારકી પંચાતમાં વારંવાર માથું નાંખવા તૈયાર થઈ જતા. તેવણે એકવાર નાતમાં ચાર પાંચ જણાને મશ્કરીમાં હાથો હાથ પર જોયા. તેથી ગોવીન્દજી ( જેનાં દાંત ૪૦ વરસની લાંબી જીંદગી ભોગવ્યાથી પડી ગએલા હતા ) તે બોલ્યા, હમણાં હું જોઉં છું કે કેટલાક જુવાનોનાં શરીર નબળાં હોય છે તેનું કારણ એજ કે તેઓ મસ્તી તોફાનમાં આડી અવળી જગ્યાએ મારી દીએ છે તેથી વાગી જવાથી રોગ દાખલ થઇ શરિર નબળાં રહે છે.

એક જુવાન—અને સેંકડે ૪૦ ટકા જેના દાંત પડયા હોય છે તેઓના દાંત પારકી પંચાતમાં પડવાથી સામા માણસના તમાચા પડે તે ન ખમાવાથી પડી ગયા હોય છે અને તેથી-( સમજી ગયો )

* * *

કન્યા વિક્રય

મોટા બાપા—આજથી પંદર વરસ પછી તને ૧૫ હજાર રૂપિઆ મળશે.

દિકરો—કેમ ?

બાપ-કેમ શું તારે ઘેર દીકરી આવી ના !

* * *

મી. દેવશંકર દાળખાઉંને પોતાનાં વખાણ સાંભળવાં બહુ ગમતાં. તેવણ કુંવારા હતા. એક દીવસ તે પોતાની પડોશણ કસ્તુર કજીયાળી જેણીને ચાર પુત્રી છે તેની પાસે આગળ ડંફાસ હાંકવા બેઠા-

કસ્તુરબાઇ તમારા મણીઆને (દીકરો) આજ મેં દાખલો ગણી આપ્યો એટલે કહે છે કે, "દેવશંકર તમે બહુ હોશીયાર છો !" ( હસે છે )

કસ્તુર કજીયાળી-તમે કંઇ તેની વાત માનતા ભાનતા નહિ એ તો હમણાં છેકજ ફાટયો છે. સાવ જુઠું બોલે છે. ઘડી ઘડીમાં બધાને ગધેડા બનાવી પછી પોતે બહાર જઇ હસે છે. સુવર છેક ફાટયો છે ( એ પાણીએ વાલ ચડે નહિ ભાના )

* * *

મી. પ્રાણજીવન પતાસાંખાઉં સાસરે જમવા ગયા-મુગટો જરા મેલો હતો. લાડુ થોડો પડયો રહયો એટલે સાસુ કહે છે. "જો પડયો ન રખના નહિતર તમારી આંખે પાટા બાંધી ઉપડાવશું."

પ્રાણજીવન પતાસાંખાઉ—( હોંશીયારી બતાવવા ) પાટા લાવશો ક્યાંથી ? ( હસે છે ) ( પણ સાસુ તેનાથી ઓછી જાય તેવી ન હતી ) તમારા મુકટામાંથી આપણે રેશમી પાટા ફાડશું. ( મુગટા ક્યાં ચોકખો હતો ? )

* * *

મી. ગાંડાજી મખ્ખીચુસ ભાષણ આપવા ઉઠયા. તેઓ ભાષણ દરમીઆન બોલ્યા બંધુઓ, આપણમાં કુસંપ બહુ છે આપણે દરેક જણ સાથ ભાઇ તરીકે વર્તવું જોઇએ ( પછવાડેથી ) તમારા બાપ ને સસરો અને બનેવી આવ્યા છે તેનું કેમ ?

* * *

તેણી-સાંભળો છો કે ? આવતી ચોથને દીવસે આપણને પરણ્યા ને ૧૫ વરસ પુરાં થાય છે.

તે આપણે ત્રણ વરસ ધાર્યાં કરતાં વધારે જીવ્યાં !

( ગધેડું બાર વર્ષ જીવે છે )

મુસાફર બી. એ.

* * *

## મવાલીઓને ધંધે વળગાડવાનો કીમીયો.

સાંજના સાત વાગ્યા હતા. અંધારું થવા માંડયું હતું, વરસાદ ઝરમર ઝરમર આવતો હતો, ગોળપીઠા પાસેની શ્રીમન્ત પરશુરામ ગલીમાં મારા એક મિત્રને મળવા જતો હતો. મારા હાથમાં ઝગારા મારતી વીંટીથી લલચાઇ બે મવાલી મારી પછવાડે લાગ્યા મને તો બ્હીક લાગી. ગલીમાં આગળ જતાં વખતે મારી ઉપર હુમલો કરશે એમ લાગ્યું. મને બ્હીતો જોઇ મવાલીઓ મલકાવા લાગ્યા. હું ઉભો રહું તો તેઓ પણ ઉભા રહે. હું જરા ચાલું તો તેઓ પણ ચાલે, મને હૃદયમાં સ્ફુરણા થઇ. એક યુકિત સુઝી. અબ્બવાળાને વીંટી કાઢી લઇને ખીસામાં સેરવી દીધી અને કાદવમાં હાથ નાંખી જોવા લાગ્યો. મવાલી કહે "ક્યૌં ક્યા હૈ ?" મે રડવાનો ઢોંગ કરીને કહ્યું કે મેરી એક હજાર રૂપયે કી અંગ્રુસ્તરી કીચડમેં ગીર ગઇ હૈ. આજ મેરી જન્મગાંઠ થીએ મુઝે પહેનનેકો મીલીથી, ઓ ઢીલીથી ઉસ લીયે ઇધર ગીર ગઇ." એમ કરી તેઓના બોલવા ઉપર ધ્યાન ન આપતાં હું શોધવા મંડી ગયો. મવાલીએ વાત સાચી માની. તેઓ પણ શોધવા લાગ્યા. પીશાબનું બહાનું કાઢી પાસેની મુત્રીમાં જઇ બીજે રસ્તે બહાર પડયો અને મવાલીઓએ ક્યાં સુધી મહેનત કરી તે તેઓ જાણે

વાંચનાર, જો કોઇ મવાલી પછવાડે પડે તો આ નુસખો અજમાવવા જેવો છે.

વ્રજલાલ ભગવાનલાલ.

(વધુ માટે જુઓ પાનું ૨૨ મું.)

એજ વેશ્યાની હાજરીમા બાપની પાસે સંગીત વિદ્યા શીખવાની અભિરૂચિ દર્શાવે છે। રસમજરી પણ તિરસ્કારનો બદલો વાળવા કનકાવતીને પ્રભાવતી વેશ્યાને ત્યાં મોકલે છે। એક બાપ પોતાની રખાત વેશ્યાના કહેવા પ્રમાણે અંધ બની દીકરીને કસાઇખાનામાં મોકલે એ શું બનવા જોગ છે? તાત્પર્ય એ છે કે, વસ્તુ સંકલનાની યોજના કરતી વખતે કેવળ રંડીઓનું બજાર, ફોરાસ રોડની કાનમાઓના જલસા સિવાય બીજી કોઇ મહત્વની વાત તરફ ધ્યાન આપવામાં આવ્યું નથી નાટકના ત્રણે અંકના કુલ સત્તર પ્રવેશોમાંથી નવ પ્રવેશો પ્રેક્ષકને મુંબઇની અનીતિનાં અધમ ધામોનું દર્શન કરાવે છે।

બળભદ્ર નામના શ્રીમતે અનાથ હાલતમાં પ્રાણજીવનની પત્ની મગનાને આશ્રય આપ્યો છે તેજ બળભદ્રના પુત્ર અમીધરનું દર્શન પહેલવહેલું બીજા અંકના બીજા પ્રવેશમાં–પ્રભાવતી વેશ્યાના ઘરમાં થાય છે લેખકે પોતાનાજ શબ્દોમા અમીધરને 'સરકારી યુવક' કહ્યો છે સરકારી યુવકનું પ્રથમ દર્શન પ્રેક્ષકોને વેશ્યાના ઘરમાં કરાવી લેખકે સરકાર વિષયક પોતાના અજબ જ્ઞાનનો પરિચય કરાવ્યો છે। અમને લગે છે કે એવાજ યુવકોને ચાલુ જમાનામાં શિષ્ટ અને સરકારી યુવકો ગણવામાં આવતા હશે। અમીધર કનકાને કુટ્ટિણીના વિલાસમંદિરમાં જોઇ પ્રથમ દર્શનેજ આશક પડી જાય છે પ્રથમ દર્શને પ્રણય ઉત્પન્ન થયાના ઘણા ઉદાહરણો પાશ્ચાત્ય અને ભારતીય સાહિત્યમા મૌજુદ છે પણ આવી રીતે નહિ

અમીધર કનકા ઉપર આશક પડે એટલે લેખક કનકાને સંયમી ચીતરવાનો પ્રયત્ન કરતાં તેને મુખે એમ કહેવડાવે છે કે હું ધર્મ વિરૂધ્ધ વર્તવાની નથી' અમીધરને મુખે કહેવડાવવામા આવે છે, 'હું તમને અધમ દશામાંથી બચાવીશ' આવી રીતે એ પ્રસંગે કનકાને સંયમી દૃઢ મનની અને મનોનિગ્રહી ચીતરવાનો પ્રયત્ન કરવામાં આવેલો હોવા છતાં તે એ પ્રસંગે જે ગાયન ગાય છે તે એક સંયમી બાળિકાના મુખમાં ભાગ્યેજ શોભે છે।

આને કેવા પ્રકારનું પાત્રાલેખન કહેવું? વસ્તુ સંકલના કરતાં પણ પાત્રાલેખન વિશેષ નિકૃષ્ટ છે અર્થાત્ નાટકના બે મુખ્ય અંગો શા શબ્દોને સાધ્ય નહિ હોવાથીજ તેમનું આ નાટક નિરાશાજનક નીવડ્યું છે 'કમળી કળી'ને 'ગટરનું ગુલાબ' બનાવવાના પ્રયત્નમાં લેખકને સંપૂર્ણ નિષ્ફળતા મળી છે

પાત્રાલેખન, વસ્તુ સંકલના જેટલુંજ મહત્વ ધરાવે છે નાટક કિંવા નવલના પાત્રો કલ્પનાના પુતળા છે એમ સમજી નાટકકાર કિંવા નવલકથાકાર મદારીની માફક તેને સ્વેચ્છાનુસાર ખેલાવે છે તો કૃતિ નિરાશાજનક નીવડે છે પાત્રોને સજીવ રૂપ આપવાનો પ્રયત્ન કરી સ્વાભાવિકતાનો ભંગ ન થાય એ તરફ દરેક ચતુર લેખક લક્ષ્ય આપે છે કળાબાજ લેખક જીવનના સામાન્યમાં સામાન્ય પ્રસંગોને પણ અસ્વાભાવિકતાના દોષથી મુક્ત રાખી વાસ્તવ રૂપમાં ઘણી આકર્ષક શૈલીથી રજૂ કરે છે

# બાબુલનાથનાં દર્શન

આ દેશનાં સહુ ભિખુઓની હાજરી દેખાય ત્યાં,
બાકી હશે કે ના કદાપિ તેહુ શંકા થાય ત્યાં,
વળી પાપનો વેપાર બધો ધીકતો દેખાય છે,
જે દાન આપી તેજ પાછું પાછી ત્યાં લેવાય છે,
ભીક્ષા અને પાકીટ સહુ બે હાથની સંભાળતા,
કારણ દંભી ભક્તને પણ કોક નજરે ભાળતા,
વિખ્યાતતા વળી દેશની પણ કોક નયને નિરખતા,
કો દર્શના કરે દેવના કો અન્યને અવલોકતા,
સાધુના આસનો ગયતાન "મોજ-મજાહ" કરે,
કારણ અમારી અવશ્યતા તેહુને દેખાય છે,
ઢોંગીઓ પાખંડીઓ ને દંભીઓ પુજાર છે,
તે દેશની મુક્તિ પ્રભુ આ રંક બાળક ચ્હાય છે,

વેલજી કેશવજી જોષી.



# સીનેમાના સમાચાર

લખનાર—રા. ચિત્રપટ

**નવીન ફિલ્મ—**

**દુલારી**—સરસ્વતી ફિલ્મ કું. નું ઐતિહાસિક ચિત્રપટ. લેખક તથા ડાયરેક્ટર મી. મણીલાલ કે. જોશી. કેમેરામેન મી. કરંદીકર.

વસ્તુ—મી. જોશીએ આ ચિત્રપટને ઐતિહાસિક તરીકે ઓળખાવ્યું છે; પરંતુ ઇતિહાસનાં પાનાં ઉથલાવતાં અમારી નજરે તેવું એક પણ દૃશ્ય પડ્યું નથી. બાકી વર્તમાન સમયનાં કેટલાંક દૃષ્ટાંતો મેળવી તેમણે જે વસ્તુસંકલના યોજી છે તે માટે તેમને ધન્યવાદ આપી શકાય.

રજવાડાઓમાં થતી છોકરાંની અદલાબદલી, કુટીલ કારભારીનાં કારસ્તાન, હલકા સંસ્કારના વિલાસપ્રિય રાજાઓનો કારભાર વગેરે અનેક સચોટ દાખલા તેમણે રજુ કર્યાં છે. વસ્તુસંકલના, જો કે કેટલીક કાપકુપથી તુટવાનો સંભવ હોવા છતાં એમ ન થતાં સરળ ચાલી જાય છે, અને પ્રેક્ષકો સારી રીતે સમજી શકે છે. માત્ર સારની ચોપડી વાંચતાં ફરક એટલોજ માલુમ પડે છે કે દેવનગરના રાજા દુલ્હનસિંહે દુલારીને મેળવવા નગરજનોને કેદ કરી દુલારીને રખાત તરીકેની માગણી કરી હતી, અને તેમ બન્યું હોત તો વસ્તુ બળવાન બની પ્રેક્ષકો ઉપર સારી છાપ પાડત. વિશેષમાં આ ફિલ્મમાં પણ બીજી કંપનીઓ માફક 'દે માર' ના સિધ્ધાંતને વિશેષ મહત્વ આપેલું જણાઇ આવે છે. અમારા નમ્ર મત મુજબ મુખ્યત્વે કરીને પ્રાસંગિક સ્થળેજ મારામારીનાં દૃશ્યો બતાવ્યાં હોત તો ઠીક થાત. નગર જનોના સિનો પણ બે-પાંચની હાજરીમાં બતાવી દેવામાં આવ્યા છે. તે સિવાય મુખ્ય વાંધા ભરેલી બાબત તો એ છે કે, છેલ્લા સિનમાં ખરો વારસ ક્ષત્રિજો નીકળે છે. એ હિસાબે દુલારી અને પ્રતીણચંદનો સંબંધ ભાઇ બ્હેનનો થાય. રજપૂતોમાં શું તેવા વિવાહ થઇ શકે છે?

**ફોટોગ્રાફી**—મી. કરંદીકર એક જુના જોગી છે. તેઓ આર્ટીસ્ટ સાથે ફોટોગ્રાફર છે. કહેવાય છે કે, તેમણે કોહિનુર, ભારત ફિલ્મ કું વગેરેમાં કામ કર્યું છે. તેમની ફોટોગ્રાફી જોતાં અને લેવાયેલા એંગલો ટ્રીકો તથા ક્લોઝઅપોથી અમોને ખાતરી થઇ છે કે મી. કરંદીકર ભવિષ્યમાં એક સારા ફોટોગ્રાફરની ગણનામાં આવી જશે. તેમની આવી સરસ ફોટોગ્રાફી માટે અમો તેમને ધન્યવાદ આપીએ છીએ.

**અભિનય**—મ્હોઢા ઉપરના ભાવો અને આદર્શ એક્ટીંગ આ ચિત્રપટમાં દરેકને ઉત્તમ રીતે અપાયેલાં દેખાય છે. દુલારીથી લઇને છેક દુલ્હનસિંહ સુધીની બધી કેરેક્ટરો અચ્છી રીતે પોતાનું કામ કરે છે. મી. ઉદરાડીયા તેઓના આગલા દરેક ચિત્રપટ કરતાં આમાં કંઇ ઓર દીપી નીકળ્યા છે જ્યારે મીસ ઝીલુ એક અદેખી રાણીનું કામ પુર છટાથી કરી રહી છે. મીસ પુતલી દુલારી તરીકે ઠીક દીપે છે પણ તેમાં જરા વધુ ચેતન હોત તો કંઇ ઓર છાપ પડત. મી. યુસુફ વીરા તરીકે પોતાનું ખરું વીરત્વ દેખાડતોજ જાય છે. જ્યારે મી. એલીઝર, બાબુરાવ અને વકીલને પણ તેમના કામ માટે અમો ભૂલી શકતા નથી. એકંદરે આ ફિલ્મ સફળ નિવડી કહેવાય.

**નવીન ખબરો—**

**કોહીનુર ફિલ્મ કું.**—લીમીટેડની લાઇનમાં આવતી જાય છે. પૃથ્વી પુત્ર તા. ૪ થી સુધીમાં તૈયાર થઇ શક્યો નથી. કદાચ મી. હોમી માસ્તર સીક હતા, તેથી ઢીલ થઇ હોય તો તે વાસ્તવિક છે. સાંભળવા પ્રમાણે હવે કંપની ડબલ ડાયરેક્ટર અને કેમેરામેન રાખી મહિનામાં બે ચિત્રપટ તૈયાર કરવા ઇચ્છા રાખે છે. હાલના સંજોગો જોતાં તેવી યોજના વિશેષ ફલદાયી નીવડે એવું અમારૂં માનવું છે.

**કૃષ્ણ ફિલ્મ કું.**—કહેવાય છે કે સ્ટાર પાસેથી લાંબી મુદતના એગ્રીમેન્ટ કરાવવાનું કામ હાલ મુલતવી રહ્યું છે. કૃષ્ણ નગર માટે જોઇતી જમીનની જગ્યા દીવાળી બાદ નક્કી થશે. સાંભળવા પ્રમાણે મી. માણેકલાલ પોતાની પ્રેક્ટીસ વધારવા બ્હારગામ ઉપડી જનાર છે. તેઓની સફર અમો સફળ ઇચ્છીએ છીએ.

**શારદા**—શ્રી શારદા ફીલ્મ કંપનીની સ્થાપનાને ગઇ પહેલી [illegible]રીએ એક [illegible] પૂરું થયું છે આટલા જુજ વખતમાં પણ

તેણે નીચે પ્રમાણે ફિલમો બહાર પાડી છેઃ—

| ફીલમ | ડાયરેક્ટર |
|---|---|
| ૧ બાજીરાવ મસ્તાની | એન. બી. દેસાઇ |
| ૨ સૌરાષ્ટ્ર વીર | ,, |
| ૩ યૌવન ચક્ર | નવલ ગાંધી |
| ૪ વસંત બાળા | એન. બી દેસાઇ |
| ૫ દગાબાજ દુનિયા | હરિહર "દિવાના." |
| ૬ અજબ કુમારી | મણિલાલ જોશી |
| ૭ રત્નમંજરી | ,, |
| ૮ જંગલની જડીબુટ્ટી | ,, |
| ૯ ગુલ્હિયલ ગુલાબ | હરિહર "દિવાના" |
| ૧૦ મદનકળા | ,, |
| ૧૧ કાલિકા મૂર્તિ | મી. ભાવે |

આવી રીતે ૧૧ ફીલમો બે અને ત્રણ અઠવાડીયાં રશ સાથે પ્રજા સમક્ષ આવી ગઇ છે જ્યારેઃ

૧૨ પોલ ( ઘર જમાઇ ) ધનજીભાઇ

૧૩ ભુજબળથી ભાગ્યપરિક્ષા (આઇડિયલ પીક્ચર્સ કોર્પોરેશન) એમ કુલે સ્ટુડિયોમાંથી ૧૩ તૈયાર થઇ ગઇ છે અને વિજ્યા દશમીએ કરેલા કેંકીંગ મુહૂર્તથી હિસાબ ગણીએ તો હજુ વિજ્યા દશમીને જ્યારે ૧ મહિનો ને ૧૦ દિવસની વાર છે ત્યારે તેઓએ આવતી કાલે એટલે તા. ૬-૧૦-૨૬ ને રોજ બે સ્ટુડિયોમાં-(૧) દિલારામ (૨) ફુસાને અજાયબ એમ બે ફિલ્મનું મુહૂર્ત કરવાનો નિશ્ચય કર્યો છે એમ સંભળાય છે.

ઉપરનો હિસાબ જોતાં આ ઉત્સાહી જુવાનીયાઓએ ૧ મહિને ૧। ફીલમની પાડેલી સરાસરી આજ દિવસ સુધીના સિનેમા હુન્નરમાં એક રેકર્ડ સમાન છે.

માત્ર સંખ્યા તરફજ ન જોતાં-જૂના જોગીઓને પણ પોતાના દેમાર-પીરતોલીઆ સિધ્ધાંતને અનુસરનારા કરી, નવી વેરાઇટી દાખલ કરી, શારદા ફીલ્મ કંપનીએ પોતાનું નોખું-સ્વતંત્ર વ્યક્તિત્વ સ્થાપિત કર્યું છે એ સર્વમાન્ય વાત છે.

આ સરવાયું રજુ કર્યા પછી તેના જુવાનીયા માલેકો મી. નાનુભાઇ દેસાઇ તથા ભોગીલાલ દવેને અમારી એટલીજ ભલામણ છે કે હિન્દીઓના હમેશના નીયમ પ્રમાણે "આરંભશુરા" થઇ પછી કુંભકર્ણની ઉંઘમાં ન પડતાં બીજા વર્ષમાં પણ કંઇક નવુંજ કરી બતાવે.

પાયોનિયર—કર્મયોગ તૈયાર થઇ ગયો છે. જેમાં મી. પાટણકરે મરહુમ લોકમાન્ય તીલકને જેલમાં ગીતા લખતા બતાવ્યા છે. જ્યારે વિદ્યારણ્ય યાને કચ-દેવયાનીની શરૂઆત થઇ ગઇ છે. મી. પાટણકર હવે પાછા જુનાં પોતેજ કાઢેલાં ચિત્રપટો કાઢવા લાગ્યા છે. અમો ઇચ્છીએ છીએ કે કંઇ નવીન ભાવના સાથે ઉત્તમ ચિત્રપટો કાઢવા પ્રયત્ન કરે તો વધારે સારૂં.

રોયલ આર્ટ સ્ટુડીયો—સાંભળવા પ્રમાણે ઇંપીરીયલ સિનેમાના માલેક મી. મહમદઅલી જે. પી. અને સીનેમા મેજેસ્ટીકના માલેક મી. અરદેશર ઇરાની અને કોહીનુરના માજી એજન્ટ મેસર્સ બચુભાઇ મગુભાઇ આ ત્રણે મળીને ખરીદી લેશે. આજકાલ સર્વે બાબતોનો નિકાલ આવી જશે તેમના ડાયરેક્ટર તરીકે મી. ભવનાનીને ચૂંટવામાં આવશે અને કેમેરામેનમાં મી. અરદેશર ઇરાની પોતે જો કે એક કુશળ કેમેરામેન છે છતાં મી. દાબકેને પણ મદદમાં લેશે એવો સંભવ છે.

સુદર્શન ફિલ્મ કંપની—તેના ભાગીદારોએ ઉપાડેલી અનેક વ્યાધીઓથી જરા ચકકર આરતે ચાલે છે. પણ આ અઠવાડીયામાં દુર્ગેશનન્દિની પુરૂં થઇ જવા સંભવ છે.

આઇડીયલ પીક્ચર કોરપોરેશનને શારદા પુર્ણ મદદ કરી રહી છે અને કેટલાક અનુભવીઓની કીમતી સલાહથી એક આઇડીયલ અને વિર્યવાન પીક્ચર બહાર પડવાની વકકી રખાય છે.

વન્દે માતરમ ફિલ્મ કું. નું ચિત્રપટ અનેક ઉપાધીમાં ઘેરાયલું દીસે છે. સેન્સર માબાપના સપાટામાંથી હજુ મુક્ત થયું નથી. પણ કાતરના અનેક ઘાથી જખમી થઇને તે બહાર પડનાર છે એમ સંભળાય છે. કૃષ્ણવાળા પણ ઘણીજ કીમતી મદદ કરે છે.

મુંબઇની મોહજાળ!—એક સામાજીક પીક્ચર નામે "મુંબઇની મોહજાળ" કમાંક ખુણે ખાંચરે તૈયાર થાય છે. મુંબઇની મોહિનીના લેખક વૈદકની વાટ ભુલી સીનેમાની સાઇડ લાઇનમાંથી પસાર થતા જણાય છે. આ ભાઇનું ચિત્ર સારૂં નીકળે તેવી અમો પ્રાર્થના કરીએ છીએ.

માદન થીયેટર્સ લી.—કલકત્તાની પ્રખ્યાત માદન ફિલ્મ કું.નાં ચાર દેશી ચિત્રપટો આવી પહોંચ્યાં છે અને થોડા વખતમાંજ અત્રેના ગ્લોબ સિનેમામાં બતાવવામાં આવનાર છે. સૌથી પહેલું ચિત્રપટ "રેશકી ડેસ"ની કોમેડી હીંદી ટાઇટલો સાથે રજુ કરવામાં આવનાર છે. આ ચિત્રપટની વસ્તુ અત્રે અગાઉ ખેલ ભજવતી બ્રિટાનીયા નાટક મંડળીના 'મર ફરોશ'ના ખેલના કોમિક પરથી ઉપજાવી કઢાડવામાં આવી છે અને તેની અંદર કલકત્તાની રેસ કોર્સના તેમજ અત્રેના રિપન થિયેટર તેમજ ગોખલેની હોટેલના સિનો પણ ઉતારવામાં આવ્યા છે. આ ફિલમમાં મુખ્ય કામ મુંબઇના માનીતા નટ માસ્તર મોહન તથા મી. સુરજરામ કર્યું છે. ત્યાર પછી "ધર્મપત્ની" નામની સામાજીક ફીલમ રજુ કરનાર છે, જેમાં મીસ પેશનસ કુપર મુખ્ય ભાગ ભજવે છે.

કાઉન સિનેમા (યુનીવર્સલ પિક્ચર હાઉસ)—ગોળપીઠા પર થોડુંક થયાં ઉઘડેલા આ નવિન સિનેમાએ ઇંગ્લીશ પિક્ચરો સાથે દેશી પિક્ચરો બતાવીને પણ લોકોનો સારો ચાહ મેળવ્યો છે. વળી સિરીયલોના શોખીનો જાણીને ખુશ થશે કે અત્રેની યુનીવર્સલ પિક્ચર કોરપોરેશનનાં ફર્સ્ટ રન ડ્રામાઓ તથા સિરિયલો ઉક્ત સિનેમા હવે પછી રજુ કરનાર છે.

મેજેસ્ટીક—સરસ્વતિ ફિલ્મ કૃત "દુલારી" બીજું અઠવાડીયું ચાલુ છે.

કૃષ્ણ—શારદા કૃત-સુવર્ણ કમલ અને કાલિકા મૂર્તિ ચાલુ છે.

ઇમ્પીરીયલ—કોહિનૂર કૃત-ટેલીફોનની તરુણી

ગ્લોબ—એડીપોલોનો બીજો હપતો તથા હેરોલ્ડ લોઇડની કોમીક.

ક્રાઉન—હેરોલ્ડ લોઇડ 'શરમાળ'ની કોમેડી.

**ખાસ અમારા વાંચકોનો અભિપ્રાય.—'સીનેમાના સ્ટેજ ઉપર અપાતો હિન્દી નાચ." "તેના ફાયદા અને ગેરફાયદા."** આ મનનીય લેખ અમારા આવતા અંકમાં આપવામાં આવશે.

* * *

પ્રસિધ્ધ અમેરિકન નટ મી. વીલ રોજર્સ હાલમાં લંડન ગયેલ છે, અને તેના અભિનયની ત્યાં બહુ પ્રશંસા કરવામાં આવે છે.

* * *

લંડન અને તેની આસપાસનાં પરાંઓમાં બધાં મળી અઢીસોથી ત્રણસો સિનેમા થિયેટરો છે. પહેલાં રવિવારે ફિલ્મો બતાવવામાં આવતી નહોતી, પણ કેટલાક વખત પહેલાં જેમ આપણે ત્યાં દુકાનદારો અમાસના વારા કરી તેના પૈસા ધર્માદામાં નાખી દુકાનો ખુલ્લી રાખે છે, તેવીજ વ્યવસ્થા ત્યાં પણ કરવામાં આવી છે. હાલમાં દર રવિવારે લંડનમાં બે લાખ માણસો સિનેમા જોવા જાય છે. અને દર વર્ષે આ રવિવારની આવકમાંથી ત્યાંના સિનેમાવાળાઓ સીતેરથી એંસી હજાર પાઉંડ દાન કરે છે.

* * *

એમિલ બોરિઓ એક હાસ્યરસનો પ્રખ્યાત નટ છે હાલમાં તેણે એક નિશાળ ઉઘાડી છે અને તેમાં મ્હોડાના જુદા જુદા ભાવ શિખડાવવામાં આવે છે ફ્રેંચ નટો કહે છે કે, અમેરિકન નટો બરાબર ભાવ બતાવી શકતા નથી અને તેટલા માટેજ મી. એમિલે આ અભાવ દૂર કરવા નિશાળ કહાડી છે.

* * *

મૉસ્કોની અંદર મજુરોની આઠસો કલબ છે. દરેક કલબની સાથે એક એક ન્હાનું થિયેટર હોય છે કે જેની અંદર તેઓ સિનેમાની મોજ ભોગવી શકે છે.

* * *

દક્ષિણ કેલીફોર્નિયામાં વ્યવસાયને માટે ખાસ સિંહો પાળવામાં આવે છે અને ફિલ્મોના સિન માટે ત્યાંથીજ સિંહોને ભાડેથી લઇ આવવામાં આવે છે. કહેવામાં આવે છે કે, આવા એકેક સિંહનું ભાડું દર વખતે તેઓને ચારસો પાઉંડ આવે છે.

* * *

## અર્ધપત્રીઓ ખબર.

રા. આદિત્ય-સ્થળ સંકોચને લીધે મુલતવી. આવતા અંકમાં

રા. સત્યપ્રિય- ... ...

# ખૂબસૂરતીનું ખપ્પર

યાને

## ચાલુ જમાનાની ચુડેલ!

( ડિટેક્ટિવ નવલકથા )

લખનારઃ–શ્રી. ગુપ્તદૂત

---

### પ્રકરણ ૧૨ મું.

( ગયા અંકથી ચાલુ )

ક્રોધની અતિશય ઉતેજનાથી ચંદ્રકાન્તનું મ્હોં લાલચોળ બની ગયું હતું. ગર્જના જેવા અવાજથી તે બોલી ઉઠયો, "એ વાત ઉપર હું વિશ્વાસ મૂકી શકતો નથી. તમે બન્ને મ્હને છેતરતાં હો એમજ હું માનું છું."

મોહિનીએ ગંભીર સ્વરે કહ્યું; "તમારી આ માન્યતા તદ્દન ખોટી છે."

ચંદ્રકાન્તે ક્રોધ પૂર્ણસ્વરે કહ્યું, "ના–ના, મ્હારી માન્યતા ખરી છે; તમારી બન્નેની વાત હું ખરી માનતો નથી. તમે બન્ને એક બીજાના પ્રેમમાં પડેલાં છો."

મોહિની ગર્જના કરી બોલી ઉઠી, "આ હડહડતી જુઠી વાત છે."

"હજી પણ કહું છું કે, હું તમારી વાત સાચી માનતો નથી. તમે બન્ને જણાં અસત્યવાદી છો."

"જો તમારો સન્દેહ દૂર ન થતો હોય તો હું અહીંથી વિદાય થાઉં છું. તમારા જેવા વહેમી માણસ સાથે હું વિશેષ વાત કરવા ઇચ્છતી નથી." આમ કહી મોહિની સમ્રાજ્ઞીની માફક ધીમાં પગલાં ભરતી એ સ્થળેથી ચાલી ગઈ બીજેજ ક્ષણે તેની મોટરના ભુંગળાંનો અવાજ સંભળાયો.

સુંદરલાલ નીચું જોઈ ઉભો રહ્યો હતો; પણ ચંદ્રકાન્ત વાઘના જેવી સળગતી આંખોએ તેના તરફ જોઈ રહ્યો હતો. અંતે તેણે કહ્યું, "સુંદરલાલ! તું શું કહેવા માગે છે?"

"કાંઇજ નહિ." વિરક્ત ભાવથી સુંદરલાલે કહ્યું,

"ત્હારા આવા ઉત્તરથી મ્હારા મનનું સમાધાન થઈ શકે તેમ નથી."

"ચંદ્રકાન્ત! તું જાણે છે; છતાં એની એ વાત શા માટે મ્હને પુછે છે? મોહિની સંબંધી હું તને કાંઇ કહી શકું તેમ નથી; હું નિરૂપાય છું."

"જાણી જોઇ તું મ્હારો સન્દેહ વધારે એ વ્યાજબી નથી."

"પરંતુ ગમે એવા સંયોગોમાં મોહિની સંબંધી મ્હારાથી તને કાંઇ કહી શકાય એમ નથી."

"તું મોહિનીને ચાહે છે!"

સુંદરલાલે વિકટ સ્વરે કહ્યું, "હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, મ્હારા અંતઃકરણથી હું મોહિનીને ધિક્કારું છું. એના સંબંધી મ્હારો વિચાર કેવો છે એ હું પ્રથમથી તને કહી ચુક્યો છું."

"હજી પણ તું એનીજ વાત કહે છે?"

"હા."

ચંદ્રકાન્ત ચુપ રહ્યો. થોડા સમય પછી આત્મસંવરણ કરી તેણે કહ્યું, "બાપ! એકાએક અકળાઇ જઈ મેં ઘણો અન્યાય કર્યો છે. તું માઠું લગાડીશ નહિ. હું એમ જાણી ચુક્યો છું કે,

મોહિની સંબંધી તું ઘણી હકીકત જાણે છે. મોહિની ત્હારી પાસે શા માટે આવી હતી ?"

સુંદરલાલે થોડા સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી કહ્યું, "ભાઈ ચંદ્રકાન્ત! તું મ્હારો બાલ્યબંધુ છે, હું તને અભિન્ન હૃદય સ્નેહી સમજતો હોવા છતાં ત્હેં જે પ્રશ્ન પૂછ્યો છે એ પ્રશ્નનો ઉત્તર હું આપી શકું તેમ નથી. જો એ ગુપ્ત હકીકત કહી શકાય એમ હોત તો મ્હેં ઘણા દિવસ અગાઉથી તને કહી હોત. એ સંબંધી તું મ્હને વિશેષ પૂછપરછ કરીશ નહિ. તું કેવળ એટલું જાણી રાખ કે, હું મોહિનીને ચાહતો નથી—"

"મ્હારા મ્હોટાભાઈ સાથે મોહિનીની પિછાન હતી એ તું જાણે છે ?" ચંદ્રકાન્તે પૂછ્યું.

આશ્ચર્ય પામી સુંદરલાલ બોલી ઉઠ્યો, "ત્યારે એ વાત તું પણ જાણે છે કે ?"

"ના, હમણાં મ્હેં એવી વાત સાંભળી છે."

"કોણે તને એ વાત કહી છે ?"

"એ જાણવાથી તને શો લાભ છે ? વાત ખરી છે કે ખોટી એટલુંજ હું જાણવા માગું છું."

"એ સંબંધી હું શું જાણું ? હું કાંઈ જાણતો નથી."

"તું ખોટું બોલે છે."

"હું કદાચ જાણતો હોઉં તો પણ કાંઈ કહી શકું તેમ નથી."

ચંદ્રકાન્ત ચુપ થઈ ગયો. ઘણા સમય સુધી તે ચુપકીદીથી ઉભો રહ્યો. પછી તેણે કહ્યું, "હું જાઉં છું. આપણી મિત્રતામાં કાંઈ ફરક નહિ આવે."

સુંદરલાલે ચંદ્રકાન્તનો હાથ પકડી કહ્યું, "ભાઈ! ત્હારૂં અંતઃકરણ મ્હારાથી અજાણ્યું નથી."

થોડા સમય સુધી બન્નેએ આડી અવળી વાતચિત કરી પછી ચંદ્રકાન્ત ઘર તરફ વિદાય થયો.

ચંદ્રકાન્ત ઘેર ગયો એટલે નોકરે તેના હાથમાં એક પત્ર મૂક્યો. ચંદ્રકાન્ત મોહિનીના હસ્તાક્ષર ઓળખી કંપી ઉઠ્યો.

પ્રથમ તો પત્ર નહિ ખોલવાનો તેણે વિચાર કર્યો. ઘણા સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી તેણે પત્ર ખોલી વાંચ્યો.

"જ્યારે તમને મ્હારે માટે સન્દેહ ઉપજ્યો છે ત્યારે હવે મ્હેં મુંબઈથી વિદાય થઈ જવાનો નિશ્ચય કર્યો છે. જો કદાચ પત્ર લખવાની ઇચ્છા થાય તો પુના કૅમ્પને શિરનામે લખજો, જેથી મ્હને મળી શકશે."

ચંદ્રકાન્તે એ પત્રના કડકા કરી નાખ્યા; છતાં તેનું મન સંતુષ્ટ થયું નહિ, દીવાસળી સળગાવી તેણે એ કડકા બાળી નાખ્યા.



## પ્રકરણ ૨૩ મું.

### ટ્રેનમાં ત્રિપુટીનું તરકટ

નાશિકમાં એક વિસ્તૃત ધર્મશાળા હોઈ, એમાં રાતદિવસ ઘણા ઉતારૂઓની અવજા રહેતી હતી. જે દિવસે સુંદરલાલને ત્યાં ચંદ્રકાન્ત અને સુંદરલાલ વચ્ચે વિવાદ થવાની તૈયારી હતી તેજ દિવસે આપણા કેટલાક પરિચિત માણસો નાશિકના ઉપરોક્ત ધર્મશાળામાં એકઠા થયા હતા. એ માણસોમાં એક છબિલદાસ, બીજો બિહારીલાલ અને ત્રીજો સત્યાનંદ હતો.

સત્યાનંદે પોતાનો ભગવા રંગનો પહેરવેશ કાયમ રાખ્યો હતો; પરંતુ છબિલદાસ તથા બિહારીલાલનો પહેલાનો મલિન વેશ બદલાઈ ગયો હતો. બિહારીલાલે વૃદ્ધ મારવાડીનો વેશ ધારણ કર્યો હતો ત્યારે છબિલદાસનો વેશ એક ગુજરાતી મોજીલા જવાનને છાજે એવો હતો. એના પોશાકના ઠાઠમાઠથી તે લક્ષ્મીનો વરપુત્ર હોય એવો અજાણ્યા માણસને ભાસ થવાનો સંપૂર્ણ સંભવ હતો. સત્યાનંદે આ વખતે વધારામાં પોતાની પાસે એક મ્હોટો ચીપીઓ રાખ્યો હતો !

એ ત્રિપુટી એકજ દિવસે એક સમયે ધર્મશાળામાં એકઠી થઈ નહોતી. ત્રણે જણા જૂદા જૂદા દિવસે ધર્મશાળામાં આવ્યા હતા. વળી તેઓ એકબીજાથી તદ્દન અજાણ્યા હોય એવા ભાવથી ધર્મશાળામાં રહેતા હતા. ધર્મશાળામાંજ તેમની પહેલવહેલી ઓળખાણ થઈ હોય એવી રીતે તેઓ વર્તતા હતા.

અમે જે દિવસની વાત લખીએ છીએ તે દિવસે બીજા પણ ઘણા મુસાફરો એ ધર્મશાળામાં ઉતરેલા હતાં; આમ છતાં એ મુસાફરોમાંના ત્ર્યંબકલાલ નામક મુસાફર સાથે છબિલદાસ, બિહારીલાલ અને સત્યાનંદ વિશેષ હળીમળી ગયા હતા. ધર્મશાળાની અંદર એવું બંધુત્વ સહેલાઈથી થઈ શકે છે.

છબિલદાસ અને ત્ર્યંબકલાલ એકબીજાની સાથે વાતચિત કરતા બેઠા હતા. છબિલદાસે કહ્યું, "હવે મ્હને અહીં રહેવું ગમતું નથી. આજે રાત્રેજ અહીંથી કલ્યાણ તરફ ઉપડી જવાનો મ્હારો વિચાર છે. જૂદાં જૂદાં સ્થળો જોવાના હેતુથી હું બ્હાર નીકળેલો હોવાથી એકજ સ્થળે પડી રહેવું મ્હને ગમતું નથી. તમારા જેવા સ્નેહી મળી આવેલા હોવાથીજ હું અહીં આટલા દિવસ સુધી રહી શક્યો છું."

ત્ર્યંબકલાલે કહ્યું, "હું પણ આજ રાત્રે કલ્યાણ તરફ રવાના થનાર છું. મ્હારા શેઠે ત્યાં રૂપિયા મોકલ્યા છે. પત્ર તથા રસીદ મ્હને આજે મળી ગયાં છે. અહીં મ્હારાથી કાંઈ ધંધો થઈ શક્યો નથી. બિહારીલાલ આ પ્રદેશથી ઘણા પરિચિત હોય એમ લાગે છે. જેવી રીતે હું ઘીનો વેપાર કરવા નીકળ્યો છું તેવી રીતે તેઓ ચોખાનો વેપાર કરવા નીકળ્યા છે. બિહારીલાલ પણ આજે કલ્યાણ જવાના છે."

"એ ઘણી ખુશી થવા જેવી વાત છે, આપણે બધા મોજ ઉડાવતા જઈ શકીશું; છતાં સ્વામીજીનો શો વિચાર હશે એ કલ્પી શકાતું નથી."

"મ્હેં એમ સાંભળ્યું છે કે, તેઓ પણ આપણી સોબત કરશે."

"સ્વામીજી સાથે હશે તો ગાંજાના દમ મારવાની મજાહ આપણને મળી શકશે. શરાબ ઉપર ગાંજાના દમ મારવાથી નશો બરાબર જામે છે."

"સ્વામીજી ઘણા લહેરી પુરુષ છે. આ સ્થળનો ત્યાગ કરતાં પહેલાં અને આપણી મૈત્રી થયેલી હોવાથી આપણે એક બીજાની ક્ષમામતી લેવી જોઇએ."

"તમારા આ મસ્તાવને હું પસંદ કરું છું."

પછી છબિલદાસ, બિહારીલાલ, સત્યાનંદ અને ત્ર્યંબકલાલ એક એકાંત ઓરડીમાં જઇ બેઠા. ટ્રેનનો વખત થતા સુધી તેમણે સહુએ સુરાપાનનો વ્યાપાર ચલાવ્યો. વખત થયો એટલે તેઓ સહુ સ્ટેશન તરફ વિદાય થયા.

ગાર્ડને મળી તેની સાથે કાંઇ બંદોબસ્ત કરી બિહારીલાલે સઘળો સરસામાન એક ખાલી ડબ્બામાં ગોઠવી દીધો; પછી તે અને તેની સાથીઓ એ ખાલી ડબ્બામાં બેસી ગયા. બિહારીલાલે ગાર્ડને ચેરીમેરી આપેલી હોવાથી ગાર્ડે એ ડબ્બામાં બીજા કોઇ ઉતારુને બેસવા દીધો નહિ. આખા ખાલી ડબ્બામાં છબિલદાસ, બિહારીલાલ, સત્યાનંદ અને ત્ર્યંબકલાલ આરામથી બેઠા.

કૃષ્ણ પક્ષની રાત્રિ હોવાથી વસુંધરા ઉપર અંધકારનો વિસ્તાર થયેલો હતો. એ અંધકાર રાશીને ભેદી ભીષણ ધ્વનિ કરતી ટ્રેન માર્ગ કાપવા લાગી.

એક બે સ્ટેશન પસાર થઇ ગયા પછી છબિલદાસે કહ્યું, "ગળું સુકાઇ જાય છે, થોડો શરાબ પીધા સિવાય શાન્તિ થાય તેમ નથી."

ત્ર્યંબકલાલે કહ્યું, "અહીં શરાબ કેવી રીતે મળી શકે? કલ્યાણ જઇ પહોંચીશું એટલે રીફ્રેશમેન્ટમાંથી મળી શકશે."

છબિલદાસ બોલી ઉઠ્યો, તમારે કોઇએ એ વિષયની ચિંતા કરવાની જરૂર નથી. સઘળી સામગ્રી તૈયાર છે."

આમ કહી છબિલદાસ પોતાની બૅગ ઉપાડી તેમાંથી એક બૉટલ તથા ગ્લાસ બહાર કાઢ્યાં. બિહારીલાલે પોતે સુરાપાન કરતો નથી એમ કહી કેવળ સ્વામીજી તરફ સન્માન દર્શાવવા માટે બિહારીલાલે કપાળ ઉપર સુરાનો સ્પર્શ કર્યો. પછી એક પાત્રને સ્વામીજીએ ઇન્સાફ આપ્યો. ગ્લાસ ખાલી થતાં તેમાં બીજો શરાબ રેડી છબિલદાસે ગ્લાસ ત્ર્યંબકલાલ તરફ ધર્યો. એકજ ક્ષણમાં ત્ર્યંબકલાલ એ ગ્લાસમાંનો શરાબ ગટગટાવી ગયો. પહેલો ઘુંટડો ગળે ઉતારતાં મ્હોં બગાડી, છાતી ઉપર હાથ મૂકી તે બોલી ઉઠ્યો, "આ દારૂ ઘણો જલદ છે, પીતાં પીતાં ગળું અને છાતી બળી જાય છે!"

છબિલદાસે કહ્યું, "આ કાંઇ જેવી તેવી બનાવટ નથી. આ દારૂ અસલ ફ્રાન્સ દેશમાં બનેલો હોઇ ઘણો જુનો છે. આ દારૂની એક બાટલી બીજા દારૂની ચાર બાટલી જેટલો નશો આપે છે."

"મ્હને ચક્કર આવે છે, આંખે અંધારાં આવે છે. મ્હને સુઇ જવા દો; મ્હારાથી બેસી શકાતું નથી." આમ કહી ત્ર્યંબકલાલ સુઇ ગયો. એકાદ ક્ષણમાંજ તે બેશુદ્ધ બની ગયો. પછી બેવી સપતાન ત્રિપુટીએ અરસપરસમાં અર્થસૂચક નેત્રસંકેત કર્યો.

ટ્રેન કલ્યાણ સ્ટેશને જઇ પહોંચી કે તરત એમાંથી ત્રણ જણ—છબિલદાસ, બિહારીલાલ અને સત્યાનંદ—નીચે ઉતર્યા. બિહારીલાલ તથા સત્યાનંદ ઝડપથી સ્ટેશનની બહાર નીકળી પડ્યા. બિહારીલાલ એક ભાડુતી ટાંગામાં ચઢી બેઠો તથા મૃદુ સ્વરે ટાંગાવાળાને તેણે કાંઇ કહ્યું એટલે ટાંગાવાળાએ પૂરે ઝડપથી ટાંગો ચલાવ્યો.

સત્યાનંદ દોડતો દોડતો સામેના પ્લૅટ ફૉર્મ ઉપર ગયો. એ વખતે પુના પેસેંજર પુના તરફ ઉપડી જવાની તૈયારીમાં હતી. સત્યાનંદ ઝડપથી એક ડબ્બામાં ચઢી બેઠો; તે સાથે પેસેન્જર ટ્રેન ચાલુ થઇ ગઇ.

હવે સ્ટેશન ઉપર એકલો છબિલદાસ રહ્યો. તેણે ધીમે પગલે સ્ટેશન માસ્તરની ઑફિસમાં જઇ કેટલાક કાગળ પત્ર બહાર કાઢી પૂછ્યું, "મ્હારા નામ ઉપર કોઇ પારસલ આવ્યું છે કે?"

પારસલ કલાર્કે પૂછ્યું, "તમારું નામ શું છે?"

"ત્ર્યંબકલાલ."

"રસીદ ક્યાં છે?"

"આ રહી."

"સહી કરો."

કોઇ પણ પ્રકારની દ્વિધા સિવાય છબિલદાસે ફુલાંગી ત્ર્યંબકલાલના નામની રસીદ ઉપર સહી કરી. પછી તે પારસલ લઇ વિદાય થઇ ગયો.

બીજે દિવસે સહુએ એવી ખબર સાંભળી કે, એક માણસનો મૃતદેહ રેલ્વે લાઇન પાસેથી મળી આવ્યો છે. એ માણસ કોણ છે એનો હજી કાંઇ પત્તો લાગ્યો નથી; છતાં એમ જણાવામાં આવ્યું છે કે, એ માણસે પુષ્કળ દારૂ પીધેલો હતો. નશામાં ને નશામાં ચાલતી ટ્રેનના ડબ્બાનું દ્વાર ઉઘાડવાથી તે પડી જઇ મરણ પામ્યો હોય એમ ધારવામાં આવે છે.

અપૂર્ણ.

---

# રાજનગર રહસ્ય

લખનાર-રા. ગુપ્તદૂત

ગુજરાતના પાટનગર ગણાતા અમદાવાદ ઉર્ફે રાજનગરના ગુપ્ત ભેદો, શ્રીમંતોની વિલાસ લીલાઓ, સુફેદ બગલી જેવી દેખાતી નર્સો ઉર્ફે કુટણીઓનાં કારસ્તાન, હવસમાં દીવાની બનેલી એક શેઠાણીના જીવનનો કરૂણારસિક આબેહુબ ચિતાર, ઢોંગી ધર્મગુરૂઓને ત્યાંના અનાચારનો અખાડા વગેરેથી માહિતગાર થવું હોય તો

આજને આજ આ પુસ્તક મંગાવો

કિંમત બાર આના પો. જુદું.

# યમરાજનો દરબાર

જગતના છળ પ્રપંચોથી આફતમાં આવી પડેલા માનવીઓની આત્મહત્યાનું રહસ્ય સમજાવતી નવલકથા એક વખત વાંચ્યા પછી પડતી મુકવી ગમશે નહિ એવી તેમાં એક પછી એક જુબાનીઓ આવેલી છે

કિં. રૂ. ૧-૮-૦

# શિયળની કસોટી

યાને

## બેવફા દુનિયા

દગાબાજ દોસ્ત તથા પતિવ્રતા સતિની કસોટીનો આબેહુબ ચિતાર

કિં. રૂ. ૧-૮-૦

## મુંબઈમાં બનેલો ભયંકર બનાવ

# એકજ રાતમાં બે ખૂન!!

આ ખુનામરકીનો ભેદ જાણવો હોય તો

# ઈશ્કનો અંજામ

અથવા

## પ્યારનું પરિણામ.

નામની રસિક ડીટેકટીવ નવલકથા વાંચો. એકજ રાતે મુંબઈના એક રાવ બહાદુરનું અને ફ્રેંચપુલ પર આવેલા વેશ્યાંવાડામાં વિમળા નામની સ્ત્રીનું કેવું ભેદભરી રીતે ખૂન થાય છે, તથા ખૂની શોધવા જતાં બનેલા બનાવોમાંથી કેવી ભયાનક ભેદપર-પરા બહાર આવે છે, એ વાંચી છેવટ સુધી તમે પણ નહિ કલ્પી શકો કે ખૂની કોણ છે? પ્રકરણે પ્રકરણે રહસ્ય અને ભેદનો ખજાનો ભરેલો છે. પૃષ્ઠ ૨૭૫ છતાં

કિંમત રૂ. ૧-૦-૦ પો. જુદું.

રશીયન શહેનશાહના જનાનખાનાની પોલ

મોક્ષને માટે પાપ કરો-પાપ કરો ના

પોકાર કરતા

ધર્મ ગુરૂનું ચરિત્ર જાણવું હોય તો વાંચો

# દુરાત્માનો દોરદમામ

કિંવા

## રાસ્કલ રાસપુટીન

રશિયાના આ અદ્દભુત નરનું જીવન વાંચતા તમોને ખાત્રી થશે કે, સુધરેલા દેશોમાં પણ ધર્મને નામે કેવા અનાચારો થાય છે. રાજા, મહારાજા, મહારાણીઓ વધારે શું પણ ખુદ રશિયાનાં મહારાણી ઝારીનાએ પોતાના જીવનમાં કેવો ભાગ ભજવ્યો છે, તેનો આબેહુબ ચિતાર આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે.

ચાર ચિત્રો-પૃષ્ઠ ૧૧૨

છતાં કિંમત છ આના

દરેક પુસ્તકનું વી. પી. ખર્ચ જુદું પડશે.

લખો— **મોજ મજાહ કાર્યાલય** ગીરગામ ચર્ચ સામે મુંબઈ નં. ૪.

સતીઓની બોલબાલા—ચોરોનાં મુંહ કાલાં;

મહેરબાન પ્રભુ ગોપાલા—ફાંફાં મારે એ ઠાલાં.

એ ન્યાયે પેલા બદમાસોએ જ્યારે તે ઇન્દ્ર દરબારની નાચવાવાળી સાથે ખટપટ કરી તેણીના સાચા આશકથી વીખુટી પાડવા પ્રયત્ન કર્યો-તેણીને અનેક જાતનાં પ્રલોભનોમાં ગુંચવી પણ—

તેમાં તેઓજ ગુંચવાયા—જાળમાં પોતેજ ફસાયા—મુંઝાયા—અને આખરે શું ફેજને પામ્યા તે જોવા—

## શારદા ફીલ્મ કું કૃત

# સુવર્ણ કમલ

યાને **કાલીકા મૂર્તિ**

હરામનું ખાઇ માતેલા આખલા જેવા પેલા હતવીર્ય રાજકુમારોએ—પોતાનાજ ભાઇના હજારો અહેશાન વીસરી-તેની જીંદગીપર ઘણા પ્રયત્નો કર્યા. પણ તે—દૈવી કમળ લેવા નીકળેલો તે સાહસીક જવાનજ આખરે ફાવ છે એ બધાંનો ભેદ

ગઈ કાલથી શરૂ થયેલી ફીલ્મ જોવાથીજ સમજાશે.

## કૃષ્ણ સીનેમા

---

આવે છે — રત્નમંજરી-મદનકલા-અને બીજી ઘણી વખણાયલી ફીલ્મોના લેખક મી. નાનુભાઇ દેશાઇની કલમથી લખાયલી — આવે છે

## દીલારામ

અકબરના સમયની એક દર્દભરી કથા.

---

અમારાં ચિત્રપટોની બુકીંગ માટે લખો—**મેસર્સ મયાશંકર ઠકકર એન્ડ કું.**

૪૭, એ. એપોલો સ્ત્રીટ--કોટ મુંબાઇ

આ પત્ર તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઇ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમા મોજ-મજાહ પ્રિન્ટીંગ પ્રેસમા છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે

# હિપ્નૉટિઝમના અદભુત ચમત્કાર!

## એક સુંદર અબળાનો ભયંકર અનુભવ, કરોડો રૂપિઆના ખજાનાનો દસ્તાવેજ બદમાશોના હાથમાં

જેમને હિપ્નૉટિઝમ વિદ્યા ઉપર કંઇ ભરોસો નહિ હોય તેઓએ અમારી સીરિયલ

# ઝોહાકી દૌર

આ હફતે ૮ ભાગ
એક કોમિક સાથે

જરૂર જોઇને આ વિદ્યાના ખરા ખોટાપણા વિષે કંઇ અભિપ્રાય બાંધવાની અરજ કરવામાં આવે છે!

## એડીપોલોની બ્હેનનો બદલાયેલો રંગ

પેલી ડેવિસની દાસી મેરી હવે પેલા બદમાશ માર્કસ ઝેરોથીએ રૂસાઇ જાય છે. અને ખજાનાનો નકશો પોતેજ રાખી રાણી થવા માંગે છે.

## એક ભયંકર અકસ્માત! એક આફતકારક આગ!

આ હફતાનાં આ બનાવો ખચિત્તજ તમારી રૂંવાટીઓ ઉભી કરશે. એ ઉપરાંત સેંકડો દિલ ઉશ્કેરનારા બનાવો જોવામાં આવશે.

## ખાસ નોંધ લેવાની મહેરબાની કરશો?

આ સીરીયલ ખલાસ થતાંજ તરત માદન થીએટર્સ લીમીટેડના બે આગા હશ્ર સાહેબની જોરાવર કલમે લખાયલા સંસારી ડ્રામા શરૂ થશે.

# રેસકી ઠેસ અને તે પછી ધર્મપત્ની

વખતઃ—પા, ૭, ૮ાા, ૧૦ાા શની રવિ અને તહેવારના દિવસોએ ૩ાા વાગે.

ભાવઃ—રૂ. ૨; ૧; ૦ાા; ૦ા; ૦ા; ≈ ટેક્ષ સાથે

# ગ્લોબ સીનેમા સેન્ડહરસ્ટ રોડ



ભાદરવા શુદ ૫ — રવિવાર તારીખ ૧૨ મી સપ્ટેમ્બર ૧૯૨૬ — વર્ષ ૩ જું. અંક ૨૪

આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે. કોઇ જીવંત વ્યક્તિ પરથી ઉપજાવી કાઢેલાં નથી. અ. મો. મ

## પ્રકૃતિ–પ્રેમ

( Wordsworth ના એક સોનેટ ઉપરથી. )

( ૧ )

સંસાર સાર જગમાં નથી કંઇ કહે છે!
લ્હાયે બધાં કયમ વ્યથા વિષયે પડે છે?!
વિચાર આગમ અને વ્યથના કરે તે,
શાન્તિસ્થ ચિત્ત નિજનું ભ્રમથી ભરે શા?!

( ૨ )

સૌન્દર્ય પ્રકૃતિ તણું ન કદિ નિહાળે!
જે નિત્ય આત્મ સહુને દૂર સ્થિર દીસે
નર્તન્ત ચન્દ્ર વહને ન કદિય જુવે!
ફર્કન્ત વાયુ લહરિ ન કદી વિચારે
કે શાન્ત હાલ સલીલે વહતા નથી જે
થોડા વીત્યે સમય એ વહશે સુવેગે!
આ શી લીલા પ્રકૃતિકારતણી ન ધારે!
ને આ વૃથા જગત જાળ સદા વિચારે!
હું તો નહિ કદિ ફસી જગ જાળ. જોકે
જોઇજ પ્રકૃતિ લીલા, કદિ પ્રાણ ખોઉં!!
હાને કહે જગતના સહુ લોક ખોટું!
નિશ્ચે હું પ્રકૃતિ પ્રીતિ તદપિ ન છોડું!!!

સ્નેહયોગી.

## જુબેદા

અથવા

## રહસ્યમયી રમણી

( ખંડ બીજો )

### પ્રકરણ ૬ ઠું.

—:•:—

ત્યારપછી જુબેદાએ પોતાના મુખ ઉપરનો બુરખો કહાડી નાખતાં સુમિષ્ટ વિશુધ્ધ અરબ્બી ભાષામાં હાજી અબુસલામને કહ્યું:-"દરયાપતિ! હું કોણ છું તે જાણો છો?"

"હા, જાણું છું; રમણી કુલશિરોમણી, અસીમ દામન-શાલિની જ્ઞાનવતી સુન્દરી! તમે કોણ છો તે હું બરાબર જાણું છું. ખુદા તમારૂં ભલું કરે." સુલતાને તેને અભિવાદન કરી ઉપરોક્ત શબ્દો ઉચ્ચારતાંજ તે ખંડ મહિલા દરેક શખ્સે તેને નમન કર્યું અને તેના શબ્દો ઝીલી લીધા. આખો ઓરડો તેઓના નાદથી ગુંજી રહ્યો.

જુબેદાએ તેઓનું નમન સ્વિકારતાં સ્પષ્ટ સ્વરે સુલતાને કહ્યું-"હું તમને પુછું છું કે, આ નિરપરાધી શખ્સને તમે શા માટે પીડા આપો છો? બગદાદથી તેને શા માટે પકડી મંગાવ્યો છે?"

હાજી અબુસલામ ક્ષણકાળ સુધી નિરુત્તર રહ્યા પછી બોલ્યો:-"હે સર્વનન્દિની! આ નરાધમ કુત્તો આપણા સ્વદેશનો; સ્વજાતિનો-કટ્ટો દુશ્મન છે. છતાં આજે તમે તેને બચાવ કરવા

આવ્યાં છો એ અજબ થવા જેવું છે."

મારી પાસે ઉભી રહી, મારો હાથ પકડી જુબેદા બોલવા લાગીઃ "સુલતાન! તમારી બધી વાતો મેં સાંભળેલી છે. મારાપર તમે ભયંકર આરોપ મુકયો છે. એક વિદેશી સાથે હું ઘડો પરિચય રાખું છું એ વાત ખરી છે-ગુપ્ત રહસ્યનો કેટલોક અંશ તે જાણે છે એ વાત પણ ખરી છે-છતાં તમોને હું ચેતવણી આપું છું કે, આ વિદેશી મુસાફરના એક વાળને પણ તમો અગર તમારો અનુચર સ્પર્શ કરશે તો તમારા પર હું એવો શ્રાપનો વરસાદ વરસાવીશ કે જેથી વિના વિલંબે તમ.રા બધાનો નાશ થઇ જશે-તમારાં અસ્થિઓ રેતીના કણની સાથે મળી વંટોળીયા સાથે દૂર દેશ.વરમાં ઉડી જશે તમારા દળનું ચિહ્ન માત્ર પણ રહેશે નહિ."

જુબેદાનાં ઉપરોકત વચનો સાંભળી સુલતાન કર્કશ સ્વરે બોલ્યોઃ-"તું ગમે તે કહે. આ વિદેશી તારો આશક છે-તું તેના પ્રેમમાં પડી છે. એક વિદેશી કાફર સાથેની તારી આશનાઇ અમો ચલાવી શકીએ એમ નથી. બોલો, મારા સિપાહીઓ, સૂર્યનન્દિનીનું આ વર્તન તમો સાંખી શકો છો ?"

"નહિ, જહાંપનાહ! એ કાફરને ઠાર મારવોજ જોઇએ."

જુબેદાએ તરતજ મારો હાથ છોડી દીધો. ત્યાર પછી પોતાના સુગોળ શુભ્ર મૃણાલભુજ સુલતાનની સામે પ્રસારિત કરી ગંભીર સ્વરે તે કહેવા લાગીઃ-"તમોને જો મારામાં વિશ્વાસ નથી, તો આજ સુધી જે સત્ય પ્રતિજ્ઞાથી તમારી સાથે બંધાઇ હતી, તે પ્રતિજ્ઞા હું આજથી તોડી નાખીશ. કાફરોની વિરૂધ્ધમાં એટલુંજ નહિ પણ, વિભિન્ન સંપ્રદાયની વિરૂધ્ધમાં જે જે લડાઇઓ થઇ તે બધીમાં મેં તમને જય અપાવ્યો છે-સર્વપ્રદેશ અજેય બનાવી તમારા શત્રુઓને મેં ધુળમાં મેળવી દીધા છે. પરંતુ હવે મારી મદદની આશા રાખશો નહિ. તમોને જ્યારે મારામાં વિશ્વાસ નથી-મને શત્રુ માની મારા તરફ સંદેહની દ્રષ્ટિથી જુઓ છો તો પછી યાદ રાખજો કે, આજથીજ હું તમારો ત્યાગ કરી જઇશ-જેને હું ચાહું છું તેનો જો તમે વધ કરશો-તેનો વાંકો વાળ પણ કરશો-તો ખાત્રી રાખજો તમારો નાશ થયા વિના રહેશે નહિ. માટે તમારી ખુશીમાં આવે તેમ કરો-મારા તરફની મદદની આશા રાખશો નહિ."

આ વખતે સુલતાનની બાજુમાંથી એક શખ્સ બોલી ઉઠયો- "જહાંપનાહ! આ માયાવિનીને પણ તેના આશકની સાથે એકજ કબ્રમાં દાટવાની રજા આપો. તે સિવાય અમારો ક્રોધ શાંત થશે નહિ."

આ વકતા બીજો કોઇ નહિ પણ લાવાકાનજ હતો. લાવા કાનના શબ્દો સાંભળી તિરસ્કારપૂર્વક સુસ્પષ્ટ સ્વરે જુબેદા બોલીઃ-"જો તમે અમારો પ્રાણ લેવાનો પ્રયત્ન કરશો તો યાદ રાખજો કે, એક માસની અંદરજ અજેરેશની તીક્ષ્ણ તલવારની ધારથી તમારાં મસ્તકો ધડથી જુદાં થઇ જશે. તે વખતે તમારી રક્ષા કોઇ કરી શકશે નહિ. જેની શકિતથી તમે આજે આટલા બધા બળવાન બન્યા છો, તેના શરીરમાંથી એકજ લોહીનું ટીપું પડશે તો નર્કના અગ્નિમાં તમારો આત્મા હમેશાને માટે સળગ્યા કરશે."

જુબેદાની આવી સ્પષ્ટોકિત સાંભળવા છતાં હાજી અબુ સલામ વિચલીત થયો નહિ. તે ગંભીર સ્વરે બોલ્યોઃ-"અમારા ભાગ્યમાં ગમે તે બને તેની મને દરકાર નથી; પરંતુ આ કાફરને તો હું કોઇ રીતે છોડીશ નહિ. અત્યંત રીબાવી રીબાવીને તેનો પ્રાણવધ કરવામાં આવશે. પહેલાં તેના બન્ને કાન કાપી નાખીશું, ત્યાર પછી બન્ને ચક્ષુઓ ફોડશું, પછી જીભના ટુકડે ટુકડા કરી નાખીશું, આખરે તેના દેહ પરથી મસ્તકને ઉડાડી દઇશું. બોલો, મારા નમકહલાલ દોસ્તો! તમો મારા આ મતને સંમત છો કે નહિ ?"

બધા એકદમ બોલી ઉઠયાઃ-"હજૂરનો જેવો હુકમ. માલેકની મરજી તેજ અમારી મરજી!"

"ત્યારે મારા આદેશનું પાલન કરો. વિદેશી હરામખોર આદમીને મારી સન્મુખથી દૂર લઇ જાઓ અને તેના હાથ, નાક, કાન કાપી રીબાવી રીબાવીને મારી નાખો."

ચાર જબ્બરદસ્ત દસ્યુઓએ મને પકડી લીધો. તથાપિ એક રાઇની માફક વિચલીત નહિ બનતાં જુબેદા રોષયુકત સ્વરે બોલીઃ-"અરે મૂર્ખાઓ! તેના તરફથી તમોને નુકસાન થવાનું નથી, તો પછી શા માટે તેને મારી નાખો છો? તમો એમ માનો છો કે, મારી શકિત મેં આ વિદેશીના હસ્તમાં સમર્પણ કરી છે! તેનું કાંઇ પ્રમાણ છે ?"

સુલતાન-"અમારૂં એક માત્ર રક્ષાકવચ-લોહ અર્ધચન્દ્ર આ કાફરને તેં સુપ્રત કર્યો નથી ?"

"તે તો કેસફાદીએના હુમલા વખતે ચોરાઇ ગયો છે. ત્યાર પછી તે કોઇને મળ્યો નથી."

"જુઠી વાત" લાવાકાન એકદમ બોલી ઉઠયો. "લોહ અર્ધચન્દ્ર આ કાફરના જીનમાં છે એમ હું ખાત્રીપૂર્વક કહું છું."

"ત્યારે હમણાંજ તેના તંબુમાં જઇ જીનમાં તપાસ કરી આવો."

સુલતાનની આજ્ઞા થતાંજ બે ત્રણ શખ્સો મારા તંબુમાં તલાસને માટે ચાલ્યા ગયા. પરંતુ પાંચેક મીનીટ બાદ ખાલી હાથે પાછા આવ્યા એટલે મારી અજાયબીની સીમા રહી નહિ. મનમાં ભયનો સંચાર થયો. તેને કોણ ચોરી ગયું હશે ? એવી વિતર્કનામાં હું પડયો હતો, પણ જુબેદા તો બધાના મ્હોઢા સામે જોઇ મૃદુ મન્દ હાસ્ય કર્યા કરતી હતી.

થોડીક પળો સુધી બધા શાંત થઇ ગયા એટલે જુબેદા બોલીઃ-"ખરેખર, અર્ધચન્દ્ર કેસફાદીઓના હાથમાં ગયો છે. તેઓની પાસેથી આપણે કોઇ પણ તરકીબે પડાવી લાવવો જોઇએ."

સુલતાન બોલ્યોઃ-"જો તેમ હોય તો ગમે તેવા પ્રયત્ને પણ આપણે હસ્તગત કરવો જોઇએ. તેને માટે મહા ભયંકર રણસંગ્રામ કરવો પડે તો પણ હરકત નહિ."

બધા અનુચરો પણ તેને સંમતિ આપતા બોલી ઉઠ્યા:- "કેલકાદીઓ સામે આપણે ચડાઈ લઈ જવી જોઈએ, તેનું રાજ્ય લુંટી લેવું અને આપણું રક્ષાકવચ પૃથ્વીના ગર્ભમાં તેઓએ સંતાડ્યું હશે, ત્યાંથી શોધી કહાડીશું."

સુલતાન:-"શાબાશ દીકરો! લડાઈની તૈયારી કરો. આ કાફરના હાથમાં તે અર્ધચન્દ્ર નથી તો પછી તે આપણી જાતીયશક્તિ નષ્ટ કરી શકશે નહિ."

જુબેદા:-"આપણી જાતીયશક્તિ તેના હાથમાં નથી તો પછી તેના પ્રાણ લેવાનું શું પ્રયોજન?"

સુલતાન:-"કારણ કે એ કાફર છે. કાફરનો વધ કરવો એ પુન્યનું કામ છે."

જુબેદા:-"અને તેના પ્રાણના બદલામાં હું તમને દરેક રીતે મદદ કરી જીત મેળવી આપું તો?"

જુબેદાનો પ્રશ્ન સાંભળી સુલતાને બીજા બે ચાર શખ્શો સાથે ખાનગી મસલત ચલાવી. હું અને જુબેદા શું પરિણામ આવે છે તે માટે આતુર દ્રષ્ટિએ તેઓ તરફ જોઈ રહ્યા. આખરે સુલતાન બોલ્યો:-"આ કાફરને જે યંત્રદાયક મૃત્યુદંડની મેં આજ્ઞા કરી છે, તે મારી આજ્ઞા બહાલ રહેશે, પણ તેને માટે એક અપવાદ દાખલ કરી મૂકવામાં આવે છે. કેલકાદીઓ સામેના યુધ્ધમાં અમે જય પામી અર્ધચન્દ્ર મેળવીશું તો તેને મુક્ત આપવામાં આવશે નહિ તો પછી આજ્ઞા મુજબ તેના પ્રાણનો વધ કરવામાં આવશે."

તેઓનો આવો હુકમ સાંભળી તરતજ જુબેદાએ મને ફ્રેંચ ભાષામાં કહ્યું:-"આમીન, હાલમાં તો મૃત્યુ મુખમાંથી તમારો બચાવ થઈ શક્યો છે. આગળ ઉપર બધું જોઈ લેવાશે. આવતી કાલે શું થશે તે કોઈ, કહી શકતું નથી; પરંતુ તમે તમારા મનમાં ખાત્રી રાખજો કે, તમારી તરફનો મારો પ્રેમ અપરિવર્તનીય છે. તમારી સલામતી માટે હું મારાં સર્વસ્વનો-મારા દેહનો પણ ત્યાગ કરવાને પાછી પાની કરીશ નહિ."

મેં ફ્રેંચ ભાષામાં પુછ્યું:-"પરંતુ અર્ધચન્દ્રનું શું થયું? તે તો મારી પાસે હતો, તેને કોણ ચોરી ગયું? હવે મારે શું કરવું?"

"તમે હોશિયાર રહેજો અને ચારે તરફ દ્રષ્ટિ રાખજો. જો કે, હમણાં તો તમે નવજીવન પ્રાપ્ત કર્યું છે. પરંતુ તેઓનો વિશ્વાસ હું રાખી શકતી નથી. દગા ફટકાથી પણ તેઓ તમારો પ્રાણ લે તો કાંઈ નવાઈ નહિ તેઓ બધામાં તમારો ખરો શત્રુ કોણ છે, તેના પર બરાબર નિગાહ રાખજો. હમણાં તમારે તંબુમાં આરામ કરવા જાવ. સુરોદય પહેલાંજ હું તમારી મુલાકાત લઈશ. અર્ધચન્દ્ર માટે ચિંતા કરશો નહિ. તમારી સંપૂર્ણ મુક્તિ માટે મારાથી બનતું હું કરીશ."

ત્યાર પછી ગુરખાથી પોતાના મુખચન્દ્રને છુપાવી એક તેજસ્વિની રમણીની માફક જુબેદા ત્યાંથી ચાલી ગઈ. હજુ સભામાંના માણસોએ તે વખતે સ્વતંત્ર મસલતો કરી તેને અભિવાદન કર્યું. પછી દરેક પોતપોતાનાં રહેઠાણે ચાલ્યા ગયા.

કેટલીક મીનીટો બાદ હું મારા તંબુમાં પાછો ફર્યો. તે વખતે રાત્રિનો ત્રીજો પહોર થવા આવ્યો હતો. મેં નિદ્રા લેવા માટે ઘણા પ્રયત્નો કરી જોયા, પણ મન ઉદ્વેગથી પૂર્ણ હોવાને લીધે નિદ્રાની આશા રાખવી વૃથા હતી, બેઠો બેઠો હું મારી અદ્રશ્ય-વિડંબનાઓની ચિંતા કરવા લાગ્યો. રહસ્યમયી જુબેદાનો સદાવ-પૂર્ણ વ્યવહાર જોઈ, તેના જીવનરહસ્ય વિષે હું કોઈ જાતનો નિર્ણય કરી શક્યો નહિ. હું વિચારવા લાગ્યો કે જુબેદા માનવિની છે કે જાદુગરણી!

(અપૂર્ણ).

# એક ગાયિકાની જીવનકથા

લખનાર—દીનબંધુ

શિયાળાની એક સાંજે અમે સ્ટુડીયામાં બેસી ગપ્પાં ગોષ્ટી કરતાં હતાં એટલામાં એક સ્ત્રી ત્યાં આવીને ઉપસ્થિત થઇ. મેં વિચાર્યું કે; અમારીજ કંપનીની કોઇ નટી હશે એટલે તેના તરફ વિશેષ લક્ષ નહિ આપતાં અમો પરસ્પરમાં વાર્તા વિનોદ કરવા લાગ્યાં.

થોડા વખતમાંજ એક વિચિત્ર પ્રકારનો હાસ્યધ્વનિ અમારા કર્ણપથપર અથડાયો. અમોએ વાતચિત બંધ કરી તે તરફ જોયું. તે અમારી કંપનીની નટી નહોતી; પરંતુ તેનું મુખ ક્યારેય પણ જોયું હતું એવો મને ભાસ થયો. ક્યાં અને ક્યારે જોયું હતું તેનો હું નિર્ણય કરી શકી નહિ તેની ઉમર લગભગ ત્રીશેક વર્ષની હતી, છતાં તેનું યૌવન હજી જેવું ને તેવું હતું.

મારી તરફ તે સ્ત્રીએ જોઇ વિચક્ષણ ભાવથી હસતાં કહ્યું, "ચાકરી તો કરવીજ પડશે-ચાકરી તો કરવીજ પડશે-" આમ બોલતી બોલતી તે મારા પગની પાસે બેસી ગઇ. હું પણ દિંગ્મૂઢ બની તેના તરફ એકી ટસે જોઇ રહી.

તે બોલી-"હું એક વાર ડ્રેસીંગ રૂમમાં જઇ આવું. ચાકરી તો કરવીજ પડશે-" પુનઃ તેનાં મુખ પર વિચિત્ર હાસ્ય ઝળકી રહ્યું.

મેં કહ્યું-"જા, બ્હેન; જઇ આવ."

"ચાકરી તો કરવીજ પડશે-ચાકરી તો કરવી પડશે-" એમ બડબડાટ કરતી તે ડ્રેસીંગ રૂમમાં ચાલી ગઇ.

તેનું આવું અદ્‌ભુત હાસ્ય અને પ્રલાપો સાંભળી મને લાગ્યું કે, તેનું મગજ ખસી ગયું જણાય છે. મારી નજીકમંજ એક નટ બેઠો હતો. તે બોલ્યો, "દીવાની થઇ ગઇ હોય એમ જણાય છે. તેને જલદી અહિંથી કહાડી મૂકવી જોઇએ. પાગલનો શો વિશ્વાસ! કોઇનું કાંઇ કરી બેસે!"

દીર્ઘ નિશ્વાસ મૂકી મેં કહ્યું-"હા, દીવાની થઇ ગઇ હોય એમ જણાય છે. છતાં કોઇ જાતની ગડબડ કરે એવું મને જણાતું નથી."

એટલામાં એક બીજો નટ ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો- "કેમ, આને ઓળખી?"

મારી બાજુમાં બેઠેલા નટે કહ્યું-"હા, શા માટે ન ઓળખું? અમારી સાથે—થિયેટરમાં—"

મેં પણ અજાયબ થઇ કહ્યું:-"હા, હા; હવે યાદ આવે છે. અમારી સાથે તે...થિયેટરમાં હતી...કેવું મધુર ગાતી હતી!"

વાંચક! આ અભાગિની નારીનું પ્રકૃત નામ ગુપ્ત રાખવામાંજ મજાક છે. છતાં હાલમાં આપણે તેને દિવાની તરીકે ઓળખીશું.

દિવાનીના મગજની આવી હાલત ક્યારે થઇ, એકાએક તે કેમ પાગલ બની ગઇ? તેમ થવાનું કારણ શું? વગેરે હકીકત પેલા નટ પાસેથી સાંભળી મારું હૃદય ચીરાઇ જવા લાગ્યું અને દીર્ઘ નિશ્વાસ મૂકી મેં વિચાર્યું કે, શું આ તેજ સ્ત્રી-આવી હાલતમાં!"

ડ્રેસીંગ રૂમમાં તે વખતે કોઇ નહોતું એટલે દિવાની તરતજ પાછી આવી મારી સામે ઉભી રહી.

મેં સમવેદનાપૂર્ણ સ્વરે કહ્યું:-"બ્હેન આવ, મારી પાસે બેસ"

દીવાની બેઠી નહિ. તેના મુખમાંથી પુનઃ અદ્‌ભુત હાસ્ય નીકળવા માંડ્યું. બરાબર ધ્યાનપૂર્વક જોતાં જણાઇ આવતું હતું કે, તેના હાસ્યમાં હૃદયની વ્યથા સ્પષ્ટ જણાઇ આવતી હતી.

તેને સાંત્વના આપતાં મેં કહ્યું,-"બ્હેન ઇશ્વરનું નામ લે. તારા મનને તેજ શાંતિ આપશે."

ફિક્કું હાસ્ય કરતાં દીવાની બોલી:—"શું હું ભગવાનું નામ લેતી નથી? આ જો—" એટલું કહી તેણે પોલકાના ખીસામાંથી એક માળા બહાર કહાડી મારી સામે ધરી. પુનઃ સહજ ફિક્કું હાસ્ય હસી. પછી એકાએક "ઓહ! બહુ ગરમી થાય છે—" એટલું કહી પોલકાને ખેંચી બટન તોડી નાખી, માત્ર સાડીના છેડાથીજ તેના અનાવૃત વક્ષ સ્થળને ઢાંકી તે બોલવા લાગી—"માળા જપું છું-પણ ચાકરી તો કરવીજ પડશે!"

મેં પૂછ્યું:-"બ્હેન, હમણાં તું ક્યાં રહે છે?"

દીવાની બોલી-"મરજીમાં આવે ત્યાં-સગવડ પડે ત્યાં. કોઇવાર રાજમહેલ જેવા આલીશાન મકાનમાં તો કોઇવાર રસ્તાના ફુટપાથપર!"

આ શબ્દો તેણે એવા ભાવથી ઉચ્ચાર્યાં કે, તે સાંભળી મારું હૃદય કંપી ઉઠ્યું. એક વખત જે મુંબઇની મોહિની તરીકે પ્રખ્યાત હતી-મુંબઇના લક્ષ્મિનંદનોના બાપ કમાઇના તરુણ યુવાનો જેના મુખનું ચુંબન લેવાને તેના પગમાં પડી ખુશામદ કરતા હતા-જે આલીશાન બંગલામાં રહેતી-તેને આજે ફુટપાથ-પર પડી રહેવું પડે છે! અફસોસ! મેં તેને આનંદમાં લાવવાના ઇરાદાથી કહ્યું:-"બ્હેન, તારું ગાયન તો સંભળાવ! હવે તારું આગળનું ગળું રહ્યું છે કે નહિ તેની શી ખાત્રી?"

દીવાની હસતાં હસતાં બોલી:-"સંગીત શું ભૂલી જવાય!"

મેં કહ્યું:-"વાહ, ત્યારે એક ગાયન ગાઇ સંભળાવ."

દીવાની બોલી:-"હારમોનિયમ લાવો."

એક ફ્લ્યુટ હારમોનિયમ લાવવામાં આવ્યું. દીવાનીએ પોતાના ખોળામાં મૂક્યું અને ગાવા લાગી:-

અય દિલ રહેગા ખ્યિાલ મેં તું,
વ્હો ખ્વાબકે એકરાર કબતક?
ખ્યિાલી સૂરત પે મે સમઝ યૂં,
રહેગા તો નિસાર કબતક?---અય.
વ્હો બકંવશ બકંકી તરહસે,
છુપા હય સૂરત મુઝે દિખાકે;
મગર બિન ઉસકે મૈંય અબ્રે બારાંસી
રોઉંગી બારોબાર કબતક?—અય.
તૂ જીતેજી હમસે મિલ સિતમગર,
તેરી જુદાઈ મેં મર ગયે ગર;
તો ઢૂંઢતા તુઝો અય ગુસે તર
ફિરેગા મેરા ગુબાર કબતક?—અય.
હો કયસે સાહિબ કરમકે કુલજુમ,
હમે તહે ખાક કર ચુકે તુમ;
ન તીરય કહેતે હો આકે કુમ કુમ,
કરેંગે હમ ઇન્તેઝાર કબતક?—અય.

તેના વ્યથિત સુમિષ્ટ કંઠ સ્વરમાંથી જેમ જેમ ગાનનો પ્રવાહ વિશેષ વહેવા લાગ્યો તેમ તેના ગોરા ગુલાબી ગાલો પરથી ગંગા યમુનાની ધારાઓ વહીને તેનાં વક્ષ સ્થળને ભીંજવવા લાગી. ગાનની છેલ્લી કડી ખલાસ થતાં હારમોનિયમનો સુર બંધ પડયો. કેટલીક પળો સુધી તો ગુપચુપ બેસી રહી. અહા! કેવું મર્મસ્પર્શી દશ્ય હતું. તેનો અત્યારનો દેખાવ પત્થર જેવા હૃદયને પણ પીગળાવે તેવો હતો. પછી એકદમ ઉઠીને ઉભી થઇ, છાતી પરનો ખસી ગયેલો છેડો સરખો કરતાં તે બોલીઃ–"હવે હું જાઉં છું. ચાકરી–ચાકરી તો કરવીજ પડશે! ચાકરી તો કરવીજ પડશે!"

મેં કહ્યું:–"ક્યાં જાય છે?"

ફિક્કું હાસ્ય કરતાં તેણે કહ્યું:–"કિસ્મત લઇ જાય ત્યાં!"

તેનું પોલકું ફાટી ગયું હતું. મેં તેને કહ્યું, "બ્હેન ઠંડી બહુ પડે છે. ઉભી રહે ડ્રેસીંગ રૂમમાંથી એક પોલકું મંગાવી તને આપું છું. પહેરીને પછી જા!"

"શું ઠંડી પડે છે! પોલકાથી તેનું નિવારણ થશે, ના–ના મને તો ગરમી થાય છે" એટલું કહી પાગલની માફક તે રડુડીઓ છોડી ત્યાંથી ચાલી ગઇ.

દીવાની ગઇ, પણ તે સાથે મારૂં દિલ–મારી સહાનુભૂતિ પણ લેતી ગઇ.

* * *

આજથી લગભગ આઠ દશ વર્ષની વાત છે. દિવાની એક નવયુવાની દિલદાર હતી. તેના આશકનું નામ...............છે. તેના આશકે તેને એક બંગલો લઇ આપ્યો હતો. ઉભયમાં એટલો તો ગાઢ પ્રેમ બંધાઇ ગયો હતો કે બન્ને જણાં તે બંગલામાં પતિ–પત્ની તરીકે રહેતાં હતાં. દીવાની તેને ખરા પ્યારથી ચાહતી હતી. તેના માટે પ્રાણ આપવા પડે તો પણ પાછી હઠે નહિ તેવો તેનો પ્રબળ અનુરાગ હતો. તેના આશકની ઉમર તે વખતે લગભગ પચ્ચીશેક વર્ષની હતી. તે શ્રીમંત કુટુંબનો છોકરો હતો. લાખોની મિલ્કતનો તે એકલો વારસ હતો. તેના પિતા લગ્ન કરવાને બહુ આગ્રહ કરતા પણ તે કબૂલ થતો નહિ. આખરે વંશવૃધ્ધિ માટેની પિતાની વિનંતિ તેને માન્ય કરવી પડી. તેના લાયક એક શ્રીમંતની કન્યા તેને મળી અને લગ્ન નક્કી થયાં. દીવાની અત્યાર સુધી કંઇ જાણતી નહોતી. લગ્નના દિવસે વર જ્યારે કન્યાને પરણવા ગયો અને વરઘોડો ચડયો–તે વરઘોડાની ખબર કોઇએ દીવાનીને કરી. દીવાની વાત સાંભળતાંજ મૂર્છાગત થઇ ફસડાઇ પડી. તેની દાસીએ ગુલાબજળ છાંટતાં તે જરા શુધ્ધિમાં આવી. પણ આ શુધ્ધિ–શુધ્ધિ નહોતી. તે ઉઠીને ઉભી થઇ. કપડાંનું પણ તેને ભાન રહ્યું નહિ. તે ઉન્માદિનીની માફક વિવાહ થતો હતો ત્યાં દોડી ગઇ. તેના આશકના મિત્રો તેને ઓળખતા હતા. લગ્ન મંડપમાંજ તેની હાજરી જોઇ જ્યાં ત્યાં ગડબડ ચાલી રહી. તે અભાગિની નારીનો તિરસ્કાર કરી–તેના પર ગાળોનો વરસાદ વરસાવી–ત્યાંથી કહાડી મૂકવામાં આવી. તે દિવસથીજ તેની આવી દશા થઇ ગઇ છે."

દીવાનીની આ જીવનકથા સાંભળી અમારા પ્રત્યેકનાં હૃદય સહાનુભૂતિથી દ્રવવા લાગ્યાં. મારી આંખમાંથી બે ચાર અશ્રુબિન્દુઓ ટપકી પડયાં.

* * *

ત્રણ દિવસ બાદ ચોપાટીના દરિયામાંથી એક સ્ત્રીનું મુડદું મળી આવ્યું. અમો ત્યાં જઇ પહોંચ્યાં અને શું જોયું! તેજ પેલી દીવાની–દિલદાર એક બેવફા આશકના પ્યારમાં પાગલ બની મોતને શરણ થઇ હતી.

(સંપૂર્ણ)



# "મોજ–મજાહ" નો મુરબ્બો.

## "ઘડિઆળ"

મકનદાસ કાકા સ્વભાવે ચણાજ કંજુસ હતા. સવારના બજાર અથવા બીજી કાંઇ પણ ઘરખર્તુ ચીજ જોઇતી હોય તો તે પોતેજ આખો દીવસ દરેક બજારમાં ફરી ફરી લઇ આવતા. એક દીવસ તેમની મીસીસે કહ્યું, "મને એક સોનાની રીસ્ટ વૉચ લાવી આપો." તેથી કાકાએ આનાકાની કરી, એટલે મીસીસ રીસાઇ પડયાં. કાકાએ લાચારીથી હા કહી ને કહ્યું, "બે ત્રણ દીવસ પછી લાવી આપીશ."

બીજે દીવસે કાકા કાંઇ કામ સારૂ કોટમાં ગયા ત્યાં કોઇ મોટી ઘડીઆળીની દુકાને જઇ ત્યાં એક સારી ઘડીઆળનો ભાવ પુછયો એટલે ઘડીઆળવાળાએ રૂપીઆ દોઢસો કહ્યા. કાકાને જાણે કેમ ધરતીકંપ થયો હોય! તેમ કહેવા લાગ્યા કે, હેં! દોઢસો રૂપીઆ? કાકાએ તરતજ ત્યાંથી ચાલવા માંડયું

ત્યાર પછી કાકા મારકીટ આગળથી ઘરે જતા હતા ત્યાં બે ત્રણ મીયાં બેઠા હતા. તેમાંથી એકે 'સોનાની ચલણી હાથમાં આવે છે' એમ કહી ખીસામાંથી એક લાલ કાગળમાં વીંટેલી ઘડીઆળ કહી અને બીજા બે તેની સામે બે ત્રણ જુની પુરાણી કાનસ અને પત્થરને જુનો પુરાણો સામાન લઇને બેઠા. કાકા તેઓની વચમાંથી પસાર થતા હતા તે વખતે પેલા મીયાંએ ઘડીઆળ કાકાને દેખાય તેમ પેલા બેને કહ્યું, 'આ ઘડીઆળ કેવી છે!' બે માંથી એકે કહ્યું હા. પછી તે કાનસ પર ને પત્થર પર આમ તેમ ઘસી કહ્યું, આ તો સોનાની છે. એટલે કાકાનું દીલ લલચાયું ને વીચાર કીધો આ ઘડીઆળ મળી જાય તો સારૂં. પછી પેલા મીયાંને ઘડીઆળનો ભાવ પુછયો. તેણે કહ્યું, "રૂપીઆ દશ" તેથી પેલા બેએ ના કહી. તરતજ કાકાએ પેલાને કહ્યું, "લાવ ઘડીઆળ?" એટલે પેલાએ આપી. કાકા આમ તેમ જોયા પછી ખીસામાંથી રૂપીઆ દસ આપી ચાલતા થયા. ઘરે આવી મીસીસને ઘડીઆળ આપી. ઘડીઆળ દેખાવડી ને ચળકતી હોવાથી મીસીસ ખુશ ખુશ થઇ ગયાં અને પુછ્યું કેટલાની લાવ્યા? કાકાએ કહ્યું, દોઢસો રૂપીઆ. ત્રણ દીવસ પછી બેક બે નો દરીઓ પુરાતો હોવાથી ત્યાં જઇ ઘડીઆળને નાખી તેનું સ્નાન કરી આવ્યા!

હકીમ ઈ. ભગત

* * *

## જોઇએ છે.

એક અક્કલ વગરનો આળસુ ગુમાસ્તો. મંદીપરના મંકોડા મારે, ખાંડની વખારમાંથી મંકોડા પકડે, આવવું જવું મરજી પ્રમાણે પગાર કાંઇ નહિં. લખો: બોક્ષ નં. ૦, c/o સેન્ટ્રલ.

* * *

## ભાડે આપવાનો છે.

એક વિશાળ બંગલો, ચોમેરથી ખુલ્લો, છાપરા વગરનો, મેલેરીઆ તાવ આવે તેની ગેરંટીવાળો ભાડું માસીક રૂા. ......
લખો મેનેજર ટુ બી. લેટ. ઠે. મહીનદીના પુલ નીચે મુ. ધરપકડ.

* * *

## વાપરો—વાપરો.

અમારૂં રજીસ્ટર્ડ ત્રબલ ખુન છાપનું હેરડાઇ તેલ માથામાં નાખવાથી વાળ બીલકુલ કાળા પડતા નથી, તેમજ થોડાક વાળનો જડમુળથી નાશ કરે છે. આબાદ દુર્ગંધથી ભરેલું, વાળ ખુરા પાડવાનો આ એક અકસીર ઇલાજ છે. માથામાં નાખવાથી મગજને ગરમ કરી ગુસ્સો બહાર કાઢવામાં આબાદ કામ કરે છે. માથાના દુઃખાવા તથા કળતરને તારથી બોલાવે છે. દરેક લાંચ ખીલાવાળા વેપારી પાસેથી મળશે. તા. ક. બહારગામ માટે આબરૂદાર અને ખંતીલા એજંટો જોઇએ છીએ. બજાર નકલી માલથી સાવચેત રહેજો. લખો, ધી દુર્ગંધ ઓઇલ ડીપો. (દેહ ઓરીસ) મંમાદેવીના તળાવની વચ્ચે લાંચ ધી ચુરીનલ સોસાયટીની બાજુમાં

* * *

છોકરો—મા, બા, આપણાં કે ઇને શ્રીમંત છે, એટલે તેની સખીઓ બધી ચીડાવે છે. કોઇ કહેકે છે છોકરો આવશે ને કોઇ કહે છે કે છોકરી. આથી બધાંને શાંત પાડવા મેં કહ્યું આમ ગભરાવો છો શા માટે? હાંતો છોકરો આવશે અગર છોકરી આવશે. કાંઇ હાથી ઘોડો થોડોજ આવશે. બા સાંભળી બા તો ઘુરકયાં અને બોલ્યાં મારા રો......યા.

પંચોળી.

---

થયેલું જોઇએ છું. રા. કેશવલાલ ( કપાતર ) મુળચંદ મામાની માફક ભવાઇ કરવાનું સારૂં અનુકરણ કરતાં શિખેલ છે. હાસ્યરસમાં ઉર્દુમાં જેમ સોરાબજી ઓગરા છે તેવા નટોની હજુ ગુજરાતને જરૂર છે.

ગુજરાતમાં ઉત્તમ નાટયકારો નથી એમ ભાઇ બાપુલાલ અને જયશંકર પોકાર કરે છે. અને સાહિત્ય સભાના સભાસદો પણ પરસ્પરમાં એવાં રોદન કેટલાંક વર્ષોથી કર્યે જાય છે; છતાં રા. મુળશંકર અને રા. જામનનાં નાટકની સુશિક્ષિત સમાજ અને ઉપરોકત સાહિત્યકારો શા માટે પ્રશંસા કરતા હશે, એ અજાયબ થવા જેવું છે! રા. ચુનીલાલ વર્ધમાન શાહ "સાહિત્ય પ્રિય" પણ "શયદા"ના લેખ બાબત ગોળ ગોળ જવાબ આપે અને 'શયદા'નો કન્હૈયો "બે ઘડી મોજ"માં "સાહિત્ય પ્રિય"ની વિરૂધ્ધ રૂદન કરે! એ તેમની નાટય લેખનની ઉત્તમ સફળતા બસ નથી ?!

હાલમાં ચાલતી નાટક કુંપનીઓનો નિભાવ પીટ કલાસ અને બીજે વર્ગો ઉપર રહેલો છે. રા. શયદાનું નાટક તેવાજ રાગ રાગણીવાળા ગાયન, કવ્વાલીઓ તથા ભાષણોથી લખાયલું હોવાથી હાલમાં તે કુંપનીનું નાટયલક્ષ્ય રીઝે છે. રા. જયશંકર તથા બાપુલાલ અત્યારે જે કાંઇ માનખાટી "પ્રકાશ"માં આવેલ હોય તો તેવાજ ઓડીયન્સથીજ સારા કહેવાતા "સાક્ષરો"તો કેવળ ખીસ્સાં પાકીટને સંભાળી નાટકના માલીક, એકટર અગર પ્રયોજક મહાશયને "તમે સારા છો, અને અમે સારા છીએ"નાં બણગાં ફુંકી વગર ટીકીટે ખેલ જોવાની કોશિષ કરતા હોવાથીજ નાટકવાળાની અધોગતિ મટતી નથી એમ કહીએ તો ચાલે; કારણ કે, નાટકશાળામાં આજકાલ દરેક કંપનીમાં ગાયનાસીકના કોટ વિગેરે શરૂથી ઓરચેસ્ટ્રા શીખવવા ખાતર આવનાર ગૃહસ્થો પોલીસ, રેલ્વે, અગર થીયેટર પાસમાં અથવા તો ઉપર પ્રમાણે લાગવગ ચલાવી ફ્રી પાસથીજ આવે છે. માત્ર સોખાં દસ ટકાજ પૈસા ખર્ચી ખેલ જોનારા ઓરચેસ્ટ્રાના પ્રેક્ષકો હોય છે. અને આપણા આજના વૃધ્ધ માનનીય સાક્ષરો નાટયકલા તરફ સંપૂર્ણ અભાવ રાખી દુર્લક્ષ્ય ધરાવે છે, એટલે તેઓ કહે છે કે:– આપણાં ગુજરાતી નાટકોની અધમ દશાની 'બસ વાત, ના પૂછો!"

આ લેખથી ભાઇ જયશંકર, બાપુલાલ તથા રાજેશ્રી શયદાને યત્કિંચિત અર્જાણુ મટે અને કહેવાતા સાહિત્ય સભાના સાક્ષરો "મોજ–મજાહ" અને "બે ઘડી મોજ" માટે નાટકવાળાઓની નાટક જોવા પુરતી ખોટી ખુશામત મુકી, સાચા હૃદયથી સાહિત્ય સેવા કરવાને ઉત્સુક બને એજ મારી પ્રભો પ્રત્યે પ્રાર્થના છે. ઇતિચિરામ

"આદિત્ય"

નોંધ—ચર્ચા પત્રીના મત સાથે તંત્રી સંમત છે એમ મજવું નહિ

અ. મોજ–મજાહ

# ડોશી માની પાડી !

લખનાર-ઠક્કર હરિરામ પ્રેમજી પરસણ

(વિનોદી ટુચકો.)

એક સ્થળે કથાકાર કથા વાંચવા બેઠો હતો, ત્યાં શ્રવણ કરવા બૈરાંઓનું ટોળું એકઠું થયું. બધી સ્ત્રીઓ વ્યાસજીનાં ચર્ણ સ્પર્શ કરી વન્દન કરી યોગ્ય આસને બેસવા લાગી, તે અરસામાં "ભાણજી પટેલની મા" લાકડીના આધારે ચાલી શ્વાસો શ્વાસને રેલ્વેના એન્જીન માફક પુર જોશમાં અંદર બહાર ખેંચતાણ કરતી આવી અને મધ્ય દેશે આસનારૂઢ થઈ. વૃધ્ધાવસ્થાને લીધે શરીરની ઇંદ્રીઓ નબળી હોવાથી ગુહ્યમાર્ગ મુદ્દારા વાયુ ઉચ્ચાર થઈ ગયો. એટલે તરૂણ બાળકીઓ તથા યુવાન સ્ત્રી મંડળમાં હસાહસ થઈ ગઈ. "ભાણા પટેલની મા" તરૂણ બાળકીઓ તે દશ્ય નિહાળતાં તેની ચક્ષુઓમાં ક્રોધરૂપી જ્વાળા પ્રગટ થઈ અને તે વાક્ ચાતુરીમાં પારંગત્ હોવાથી બરાડો પાડી ઉઠી, "રાંડો તમને પણ ભગવાન મ્હારા જેવી બુઢી-વૃધ્ધા શું નહિ કરે ! ક્યારે તમો પણ મ્હારા જેવી થશો. કહ્યું છે કે:—

"પીપળ પાન ખરંતાં હસતી કુંપળીઆં,
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપડીઆં."

માટે ખબરદાર કોઈ અમ જેવી વૃધ્ધા ઉપર હસ્યું છે તો ! જીભ પણ ખેંચી લઈશ." આખા મહીલા મંડળમાં શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી ગયું. તમામ સ્ત્રી વર્ગ "મૌનાયનમઃ" થઈ ગયો. દરીક મિનિટ વ્યતિત થતાં એક ચાલાક છોકરી બોલી ઉઠી, "માજી, તમો ભટ્ટજી મહારાજના ચર્ણ સ્પર્શ કરતાં ભુલી ગયાં એટલે અમારાથી હસી જવાયું કારણ અમો બાળકીઓ પણ આપ વૃધ્ધોનું અનુકરણ કરતાં શીખીએ."

"ભાણા પટેલની મા" જાણે ઘીમાં આહુતી પડી હોય તેમ એકદમ ભભુકી ઉઠી, "મેર રાંડ, આ વળી કુકડી કયારની અમ જેવી વૃધ્ધોને શીખામણ દેતા શીખી, બચ્ચા !" ચાર પેઢી ત્હારા માવિત્રોની મ્હારા હાથમાંથી નિકળી પણ ત્હારા જેવી દોઢડાહી તો તારા ઘરમાં કોઈ હતીએ નહિ." એમ કહી તે છોકરીને લપડાક લગાવી દીધી તે છોકરી બીચારી રડતી રડતી ત્યાંથી રસ્તો માપી ગઈ. થોડીવાર પછી પુનઃ કોલાહલ થવા લાગ્યો, એટલે સ્ત્રીઓ માંહેમાંહે વાતો કરવા લાગી, "આ તો ડોશી શેર મેરનો ટુકડો છે.

ભાણા પટેલની મા પુનઃ સ્વસ્થ થઈ અને કહ્યું, 'જ્યાં સુધી મહારાજને પગે નહિ લાગું ત્યાં સુધી આ લાકડી મુકરી નહિ." એમ કહી મહારાજ તરફ પ્રસારો કરવા લાગી. મહારાજ પુસ્તક પર દષ્ટી હાલી લેતાં ડોશી સામું નિહાળવા લાગ્યા અને મનમાં કલ્પવા લાગ્યા કે શું ચંદ્રરૂપી ડોશી મ્હારો ભાગ્ય ઝળકે છે કે શું ! એટલામાં તો ભાણા પટેલની મા-મહારાજ તમારા પ...ગ બહાર કાઢોને આ લાકડી હાથની છોકરીઓ નાહક મ્હારો જીવ લઈ લેશે."

વ્યાસ—"માજી, પગ ન કહીએ ચર્ણ કહીએ !"

ડોશી—"બળ્યાં ત્હારા ચ...ર...ણ ! કોણ જાણે અમને તો એવું પિંગળ આવડે નહિ......"

વ્યાસ—"માજી—બ્રાહ્મણને બળ્યા કહીએ તો નરકમાં પડીએ."

ડોશી—'અરે મહારાજ ! નરક તો અમ જેવા અભાગીનાં નશીબમાં ક્યાંથી ! એ તો તમારા જેવા મહાતમાને મળે !"

મ્હારાજે વિચાર્યું કે ડોશી અજ્ઞાન છે ! હોય, દુનિયામાં એવાં પણ હોય, એમ (સ્વગત) વિચારી પુનઃ મોટે સાદે કથા વાંચવા લાગ્યા. કારણ ડોશી કદી કાનોથી બહેરી હોય તો પણ સાંભળી શકે, એટલે ડોશીમા તો તે કથા સાંભળી ફરે ફરે રોવા લાગ્યાં

વ્યાસે વિચાર્યું "ડોશી કથામાં તો સારી રીતે સમજે છે, કારણ કથામાં પણ હાલે કરૂણારસ સંપૂર્ણ છે એમ વિચારી વ્યાસ મહારાજ મનમાં ખુશ થયા. કથા સમાપ્ત થયા, બાદ વ્યાસે કહ્યું માજી, તમો કથા સાંભળવામાં બહુ રસ લીધો-"

ડોશી—"ના દીકરા, હું તો મ્હારી "પાડી" ગઈ પરમ દીને ત્હારી માફક બરાડા પાડી પાડી મરી ગઈ તેમ તું ન મરે તો સારૂં એટલા સારૂ મને રડવું આવ્યું !"

વ્યાસજી તો બીચારા ફીકા ફચ થઈ ગયા. કથા સમાપ્ત કરી ત્યાંથી ગચ્છંતી કરી ગયા અને બૈરાંઓ ડોશીમાની પાડીને સંભારતાં પોતપોતાના ઘર પ્રતીપ્રયાણ કરી ગયા.

સંપૂર્ણ

# દેશી ફિલ્મોમાં જીવતો નાચ.

લખનાર-રા. અશ્વિનિકુમાર

એ પણ એક જમાનો હતો જ્યારે સીનેમા ફિલ્મ નાચ વગરની સુની અને સુકકી લાગતી હતી અને તેને લીધે ત્યાર પછી નીકળતી લગભગ દરેક ફિલ્મમાં જ્યાં ત્યાં પ્રસંગે કે વગર પ્રસંગે નાચો મૂકવામાં આવતા હતા અને તે ધારો પણ હજુ કાયમ છે-પણ......

લડાઇના લાકડાં બળી રહ્યાં, ચંચળ લક્ષ્મી ચાલી ગઇ, વેપાર રોજગાર મંદ થયા, સીનેમાની ફિલ્મો એક પછી એક નબળી નીકળવા માંડી, તેને અંગે લોકો દેશી ફિલ્મ જોતાં અટકવા માંડયાં અને સીનેમાની સીટો ખાલી રહેવા માંડી. અસલી ખર્ચો કાયમ હતા તે નિભાવવાને સીનેમાના માલેકો વિચારમાં પડયા. કેટલાકને બંધ કરવા પડયા. જ્યારે કેટલાક મહામહેનત કરી સારી ફિલ્મો મેળવવા લાગ્યા. છતાં પોતાને ત્યાં આવતી ફિલ્મો બરાબર કાઢવામાં આવતી નથી તેમ સમજી કેટલાક સીનેમાવાળાઓ પોતે ફિલ્મ કાઢવાના ધંધામાં દાખલ થયા. પણ પરિણામ વિપરીત આવ્યું. પોતે પણ ફળીભૂત ન થયા ત્યારે ખરચ નિભાવવા કરવું શું?

નવીન પ્રોડયુસરો જાગ્યા. સંપૂર્ણ જ્ઞાન તથા સારા કારીગરો અને સંપત્તિના અભાવે સારી ફિલ્મો બહાર પડવા ન લાગી, મોઢું લાલ રાખવા પ્રયત્નો ચાલુ થયા. અન્તે નવા તુરકાઓ દાખલ થયા અને તેમાંનો એક તુરકો સ્ટેજ ઉપર નાચ દાખલ થયો. પણ નાચ કરાવવો કોની પાસે? સ્ટુડીઓમાં કામ કરતી નટીઓને પુછવામાં આવ્યું અને તે દીશામાંથી ટેકો મળ્યો, એટલે નાચ શરૂ થયો.

ફિલ્મ દેખાડનાર અને બનાવનાર બન્નેને ફાયદો થવા લાગ્યો અને આ નવા તુરકાને સારૂં ઉત્તેજન મળવા લાગ્યું. પણ ફિલ્મોમાં ધ્યાન બરાબર અપાય છે? ના. સ્ટુડીયોમાં કહેવામાં આવે છે કે "કંઇ નહિ દરડાવ-ચલાવ-કાટ મૂકો, દોડાવો-ઉડાડો-ગમે તેવી પણ જલદી ફિલ્મ બહાર પાડો. આપણો નાચ ફિલ્મને ઉપાડી લેશે" આવા ઉદ્‌ગારથી આ હુન્નરનું ભવિષ્ય શું આવશે તે તેમ વાંચનાર પુંજ સમજી લે. પણ એ નાચનારીઓ કોણ!

ફિલ્મમાં કામ કરતી નટીઓ, જેને જોવાને હજારો લોક તલસી રહે છે અને જેના નામ ઉપરથી ફિલ્મની કીમત થાય છે, તે નટી સ્ટેજ ઉપર આવી નાચ કરે, એક વખત નહિ પણ અનેકવાર આવી, લોકોનો જે મોહ તેના પ્રત્યે છે, તે મોહ ઉતરાવી નાખે છે એટલે ટુંક સમયમાં નાચનો મોહ ઉતરી જાય છે અને તે નટીના નામની ફિલ્મ પણ લોકો જોવા ઇચ્છતા નથી. શું માલીકો આ સમજતા નથી? કોઇ સમજે છે, કોઇ નહી.

પોલીસ કમીશનરનો કાયદો છે કે સ્ટેજ ઉપર એક કમાવનારી વેશ્યા નાચ કરી શકે નહિ, અને બહારની રેગ્યુલર નાચનારીઓ મળી શકતી નથી. જ્યારે છે તો 'દામ મોટાં માગે છે અને સાત દહાડા સુધી રોજ પાંચ પાંચ ખેલમાં નાચી માત્ર બસો રૂપરડીમાં કામ કરવા સીનેમાની નટી સિવાય બીજું કોણ બહાર આવે? કેટલીક ફિલ્મ કંપનીઓ ખરું કહો તો આવી વેશ્યાની એક મુક્તિફોજ શું નથી? મુક્તિ ફોજમાં સખત કાયદા કાનુનથી અને ઉચ્ચ આદર્શ જીવનથી તે ગરીબ વેશ્યાને પુનઃ પોતાનો ગુલામી ધંધો કરવો પડતો નથી, જ્યારે સીનેમાની મુક્તિફોજમાં-કમલ પૈસા કમાવાનો રસ્તો જડે છે. જ્યાં સુધી નાચ ન હતો, ત્યાં સુધી લોકોને સીનેમાની નટી માટે ભારે મોહ હતો, અને એક આના હલકી વેશ્યાની કીમત, સીનેમાની નટી થવા બાદ એકદમ વધી જતી હતી, જ્યારે નાચ ચાલુ થયો કે નાચનારી પોતાનો ધીકતો ધંધો કરવા સ્ટેજ ઉપર આવી અનેક નખરાં કરી અંતે, ઓડીયન્સમાના કોઇ ગમારનું દીલ જીતે છે, અને પછી તે નટીનું નામ ઠેકાણું મેળવવાનું કંઇ અઘરું કામ નથી-લોકોને ઉચ્ચ કળાનું ભાન કરાવતા, આ કહેવાતા નાચો પ્રેક્ષકોને કઇ દિશા તરફ ઘસડી જાય એ કહેવું મુશ્કેલ નથી.

અત્રે એક ખુલાસો કરવાની જરૂર છે. સીનેમાની નટીઓમાંની બધીજ કંઇ હલકો ધંધો કરી કમાવનારી નથી હોતી. તેઓમાંથી કેટલીક ખાનદાન, ઉચ્ચ ભાવનાવાળી, ભણેલી, ગણેલી નટીઓ પણ હોય છે. તેને આ ટીકા લાગુ પડતી નથી. બાકી લગભગ પોણો ભાગ નટીઓને, એ અધમ દીશામાંથી સાંપડેલો હોય છે.

કોઇ કહેશે કે મુંબઇના સારામાં સારા સીનેમામાં વેરાયટીઓ થાય છે. તેમાં નાચ હોય છે. શું તેઓ પણ ઉપર પ્રમાણે હશે? ના. તે નાચનારીઓ કોણ હોય છે? પોતાની જીંદગી નાચમાં ખતમ કરી-આ કળાને આગળ લાવી-લોકોને રંજન કરનાર આ નાચનારીઓ સારા કુળની, ઉચ્ચ ચાલચલણ અને સંસ્કારી હોય છે. કોઇ તેના સામી આંગળી ચીંધી શકતું નથી; જ્યારે અફસોસ સાથે કહેવું પડે છે કે દેશી સીનેમામાં નાચનારીઓ માટે એક જાણને પૂછતાં તેણે કહ્યું કે "તે તો ફલાણી......... અને ફલાણે રહેનારી" અફસોસ! આવી નાચનારીઓને નચાવી કળાની શું સેવા થાય છે તે સમજાતું નથી.

**કેટલાક ખરા દાખલાઓ—**

જ્યારથી આ નાચો શરૂ થયા છે ત્યારથી જે લોકો ઉંચા કલાસમાં બેસતા હતા તેઓ હવે પૈસાદાર છતાં પોતાને ખરાબ લાગે છે તે જાણવા છતાં-ત્રીજા કલાસની ટીકીટ લઇને નાચનારીના આંખના ઇસારાના ભોગી બનવા જાય છે. અને તેને લીધે ઉપલા વર્ગોની સીટો ખાલી પડે છે તે ગેરલાભ કોને?

નાચ જોવા આવનારાઓ કેટલીક વખત સ્ટેજ ઉપર પૈસા,

રૂપિઆ, ફુલો નાખે છે અને ખોટું ધાંધલ ઉભું કરે છે.

નાચ ચાલતી વખતે આંખો અને હાથના હલકા ચાળાઓથી કેટલાક ગૃહસ્થોને બેસવું ભારે થઇ પડે છે. અને અમુક નટી એવા કોઇ રંગીલા પૈસાદાર પ્રેક્ષક સમજી તેની સામુંજ જોયા કરે છે તેથી સારા પ્રેક્ષક ઉઠીને ચાલ્યા જાય છે એવું ઘણીવાર જોવામાં આવે છે. આ જોતાં સારાં આબરૂદાર કુટુમ્બ સીનેમાને આશ્રય આપશે કે ?

વળી એમ પણ સાંભળવામાં અને કેટલાકના જોવામાં આવ્યું છે કે મોજીલા નવજુવાનો નાચનારી નટીના ઘેર જોવાની વાંટ જોતા મોટરો દોડાવે છે, તેમના પાછળ પડનારના પંઝામાંથી બચાવવા થી મુશ્કેલીઓ ઝીલવી પડે છે, તે માલેકોની જાણની બ્હાર નહિ હોય. કોઇવાર પોલીસની ચાંપતી મદદ મેળવવી પડે છે. ત્યારે કોઇવાર આખી રાત સ્ટેજપરજ નટીને પડી રહેવાનો પ્રસંગ શું આવતો નથી ?

સારી નામચીન નટીના અભાવે કેઇ નવી તથા અજ્ઞાન નટીને સ્ટેજ ઉપર ઉતારવાનાં ફાંફાં મારવાં પડે છે અને તેને લીધે સ્ટેજ ઉપર અજ્ઞાન નટીના ધ્રુજતા પગ અને દબાયેલા તથા ગભરાયેલા હૃદયે ગવાતાં તથા હારમોનપેટીવાળાના ઝીલાયેલા ગાયનોથી શું પ્રેક્ષકો રંજીત થાય છે ? કોઇ કોઇવાર ગાળેના વર્ષાદ પડે છે. "ચાલી જા. દૂર થા"ના પોકારો સંભળાય છે. આવા નાચો કરવાથી શો ફાયદો ?

આ ખરી બનેલી બનાવોમાંની કેટલીક ટાંકી છે. મારા નમ્ર વિચારપ્રમાણે આવા નાચો બંધ કરી–સીનેમાના અસલ હુન્નર પાછળ ખંતથી ધ્યાન રાખી, સારી મનોરંજક ફિલ્મો કાઢવામાં આવે તો જરૂર પ્રેક્ષકો રંજીત થાય અને તમારા સારા કામ માટે તમોને શાબાશી આપે.

આવા નાચથી તમો બે દહાડા પૈસા કમાશો, પણ એક ઉતરી ગયેલા ઘોડા માફક જ્યારે લોકોનો મોહ નાચ ઉપરથી ઉતરી જશે ત્યારે તમો તમારી નબળી ફિલ્મો સાથે તમારી હાલતનો વિચાર સમજશો. અત્યારે તો ચંચળ લક્ષ્મીના મોહમાં કે પછી અણજાણતી હરીફાઇમાં તમારી ગાડી પૂર બ્હારથી દોડાવી જાઓ છો પણ સવેળાની ચેતવણી રૂપી રસ્તામાં મોટું પાટીયું ઉભું કરવામાં આવ્યું છે જે સૂચવે છે કે,

"આગળ ખાડો છે–સંભાળીને ચાલો."

તા. ક. મ્હેં આ લેખ કોઇને અંગત આક્ષેપ અથવા તો અપમાન કરવાના હેતુથી લખ્યો નથી. માત્ર હાલની પરિસ્થતિ જોતાં મને જે વિચારો સુજ્યા છે તે સિનેમાના ઉત્કર્ષ માટે હું તેમની આગળ વિચાર કરવા રજૂ કરૂં છું.

"અશ્વનીકુમાર"

હવે તે સ્ટુડીયો જાણીતા શેઠ મહમદઅલી જે. પી. તે ઇમ્પીરીયલ સીનેમાના માલેક અને મી. અરદેશર ઇરાનીતે સીનેમા મેજેસ્ટીકના માલેકના હાથમાં જઇ નવીનં કંપનીમાં ફેરવાઇ ગયો છે. આ નવીન કંપનીનું નામ 'ઇમ્પીરીયલ ફિલ્મ કું.' આપવામાં આવ્યું છે.

અમો અમારા ગયા અંકમાં જણાવી ગયા તે પ્રમાણે કોહીનૂરના માજી એજન્ટ મેસર્સ ભયુભાઇ ભગુભાઇ કેટલાક કારણોથી આ કંપનીમાં જોડાયા નથી. તેમને બદલે એક ધનાઢ્ય મોહમેડન વેપારી જોડાયાનું સંભળાય છે. આ કંપનીનું પહેલું ચિત્રપટ મી. સહેની લખેલી વાર્તા "પ્યારી મમતા" મી. મીશ્રના હાથે ડાયરેક્ટ થયેલી ટુંક સમયમાં દેખાવ દેશે જ્યારે મી. ભવનાનીને એક ચિત્રપટ માટે રોકવામાં આવ્યાનું સંભળાય છે અને તેઓ મી. મુન્શીમદારની લખેલી વાર્તા નામે "ભામાશા"ની ઐતિહાસિક ફિલ્મ આવતા સોમવારથી શરૂ કરનાર છે. સાંભળવા પ્રમાણે કદાચ મિસ સુલોચના આ કંપનીમાં જોડાય એવી વકી રાખવામાં આવે છે અને કંપનીનું સ્થાન કોઇ નવીન જગ્યાએ જશે.

* * *

મેજેસ્ટીક—રોયલ આર્ટ સ્ટુડીઓનું ચિત્રપટ પાણીમાં આગ યાને નીતિ વિજય.

કૃષ્ણ—શારદા કૃત-સુવર્ણ કમલ અને કાલિકા મૂર્તિ બીજું અઠવાડીયું ચાલુ છે.

ઇમ્પીરીયલ—કોહીનુર કૃત સીનેમાની રાણી

ગ્લોબ—એડીપોલોનો ત્રીજો હપતો ચાલુ છે.

કાર્નેન—યુનીવર્સલની સીરીયલ દુશ્મને ઇમાન

* * *

હાલમાં જર્મનની રાજધાની બર્લીનમાં એક રશિયન ફિલ્મ બતાવવામાં આવે છે. ઈ. સ. ૧૯૦૫માં કાળા સમુદ્રના કાફલા માંહેલો એક નાવિક વિદ્રોહી બન્યો હતો અને તે ઘટનાને અવલંબીને આ ફિલ્મ બનાવવામાં આવી છે. જર્મનીએ આ ફિલમનો અદભુત ફિલ્મ તરીકે સ્વીકાર કર્યો છે અને ત્યાંની પ્રજા તે ફિલ્મ જોતાં પત્થાઇ દીવાની થઇ ગઇ છે. જ્યારે કેટલાક રાજનૈતિકો તે ફિલ્મ બંધ કરાવવાની પેરવી કરી રહ્યા છે પરંતુ રાજમંત્રીએ તેઓનું કહેવું માન્યું નથી.

* * *

પ્રખ્યાત નટ ડગ્લાસ ફેરબંક્સ થોડા વખત પહેલાં જ જર્મનીમાં હતાં અને આ ફિલ્મ જોઇ તેઓ મુગ્ધ થઇ ગયા અને કહ્યું હતું કે આ ફિલમનો પ્રભાવ તેનાં ભાવિ અભિનય પર પડ્યા સિવાય રહેશે નહિ. આ છબીનું નામ "આર્મર્ડ ક્રુઝર પોટેમકિન" છે.

* * *

આપણાં દેશમાં નાટક અને સિનેમાની અંદર બીડી પીવાની સખ્ત મનાઇ છે; પરંતુ અમેરિકાના ફોલ ખીયાના થિયેટરોના માલિકોએ સ્ત્રીઓને ધુમ્રપાન કરવાની છુટ આપી છે. એટલુંજ નહિ પણ આગામી શિયાળાની ઋતુમાં સ્ત્રી યા પુરૂષ જે કોઇ પ્રેક્ષક હોય તેને ચહા મફત પુરી પાડવાનો ઠરાવ કર્યો છે.

# ખૂબસૂરતીનું ખપ્પર

યાને

ચાલુ જમાનાની ચુડેલ !

( ડિટેક્ટિવ નવલકથા )

લખનારઃ-રા. ગુપ્તદૂત

## પ્રકરણ ૧૪ મું.

—:(૦):—

### મિલન—લગ્ન

મોહિની મુંબાઈ છોડી ચાલી ગઈ તેથી ચંદ્રકાન્ત ઘણો ચંચળ બની ગયો. આ સંસારમાં પ્રેમની લીલા કોણ સમજી શકે છે ! પોતાના મનને મનાવવાના ચંદ્રકાન્તે ઘણા પ્રયત્ન કર્યા; પરંતુ તેના બંડખોર મનનું કોઈ પણ પ્રકારે સમાધાન થયું નહિ. આહાર નિદ્રા ઉપરથી તેની રૂચિ ઉઠી ગઈ હતી. શું કરવું, ક્યાં જવું, ક્યાં જવાથી ચિત્ત શાન્ત થઈ શકશે એ સંબંધીનો કોઈ નિર્ણય તે કરી શક્યો નહિ. છેવટે કામકાજમાં મન લગાડવાથી મોહિનીના વિયોગની વેદના ભૂલી જવાશે એમ વિચારી તે રામપુર ચાલ્યો ગયો.

જાગીરમાં જવા છતાં પણ તે શાન્તિ મેળવી શક્યો નહિ. રાત્રિદિવસ તેનું મન જાણે કે હાહાકાર કરતું હતું, તેના હૃદયમાં જાણે કે, દારૂણ દાવાનળ સળગી ઉઠ્યો હતો. હતભાગ્ય ચંદ્રકાન્ત ખૂબસૂરતીના ખપ્પરનો શિકાર થઈ પડ્યો હતો. એક ક્ષણ માટે પણ તે માયાવિની મોહિનીની મૂર્તિને ભૂલી શકતો નહોતો.

એવામાં એક પત્ર આવવાથી ચંદ્રકાન્તના શોકાગ્નિમાં ઘૃતાહુતિ જેવું થયું. એ પત્ર મુંબાઈને શિરનામે થઈ જાગીરમાં આવ્યો હતો.

ચંદ્રકાન્ત ઘણા સમય સુધી પત્ર હાથમાં ઝાલી બેસી રહ્યો, તે એ પત્ર ખોલવાની હિમ્મત કરી શકતો નહોતો. ઘણો વખત વીતી ગયા પછી કંપતા હાથે તેણે પત્ર ખોલ્યો. પત્રમાં મોહિનીએ લખ્યું હતું કે:—

"પ્રિયતમ !"

તમે આ દાસી ઉપર ખોટો વહેમ લાવ્યા છો. મુંબાઈ છોડ્યા પછી કોઈ પણ સ્થળે હું શાન્તિ અનુભવી શકી નથી. આ જીવનમાં તમારા વિયોગે હું સુખી થઈ શકું એવી આશા નથી. જો તમે આ દાસી ઉપર દયા લાવી મનમાંથી વૃથા વહેમને દૂર કરો તોજ દાસી પુનઃ સુખી થઈ શકે તેમ છે. હમણાં હું પુનામાં છું; જ્યાં અહીં હવે વિશેષ દિવસ સુધી રહેવાની નથી. આ અનાથિની મોહિનીને તમે ઉદારચિત્તે ક્ષમા નહિ આપો કે ! આ પત્રનો ઉત્તર મળવાની આશામાં આવતા રવિવાર સુધી હું અહીં રહીશ.

લી૦ સેવિકા મોહિની."

ચંદ્રકાન્તે એ પત્રનો ઉત્તર આપ્યો નહિ. તે દિવસે જ એ પોતે પુના તરફ રવાના થયો. જે પેસેન્જર ટ્રેનમાં બેસી સત્યાનંદ પુના જતો હતો તેજ ટ્રેનના ફર્સ્ટ ક્લાસમાં ચંદ્રકાન્ત બેઠેલો હતો. તે સત્યાનંદને ઓળખતો હોવા છતાં સત્યાનંદે વેશ બદલેલો હોવાથી તેને ઓળખી શક્યો નહિ.

પુના જઈ ચંદ્રકાન્ત નિરાશ થયો. ઘણા દિવસ જઈ તપાસ કરતાં તેને એમ માલુમ પડ્યું કે, મોહિની તરત દિવસ પહેલાં

આવેલા પોતાને બંગલે ચાલી ગઇ હતી ! ચંદ્રકાન્તને પત્ર લખ્યા પછી તરતજ મોહિનીએ પુના છોડયું હતું. આમ કરવામાં તેનો શો હેતુ હશે તે પુષ્કળ વિચાર કરવા છતાં ચંદ્રકાન્ત સમજી શકયો નહિ. મોહિની કોઇ જરૂરી કારણને લીધેજ થાણા ગઇ હશે એમ તેને લાગ્યું. છેવટે ચંદ્રકાન્ત પણ થાણા તરફ વિદાય થયો.

પ્રેમથી માણસ અંધ બની જાય છે એવું જે કહેવામાં આવે છે તે ખોટું નથી. ચંદ્રકાન્ત પ્રેમથી-મોહથી અંધ બન્યો હતો. તે માયાવિની મોહિનીના ખૂબસુરતીના ખપ્પરનો ભોગ થઇ પડયો હતો.

* * *

જે વખતે ચંદ્રકાન્ત થાણા જવા નીકળ્યો તે વખતે મોહિની થાણામાં આવેલા પોતાના સુસજ્જિત મકાનમાં છબિલદાસ સાથે વાતચિત કરતી બેઠી હતી. મોહિનીને પૈસાની ખોટ નહોતી. એના જેવી રૂપવતી તથા બુધ્ધિમતી સુંદરીને પૈસાની ખોટ પડે એ અસંભવ હતું. તે જે જે સ્થળે જતી એ દરેક સ્થળે ઘણા ઠાઠમાઠથી રહેતી હતી.

મોહિનીએ હસતાં હસતાં કહ્યું, "હું જાણું છું કે, તમને પૈસા ટકાની તાણ પડે તેમ નથી. હવે થોડા દિવસ સુધી મોજ-મજાહમાં રહી શકાશે. હું હવે વિશેષ રકમની માગણી નહિ કરૂં. કામ પાર પાડવામાં કાંઇ હરકત નહોતી નડી ને ?"

છબિલદાસે કહ્યું, "ના, અમે દરેક કાર્ય ઘણી ચાલાકીથી કરીએ છીએ; છતાં લાસ પકડાઇ છે એ ખોટું થયું છે. એ માણસ ત્ર્યંબકલાલ છે એમ સાબિત થયું છે. એના નામની સહી કરી કોણ પેટી લઇ ગયું એ વિષયની તપાસ ચાલે છે. પોલિસખાતું અથડાઇ કુટાઇ મરી જશે તો પણ ખરો ભેદ જાણી જાણી શકશે નહિ."

આમ કહી છબિલદાસ હસી પડયો. મોહિનીએ ભવાં સંકુચિત કરી કહ્યું,

"ત્યારે તો ત્ર્યંબકલાલને ટ્રેનમાંથી નીચે ફેંકી દઇ કોઇએ તેના ખીસ્સામાંથી રસીદ કાઢી લઇ, ત્ર્યંબકલાલના નામની સહી કરી બગેજ ઑફિસમાંથી પેટી લીધી છે એમ સાબિત થયું હશે ?"

"હા, કાંઇક અંશે એમજ થયું છે. જો તમે વકીલ થયાં હોત તો મહિને ઓછામાં ઓછી દશ પંદર હજાર રૂપિયાની કમાણી કરી શકત."

મોહિનીએ છબિલદાસની આ વાત તરફ દુર્લક્ષ કરી કહ્યું, "ત્યારે તો ખુન-ખોટી સહી, ચોરી—"

મોહિનીનું વાકય નોકરના આવવાથી અપૂર્ણજ રહ્યું. નોકરે આવી કહ્યું, "મેમ સાહેબ ! એક ગૃહસ્થ આપને મળવાના હેતુથી આવ્યા છે."

"એમનું નામ શું છે એ પુછ્યું ?" મોહિનીએ નોકરને પુછ્યું.

"હા; એમનું નામ ચંદ્રકાન્ત છે."

"ઠીક, છેવટે આવ્યા ખરા !" સ્વગત આમ કહી મોહિનીએ નોકર તરફ જોઇ આજ્ઞા કરી, "એમને સન્માન સહિત અહીં લઇ આવ."

છબિલદાસ વ્યાકુળતાથી બોલી ઉઠયો, "એ મ્હને અહીં જોશે તો ?"

મોહિનીએ મૃદુ હાસ્ય કરી કહ્યું, "તમે આ પાછલા દરવાજેથી છટકી જાઓ."

ક્ષણ કાળમાંજ છબિલદાસ અદ્રશ્ય થઇ ગયો અને તે સાથેજ ચંદ્રકાન્તે એ ગૃહમાં પ્રવેશ કર્યો.

મોહિનીએ આસન ઉપરથી ઉઠી ભુવનને મુગ્ધ બનાવે એવું મનોહર જાદુભર્યું હાસ્ય કરી ચંદ્રકાન્ત નજીક દોડી જઇ તેના બન્ને હાથ પોતાના હાથમાં લીધા. પછી તેણે ચંદ્રકાન્તના ખભા ઉપર મસ્તક રાખી અત્યંત કોમળ તથા મધુર સ્વરે કહ્યું, "હું જાણતી હતી કે, તમે અવશ્ય આવશો;—તમે મ્હને ક્ષમા આપશો."

ચંદ્રકાન્તે રૂંધાઇ ગયેલા કંઠે કહ્યું,—"ભૂલ મ્હારી છે. તમને ક્ષમા આપવાની યોગ્યતા મ્હારામાં નથી. એકાએક ગુસ્સે ભરાઇ મ્હેં તમારા દિલને દુઃખી કર્યું છે."

મોહિની ચંદ્રકાન્તને એક કોચ પાસે લઇ જઇ તેની સાથે કોચ ઉપર બેઠી. પછી તેણે કહ્યું, "ભૂલ તમારી નહિ પણ મ્હારીજ છે. આ અભાગિનીના—"

ચંદ્રકાન્તે મોહિનીના મુખ ઉપર હાથ દબાવી કહ્યું, "એવું ન બોલો. આપણો બન્નેનો કદાપિ વિયોગ ન થાય એ હેતુથી તમે કહો તે દિવસે હું તમારી સાથે લગ્ન કરવા તૈયાર છું."

મોહિનીનું હૃદય ઉછળવા લાગ્યું. તેણે કહ્યું આપણું બન્નેનું લગ્ન થશે એટલે મ્હારા શત્રુઓનાં મ્હોં ઠીકરાં જેવાં કાળાં થઇ જશે."

અતિશય આવેગથી મોહિનીનો હાથ દબાવી ચંદ્રકાન્તે કહ્યું, "મોહિની, પ્રાણેશ્વરિ, ત્યારે કયા દિવસે એ શુભ કાર્ય આટોપવાની ત્હારી ઇચ્છા છે ?"

"આચાર્ય સત્યાનંદ અહીં આવે એવો તમે તાર કરો. તેઓ આવશે એટલી એમની સલાહ લઇ બધી યોજના નક્કી કરી શકાશે.

"હમણાંજ હું એમને તાર કરૂં છું."

આવા પ્રેમદ્રશ્યનું વર્ણન કરવા જેટલી યોગ્યતા અમારામાં નથી એ વાત અમે મુકત કંઠે સ્વીકારીએ છીએ. મોહિનીના મોહથી ચંદ્રકાન્ત મુગ્ધ થઇ ગયો હતો. આનંદથી, સુખથી તે આખું જગત્ ભૂલી ગયો હતો; છતાં મોહિનીના પ્રેમાભિનયની પાછળ કુટિલ હાસ્ય છુપાઇ રહ્યું હતું કે કેમ એ કેવળ ભગવાન જાણતા હતા.

યથા સમયે ચંદ્રકાન્તનો વિવાહ થયો. પોતાને સ્વર્ગ સુખની પ્રાપ્તિ થઇ હોય એમજ તેને લાગ્યું; પરંતુ એ પ્રસંગે ભાગ્યદેવી

રેવું મીઠું હાસ્ય કરી રહી હતી એ ચંદ્રકાન્ત જોઇ કે જાણી શક્યો નહિ. પોતાની ખૂબસૂરતીના ખપ્પરમાં ચંદ્રકાન્તને સપડાવવાની મોહિનીની ઇચ્છા પણ આટલા દિવસે સફળ થઇ. ચંદ્રકાન્તની દુર્દશા થશે કે શું ? એ સંબંધી અમે હમણાં કાંઇ કહી શકતા નથી.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### સુલોચનાનો સંકલ્પ

ચંદ્રકાન્ત મુંબાઇ અગર તો પોતાની જાગીરમાં નહિ જતાં મોહિનીની પાસેજ રહ્યો. તે મોહિનીના પ્રેમસાગરમાં ગંભીર રૂપથી ડૂબવા લાગ્યો. ઘરબાર, બંધુબાંધવો વગેરે સહુને તે ભૂલી ગયો. જ્યારે જ્યારે રૂપિયાની જરૂર પડતી હતી ત્યારે ત્યારે તેને ઘર યાદ આવતું હતું. રૂપિયાની જરૂર પડતાં જાગીરમાં કામકાજ કરતા પોતાના કારભારીને તે પત્ર લખતો હતો. કારભારી બીચારો માલિકની આજ્ઞાનું ઉલ્લંઘન કેવી રીતે કરી શકે ? તે ચંદ્રકાન્તને જોઇતી રકમ યથા સમયે મોકલી આપતો હતો. જાગીરમાંથી આવેલી રકમ ખરચાઇ જતી એટલે ચંદ્રકાન્ત પાછો ફરીથી પત્ર લખી પૈસા મંગાવતો હતો.

ચંદ્રકાન્ત સહુને ભૂલી ગયો હતો; પરંતુ સુલોચના અને સુંદરલાલ તેને ભૂલી ગયાં નહોતાં. સુલોચનાની આકૃતિ પ્રકૃતિમાં આસમાન જમીન જેટલો ફેર થઇ ગયો હતો. પ્રથમનું તેનું ચિર પ્રફુલ્લ મુખ હવે ચિંતાની છાયાથી મલિન થઇ ગયેલું જોવામાં આવતું હતું; તેનું પ્રથમનું મંજુલ હાસ્ય અદૃશ્ય થઇ ગયું હતું. હવે તે કોઇની સાથે વિશેષ વાતચિત નહિ કરતાં ચિંતાતુર ચિત્તે એકાંતમાં બેસી રહેતી હતી. સુંદરલાલ સુલોચનાના મનની વાત જાણી શક્યો હતો. પોતાના પ્રિયમિત્ર ચંદ્રકાન્ત સાથે સુલોચનાનો વિવાહ કરવાની તેની આંતરિક ઇચ્છા હતી; પરંતુ વિધિનું વિધાન ઉલટું હતું. લલાટના લેખ-ફેરવવાની શક્તિ કોઇનામાં નથી હોતી.

એક દિવસે સુલોચનાએ સુંદરલાલને એકાંતમાં બેઠેલો જોઇ પૂછ્યું, " એ સ્ત્રી તમે કહો છો એવી ભયંકર છે કે ! "

સુંદરલાલ એક વૈદક ગ્રંથ વાંચતો હતો. સુલોચનાનો પ્રશ્ન સાંભળી ચમકી ઉઠી તેણે ઉંચું જોયું. પછી તેણે પૂછ્યું, "સુલોચના, તમે મ્હને શી વાત પૂછો છો ? "

સુલોચનાએ ફરીથી પૂછ્યું, "એ સ્ત્રી તમે કહો છો. એવી ભયંકર છે કે ! "

પોતે જાણે કાંઇ સમજી શક્યો ન હોય એવો ભાવ દર્શાવતાં સુંદરલાલે પૂછ્યું, 'તમે કઇ સ્ત્રીની વાત પૂછો છો ? "

" જે સ્ત્રી સાથે તમારા મિત્ર ચંદ્રકાન્તે લગ્ન કર્યું છે એની."

" લગ્ન કર્યું છે એવી વાત તમને કોણે કહી ? "

" એ વાત તમે મ્હને નહિ કહેલી હોવા છતાં હું જાણી શકું છું. લગ્નની હકીકત વર્તમાનપત્રમાં પ્રસિધ્ધ થએલી હોઇ તે મ્હારા વાંચવામાં આવી છે. કાશીમાં ચંદ્રકાન્ત સાથે મોહિનીનું સુધારક લગ્ન થયું છે. મોહિની ભયંકર સ્ત્રી છે કે ? "

" તમે મ્હને આવો પ્રશ્ન શા માટે પૂછો છો ? હું કંઇ જાણતો નથી." સુંદરલાલે મોહિનીના પ્રશ્નને ઉડાવી દેવાના હેતુથી કહ્યું.

" આવી રીતે મ્હારી પાસે અસત્ય શા માટે બોલો છો ? પહેલાં એક દિવસે તમેજ મ્હને એમ કહ્યું હતું કે, જો ચંદ્રકાન્તને મોહિનીના ખરા સ્વરૂપની ખબર હોત તો તેઓ તેને સર્પિણી સમજી તેનાથી દૂર રહેત. પછી એક દિવસે મોહિની તમને મળવા આવી હતી. તમારી સાથે એની જુની ઓળખાણ છે એ વાત હું જાણું છું. મોહિની ખરી રીતે ભયંકર દામિની છે કે કેમ એ હું જાણવા ઇચ્છું છું."

સુંદરલાલે સુલોચનાનો આવો તેજસ્વી ભાવ પૂર્વે કદાપિ જોયો નહોતો. તે વિસ્મિત બની થોડા સમય સુધી સુલોચનાના મુખ તરફ જોઇ રહ્યો. પછી મૃદુ સ્વરે તેણે કહ્યું, " જો કદાચ એ સ્ત્રી ભયંકર હોય તો પણ હવે આપણાથી શું થાય. શું તેમ છે ? "

" જો મોહિની ભયંકર સ્ત્રી હોય તો તેના પંજામાંથી ચંદ્રકાન્તને બચાવવા એ આપણી ફરજ નથી કે ! "

" પરંતુ લગ્ન તો થઇ ગયું છે."

" તેથી શું થઇ ગયું ! એ વિવાહ અટકાવવાની તમારી ફરજ નહોતી કે !"

" મોહિની સાથે સંબંધ નહિ બાંધવા મ્હેં ચંદ્રકાન્તને કહ્યું હતું."

" તમે તેમને બધી હકીકત શા માટે કહી નહોતી ?"

" બધી હકીકત કહી શકું એવો ઉપાય નહોતો."

" ત્યારે એ હકીકત તમે મ્હને કહો."

" તમારી આ ઇચ્છા હું પાર પાડી શકું તેમ નથી."

" ઠીક છે, તમે એ વાત મ્હને ના કહેશો; છતાં હું સમજી શકી છું કે, ચંદ્રકાન્તે અજાણ્યા મોહિની સાથે લગ્ન કર્યું છે. મોહિની તેમને પોતાની ખૂબસૂરતીના ખપ્પરમાં ફસાવી તેમના સર્વસ્વનો નાશ કરશે. તમે ચંદ્રકાન્તના મિત્ર હોવાથી તેમનું રક્ષણ કરવાની તમારી ફરજ હતી; જે ફરજ તમે નથી બજાવી તે હવે હું બજાવીશ."

આમ કહી સુલોચના મન માનિનીની માફક ધીમે ધીમે એ રૂમનો ત્યાગ કરી ચાલી ગઇ. સુંદરલાલ તેના તરફ જોઇ રહ્યો. પછી અંતરના ઉંડાણમાંથી એક ગહન નિઃશ્વાસ નાખી પોતાના મન સાથે તેણે કહ્યું, "વિધિનું વિધાન કેવું છે એ કોણ કહી શકે તેમ છે ? આ પ્રકારનો અંત કેવા રૂપમાં આવશે એ કોણ સમજી શકે તેમ છે ?

---

# એક મહાન શોધ-માટે-મારામારી—

દેશના દુશ્મનોનીતે શોધ-તેનો નકશો-કબજે કરવાની ખટપટ-કાવાદાવા-કાવતરાં-દાવપેચ-પણ-

## શોધકની છોકરીના પ્યારમાં પડેલો રીપોર્ટર

જેની વખતસરની કીંમતી મદદ-બચાવ—

## શનીવાર તારીખ ૧૧ મીથી શરૂ થયેલી

યુનીવરસલની તદન નવી જંગી ૨૦ ભાગની જોગવર

—સી રી ય લ—

# દુશ્મને ઇમાન

જેમાં

મોટરને રેલ્વે ટ્રેનની અથડાઅથડી.

એક જબરજસ્ત પીયાનો પહેલે માળેથી પડયો.

ટ્રેન સાથ મોટરની શરત.

વગર ડ્રાઇવરની ટ્રેનની અફળાટમાં એક ભુલકું.




આ સીરીયલ એટલી તો સરસ છે કે તેને એક વખત જોતાં તમે નહીં ધરાઓ. પહેલો હફતો જોતાંજ તમારી ખાત્રી થશે.

# ક્રાઉન સીનેમા સેન્ડહરસ્ટ રોડ

(યુનીવરસલ પીક્ચર હાઉસ)

શની રવી તહેવાર વધારાનો શો ૩-૩૦ દરરોજ ૫-૧૫, ૭, ૮-૪૫ અને ૧૦-૩૦

પરાજય અને નીરાશ થયેલાનો ફરી પ્રયત્ન પણ નીષ્ફળ ગયો—
કારણ જાદુનું જોર ચાલ્યું ગયું—અને—
અનીતિએ પણ સ્હાયતાથી છોડી—કારણ—નીતિ પાસે હાર કબુલ કરી—હાથ હેઠા પડયા—
અનીતિની સ્હાયતા પર ઝઝુમનાં—માયાવતિએ પાણીમાં આગ લગાડી.
રોયલ આર્ટ સ્ટુડીઓનું મોટે ખર્ચે તૈયાર કરેલ



# પાણીમાં આગ યાને નીતિ વિજય

એક સંસારની વિચિત્રતા બતાવતું નવું ચિત્રપટ

શનીવાર તારીખ ૧૧ મી સપ્ટેમ્બરથી શરૂ છે—જરૂર આ ચિત્રપટ જોજો—ભુલતા નાહ

## સીનેમા મેજેસ્ટીક ગીરગામ મુંબઈ ૪.

આવે છે. | માદન "કંપની"ની તદન નવી ફીલમ "તસ્વીરે હિન્દ"

Reg. No B.

# આજેજ જુઓ! પસ્તાશો! આજેજ જુઓ!

સિંહણ કેરૂં દુધ હોય તે સિંહણ સૂતને જરે! અવર પાત્ર ફોડીને નીકળે!!!
એ જગજાહેર સિદ્ધાંતને અનુમોદન આપતું અત્યંત લોકપ્રિય નિવડેલું ચીત્રપટ.

# સુવર્ણ કમલ યાને કાલીકા મૂર્તિ

મૃત્યુ ભૂમી પર પ્રેમ ખરીદવા નિકળેલી ઇન્દ્ર દરબારની અપ્સરાનો પ્રેમમય રસિલો રંગીલો ચિતાર
કજીઆ દલાલ, નારદજીની ડબલ ઢોલકીનો ચમત્કાર, કાલિકા ભક્ત પર બળાત્કાર, કાલિકા
દેવીનું પ્રાગટ્ય અને સાક્ષાત્કાર, બેભાગ રાજકુમારોનો ભર દરબારમાં નાચ-ન.સાનાસ
ભાગાભાગ વગેરે વગેરે એકેએક સિન જોતાં તમો આફ્રીન પોકારશો.

## શારદા ફીલ્મ કું કૃત

## કૃષ્ણ સીનેમા

---

# આવે છે! તારીખ માટે જોતા રહો આવે છે!

શાહેનશાહ અકબરના જમાનાની એક હૃદયભેદક પ્રેમ કથની.

# દીલારામ

# મોજ-મજાહના દિવાળીના

# ખાસ અંકની

## ધમધોકાર તૈયારી ચાલી રહી છે



મનમોદક ચિત્રો-વિદ્વાનોના આકર્ષક લેખો અને વાર્તાઓથી ખીચોખીચ ભરપુર.

**જાહેર ખબર માટે અપુર્વ સંધિ**

મળો મેનેજર, મોજ-મજાહ



ભાદરવા શુદ ૧૨ | રવિવાર તારીખ ૧૯ મી સપ્ટેમ્બર ૧૯૨૬ | વર્ષ ૩ જું. અંક ૨૫



## ઉક્તિઓ

જવાસાને:—

પત્રો ખરી સકલ વૃક્ષ. સુકા બન્યા'તા,
સ્પર્ધા-તરંગ તુજ ચિત્ત વદા ન માતા;
જોઈ સુ'બાલ' વનથી સુકીને નિશાસા !
શાને સુકાય અમથો અમથો જવાસા ?

કમળને:—

રે ! પંકજ નાદાન શોચ તૂં શીદ કરે છે ?
સુખમાં ખીલ્યું ખુબ વિપત્તિમાં શું ડરે છે ?
નથી આપદા કદી સદા આવી રહેવાની,
અંધકારમય નિશા એક દી વીતિ જવાની.
પડે પ્રકાશ પ્રભાતનો, મળીશ તારા મિત્રને,
અણમૂલા આનંદના 'બાલ' નિરખજે ચિત્રને.

સૂર્યને:—

હે દીનેશ ! પ્રતાપ સૃષ્ટિ પર પ્રસર્યો તારો,
પરંતુ કમલિની તણા પ્રેમને તેં ન વિચાર્યો;
સઘળું ભૂલી ભાન પ્રેમમાં મસ્ત બન્યો છે,
કોમલ કમલિની નિરખી મોહથી અંધ થયો છે.
વીત્યો દિન સન્ધ્યા નિકટ વિયોગની આવી રહી,
'બાલ' દેશ બદલે ન તું પ્રેમ પરીક્ષા તો ખરી.

ભમરાને:—

રે મધુકર મતિહીન ! ભૂલ તેં ભારી કીધી,
મધુ-રસ પીતા જતાં કલમાં કેદજ લીધી;
હવે શીદને કરે વિકલ થા હિંમત ખોઈ,
વિષય લાલસા. માંહી શાન્તિ કોઈએ છે જોઈ ?
રહીશ ધીરજ ધારતાં રાત્રિ વિતે આનંદમાં
'બાલ' ખ્યાલ કરજે હવે ફરી ન ફસનો ફંદમાં.

ભમરીને:—

ઓ ભમરી અલિ બ્હેન ! વિરહ વહ્નિમાં બળ ના,
લોભાયો ફુલમાંહી મધુપ કંઈ પડી જ કળ ના;
પ્રાત થઈ સુપ્રભાત આવશે પેર પ્રિતેથી,
કરીને પશ્ચાતાપ ચાહશે તુજ ચિન્તેથી;
વિરહ દુઃખ સહવા થકી પ્રેમ-મલિનતા ઘટિ જતી,
પ્રકાશ પડતો પ્રેમનો 'બાલ' મતિ સુખદા થતી.

હરણ:—

રે ! મૃગ સંગીતનાદ સુણીને કાં લોભાયે ?
કુટિલ કાલ વિકરાળ બાણથી જાન ગુમાવે !
એજ મધુરો નાદ અંતમાં થાશે ઝેરી,
નિષ્ઠુરતાથી પ્રાણ લઈ ખુશી થાશે વેરી.
ભસંગ ના તૂં ભૂલતો મોહિ ક્ષણિક આસ્વાદને,
તજી 'બાલ' ઉન્માદ તૂં ઓળખજે વિનાદને.

પારાધીને:—

રે ! રે ! નિષ્ઠુર નીચ શિકારી ! શું તૂં કરતો ?
જાલ બિછાવી કેક જીવોના પ્રાણ શું હરતો !
કમજોરોના જીવ કપટથી લે શું કરવા ?
અસ્થિર સુખના માટ પાપના ભાતાં ભરવા !
નિર્દોષીને દુઃખ દઈ 'બાલ' કોઈ સુખી થતો,
દુષ્કર્મોને પાપનો બદલો અહિંયાં મળી જતો.

બાલકવિ.

# જુબેદા

અથવા

## રહસ્યમયી રમણી

( ખંડ બીજો )

### પ્રકરણ ૭ મું.

—:o:—

જુદી જુદી જાતની ચિંતાઓથી મેં આખી રાત નિદ્રા લીધા વિનાજ વીતાડી. છતાં કોઇપણ વિષયની મિમાંસા બરાબર કરી શકયો નહિ. જુબેદાના વિચિત્ર વ્યવહારે અને અદ્દભુત ચરિત્રે મને સર્વથી વિશેષ વિસ્મિત બનાવી દીધો હતો. તેણે મને સંદેશો મોકલવાનું જણાવ્યું હતું; એટલે આશાથી રાહ જોતાં મેં સમસ્ત રાત્રિ વિતાવી પણ સંદેશ આવ્યો નહિ.

બીજે દિવસે સૂર્યાસ્ત થયા પછી સુલતાનના અનુચરો ગાનતાનમાં ગુલતાન બન્યા હતા, તે વખતે હું મારા તંબુમાંથી બહાર નીકળ્યો. બે ત્રણ તંબુઓ વટાવ્યા બાદ હું એક વિરાટ તંબુની પાસે આવી ઉભો રહ્યો. આ તંબુપર એક કાફરી ઔરત હાથમાં નાગી તલવાર લઇ પહેરો ભરતી હતી. મને જોતાંજ તે તંબુમાં અદ્રશ્ય થઇ ગઇ, પછી તરતજ પાછી આવી અને મને નેત્રસંકેત કરી તેની પાછળ આવવાનું કહ્યું. વિસ્મય અને વિહ્વળ દ્રષ્ટિથી ચારે તરફ જોતાં હું તેની પછવાડે ચાલવા લાગ્યો. એક ઓરડા પાસે તે ઉભી રહી અને તેનો પડદો ખસેડી અમો બંને તેમાં દાખલ થયાં. આ સુસજ્જિત ઓરડામાં એક મખમલના કૉચ ઉપર વ્યાઘ્રચર્મ પાથરી સુગંધમય ધુમાડો કહાડતી સીગરેટ પીતી જુબેદા આડી પડી હતી.

મને જોતાંજ જુબેદાએ તેના હાથ માંહેલી અર્ધદગ્ધ સીગારેટ દૂર ફેંકી દીધી અને મને અભિવાદન કરી-મારા હસ્તને પોતાના હસ્તમાં દબાવી પોતાના કૉચ ઉપર લઇ ગઇ. તરતજ તેણે બાંદીને એક સીગારેટ લાવવાનો હુકમ કર્યો.

દાસી સીગારેટ લઇ આવી એટલે બારણાના પડદાઓ પાડી નાખતાં પહેલાં તેણે દાસીને ચેતવણી આપતાં કહ્યું:-"અહિં જો કોઇ આવે તો તરતજ મને ખબર આપજે." દાસી સલામ કરી ઓરડાની બહાર ચાલી ગઇ.

નિર્ભય બની શાંતિથી હું કૉચ ઉપર બેઠો. જુબેદા પણ મારી નજીકમાં આવી અને પ્રેમના આવેશમાં આવી કંઠાલિંગન દઇ મુખ ચુમ્બન કરતાં બોલી:-" આમીન! પ્રાણેશ્વ આમીન! કેટલી બધી વિરહ યાતનાઓ સહન કરવી પડે છે. હાલના હું કેવા કપ્ટકર દહાડા ગુજારૂં છું, તે તમને કેવી રીતે સમજાવું? હું જાણું છું કે તમે તમારી પ્રતિજ્ઞાનું પાલન કર્યું છે-તમારાં નિષ્કપટ પ્રેમની મને બરાબર ખાત્રી થઇ-છે-પ્રિયતમ! તેટલા માટે તમને ધન્યવાદ આપું છું."

તેના ચુંબનનું પ્રતિદાન આપતાં મેં કહ્યું:-" સુન્દરી! ધન્યવાદ આપવાની જરૂર નથી. હું તમારોજ છું. તમોને મેળવવા માટેજ હું પણ રાત દિવસ મરણાધિક યાતનાઓ સહન કરૂં છું. મારા પર સેંકડો વિપદો આવી પડી, પણ હજી સુધી હું નિરાશ થયો નથી. પ્રાણ જાય તો બહેતર, પણ મારા કર્તવ્યમાં હું પાછો હઠીશ નહિ. તમારૂં મૃત્યુ થયું છે એમ માની કેટલા દિવસ સુધી મેં અશ્રુઓ સાર્યાં છે, તે તો મારો ખુદા જાણે છે. બાકી આજની મુલાકાતથી મને જે હર્ષ થાય છે, તેનું વર્ણન કરી શકું એમ નથી."

" ત્યારે શું તમે મને હજી સુધી મરી ગયેલી ધારતા હતા! ઓહ! જો મરી ગઇ હોત-નિષ્ઠુર બેદુઇનની તીક્ષ્ણ ધારવાળી છુરીથી મારી છાતી વિદીર્ણ થઇ ગઇ હોત-તો હાલ કરતાં તે દિવસ વિશેષ સુખકર હતો. મારૂં મૃત્યુ તમોને લાભપ્રદ થાત. પળે પળે તમોને વિપત્તિમાં પડવું પડે છે, તેમ બનત નહિ. હાય! હું દુર્ભાગિની મૃત્યુ મુખમાં પડી નહિ. જો કે, આપણી આખરી મુલાકાતની રાત્રિએ તો અર્ધમુઇ થઇ ગઇ હતી; પણ કિસ્મતમાં વિશેષ દુઃખ ભોગવવાનાં લખ્યાં હશે એટલે મૃત્યુ આવ્યું નહિ."

" શું? તે રાતના તમારો વધ કરવાનો કોઇએ પ્રયત્ન કર્યો હતો? બહાર નીકળ્યા બાદ મેં તીણી ચીકીયારી સાંભળી હતી, તેનું શું રહસ્ય છે?"

" તે જાણવાનો તમે આગ્રહ કરશો નહિ. તે રહસ્ય મારા અંતરમાં સમાઇ રહે એજ સારૂં છે બાકી તે નામર્દના આક્રમણનું ચિહ્ન હજી પણ મારા હાથ ઉપર મોજુદ છે. જુઓ-" એટલું કહી જુબેદાએ પોતાના હાથ પરનાં રેશમી આવરણને ખસેડી પોતાનો શુભ્ર સુગોલ મૃણાલભુજ ખુલ્લો કરી બતાવ્યો. મેં શું જોયું! તેના હાથમાં એક બે ઇંચનો ઉંડો ઘા લાગ્યો હતો-હજી સારી પેઠે રૂઝાયો ન હોતો.

મેં ક્રોધયુકત સ્વરે કહ્યું:-" જુબેદા! આવું નિષ્ઠુરાચરણ કોણે કર્યું? સ્ત્રી જાતિપર આવો અત્યાચાર કરનાર એ નામર્દ કોણ છે? મને હમણાંજ તેનું નામ આપો. તેનાં પૈશાચિક કાર્યનું ફળ તેને બરાબર ચખાડી દઉં."

" તે આપણો શત્રુ છે."

" શત્રુ ન હોય તો શું મિત્ર આવું કાર્ય કરે! કહો, તેનું નામ કહો, એટલે તેના મસ્તકને ધડથી જુદું કરી નાખું."

" નહિ, તમે એ નામ જાણી શકશો નહિ."

" કેમ?"

' તે ગુપ્ત રહસ્યની વાત તમને હમણાં કરવામાં સાર નથી, માટે મને વધારે પુછના નહિ."

"જુબેદા-જુબેદા-હું તમને પ્રાણ કરતાં પણ વિશેષ ચાહું છું."

"તે હું જાણું છું; પરંતુ તે માટે મારા પર અવિશ્વાસ લાવતા નહિ. હું વિશ્વાસઘાતિની નથી, અને જો તેવી બનું તો જીવનના સુખોને માટે મારે તિલાંજલી આપી દેવી જોઇએ."

"નહિ, જુબેદા હું અવિશ્વાસની નજરથી જોતો નથી. તમારા પ્રેમમાં હું દિવાનો બની ગયો છું-પ્રેમનો એ ધર્મ નથી કે ઉભય પ્રેમી એક બીજામાં અવિશ્વાસની નજરથી જુએ; પરંતુ એક શંકા મારા મનમાં રહ્યા કરે છે."

"શી શંકા ?"

"તમારા હાથ જેવોજ એક છિન્ન હસ્ત મારી પાસે મોકલવામાં આવ્યો હતો. તે હાથ પર મારી આપેલીજ અંગુઠી હતી-તે હાથ કોનો હતો ?"

"તે હાથ મારો નહોતો. જુઓ, મારા તો બંન્ને હાથ સાબુત છે. બાકી તે રહસ્ય જાણવાની પણ તમને આવશ્યકતા નથી. એ કૌતુહલને પણ તમે તમારા મનમાં દબાવી રાખો. પ્રિયતમ ! તમને એટલી ખાત્રી નથી કે, જે કહેવાની વાત હોય તે તમને કહ્યા વીના રહું ? આ બધો ભેદ ભવિષ્યમાં હું ઉકેલી આપીશ. હાલ તો મૌન રહેવામાંજ સાર છે."

"હા, મારી ચારે બાજુએ રહસ્યનો નિબિડ અંધકાર છવાઇ રહ્યો છે. આ રહસ્ય ભેદ ક્યારે સમજાશે ? ક્યારે હું પ્રેમમયી પત્નીરૂપે તમારો અંગીકાર કરી શકીશ ?"

"જ્યારે આપણે સ્વાધીનતાના રસાસ્વાદનું અમૃત પાન કરશું ત્યારે."

"આપણી સ્વાધીનતાના પથમાં કયાં કયાં વિઘ્નો છે, તેની મને ખબર પડતી નથી. શું તમે ધારો તો સ્વાધીન ન થઇ શકો ? આ નરપિશાચ લુટારાના સંસર્ગનો ત્યાગ ન કરી શકો ?"

"ના-ના, પ્રિયતમ ! હું એક પ્રકારના ઘોર કાયદા બંધનમાં જકડાઇ ગઇ છું."

"શું ? એક ગુલામડીના જેવા બંધનથી ?"

"ના. આ બેદુઇન લુંટારાની સાથે હું એવા એક ગુપ્ત બંધનથી બંધાઇ છું કે તે બંધનમાંથી છુટવાની શક્તિ મારામાં નથી. માત્ર તમેજ તેમાંથી મને મુક્તિ અપાવી શકો એમ છો-તમેજ સ્વાધીન બનાવી શકો એમ છો."

"કોણ હું ? તે વાત તો તમે મને ક્યારેય કહી નથી ! કહો, કેવી રીતે તમને સ્વાધીન બનાવું ?"

"મેં તમારા હાથમાં જે કાર્યભાર સોંપ્યો છે, તે તમે પાર પડો તોજ હું આ બંધનોમાંથી છુટી શકું એમ છું. તે બધું આસારેવના ઇમામ મહંમદ બિન ઇસાક પાસે લોહ અર્ધચંદ્ર પહોંચતી આપવા ઉપરજ નિર્ભર રહેલું છે. લોહ અર્ધચંદ્ર ત્યાં પહોંચતાંજ તમે તેમની પાસેથી ગુપ્તશક્તિ પ્રાપ્ત કરી શકશો."

"મેં પ્રયત્ન કરવામાં બાકી રાખ્યું નથી. હું આસારેવ શહેરમાં જઇ પહોંચ્યો હતો; પરંતુ સુલતાનના મહેલમાં ગુલામ રીતે બંદીવાન થયો હતો. ઇમામ સાહેબની સાથે મુલાકાત થઇ શકી ન હોતો."

"તમારી બધી વિપત્તિની વાત મેં સાંભળી છે. મારા માટે તમે તમારા પ્રાણની પણ દરકાર રાખી નથી, એ હું જાણું છું; છતાં તમારા હાથથીજ આ કાર્ય પાર પડી શકશે, નહિ તો મારો ઉધ્ધાર પણ થઇ શકશે નહિ."

"વારૂ, તમે કહો છો કે દસ્યુદળની સાથે તમે વિચિત્ર અદ્ભુત બંધનથી બંધાયાં છો. એ બંધન શું છે ? પ્રતિજ્ઞા કે બીજું કંઇ ?"

"નહિ, પ્રતિજ્ઞા નથી, પણ રક્તનું બંધન છે. આ શોણિત બંધનમાંથી મારે મુક્તિ મેળવવી જોઇએ, નહિ તો મારો કોઇ રીતે ઉધ્ધાર નથી."

"શોણિત બંધન ? જુબેદા, તેનો અર્થ શું ? આ કઇ જાતનું બંધન ?"

"આમીન ! આ બધો રહસ્યમય વ્યાપાર છે. દિલગીર છું કે, અત્યારે તેનો હું કંઇ ખુલાસો કરી શકતી નથી. ઇમામ સાહેબ પાસેથી ગુપ્ત શક્તિ તમે પ્રાપ્ત કરશો એટલે મૂળ રહસ્ય ભેદ તમોને આપોઆપ સમજાઇ જશે. માટે જ્યાં સુધી તમને ન મળે ત્યાં સુધી ધીરજ ધારણ કરો."

"પરન્તુ જે અર્ધચન્દ્ર સાથે આપણું ભાગ્ય લટકેલું છે તે તો મેં ગુમાવી દીધો છે !"

"નહિ, ગુમાવ્યો નથી. તે મારા હાથમાં છે. ગઇ કાલે રાતના જ્યારે તમને લાવવામાં આવ્યા ત્યારે મેં તમને જોયા હતા. તમે કેવા સંકટમાં સપડાયા છો, તે હું તાત્કાલિક સમજી ગઇ. દુરાત્મા લાલાકાન છળકપટ કરી તમારો વધ કરાવ્યા સિવાય રહેશે નહિ એમ મને ખાત્રી થઇ એટલે તમારી સંગિની દલિમાને મેં મારી પાસે બોલાવી. વાત વાતમાં હું તેની પાસેથી જાણી ગઇ કે, જે વખતે તમે આવ્યા ત્યારે ઉંટ ઉપર તમારી દ્રષ્ટિ ખેંચાતી હતી. એટલે મેં અનુમાન કર્યું કે, લોહ અર્ધચન્દ્ર તમે પાછો મેળવ્યો છે અને તે તમારીજ પાસે છે. ત્યાર પછી હું તમારા શિબિરમાં ગઇ અને ત્યાંથી અર્ધચન્દ્ર લઇ આવી."

"ઓહ ! તમે અતિ બુધ્ધિમત્તા ભર્યું કામ કર્યું છે. તમારીજ ચતુરાઇથી ગઇ કાલે રાતના હું બચી ગયો છું."

"હા, ચતુરાઇ ચલાવવાની કેટલીક આવશ્યકતા હતી જો તમારી પાસેથી લોહ અર્ધચન્દ્ર મળી આવ્યો હોત તો તમારી રક્ષા થઇ શકત નહિ."

"જુબેદા તમે મને બીજીવાર જીવિતદાન આપ્યું છે."

"તમે મારા પ્રિયતમ છો-તમારા માટે હું મારા પ્રાણ ન્યોછાવર કરવા તૈયાર છું. આજે લાંબા વખત પછી આપણું ઉભયનું મિલન થયું છે, પરંતુ આ ક્ષણિક મિલન-દીર્ઘ-વિરહની પૂર્વ સુચના આપે છે. હજુ કેટલા દિવસ આમ વિરહ વસ્થામાં કહાડવા પડશે તે કહી શકાતું નથી. છતાં મને આશા છે કે તમે મને ભુલી જશો નહિ. આમીન! યાદ રાખજો કે, મારો આત્મા અહર્નિશ બાર-બારની મહા સર્વેશ્વરને તમારી અનુમાણ કરે છે-આપણાં ઉભયનું ભવિષ્યનું સર્વસુખ તમારા સાહસ, ધૈર્ય અને અધ્યવસાય ઉપર આધાર રાખી રહેલું છે."

(અપૂર્ણ)

વાર્તા, નાટક અને સિનેમાના શોકીનો

દર રવિવારે પ્રગટ થતું પત્ર

# મોજ—મજાહ

વાર્ષિક લવાજમ રૂ. ૪

બહારગામ ૪-૪-૦ દેશાવર રૂ. ૫-૦-૦

તે સિવાય દીવાળી અંક, સિનેમા અંક અને એક વાર્તાનું પુસ્તક ભેટ આપવામાં આવે છે આજેજ ગ્રાહક થઇ ભેટનું પુસ્તક મંગાવી લ્યો.

લખોઃ—મોજ—મજાહ કાર્યાલય

ખટાવ બીલડીંગ ગીરગામ મુંબાઇ નં.

# પાપ અને પશ્ચાતાપ

લખનાર-રા. ચિત્રગુપ્ત

લલિત કુમાર પોતાના દિવાનખાનામાં એક કોચ ઉપર વિચારમગ્ન સ્થિતિમાં આડો પડયો હતો એટલામાં બાજુના ઓરડાનું બારણું ઉઘડયું અને ડોક્ટરે દિવાનખાનામાં પ્રવેશ કરી લલિત સાથે હસ્તમિલન કરી કહ્યું:-'ભાઇ! બનતી કોશિશ કરી જોઇ, પણ લાચાર! દરદીના પ્રાણ બચે એવું મને લાગતું નથી. માટે તેના આ અંતિમ વખતે તેના ચિત્તને જરા પણ ઉદ્વિગ્ન કરશો નહિ.

એટલું કહી ડોક્ટર ચાલ્યો ગયો. લલિત પુનઃ કોચ ઉપર ફસડાઇ પડયો. તેના હૃદયમાં એક પ્રકારનું તીવ્ર તોફાન ચાલી રહ્યું હતું; આવા કષ્ટમાં પણ તે વિચારવા લાગ્યો કે ડોક્ટરના કહેવાનો અર્થ એટલોજ હોવો જોઇએ કે-"આવા અંતિમ વખતે તમે તેને વધારે કષ્ટ આપશો નહિ-તેને કોઇ પણ રીતે ઉદ્વિગ્ન કરશો નહિ."

અમારાં લગ્ન થયાને પાંચ વર્ષ થઇ ગયાં છે. આટલા વખતમાં પણ લીલાને ખરા અંતઃકરણથી ચાહી બની શકતા પ્રયત્ને મેં તેને ખુશી અને આનંદી રાખી છે. તેના જેવી સતી સાધ્વીની પણ જગતમાં મળવી મુશ્કેલ છે. તે મને પોતાના પ્રાણ કરતાં પણ વિશેષ ચાહે છે.

ત્યારે ડોક્ટરને આમ કહેવાનું શું પ્રયોજન હશે ! એટલામાં પુનઃ દરદીનાં ઓરડાનું બારણું ઉઘડયું. લલિતને એક કંપારી વછુટી. તેની કષ્ટજનિત જડતા અન્તર્હિત થઇ ગઇ. ગીતાનો પાઠ વાંચી લીલાના ઓરડામાંથી પંડિતજી બહાર આવ્યા. પંડિતજીએ લલિતના સામું આર્દ્ર નેત્રોએ જોયું અને ડોક્ટરની માફક તેણે પણ તેના બન્ને હાથ પકડી કહ્યું:-"ભાઇ, ઇશ્વરની લીલાનો કોઇ પાર પામી શકતું નથી. મૃત્યુ મુખમાં પડેલાની અંતિમ ઇચ્છા પાર પાડવી એ મહા પુન્યનું કામ છે. લીલા બ્હેન તમારી સાથે વાત કરવા ઇચ્છે છે. પણ યાદ રાખજો, તેમના આત્માને યત્કિંચિત્ પણ દુઃખ થાય એવું કરતા નહિ. કારણ કે, તેમનો મૃત્યુકાળ નજીક આવી પહોંચ્યો છે.

પંડિતજી ચાલ્યા ગયા. લલિત વિચારવા લાગ્યો. "પુનઃ બીજીવાર મને આમ શા માટે સૂચના કરવામાં આવી હશે?" લલિતનાં મનમાં કૌતૂહલ ઉત્પન્ન થયું. તરતજ તેણે બારણું ઉઘાડયું અને રોગ શય્યાશાયિની લીલાના શયન-કક્ષમાં પ્રવેશ કર્યો.

સુકોમળ શય્યાની અંદર છર્ણ-શીર્ણ થયેલો લીલાનો દેહ હાડપીંજરની સ્થિતિમાં પડયો હતો. છતાં હજી સુધી તેની સાંભળવાની શક્તિ વિલુપ્ત થઇ ન હોતી. બારણાનો ખડખડાટ થતાંજ તેણે સામે નજર કરી. લલિત તેની દૃષ્ટિએ પડયો. ભયભીત દૃષ્ટિથી તે તેની સામે કરુણા માગતી હોય તેવી રીતે જોઇ રહી. છતાં કાંઇ બોલી શકી નહિ.

લીલાની આવી મૌન કાતર દૃષ્ટિ જોઇ લલિતના મનમાં વિષમ આન્દોલનો ઉપસ્થિત થયાં.

"જે સ્ત્રી મને પ્રાણ કરતાં પણ વિશેષ ચાહતી હતી-સંસારમાંજ સ્વર્ગ છે એવો મને ભાસ કરાવતી હતી-તેની દૃષ્ટિ દીનતા બનાવતી ભ્રમિત જેવી કેમ જણાય છે! ઇશ્વર જાણે પંડિતજી તથા ડોક્ટર સાથે તેને કંઇ જાતની વાતચિત થઇ હશે અને તેના મનમાં કઇ જાતનું ભૂત ભરાયું હશે! એવું શું બન્યું હશે કે તે મારાથી આમ ભયભીત બને છે!" આમ અનેક તર્ક વિતર્ક કરતો લલિત લીલાના પલંગ પાસે જઇ પહોંચ્યો.

લલિત તેના માથા આગળ પલંગ પર બેઠો અને આંખમાં ભરાઇ આવતા અશ્રુજળને અટકાવવાનો નિરર્થક પ્રયત્ન કરવા લાગ્યો. જેમ જેમ તે લીલાના દેહ તરફ તીક્ષ્ણ નજરે જોતો ગયો. તેમ તેમ તેની પ્રાણ પ્રિયાની ગણાતી અંતિમ પળો-તેને શૂળોની માફક હૃદયમાં ભોંકાવા લાગી. તેણે અશ્રુપાત અટકાવવા ઘણો પ્રયત્ન કર્યો પણ અટકાવી શક્યો નહિ. તેના મ્હોડામાં ડૂમો ભરાઇ આવ્યો. તે એક પણ શબ્દ બોલી શક્યો નહિ.

અશ્રુબિન્દુઓ ખરી પડયા બાદ હૃદયનો ભાર કંઇક હલકો થવાથી હિંમત લાવી તે બે ચાર શબ્દો બોલ્યો:-"લીલા-લીલા! હું સમજી શકતો નથી કે, તેઓ મને શું કહી ગયા!-તું શા માટે આટલી બધી શોકાતુર બની ગઇ છે?"

લીલા નૈરાશ્યમય દૃષ્ટિએ લલિતના મુખ તરફ જોઇ રહી. પછી પોતાના ફિક્કા પડી ગયેલા હોઠોને ઉન્મુક્ત કરી-જાણે કે કોઇ દૂરથી કેમ કહેતું ન હોય તેવા ક્ષીણ સ્વરે તે કહેવા લાગી:-"પ્રાણનાથ! ડોક્ટરે સ્પષ્ટ કહ્યું છે કે, મારું મૃત્યુ હવે આવી પહોંચ્યું છે."

લીલાના આટલા શબ્દોએ લલિતનું હૃદય વીંધી નાખ્યું. નિખાલસ અને પ્રેમી હૃદયનો લલિત-પત્નીનું દુઃખ જોઇ શક્યો નહિ. તેની બન્ને આંખોમાંથી અવિરત અશ્રુધારાઓ ચાલી લીલાના મુખારવિંદ પર પડી તેને પવિત્ર કરવા લાગી.

પતિ-પત્ની કેટલીક વાર સુધી મૌન રહ્યા બાદ લલિતે તેના ગાલ પરનાં અશ્રુઓ લુછી નાખ્યાં અને તેના ઊંડા પડી ગયેલા ગાલ પર હાથ ફેરવી તેને આશ્વાસન આપવા લાગ્યો. લીલા શાંત થઇ અને કહેવા લાગી:-"ડોક્ટરના કરતાં પંડિતજીની વાતથી મારું હૃદય વધુ નિર્મળ બન્યું છે. વ્હાલા, હું તમારી અપરાધિની છું!"

"તું તો દીવાની થઇ ગઇ છે!" લલિત એકદમ બોલી

ઉઠયો. "લીલા! લીલા!" એટલું કહી આવેગભર્યા જોરાથી તેણે લીલાના કૃશ દેહને બિછાનામાંથી ઉઠાવી લીધો અને પોતાની છાતી સરસો ચાંપ્યો., તે પ્રલાપો બકવા લાગ્યો:-"લીલા! લીલા! હું તને જેવા પ્યારથી ચાહું છું-તેવાજ પ્યારથી તું પણ મને ચાહે છે! તુંજ મારૂં સ્વર્ગ-તુંજ મારૂં સર્વસ્વ છે! તું મારી આગળ અપરાધિની હોય એવું હું માનતો નથી."

પતિના બાહુપાશમાં આબધ્ધ થયેલ રમણીએ પોતાના નેત્રો ખોલ્યાં. તેના સુરેખ પુણી જેવા થઇ ગયેલા મુખની ચામડી સહજ સંકોચાઇ. તેણે પોતાના હાથ ઉંચા કર્યાં અને વેલીની માફક પતિના કંઠમાં વીંટાળી ભગ્ન સ્વરે કહેવા લાગી:—

"પ્રાણનાથ! મારા પરનો તમારો અતુલનીય પ્રેમ મને આજે દુઃખ દઇ રહ્યો છે-મને અનુતાપના સાગરમાં બાળી રહ્યો છે. હું તમને હમણાં જે વાત કહેવા-તેનો સ્વીકાર કરવા ઇચ્છું છું તે ઘણી ભયાનક છે! મારે મારાં પાપનો સ્વીકાર કરવોજ જોઇએ, નહિ તો હું રૌરૌ નર્કની અધિકારી થાઉં એમ પંડિતજીએ મને કહ્યું છે. વ્હાલા! મારા ક્ષીણ કંઠથી બોલાતું નથી-પણ સાંભળો-હું તમારા પ્રત્યે વિશ્વાસઘાતિની નીવડી છું..."

"કોણ તું?-મારી લીલા? નહિ. હું માનતો નથી."

"વ્હાલા, આ બધો તમારો પ્રેમ તમને બોલાવે છે; પરંતુ..."

"પરંતુ શું?"

"એક પાપ-ભયંકર પાપ મેં કર્યું છે. તેની આખરી કબૂલત આપી આપની પાસે ક્ષમા યાચી હું ઇશ્વરના દરબારમાં જવા ઇચ્છું છું. આપની ક્ષમા નહિ મળે તો હું નર્કની અધિકારી થઇશ."

"લીલા! તું અને નર્કની અધિકારી! કહે, શું બન્યું છે?"

"સાંભળો ત્યારે. આપણાં ઉભયનાં લગ્ન થયાં ને પાંચ વર્ષ વીતી ગયાં છે. આટલા વખતમાં આપણે સંસારમાં જેને સુખ-સ્વર્ગ કહે છે, તે સંપૂર્ણ રીતે ભોગવ્યું છે. આપણા સુખમાં કોઇ જાતની મણા ન હોતી છતાં એક ઉણપ મને સાલ્યા કરતી હતી. તે ચિંતા મારૂં કાળજું હમેશ કોર્યાં કરતી હતી. તે બીજી કોઇ નહિ પણ સંતાન લાલસા! મારી સાથેની મારી પ્રિય સહચરીઓનાં ગુલાબ સમાં બાળકોને જોઇ મારી ગોદ ખાલી છે એમ માની રાત દિવસ હું ઝૂરયા કરતી હતી. સંસારમાં પડયા પછી સ્ત્રી જાતિને સંતાન પ્રાપ્તિ માટે-પુત્રની માતા થવા માટે-કેવી તીવ્ર આકાંક્ષા હોય છે, તેની ખરી કલ્પના તમારા પુરૂષ હૃદયોને હોતી નથી. પરંતુ સ્ત્રીઓને તો ચોવીસે કલાક તે હૃદયવ્યથા સળગાવ્યા કરે છે. તમારાથી છુપા દોરા ધાગા અને ડોશીઓની શું અનેક જાતની દવાઓ કરી જોઇ પણ પુત્ર પ્રાપ્તિની મારી ઇચ્છા ફળીભૂત થઇ નહિ. આખરે છ એક મહિના પહેલાં હું મંદિરે દરશન કરવા ગઇ હતી. દરશનને વાર હોવાથી સ્ત્રીઓનું એક ટોળું મંદિરના ઓટલે બેસી કુથલી કર્યાં કરતું હતું.

મને તે કુથલી પસંદ નહિ હોવાથી હું એક ઓટલાને અઢેલીને બેઠી હતી એટલામાં એક વૃધ્ધા મારી પાસે આવીને બેઠી. અમેં ઉભય વાતોએ વળગ્યાં-તેણે મારા તરફ સહાનુભૂતિ દર્શાવી અને પુત્ર પ્રાપ્તિ માટે એક વૈદરાજ સારો ઉપાય જાણે છે એમ મને કહ્યું. હું લોભાઇ. બીજે દિવસે તેણે પાંજરા પોળની ગલીના નાકે ત્રણ વાગે મને મળવાનું કહ્યું. પુત્રઘેલી હું તેની મોહિનીમાં બરાબર ફસાઇ હતી. એટલે સંકેત પ્રમાણે તેને મળી.

અમો બન્ને આગળ ચાલવા લાગ્યાં. તે મને સૂર્યનારાયણના મંદિરની નજીકમાં એક ઘરની અંદર લઇ ગઇ અને અહિં વૈદરાજ રહે છે એમ કહ્યું. મને દિવાનખાનામાં બેસાડી પોતે વૈદરાજને બોલાવી લાવે છે એમ કહી ત્યાંથી સટકી ગઇ. પાંચ-દશ મિનિટમાં વૈદરાજને બદલે એક રેશમી વસ્ત્રો પરિધાન કરેલ-પગમાં પાવડીઓ પહેરેલ શખ્સે ત્યાં પ્રવેશ કર્યો. જાણે કે, પોતે અગાઉથી જાણતોજ ન હોય તેમ-મને મારા મનની દરેક વાત તેણે કહી સંભળાવી. મેં માન્યું કે, પેલી વૃધ્ધાએ તેને મારી ઇચ્છા જણાવી હશે એટલે તેની વાતમાં મને કોઇ નવાઇ લાગી નહિ. તે શખ્સે પછી એક કબાટ ઉઘાડયું અને તેમાંથી પાંચ સાત શીશીઓ લઇ દવા કહાડી. ચાર પડીકી વાળી તેણે મારા હાથમાં મૂકી અને એક પડીકી મને તરતજ ખાઇ જવા કહ્યું. ગરજવાનને અક્કલ હોતી એ ન્યાયે હું તે પડીકી ખાઈ ગઇ.

પડીકીની અસર તરતજ મારા મગજ પર થઇ. આસ્તે આસ્તે હું બેભાન થવા લાગી.

* * *

લગભગ પાંચ વાગે હું જાગ્રત થઇ હોઇશ: આ વખતે મેં શું જોયું? મારા શરીર પરનાં વસ્ત્રો અસ્તવ્યસ્ત થઇ ગયાં હતાં-વધારે શું કહું-કહેતાં શરમ આવે છે-મારી પવિત્રતા લુંટાઇ હતી-પુત્ર લેવા જતાં મારાં પાકદામન પર મેં ધબ્બો લગાવ્યો હતો! હું ઉઠીને બેઠી થઇ. આ વખતે દિવાનખાનામાં કોઇ નહોતું. હું તો છત્ર લઇને ન્હસાય તેમ નાઠી. સાંજે ઘેર આવી, પણ આપને મારૂં કાળું મુખ દેખાડતાં શરમાતી હતી. તે દિવસથી મારા દિલને સખત આઘાત લાગ્યો, તે આજ દિવસ સુધી ચાલે છે. મારા પાપની જ્વાળાઓ મારા દેહને બાળી ભસ્મિભૂત કરી દે છે. આખરે છેલ્લા દિવસ ગણાઇ ગયા છે પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરી સંતતિની ઇચ્છાએ સ્વચ્છંદે વિહાર કરનારી હું-મારા પાપનો પશ્ચાતાપ કરી આપની પાસે માફી માગું છું. વ્હાલા મને ક્ષમા આપશો તો હું સ્વર્ગે જઇશ-નહિ તો નર્ક તો મારા કર્મે લખાયેલુંજ છે."

લીલાનો એકરાર સાંભળી હજારો વૃશ્ચિક દંશ થતા હોય તેવી લલિતના હૃદયની સ્થિતિ થઇ. યાતનાના મર્માન્તિક આર્તનાદ દબાવી રાખવા માટે તેણે લીલાને બિછાનામાં મૂકી પોતાના બન્ને હાથથી મ્હોંડું ઢાંકી દીધું. લીલાની આંખોમાં પણ અંધારાં આવ્યાં ઘોર નિરાશ્રયતામાંજ તેના પ્રાણ ચાલ્યા જશે-એવી કલ્પના લલિતના મનમાં ઉત્પન્ન થઇ. તે અધીર બની ગયો-

લીલા ભગ્ન સ્વરે તેને વિનંતિ કરતાં કહેવા લાગીઃ- "પ્રાણનાથ! કહો-કહો-તે વખતે મારો બુધ્ધિભ્રંશ થયો હતો-પણ-પણ તમે ક્ષમા નહિ કરો તો મને મરતાં મરતાં પણ ઘણું દુઃખ થશે. શય્યાની ચાદરમાં મુખ છુપાવી લલિત દીર્ઘ નિશ્વાસ મૂકયા કરતો હતો. લીલાની ઠંડી આંગળીઓએ એક વાર લલિતના ઓવારણાંને સ્પર્શ કર્યો-ત્યાંથી હાથ ચાલી શકી નહિ.

હવે લલિતના મનમાં પ્રકાશ પડયો ડોકટર અને પંડિતે કહેલ શબ્દો-"તેની અંતિમ ઇચ્છાએ તેને દુઃખ થાય તેવું કાંઇ પણ કરશો નહિ"-તેનો મર્મ સમજાયો.

લલિતના સુગંભીર પ્રેમાર્દ્ર હૃદયમાં કરૂણાનો ઊર્મિ ઉછળવા લાગ્યો. મર્માહિત હૃદયના ઉછળતા રકતપ્રવાહને થંભાવી રાખી-હૃદય બળનો સંચય કરી હતભાગિની અબળા છેવટની શાંતિ પામે એ ઇચ્છાએ તેણે તેને પુનઃ પોતાના બાહુપાશમાં લીધી અને છાતીએ લગાડી-કરૂણાર્દ્ર દ્રષ્ટિએ તેના તરફ જોઇ એક મધુર પણ મિથ્યા સ્મિત કરી તેના મુખને ચુંબન લઇ કહ્યુંઃ- "લીલા! જો પહેલેથીજ આ વાતની મને ખબર કરી હોત તો આમ મોતનો પ્રસંગ આવત નહિ તારી પવિત્રી એકજ જીવ અને તારો પશ્ચાતાપ તારા ચિત્તની શુધ્ધિ માટે પુરતાં હતાં. વ્હાલી! હું તને સંપૂર્ણ માફી આપું છું. ઇશ્વર પણ તારા અંતઃકરણના ખરા પશ્ચાતાપથી તને પવિત્ર કરી લેશે."

નિખાલસ ભાવે પતિએ ઉચ્ચારેલાં શબ્દો સાંભળી લીલાનાં નેત્રો વિસ્મયતાથી સહજ ચમકયાં. પછી નેત્ર પલ્લવો ધીમે ધીમે અનુન્નત થતાં ગયાં-સમસ્ત ઉદ્વેગને નિદ્રાભિભુત કરી-આખરે એક નિશ્વાસ સાથે તેનો પ્રાણવાયુ બહાર નીકળી પડયો-માત્ર તેના અન્તે હોઠ ઉપર અતીત સુખના અવશેષ સ્વરૂપે માત્ર એક મિષ્ટ હાસ્ય રહી ગયું.

લીલાનાં પાન્ડુવર્ણાં મુખ પર માત્ર મૃત્યુની શાંતિ અને આરામ જણાવા લાગ્યાં-જ્યારે માત્ર મૃત્યુની ભીષણતા લલિતના હૃદયપટ પર છવાઇ ગઇ! (સંપૂર્ણ)

---



---

## સત્યયુગના સમાચારનો પેગામ

મારા મોજ-મજાહના વાંચક વૃંદ, ઉપલું હેડીંગ ગપગોળો નહિં માનતા હો! શાસ્ત્ર આધારે પણ વાત નક્કી ઠરે છે-જુઓ.

શ્લોક— "અનુમાને, સિધ્ધાંતે, પાશ કરે છે પોતાના."

કેમ ભાઇ, ખરું છે કે ખોટું? શું કોઇની પણ તાકાત છે કે અથર્વ વેદના શ્લોકને અસત્ય કહી શકે? વારુ, ત્યારે હવે બસ હું એજ સિધ્ધાંતે તમોને કહી સમજાવી શકું ખરો કે મુંબાઇમાં સતયુગની પધરામણી મોડી વહેલી પણ જેમ બને તેમ જલદી થવાની છે. જેથી તમારાં સગાં સંબંધીઓને પણ આજેજ સમાચાર લખી વાળજો કે જેથી તેમના હૃદય પણ આનંદથી ઉભરાય.

થોડા દિવસો ઉપર સ્વપ્નમાં નજરે થયેલી, પણ આપણે જાણ્યું કે હશે નિરર્થક અને નક્કી, આજે તો જાગ્રત અવસ્થામાં અને વળી સ્નેહિઓ સંગાતે અવલોકન થયેલું છે તે તમને નીચે પ્રમાણે સહર્ષ નિવેદન કરું છું. ગરમી થતી હોય તો લુગડાં ઉતારી વાચજો.

કામ, ક્રોધ, લોભ અને મોહ!
તે દેખાય સર્વેનું સ્વાહા.

૧ સંધી-કુતરા અને બિલાડાની જેથી હવે બિલાડાએ કુતરાથી મુંબાઇમાં ડરવાનું રહ્યું નથી.

૨ સંધી-બિલાડા અને ઉંદરની આજ વચ્ચેની મહીઓમાં હિસવ વ્યકિતઓ ઘણી વખત પહેરો ભરતી તમારી નજરે અગાઉ સંપથી દ્રષ્ટિગોચર થતીજ હશે.

૩ જગ જાહેર અને છડેચોક, બજારમાં કે મેળામાં સોળ વર્ષની સુંદરી હોય કે, પચીસ વર્ષની પ્રેમદાને સાથે બગલમાં હાથ રાખી બેફીકરાઇથી રાત દહાડો માણસોએ ફરવાનું તો પણ-નાનેતર જાતી મુજબ નીચ તમારું ચખ્ખું ન ચડે, એવું નામ. કામ વિનાશ નહિં તો બીજું શું?

૪ રાગદ્વેષ તો તદ્દન વિસર્જ થયેલા દીસે છે. જોઇએ તો તમારી બૈરીને બીજો કોઇ-ફેંક પકડી લઇ જાય તો પણ તમારાથી ના નહિ થઇ શકે, અને તમારું દીલ આનંદથી ઉભરાય ખરું. કહીએ તો એનુંજ નામ દ્વેષનું નિકંદન થયું કહેવાય.

૫ નેકેડ ડેન્સ તમે જોઇ શોર છતાં પણ તમારું દીલ ન ધડકે, કે ન તો તમારી ખાના ખરાબી થાય. ચૂપ કરજો સાહેબ આ વાત-અસત્ય નહિ માનશો. નહિ તો તમારી ભુલ અનુભવે– આ વાત વિગતથી વિરૂધ્ધ થાય તો, અને હકિકત હોય તો અર્ધ બુધ્ધિનાં સતાનો કેમ જોઇ, અને ચલાવી લો અને પ્રયાણે કાયમ કાન્ય રાખે. આ રીતે અનેક તરેહના સત્ય બિન્દુ તમારી નજરે વિચરે છતાં તમે કલિયુગ માની લ્યો તે કેમ ચલે! સહેજ વધુ ગમ્મત-તાંત્રિક, મેળાંગે મળશે.

પી. એસ. તન્ના.

## હમ ન છોડેં લીડરી !

લીડરી હમપર ફિદા હૈ, હમ ફિદાયે લીડરી,
લીડરી હમકો ન છોડે, હમ ન છોડેં લીડરી.

લાખ ચાહેગા ખુદાના, હમસે કોઇ લીડરી,
છોડ દૂં દુનિયા મગર, હરગિજ ન છોડૂં લીડરી.

લીડરી ગર હૈ બની, તો હૈં બને દોનો જહાન,
અબ મિલેગા ખાક મેં, ગર છુટ જાયે લીડરી.

ચિકની ચુપડી બાત કરના, હમને સીખા ખુબ હૈ,
ગિરગિટ કા રંગ બદલના, હૈ સિખાતી લીડરી.

બનકે ત્યાગી, સાધુ કા, બાના પહન લેતે હૈં હમ,
મોટરો પર રાત દિન, હમકો ફિરાતી લીડરી.

કૌન છોડેગા કહો ફિર, મૌજ કી યહ લીડરી,
બે મુકુટકા રાજ હૈ યહ, બાદશાહી લીડરી.

સર ઝુકાયે સબ અદબસે, હુકમ કે બન્દે બને,
હૈ જમી સબ સે હમારી, યહ નિરાલી લીડરી.

કોડિયોં કે મોલ કોઇ, પૂછતા હમકો નહીં,
લેક ઠેકા મુલ્ક કા, કરતેં નહીં જો લીડરી.

હમને કાટી જેલ હૈ, ગાધીકી જબ આંધી ચલી,
રાહ કી ભી ધુલ કો જબ, મિલ ગયી થી લીડરી.

બસ ઉસી બલપર પુજાતે, પૈર હૈ લોગોં સે હમ,
ખદરી પોશાક હૈ, ભેષાક પ્યારી લીડરીં.

હિન્દુઓંકે હિત ન બોલેંગે કભી હમ એક બાત,
જન્મ હિન્દુ કુલમેં હૈ, પર જાત તો હૈ લીડરી.

પંચ તુમ માનો હમે, પરપંચ ફૈલાયેગે હમ,
તેલ પાની કો મિલા દે, તાબ હમારી લીડરી.

જબ ચલે ડંડા કહીં, બન્દે નહીં જાતે વહાં,
ખોપડી અપની બચાનો, યહ બતાતી લીડરી.

દોષ મઢને કે લિયે, યા લુટને કો વાહ વાહ,
બાદ દેંગે કે હમારી, દેખ લેના લીડરી.

શાન્તિકા જલ ઢાલ દેંગે, પુલિસ કો કોસેંગે હમ,
ગાલિયાં સરકાર કો દે, હમ બઘારે લીડરી.

દે દિયા ધકા, ગિરા, પાતાલ મેં હૈ અસહયોગ,
અબ અનોખી ચાલ કી, હમ હૈં દિખાતે લીડરી.

ખુશ નહીં હિન્દુ હૈં હમસે, મુસલમાં ભી જલ રહે,
સુ હસે કહતે કુછ દિખાતી, હૈ હમારી લીડરી.

ક્યા કહૂં, અન્યાય કરતે, માલવી જી હૈ બડા,
ખાક મેં હૈ ચાહતે, અબ તો મિલાના લીડરી.

મૂર્તિ પૂજા હૈ બુરી, બાજા બજાના હૈ બુરા,
બાપદાદો કો બુરા નિસદિન બતાતી લીડરી.

ગાય તો પશુ હૈ નિરિ, ઉસ પર દયા કરના ભલા,
જાનવર કે પ્રેમસે હમકો, છુડાતી લીડરી.

ક્યા બિગડ જાયેગા હમસે, બન્દ બાજા ગર હુઆ,
માન જાઓ યાર ! મત, છીનો હમારી લીડરી.

કૌંસિલો મેં જાકે અબકે, સ્પીચ ઝાડેંગે બહુત,
મુલ્ક કો આઝાદ કરે, દેગી હમારી લીડરી.

જન્મ હિન્દુ કે યહાં હૈ, જાનકર ઇસ વાત કો,
વોટ દેના હમકો પ્યારે, ઔ બચાના લીડરી.

તોડ દેંગે કૌંસિલો કો, ફોડ દેંગે અપના સિર,
યા રહેગી જાન અપની, યા રહેગી લીડરી.

કઠ નહીં સકતે કરેંગે, હિન્દુઓંકા હિત કભી,
મુલ્ક કે પીછે હમારી, બાવલા હૈ લીડરી.

ખોપડી ફૂટ જાયેગી, ચિઢ જાયેગે જો યે મિયાં,
હમકો હૈ દોનો બચાની, ખોપડી ઔર લીડરી.

યાદ રખના ગર કહીં, તુમને દિયા હમકો ન વોટ,
જાનકર જીતા તુમ્હે, ખા જાયેગી યહ લીડરી.

લાટ સાહબ સે બડા, રુતબા હમારા હૈ બઢા,
એક સુબા લાટકા, હર પ્રાંત મે હૈ લીડરી.

ફૂલ ગુલર કા મિલેલા, શીઘ્ર આયગા સ્વરાજ્ય,
ગર ફલી ફૂલી રહી, યોં હી હમારી લીડરી.

( હિન્દુ પચ )

# આજકાલનાં નાટકો

## કુમળી કળી.

અવલોકનકારઃ-રા. દેવીકાન્ત.

વિસ્તાર ભયથી આ વિવેચન અહીંજ સમાપ્ત કરી હવે આપણે 'કુમળી કળી'ની કાવ્ય રચના તપાસીએ; આ નાટકમાં એકંદરે ૨૫ ગાયનો સૂત્રધારના મંગળાચરણ સહિત છે. એક ગુજરાતી હોવા છતાં એમાં પાંચ ગાયનો ૫૨ ભાષાનાં-ખીચડીયા ભાષાનાં છે. અપવાદ તરીકે એકાદ ગાયન બાદ કરતાં બીજાં બધાં ગાયનો ભાવ, ભાષા, અલંકાર કે પ્રાસનું ઠેકાણું નહિ હોવાથી જોડકણાં બન્યાં છે. અમુક ગાયનો તો તદ્દન નીરસ અને ભાવશૂન્ય છે. જ્યાં પદની સહજ પણ જરૂર નથી, ત્યાં જોડકણાં ગોઠવવામાં આવ્યાં છે. ઉદાહરણ તરીકે માત્ર એકજ ગાયન લઈએ. બાવીસમાં ગાયનની નીચેની લીટીઓ જુઓ. કનકાવતી ગાય છે કે,

હું શું કહું મારી કથા;
મારા પિતા દેવી તજીને મોહમાં હાથે ફસ્યા,
સોગન ખાઇ દારૂના મારા પિતાજી લઇ ગયા;
ને મોહમાં પાછા ફસી વેશ્યાતણા સંગી થયા -હું૦
હું શું કહું કોને કહું મનમાં અતિ મુંજાઉં છું;
મારા પિતાનાં પાપ છે કે આજ અહીંયાં ગાઉં છું.

માથા કરતાં પાઘડી મ્હોટી થઇ જાય એ હેતુથી આ એકજ ઉદાહરણ બસ થઇ પડશે એમ અમે માનીએ છીએ. આખા નાટકનાં પચીસ ગાયનોમાંથી ભાગ્યેજ ત્રણ ચાર ગાયન વન્સમોર થાય છે; તેમાં પણ વળી ભૈયા અને કાશીની જુગલ જોડીનાં અંગ્રેજી ગાયનો તેમની ફૈંકાફૈંક તથા ઓવર ઍક્ટિંગથી વન્સમોર થાય છે..તે બાદ કરીએ તો બધાં ગાયનોમાં એક બે પણ ભાગ્યેજ પ્રેક્ષકોના મનને અસર કરે છે!

હવે આ નાટકમાં જે જે નટો ભાગ ભજવે છે તે સંબંધી અમે થોડું વિવેચન કરવું પ્રાસંગિક ધારીએ છીએઃ—

રા. બાપુલાલ અને રા. જયશંકર (સુંદરી) એ ગુજર રંગભૂમિના જુનાં જાણીતા અભિનેતાઓ છે. તેમાં પણ અભિનયની કળામાં તો રા. બાપુલાલ કરતાં પણ રા. જયશંકર ઘણા પ્રવીણ છે. પોતાની ભૂમિકાને તાદૃશ્ય સજીવરૂપ આપવામાં તેઓ બિનહરિફ નીવડે તેમ છે તથા એ નટ ગુજરાતી રંગભૂમિનું ગૌરવ છે એમજ અમારે ખરા હ્રદયથી કહેવું જોઇએ.

પ્રાચીન નાટ્ય સાહિત્યની દષ્ટિએ અભિનયના ચાર પ્રકાર છે. (૧) આંગિકાભિનય (૨) વાચિકાભિનય, (૩) આહાર્યાભિનય અને (૪) સાત્વિકાભિનય.

(૧) કેવળ અંગના વિવિધ મરોડથી જે અભિનય કરવામાં આવે છે તેને આંગિકાભિનય કહેવામાં આવે છે. (૨) કેવળ વાણિથી જે અભિનય કરવામાં આવે છે તેને વાચિક અભિનય કહેવામાં આવે છે. (૩) વેશ ભુષણદ્વારા સુપકાઇથી જે અભિનય દર્શાવવામાં આવે તેને આહાર્યાભિનય કહેવામાં આવે છે, અને (૪) સ્તંભ, સ્વેદ, રોમાંચ, કંપ, અશ્રુ વગેરેથી અવસ્થાને અનુસરી જે અભિનય કરવામાં આવે તેને સાત્વિકાભિનય કહેવામાં આવે છે.

અમારે કહેવું જોઇએ કે, રા. જયશંકરે અભિનયના આ ચારે પ્રકારમાં સારી પ્રવીણતા મેળવી છે. જો કે, આહાર્યાભિનયમાં કોઇ કોઇ પ્રસંગે તેઓ સહજ ગોથું ખાઇ જાય છે; પરંતુ તે ક્ષમાપાત્ર લાગે છે.

રા. બાપુલાલ નાયક ગુજરાતી કંપનીના માલિક હોવા ઉપરાંત જુના પ્રસિધ્ધ નટ છે તેથી તેઓ પોતાની ભૂમિકાને દીપાવવા યથાશક્તિ પ્રયત્ન કરે એમાં કાંઇ નવાઇ જેવું નથી. પ્રાણજીવનની ભૂમિકાને તેઓ ઠીક ઇન્સાફ આપે છે; પરંતુ તેમની વાક્યોચ્ચારની ઝડપ ઘણી વખતે રસનો ભંગ કરી કૃત્રિમ વાતાવરણ ઉત્પન્ન કરે છે. વાચિકાભિનય તરફ જો તેઓ વિશેષ લક્ષ્ય આપશે તો તેમનું કામ હજી પણ વધુ વખણાશે.

ભાઇ સુરજરામનું કામ પણ ઠીક ગણી શકાય. રસમંજરીની ભૂમિકાને તેઓ લોકપ્રિય બનાવવા બનતું કરે છે; પરંતુ તેમની અભિનયકળા ખીલવાને હજી અવકાશ છે. રા. જયશંકર જેવાના સહવાસમાં રહી ભવિષ્યમાં તેઓ વધુ સારૂં કામ કરી બતાવે એવી અમે આશા રાખીએ તો તે અસ્થાને નહિ લેખાય.

'કુમળી કળી' કનકાવતીનો કંઠ જો વિશેષ મંજુલ હોત તો સારૂં એમ અમને લાગે છે; છતાં એનું કામ પણ સાધારણ રીતે કાંઇક ઠીક જણાય છે.

ભૈયો અને કાશીની ભૂમિકા ભજવનાર નટો માટે પણ આ સમાલોચનામાં થોડું વિવેચન થઇ ચુક્યું છે; છતાં તેમને ન્યાય આપવાની ખાતર અત્રે અમારે ઉમેરવું જોઇએ કે, એ બન્ને નટોમાં રંગભૂમિને છાજતા ગુણો હોવા છતાં કેવળ ઑવર એક્ટિંગથી અને કેરોલૉજીના ઢંગધડા વગરના શબ્દો વાપરવાથી તેઓ પોતાની ભૂમિકાને સજાવી મારે છે. એક સ્થળે નીચેની લીટીઓ ઉચ્ચારવામાં આવે છે કે,

કૈરાષ્ટ્ર વીર કુમળી કળી વચ્ચે હમારા જંગ હય;
કુમળી કળી છુટી ગઇ, ઉસકા યહી રંગ હય.

આવી હિંદુસ્તાનીની બુધ્ધિ દર્શાવનાર ભાષણકર્તાનાં વચન ઉચ્ચારવાં એ જાણી જોઇ પોતાની મહત્તા ઓછી કરવા જેવું

છે. એક તરફથી 'બે ઘડી મોજ'માં શ્રમદ રા. મણિલાલ પાગલનાં ગુણકીર્તન ગાય અને બીજી તરફથી શ્રમદાનાજ નાટકમાં રા. પાગલના 'સૌરાષ્ટ્ર વીર' ની ઠેકડી કરવામાં આવે! એ શોચનીય પ્રકાર છે. રા. બાપુલાલ પણ આ સંબંધી યોગ્ય વ્યવસ્થા કરશે એમ અમે આશા રાખીએ છીએ.

ટૂંકમાં એટલુંજ કહેવાનું કે, નાટક રચનારે હેતુવાળી વસ્તુ પસંદ કરી તેમાં કંઇક ચમત્કાર અને મધુરતા હોવાની સંભાળ રાખવી જોઇએ; તે સાથે સ્વાભાવિકતા તરફ ખાસ ધ્યાન આપવું જોઇએ. સ્વાભાવિક વસ્તુ વિનાનાં દૃશ્યકાવ્ય લખવાનો પ્રયત્ન વ્યર્થ થઇ પડે છે; કેમકે નાટક વાર્તાની માફક શ્રવ્ય કાવ્ય નથી.

વળી નાટકકારે એવી ચતુરાઇ તથા નિપુણતાથી પાત્રોની વાતચિત ગોઠવવી જોઇએ કે, જે પાત્રનો જેવો સ્વભાવ હોય તેવીજ વાત તેના મુખમાંથી નીકળે. નાટકમાં વાચાળ પાત્રને થોડું બોલનાર, થોડું બોલનારને વાચાળ, મુર્ખ પાત્રમાં વાક્પટુતા અને વિદ્વાન પાત્રમાં મૌનભાવ વિસંગત થઇ પડી ગમે એવી સારી વસ્તુને નિકૃષ્ટ બનાવી દે છે. પાત્રોની વાતચિત ઉપરથીજ પ્રેક્ષકો તેમના સ્વભાવને સમજી શકે એ વિશેષ ઇષ્ટ છે. નાટકમાં વાક્પ્રપંચ મ્હોટો દોષ ગણાય છે. રસ વિશેષથી પ્રેક્ષકોનાં અંતઃકરણને ઉન્નત અગર એક સાથે શોકાતુર કરવાનો વધુ વાગાડંબર કરવાથી નાટકનો ઉદ્દેશ કદાપિ સિધ્ધ થતો નથી. નાટકમાં વાચાળતાના કરતાં મિતભાષિતા અને વિદ્વતાનો વિશેષ આદર થાય છે. પ્રપંચ રૂપે કોઇ ભાવ નાટકમાં બતાવવામાં આવે એ ગૌણ ઉપાય છે; પરંતુ કૌશલપૂર્વક થોડા માર્મિક શબ્દોમાં ઘણો ભાવ દર્શાવવામાં આવે એ મુખ્ય ઉપાય છે.

થોડા શબ્દોમાં વધુ ભાવ સમજાવવો એ નાટ્ય જીવનની મહોષધિ છે. ઉદાહરણ તરીકે ઉત્તર રામ ચરિતમાં મહાત્મા જનક આવી પૂછે છે કે, 'ક્વાસ્તે પ્રજા વત્સલો રામઃ' અને પ્રજા વત્સલ શબ્દ પ્રયોગથી મહારાજ જનકના હૃદયના કેટલા વિકાર દેખાય છે એ વિચારશીલ વાંચકો સમજી શકે તેમ છે. માનવ હૃદયના વાસ્તવિક ભાવો પ્રેક્ષકો સમક્ષ જે આવી રીતે દર્શાવી શકે તેનેજ નાટકકાર કહી શકાય

વળી શકુંતલા સાસરે જાય છે ત્યારે કણ્વ કેવી રીતે ખેદ દર્શાવે છે તે જોઇએઃ—

કણ્વ ( મનમાં વિચાર કરી ) કહે છેઃ-" અહા ! આજે શકુંતલા પતિગૃહે જશે એ વિચારથી હૃદય કેવું ઉત્કંઠિત થાય છે ! અંતરમાં જે ભાષાનો ઉચ્છ્વાસ થયો છે તેથી જીહ્વા જડ બની છે. હાય ! હું વનવાસી તપસ્વી છું છતાં મ્હારૂં હૃદય આવું વ્યાકુળ થાય છે તો પછી કન્યાના વિયોગદુઃખથી બીચારા ગૃહસ્થોની કેવી દશા થતી હશે ? ! "

આ સ્થળે કવિવર કાલિદાસે કુળપતિ કણ્વ ઋષિનું રૂપ ધારણ કરી ઋષિના માનસિક ભાવ યથાર્થ રીતે દર્શાવ્યા છે કે કેમ એ વાંચનાર વિચારી શકશે.

અહીં જો કાલિદાસે કણ્વ ઋષિને છાતી કુટી વિલાપ કરતા આલેખ્યા હોત તો ઋષિને યોગ્ય ધૈર્યની કેવી દશા થાત ?

નાટક રચવામાં શિથિલતાનો દોષ પણ ન થવો જોઇએ. નાયક નાયિકાદ્વારા કોઇ કાર્યની અવતારણા કરી તેને અપૂર્ણ રાખવું અથવા બીજા બનાવો ઉમેરી તેનું મૂળ કાપવું એ નાટ્ય રચનાનો ઉદ્દેશ નથી. એથી નાટ્ય રચના નિષ્ફળ નીવડે છે. કેવળ ઉત્તમ વસ્તુઓ વીણી લઇ-એકઠી કરી તેને ગુંથેલી વસ્તુમાં ઉત્તમ મધ્યમ અને અધમ સ્થળોએ યોગ્યતાનુસાર ગોઠવી લઇ સ્વાભાવિકતા ધ્યાનમાં રાખી આલેખવાથી નાટ્ય રચનામાં સફળતા મેળવી શકાય છે.

નાટક રચવાની ઇચ્છા રાખનારે માનવની વિવિધ પ્રકૃતિનો ઉંડો અભ્યાસ કરવો જોઇએ. એ અભ્યાસ વિવિધ સ્થળોએ ફરવાથી અને વિવિધ માણસોના સમાગમમાં આવવાથી થઇ શકે છે. વિવિધ ગ્રંથોનું વાંચન-પણ નાટકકાર માટે ઉપયોગી છે. અસ્તુ.

છેવટે અમે એક શુભેચ્છા દર્શાવી આ સમાલોચના પૂર્ણ કરીશું કે, 'મુંબાઇ ગુજરાતી નાટક મંડળી'ના માલિક રા. બાપુલાલ ભવિષ્યમાં સારાં ઉચ્ચ આદર્શોવાળાં નાટકો ગુજરાતી પ્રજા સમક્ષ મૂકી તેમને મળતા માનનો વ્યાજબી ઉત્તર આપે. અમને રા. બાપુલાલના વિચારો માટે ઘણું માન છે; નડીઆદમાં તેમના સત્કાર પ્રસંગે તેમણે તથા ભાઇ જયશંકરે કરેલાં વિવેચનો અમારા સ્મરણમાં છે. એ વિવેચનોમાં દર્શાવેલા વિચાર તેઓ આચારમાં મૂકે એ જોવાની અમને જેટલી ઉત્સુકતા છે તેટલી ભાગ્યેજ બીજા કોઇને હશે.

(સંપૂર્ણ)

# "મોજ–મજાહ" નો મુરબ્બો.

## જાહેર ખબર

### સ્ત્રીઓ માટે ઉત્તમ તક

**મોજ-મજાહની પરખમ કંપનીએ બનાવેલો માલ**

મોજ-મજાહના વાંચકોને મફત

ખુબસુરતી આપનારી દવા—નરમાશ.

ખુશબોદાર પોમેટમ—ડહાપણ.

સાડીમાં સંતાડવાની ખુશબો—લાજ.

ગાલપર લગાડવાનો ગુલાબ—પ્રીતિ.

ઉંચુ અત્તર—નેકી.

ઉંચામાં ઉંચુ પોમેટમ—સંતોષ.

ચહેરા પરની કરચલી દૂર કરવાની દવા-ખુશ મિજાજ.

સુગંધિત તપકીર—ઘડપણ.

સુરતી કાંસકી—અહંકાર.

લવંડર—દોસ્તી. (ઝટ ઉડી જાય જાય છે, માટે સીસીને મજબુત બુચ મારી રાખજો.)

ઠંડું કાજળ—વફાદારી.

ટીલડી મારેલું કંકુ—સૌભાગ્ય.

કપુર વેલી પાનમાં ખાવાનો કાથો-સ્નેહનો સાથી.

નાકની નથની—સૂર્ય પ્રકાશમાં બીજો (નયન) કટાક્ષ.

સ્નેહ પાક—હેશાનમંદી

ઠંડીની મોસમનો પાક—મીઠાશ

તાપની મોસમનો પાક—માયા.

પાકીટ—કિફાયત.

એકાંતની દવા—સારાં સારાં પુસ્તકો.

કાંડાનું ઘડિયાળ—હલકટપણું

* * *

ભિખારી—(ગૃહસ્થને.) સાહેબ! ગરીબને કાંઈ બક્ષીસ.

ગૃહસ્થ—શરીર તો આવડું મોટું છે ને ભીખ માગતાં શરમ નથી આવતી?

ભિખારી—મહેરબાન! જરા વિચારીને બોલો.

ગૃહસ્થ—હું ધારું છું કે તું કામ કરવાને પુરતો શક્તિવાન છે.

ભિખારી—હું કહું છું કે વિચારીને બોલો. મહેરબાન! તમારી પાસે હું ભીખ માગું છું. શિખામણ માગતો નથી?

(વાતાવરણ શાંત)

* * *

બે ગૃહસ્થો જમી રહી વાતો કરતા'તા.

૧ લો ગૃહસ્થ—ભાઈ! જરા પેલી પાનની પેટી લોને!

૨ જો ગૃહસ્થ—તમારી હુકમ કરવામાં ભૂલ થાય છે.

૧ લો ગૃહસ્થ—કેવી રીતે? શું ભૂલ થઈ?

૨ જો ગૃહસ્થ—તમારી ભૂલ એ કે તમો મને તમારો નોકર સમજ્યા.

૧ લો ગૃહસ્થ—નહિ. મારી ખરી ભૂલ તો એ થઈ કે હું તમોને એક ગૃહસ્થ સમજ્યો!

* * *

ગૃહસ્થ-(દાક્તરને) સાહેબ! આ દાંત દુખે છે, તેને કાઢી નાખવાની શું ફી લેશો? (બે ત્રણ દાંત બતાવીને)

દાક્તર—દરેક દાંત દીઠ બે રૂપિઆ પડશે!

ગૃહસ્થ—આપ એ કામ સારી રીતે કરી શકો છો?

દાક્તર—એમાં શું શક? દાંત કાઢી નાખવાની દર વર્ષની મારી આવક ઓછામાં ઓછી ૭, સાત હજારની થાય છે.

ગૃહસ્થ—તો ઠીક, મારા દાંત દુખતા નથી. હું તો ઇન્કમ-ટેક્ષ ખાતાનો ઇન્સ્પેક્ટર છું! (દાક્તર ચુપ.)

* * *

જન્માષ્ટમીની ગીરદી હતી.

છોકરો—એ મહેરબાન જરા સંભાળીને ચાલો.

ગૃહસ્થ—કેમ શું છે ભા?

છોકરો—આ તમારી છત્રી જરા બાજુએ લો.

ગૃહસ્થ—કારણ?

છોકરો—હું તમારી પાછળ ચાલું છું ત્યારે એ મને ભોંકાય છે.

ગૃહસ્થ—ભા, તારી ભૂલ થાય છે.

છોકરો—શાની?

ગૃહસ્થ—મારી છત્રી તને નથી ભોંકાતી.

છોકરો—ત્યારે શું હું જુઠું બોલું છું?

ગૃહસ્થ—બેશક!

છોકરો—તમો તો મહેરબાન પાગલ છો.

ગૃહસ્થ—માઠું ન ખાને ભા,-આ છત્રી તને ભોંકાઈ હશે પણ તે તો મારા ભાઈની છે.

* * *

મા—(છોકરાને) કેમ મનુ! નિશાળે જતો નથી?

મનુ—મા, મારા માસ્તરનો હાથ ભારી છે.

* * *

મનુનો દોસ્ત—(મનુને) કેમ મનુ! આજે કેમ રોતો છોકરો તારો છે?

મનુ—કંઈ નહિ યાર, એ તો મારી માની રાતી આંખ ને માસ્તરનો ભારી હાથનો વિચાર જ્યારે મને થઈ આવે છે, ત્યારે જરાક પેટું થાય છે.

વ્યાસ વિનોદી.

# સીનેમાના સમાચાર

લખનાર રા.—ચિત્રપટ.

**નવી ફિલ્મો—**

પાણીમાં આગ યાને નીતિ વિજય—રોયલ આર્ટ સ્ટુડીયો. લેખક રા. શીવકૃષ્ણકર ભટ્ટ, ડાયરેક્ટર મી. મુઝુમદાર, ફોટોગ્રાફરનું નામ નથી.

વસ્તુ—રાજખટપટમાં નીતિ-અનીતિને લાવી જાદુઇ વસ્તુને ગુંથી કરવામાં આવી છે. વસ્તુની ગુંથણી જેવી જોઇએ તેવી થઇ લાગતી નથી.

ફોટોગ્રાફી—અતિ રીફ્લેક્ટરોથી માણસની હીલચાલ શીવાય કશું દેખાતું નથી. કેટલેક ઠેકાણે સારી છે. ટ્રીક સીનો જેવા જોઇએ તેવા નથી.

અભિનય—મીસ ઝીલ્લુ અને જેનું હમેશ પ્રમાણે-પુતળીનું કામ-કાજ ઠીક.

મી. મુઝુમદારે આ પહેલું ચિત્રપટ ડાયરેક્ટ કર્યું છે. ક્યાંક ક્યાંક છબરડો છે પણ અતિ ખંતથી તેઓ આગળ સારું કામ કરશે.

દોરંગી દુનિયા—પાયોનિયર ફિલ્મ કું. યોજક મી. પાટણકર.

વસ્તુ-મૂળ વસ્તુ કર્મયોગ નામની સ્વ. લોકમાન્ય ટીલકના કેટલાક પ્રસંગો સાથે ઉતારવામાં આવી હતી. તેને માટે પુના ખાતે લોકમાન્યના મકાનનાં ચિત્રો પણ લીધાં હતાં પણ મૂળ વસ્તુ સેન્સરના સપાટામાં આવી ગઇ અને ઉપલા પ્રસંગો કાઢી નાખવા પડ્યા. ત્યાર બાદ બાકી રહેલ વસ્તુમાં સુધારો વધારો કરી અન્તે નામ ફેરવી દોરંગી દુનિયા મી. પાટણકરે બહાર કાઢી છે. વસ્તુ સામાજિક અને બોધદાયક બનાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. ફોટોગ્રાફી અને અભિનય સાધારણ.

**નવીન ખબરો**

કોહીનુર—પૃથ્વી પુત્ર હજી સુધી હેલ્લા વરસાદથી પૂર્ણ થયો લાગતો નથી. આશા રખાતી હતી કે, શનિવારે પણ ટ્રાયલ આપી આ ચીત્રપટ પ્રમ્પીરીયલમાં લગાડવું, પણ પ્રેસમાં જતાં સુધી ખબર મળી છે કે તૈયાર થઇ શકયો નથી.

કૃષ્ણ ફિલ્મ કું.—ખુબસુરત બલાનું કામ ઝડપથી ચાલે છે, હાલ મી. કાનજીભાઇ રાઠોડ તથા મી. ચતુરભાઇ પટેલની જોડી કામ કરી રહી છે. જ્યારે મી. સુહાર રજાપરથી આવી ગયા છે. મી. મહેતા રજા ઉપર છે.

શારદા ફિલ્મ કું.—દીલારામનું કામ ચાલુ છે. સાંભળવા પ્રમાણે આવતી તારીખ પહેલીથી કંઇક ફેરફાર થશે. સેટીંગ ઉપર નવીન માણસો આવશે. આઇડિયલ પીકચર કોરપોરેશન ની ભુજબળથી ભાગ્યપરિક્ષા હવે પૂર્ણ થઇ છે. સાંભળવા પ્રમાણે કંપનીના મેનેજર મી. ધનજીભાઇ છુટા થાય તેવી વકી રખાય છે.



ઇમ્પીરીયલ ફિલ્મ કું.—મી. ભવનાનીએ આમાશા ગયા સોમવારે શરૂ કરી છે, અને પ્યારી મમતા તથા આમાશાના આઉટડોર દેવગઢ બારીયામાં લેવાશે. સાથે ત્રીજા ચિત્રપટનું મુહૂર્ત પણ ત્યાંજ થશે અને અત્રે આવીને ઇન્ડોર પૂર્ણ કરશે. સંભળાય છે કે, મી. હમેની એકાદ વસ્તુની પસંદગી મી. ભવનાની કરશે. ચાલુ કામકાજ જોતાં આ કંપનીનું ભવિષ્ય ઉજ્જ્વળ જણાય છે.

પાયોનિયર ફિલ્મ કું.—કચ્ચ દેવયાની લગભગ પૂર્ણ થઇ ગઇ છે, અને કર્મયોગમાંથી કાપેલા સીનો સાથે કાંઇ નવીન વસ્તુ જોઇન્ટ કરી નવીન પીકચર પુરું કરશે.

સુદર્શન-દુર્ગેશ નન્દિનીના આઉટડોર માટે કંપની આજે વલ્લઇ ઉપડી ગઇ છે.

મદ્રાસ—મદ્રાસની ઇન્ડીયન ફિલ્મ કંપનીના માલેક પોતાની તૈયાર કરેલી બે ફિલ્મોને લઇ અત્રે આવ્યા છે.

માદન—જાણીતા શાહ સોદાગર મેસર્સ માદન કંપનીવાળા મી. રૂસ્તમજી રોટીવાળા મુંબઇમાં આવી પહોંચ્યા છે. સંભળાય છે કે, માદન કું. તરફથી એકાદ સારું થિયેટર લેવાની ખટપટ ચાલી રહી છે.

ધી ઇન્ડીયન સીનેમા આર્ટસ—કલકત્તાના ફોટો પ્લેમાં જાહેર કરવામાં આવ્યું છે કે કલકત્તામાં એક મોટી ફિલ્મ કંપની ઉભી કરવામાં આવે છે અને તેનું નામ ધી ઇન્ડીયન

સીનેમા આર્ટસ રાખવામાં આવ્યું છે. તેના ડાયરેક્ટર તરીકે મી. જયગોપાળ પીલાઇને નેમવામાં આવ્યા છે.

ક્રેસન્ટ ફિલ્મ સોસાયટી—પંજાબમાં મી. આર. એલ. શોરી પંજાબ ગવર્નમેન્ટની મદદથી કેળવણી તથા જાહેર બનાવોને લગતી ફિલ્મ બહાર કાઢે છે અને હવેથી ઉર્દુના પ્રખ્યાત લેખક મી. મકબુલની લખેલી એક હિન્દી પ્રેમ કથાની ફિલ્મ પાડવામાં રોકાયા છે. આ ફિલ્મ, ક્રેસન્ટ ફિલ્મ સોસાયટી રીલીઝ કરશે.

હિંદી ફિલ્મ ઉદ્યોગને ફટકો—જાણીતા બંગાળી લેખક મી. નીરંજનપાલ ઇંગ્લંડમાં એક મોટી સીન્ડીકેટ કરી રહ્યાના એવા અઠવાડીયામાં સમાચાર આવ્યા છે. હિન્દી નરેશોની કીમતી મદદથી હિન્દુસ્તાનમાં લગભગ ૩૦૦ સીનેમાઓ ખોલી તેને માટે બ્રીટીશ એમ્પાયરમાં બનતી ફિલ્મોની સપ્લાય કરવાનું હિંદના મહારાજાઓને સુઝયું છે ! ગરીબ પ્રજાના પૈસા હિંદના ફિલ્મ ઉદ્યોગમાં રોકવાને બદલે ગોરાઓને મળે અને હિંદના કારીગરો નાણાંની જરૂરતને લીધે અટવાયા કરે એ ખેદજનક છે. છેલ્લા સમાચાર એવા આવ્યા છે કે, પતિયાલાના મહારાજાએ ઉપરોક્ત બાબતમાં પોતાના તરફથી મદદ આપવાનો ઇનકાર કર્યો છે, આ સાહસ માટે અમારા કેટલાક વિચારો અને તેની સાથે અત્રેની આ ઉદ્યોગની સ્થીતિ સરખાવતો એક કીમતી લેખ અમારા આવતા અંકમાં આપીશું.

દેશી ફિલ્મોમાં હિન્દી નાચ—એક ગૃહસ્થનો કડુ અનુભવ

કુમારી સુરજુ, સરલા અને ઇન્દુનો "બર્ડી-પિકચર હાઉસ"માં જે દિવસે નાચ અને ગાયન થયાં તે દિવસે અનેક 'સુશિક્ષિત' કહેવરાવતા માણસોએ પણ "હોળીના ફાગ" બોલી સ્ત્રી પ્રેક્ષકોની મશ્કરી કરી હતી. મશ્કરીની હદ એટલે સુધી પહોંચી કે, કેટલીક ગૃહસ્થ કુટુંબની સ્ત્રીઓને પિકચર હાઉસ છોડીને ચાલ્યા જવું પડ્યું હતું. ગૃહસ્થી અને સુશિક્ષિત કહેવરાવનારા પુરુષોએ શિષ્ટ પણે વર્તવું જરૂરનું છે. સુશિક્ષિત પુરુષો હવે પછી આવું હલકટપણાનું પ્રદર્શન નહિ કરતાં આપણી બહેનોની આબરૂ અને માન માટે કાળજી રાખશે એવી આશા છે.

મહારાષ્ટ્ર તા. ૧૨-૯-૨૧ શ. વિ. મોઘે.

ચર્ચાપત્રીને ખબર—દેશી નાચ વિષેનું આપનું ચર્ચાપત્ર મળ્યું આવતા અંકમાં.



# બાપુ એ ન શોભે

લેખક—રા. કૃષ્ણકુમાર

(લગભગ બે વર્ષ પર સિનેમા એક્ષપર્ટ રા. કૃષ્ણકુમારની કલમથી સોનેરી શિખામણ રૂપ લખાયેલો લેખ આજે પણ તુલનાત્મક દૃષ્ટિએ વિચારણીય હોવાથી શોકીન વાંચકોની સેવામાં અમો રજુ કરીએ છીએ.)

## દેશી ફીલમો બનાવનારને—

ભલે વીદેશી ફીલમોમાં દીલ ધડકાવનારા, કકડધસ કરરર બુસ કે કરરર ફુસ સીનો જોયા હોય, પ્યારના પીકચરોમાં ચુંબન મીમાંસા જોઇ હોય કે લુંટફાટ ખુનામરકીના સીનો જોયા હોય પણ અમારી આર્ય સંસ્કૃતી તમોને સાફ સાફ ના કહે છે કે અમોને તેવી વાનર નકલ જોતી નથી. કારણ ? કારણ કેટલાં કહીએ. જુઓ, વીદેશી ફીલમોથી લોકો પીસ્તોલને મોટરથી ચોરી કરતાં શીખ્યા તેના દાખલા પેપરોથી સેંકડો મળી આવશે. સુધરેલી ચુંબન મીમાંસાનું અનુકરણ કરવું તે અમારી આર્ય સંસ્કૃતીથી ઉલટુ બનાવી પ્રેક્ષકોની સામે મુકવુ તેવું હવે બાપુ એ ન શોભે.

ભલે વીદેશની તેવી માન્યતા હોય કે ચાલ હોય પણ અહીં અમારા ભારતપુત્રો પોતાના કુટુંબ સાથે માતા ભગીની પુત્ર પુત્રી સાથે જોવા આવે છે તે એવા નાલાયક નીર્લજ દેખાવો જોઇ કેટલાક કપી ઉઠે છે ને ફરીથી દેશી ફીલમો જોવાનું પણ કેટલાક કુટુંબોએ એટલા ઉપરથી બંધ કર્યું છે. જે અમારા હીંદી સીનેમા હુન્નરને જબરા ફટકા સમાન છે માટે બાપુ એ ન શોભે.

આમ સાથે બાથ ભીડવા જેવુ કરવું તે રીત પસંદ કરવા યોગ્ય નથી. પોતાની ગુંજાશ ન હોય વા કુશળ કારીગરો ન હોય અગર પોતાની શકતી ન હોય તો બહેતર છે કે ઇતીહાસીક ફીલમો અગર વીદેશી નામની કાઢી અમારા ઇતીહાસનું ખુન કરવું અગર વીદેશી ફીલમોમાંથી સીનો કાપી લઇ દેશી ફીલમોમાં ચોંટડી દઇ પ્રેક્ષકોને ઠગી પોતે લોકોની નજરમાં હલકા કરવું પડે તેવું બાપુ એ ન શોભે.

માટે જ્યાં સુધી તલવાર કટાયલી હોય ત્યાં સુધી મ્યાનમાંજ રાખવી એમાં આપણું લુણ છે.

અત્યારે તો દેશી ફીલમો બનાવનારા માટે આટલુંજ બસ છે વળી ફરીથી કોઇ દીવસે વાત. (સુવી, ઓગષ્ટ ૧૯૨૪)

# ખૂબસૂરતીનું ખપ્પર

યાને

## ચાલુ જમાનાની ચુડેલ !

( ડિટેક્ટિવ નવલકથા )

લખનારઃ—શ. ગુપ્તદૂત

---

### પ્રકરણ ૧૬ મું.

—:o—

#### પૂરાવાની પંચાત

"હવે તો ઘણો કંટાળો આવ્યો છે. હવે મૃત્યુ થાય એજ ઉત્તમ છે. આવી નોકરીમાં આટલું બધુ દુઃખ વેઠી શકતું નથી." આમ કહી ખાનસાહેબે તકીઆને અઢેલી નોકરને હુક્કો લઇ આવવાની આજ્ઞા કરી

નોકર હુક્કો લઇ આવ્યો એટલે ખાનસાહેબે તેને કહ્યું, "મુનશીને બોલાવી લાવ."

ખાનસાહેબનો કારકુન મુનશીના નામથી ઓળખાતો હતો. તે એક રીતે જોતા જતાં ખાનસાહેબનો પ્રાઇવેટ સેક્રેટરી હતો. તેને ખાનસાહેબના અનુચર કે વાહનની ઉપમાં આપવામાં પણ હરકત જેવું નહોતું.

આંખો મીંચી ખાનસાહેબ હુક્કો ગગડાવવા લાગ્યા. મુનશીએ એ ગૃહમાં પ્રવેશ કર્યો તો પણ તેમની આંખો ઉઘડી નહિ. ના છૂટકે મુનશીએ પૂછ્યું, "હજુરે મ્હને બોલાવ્યો છે કે ?"

"હા ભાઇ, હા." આમ કહી ખાનસાહેબે ટટાર બેસી પૂછ્યું, "એ છોકરાઓ શું કહે છે ?"

"આપ કયા વિષયની વાત કરો છો ?"

મુનશીને સરળ ઉત્તર આપવાને બદલે 'ગધેડા-મુરખા' વગેરે અલંકારોથી વિભુષિત કરી ખાનસાહેબે કહ્યું, "પેલા ખૂનના કાગળોનું બંડલ લઇ આવ."

"બન્ને બંડલો લઇ આવું કે ?"

"હા, સહુનું એવું કહેવું છે કે, એ બન્ને ખૂન કરનારી એકજ ટોળી છે"

મુનશી બન્ને બંડલ લઇ આવ્યો. એક બંડલ ઉપર મ્હોટા અક્ષરોથી લખેલું હતું કે, 'ટ્રામગાડીમાં ખૂન—'

બીજા બંડલ ઉપર લખ્યું હતું કે, 'રેલ્વે ટ્રેઇનમાં ખૂન—ગભરાટ"

ખાન સાહેબે મુછને વળ દેતાં દેતાં કહ્યું, "પહેલા ખૂનનો પત્તો લાગ્યો છે. જો સાહેબમાં અક્કલ હોત તો આટલા દિવસમાં ખૂનીને હું જરૂર પકડત. વળી હમણાં જે પુરાવો મળી આવ્યો છે તે જોઇ સાહેબ પોતાની ભૂલ સમજી શકશે. હવે વૉરંટ કાઢી આપ્યા સિવાય તેમનો છુટકો નથી"

મુનશીએ ચિંતાતુર ભાવથી કહ્યું, "હજુરથી ન બની શકે એવું એક પણ કામ આપણી આલમમાં નથી. જે માણસે ટ્રામમાં ખૂન કર્યું છે તેણેજ ટ્રેઇનમાં ખૂન કર્યું છે કે ?"

ખાનસાહેબે ખુરશી ઉપરથી ઉઠી કહ્યું, "હું ત્હારા જેવો ગધેડો નથી વળી થાણા અને નાશિકની પોલિસ જેવો હું કાંઇ મુરખો નથી."

"ત્યારે——"

"ચુપ રહે, હું કહું તે હકીકત વાંચ."

મુનશીએ ઝડી જઇ કાગળોનું બંડલ ખોલ્યું ખાનસાહેબે

# છુપી પોલીસની નોંધપોથી

## લોહાણા સ્ત્રીનું ખુન.

પોરબંદરના પ્રખ્યાત પત્થરના સોદાગર શેઠ નાનજી વીરજીની પુત્રી રાત્રે પિતાને ઘેર પોતાના ઓરડામાં ઉંઘતી હતી. હજી તો મળસ્કુંયે ન્હોતું થયું, ત્યાં તેનો પતિ પથારીમાંથી ઉભો થયો. અને હાથમાં પહાણી છરો લઇ ભર ઉંઘમાં સુતેલી પત્ની ઉપર દોડયો. છરો સ્ત્રીના ગળામાં હુલાવ્યો. સ્ત્રી ચીસ પાડીને જાગી ઉઠી, તોયે એના એ છરા વતી પુરૂષે સ્ત્રીના પેટ ઉપર ઘા કરી તેનાં આંતરડાં બહાર કાઢી નાંખ્યાં. સ્ત્રીના મ્હોંમાંથી વેદનાની ચીસો ઉપર ચીસો છુટવા માંડી.

બહાર ભુમરાણ થયું. ઓરડાના બંધ બારણાં ઉઘાડવા હાકલો થઇ ખુની પતિ તો બારણું શાનું જ ઉઘાડે ! પોતાનાં આંતરડાંનો ઢગલો એક હાથે પેટ સાથે દબાવી, લોહી નીતરતી બાઇ દરવાજો ઉઘાડવા દોડી. પતિએ ફરીવાર બાઇના પડખામાં અને માથામાં ત્રણ જખમ કર્યાં તોયે બાઇએ દરવાજો તો ઉઘાડયો પણ દરવાજો ઉઘાડીને દરવાજા વચ્ચે જ તે ઢગલો થઇ પડી. બીજી તરફથી બાઇના મોટા ભાઇને જોઇને જોઇ, ખુની પતિને તેના કૃત્યનું ભાન આવ્યું . તેણે પણ પોતાના પેટમાં છરો ભોંકયો અને ઘરની વચ્ચોવચ્ચ પડયો. આ વખતે સુર્યોદય થઇ ગયો હતો.

ડાકતરી અને પોલીસની મદદ માટે માણસો દોડયા. પોરબંદર રાજ્યના મોટા ડાકટરને બોલાવવા તેમને બંગલે જતાં પાટાવાળા મારફત જવાબ મળ્યો કે, 'મારી તબીયત સારી નથી.' યુરોપીય પધ્ધતિથી રહેતા આ ડાકટર, જેમને મળવા કરતાં રાજ્યના મહારાણીશ્રીને મળવું વધુ સ્હેલું છે તેમના આવા બેદરકાર જવાબથી હતાશ બની માણસ બીજા ડાકટર પાસે પહોંચ્યો. બીજા ડાકટર આવ્યા. ઝખમોમાંથી લોહીની નીકો વહેતી હતી. બાઇની ઘડીઓ ગણાતી હતી. બીજા ડાકટરે બાઇને થયેલી અસાધારણ ઇજા જોઇ, ફરીથી મોટા ડાકટર પાસે દોટ મૂકી. ત્રણ કલાકના તારફાટ પછી આખરે આશરે નવ વાગે મરણના શ્વાસ ખુંચતી આ બાઇને તબીબી મદદ પહોંચી.

બીજી તરફથી પોલીસ આવી પહોંચી, છેવટે પંચ અને માજીસ્ટ્રેટ પાસે બાઇએ, સખ્ત વેદના છતાં અત્યંત શાન્તિથી જુબાની લખાવી. તેમાંથી બાઇના પતિએ કરેલા ખુની હુમલાનો મર્મ સમજાય છે.

'મારો પતિ મને પાંચ વરસ થયાં મારકુટ કરતો. તેને એમ ખાત્રી પડી કે આમ કરવાથી મારો બાપ નાણું આપશે. આવી રીતે તેણે મને મારી મારીને મારા બાપ પાસેથી ત્રણથી ચાર હજાર રૂપિયા કઢાવેલા અને એ તમામ જુગારમાં ગુમાવેલા. છેલ્લી વખત મારા બાપે રૂ. ૭૫ આપી તેને કલકત્તા મોકલેલા ત્યાંથી યે રખડી તે હજી પાંચ દિવસ પહેલાં જ પાછા આવ્યા ત્યારે મારા પિતાએ તેને ઘરમાં ન રાખવા ખુબ કહ્યું છતાં મેં તેમને મારી પાસે રાખ્યા, તેનું આ પરિણામ આવ્યું'. બાઇને ટાંકા કરી, ઘેનની દવા સુંઘાડી ડાકટરો અગીઆર વાગે પાછા ગયા.

બપોરના એક વાગ્યે બાઇનું ઘેન ઉતરી ગયું તેણે આખા કુટુમ્બને પાસે બોલાવી પોતાનો અંતઃકાળ આવી પહોંચ્યાની સૌને જાણ કરી. અને આ છેલ્લી ઘડીઓ ચાલતી હોવાથી, તેણે તેનું મન ખુબ જ ધીરથી ખાલી કરવા માંડયું. પિતાની મરજી વિરૂધ્ધ તેણે, કલકત્તાથી પાછા ફરેલા પોતાના પતિને પિયરના ઘરમાં શા માટે આશ્રય દીધો એ રહસ્ય પણ બાઇએ આ વખતે આખા કુટુમ્બ સમક્ષ રજુ કરી દીધું. તેનો પતિ કલકત્તાથી પાછા ફર્યા પછી પૈસા જ માગ્યા કરતો હતો. પૈસા ન મળે તો બાઇના પિતાનું અને તેના નાના ભાઇઓનું ખુન કરવાની ધમકીઓ આપતો હતો. આથી બાપને અને બાંધવોને બચાવવા પોતાનું જ બળીદાન દેવા બાઇએ નિશ્ચય કર્યો. 'અને પરિણામે બુધવારે આખી રાત સુધી, એમની ગાળો સાંખી સવારને પહોર હું જંપી, ત્યાં તો તેમનો છરો મારા માથામાં પડયો હું નહીં બચું. પણ એમને કોઇ ન સતાવશો. મારા ધણીને કોઇ હેરાન ન કરશો.' એવી પોલિસ પ્રત્યે પણ આજીજીઓ ઉચ્ચારતી એ બાઇના ગુંગળાતા અવાજમાં ડુસકા સંભળાયા. અને ત્યાં તો તેની આંખો મીંચાઇ અને શરીર ટાઢું પડી ગયું. ગુરૂવારે બપોરના પોણાબે વાગ્યે, તેનો જીવ ઉડી ગયો.

બાઇના મૃત્યુ પછી પોલીસ પાછી આવી. તેણે પંચનામાં તપાસ્યાં. બીજી તરફથી બાઇને, કંઇ કનડગત વગર અંતીમ ક્રિયા કરવા માટે ડાકતરની પરવાનગી મંગાવવામાં આવી. 'પોસ્ટ મોર્ટમ' કર્યા વિના બાઇને અગ્નિદાહ કરવાની પરવાનગી તો સાંજના પાંચે મળી ગઇ. દરમ્યાન પોલીસની વિધિ તો ચાલુ જ હતી. બાઇનું મૃત્યુ કરપીણ ઝખમોમાંથી નીપજ્યું છે એ પ્રકારનાં લખાણ પણ તેણે તૈયાર કર્યાં. છતાં છેલ્લી ઘડીએ, કોણ જાણે ક્યા કારણે, પોલીસે બાઇના શબનું પોસ્ટ મોર્ટમ કરવાની હઠ લીધી. ડાકટરી મંજુરી પણ લક્ષમાં લેવાની ના પાડી. બાઇનું મુડદું રોકાયું. બાઇના કુટુંબીઓની હાલત અતીશય દયાજનક થઇ પડી. ચાર ચાર કલાકથી મૃતદેહનું અપમાન થતું જોઇ, આખી લુહાણા ગ્નાતિ છંછેડાઇ ઉઠી. ગ્નાતિના અગ્રેસરો ઉઘાડે માથે ધા નાખતા દિવાન સાહેબ પાસે દોડયા. દિવાન સાહેબ સાંજના ૬।। વાગે પોતાને બંગલે ન હોવાથી, તેઓ હજુર ઓફિસે ગયા. દિવાન સાહેબે, બધી વાત સાંભળી, એકદમ પરવાનગી લખી આપી. સ્મશાને પહોંચ્યું બાઇના દેહને અગ્નિસંસ્કાર થયો. શુક્રવારની સવારે તેના દેહની ભસ્મ દરિયામાં ટાઢી કરવામાં આવી અને દેહદહનના સ્થળની ધરતી જ માત્ર થોડી ધગતી રહી. આમ, આ હૃદયવિદારક કહાણી ઉપર કાળનો પડદો પડયો. (સૌરાષ્ટ્ર)

# ભુલ કરવી!! પરીણામ ભોગવવું!!

પછી પસ્તાવાથી શું ફાયદો ?!—

રાજા આયને પોતાની શકમંદ બૈરીની જીવતાં કબર કરવા નિશ્ચય કર્યો—કારણ—વ્હેમ!!

એક અંગ્રેજ બચ્ચાને વાઘોના ટોળામાં છોડી દીધો—તો શું થાય??

બીજી પણ પ્રપંચ અને બાજી રમવામાં ખામી ન રાખી—પણ—પાછળથી પરીણામ—

**એક સાધુની મદદ હતી ત્યાં સુધી ફાવ્યો**

અનીતિ આદરતાં સાધુએ સત્તા ખેંચી લીધી—

આ બધી રસિક બાબતો જાણવા જુવો—

**માદન થીએટર્સ લીમીટેડની**




**તસ્વીરે હિન્દ**

જે ખાસ મોટા ખર્ચે માદન કંપનીએ ઉતરાવેલી છે

આ ફીલમની એક એક સીનેરીજ ફકત જુવો તો તમારા પૈસા વસુલ છે—

પણ વાર્તા તો નફામાં જાય છે—જરૂર જુવો

## સીનેમા મેજેસ્ટીક ગીરગામ મુંબઈ ૪.

---

આવે છે   આવે છે   આવે છે

## દુર્ગેશ નન્દિની

એક અજબ ઐતિહાસિક રસિક વસ્તુ